

# शक २ जो

## समास १ लो — मूर्खलक्षण.



હે ગજાનન! એકદંત, ત્રિનયન, આપને હું નમસ્કાર કરૂં છું. આપ ભક્તજનોના પ્રત્યે કૃપાદૃષ્ટિથી જુઓ. હે વેદમાતા! બ્રહ્મસુતા શ્રીશારદા, આપ કૃપાળુ છો તે મારા અંતરમાં સ્ફૂર્તિરૂપે વાસ કરો. શ્રીસદ્‌ગુરુચરણને વંદન કરીને તથા ભગવાન રામચંદ્રનું સ્મરણ કરીને, જાણીને ત્યાગ કરવાને માટે મૂર્ખનાં લક્ષણો કહું છું. મૂર્ખના બે પ્રકાર છે. એક સામાન્ય મૂર્ખ અને એક વેદિયા ઢોરજેવા વિશેષ મૂર્ખ. આ બે પ્રકારનાં મૂર્ખોનાં લક્ષણો જાણવાને માટે શ્રોતાઓએ આદરપૂર્વક વિવેક કરવો જોઇએ. વેદિયા ઢોરજેવાં મૂર્ખનાં લક્ષણો હવે પછીના સમાસમાં કહેવાશે, તે વિચક્ષણ શ્રોતાઓએ સાવધાન થઇને તે સમયે સાંભળવાં. હવે અત્યારે સામાન્ય મૂર્ખનાં લક્ષણોનો વિચાર કરતાં તે પારવગરનાં છે; પરંતુ કેટલાંક લક્ષણો દત્તચિત્ત થઇને સાંભળો. જેઓ સંસારી જનો છે અને જેઓને આત્મજ્ઞાન નથી તથા જેઓ કેવળ અજ્ઞાની છે તેઓનાં લક્ષણો સાંભળો. જેના ઉદરમાં આવીને જન્મ લીધો તેની સાથે જે વિરોધ કરે અને અંતઃકરણથી સ્ત્રીનેજ વહાલી ગણે તે મૂર્ખ છે. પોતાના આખા કુટુંબનો ત્યાગ કરીને જે પોતાનું જીવન કેવળ સ્ત્રીને આધીન કરી દે અને મનની ગુપ્ત વાત જે માત્ર સ્ત્રીનેજ કહે તે મૂર્ખ છે. જે પરસ્ત્રી પ્રત્યે પ્રેમ રાખે, જે સસરાને ઘેર જઇને વસે, જે કુલહીન કન્યા સાથે લગ્ન કરે તે મૂર્ખ છે. જે સમર્થપુરુષોની સાથે અહંકાર કરે તથા

પોતાને સમર્થ પુરૂષોનો બરોબરીઓ માને અને સામર્થ્યવિનાની સત્તા ચલાવવા મથે તે મૂર્ખ છે. જે આત્મસ્તુતિ કરે, સ્વદેશમાં વસીને જે વિપત્તિ સહન કરે અને પોતાના પૂર્વજોની કીર્તિનાં જે વ્યર્થ વખાણજ કર્યા કરે તે મૂર્ખ છે. કારણવિના જે હાસ્ય કરે, કહેવા છતાં વિવેકવાળો ન થાય અને જે ઘણાઓનો વેરી હોય તે મૂર્ખ છે. પોતાનાં હોય તેમને અળગાં કરીને જે પારકાની સાથે સ્નેહ કરે અને જે રાત્રિના સમયમાં પારકી નિંદા કરે તે મૂર્ખ છે. જે ઘણા લોકો જાગતા હોય તેમાં નિદ્રાવશ થાય અને જે પારકે ઘેર બહુ ભોજન કરે તે મૂર્ખ છે. માન તથા અપમાનને જે પોતેજ જાહેર કરે અને જે સપ્ત વ્યસન એટલે જુગાર, વેશ્યાગમન, ચોરી, ચાડી, પરસ્ત્રીગમન, લઘુપક્ષીક્રીડા તથા કિન્નરીગાયનમાં આસક્ત હોય તે મૂર્ખ છે. જે પારકાની આશા રાખીને આળસુ બની પ્રયત્નનો ત્યાગ કરે તથા આળસ રાખવામાં જે આનંદ માને તે મૂર્ખ છે. ઘરમાં જે વિવેક કરે અને સભામાં જાય ત્યારે જે શરમાઇ જાય, જે બોલતી વખતે ગભરાઈ જાય, અચકાય અને જેને સભાક્ષોભ થાય તે મૂર્ખ છે. પોતાનાથી શ્રેષ્ઠ જનોની સાથે અત્યંત નિકટ સંબંધ રાખવામાં તથા તેઓના ઉપદેશ પ્રમાણે વર્તવામાં જે અણગમો ધરાવે તે મૂર્ખ છે. જે પોતાનું ન સાંભળે તેને શીખવવાનો પ્રયત્ન કરે અને વડીલજનોની આગળ જે ડહાપણ દેખાડે, તથા જે શ્રેષ્ઠ આર્ય-પુરૂષોને છેતરીને ફસાવે તે મૂર્ખ છે. વિષય ભોગવવામાં જે કેવળ નિર્લજ્જ બની જાય અને મર્યાદા મૂકીને જે સ્વચ્છંદે વર્તે તે મૂર્ખ છે. રોગ થયા છતાં જે ઓષધનું સેવન ન કરે, વળી પથ્ય પણ પાળે નહિ, અને જે અનાયાસે મળતી વસ્તુનો સ્વીકાર કરતો નથી તે મૂર્ખ છે. સથવારાવિના જે પરદેશમાં પ્રવાસ કરે, ઓળખાણવગરના લોકોનો જે સમાગમ કરે અને જે મોટા પૂરની અંદર કૂદી પડે તે મૂર્ખ છે. જ્યાં પોતાને માન મળતું હોય ત્યાં વારંવાર જાય અને જે માન કે અભિમાનનું રક્ષણ ન કરે તે મૂર્ખ છે. પોતાનો સેવક લક્ષ્મીવાન અર્થાત્ શ્રીમંત થયા પછી જે તેને આધીન થઈ રહે તથા જે હંમેશાં મનનો મેલો હોય તે મૂર્ખ છે. કારણનો વિચાર કર્યા વિના તથા અપરાધવિના જે દંડ કરે, તથા જે નાનીસરખી બાબતમાં પણ કૃપણ–કંજુસ થાય તે મૂર્ખ

છે. જે દેવતાઓ તથા પિતૃઓને ન માને, શક્તિવિના જે બકવાદ કરે, અને બોલબોલ કર્યા જ કરે તે મૂર્ખ છે. જે ઘરનાં માણસો ઉપર ક્રોધ કર્યા કરે અને બહારનાં માણસો આગળ જે "ગરીબ-બિચારો" બને, આવો જે ઘેલો તથા મૂઢ હોય તે મૂર્ખ છે. નીચ જાતિવાળાની જે મૈત્રી કરે, પારકી સ્ત્રીની સાથે જે એકાંત સેવે, માર્ગમાં ચાલતી વખતે જે કાંઇક પણ ખાતો જાય તે મૂર્ખ છે. પોતે પરોપકાર કરી જાણે નહિ, ઉપકાર કરનાર ઉપર જે અપકાર કરે, જે થોડું કરીને વધુ કહી દેખાડે તે મૂર્ખ છે. જે આકળા સ્વભાવનો, વધુ ખાનારો, આળસુ, મલીન તથા કુટીલમનનો હોય અને જે શ્રીરજવગરનો હોય અથવા હિંમતવિનાનો હોય તે મૂર્ખ છે જેની પાસે વિદ્યા, વૈભવ, ધન, પુરૂષાર્થ, સામર્થ્ય, માન ઇત્યાદિ કશુંજ ન હોય છતાં જે મનમાં અભિમાન રાખી ફૂલાય તે મૂર્ખ છે. જે ક્ષુદ્ર, જુઠ્ઠો, લુચ્ચો, ગરજવિનાનો, કહેવા છતાં જે શરમાય નહિ એવો, ઉદ્ધત અને જે ઘણી નિંદ્રા લેનારો હોય તે મૂર્ખ છે. જે ઊંચા સ્થાન ઉપર જઇને વસ્ત્ર પહેરે, જે ચોટામાં જઇને બેસે, જે સર્વદા નગ્ન રહે તે મૂર્ખ છે. જેના દાંત, આંખો, નાક, હાથ, કપડાં અને પગ હંમેશાં મેલાં રહેતાં હોય તે મૂર્ખ છે. જે વૈધૃતિ, વ્યતીપાત આદિ કુમુ-હૂર્તોમાં પ્રવાસ કરે તથા અપશુકનથી જે પોતાને નુકસાન કરી લે તે મૂર્ખ છે. ક્રોધથી, અપમાનથી તથા કુબુદ્ધિથી જે આત્મહત્યા કરે, તથા જે દૃઢબુદ્ધિનો ન હોય તે મૂર્ખ છે. જે સ્વજનોને કડવાં વચનો કહી ખેદ પમાડે અને એક પણ મીઠો શબ્દ ન કહે, તથા જે નીચ લોકોને નમે તે મૂર્ખ છે. પોતાનું સંરક્ષણ અનેક પ્રકારે કરે તથા બીજા શરણે આવેલાની જે ઉપેક્ષા કરે, અને ચંચળ એવી લક્ષ્મી ઉપર જે વિશ્વાસ રાખે તે મૂર્ખ છે. પુત્ર, સ્ત્રી તથા પોતાનું કુટુંબ એટલાંનેજ પોતાનું વિશ્રાંતિસ્થાન સમજી જે ઇશ્વરને વિસરી જાય તે મૂર્ખ છે. જેવી જેવી કરણી કરવામાં આવે તેવું તેવું ફળ જીવને મળે છે; એ ઇશ્વરી-નિયમથી જે અજાણ્યો છે તે મૂર્ખ છે. "स्त्रीणामष्टगुण: काम:" પુરૂષથી આઠગણો વધારે કામ સ્ત્રીને હોય છે અને આવી સ્ત્રીઓ જેણે એકથી વધારે કરી હોય તે મૂર્ખ છે. દુર્જનોના વચનથી જે મર્યાદા મૂકીને એટલે આદરેલું કામ છોડીને ચાલે છે અને દિવસે સૂવે છે અથવા બીજા

અર્થમાં કહેતાં અનુકરણ કરવા યોગ્ય વાત પ્રત્યે જાણી જોઇને જે દુર્લક્ષ રાખે છે અર્થાત્ આંખમીંચામણાં કરે છે તે મૂર્ખ છે. જે દેવદ્રોહી, ગુરુદ્રોહી, માતૃદ્રોહી, પિતૃદ્રોહી, બ્રહ્મદ્રોહી તથા સ્વામીદ્રોહી હોય તે મૂર્ખ છે. પારકાને થતું દુઃખ જોઇને જે સુખ માને છે અને પારકાનું સુખ તથા સંતોષ જોવાથી જે દુઃખ માને છે, તથા જે ગયેલી વસ્તુનો શોક કરે છે તે મૂર્ખ છે. આદરવિનાનું બોલવું, વગર પૂછે સાક્ષી પૂરવી તથા નિંદિત વસ્તુનો અંગીકાર કરવો એ લક્ષણ જેનામાં હોય તે મૂર્ખ છે. મહત્ત્વ ઘટાડવાના હેતુથી જે બીજાના સંબંધમાં બોલે છે તથા જે સન્માર્ગથી વેગળો ચાલે છે અને જેણે દુરાચારી મિત્રો કર્યા છે તે મૂર્ખ છે. જે પોતાની આંટ અથવા સાખ સાચવી જાણતો નથી, સર્વદા ઠઠ્ઠા મશ્કરી કે વિનોદ કરે છે અને બીજાઓથી જેની હાંસી થાય તો જે તત્કાળ લડવા તૈયાર થાય છે તે મૂર્ખ છે. જે ન પાળી શકાય એવી સરતમાં ઉતરે છે, વગરકામે જે બકયા કરે છે અથવા જેનું મુખ બંધ થયું હોય તેમ જે બોલતોજ નથી તે મૂર્ખ છે. સારાં સ્વચ્છ વસ્ત્ર ન પહેર્યા હોય અને જેને શાસ્ત્રનું કશું જ્ઞાન પણ ન હોય છતાં સભાની અંદર ઊંચા આસનપર ચઢી બેસે છે, તથા જે પોતાના વંશના લોકો ઉપર વિશ્વાસ રાખે છે તે મૂર્ખ છે. ચોર લોકોને જે પોતાની ઓળખાણ આપે છે: અને એકવાર જોઈ હોય એવી વસ્તુ જે માગે છે, તથા ક્રોધ-વશ થઇ પોતાનું જે અકલ્યાણ કરે છે તે મૂર્ખ છે. હલકા લોકોથી જે સંભાષણ કરીને તેઓની સાથે પોતાની તુલના કરે છે, તથા ડાબા હાથે જે ખાન–પાન કરે છે તે મૂર્ખ છે. જે સમર્થ પુરુષની સાથે ઈર્ષ્યા કરે છે તથા અલભ્ય વસ્તુની અપેક્ષા ( આકાંક્ષા–ઇચ્છા ) કરે છે, તથા પોતાનાજ ઘરમાં જે ચોરી કરે છે તે મૂર્ખ છે. ઈશ્વરપ્રત્યેનો વિશ્વાસ ત્યજી દઈને જે મનુષ્યોનો વિશ્વાસ રાખે છે તથા કાંઇપણ સાર્થક કર્યાવિના પોતાનું વય જે વ્યર્થ ખુએ છે તે મૂર્ખ છે. સંસારની અંદર અનુભવાતાં દુઃખોને લીધે જે ઈશ્વરને ગાળો દે છે તથા જે પોતાના મિત્રની ખામી કહી દેખાડે છે તે મૂર્ખ છે. લેશ પણ અન્યાયની જે ક્ષમા કરતો નથી તથા જે સર્વદા બધાને તલવારની ધાર ઉપર રાખે છે, તથા જે વિશ્વાસ-ઘાત કરે છે તે મૂર્ખ છે. જે સમર્થ પુરુષોના મનમાંથી ઉતરી ગયો હોય,

જેના આગમનથી સભાજનો મનમાં ખેદ પામતા હોય, જે ક્ષણમાં સારો દેખાય અને ક્ષણમાં વળી બદલાઇ જાય તે મૂર્ખ છે. ઘણા સમયના જૂના નોકરોને રજા આપીને જે નવા નોકરોને રાખે છે, તથા જેની સભા નાયક ( અધ્યક્ષ ) વિનાની છે તે મૂર્ખ છે. જે અનીતિથી દ્રવ્ય મેળવે છે, ધર્મ, નીતિ તથા ન્યાયને જે છોડી દે છે તથા પોતાના સાથીઓને જે ત્યજી બેસે છે તે મૂર્ખ છે. જેના ઘરમાં સુંદર સ્ત્રી છે છતાં જે સર્વદા પરદારાનું સેવન કરે છે, તથા જે ઘણા મનુષ્યોનું એંઠું સ્વીકારે છે અર્થાત્ પરસ્ત્રી પ્રત્યે જે ગમન કરે છે તે મૂર્ખ છે. પોતાની પુંજી જે બીજાના સ્વાધીનમાં રાખે અને જે બીજા લોકોનું દ્રવ્ય લેવાને ઇચ્છે છે, તથા હીન લોકોની સાથે જે લેવડ-દેવડનો વ્યવહાર રાખે છે તે મૂર્ખ છે. અતીત-અભ્યાગતની જે પરીક્ષા જુએ છે તથા કુગ્રામવાસ કરે છે અને અહર્નિશ જે ચિંતાતુર રહે છે તે મૂર્ખ છે. જ્યાં બે જણ વાત કરતા હોય ત્યાં ત્રીજો જઈને વચમાં બેસે, તથા જે બે હાથે માથું ખંજવાળે તે મૂર્ખ છે. જે જળાશયમાં કોગળા કરે છે તથા પગવતે પગને ખંજવાળે છે અને જે હીનકુળની સેવા કરે છે તે મૂર્ખ છે. સ્ત્રીઓ તથા બાળકોની આગળ જે ગુપ્ત વાત કહી દેવા જેટલી છૂટ લઇને વર્તે છે, તથા જે પિશાચની પાસે બેસે છે અને જે મર્યાદા મૂકીને કૂતરાંઓ પાળે છે તે મૂર્ખ છે. પરસ્ત્રીની સાથે જે કલહ કરે છે તથા અવાચક પ્રાણીઓને જે અચાનક મારે છે અને જે મૂર્ખનો સંગ કરે છે તે મૂર્ખ છે. જે કલહ થતો હોય ત્યાં સમાધાન કરાવ્યાવિના માત્ર જોતોજ ઉભો રહે છે અને જે ખરાને ખોટું માની લે છે તે મૂર્ખ છે. જે ધનવાન થયા પછી જે જુની ઓળખાણ હોય તેને ભૂલી જાય છે અને દેવ-બ્રાહ્મણો ઉપર પોતાની સત્તા ચલાવવા જાય છે તે મૂર્ખ છે. પોતાનો સ્વાર્થ સધાય ત્યાં સુધી જે નમ્રતા ધારણ કરે; પરન્તુ જે પારકાનું કાર્ય કરતો નથી તે મૂર્ખ છે. જે અક્ષરો છોડી દઇને ગ્રંથ વાંચે છે અથવા અક્ષરો ઉમેરીને ગ્રંથ વાંચે છે, તથા જે ગ્રંથની સંભાળ રાખતો નથી તે મૂર્ખ છે. ઉત્તમ ગ્રંથ પોતે કદિ વાંચતો નથી તેમ બીજાને પણ જે વાંચવા દેતો નથી અને ગ્રંથને સર્વદા રૂમાલમાંજ બાંધી રાખે છે તે મૂર્ખ છે. આવાં આ મૂર્ખનાં લક્ષણો શ્રવણ કરવાથી ચતુરાઇ વધે છે;

તેથી ડાહ્યા પુરુષો એકાગ્રચિત્તથી તે હંમેશાં સાંભળે છે. મૂર્ખનાં લક્ષણો અપાર છે; પરંતુ ત્યાગ કરવાને માટે સારાંશરૂપે કેટલાંક લક્ષણો કહ્યાં છે. શ્રોતાઓએ મને ક્ષમા કરવી. ઉત્તમ લક્ષણો હોય તેનો સ્વીકાર કરવો. મૂર્ખનાં લક્ષણો હોય તેનો ત્યાગ કરવો. આ પછીના સમાસમાં ઉત્તમનાં લક્ષણોનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

## समास २ जो—उत्तमलक्षण.



શ્રોતાઓએ હવે સાવધાન થવું. જે સાંભળવાથી સર્વજ્ઞતા પ્રકટે એવા ઉત્તમ ગુણ કહું છું. માર્ગ પૂછ્યા વિના પ્રવાસ કરવો નહિ, પરીક્ષા કર્યા વિના અજાણ્યું ફળ ખાવું નહિ, રસ્તામાં પડેલી પારકી વસ્તુ એકદમ લેવી નહિ, ઘણો વાદ કરવો નહિ, પેટમાં કપટ રાખવું નહિ, તપાસ કર્યા વિના કુલહીન સ્ત્રીની સાથે વિવાહ કરવો નહિ, સ્વચ્છંદ રીતે ચાલવું નહિ, મર્યાદા મૂકીને કોઈપણ પ્રયત્ન કરવો નહિ, પ્રીતિવિના રીસાવું નહિ, ચોરને ઓળખાણ પૂછવી નહિ, વિશેષેકરીને રાત્રે પ્રવાસ કરવો નહિ, મનુષ્યો સાથે નમ્રતા છોડવી નહિ, અનીતિથી દ્રવ્યસંગ્રહ કરવો નહિ, ધર્મ, નીતિ અને પુણ્યનો માર્ગ કદિપણ છોડવો નહિ, નિંદા તથા દ્વેષ ન કરવાં, દુર્જનોની સંગતિ ન કરવીઅને પારકી સ્ત્રી તથા પારકા દ્રવ્યનું બળાત્કારથી હરણ કરવું નહિ. વકતાને વિવિધ પ્રશ્નો વચ્ચે વચ્ચે પૂછીને પજવવો નહિ, ઐક્યનો ભંગ કરવો નહિ, ગમે તે થાય પણ વિદ્યાભ્યાસ છોડવો નહિ, બોલવામાં જબરો હોય એવા સાથે કલહ ન કરવો, વાચાળ હોય તેની સાથે બહુ વાતો ન કરવી અને અંતઃકરણથી સત્સંગ છોડવો નહિ. અત્યંત ક્રોધ કરવો નહિ, સ્નેહીવર્ગને ખેદ પમાડવો નહિ અને કોઇ સારી શિખામણ આપે તે પ્રત્યે અભાવ રાખવો નહિ. વારંવાર રીસાવું નહિ, વ્યર્થ પુરુષાર્થની વાતો કરવી નહિ અને કરી દેખાડ્યા વિના પોતાના પરાક્રમની પ્રશંસા કરવી નહિ. કરેલી પ્રતિજ્ઞા ભૂલવી નહિ, પ્રસંગ મળતાં સામર્થ્યનો ઉપયોગ કરવાને ચૂકવું નહિ, વગરકારણે બીજાનો

તિરસ્કાર કરવો નહિ. આળસમાં સુખ ન માનવું, ચાડીયાની વાતપર લક્ષ ન આપવું અને ચોકકસ કર્યા વિના કાંઇપણ કામ કરવું નહિ. શરીરને બહુ સુખ ન આપવું, પુરુષે પ્રયત્ન છોડવો નહિ અને નિરંતર કષ્ટ કરવાથી કંટાળવું નહિ. સભામાં શરમાવું નહિ, વાચાળતા દેખાડવી નહિ અને કદિપણ સરત લગાડવી નહિ. ઘણી ચિંતા કરવી નહિ, આળસુ થઇ પડી રહેવું નહિ, પાપબુદ્ધિથી પરસ્રીને જોવી નહિ, કોઇના પણ આભારી થવું નહિ, જો થયા તો ઉપકાર વાળ્યા વિના રહેવું નહિ, વિશ્વાસઘાત કરી પારકાને પીડા કરવી નહિ, અશુદ્ધ રહેવું નહિ, મેલાં વસ્રો પહેરવાં નહિ, બહાર જનારને “ કયાં જાઓ છો ? ” એમ પૂછવું નહિ, સર્વને પ્રિય થવાને ચૂકવું નહિ, પરાધીન થવું નહિ, પોતાની ઉપરનો કોઇપણ જાતનો ભાર બીજા ઉપર નાખવો નહિ, લખતપત્રવિના લેવડદેવડનો વ્યવહાર કરવો નહિ, હીન જાતિનું ઋણ લેવું નહિ, સાક્ષીના કામવિના રાજ-દરબારમાં જવું નહિ, ખોટો આરોપ સ્વીકારવો નહિ, સભામાં જુઠ્ઠી વાતો કરવી નહિ અને જ્યાં આદર ન હોય ત્યાં કાંઇપણ બોલવું નહિ. ઈર્ષ્યા કરવી નહિ, અપરાધવિના કોઇને શિક્ષા કરવી નહિ, અનીતિથી અંગબળનો ઉપ-યોગ કરવો નહિ, ઘણું અન્ન ખાવું નહિ, ઘણી નિદ્રા કરવી નહિ, દુષ્ટ તથા ચાડીયા લોકોને ત્યાં ઘણા દિવસ રહેવું નહિ, પોતાનાની સાક્ષી પુરવી નહિ, પોતાની કીર્તિનાં વખાણ પોતેજ કરવાં નહિ, વાતો કરતાં પોતાની મેળે હાસ્ય કરવું નહિ, ધૂમ્રપાન કરવું નહિ, માદક દ્રવ્યનું સેવન કરવું નહિ, વાચાળ મનુષ્યની સાથે મિત્રતા કરવી નહિ, નવરા બેસી રહેવું નહિ, નીચ વાતો સહન કરવી નહિ, પોતાના વડીલોનું હોય તોપણ પ્રયાસ કર્યા વિના મળેલું અન્ન ખાવું નહિ, ગાળ દેવી નહિ, બીજાને જોઈને હસવું નહિ અને કુલવાનને માટે હલકા વિચાર મનમાં લાવવા નહિ. દીઠેલી વસ્તુ ચોરવી નહિ, ઘણા કંજુસ થવું નહિ, સ્વજનોની સાથે કદિપણ કલહ કરવો નહિ, કોઇનો ઘાત ન કરવો, ખોટી સાક્ષી ન પુરવી, અયોગ્ય વર્તન કદાપિ ન કરવું, ચોરી, ચાડી તથા પરસ્રીગમન ન કરવું અને પૂંઠ પાછળ કોઇની પણ નિંદા કરવી નહિ. પ્રસંગે ધીરજ છોડવી નહિ, સત્ત્વગુણ ત્યજવો નહિ અને પોતાનો શત્રુ પણ જો શરણે આવે તો તેને શિક્ષા કરવી નહિ. અલ્પ ધન મળતાં છકી જવું નહિ, શ્રીહરિની

ભક્તિ કરતાં શરમાવું નહિ અને પવિત્ર પુરુષોની વચ્ચે મર્યાદા છોડીને વર્તવું નહિ. મૂર્ખની સાથે સંબંધ કરવો નહિ, અંધારૂં હોય ત્યાં હાથ નાખવો નહિ અને પોતાની વસ્તુ અસાવધાનતાથી ક્યાંય પણ ભૂલવી નહિ. સ્નાન–સંધ્યા છોડવી નહિ, કુલાચારમાં ભંગ પાડવો નહિ, આળસથી અનાચાર પ્રવર્તાવવો નહિ, હરિકથા છોડવી નહિ, નિરૂપણ તોડવું નહિ, સંસારના બળથી પરમાર્થમાર્ગને હાનિ પહોંચાડવી નહિ, દેવતાની માનતા ડૂબાડવી નહિ, પોતાના ધર્મનો ત્યાગ કરવો નહિ અને વગર વિચારે હઠીલાઇથી મનસ્વી કામ કરવું નહિ. કઠિન હૃદયના થવું નહિ, જીવની હત્યા કરવી નહિ, વર્ષાદના સમયમાં અથવા નઠારા સમયમાં બહાર જવું નહિ. સભા દેખીને ગભરાવું નહિ, સમયાનુસાર ઉત્તર આપવામાં ભૂલવું નહિ અને બીજાઓ ધિક્કાર કરે તોપણ ધૈર્યનો ત્યાગ કરવો નહિ. ગુરુ કર્યા વિના રહેવું નહિ, નીચ જાતિનો ગુરુ કરવો નહિ, વૈભવમાં અંજાઇને જીવનને શાશ્વત માનવું નહિ, સત્યમાર્ગ છોડવો નહિ, અસત્યમાર્ગે જવું નહિ અને અસત્યનો પક્ષ કદિ કરવો નહિ. અપકીર્તિનો ત્યાગ કરવો, સત્કીર્તિનો વધારો કરવો અને વિવેકબળથી સત્ય માર્ગનો સ્વીકાર દૃઢતાપૂર્વક કરવો. જે મનુષ્યો આ ઉત્તમ ગુણોનો સ્વીકાર કરતા નથી તે મનુષ્યો દુર્ગુણી અને અપલક્ષણા છે. તેઓનાં લક્ષણો આ પછીના સમાસમાં શ્રવણ કરો.

---

# समास ३ जो–कुविद्यालक्षण.




વિદ્યાનાં લક્ષણો સાંભળો. અતિહીન એવાં નઠારાં લક્ષણો ત્યાગવાને માટે કહ્યાં છે; જેનું શ્રવણ કરવાથી તેનો ત્યાગ કરવાનું બની શકે છે. કુવિદ્યાવાળો પ્રાણી જન્મ ધારણ કરીને કેવી રીતે પોતાનું અકલ્યાણ કરી લે છે તે સાંભળો. કુવિદ્યાવાળાને ઓળખવાને માટે તેનાં લક્ષણો કહેવાય છે. કુવિદ્યાવાળો પ્રાણી અવગુણનો ભંડાર હોય છે; તેથી તે કઠિન નિરૂપણના પ્રસંગમાં ત્રાસ પામે છે–ગભરાઇ જાય છે.

**दंभो दर्पोऽभिमानश्च क्रोधः पा ऽन्यमेव च ॥**
**अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम ॥ १ ॥**

કામ, ક્રોધ, મદ, મત્સર, લોભ, દંભ, તિરસ્કાર, ગર્વ, અક્કડપણું, અંહકાર, દ્વેષ, વિષાદ, વિકલ્પ, આશા, મમતા, તૃષ્ણા, કલ્પના, ચિંતા, અહંતા, કામના, ભાવના, ઈર્ષ્યા, અવિદ્યા, ઈચ્છા, વાસના, અતૃપ્તિ, આસક્તિ, ચિકિત્સા, નિંદા, અનીતિ, હરામખોરી, તોફાન, જ્ઞાનાભિમાન, અવજ્ઞા, વિપત્તિ આપદા, દુર્વૃત્તિ, દુર્વાસના, સ્પર્ધા, ખટપટ, ચટપટી, વિક્ષિપ્તતા, ઉતાવળ, બકવાદ, ટકટક અને ધાંધલ એ સર્વ કુવિદ્યાની પરમ વ્યથાઓ છે. કુરૂપ તથા કુલક્ષણ, અશક્ત, દુર્જન, દરિદ્રી, અત્યંત કૃપણ, આળસુ, ખાધરો, દુર્બળ, ખાસડાં ખાનારો, તુચ્છ, લુચ્ચો, મૂર્ખ, ક્રોધી, ઘેલો, વાચાળ, જુઠ્ઠો, બહુ બોલનારો, નહિ સાંભળનારો, નહિ સમજનારો, ન આવડે કે ન શીખે એવો, ન કરે કે અભ્યાસદૃષ્ટિથી ન જુવે એવો, અજ્ઞાની તથા અવિશ્વાસી, છળકપટ કરનારો, દોષવાળો, અભકત તથા ભક્તને પારખી ન શકે એવો, પાપી, નિંદા કરનાર, દુઃખી, ઘાત કરનારો, હિંસક, હીન, કૃત્રિમતાવાળો એવો હોય છે; અને રોગી, કુકર્મી, કૃપણ તથા નીચ વાસનાવાળો હોય છે. હીનદેહવાળો છતાં અક્કડ, અપ્રમાણિક છતાં ફાંકાખોર, ઉછાંછળો અને અભાગિયો છતાં વિવેકની વાતો કરનારો હોય છે. પુરૂષાર્થ વિનાનો છતાં ઉન્મત્ત, કામકાજવિનાનો બેઠો બેઠો ઝોલાં ખાય એવો, બીકણ છતાં પરાક્રમની વાતો કરે છે. કનિષ્ઠ, ગર્વિષ્ઠ, નિર્લજ્જ, દ્વેષી અને અત્યંત ભ્રષ્ટ એવો હોય છે. અભિમાની, વિષયાસક્ત, કરજદાર, દુષ્ટ, દાંભિક અને ઘણો ઉડાઉ હોય છે. કડવાં વેણ બોલનારો, વિકારવાળો, અસત્ય ભાષણ કરનારો, ઉપકાર નહિ જાણનારો કે નહિ કરનારો, અપલક્ષણવાળો તથા પ્રાણીમાત્રને ધિક્કારનારો હોય છે. ટુંકી બુદ્ધિવાળો, વિતંડાવાદ કરનારો, ગરીબડો બનીને ભેદ પાડનારો, ઝીણાં ઝીણાં તથા ત્રાસ ઉપજાવનારાં કટુ વચનવાળો હોય છે. કઠોર તથા કર્કશ વચન બોલનારો, કપટયુક્ત બોલનારો, શંકાભરેલું બોલનારો, દુઃખ ઉપજે એવું બોલનારો, તીવ્ર વચનો બોલનારો એવો ક્રૂર, નિષ્ઠુર તથા દુરાત્મા હોય છે. મનમાં ઓછું આવી જાય એવું બોલનારો, મિથ્યા અપવાદયુક્ત બોલનારો, અશુભ બોલ-

નારો, અનિત્ય વચન બોલનારો, અનૃત વચન બોલનારો, તોછડું તથા ધિક્કારવા યોગ્ય બોલનારો કુવિદ્યાવાળો છે એમ જાણવું. કપટી, કુટિલ, મનમાં ગાંઠ રાખનાર, મનનો મેલો, દીર્ઘસૂત્રી, નષ્ટ, ક્રોધી, હલકા પ્રકારે પૈસા મેળવનારો, ટાયલાંખોર, તપી જનાર, તમોગુણવાળો, અવિચારી, પાપી, અનર્થ કરનારો, અપસ્માર રોગની બાધા જેને થઈ હોય એવો, પિશાચની બાધાવાળો, આત્મઘાતકી, સ્ત્રીહત્યારો, ગોહત્યા કરનારો, બ્રહ્મહત્યારો, માતા–પિતાની હત્યા કરનારો, મહાપાપી તથા પતિત, એવો કુવિદ્યાવાળો હોય છે. ઓછું પાત્ર, કુપાત્ર, કુતર્ક કરનારો, મિત્રદ્રોહી, વિશ્વાસઘાતકી, કૃતઘ્ન, અગમ્ય–ગમન કરનારો, નર્કમાં જવા યોગ્ય અઘોર કામ કરનારો, બકવાદ કરનારો, વિપરીત ભાવનાવાળો, કલહ કરનારો, અધર્મ, અનીતિ અને શોક કરનારો, ચાડીયો, ભેદ પાડી લડનારો તથા પારકાપર સત્તા ચલાવનારો તે હોય છે. દુષ્ટ, અપયશવાળો, મેલો, છેતરનારો, કૃપણ, લાસરીયો, સ્વાર્થી, અભિલાષી, નફ્ટ, પારકાનો ઉત્કર્ષ સહન કરી શકે નહિ એવો તથા ઈર્ષ્યા કરનારો હોય છે. શઠ, મૂર્ખ, જેમાં તેમાં માથું મારનાર, ઠગ, ગમે તેમ મરજી મુજબ વગર વિચાર્યું બોલનાર, રાજદ્રોહી, પાખંડી, ચોર તથા પારકો માલ હરણ કરનારો હોય છે. ઉદ્ધત, મર્યાદાવિનાનું બોલનારો તથા બકવાદ કરનારો, ચેષ્ટા કરનારો, જુઠાં આળ ચઢાવનારો, લંપટ, ભ્રષ્ટ, અને નઠારી બુદ્ધિવાળો હોય છે. ખુની, લૂંટારો, ધાડ પાડનારો, મનુષ્યનાં કલેજાં ફાડી ખાનારો, ઠગ, પરસ્ત્રી–ગમન કરનારો, ભૂલથાપ ખવરાવનારો અને ચેટક કરનારો તે હોય છે. નિઃશંક, લજ્જાવિનાનો, વઢકણો, માતેલા સાંઢજેવો, ડરે નહિ એવો, નિર્લિંડ, અક્ષરશત્રુ–અજાણ, શઠ, નષ્ટ, ચંડાળ, સર્વની સાથે લડનારો અને ભિખારી હોય છે. ધીરજવિનાનો, બ્હેબાકળાજેવો, અનાચારી, આંધળો, લુલો, જેને ઉધરસ થઇ હોય એવો, ઠુંઠો, બહેરો. દમના રોગવાળો, એવો છતાં અહંકાર ન છોડે એવો કુવિદ્યાવાન હોય છે. વિદ્યાહીન, વૈભવવિનાનો, કુલહીન, લક્ષ્મીવિનાનો, શક્તિ–સામર્થ્યવગરનો, દૈવહીન, ભિખારી, બળહીન, કળાહીન, મુદ્રાહીન, દીક્ષાહીન, લક્ષણહીન, લાવણ્યહીન તથા ખોડખાંપણવાળો કદરૂપો હોય છે. યુકિતહીન, બુદ્ધિહીન, આચાર–વિચારથી હીન, ક્રિયાહીન, સત્ત્વહીન, વિવેક વગરનો તથા વહેમી હોય છે. ભકતભાવથી હીન, જ્ઞાન, વૈરાગ્ય, શાંતિ,

ક્ષમા, આદિ સર્વમાં હીન એટલે ઉતરતો તથા ક્ષુદ્ર હોય છે. જે સમય કે પ્રસંગ જાણે નહિ, પ્રયત્ન અને અભ્યાસ જાણે નહિ, વિનંતિ કે મૈત્રી કરી જાણે નહિ અને કાંઈજ જાણે નહિ એવો અભાગિયો તે હોય છે. અસ્તુ. કુલક્ષણવાળાનાં આવાં અનેક લક્ષણો છે; તેથી શ્રોતાઓએ એવા કુવિદ્યાવાળાને ઓળખવો. આવાં કુવિદ્યાનાં લક્ષણો સાંભળીને ત્યજવાં. અભિમાન કે દુરાગ્રહ રાખવો તે યોગ્ય નથી; અર્થાત્ કુવિદ્યાનાં લક્ષણોને વળગી ન રહેતાં છોડી દેવાં એજ યોગ્ય છે.

## સમાસ ૪ થો—ભક્તિનિરૂપણ.



આ નરદેહ અનેક પ્રકારનાં સુકૃત્યોનું ફળ છે અને તેમાં પણ જ્યારે ભાગ્યનો ઉદય થવાનો હોય છે, ત્યારે તે નરદેહ સન્માર્ગમાં લાગી જાય છે. નરદેહમાં બ્રાહ્મણજન્મ શ્રેષ્ઠ છે અને તે જન્મમાં સ્નાન-સંધ્યા, સદ્વાસના તથા ભગવદ્ભજન પૂર્વજન્મનાં પુણ્યબળવડે થઈ શકે છે. ભગવદ્ભક્તિ તો ઉત્તમ છેજ અને તેમાં પણ સત્સમાગમ-પૂર્વક કાળ નિર્ગમન થાય એજ પરમલાભ અને સાર્થક જાણવું. પ્રેમ તથા પ્રીતિનો સદ્ભાવ, તથા હરિજનોનો સમુદાય અને હરિકથાના મહોત્સવથી ઈશ્વરભક્તિ પ્રત્યેનો પ્રેમ દ્વિગુણિત થાય છે. નરદેહમાં જન્મ ધારણ કરીને પરમ દુર્લભ જે પરલોક, તે પામી શકવા યોગ્ય કાંઈપણ સત્કર્મ કરી મેળવવો. વિધિયુક્ત બ્રહ્મકર્મ આચરવું અથવા દયા, દાન, ધર્મ કરવાં કે સર્વથી પરમ સુગમ એવું ભગવાનનું ભજન કરવું. સંસારના ત્રિવિધ તાપથી તપ્ત બનીને સર્વ સંગનો પરિત્યાગ કરવો અથવા ભક્તિયોગ આચરવો કે સાધુ જનોનો સમાગમ કરવો. અનેક શાસ્ત્રોનું પરિશીલન કરવું, તીર્થયાત્રાઓ કરવી અથવા પાપકર્મના ક્ષયને માટે પુરશ્ચરણો કરવાં. પરોપકાર કરવો અથવા અધ્યાત્મજ્ઞાનના નિરૂપણવિષે સારાસારવિચાર કે વિવેક કરવો. વેદની આજ્ઞાનું પાલન કરવું, કર્મકાંડ અને ઉપાસનાકાંડનું આચરણ કરવું કે જેથી જ્ઞાનનો અધિકાર

પ્રાપ્ત થઇ શકે. કાયા, વાચા, મનવડે પત્ર, પુષ્પ, ફળ, જળ ઇત્યાદિ કોઇપણ રૂપે ઈશ્વરનું ભજન–પૂજન કરી નરદેહનું સાર્થક કરવું. નરતનુ ધારણ કર્યાનું કાંઈપણ સાર્થક કરવું; જો તેમ કરવામાં આવે નહિ તો તે નિરર્થક ભૂમિને ભારરૂપ થયો કહેવાય. કાંઇપણ આત્મહિત સાધવું એજ નરદેહને ઉચિત છે. યથાશકિત તન, મન, ધન સર્વોત્તમ જે પરમાત્મા છે તેની અંદર યોજવું. આવા વિચારો જેના મનમાં રમ્યા કરતા ન હોય તેને મૃતપ્રાય સમજવો અને તેણે પોતાની માતાને વ્યર્થ કષ્ટ આપ્યું! સ્નાન–સંધ્યા, ભજન–પૂજન, મંત્ર–જપ, ધ્યાન, માનસપૂજા, ભકિત–પ્રેમ, નિષ્ઠા, નિયમ, દેવધર્મ, અતીત–અભ્યાગતનો સત્કાર, સદ્‌બુદ્ધિ, સદ્‌ગુણ, કથાશ્રવણ, અધ્યાત્મનિરૂપણ–શ્રવણ, સત્સમાગમ, ચિત્તવૃત્તિની શુદ્ધતા, કૈવલ્યપદની પ્રાપ્તિ, નીતિ–ન્યાય, પુણ્યસંપાદનનો માર્ગ, પરલોકપ્રાપ્તિનો ઉપાય, યુક્તાયુકત પ્રયત્ન, વિદ્યા, વૈભવ, ચાતુર્યભાવ, કળાકૌશલ્ય, સરસ્વતીની ઉપાસના, શાન્તિ, ક્ષમા–દિક્ષા, મૈત્રી, શુભાશુભવિવેક અનેક સાધનો, પવિત્રતા, સ્વધર્મ, આચાર, ઇહપરલોક ઇત્યાદિ વિષે જેના મનમાં કાંઇપણ કલ્પના હોતી નથી તથા જે સ્વછંદે વર્તે છે; વળી કર્મ, ઉપાસના, જ્ઞાન, વૈરાગ્ય, યોગ, ધૈર્ય ઇત્યાદિ પણ જેનામાં હોતાં નથી અને ઉપરતિ, ત્યાગ, સમતા, ઉત્તમ લક્ષણ, આદર તથા પરમેશ્વરપ્રીતિ જેનામાં નથી; તેમજ પારકાના ઉત્તમ ગુણ જોવાથી જેને સંતોષ થતો નથી, પરોપકારથી જેના મનમાં સુખ ઉપજતું નથી અને જેના અંતઃકરણમાં હરિભકિતનો છાંટો પણ હોતો નથી; એવા પુરુષો–સંબંધી વિચાર કરતાં તેઓ જીવંત હોવા છતાં પણ પ્રેતસમાન લાગે છે. એવા મનુષ્યોની સાથે પવિત્ર પુરુષોએ ભાષણ સરખુંએ કરવું નહિ. જેની ગાંઠમાં પૂર્વજન્મના પુણ્યનો સંપૂર્ણ સંચય હોય તેનાથીજ ઇશ્વરભકિત થઈ શકે છે, કેમકે જે જેવું કરે છે તે તેવુંજ પામે છે.

# समास ५ मो-रजोगुणनिरूपण.



આ દેહ ત્રિગુણાત્મક એટલે સત્ત્વ, રજ તથા તમથી બનેલો છે અને તેમાં સત્ત્વગુણ એજ ઉત્તમ છે. સત્ત્વગુણવડે ઈશ્વરભક્તિ થઈ શકે છે, રજોગુણથી પુનરાવૃત્તિ એટલે જન્મ-મરણ થયા કરે છે અને તમોગુણને લીધે પ્રાણીઓ અધોગતિને પામે છે.

**ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ॥**
**जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥ १ ॥**

તેમાં પણ શુદ્ધ અને સબળ એવા બે ભેદ છે. નિર્મળ હોય તે શુદ્ધ કહેવાય અને સબળ હોય તે ઉપાધિથી યુક્ત અથવા ગુણબાધક કહેવાય. શુદ્ધ તથા સબળનું ચતુર પુરુષોએ સાવધાન થઈને શ્રવણ કરવું. પરમાર્થ માર્ગમાં જેને પ્રીતિ હોય તેને શુદ્ધ કહેવો અને સંસારમાં જેને આસક્તિ હોય તેને સબળ જાણવો. એ સંસારાસક્ત પુરુષોની સ્થિતિ એવી હોય છે કે તેઓ ત્રિગુણને અનુસરી વર્તે છે; એટલે જ્યારે એક વિશિષ્ટ ગુણની વિશેષતા થાય ત્યારે બીજા બે ગુણો હીન પડી જાય છે. રજ, તમ તથા સત્ત્વ એઓને લીધેજ જીવન ચાલે છે. તેમાં હવે રજોગુણનું કાર્ય દર્શાવીએ છીએ. રજોગુણના ઉદયથી શરીરમાં કેવી વર્તણુક થાય છે તે સુજ્ઞજનોએ સાવધાન થઈને સાંભળવું. ' મારૂં ઘર છે, આ સંસાર મારો છે અને ઈશ્વર એ શું વસ્તુ છે ? ' એમ જે માને છે તે રજોગુણ છે. માતા, પિતા, સ્ત્રી, પુત્ર, પુત્રવધૂ, પુત્રી એટલાંઓની ચિંતાનું જે વહન કર્યા કરે તે રજોગુણ છે. સારૂં સારૂં ખાવું, પીવું, ઉત્તમ વસ્ત્રાભૂષણો ધારણ કરવાં અને બીજાની વસ્તુનો મનમાં અભિલાષ રાખવો તે રજોગુણ છે. ' ધર્મ તે શું, દાન એટલે શું, જપ વળી શેનો, ધ્યાન તે શું ? ' એમ માનીને જે પાપ-પુણ્યનો વિચાર ન કરે તે રજોગુણ છે. તીર્થ, વ્રત, અતીત-અભ્યાગત, એ કાંઈ જાણે નહિ અને અનાચારથી વર્તવાને ઇચ્છે તે રજોગુણ છે. ધન-ધાન્યનો સંચય કરે, દ્રવ્યતૃષ્ણા

રાખે અને અત્યંત કૃપણ થઇને જીવન વ્યતીત કરે તે રજોગુણ છે. ' હું તરુણ છું, હું સુંદર છું, હું બળવાન છું, હું ચતુર છું અને હું સર્વથી શ્રેષ્ઠ છું; ' એમ જે કહે તે રજોગુણ જાણુવો. ' આ દેશ મારો છે, આ ગામ મારૂં છે, આ બંગલો મારો છે, આ સ્થાન મારૂં છે; ' એવી ભાવના જે મનમાં રાખે તે રજોગુણ છે. ' બીજાનું સર્વ ભલે જાય, પરંતુ મારૂં સારૂં થાય; ' એવું સ્મરણ સ્વભાવથી જે કરતો રહે તે રજોગુણ છે. કપટ, ઈર્ષ્યા, તિરસ્કાર અને કામવિકાર જેનામાં ઉઠયા કરે તે રજોગુણ છે. પોતાનાં બાળકો ઉપર હેત ઉપજે, પોતાની સ્ત્રી બહુ પ્રિય લાગે અને સંબંધીજનો પ્રત્યે મમતા રાખે તે રજોગુણ છે. 'સ્નેહીવર્ગ વિષે મનમાં ખેદ રહે, સંસારસંબંધી ચિંતા મનમાં થયા કરે કે છેવટ શું આવશે ? ' અને સંકટકાળનું સ્મરણ મનમાં થયા કરે તે રજોગુણ છે. ભૂતકાળમાં જે જે કાંઇ ભોગવ્યું હોય તે સર્વને જે મનમાં સંભારે અને અત્યંત દુઃખી થાય તે રજોગુણ છે. પારકો વૈભવ નજરે જોઈને જેના મનમાં લાલસા ઉપજે અને આશાના કારણથી જે દુઃખી થયા કરે છે તે રજોગુણ છે. દૃષ્ટિથી જે જે દેખે તે તે સર્વની મનમાં ઈચ્છા થાય અને મળવાયોગ્ય ન હોય તેને માટે દુઃખ થાય તે રજોગુણ છે. વિનોદ કરવામાં જેનું મન તત્પર હોય, શૃંગારયુક્ત ગાયન જે કરતો હોય અને રાગ–રંગના આલાપમાં જે લુબ્ધ હોય તે રજોગુણ છે. જે ટાયલાં, મશ્કરી અને નિંદા કરે, વાદવિવાદ કરે અને સર્વદા હાસ્ય–વિનોદ કર્યા કરે તે રજોગુણ છે. જેને પ્રબળ આલસ્ય રહેતું હોય, મનોરંજન માટે જે અનેક રમતો રમે અથવા અનેક જાતના ભોગ ભોગવવાની ધમાલમાં જે મચ્યો રહે તે રજોગુણ છે. કલાવંત, બહુરૂપી અને નાટક–ચેટક કરનારાઓને જે દ્રવ્ય આપવામાં તત્પર હોય તે રજોગુણ છે. માદક વસ્તુઓ ઉપર જેને પ્રીતિ હોય, જે મૈથુન કર્મને સંભારતો હોય અને નીચ જનોનો સમાગમ જેને ગમતો હોય તે રજોગુણ છે. ચોરી કરવા જે ઈચ્છતો હોય, પારકાનાં છિદ્ર કહેવા જે આતુર હોય અને નિત્યનિયમનાં કૃત્ય ( આન્હિક ) કરવાનો જેને અણગમો હોય તે રજોગુણ છે. દેવકાર્યને માટે જે શરમાય; પરંતુ ઉદરપોષણ માટે જે શ્રમ કરે અને સંસારના

વિષે જે પ્રેમ રાખે તે રજોગુણ છે. મિષ્ટાન્ન ખાવાં જેને ગમે, અત્યંત આતુરતાથી જે શરીરનું પોષણ કરે અને જેનાથી અપવાસ થઈ શકતો ન હોય તે રજોગુણ છે. શૃંગારવાળી વાતો જેને બહુ ગમે, ભકિત કે વૈરાગ્યની વાતો જેને ન ગમે અને વિધવિધ કલાઓ તથા સૌંદર્યમાં જેનું મન પ્રવેશવા ઈચ્છે તે રજોગુણ છે. પરમાત્માને જાણ્યા વિના આખી સૃષ્ટિના સર્વ પદાર્થો ઉપર જે વિષયજન્ય પ્રેમ રાખે તથા પોતાને જન્મ-મરણના ચક્રમાં પરાણે પરોવી લે તે રજોગુણ છે. અસ્તુ. રજોગુણ આવો છે અને મોહને લીધે તે જન્મ-મરણ પમાડે છે. સંસારમાં રજોગુણ પ્રબળ છે અને તે દારુણ દુઃખ ભોગવાવે છે. હવે આ રજોગુણ છૂટતો નથી અને સંસારનું બંધન તૂટતું નથી. વાસના વિષયોમાં લાગેલી રહે છે તેનો ઉપાય શું ? સંસારમાંથી મુકત થવાનો એકલો ઉપાય ઈશ્વરભકિત એ છે; અને જો તીવ્ર વૈરાગ્ય ઉપજતો ન હોય તો પોતાથી બને એટલું ભગવાનનું ભજન કરવું. તન, મન અને વાણીથી, પત્ર, પુષ્પ, ફળ તથા જળથી, ઈશ્વરના વિષે મનને લીન કરીને નરદેહનું સાર્થક કરવું. યથાશકિત દાન-પુણ્ય કરવું, ઈશ્વરને અનન્ય ભાવથી શરણ થવું અને સુખમાં કે દુઃખમાં ઈશ્વરનુંજ ચિંતવન કરવું. આદિમાં અને અંતમાં એક પરમાત્માજ છે, તેની વચ્ચે માત્ર માયાનો પડદો મિથ્યા રહેલો છે; એટલા માટે ઈશ્વરભજનમાં સંપૂર્ણ રીતે શ્રદ્ધા રાખવી. રજોગુણ આવો બળવાન છે; તેનું વર્ણન સંક્ષેપથી કર્યું છે. હવે જે શુદ્ધ રજોગુણ છે તેને પરમાર્થ માર્ગનો સહાયક જાણવો. શુદ્ધ રજોગુણને ઓળખવાનું ચિન્હ સત્વગુણમાં હોય છે અને તે શુદ્ધ રજોગુણ સર્વથા ઈશ્વરભજનના મૂળરૂપ છે. આ પ્રમાણે રજોગુણનું કથન કરવામાં આવ્યું તે શ્રોતાઓએ મનમાં દૃઢ સમજી રાખ્યું હશે. હવે પછીના સમાસમાં તમોગુણનું નિરૂપણ કરીએ છીએ તે સાંભળો.



# समास ६ ठ्ठो–तमोगुणनिरूपण.




છલા સમાસમાં રજોગુણનાં લક્ષણ તેના કર્મસાથે કહ્યાં; હવે તમોગુણનું વર્ણન પણ કરીએ છીએ તે સાંભળો. સંસારમાં દુઃખનો સંબંધ પ્રાપ્ત થતાં જેને ખેદ થાય અથવા અદ્ભુત ક્રોધ ઉપજે તેને તમોગુણી જાણવો. શરીરમાં ક્રોધનો સંચાર થાય ત્યારે જે માતાને કે પિતાને ઓળખે પણ નહિ અને ભાઈ, બ્હેન તથા સ્ત્રીને મારે તેને તમોગુણી જાણવો. બીજાનો પ્રાણ લેવો અને પોતાનો ઘાત પોતેજ કરવો તથા જીવ-હિંસાનું જેને વિસ્મરણ થાય તે તમોગુણી છે. ક્રોધની ઘેલછાને લઇને જે પિશાચની પેઠે ફર્યા કરે અને અનેક ઉપાયોથી પણ જે અંકુશમાં રહે નહિ તે તમોગુણી છે. પોતેજ પોતાની ઉપર શસ્ત્રનો પ્રહાર કરે અથવા પારકાનો ઘાત કરે; આ પ્રકારે જે વર્તે તે તમોગુણી છે. જેને યુદ્ધ જોવાની તથા રણસંગ્રામમાં જવાની ઉત્કંઠા રહે અને તે માટે જેનો જીવ તલ-પાપડ થાય તે તમોગુણી છે. સદૈવ જે ભ્રાન્તિવશ રહેતો હોય, કરેલો નિશ્ચય જે ફેરવતો હોય અને અત્યંત નિદ્રા જેને પ્રિય હોય તે તમો-ગુણી છે. જેને બહુ ક્ષુધા રહેતી હોય, કડવું છે કે મીઠું છે એ જાણતો ન હોય અને જે અત્યંત મૂઢ હોય તેને તમોગુણી જાણવો. પોતાના પ્રિયજનના મરણથીજ જે પોતેજ મરવાને ઇચ્છે અને આત્મહત્યા કરે તે તમોગુણી છે. કીડી, મંકોડી અને અન્ય જંતુઓનો કે જીવોનો અથવા જાનવરોનો વધ કરવાને જે ઇચ્છે અને જેનામાં દયાનો છાંટો ઘણોજ ઓછો હોય તે તમોગુણી છે. સ્ત્રીહત્યા કરે, બાળહત્યા કરે, દ્રવ્યને માટે જે બ્રહ્મહત્યા કરે તથા ગોહત્યા કરવી જેને ગમે, તે તમોગુણનું લક્ષણ છે. ભૂતબાધાને લીધે જેને વિષભક્ષણની ઈચ્છા થયા કરે અને બીજાનો વધ કરવાને જે ઈચ્છે તે તમોગુણી છે. મનમાં કપટ રાખીને બીજાનું જે નખોદ-વાળે અને હંમેશાં મસ્ત તથા ઉન્મત્ત રહેતો હોય તે તમોગુણી છે. કલહ થયેલો જોવા જે ઇચ્છતો હોય, જેને કુસ્તી રમવાનું મન થતું હોય અને જેને અંતરમાં દ્વેષ પ્રકટતો હોય તે તમોગુણી છે. યુદ્ધ નજરે જોવું,

યુદ્ધની વાતો કાને સાંભળવી, જાતે યુદ્ધ કરવું અને મરવું કે મારવું એમ જેને થયા કરે તે તમોગુણી છે. ઈર્ષ્યા રાખીને ભક્તિમાર્ગમાં ભંગ પાડવો, દેવમંદિરોનો નાશ કરવો, ફળ આપતાં ઝાડોને તોડી નાખવાં તે તમોગુણ છે. સત્કર્મો જેને ન ગમે અને અનેક દોષો જેને ગમે તથા જેના ચિત્તમાં પાપનો ભય ન હોય તે તમોગુણી છે. બ્રહ્મવૃત્તિનો જે ઉચ્છેદ કરે, જીવમાત્રને જે ખેદ પમાડે અને પ્રમાદ કરવો જેને ગમે તે તમોગુણી છે. જે અગ્નિ લગાડી, શસ્ત્ર ચલાવી, અન્ય ભૌતિક ઉપાયો કરી અને ઝેર આપીને જીવોનો ક્ષય કરે તે તમોગુણી છે. જેને પરપીડાથી સંતોષ ઉપજે, જે નિર્દયતાનો કોડીલો હોય અને સંસારમાં જે ગભરાતો ન હોય-કંટાળે નહિ તે તમોગુણી છે. પરબારો કલહ જગાડીને પોતે જોવામાં આનંદ માનતો હોય અને જેણે કુબુદ્ધિ સ્વીકારી હોય તે તમોગુણી છે. સંપત્તિ પ્રાપ્ત થતાં અન્ય જીવોને દુ:ખ આપે અને જેના મનમાં કરુણા ઉપજે નહિ તે તમોગુણી છે. જેને ભકિત, શ્રદ્ધા, તીર્થ, દેવ ગમે નહિ અને વેદશાસ્ત્રાદિ જેને જરૂરનાં ન લાગે તે તમોગુણી છે. સ્નાન-સંધ્યા કરવાનો જેને નિત્ય નિયમ ન હોય, સ્વધર્મથી જે ચ્યુત થયો દેખાય અને જે ન કરવાનાં કાર્ય કરે તે તમોગુણી છે. મોટો ભાઈ, પિતા કે માતાનાં વચન જે સહન ન કરે અને તુરત ક્રોધમાં આવીને જે ઘરમાંથી જતો રહે તે તમોગુણી છે. કાંઇજ ઉદ્યોગ ન કરતાં માત્ર ખાઈ પીને ગુપચુપ બેસી રહે તથા કોઇ વાતનું સ્મરણ રાખવાનો જેનો સ્વભાવ ન હોય તે તમોગુણી છે. જેને ચેટકવિદ્યાનો અભ્યાસ હોય, શસ્ત્રવિદ્યાનો જેને મ્હાવરો હોય અને જેને મલ્લવિદ્યા ગમતી હોય તે તમોગુણી છે. ગળામાં ફાંસો ખાઇ મરવાની અથવા ધગધગતા અંગારાની ખાઈમાં કૂદી પડવાની જે માનતા કરે, તથા કાષ્ઠયંત્રથી જે જીભ કાપી નાખે તે તમોગુણી છે. નળીયામાં કપાશીયા ભરીને, તેમાં અગ્નિ પ્રકટાવી તે ખપ્પર મસ્તકપર ધારણ કરવું, મશાલ સળગાવીને તેવડે શરીરને દઝાડવું અને શસ્ત્રથી પોતાના શરીરને વીંધવું ઇત્યાદિ ઢોંગ કરવા તે તમોગુણ છે. દેવની આગળ મસ્તક કાપીને મૂકવું અથવા શરીરનો કોઇ ભાગ અર્પણ કરવો અને અને ઉંચેથી નીચે ગબડી પડવું તે તમોગુણ છે. ત્રાગું કરીને બેસવું અથવા ટીંગાયલા રહેવું અને દેવમંદિરમાં જીવ દેવો તે તમોગુણ છે. નિરાહાર રહી અપ-

વાસ કરવો, પંચાગ્નિ સાધી ધૂમ્રપાન કરવું અને ભોંયરામાં પૂરાઇ રહેવું તે તમોગુણ છે. સકામ અનુષ્ઠાન આચરવું, વાયુને રૂંધવો અથવા સુસ્ત પડયા રહેવું તે તમોગુણ છે. નખ તથા વાળ વધારવા, હાથ ઉંચોને ઉંચો રાખી મૂકવો અથવા મુંગા બનવું તે તમોગુણ છે. અનેક પ્રકારના નિગ્રહથી દેહને દુઃખ દેવું અને પછી એ દેહદુઃખથી ટળવળવું, તથા ક્રોધ કરીને દેવની મૂર્તિને ભાંગી નાખવી તે તમોગુણ છે. દેવની જે નિંદા કરે તે આશાથી બદ્ધ એવો અઘોરી જાણવો. જે સત્સમાગમ ન કરે તે તમોગુણી છે. આ તમોગુણ આવો છે. તેનું યથાર્થ વર્ણન કરવાનું કામ અસાધારણ છે; પરંતુ જાણીને ત્યાગ કરવાને માટે કેટલુંક નિરૂપણ કર્યું છે. આ પ્રમાણે જે વર્તે તે તમોગુણી છે; પરન્તુ એ પતનનુંજ કારણ થઇ પડે છે. એના સ્વીકારથી મોક્ષ–પ્રાપ્તિ થતી નથી. કરેલાં કર્મનું ફળ સર્વ મળે છે; પરન્તુ એ સકામ કર્મો કરવાથી કાંઇ જન્મ-મરણનું મૂળ નાશ પામતું નથી. જન્મ–મરણથી મુકત થવાને માટે સત્ત્વગુણ અવશ્ય જોઇએ અને તેનુંજ નિરૂપણ હવે પછીના સમાસમાં કરીએ છીએ.

## समास ७ मो—सत्त्वगुणनिरूपण.




છઠ્ઠા સમાસમાં દુઃખદાયક અને દારુણ તમોગુણનું વર્ણન કરવામાં આવ્યું. હવે પરમ દુર્લભ એવા સત્ત્વગુણનું નિરૂપણ સાંભળો. જે સત્ત્વગુણ ઈશ્વર-ભજનના આધારરૂપ છે, જે યોગીજનોનું વિશ્રાંતિસ્થાન છે અને જે દુઃખમૂલક આ સંસારનું નિરસન કરે છે. જેનાથી ઉત્તમ ગતિ પમાય છે, જેને લીધે ઈશ્વર સ્વરૂપ પ્રત્યે જવાનો માર્ગ ખુલ્લો થાય છે અને જેનાથી સાયુજ્ય મુક્તિને પામી શકાય છે. જે ભક્ત જનોનો આધાર છે, જે ભવસાગરને પાર પહોંચાડનાર ભરોસાપાત્ર છે અને જેનાથી મોક્ષરૂપી લક્ષ્મી પ્રાપ્ત થાય છે; તે આ સત્ત્વગુણ છે. જે પર-માર્થમાર્ગનું મંડન છે, જે મહાત્માઓનું ભૂષણ છે અને જેના ઉદયથી

રજોગુણ તથા તમોગુણનો નાશ થાય છે. જે પરમ સુખ આપનાર છે, જે આનંદની લહરીસમાન છે અને એ આનંદલહરી આપીને જે જન્મ-મરણનું નિવારણ કરે છે. જે અજ્ઞાનના અંતરૂપ છે, જે પુણ્યનો પ્રકાશ પાડનાર છે અને જેનાથી પરલોકનો માર્ગ હાથ લાગે છે. આવો જે સત્ત્વગુણ તે પ્રકટ થતાં મનુષ્યની ક્રિયા આવાં લક્ષણોથી યુક્ત હોય છે. ઈશ્વર પ્રત્યે એ સત્ત્વગુણી મનુષ્યને વિશેષ પ્રેમ હોય છે, સંસારનાં કામો કરવાં તે લૌકિક અથવા ઔપચારિક જેવાં તે માને છે અને સત્ત્વગુણી પુરુષ સર્વદા વિવેકવાળો હોય છે. સત્વગુણ સંસારનાં દુઃખોની વિસ્મૃતિ કરાવે છે, શુદ્ધ ભક્તિમાર્ગનું દર્શન કરાવે છે અને ભજનક્રિયા ઉત્પન્ન કરાવે છે. પરમાર્થ-માર્ગમાં પ્રીતિ ઉપજાવે છે, શ્રદ્ધાળુ થવું તેને ગમે છે અને પરોપકાર કરવામાં તે ઉતાવળો થાય છે. તે સ્નાન–સંધ્યાદિ પુણ્ય કર્મો કરે છે, અંતઃકરણ નિર્મળ થાય છે અને શરીર ઉપર પણ સ્વચ્છ વસ્ત્રો ધારણ કરે છે. સત્વગુણી પુરુષ યજ્ઞ કરે છે અને કરાવે છે, તે વેદાધ્યયન કરે છે અને કરાવે છે તથા પોતે દાન–પુણ્ય કરે છે. અધ્યાત્મનિરૂપણમાં જેને પ્રીતિ હોય છે, હરિકથા શ્રવણ કરવી જેને ગમે છે તથા જેનું વર્તન સત્વર બદલાઇ જાય છે તેને સત્વગુણી જાણવો. જે અશ્વનું દાન કરે, જે હાથીનું દાન કરે અને જે ગાયોનું તથા પૃથ્વીનું દાન કરે તે સત્વ-ગુણી છે. જે પુરુષ ધનનું, વસ્ત્રનું, અન્નનું અને જળનું દાન કરે તથા બ્રાહ્મ-ણોને સંતર્પણ કરે તે સત્વગુણી છે. કાર્તિકસ્નાન, માઘસ્નાન, વ્રતો, ઉદ્યાપનો, દાનો, તીર્થયાત્રાઓ તથા ઉપોષણો જે નિષ્કામ થઇને કરે તે સત્વગુણી છે. સહસ્રભોજન, લક્ષભોજન તથા અનેક પ્રકારનાં દાનો જે નિષ્કામ-બુદ્ધિથી કરે તે સત્વગુણી છે અને સકામ બુદ્ધિથી કરે તે રજોગુણી છે. તીર્થસ્થળે જે ભૂમિદાન કરે, જે કૂવાઓ તથા તળાવો બંધાવે, તથા જે દેવાલયો અને શિખરો બંધાવે તે સત્વગુણી છે. જે દેવદ્વારના વિષે ધર્મશાળાઓ બંધાવે, પગથીયાં બંધાવે, દીપમાળ બંધાવે અને તુલસી તથા પીપળાના ચબુતરા બંધાવે તે સત્વગુણી છે. દેવ-દ્વારમાં ફળ–ફૂલનાં વૃક્ષો રોપી જે વનો, ઉપવનો કે બગીચા બનાવે, પુષ્પવાટિકાઓ બનાવે અને તપસ્વીઓનાં મનને જે સંતોષ પમાડે તે સત્વગુણી છે. નદીકિનારે સંધ્યા કરવા યોગ્ય જે મઠ બંધાવે, સમાધિ

ચઢાવવા યોગ્ય જે ભોંયરાં બનાવે અને નદીના કાંઠાપર પગથીયાં બંધાવી દેવદ્વારમાં જે ભાંડારગૃહ–કોઠાર સ્થાપિત કરે તે સત્વગુણી છે. દેવતાઓનાં અનેક સ્થાનોમાં જે નંદાદિપ પ્રકટાવે તથા દેવતાઓને અલંકારો તથા આભૂષણો અર્પે તે સત્વગુણી છે. ઘડિયાલ, મૃદંગ, ઝાંઝ, નગારાં, ચામડાંથી મઢેલાં બીજાં વાદ્યો, ઇત્યાદિ સાધનો દેવમંદિરમાં રાખનાર સત્વગુણી છે. અનેક જાતની સામગ્રી દેવમંદિરમાં તૈયાર રાખીને હરિભજનમાં જે તત્પર રહે તે સત્વગુણી છે. છત્રીઓ, પાલખીઓ, ધ્વજા–પતાકાઓ, અબ્દાગિરી આદિ જે દેવસ્થાનમાં અર્પણ કરે તે સત્વગુણી છે. તુલસી–વૃંદાવન બનાવવામાં, રાંગોળી પાડવામાં તથા લીંપી ગુંપી દેવમંદિર સ્વચ્છ રાખવામાં જે પ્રીતિવાળો હોય તે સત્વગુણી છે. જે નાનાપ્રકારનાં સુંદર આસનો, માંડવાના ચંદરવા અને અન્ય સાધનો દેવાલયમાં અર્પણ કરે તે સત્વગુણી છે. દેવને અર્થે જે જાતજાતના ખાદ્ય પદાર્થો બનાવી નૈવેદ્ય ધરે અને નવીન પ્રકારનાં જે ફૂળો અર્પણ કરે તે સત્વગુણી છે. આ પ્રમાણે જેને દેવમંદિર પ્રત્યે ભક્તિભાવ હોય, એટલુંજ નહિ પણ જે હલકી જાતની સેવાનો સ્વીકાર કરીને જાતે દેવમંદિરમાં ઝાડુ કાઢે તે સત્વગુણી છે. જે શુભતિથિ, પર્વણી અને ઉત્સવના દિવસોમાં ઉત્સાહ દેખાડે તથા પોતાનું તન, મન, ધન સર્વ કાંઇ ઈશ્વરાર્પણ કરે તે સત્વગુણી છે. જે હરિકથાશ્રવણ કરવાને તત્પર હોય, જે તિલક–માળા ધારણ કરતો હોય અને જે હરિજનોના લલાટમાં લગાડવા માટે હાથમાં ચંદન લઇને ઉભો રહે તે સત્વગુણી છે. આ પ્રમાણે જે સ્ત્રી અથવા પુરુષ યથાશક્તિ સામગ્રી લઈ દેવદ્વારમાં ઉભાં રહે તે સત્વગુણી છે. જે પોતાનું મહત્વનું કાર્ય પડતું મૂકીને શીઘ્રગતિથી દેવદ્વારમાં આવે અને અંતઃકરણમાં ભક્તિ રાખતો હોય તે સત્વગુણી છે. જે પોતાની મોટાઇનો ત્યાગ કરીને દેવમંદિરનું હલકું કામ પણ હોંશથી કરે અને દેવદ્વારમાં સર્વદા ઉભો રહે તે સત્વગુણી છે. દેવને માટે જે અન્ન તથા તાંબૂલનો ત્યાગ કરીને અપવાસ કરે તથા નિત્યનિયમ, જપ અને ધ્યાન કરે તે સત્વગુણી છે. કઠિન–અપ્રિય શબ્દને જે ન બોલે, સર્વદા નિયમસર વર્તે અને યોગીઓનાં મનને જે સંતોષ પમાડે તે સત્વગુણી છે. અભિમાનનો ત્યાગ કરીને જે હરીકીર્તન કરે અને એવા નિષ્કામ હરિકીર્તનવેળા

જેને અષ્ટભાવ પ્રકટે તે સત્વગુણી છે. મનમાં ઈશ્વરનું ધ્યાન ધરવાથી જેનાં નેત્રો અશ્રુથી ભરાઇ જાય અને જેને દેહનું પણ વિસ્મરણ થાય તે સત્વગુણી છે. જેને હરિકથામાં અત્યંત પ્રીતિ હોય તથા જેને કોઈવાર અપ્રીતિ અથવા કુબુદ્ધિ ન ઉપજે, હરિકથાના આરંભમાં તથા અંતમાં જેનો પ્રેમ વધતો હોય તે સત્વગુણી છે. જેના મુખમાં ઈશ્વરનું નામ હોય, જેના હાથમાં ઈશ્વરભજન માટે કરતાલ હોય, જે ઈશ્વરના ગુણાનુવાદ ગાતો નૃત્ય કરતો હોય અને જે સાધુસંતોની ચરણધૂળ–પગ તળેની રજ લઇને મસ્તકપર ચઢાવી વંદન કરતો હોય તે સત્વગુણી છે. જેનું દેહાભિમાન ટળી જાય, વિષયના વિષે પ્રબળ વિરક્તિ જેને ઉપજે અને 'સંસારની માયા મિથ્યા છે' એવું જે સમજે તે સત્વગુણી છે. 'આ અસાર સંસારમાં ગુંચવાયલા રહેવાથી સાર્થક શું?' એમ જાણીને 'તેમાંથી છૂટવાને માટે કાંઇ ઉપાય યોજવો જોઈએ' એવો વિચાર–જીજ્ઞાસા જેને ઉપજે, તથા એ સંબંધી નિર્ણય ઉપર જે મુમુક્ષુ આવે તે સત્વગુણી છે. સંસારના પાશથી જેનું મન ત્રાસ પામતું હોય, 'કાંઈક ભજન કરીએ તો ઠીક' એવું ભાન જેના મનમાં થાય તે સત્વગુણી છે. પોતાના આશ્રમમાંજ રહેતો હોય છતાં અત્યંત આદરથી તથા નિત્યનિયમથી સદાસર્વદા જેને રામરૂપમાં પ્રીતિ લાગી રહે તે સત્વગુણી છે. જેને સર્વ સંસારી જનો પ્રત્યે અભાવ ઉપજે, જે પરમાર્થીજનોના સમીપમાં જવાને ઇચ્છે તથા સંકટના સમયમાં જેને ધૈર્ય ઉપજે તે સત્વગુણી છે. જે સર્વદા ઉદાસ રહેતો હોય, વિષયોના અનેક ભોગો પ્રત્યે જેને અણગમો થતો હોય અને જેને ઈશ્વરભજન કરવાનુંજ સ્મરણ થતું હોય તે સત્વગુણી છે. ક્ષુદ્ર વસ્તુઓમાં જેનું મન પરોવાય નહિ, મનમાં જેને ઈશ્વરનુંજ સ્મરણ થાય અને ઈશ્વર ઉપર જેને દૃઢ વિશ્વાસ હોય તે સત્વગુણી છે. લોકો જેની નિંદા કરતા હોય છતાં જેના મનમાં ઈશ્વરપ્રેમ વધતો જાય અને મનથી જેણે દૃઢ નિશ્ચય કરી લીધો હોય તે સત્વગુણી છે. અંતઃકરણમાં તર્કનું સ્ફુરણ થઇને તે તર્કનું પરિણામ "હું કોણ છું" એવા પ્રશ્નમાં આવે, તથા જે સ્વરૂપનું ચિંત્વન કરીને નઠારા સંદેહનું નિવારણ કરે તે સત્વગુણી છે. 'પ્રાપ્ત થયેલું મનુષ્યશરીર પરોપકારના કાર્યમાં યોજીને તેનું કાંઇ સાર્થક કરવું' એમ જે ઇચ્છે તે સત્વગુણી છે. જેના અંતઃકરણમાં શાંતિ, ક્ષમા

અને દયા નિશ્ચયથી ઉપજે તેને સત્વગુણી જાણુવો. પોતાને ઘેર આવેલા અતીત–અભ્યાગતોને જે જમાડયા વિના પાછા જવા દેતો નથી અને યથાશક્તિ દાન આપે છે તે સત્વગુણી છે. તપસ્વી, વૈરાગી અને ગરીબડા લોકો આશ્રમ–મહિમાને લઇને આવ્યા હોય તેને જે આશ્રય આપે તે સત્વગુણી છે. પોતાના આશ્રમમાં અન્નનો સંકોચ રહેતો હોય છતાં જે અતિથિઓને કાંઇપણુ યથાશક્તિ આપ્યાવિના નિરાશ જવા દે નહિ તે સત્વગુણી છે. જેણે રસનાજય એટલે જીભનો સ્વાદ છોડી તેની ઉપર જીત મેળવી હોય, જેની વાસનાઓ તૃપ્ત થઈ હોય અને જેના મનમાં કશી કામનાઓ ન હોય તે સત્વગુણી છે. સંસારમાં કાંઇ સંકટ આવી પડે તોપણુ દુ:ખના પ્રસંગમાં જે મનમાં ગભરાય નહિ અને 'થવાનું હશે તે થશે' એમ જે માને તે સત્વગુણી છે. એક પરમાત્માની પ્રાપ્તિને માટે જેણે બીજાં સર્વ સાંસારિક સુખોનો ત્યાગ કર્યો અને જેણે દેહાભિમાન પણુ છોડયું તે સત્વગુણી છે. જેની વાસના વિષયભણી દોડતી હોય છતાં જે ડગે નહિ અને જેની હિમ્મત લેશ પણુ હઠે નહિ તે સત્વગુણી છે. દેહ દુ:ખ–દરદોથી પીડાય, ભુખ–તરસથી અશક્ત થાય, છતાં આત્મજ્ઞાનનો નિશ્ચય જેનો કાયમ રહે તે સત્વગુણી છે. શ્રવણુ, મનન તથા નિદિધ્યાસનથી સમાધાન માનીને જેને શુદ્ધ આત્મજ્ઞાન થાય તે સત્વગુણી છે. જેને અહંકાર ન હોય, જેને આશા ન ઉપજે અને જેનામાં કૃપા–દયા વસતી હોય તે સત્વગુણી છે. સર્વ લોકોની સાથે જે નમ્રતાથી બોલે, જે મર્યાદામાં રહીને ચાલે અને સર્વ લોકોને જે સંતોષ આપે તે સત્વગુણી છે. જે સર્વનો મિત્ર હોય, જે કોઇસાથે પણુ વિરોધ ન રાખે અને જે પરોપકાર માટે જીવન અર્પે તે સત્વગુણી છે. પોતાના કાર્યથી પણુ વિશેષ આગ્રહ જે બીજાનું કાર્ય સિદ્ધ કરવામાં રાખે; અને જે મરણુ પછી પણુ કીર્તિ અવશેષ રાખે તે સત્વગુણી છે. બીજાઓના ગુણુ–દોષ પોતે નજરે જોતો હોય છતાં પણુ જે પેટમાં શમાવી દે તે સત્વગુણી છે; અથવા પારકા દોષ જે ન જુએ તે સત્વગુણી છે. બીજાનાં હલકાં વેણુ જે સહન કરે અને પ્રત્યુત્તર ન આપે તથા ઉપજેલા ક્રોધને જે શમાવી દે તે સત્વગુણી છે. અન્યાયવિના પીડા પમાડયા છતાં જે મનમાં સમજી સહન કરી લે તે સત્વગુણી છે. પરોપકારને માટે જે પોતાના

દેહને કષ્ટ આપે, દુર્જન લોકોની સાથે હળીમળીને ચાલે અને નિંદા કરનાર ઉપર પણ ઉપકાર કરે તે સત્વગુણી છે. મન જ્યાં ત્યાં ભમતું હોય તેને વિવેકવડે જે અંકુશમાં રાખે તથા જે ઇંદ્રિયોનું દમન કરે તે સત્વગુણી છે. સત્કર્મનું જે આચરણ કરે, નિંદિત કર્મોનો જે ત્યાગ કરે તથા ભક્તિમાર્ગનું જે અવલંબન કરે તે સત્વગુણી છે. પ્રાતઃકાળના સમયમાં જેને સ્નાન કરવાનું ગમે, પુરાણશ્રવણ કરવું જેને ગમે અને જે અનેક મંત્રોવડે દેવનું પૂજન-અર્ચન કરે તે સત્વગુણી છે. પર્વકાળ આવે ત્યારે આદર રાખે, વસંતપૂજામાં જે તત્પર રહે અને જયંતી ઉજવવામાં જેને પ્રીતિ ઉપજે તે સત્વગુણી છે. પરદેશમાં કોઇનું મરણ થાય તો તેને જે અગ્નિસંસ્કાર કરાવે અથવા જાતે ત્યાં જાય તે સત્વગુણી છે. કોઇ એક-જણ બીજાને મારતો હોય ત્યારે વચમાં પડીને તેને મારથી બચાવે અને જીવને બંધનથી મુક્ત કરે તે સત્વગુણી છે. જે શિવલિંગ ઉપર લાખો બિલીપત્ર ચઢાવે, જે અભિષેક કરે, જેને ઈશ્વરનામસ્મરણમાં વિશ્વાસ હોય અને દેવદર્શનના સમયમાં જેનું સ્વસ્થચિત્ત હોય તે સત્વગુણી છે. જે સાધુ પુરુષને જોઇને ઉત્કંઠાથી દર્શન લેવા દોડી જાય અને સર્વભાવથી સાષ્ટાંગ નમસ્કાર કરે તે સત્વગુણી છે. જેના ઉપર સંત પુરુષની કૃપા થાય તેણે પોતાના વંશનો ઉદ્ધાર કરી લીધો અને સત્વગુણને લીધે તે ઈશ્વરનો અંશ છે. જે લોકોને સન્માર્ગભણી વાળે, જે હરિભજન કરવા પ્રેરે અને અજ્ઞાનીઓને જે જ્ઞાનદાન દે તે સત્વગુણી છે. જેને પુણ્ય કરવું ગમે, પ્રદક્ષિણા તથા નમસ્કાર કરવા ગમે અને જેને કંઠાગ્રે સ્તોત્રો પાઠ થયાં હોય તે સત્વગુણી છે. ભક્તિના વિષયમાં જે ઉત્સાહી હોય, અનેક ગ્રંથોનો જે સંગ્રહ કરે, ધાતુઓની મૂર્તિનું જે અનેક પ્રકારે પૂજન કરે તે સત્વગુણી છે. માળા, પોથીનું વેષ્ટન, આસન, ગોમુખી, ઇત્યદિ પૂજા-પાઠની સામગ્રી જે સ્વચ્છ રાખે તથા વસ્ત્રો પવિત્ર રાખે તે સત્વગુણી છે. પારકાના દુઃખથી જે દુઃખી થાય, બીજાના સુખથી જે સંતોષ માને અને વૈરાગ્ય દેખીને જેને હર્ષ ઉપજે તે સત્વગુણી છે. બીજાની શોભામાં જે પોતાની શોભા માને, બીજાના દૂષણમાં જે પોતાને દૂષણ માને અને જેને બીજાના દુઃખથી ખેદ થાય તે સત્વગુણી છે. અસ્તુ. વિશેષ કહેવાથી શું ? દેવ તથા ધર્મમાં જેનું ચિત્ત હોય અને દેવનું ભજન જે નિષ્કામ બુદ્ધિથી કરે તે

સત્વગુણી છે. આવો આ સાત્વિક–સત્વગુણ સંસારસાગરમાંથી તારનારો છે અને તેનાથી જ્ઞાનમાર્ગનો વિવેક ઉપજે છે. સત્વગુણથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને સત્વગુણથી સાયુજ્યમુક્તિ મળી શકે છે. આ પ્રમાણે સત્વગુણનું યથામતિ વર્ણન કરી દેખાડયું. હવે શ્રોતાજનોએ કૃપા કરીને આગળ લક્ષ દઈ સાંભળવું.

## समास ८ मो–सद्विद्यानिरूपण.



સદ્વિદ્યાનાં લક્ષણો સાંભળો. પરમશુદ્ધ ઉત્તમ લક્ષણોનો વિચાર કરવાથી મનુષ્યની અંદર પરાણે સદ્વિદ્યા આવી વસે છે. સદ્વિદ્યાવાન્ પુરુષ હોય તે વિશેષે કરીને ઉત્તમ લક્ષણવાળો હોય છે અને તેના ગુણો સાંભળવાથી પરમ સંતોષ થાય છે. સદ્વિદ્યાવાળો પુરુષ શ્રદ્ધાવાળો, સાત્વિક, પ્રેમી, શાન્ત, ક્ષમા તથા દયાવાળો, લીન, તત્પર તથા કેવળ અમૃત વચન બોલનારો હોય છે. તે પરમ સુંદર, મહાબળવાન, હિંમતવાળો, પુષ્કળ સંપત્તિવાળો અને ઉદાર હોય છે. તે મહાજ્ઞાની, ભક્ત, સમર્થ, પંડિત, વિરક્ત, મહાતપસ્વી અને ઘણો શાંત હોય છે. વળી તે વક્તા હોઈ આશાવિનાનો સર્વજ્ઞ તથા આદરવાળો, શ્રેષ્ઠ અને સર્વ સાથે નમ્ર હોય છે. તે રાજા હોઇને ધાર્મિક વૃત્તિવાળો, શૂર તથા વિવેકી, તરુણ તથા અત્યંત મર્યાદા–નિયમથી વર્તનારો હોય છે. વૃદ્ધોના તથા કુળના આચારનું પાલન કરનારો, યુક્તાહારી, વિકાર વગરનો, પરોપકારી તેમજ યશરેખાવાળો ધન્વંતરી હોય છે. કામ કરનારો, અભિમાનવિનાનો, ઈશ્વરગુણાનુવાદ ગાનારો વૈષ્ણવ, ઘણા આદરથી ભગવદ્ભજન કરનારો અને વૈભવવાળો હોય છે. તત્વજ્ઞાનવાળો, ઉદાસીન, બહુશ્રુત, સજ્જન, સલાહકાર, સારા ગુણવાળો અને નીતિમાન હોય છે. સાધુ, પવિત્ર, પુણ્યશીલ, શુદ્ધ અંતઃકરણવાળો, ધર્માત્મા, દયાળુ, સ્વધર્મ તથા સ્વકર્મમાં પવિત્ર અને નિષ્ઠાવાળો, લોભવિનાનો અને અજાણપણામાં પણ અયોગ્ય કાર્ય થઇ ગયું હોય તો પશ્ચાત્તાપ કરનારો હોય

છે. પરમાર્થમાર્ગ પ્રત્યે અત્યંત પ્રીતિવાળો, સન્માર્ગ અને સત્કર્મ, ધારણા, ધૃતિ, શ્રુતિ, સ્મૃતિ, લીલા, યુક્તિ, સ્તુતિ, બુદ્ધિ અને પરીક્ષામાં અભિરુચિ ધરાવનારો તે હોય છે. દક્ષ, સભ્ય, લાયક, તર્કશક્તિવાળો, સત્યવાળો, સાહિત્યવાળો, નિયમ કરનારો, ભેદ જાણી શકે એવો, કુશળ, ચાલાક અને અનેક પ્રકારે વિલક્ષણ એવો હોય છે. તે આદર, સન્માન તથા ધોરણ ઓળખનારો, પ્રયોગનો અનુકુળ પ્રસંગ જાણનારો, કાર્ય–કારણનાં લક્ષણ જાણનારો, જેની બુદ્ધિ વિકાસ પામેલી છે એવો તથા બહુ બોલનારો હોય છે. તે હુશિયાર, પ્રયત્નવાળો, સાધક, વેદવિદ્યાની શોધ–ખોળ કરનારો અને જ્ઞાન તથા વિજ્ઞાનનો બોધ કરનારો નિશ્ચયપૂર્વક હોય છે. તે પુરશ્ચરણ કરનારો, તીર્થમાં વાસ કરનારો, દૃઢ વ્રત કરનારો, દેહનું દમન કરનારો અને નિગ્રહથી ઉપાસના કરી જાણનારો હોય છે. તે સત્ય તથા શુભ વચન બોલનારો, કોમળ વચન બોલનારો, એકવચની, નિશ્ચયપૂર્વક બોલનારો તથા સર્વકાળમાં સુખ ઉપજે એવું બોલનારો હોય છે. જેની વાસના તૃપ્ત થઇ છે એવો, ગંભીર, યોગી, ભવ્ય મુખમુદ્રાવાળો, સુપ્રસન્ન મુખવાળો, વૈરાગ્યવાળો, શાંત, સાત્વિક, શુદ્ધમાર્ગે ચાલનારો, નિષ્કપટી તથા કોઇપણ વ્યસનવિનાનો તે હોય છે. તે ચતુર, સંગીત જાણનારો, ગુણગ્રાહી, અપેક્ષાવિનાનો, લોકસંગ્રહ માટેજ કામ કરનારો તથા સર્વ પ્રાણીઓસાથે સ્નેહપૂર્વક હળીમળી વર્તનારો હોય છે. તે દ્રવ્ય, સ્ત્રી, ન્યાય, અંતઃકરણ, પ્રવૃત્તિ, નિવૃત્તિ, તેમજ અન્ય પ્રકારે પવિત્ર તથા નિઃસંગ હોય છે. તે મિત્રતાથી પારકાનું હિત કરનારો, મધુર વાણીથી બીજાના શોકને હરનારો, તથા સ્વસામર્થ્યવડે પારકાનું રક્ષણ કરનારો અને પુરુષાર્થવડે આખા જગતનો મિત્ર હોય છે. શંકાઓનું નિવારણ કરનારો, પ્રખર વક્તા, સર્વ શંકાઓનું તત્કાળ સમાધાન કરી શકે એવો અને શ્રોતા તથા કથાનિરૂપણના પ્રસંગમાં શબ્દોના અર્થને વળગી રહે એવો તે હોય છે. વિતંડાવાદવિનાનો સંવાદ કરનારો, સંગ–ઉપાધિથી નિરાળો, દુરાશાવગરનો, ક્રોધવિનાનો, નિર્દોષ તથા ઈર્ષ્યા વિનાનો તે હોય છે. નિશ્ચયયુકત શુદ્ધ વિજ્ઞાનવાળો, સમાધાન રાખનારો, ભકત, સિદ્ધ છતાં સાધકની પેઠે વર્તનારો અને સાધનનું સંરક્ષણ કરનારો હોય છે. તે સુખ, સંતોષ, આનંદ, હાસ્ય, ઐકય તથા આત્મસ્વરૂપવાળો સર્વને લાગે છે. તે ભાગ્ય, જય, રૂપ, ગુણ, આચાર, વિચાર, ક્રિયા અને

સ્થિરચિત્તવાળો હોય છે. તે યશ, કીર્તિ, સામર્થ્ય, વીર્ય, વરદાન, સત્ય તથા સત્કર્મથી યુક્ત એવો હોય છે. તે વિદ્યા, કળા, લક્ષ્મી, લક્ષણ, કુળ, પવિત્રતા, બળ તથા દયાથી યુક્ત હોય છે. તે યુક્તિ, ગુણ, શ્રેષ્ઠત્વ, બુદ્ધિ, ધૈર્ય, દીક્ષા, સંતોષ, નિઃસ્પૃહતા તથા વૈરાગ્યથી યુક્ત હોય છે. અસ્તુ. આવા ઉત્તમ ગુણો હોવા તે સદ્વિદ્યાનાં લક્ષણો છે અને તે જાણીને તેનો અભ્યાસ રાખવાને માટે સંક્ષેપથી કહ્યાં છે. રૂપ તથા લાવણ્યનો અભ્યાસ કરી શકાતો નથી, જેથી આવા સ્વાભાવિક ગુણોના અભ્યાસ માટે ઉપાય ચાલતો નથી; એટલા માટે આગંતુક એટલે અભ્યાસ અથવા અનુકરણથી મેળવી શકાય એવા ગુણોની પ્રાપ્તિ માટે પ્રયાસ કરવો જોઇએ. આવી આ અત્યુત્તમ સદ્વિદ્યા સર્વની આગળ હોવી જોઇએ; તેમાં પણ ખાસ કરીને વિરક્ત પુરુષે તો તે સંપાદન કરવાનો અભ્યાસ રાખવો જોઇએ.

---

## समास ९ मो–विरक्तलक्षण.



હવે વિરક્તનાં લક્ષણો સાંભળો. વિરક્ત પુરુષની અંદર કેવા ગુણો હોવા જોઇએ ? જેથી કરીને તેનામાં યોગીજનો સરખું સામર્થ્ય આવે ! જેનાથી સત્કીર્તિ વધે, જીવન સાર્થક થાય તથા મહિમા વધે; પરમાર્થ ફાવી જાય, આનંદ ઉછળી રહે તથા વિવેકની સાથે વિરક્તિ દ્વિગુણિત થાય. જેનાથી સુખ ઉભરાઇ જાય અને જેનાથી મોક્ષ તેમજ ભાગ્યલક્ષ્મી પ્રસન્ન થાય, સકળ કામનાઓ–મનોરથો પૂર્ણ થાય અને મુખમાંથી મધુર વાણી બોલવામાટે સરસ્વતી પ્રસન્ન થાય. આ સર્વને માટે જે લક્ષણો અથવા ગુણો વિરક્તમાં હોવાં જોઇએ તે સાંભળીને મનમાં દૃઢ કરી રાખો; એટલે પછી અખિલ ભૂમંડળમાં વિખ્યાત થઈ શકશો. વિરક્ત પુરુષે વિવેકથી રહેવું, અધ્યાત્મજ્ઞાનમાં વૃદ્ધિ કરવી, ઇંદ્રિયદમન માટે ધૈર્ય અથવા દૃઢતા રાખવી, સાધનમાર્ગનું રક્ષણ કરવું, ભજનમાર્ગનો પ્રસાર કરવો અને વિશેષેકરીને બ્રહ્મજ્ઞાન પ્રકટ કરવું. ભક્તિ વધારવી, શાન્તિ દર્શાવવી

અને યત્નથી વિરક્તિ કરવી. સત્ક્રિયાની સ્થાપના કરવી, નિવૃત્તિનો વિસ્તાર કરવો, નૈરાશ્યતાનો અંગીકાર કરવો, મનથી દૃઢ થવું, ધર્મની સંસ્થાપના કરવી, નીતિનું અવલંબન કરવું અને અત્યંત આદરથી ક્ષમા સાચવવી. પરમાર્થનો પ્રકાશ કરવો, તત્ત્વવિચારને શોધવો અને સન્માર્ગદાયક સત્ત્વગુણ પાસે રાખવો. શ્રદ્ધાવાળા લોકોને સંભાળવા, પ્રેમીજનોનાં મનને શાંતિ આપવી અને ભોળા તથા શરણાગત મનુષ્યોની ઉપેક્ષા ન કરવી. વિરક્ત પુરુષે પરમ દક્ષ થવું, અંતઃકરણની પ્રેરણા પ્રમાણે વર્તનારા થવું તથા પરમાર્થમાર્ગનો પક્ષ લેવો. વિરક્ત પુરુષે અભ્યાસ કરવો, ઉદ્યોગ કરવો તથા ભાગી પડેલા પરમાર્થમાર્ગની પુનર્ઘટના કરવી. વિરકત પુરુષે શુદ્ધ જ્ઞાનનો ઉપદેશ કરવો, વૈરાગ્યની પ્રશંસા કરવી અને નિશ્ચયાત્મક સમાધાન કરવું. પર્વણીઉપર ઉત્સવો કરવા, ભકિત કરનારા સમૂહનાં સમ્મેલનો ભરવાં તથા અનેક અગવડોને નહિ ગણકારતાં ઉપાસનામાર્ગનો પ્રચાર કરવો. વિરકત પુરુષે હરિકીર્તનો કરવાં, અધ્યાત્મનિરૂપણનો પ્રસાર કરવો તથા ભકિતમાર્ગનું બળ વધારી નિંદક અને દુર્જન લોકોને લજ્જા પમાડવી. ઘણા લોકોઉપર પરોપકાર કરવો, ભલાઇના ગુણોનો જીર્ણોદ્ધાર કરવો અને બળપૂર્વક પુણ્યમાર્ગનો વિસ્તાર વધારવો. વિરકત પુરુષે સ્નાન, સંધ્યા, જપ, ધ્યાન, તીર્થયાત્રા, ભગવદ્‌ભજન, નિત્યનિયમ, પવિત્રતા ઇત્યાદિ ગુણોવાળા થઇને અંતઃકરણથી શુદ્ધ રહેવું. વિરકત પુરુષે દૃઢ નિશ્ચય ધારણ કરવો, સંસારને સુખથી સંપૂર્ણ કરવો અને પોતાના સંસર્ગ માત્રથી વિશ્વના લોકોનો ઉદ્ધાર કરવો. વિરકત પુરુષે નિરૂપણના પ્રસંગમાં ધીર, ઉદાર તથા તત્પર થવું. વિરક્ત પુરુષે સાવધ રહેવું, શુદ્ધમાર્ગથી જવું અને પરોપકારનાં કાર્યોમાં પોતાના જીવનનો વ્યય કરીને કીર્તિરૂપે અવશેષ રહેવું. વિરકત પુરુષે પોતાની સમાન વિરક્તને શોધવો, સાધુ પુરુષને ઓળખી લેવો અને સંત તથા યોગીઓને પોતાના મિત્ર કરવા. વિરકત પુરૂષે પુરશ્ચરણો કરવાં, તીર્થાટનો કરવાં તથા અનેક પ્રકારનાં સ્થાનોને રમણીય બનાવવાં. વિરકત પુરુષે સંસારનાં કામોમાં જોડાવું તોપણ ઉદાસીનતા છોડવી નહિ તથા કોઇ પણ વિષયમાં નઠારી આશાઓ જામવા દેવી નહિ. વિરકતે અંતર્નિષ્ઠ રહેવું, ક્રિયાભ્રષ્ટ ન થવું અને પરાધીનતાથી કનિષ્ઠ ન બનવું. વિરકતે સમય જાણવો, પ્રસંગને ઓળ-

ખવો અને સર્વ પ્રકારે ચતુર થવું. વિરકત પુરુષે એકદેશી એટલે પરિમિત જ્ઞાનવાળા ન થવું; પરન્તુ સર્વ વિષયનું જ્ઞાન મેળવવું તથા સર્વ કાંઇ યથાર્થરીતે પૂરેપૂરૂં જાણી લેવું. હરિકથા, અધ્યાત્મનિરૂપણ, સદ્દગુરુ ભક્તિ, બ્રહ્મજ્ઞાન, પિંડજ્ઞાન, તત્ત્વજ્ઞાન, કર્મમાર્ગ, ઉપાસનામાર્ગ, જ્ઞાનમાર્ગ, સિદ્ધાન્તમાર્ગ, પ્રવૃત્તિમાર્ગ, નિવૃત્તિમાર્ગ, પ્રેમની સ્થિતિ, ઉદાસીન દશા, યોગસ્થિતિ, ધ્યાનસ્થિતિ, વિદેહસ્થિતિ તથા સહજસ્થિતિ ઇત્યાદિ સર્વ કાંઇ વિરક્ત પુરુષે જાણવું. ધ્વનિ, લક્ષ, મુદ્રા, આસનો, મંત્ર, યંત્ર, વિધિ–વિધાન આદિ અનેક મતોનો મર્મ વિરકત પુરુષે જાણી લેવો. વિરકત પુરુષે જગતના મિત્ર થવું, સ્વતંત્ર બનવું અને તેણે વિચિત્ર તથા બહુ ગુણવાળા થવું. વિરકત પુરુષે વિરકત રહેવું, હરિભકત બનવું તથા અલિપ્તપણાથી નિત્યમુકત થઇ જવું. વિરકત પુરુષે અનેક શાસ્ત્રો જોવાં, અનેક મતોનું ખંડન કરી અભિમાનીઓને જીતવા તથા મુમુક્ષુઓને સન્માર્ગભણી વાળવા. વિરક્ત પુરુષે શુદ્ધ માર્ગનો ઉપદેશ કરવો, શંકાઓનું સમાધાન કરવું તથા વિશ્વના સર્વ મનુષ્યોને પોતાના કરીને જાણવા. વિરકત પુરુષે નિંદકોને પણ નમન કરવું, સાધકોને ઉપદેશ આપવો તથા બદ્ધજનોને ચેતના ઉપજાવી મુમુક્ષુ બનાવવા. વિરકત પુરુષે ઉત્તમ ગુણોનો સ્વીકાર કરવો, અવગુણોનો ત્યાગ કરવો તથા વિવેકના બળથી અનેક વિઘ્નોનું નિવારણ કરવું. આવા આ વિરકત પુરુષનાં ઉત્તમ લક્ષણો એકાગ્ર મનથી સાંભળવાં અને તેની નિંદા ન કરવી. આટલું હું સહજ સ્વભાવથી બોલ્યો છું; તેમાંથી બને એટલું ગ્રહણ કરવું તથા બહુ બહુ બોલ્યો છું માટે શ્રોતાઓએ મને ઉદાસ ન કરવો. ઉત્તમ લક્ષણોનો સ્વીકાર ન કર્યાથી અપલક્ષણો આવી જાય છે અને કુલક્ષણોથી વેદિયા ઢોરજેવી દશા થાય છે. ભણ્યા પણ ગણ્યા નહિ એવા વેદિયા ઢોરોનાં લક્ષણો હવે પછીના સમાસમાં કહ્યાં છે તે સાવધાન થઈને સાંભળો.



# समास १० मो-पढतमूर्खनां लक्षण.



છઠ્ઠા સમાસમાં એવાં લક્ષણો કહી ગયા કે જેનું શ્રવણ કરવાથી જે મૂર્ખ હોય તે પણ ચતુર થાય. હવે જેઓ પોતાને ડાહ્યા માને છે છતાં મૂર્ખ હોય છે, એઓનાં લક્ષણો સાંભળો. એવા લોકોને "પઢતમૂર્ખ" એટલે ભણેલા છતાં મૂર્ખ કહ્યા છે. તે વિષે શ્રોતાઓએ દુઃખ ન માનવું; કેમકે અવગુણોનો ત્યાગ કરવાથી સુખ પ્રાપ્ત થાય છે. જે બહુશ્રુત અને બુદ્ધિમાન થઈને બ્રહ્મજ્ઞાનની વાતો કર્યા છતાં મનમાં દુરાશા અને અભિમાન રાખે તે પઢતમૂર્ખ છે. મુક્તાવસ્થાની ક્રિયાનું જે પ્રતિપાદન કરે અને સગુણ ભક્તિમાર્ગનો ઉચ્છેદ કરે તથા સ્વધર્મ અને સાધનોની નિંદા કરે તે પઢતમૂર્ખ છે. પોતાના જ્ઞાનના ઘમંડ (અભિમાન)થી સર્વ લોકોને જે દોષ દે છે તથા પ્રાણીમાત્રનાં છિદ્રો જોતો હોય તે પઢતમૂર્ખ છે. શિષ્યથી કાંઈ અવજ્ઞા થઈ જાય અને તે સંકટમાં પડ્યો હોય ત્યારે તેને દુઃશબ્દો સંભળાવી તેના મનને વિશેષ દુઃખી કરે તે પઢતમૂર્ખ છે. જે રજોગુણી, તમોગુણી, કપટી, કુટિલ અંતઃકરણનો તથા વૈભવ જોઈને વખાણનારો હોય તે પઢતમૂર્ખ છે. આખો ગ્રંથ વાંચી જોયા વિના જે નકામું દૂષણ દે છે અને ગુણ કહેતાં છતાં પણ જે અવગુણ જુવે છે તે પઢતમૂર્ખ છે. લક્ષણો સાંભળીને જેને મનમાં અણગમો ઉપજે છે અને ઈર્ષ્યા કે દ્વેષથી જે ખટપટ જગાડે છે તથા નીતિ–ન્યાયના પ્રસંગમાં જે ઉદ્ધત રીતે વર્તે છે તે પઢતમૂર્ખ છે. જ્ઞાનાભિમાનને લઈને જે હઠઉપર ચઢે છે, ઉપજેલા ક્રોધને જે રોકી શકતો નથી તથા જેની ક્રિયા અને શબ્દમાં અંતર છે; એટલે જે કરે છે કાંઈ અને કહે છે કાંઈ તે પઢતમૂર્ખ છે. અધિકાર વિના વ્યાખ્યાન આપવાનો જે વૃથા શ્રમ લે છે અને જે કઠિન વચનો બોલે છે તે પઢતમૂર્ખ છે. જે શ્રોતા બહુશ્રુતપણાથી વક્તાને પોતાનાથી હીન એટલે ઓછા જ્ઞાનવાળો દેખાડે અને પોતાની વાચાળતા દર્શાવે તે પઢતમૂર્ખ છે. જે વિષયમાં બીજાઓને દોષ દેતો હોય, તેજ દોષ પોતાનામાં ભરેલા છે, તે

વિષે જેને ભાન નથી તે પઢતમૂર્ખ છે. અભ્યાસના બળથી જે સર્વ વિદ્યાઓ જાણતો હોય છતાં લોકોના મનને જે સંતોષ પમાડી જાણે નહિ તે પઢતમૂર્ખ છે. હાથી જેમ સ્પર્શસુખના લોભથી ઊર્ણતંતુવડે જળમાં ફસાઇને બંધાય છે અને લોભથી ભમરો જેમ મરણવશ બને છે; તેમ જે સંસારમાં આસક્ત બનીને તેમાં ગુંચવાઇ જાય છે તે પઢતમૂર્ખ છે. જે સ્ત્રીઓનો સહવાસ કરે તથા અધ્યાત્મનિરૂપણની વાતો સ્ત્રીઓની સાથે કરે અને નિંદ્ય વસ્તુનો જે અંગીકાર કરે તે પઢતમૂર્ખ છે. જેનાથી શરીરમાં ખોડ-ખાંપણ આવે તે વાત કરવાને મનમાં જે દઢતાથી ઇચ્છે તથા જેનામાં દેહબુદ્ધિ અર્થાત્ દેહાભિમાન હોય તે પઢતમૂર્ખ છે. જે મનુષ્ય પરમાત્માને મૂકીને મનુષ્યની સ્તુતિ કરે અથવા જેને દેખે તેનાં વખાણ કરવા મંડી જાય તે પઢતમૂર્ખ છે. જે સ્ત્રીઓનાં અવયવોની પ્રશંસા કરે, નાનાપ્રકારનાં નાટકોના હાવ-ભાવયુક્ત જે વખાણ કરે અને એવું વર્ણન કરતાં જે ઈશ્વરને ભૂલી જાય તે પઢતમૂર્ખ છે. પોતાના વૈભવમાં મગ્ન બનીને જે જીવમાત્રને તુચ્છજેવા લેખે અને જે પાખંડમતનું પ્રતિપાદન કરે તે પઢતમૂર્ખ છે. જે વિદ્વાન, વૈરાગ્યવાળો, બ્રહ્મજ્ઞાની તથા મહાન યોગી છતાં જગતમાં ભવિષ્યવાણી ભાખ્યા કરે તે પઢતમૂર્ખ છે. જે શાસ્ત્રની વાતો સાંભળીને મનમાં ગુણ-દોષનું નિરીક્ષણ કર્યા કરે તથા પારકાની ભલાઇ પ્રત્યે જે ઈર્ષ્યાથી જુવે તે પઢતમૂર્ખ છે. જેનામાં ભક્તિનું સાધન નથી, વૈરાગ્ય કે ભજનભાવ નથી અને જે ક્રિયાવિના માત્ર બ્રહ્મજ્ઞાનની વાતોજ કરે છે તે પઢતમૂર્ખ છે. જે તીર્થક્ષેત્રને અને વેદશાસ્ત્રોને નહિ માનતાં પવિત્ર કુળમાં ઉત્પન્ન થઇને અપવિત્રતાથી રહેતો હોય તે પઢતમૂર્ખ છે. જે આદર જોઇને પ્રીતિ કરે તથા જેની કીર્તિ પ્રસરી ન હોય એવાઓની પણ જે સ્તુતિ કરે અને તુરતજ નિંદા કરીને અનાદર દેખાડે તે પઢતમૂર્ખ છે. પાછળ કાંઇ અને આગળ કાંઈ એવા જેના અવ્યવસ્થિત નિયમો છે તથા જે બોલે એક અને કરે બીજું તે પઢતમૂર્ખ છે. સંસારનાં કાર્યોમાં જે તત્પર રહે અને પરમાર્થના કાર્યમાં જે અનાદર દેખાડે તથા જાણી જોઇને જે અજ્ઞાનના અંધકારમાં પડ્યો રહે તે પઢતમૂર્ખ છે. યથાર્થ એટલે જેવી હોય તેવી સ્પષ્ટ અને સાચી વાત કહેવાને બદલે જે મન રાખી વાત કહે અને જેનું જીવન

પરાધીન હોય તે પઢતમૂર્ખ છે. ઉપર ઉપરથી જે સ્વાંગ ભજવી દેખાડે; પરન્તુ જે ન કરવાનાં કાર્યો કરે અને સન્માર્ગથી ચૂકીને જે હઠ રાખી બેસે તે પઢતમૂર્ખ છે. ઉત્તમ ગ્રંથોનું શ્રવણ નિત્ય કરવા છતાં પણ જે પોતાના અવગુણો છોડે નહિ અને પોતાનું હિત પોતે સમજે નહિ તે પઢતમૂર્ખ છે. અધ્યાત્મનિરૂપણના સમયમાં સારા સારા શ્રોતાઓ આવીને બેઠા હોય છતાં એવાઓના બદલે જે ક્ષુદ્ર શ્રોતાઓને ઉદ્દેશીને નિરૂપણ કરે તે પઢતમૂર્ખ છે. પોતાનો શિષ્ય અનધિકારી થાય અને પોતાની અવજ્ઞા કરે; છતાં તેની આશા પુનઃ પુનઃ મનમાં જે રાખે તે પઢતમૂર્ખ છે. શ્રવણના સમયમાં કોઇનાથી કાંઈ દોષ થઇ જાય તો તેની ઉપર જે ક્રોધ કરે તે પઢતમૂર્ખ છે. પોતાના વૈભવમાં મસ્ત બનીને જે સદ્‌ગુરુની ઉપેક્ષા કરે તથા જે પોતાની ગુરુપરંપરા છુપાવે તે પઢતમૂર્ખ છે. જ્ઞાનની વાતો બોલીને જે પોતાનો સ્વાર્થ સાધે, કૃપણ થઇને જે અર્થસંચય કરે તથા અર્થસંચયને માટેજ જે પરમાર્થજ્ઞાનનો ઉપયોગ કરે તે પઢતમૂર્ખ છે. પોતે વર્તતો ન હોય છતાં જે બીજાઓને શિખવવાનું કરે અને જે બ્રહ્મજ્ઞાનની વાતો કર્યા કરે તથા જે ગોસ્વામી હોઇને પરાધીન છે તે પઢતમૂર્ખ છે. ભક્તિમાર્ગનો જે સંપૂર્ણ ઉચ્છેદ કરે અને પોતાનાંજ કાર્યોમાં અવ્યવસ્થા થાય એવાં કર્મો જે કરે તે પઢતમૂર્ખ છે. જેનો સંસાર હાથથી વંઠી ગયા જેવો અને પરમાર્થનો લેશ પણ અંશ જેનામાં નથી તથા જે દેવ—બ્રાહ્મણોનો દ્વેષ કરે તે પઢતમૂર્ખ છે. અવગુણો જાણીને તેનો ત્યાગ કરવાને માટે પઢતમૂર્ખનાં લક્ષણો કહ્યાં છે. તેમાં કાંઈ ઓછું વધતું કહેવાયું હોય તો સુજ્ઞોએ ક્ષમા કરવી. જે આ અસાર સંસારમાં સુખ માનતો હોય, તે મૂર્ખોમાં પણ પરમ મૂર્ખ—મૂર્ખ શિરોમણિ છે ! કેમકે સંસારના દુઃખસરખું બીજું કોઇ પણ દુઃખ નથી. એ સંસારદુઃખનું નિરૂપણ આગળ કરવામાં આવ્યું છે અને જન્મદુઃખનાં લક્ષણો તથા ગર્ભવાસનાં દારુણ દુઃખો કેવાં હોય છે તે દર્શાવ્યું છે.



# दशक ३ जो

## समास १ लो–जन्मदुःखनिरूपण.



જન્મ દુ:ખનો અંકુર છે, શોકનો સમુદ્ર છે અને જન્મ ભયનો અચલ પર્વત છે. જન્મ કર્મની મૂસ છે, પાતકોની ખાણ છે અને જન્મ એ કાળના નિત્યનૂતન દુ:ખરૂપ છે. જન્મ કુવિદ્યાનું મૂળ છે, લોભનું કમળ છે અને જન્મ એ ભ્રાન્તિનો જ્ઞાનહીન પડદો છે. જન્મ જીવનું બંધન છે, મૃત્યુના કારણરૂપ છે અને જન્મ એજ નિષ્કારણ ગુંચવાડા જેવું છે. જન્મ સ્વસુખનું વિસ્મરણ છે, ચિંતાનું આગાર છે અને જન્મથીજ વાસનાનો વિસ્તાર વિસ્તરી રહ્યો છે. જન્મ જીવની અધમ દશારૂપ છે, કલ્પનાનું ચિન્હ વા પ્રતિબિંબ છે અને જન્મ એજ મમત્વરૂપી ડાકણના ફેરારૂપ છે. જન્મ માયાની ઠગાઇરૂપ છે, જન્મ ક્રોધના પરાક્રમરૂપ છે અને જન્મ એજ મોક્ષમાર્ગની આડે વિઘ્નરૂપ છે. જન્મ જીવનું "મમત્વ" છે, અહંકારનો ગુણ છે અને જન્મ એજ ઈશ્વરનું વિસ્મરણ છે. જન્મ વિષયની પ્રીતિરૂપ છે, દુરાશાનું બંધન છે અને જન્મ એ કાળની દાઢમાં કડકડ ચવાતી કાકડીરૂપ છે. જન્મ એ વિષમકાળ છે, વિકટ સમય છે અને જન્મ એજ અત્યંત ગલીચ્છ એવું નરકપતન છે. શરીરનું મૂળ જોવા જઈએ તો એના સરખું બીજું અમંગલ નથી; કેમ કે રજસ્વલાના અપવિત્ર રજથી એને જન્મ મળે છે. જે રજસ્વલાની સ્થિતિને અત્યંત દોષરૂપ ગણેલી છે તે દ્વારા આ મનુષ્યરૂપી પુતળું

નિર્માણ થાય છે, તોપછી નિર્મલપણાનું સૌભાગ્ય ક્યાં રહ્યું? રજસ્વલાના રજથી જે એક પ્રકારનો ગોળો ગર્ભરૂપ બને છે, તેનુંજ આ શરીર છે. ઉપર ઉપરથી એ શરીર જો કે સુંદર દેખાય છે, તોપણ અંદર જાણે નર્કના કોથળા રૂપ છે અને ચર્મકુંડના ઢાંકણાની પેઠે દુર્ગંધના ભયથી તે ઉઘાડી શકાતું નથી. કુંડ ધોવાથી શુદ્ધ થાય છે; પરન્તુ આ દેહરૂપી કુંડને નિત્ય ધોવામાં આવે છે, છતાં દુર્ગંધ ભરી રહે છે અને શુદ્ધ થતો નથી. હાડકાના આ પાંજરાને ઉભું કરવામાં આવ્યું છે અને શિરાઓથી તેને વિંટી લેવામાં આવ્યું છે તથા મેદ–માંસથી ખીચોખીચ ભરીને ઠીકઠાક કરી શણુ-ગારવામાં આવ્યું છે. અશુદ્ધ એટલે રકત, જે નામથી પણ શુદ્ધ નથી, તે પણ શરીરની અંદર ભરવામાં આવ્યું છે તથા અનેક જાતના રોગો અને દુઃખો પણ તેમાં રહેલાં છે. શરીરમાં નર્કના કોઠાર ભરેલા છે, અંદર અને બહારથી ઝરે છે તથા મૂત્રરૂપી દુર્ગંધની કોથળી તેમાં ભરી રહેલી છે. કૃમિ, કીડા અને બીજા જંતુઓથી દુર્ગંધની પોટલી જાણે બંધાઇ રહી છે અને અણગમો ઉપજાવનારી રીતે હાલકડોલક થતી ચામડી લટકે છે. આખા શરીરમાં મસ્તકને શ્રેષ્ઠ ગણ્યું છે, ત્યાંથી પણ મુખ તથા નાકદ્વારા મળ સ્રવ્યા કરે છે અને કાન કૂટવાથી જે દુર્ગંધ નીકળે છે તે સહન થતી નથી. આંખોમાં ચીપડા આવે છે, નાકમાંથી ગુંગાં ( મેકડા ) નીકળે છે અને પ્રાતઃકાળમાં મુખમાંથી મળજેવી વાસ આવે છે. લાળ, થુંક, મળ, પિત્ત, બળખા ઇત્યાદિ જેમાંથી ઝર્યા કરે છે, તેને “ ચંદ્રમાજેવું મુખકમળ ” કહેવામાં આવે છે! પરન્તુ એ મુખની સ્થિતિ તો ઉપર મુજબ છે અને પેટમાં વિષ્ટા ભરેલી છે! પ્રત્યક્ષ વાતને ભૂમંડળમાં પ્રમાણ નથી. ગમે તેવાં દિવ્ય તથા સુવાસ અન્નનું ભક્ષણ કરવામાં આવે તોપણ વિષ્ટા અને વમનરૂપે બનીને બહાર નીકળે છે; તથા ગંગાના જળનું પાન કરવામાં આવે તોપણ તેનું મૂત્રજ બને છે! સારાંશ એજ કે મળ, મૂત્ર અને વમન દેહનું જીવન છે અને એનાથી દેહની વૃદ્ધિ થાય છે એ વાતમાં શંકા નથી. મળ, મૂત્ર તથા વમન જો પેટમાં ન હોય તો સર્વ લોકો મરી જાત. ગમે તો રાજા હોય કે રંક હોય પણ તેના પેટમાં વિષ્ટા હોયજ છે. નિર્મળ થવાને માટે જો એ વિષ્ટાને કાઢી નાખવામાં આવે તો દેહ પડી જાય, એવી દેહની વ્યવસ્થા

છે. શરીરની નિરોગી અવસ્થામાં જ્યારે આવી દશા હોય છે, ત્યારે તેની દુર્દશાના પ્રસંગનું શું વર્ણન કરવું ? દેહરૂપી આવા કારાગૃહમાં નવ માસ પર્યંત વસવું પડે છે અને અનેક વિપત્તિઓ વેઠવી પડે છે. નવે દરવાજા રૂંધાયલા રહે છે, ત્યાં વાયુનો પ્રવેશ ક્યાંથી થાય ? જઠરની અંદર માતાનાં વમન તથા નરકનાં ઝરણ ઝરીને જઠરાગ્નિને તપાવે છે, તેને લીધે ગર્ભસ્થ બાળકનાં અસ્થિ–માંસ પણ એ તાપથી શેકાય છે. જ્યારે ચામડી વિનાનો ગર્ભ ફરકવા લાગે છે ત્યારે માતાને દોહદ જણાય છે, તથા માતાએ સેવેલા કટુ અને તીક્ષ્ણ રસોથી એ બાળકનું સર્વ શરીર જાણે દાઝી જાય છે. ચામડીની ગાંસડી બાંધી હોય અને વિષ્ટાની કોથળી જ્યાં હોય, એવા ગર્ભવાસમાં બાળકને નાળદ્વારા રસ પહોંચાડવામાં આવે છે. વિષ્ટા, મૂત્ર, વમન, પિત્ત તથા નાકમાંથી અને મુખમાંથી કૃમિ–જંતુ નીકળવાને લીધે તેનું ચિત્ત બહુ વ્યાકુળ થાય છે. આવા કારાગૃહની અંદર જીવને કેદ રાખવામાં આવે છે અને ત્યાં તે પરમાત્માને કાલાવાલા કરતો કરગરીને કહે છે કે, " હે નાથ ! હવે અહીંથી મને મુક્ત કરો ! હે દેવ ! અહીંથી મને છોડાવશો એટલે હું મારૂં હિત સાધી લઇશ અને ગર્ભવાસ ટાળીને પાછો ગર્ભમાં આવવું ન પડે તેમ કરીશ. " દુઃખી થઇને આવી પ્રતિજ્ઞા કરે છે ત્યારે જન્મસમય પાસે આવે છે અને પ્રસૂતિની પીડાથી માતા આક્રોશ કરે છે. જન્મતી વખતે નાક તથા મુખમાં માંસ જામી જવાથી મસ્તકદ્વારા શ્વાસ છોડવો પડે છે; પરન્તુ પછી તે બંધ થઇ જાય છે. તાળવાનું દ્વાર બંધ થવાથી ચિત્તમાં ઘણો ગભરાટ થાય છે અને ચારે તરફ તે પ્રાણી તરફડીયાં મારે છે. શ્વાસોચ્છ્વાસની ક્રિયા રૂંધાઇ જવાથી તે પ્રાણી ત્રાસ પામે છે અને માર્ગ જોઇ નહિ શકવાથી બહુ વિહ્વલ થાય છે. આવા ગભરાટના કારણથી બાળક કોઇવાર માતાની યોનિદ્વારા બહાર આવતાં અટકી જાય છે ત્યારે લોકો કહે છે કે, " આડું આવ્યું છે, કાપી કાઢો ! " પછી એ લોકો હાથ, પગ, મુખ, નાક, પેટ ઇત્યાદિ જે કાંઇ હાથમાં આવે છે તેની ઉપર શસ્ત્રપ્રયોગ કરી બાળકને બહાર કાઢી લે છે. આ પ્રમાણે ટુકડે ટુકડા કરવાથી એ બાળક પ્રાણ ત્યાગ કરે છે અને માતા પણ પોતાના પ્રાણ ત્યજી દે છે ! આમ પોતે ગર્ભવાસમાં

આવી દારુણ દુઃખો સહન કરીને અંતે મરણ પામે છે અને સાથે માતાના પણ પ્રાણ લે છે. કદાચ યોનિદ્વારા બહાર આવવાનો માર્ગ પૂર્વનાં સત્કર્મથી મળી જાય તો ખભા તથા ગળાના ભાગમાં અટકે છે; આમ થવાથી લોકો તેને બળાત્કારથી બહાર ખેંચી કાઢે છે અને તેમ કરવા જતાં એ બાળકના પ્રાણ જાય છે. પ્રાણત્યાગના સમયમાં પૂર્વે ગર્ભવાસમાં જે સ્મરણ થયું હોય છે તેનું પણ વિસ્મરણ થાય છે. ગર્ભમાં હોય ત્યારે सोहं सोहं ( હું તે બ્રહ્મ છું, હું તે બ્રહ્મ છું ) કહે છે; અને બહાર આવે ત્યારે कोहं कोहं (હું કોણ છું, હું કોણ છું ) એમ કહે છે. આમ ગર્ભવાસમાં જીવ બહુ કષ્ટ પામે છે. ગર્ભવાસનાં અનેક દુઃખો ભોગવીને બહાર આવે અને બહાર આવે કે તુરતજ એ બધાં કષ્ટનું વિસ્મરણ થાય છે! વૃત્તિ શૂન્યાકાર થવાથી તેને કાંઈપણ સાંભરતું નથી, અજ્ઞાનથી બ્રાન્તિમાં પડી જાય છે અને દુઃખને સુખ માની લે છે. દેહ વિકારને પામવાથી સુખ-દુઃખના દ્વંદ્વમાં તે સપડાય છે અને માયાની જાળમાં તે લપટાઇ જાય છે. ગર્ભવાસની અંદર પ્રાણીમાત્રને આવાં દુઃખો ભોગવવાં પડે છે; એટલા માટે ભગવાનના શરણે જવું! ઈશ્વરનો જે ભક્ત છે તે જન્મથકી મુક્ત હોય છે અને જ્ઞાનના બળથી સર્વદા વિરક્ત હોય છે. ગર્ભવાસની વિપત્તિઓનું નિરૂપણ યથામતિ કર્યું છે. શ્રોતાઓએ સાવધાન થઇને આગળનું નિરૂપણ સાંભળવું.

# समास २ जो-स्वगुणपरीक्षा.

## (બાલ્ય તથા યુવાવસ્થા)



સંસાર દુઃખનું મૂળ છે. તેમાં દુઃખના ધગધગતા અંગારા સ્પર્શ કરે છે. ગયા સમાસમાં ગર્ભવાસની જે યાતનાઓ કહેવામાં આવી છે, તે ગર્ભવાસનાં અસહ્ય દુઃખો જન્મ થયા પછી બાળક ભૂલી જાય છે અને દિન પ્રતિદિન મોટું થતું જાય છે. બાલ્યાવસ્થામાં ચામડી કુણી હોય છે તેથી કાંઇ પણ દુઃખ થવાથી તે બાળક ટળવળે છે; છતાં એ અવસ્થામાં વાચા નહિ હોવાથી પોતાને અનુભવાતાં સુખ-દુઃખો તે કહી

શકતું નથી. કાંઈ દેહનું દુઃખ થતું હોય અથવા ક્ષુધાથી પીડાતું હોય; તેથી તે પુષ્કળ રોતું હોય છતાં તે બાળકના અંતરની વાત કોઈ જાણી શકતું નથી. તે બાળકની માતા તેને રડતું છાનું રાખવાને માટે તેની પીઠપર હાથ ફેરવી પંપાળીને તેને વ્હાલ દેખાડે છે, તોપણ તેના અંતરમાં જે પીડા થતી હોય તેની કલ્પના માતાના મનમાં આવી શકતી નથી કે આ બાળકને શા કારણથી દુઃખ થાય છે? પુનઃ પુનઃ તે બાળક ડુંસકાં ભરી ભરીને રડે છે અને માતા તેને કેડ ઉપર તેડી લઈને છાનું રાખવાનો પ્રયત્ન કરે છે; પરન્તુ બિચારી માતા તે બાળકને થતી વ્યથા જાણી શકતી નથી. નાના પ્રકારના વ્યાધિથી તે બાળક કંપી ઉઠે છે અને રડે છે, નાસે છે અથવા અગ્નિથી દાઝી જાય છે. અજ્ઞાનાવસ્થામાં શરીરનું સંરક્ષણ થઈ શકતું નથી; તેથી અનેક અપાય (હાનિ) થાય છે અને અકસ્માતને લઈને તે બાળકના શરીરના કોઇ અવયવમાં હીનતા કે ખામી આવી જાય છે. કદાચ પૂર્વપુણ્યના બળથી આ બધા અકસ્માતોથી બચી જઇને મોટું થતાં માતાને ઓળખવા લાગે તોપણ ક્ષણ એક માતાને ન દેખે ત્યારે દુઃખથી રુદન કરે છે અને તે વખતે તેને માતા સમાન વ્હાલું બીજું કશું હોતું નથી. આશાભરી દૃષ્ટિથી તે બાળક માતાની વાટ જુવે છે અને માતાવિના કદાપિ રહી શકતું નથી. માતાનું સ્મરણ થયા પછી એક પળવાર પણ માતાનો વિયોગ તેને સહન થતો નથી. તેને સમજાવવા તે સમયે બ્રહ્માદિ દેવતાઓ આવે અથવા સાક્ષાત્ લક્ષ્મીજી તેના ભણી અવલોકન કરે, તોપણ પોતાની માતાવિના તેના મનનું સમાધાન થતુંજ નથી. માતા કુરૂપ હોય, કુલક્ષણી હોય અથવા સર્વથી વધારે ભાગ્યહીન હોય તોપણ એ બાળકને મનથી આખા ભૂમંડળમાં તેના સમાન બીજું કોઈજ હોતું નથી. આવું તે ગરીબડું બાળક માતાવિનાનું, ઓછા મનનું અને દીન વદનવાળું દેખાય છે; અને માતા ક્રોધાવેશથી તેને તરછોડીને આઘું ખસેડે તોપણ તે રોતું રોતું પાસે આવીને માતાની કોટે વળગી પડે છે! માતાની સમીપમાં તે સુખ પામે છે અને માતાથી વિખુટું પડતાં ટળવળે છે. એ અવસ્થામાં તેને માતાઉપર અત્યંત પ્રીતિ ઉપજેલી હોય છે; એટલામાં તે બાળકની માતા મરણ પામે છે અને બાળક બિચારૂં માવિનાનું

(નમાયું) થાય છે, તેથી "મા-મા" કહીને તે ઝુર્યા કરે છે. જોવા જતાં કહીંપણ માતા નજરે પડતી નથી; તેથી બીજા લોકોભણી દીન વદનથી જોયા કરે છે. તેના મનમાં એવી આશા ઉત્પન્ન થાય છે કે, "મારી માતા આવશે!" કોઈ બીજી સ્ત્રીને પોતાની માતા સમજી તેના સામું જોવા જાય છે અને તે પોતાની માતા નથી એમ જાણીને પછી તેનું મુખ મ્લાન થઇ જાય છે. માતાના વિયોગદુઃખથી મનમાં કલેશ પામીને તે શરીરે પણ ક્ષીણ થાય છે. અથવા તેની માતા જીવતી રહી શકે અને મા-દીકરાનો વિયોગ ન થાય તોપછી તે બાળક બાળદશા ધીરે ધીરે પૂરી કરે છે અને તેનામાંથી ધીમે ધીમે માતાનો સ્નેહ કમી થવા માંડે છે. પછી તેને અન્ય બાળકોની સાથે રમત-ગમતોનો છંદ લાગે છે અને છોકરાંઓનાં ટોળાં એકઠાં કરીને અનેક જાતની રમતો રમીને તેમાં થતી હાર-જીતથી આનંદ કે શોક માને છે. પેટને માટે શ્રમ વેઠીને માબાપ તેને વિદ્યા ભણાવવાને મથે તે તેને ગમતું નથી અને છોકરાંઓની સંગાથે રમવાનું જે વ્યસન લાગ્યું હોય છે તે છૂટતું નથી. છોકરાંઓસાથેની રમતવેળા તેને માબાપ પણ સાંભરતાં નથી; પરન્તુ એમ કરતાં તે દુઃખ પામે છે. રમતની ધૂનમાં વાગી જવાથી તેનો દાંત પડી જાય છે, તેની આંખ ફૂટે છે, પગ ભાંગવાથી તે લૂલો થાય છે અને મસ્તી કરવાનું ફળ તેને મળે છે. તેને માતા, ઓરી, અછબડા નીકળે છે, માથું દુઃખે છે કે જ્વર લાગુ પડે છે અથવા નિરંતર પેટનું શૂળ કે વાનો ગોળો ઉપડે છે. વેતાળ, જળદેવતા, ભૂત-પિશાચ વગેરે તેને વળગ્યું હોય અથવા રસ્તામાં કરવામાં આવતાં ચેટકરૂપી કુંડાળાં ઓળંગ્યાં હોય તે કાંઇ સમજાતું નથી. ત્યારે કોઈ કહે છે કે, 'એને અમુક અમુક બાધા અથવા વળગાડ છે' અને કોઇ કહે છે કે, 'આને નક્કી બ્રાહ્મણસંબંધ વળગ્યો છે.' કોઇ કહે છે કે, 'આને કોઇએ કાંઇ કરી મૂક્યું છે' અને કોઈ કહે છે કે, 'જોગણીની કોઇ માનતા ઉતારવી રહી ગઈ છે.' એક કહે છે કે, 'અનેક રોગો ઉપજ્યા તેનું કારણ કર્મનાજ દોષ છે' અને પછી પંચાક્ષરી વૈદ્યોને તેડાવી લે છે. એક કહે છે કે, 'આ જીવવાનો નથી' ત્યારે બીજો કહે છે કે, 'આ પાપના ફળરૂપ અનેક યાતનાઓ ભોગવે છે, પણ મરતો નથી.' આ પ્રમાણે ગર્ભવાસનાં દુઃખો વિસરીને, ત્રિવિધ તાપથી દગ્ધ

થઇને, સંસારનાં દુઃખોથી પ્રાણી ઘણો દુઃખી થાય છે. આટલાં બધાં સંકટોમાંથી પાર પડીને બચી જાય તો પછી માર મારીને ડાહ્યો કરવામાં આવે છે તથા લોકોમાં નામ રાખે એવો ચતુર બનાવે છે. ત્યારબાદ પ્રેમવશ બનીને તેનાં માબાપ તેનો વિવાહ આદરે છે અને પોતાનો સર્વ વૈભવ દેખાડીને તેના માટે કન્યા જુએ છે. એ ધામધુમ તથા જાનૈયાઓને જોઈને તે પરમ સુખ માને છે તથા સાસરિયાંતરફ તેનું મન આકર્ષાય છે. માબાપની પાસે ગમે તેવી સાદાઇથી રહેતો હોય તોપણ સાસરે જતી-વેળા ઠીકઠાક થઇને જવું જોઇએ; અને તેને માટે દ્રવ્ય ન હોય તો વ્યાજે લઇને પણ તેમ કરવું એમ તે માને છે. અંતરનો ભાવ સાસરિયાંભણી વિશેષ થાય છે અને સાચું હેત રાખનારાં માબાપ બિચારાં કોરાણે રહે છે. પરણીને સ્ત્રી ઘરમાં આવે એટલે પછી એનોજ છંદ તેને વળગે છે તથા તેના સમાન બીજું કોઈજ નથી એમ તે માને છે. માબાપ, ભાઇઓ, બહેનો એ સઘળાંમાં એક સ્ત્રી તેની દૃષ્ટિએ ન પડે તો તેને કલેશ થાય છે, આવી પાપિણી સ્ત્રીના સ્નેહમાં અવિદ્યાથી તે લપટાઈ જાય છે. સંભોગની પૂર્વે આટલો બધો પ્રેમ સ્ત્રીપ્રત્યે હોય છે, ત્યારે સંભોગ પછી મર્યાદા ઓળંગીને વર્તે એમાં આશ્ચર્ય શું ? કામની જાળમાં પ્રીતિ વધારતાં પ્રાણી ગુંથાય છે. જો એક ક્ષણમાત્ર સ્ત્રીને ન દેખે તો બ્હેબાકળો બની જાય છે, તેની અંતર્કલાઓ તેની પ્રીતિનું પાત્ર જે સ્ત્રી તેણે હરી લીધી હોય છે. સ્ત્રી મૃદુ તથા મંજુલ શબ્દ બોલે છે, લજ્જા તથા મર્યાદાયુક્ત મુખકમળ રાખે છે અને વક્રદૃષ્ટિથી કટાક્ષ ફેંકીને તેની મનોવૃત્તિને ભૂલાવી દે છે. તેના તરફ લાગણી પ્રકટી નીકળે ત્યારે એ ઉભરો રોકી શકાય નહિ, તેના વિયોગકાળમાં શરીરની વિકળદશા સ્થિર કરી શકાય નહિ અને અન્ય કોઇ પણ સ્થળે કાંઇ પણ ક્રિયા કરવી ગમે નહિ તથા મનમાં વસવસો થયા કરે. બહારનાં કામો કરતી વેળા પણ ચિત્ત તો ઘરભણી લાગ્યું રહે અને વારંવાર સ્ત્રીનુંજ સ્મરણ થયા કરે. "આપ તો મને પ્રાણથી પણ પ્રિય છો" એવા વાક્ જાળથી તે સ્ત્રીએ પુરુષના ચિત્તને હરી લીધું હોય છે. જેમ લુંટારાઓ ગળામાં ફાંસો નાખીને પ્રાણનું હરણ કરે છે, તેમ આયુષ્યના અંતમાં સંબંધી જનોના સંસર્ગથી પશ્ચાત્તાપ અનુભવાય છે. સ્ત્રી પ્રત્યે પ્રેમ બંધાઇ જવાથી તે સ્ત્રીને કોઈ

કાંઈ કટુ વચનો કહે તો તેને મનમાં ગુપ્ત રીતે બહુ ખેદ ઉપજે છે. એ સ્ત્રીના પક્ષપાતને લઇને પોતાનાં માબાપની સામે નીચ શબ્દો બોલીને, એમનો તિરસ્કાર કરી પોતે તેઓથી જૂદો થાય છે. સ્ત્રીને માટે તે લજ્જા છાંડે છે, સગાંઓને તજે છે અને સર્વ સંબંધીઓનો પણ ત્યાગ કરે છે. સ્ત્રીને માટે પોતાનું શરીર વેચીને તે પારકાનો તાબેદાર બને છે તથા વિવેકનો પણ ત્યાગ કરે છે. સ્ત્રીને માટે આસક્તિ, અત્યંત નમ્રતા તથા પરાધીનતાને તે અંગીકાર કરે છે. સ્ત્રીને માટે તે લોભીયો થાય છે, સ્વધર્મ છાંડે છે તથા તીર્થયાત્રા આદિથી વિમુખ રહે છે. સ્ત્રીને માટે શુભાશુભનો વિચાર સર્વથા કરતો નથી અને સ્ત્રીનેજ અનન્ય ભાવથી તન, મન, ધન અર્પણ કરે છે. સ્ત્રીને માટે પરમાર્થને ડૂબાવીને સ્વહિત ભૂલે છે તથા ઈશ્વર પ્રત્યે કૃતઘ્ન બનીને કામબુદ્ધિવાળો થાય છે. સ્ત્રીને માટે ભક્તિને છોડે છે, વિરક્તિ છાંડે છે અને સાયુજ્યમુક્તિને પણ તુચ્છ માને છે. કેવળ એક સ્ત્રીને માટે આખા બ્રહ્માંડને પણ તે હીન માને છે તથા સંબંધી જનોને દુષ્ટ જેવાં લેખે છે. આ પ્રમાણે તે સ્ત્રીને માટે અંતરમાં પ્રીતિ રાખીને સર્વસ્વની પણ દરકાર કરતો નથી, એટલામાં સ્ત્રી અકસ્માત્ મરણ પામે છે. પછી તેના મનમાં શોક વધી જાય છે અને તે એમ કહે છે: "હા દૈવ! હવે મારો સઘળો સંસાર વિનાશ પામ્યો! સંબંધીઓનો સમાગમ તો પ્રથમથીજ છોડયો અને હવે ઘરભંગ થયો; માટે હવે સંસારની માયાનો ત્યાગ કરૂં" એમ તે દુ:ખથી કહે છે. સ્ત્રીના શબને ખોળામાં સૂવાડીને તે પોતાનું પેટ અને છાતી કુટે છે તથા સર્વ લોકોના દેખતાં લજ્જા છોડીને તેના ગુણો સંભારી પ્રશંસા કરે છે. તે કહે છે કે, "મારૂં આખું ઘર ડૂબી ગયું, હવે પુન: મારે સંસાર માંડવો નથી" એમ કહી લાંબે સાદે આક્રોશ કરે છે. શોકના વધવાથી તેને વાયુ ઉપડી મગજ ભમી જાય છે તથા સર્વ સંસારનો અણગમો ઉપજવાથી તે જોગી બની જાય છે. કદાચ જો તે બાવો બની બહાર જતો ન રહે તો પુન: બીજી વાર લગ્ન કરે છે અને તે દ્વિતીય સંબંધની સ્ત્રીમાં તેનું મન બહુજ મગ્ન થઈ જાય છે. આ પ્રમાણે તેનો દ્વિતીય સંબંધ થયો અને તેમાં તેણે આનંદ માણવા માંડયો. હવે શ્રોતાઓએ આગલો સમાસ શ્રવણ કરવાને સાવધાન થવું.

# समास ३ जो–स्वगुणपरीक्षा.

## (દ્વિતીય સંબંધથી દુર્દશા તથા સંતાનોત્પતિ)



દ્વિતીય સંબંધ થવાથી તે પ્રાણી પ્રથમનું દુઃખ ભૂલી ગયો તથા સંસારમાં સુખ છે એમ માની રહ્યો. તે અત્યંત કૃપણ થયો, પેટમાં પૂરૂં અન્ન પણ ખાતો નથી અને પૈસાને માટે પ્રાણ છોડવાને પણ તૈયાર થયો. કદાપિ ખર્ચ કરેજ નહિ અને ધનસંચય વિશેષ કરતો રહે, ત્યારે તેના અંતરમાં સદ્વાસના તો હોયજ ક્યાંથી ? પોતે ધર્મમાં કોડી ન ખર્ચે અને બીજો ખર્ચતો હોય તેને પણ વારે તથા સર્વદા સાધુજનોની નિંદા કર્યા કરે. તીર્થ, વ્રત, અતીત, અભ્યાગત, ઇત્યાદિ કાંઈ જાણે નહિ અને કીડીના મુખ માંહેલા કણનો પણ વીણી વીણીને સંગ્રહ કરે. જાતે પુણ્ય કરી શકાય નહિ અને બીજાએ કરેલું પુણ્ય દેખી શકાય નહિ; એટલે બીજાઓથી થતા પુણ્યકર્મને જોઇને તેનો ઉપહાસ કરે. દેવનું તથા ભક્તનું ખંડન કરે, શરીરનું બળ વાપરી સર્વને ખેદ પમાડે તથા નિષ્ઠુર વચન બોલીને સર્વ પ્રાણીઓનાં અંતર ભેદી નાંખે. નીતિનો ત્યાગ કરીને અનીતિથી વર્તે અને ગર્વયુક્ત ચઢેલો રહે. પૂર્વજોનાં શ્રાદ્ધ ન કરે અને તેઓને છેતરે તથા કુળદેવતાને ગમે તે રીતે ઠગે. ગોરણી માનીને પોતાનીજ બ્હેનને જમાડે અને પોતાની સ્ત્રીને પીયરથી તેડવા આવેલા તેના ભાઇને એટલે પોતાના સાળાને જમાડી બ્રાહ્મણભોજનના રૂપમાંજ માની લે. હરિકથા કદિપણ ગમે નહિ, દેવની દરકાર રાખે નહિ અને સ્નાન–સંધ્યા કરવાનું પ્રયોજન શું ? એમ તે કહે. મનમાં પારકા ધનની અભિલાષા રાખીને પારકી થાપણો અનામત રાખે અને પાછળથી વિશ્વાસઘાત કરે તથા તારુણ્યના મદથી ઉન્મત્ત બનીને છકી જાય. જુવાનીનું જોર અંગમાં વ્યાપી જવાથી અને સાહસ કર્મનો વેગ રોકી ન શકવાથી ન કરવાનું મહાપાપ પણ તે કરે છે. બીજીવારનો સંબંધ લઘુવયની સ્ત્રી સાથે થયો અને મનમાં ધીરજ રાખી શકયો નહિ; એટલે કામવાસનાના

પ્રબળથી ધર્મપત્નીસાથેનો પવિત્ર સંબંધ ભૂલ્યો. પછી તે મા–બહેન પણ વિચારવા ન લાગ્યો, પરસ્ત્રીગમન કરીને પાપી થયો તથા રાજ-દરબારમાં દંડાયો, તોપણ એ વ્યસન છોડયું નહિ. પરસ્ત્રીને જોવાથી તેના સમાગમની અભિલાષા મનમાં સ્ફૂરે તથા અનીતિ આચરીને પુનઃ પુનઃ દુઃખી થાય. આ પ્રમાણે હદ બહાર પાપકર્મ કરવાથી અને શુભાશુભનો ભેદ ન રહેવાથી એ દોષોના પરિણામે તેના શરીરમાં દુર્ધર રોગો ઉત્પન્ન થયા. સર્વ અંગમાં રોગ વ્યાપી ગયો, તે ક્ષયરોગી બન્યો અને કરણીનાં ફળ સત્વર ભોગવવા લાગ્યો. એ દુઃખથી તેના આખા શરીરઉપર ગરમી ફૂટી નીકળે છે, નાક બેસી જાય છે અને બીજાં ઉત્તમ લક્ષણો કુલક્ષ-ણોના રૂપમાં ફેરવાઇ જાય છે. શરીરમાં ક્ષીણતા આવવાથી વ્યાધિ ઉપજે છે તથા જુવાનીમાં બુઢાપો દેખાય છે. આખા શરીરના સાંધાઓમાંથી ચસકા નીકળે છે, અંગની કાંતિ કરમાઇ જાય છે તથા અશક્તિને લીધે તે વૃદ્ધસરખો થરથર ધ્રૂજે છે. તેના હાથ પગ ઇત્યાદિ ખવાઇ–સડી જાય છે, આખા શરીરમાં કીડા પડે છે, તે જોઇ નાના મોટા સર્વ લોકો તેના મુખ ઉપર થૂંકે છે. ઝાડો અતિસાર જેવો છુટી પડવાથી ચારે કોર વિષ્ટાની દુર્ગંધ ફેલાઇ જાય છે અને જીવન ટકાવી ન શકે એટલો બધો તે નબળો પડે છે. પછી તે કહે છે કે, “હે ઇશ્વર ! હવે મરણ આપ ! કેમકે જીવને કષ્ટ બહુ થાય છે. કોણ જાણે મેં કેટલાં પાપ કર્યાં હશે ?” દુઃખ સહન નહિ થવાથી તે ચોધાર આંસુએ રડે છે અને જેમ જેમ પોતાનું શરીર નીરખીને જુવે તેમ તેમ તે દીનતાથી ટળવળે છે. આમ તે શરીરે ઘણો દુઃખી થયો અને તેમાં વળી ચોર લોકોએ તેનું સર્વ દ્રવ્ય લૂંટી લઇને તેની પૂરી દુર્દશા કરી દીધી. આ પ્રમાણે આ લોકનું કર્તવ્ય તેનાથી સધાયું નહિ તથા પરલોક પણ બગડયો ! પ્રારબ્ધની વિચિત્રતા ઉપજી અને મળમૂત્ર ચૂંથવા લાગ્યો, એટલામાં તેનાં પાપ-કર્મોનો છેડો દુઃખો ભોગવવાથી આવ્યો; એટલે વૈદ્યે તેને ઔષધોપચાર ચાલુ કર્યો અને તેથી તેનો રોગ પ્રતિદિન હઠવા લાગ્યો. તે મરણ-પથારીએ પડેલો બચ્યો, તેનો નવો જન્મ જાણે થયો અને હવે માણ-સાઇમાં આવતો જાય છે એમ લોકો બોલવા લાગ્યા. ત્યારબાદ તેણે સ્ત્રીને તેડાવીને પુનઃ ઘરસંસાર ભોગવવા માંડયો; પરન્તુ પાછી વળી

સ્વાર્થબુદ્ધિ ધારણ કરી, ધનનો સંચય કર્યો, પુનઃ વૈભવ સંપાદન કર્યો; પરન્તુ સંતાનવિના ઘરની શોભા શી ? એવા વિચારથી પોતાનું ઘર–કુલ–વંશ ડૂબેલું માની ખેદ પામ્યો. પુત્ર ન હોય તેથી દુઃખી રહ્યા કરે અને વાંઝીયાનું મુખ કોઇ જોતું નથી તથા વાંઝીયો કહે છે; માટે પુત્ર નહિ ને પુત્રી થાય તોપણ ઠીક, એમ ઇચ્છવા લાગ્યો. સંતાનોત્પત્તિ માટે અનેક પ્રયત્નો આદર્યા, ઘણા દેવોની માનતા–બાધા–આખડી લીધી, તીર્થયાત્રાઓ કરી, વ્રતો અને ઉપવાસો કીધા અને જાણે ત્રાગું કરવા બેઠો. પ્રથમની વિષયવાસનાનું વિસ્મરણ થઇને હવે વાંઝીયાપણાનું દુઃખ તેને સાલવા લાગ્યું; તેવામાં કુલદેવતાની કૃપા થવાથી તેને સંતાન થયું. એ બાળકઉપર તે દંપતિ બહુજ પ્રીતિ રાખવા લાગ્યાં અને બાળકને જરાપણ કાંઈ થાય તો એ બન્નેનો જીવ તલપાપડ થઈ જાય અને દીર્ઘ સ્વરથી રડે. આ પ્રમાણે તે દુઃખી દંપતિ અનેક દેવતાને પૂજતાં હતાં; એટલામાં પૂર્વના પાપે કરીને તે બાળક મરણ પામ્યું, તેથી પતિ–પત્ની ઘણાં દુઃખી થયાં અને સંતતિવિનાનાં કહેવાયાં, તથા કહેવા લાગ્યાં કે "ઈશ્વરે અમને વાંઝીયાં શા માટે કીધાં વારૂ ? આ દ્રવ્ય છે તે અમારા શા કામનું ? દ્રવ્ય છે તે ભલે જાય; પરન્તુ સંતતિ થાય તો ઠીક. સંતાનોત્પત્તિને માટે સર્વસ્વનો ત્યાગ કરવો પડે તો પણ ભલે! હમણાંજ હજી અમારૂં વાંઝીયામ્હેણું ઈશ્વરકૃપાથી ટળ્યું હતું; એટલામાં નખોદીયા ( જેને સંતાન થાય પણ જીવે નહિ તે ) એવું નામ પડયું. એ મ્હેણું કેમ કરી ટાળી શકાય ?" એ દુઃખથી આક્રોશ કરવા લાગ્યાં. "અમારા વંશનો વેલો કેમ કરમાઇ ગયો વારૂ ? હા દેવ ! અમારો વંશ ડૂબી ગયો શું ? કુલદેવતાનો ક્ષોભ થયો હશે શું ? કે જેથી અમારો કુલદીપક હોલવાઈ ગયો ! હવે જો સંતાનનું મુખાવલોકન કરી શકીશું તો ધગધગતા અંગારાની ખાઇમાં પગે ચાલીને જઈશું અને કુલદેવતાની સમીપમાં ગળાની અંદર આંકડી છેદાવીશું" એવી બાધા તેઓએ લીધી. "હે માતાજી ! એ થનારા પુત્રને આપનો સેવક બનાવીશ અને તેના નાકમાં નથ પહેરાવી તેનું નામ "ભૂતિયો" કરીને રાખીશ." આમ ઘણા દેવોની માનતા લીધી, ઘણા બાવા–સાધુ શોધી જોયા અને આખાને આખા વીંછી ગળી ગયા ! ઘણા ઘણા ભૂતવેદાંના ઉપાયો કીધા, વાંસો લાવીને ધણાને ધૂણાવ્યા અને પૂછી જોયું; તથા કેળાં, શ્રીફળ અને

આશ્રફળોનું દાન બ્રાહ્મણોને દીધું. અનેક જાતના ઢોંગ-સોંગ કર્યા, હીન-પ્રકારના મંત્રોની સાધના કરી, તથા પુત્રલોભથી ન કરવાનું કર્યું તો પણ અદૃષ્ટની પ્રતિકૂલતાથી પુત્ર તો થાયજ નહિ. રજોદર્શનના ચોથે દિવસે વૃક્ષની હેઠળ જઇને ન્હાયા, તેથી વૃક્ષ પણ ખીલેલાં હતાં તે કરમાઇ ગયાં; એવા અનેક દોષો પુત્રલાલસાને લીધે એઓ કરવા લાગ્યાં. સર્વ સુખોનો ત્યાગ કરીને પુત્રને માટે ઘેલાં જેવાં થઈ ભ્રમણ કરવા લાગ્યાં; એટલામાં "ખંડેરાવ" નામક દેવ તથા કુલદેવી પ્રસન્ન થયાં ! હવે એમના મનોરથ પૂરા થશે અને સ્ત્રી-પુરુષ (દંપતિ)ને આનંદ ઉપજશે, તે કથા શ્રોતાઓએ સાવધાન થઇને સાંભળવી.

## સમાસ ૪ થો—સ્વગુણપરીક્ષા.

### ( સંકટપરંપરાથી પરદેશગમન )



પુષ્કળ સંતતિ થઇ ત્યાં તેની લક્ષ્મી જતી રહી અને બિચારાંઓ ભીખ માગવા લાગ્યાં; તોપણ કાંઇ ખાવાનું મળે નહિ. ઘરમાં નાનાં છોકરાંઓ રમે છે, રડે છે, આમ કન્યાઓ તથા પુત્રોથી જાણે ઘર ભરાઇ ગયું. એ કારણથી દિનપ્રતિદિન ઘરનું ખર્ચ વધવા લાગ્યું, આવક હતી તે ઘટી ગઈ અને કન્યાઓ ઉપવર-પરણાવવા લાયક થઈ. તેમનું કન્યાદાન દેવાને માટે તેની પાસે દ્રવ્ય રહ્યું નહિ. તેનાં માબાપ સારી સ્થિતિનાં અને ધનવાન હતાં; એટલે આ ભાઇશ્રીની પ્રતિષ્ઠા તથા માન પણ લોકોમાં વધેલાં હતાં. લોકોમાં ભરમ હતો કે એ પૈસાવાળો છે, પણ વર્તણુક બહુ ખર્ચાળ હતી તેથી દિવસે દિવસે તેની સ્થિતિ દરિદ્ર-તાવાળી થઈ. આ પ્રમાણે તેનો વંશ વિસ્તાર પામવાથી અને ઘરમાં ખાનારાં વધી પડવાથી એ પ્રાણીને ચિંતા તથા ઉદ્વેગ થવા લાગ્યાં. તેની કન્યાઓ પરણાવા લાયક થઇ તથા પુત્રોને કન્યાવાળાઓને ત્યાંથી માગાં આવ્યાં; અને હવે પુત્ર-પુત્રીઓને પરણાવ્યા વિના ચાલશે નહિ એમ તેને જણાયું. જો તેનાં છોકરાંઓ અવિવાહિત રહે તો લોકોમાં ચર્ચા થાય કે આવાં જન્મદરિદ્રીએ આટલાં બાળકો શા માટે ઉત્પન્ન કર્યાં ? એ

પ્રમાણે લોકોમાં લાજ જાય અને માબાપનાં નામને કલંક લાગે! લગ્નના ખર્ચને માટે તેને નાણાં પણ કોણ ધીરે? પ્રથમ જેઓનાં નાણાં લીધાં હતાં તેઓને તો પાછાં આપ્યાં નથી! આ રીતે તેના મનમાં ઉદ્વેગ પ્રબળ થઇ આવ્યો. પૂરૂં ખાવાને અન્ન પણ મળે નહિ તથા સર્વકાળ ચિંતાતુર રહે. તેની આંટ ઘટી ગઇ, ઘરની વસ્તુઓ ગિરવી રાખી અને "હે નાથ! હવે તો દિવાળું ફૂંકવાનો વખત આવ્યો" એમ તે બોલ્યો. પછી તેણે કાંઇ પરચુરણ જણસો વેચીને તથા ઘરનાં ઢોર–ઢાંખર વેચીને અને કાંઈક નાણું વ્યાજે કાઢીને કેટલુંક દ્રવ્ય યુકિતથી એકઠું કર્યું. આમ તેણે ઋણ કરીને લોકોમાં દંભ દેખાડી એમ કહેવડાવ્યું કે વડિલોનું નામ રાખ્યું! પરન્તુ ઋણ બહુ વધી ગયું અને માગનારાઓએ ચાંપતી ઉઘરાણી કરવા માંડી; એટલે પછી પરદેશગમન કરવાનો તેણે વિચાર કર્યો. બે વર્ષ લગી તેણે શરીરનાં કષ્ટ વેઠીને નીચ લોકોની નોકરી કરી. પરદેશમાં જઈ તેણે કેટલુંક દ્રવ્ય ભેગું કર્યું, પણ પોતાનાં ઘરનાં મનુષ્યો પ્રત્યે તેનું મન આકર્ષાયું તેથી શેઠની રજા લઈને ઘેર આવ્યો. અહીં ઘરનાં મનુષ્યો ઘણું કષ્ટ પામતાં હતાં અને તેના આવવાની વાટ જોતાં હતાં તથા કહેતાં હતાં કે, "એને ઘેર આવતાં આટલા બધા દિવસ કેમ થયા? અને હે પ્રભુ! હવે અમારે શું કરવું? હવે અમારે ખાવું શું? અને અપવાસો પણ કેટલા કરવા? આવા સાથે અમારૂં પાનું કયાંથી પાડયું!" કુટુંબીજનો માત્ર પોતાનુંજ સુખ વિચારતાં તથા તેનાં દુઃખની કલ્પના નહિ કરતાં ઉપર પ્રમાણે બોલતાં હતાં. મનુષ્યની શકિત ઘટ્યા પછી અંતે તેને કોઇ કામ લાગતું નથી. અસ્તુ. આમ તેની માર્ગપ્રતીક્ષા કરતા હતા ત્યાં પરદેશથી ઘેર આવેલો ઘરનાં મનુષ્યોએ તેને જોયો; એટલે "બાપા થાકી ગયા હશો" એમ બોલતાં તેનાં બાળકો તેની પાસે દોડી ગયાં. તેની સ્ત્રી પણ પતિને ઘેર આવેલો જાણી આનંદ પામી તથા હવે દારિદ્ર્ય ફીટી ગયું એમ માનવા લાગી. તેણે પણ પરદેશથી લાવેલું પોટલું પોતાની સ્ત્રીને આપ્યું. ઘરમાં સઘળાંઓને આનંદ થયો અને કહેવા લાગ્યાં કે, "બાપા આવ્યા, બાપા આવ્યા. અમારે માટે ઝબલાં–ટોપી લાવ્યા હશે!" ચાર દિવસના ચાંદરણાની પેઠે એ આનંદ પછી પુનઃ ઘરનાં મનુષ્યો બડબડવા લાગ્યાં કે, "આ પાછો જશે કે વળી આપદા ભોગવવી પડશે!" પછી એ ઘરનાં મનુષ્યોએ એવો

નિશ્ચય કર્યો કે, "આ જે કાંઇ પરદેશથી કમાઈને લાવ્યો છે તે અહીં અમારી પાસે રાખીને એણે પુનઃ પરદેશ જવું તથા ઘરમાં રાખી ગયેલું દ્રવ્ય ખર્ચાઇ ગયું ન હોય એટલા સમયમાં બીજું દ્રવ્ય મેળવીને પાછું ઘેર આવવું !" આવી ઇચ્છા સઘળાંઓએ દર્શાવી; કેમકે સર્વ કોઇ **સુખનાં સાથી** હોય છે. અત્યંત પ્રીતિપાત્ર સ્ત્રી પણ એવાજ વિચાર ઉપર દોરવાઇ ગઈ. પરદેશમાં શ્રમ કરીને તે બહુ થાકી ગયો હતો તેથી વિશ્રાંતિ લેવાને માટે ઘેર આવ્યો હતો; પરન્તુ ઘેર આવીને વિશ્રાંતિનો શ્વાસ તેણે હજી તો પૂરો નાખ્યો નહિ, એટલી અવધિમાંજ પુનઃ પરદેશગમનનો પ્રસંગ આવ્યો. એટલે પછી તેણે જોશીને બોલાવી મુહૂર્ત પૂછવા માંડયું; પરન્તુ ઘેરથી બહાર પરદેશ જવું તેને ગમે નહિ, તેની વૃત્તિ ઘરમાં ચોંટી રહી. છતાં પણ તેણે થોડાક પૈસો પ્રવાસના ખર્ચ માટે લીધો તથા ખાવાને માટે ભાથું બાંધ્યું અને છોકરાંઓ ભણી પ્રેમદ્રષ્ટિથી જોઇ પોતાને માર્ગે પડયો. સ્ત્રીને પણ નિરખી જોઇ, સ્ત્રીના વિયોગનું બહુ દુ:ખ તેને લાગવા માંડયું; પરન્તુ પ્રારબ્ધયોગને લઇને તેનો ઋણાનુબંધ છુટયો ! તેનો કંઠ ગદ્ગદિત થયો, રુદન રોકી શકયો નહિ અને બાળકો તથા પિતાની વચ્ચે વિયોગ થયો. જો હવે ઋણાનુ-બંધ બાકી હશે તો પુનઃ ઘેર આવવાનું થશે અને સ્ત્રી-છોકરાંઓ મળશે; નહિ તો આજ છેલ્લો મેળાપ સમજવો એવું તે બોલ્યો. આમ બોલીને તે વાહનમાં બેઠો; પરંતુ પુનઃ પુનઃ ઘર ભણી નજર કરીને જોતો જાય છે, વિયોગનું દુ:ખ સહન થતું નથી; પરન્તુ અન્ય ઉપાય ચાલતો નથી. પોતાનું ગામ હવે પાછળ રહી ગયું, સંસારના ઉદ્વેગોમાં ચિત્ત લાગ્યું, મન ભમી ગયું તથા સંસારના દુ:ખદ પ્રસંગો તથા દેહા-ભિમાનથી તે ક્લેશ પામ્યો. એ પ્રસંગે તેને પોતાની માતા સાંભરી આવી અને બોલ્યો કે, "ધન્ય ધન્ય માતુશ્રી ! મારે માટે તમોએ કેવાં અને કેટલાં કષ્ટ સહન કર્યાં ? પરન્તુ હું એવો મૂર્ખ કે તે જાણી શકયો નહિ. જો આજે તે માતા હોત તો મને કદાપિ પરદેશ મોકલત નહિ અને મારા વિયોગથી દુ:ખી થાત. જનેતાનો પ્રેમ ઘણોજ વિલક્ષણ તથા વિશિષ્ટ પ્રકારનો હોય છે. પોતાનો પુત્ર ભિખારી હોય અને વૈભવહીન હોય તોપણ એવા પુત્રનો માતા અંગીકાર કરે છે તથા તેને શ્રમિત થયેલો જોઇને અંતઃકરણમાં તેનાં દુ:ખથી પોતે પણ દુ:ખી થાય છે.

સંસારની અંદર વિચારપૂર્વક જોઇએ તો બીજું બધું મળી શકે છે; પરન્તુ જેના થકી આ દેહ નિર્માણ થયો છે તે માતા મળી શકતી નથી. ડાકેણ સરખી હોય તોપણ તે "મા!" સ્ત્રીઓ હજારો હોય તોપણ તે શા કામની? પરન્તુ માત્ર કામવાસનાને લીધે વ્યર્થ હું ભૂલાવામાં પડયો. એક કામને લઇને સંબંધીઓ સાથે અથડાવું અને જે સગાં હોય તે પણ વેરી જેવાં લાગે છે; એટલા માટે જેઓ માબાપની સેવા કરતા હોય અને નિર્દય એવાં અન્ય સંબંધીઓમાં મન પરોવતા ન હોય તેને જ ધન્ય છે! સ્ત્રી તથા બાળકો તો જન્મારાના સાથી છે; પરન્તુ કલ્પવૃક્ષ સરખાં માબાપ પુનઃ પુનઃ કયાંથી મળે? પ્રથમ આ કહેવત સાંભળતો હતો, પણ તે વખતે તેનો મર્મ સમજાયો નહિ અને રતિસુખના કુંડમાંજ મન ડૂબી ગયું. આ લોકો બહારથી સગાંસંબંધી જેવાં દેખાય છે ખરાં, પરન્તુ ખરૂં જોતાં વેરી છે! કેમકે સ્વાર્થને માટે સર્વ ભેગાં થાય છે. એવાઓની પાસે પૈસો કમાયા વિના ખાલી હાથે જતાં અત્યંત લજ્જા ઉપજે છે; માટે હવે ગમે તેમ કરી દ્રવ્ય સંપાદન કરવું, કારણ કે ખાલી હાથે જતાં દુઃખ ઉપજે છે" આમ તર્કવિતર્ક કરવાથી તેને બહુ દુઃખ ઉપજ્યું તથા તે ચિંતાસમુદ્રના મહાન પૂરમાં જાણે ડૂબી ગયો. આ પ્રમાણે તે પુરુષે પોતાનો દેહ પણ કુટુંબના પોષણ માટે પરતંત્ર કરી લીધો તથા ઈશ્વરથી વિમુખ રહી કુટુંબનોજ ભારવાહક થયો. માત્ર કુટુંબનુંજ પોષણ કરવાના કાર્યમાં આખો જન્મારો વેઠ કરવી અને આયુષ્યનો નિરર્થક વ્યય કર્યા પછી અંતે એકલા જવું! આવા વિચારથી તે મનમાં પસ્તાયો તથા ક્ષણમાત્ર ઉદાસ થયો; પરન્તુ તત્કાળ માયાની જાળમાં પુનઃ લપટાયો. પોતાની કન્યા તથા પુત્રોનું સ્મરણ થવાથી મનમાં ખેદ પામ્યો અને મારાં બાળકો બહુ દૂર રહી ગયાં એમ તે વિમાસવા લાગ્યો. પ્રથમનું દુઃખ સાંભરી આવ્યું કે જે તેણે ભોગવ્યું હતું. પછી તે દીર્ઘ સ્વરથી રુદન કરવા લાગ્યો. એ સ્થળે આમ અરણ્યરુદન કરવાથી તેને કોણ છાનો રાખે વારૂ? પછી તે પોતાના મનથીજ વિચારવા લાગ્યો કે હવે રડવું શું કરવા? જે જે સુખ–દુઃખો પ્રાપ્ત થાય તે તે ભોગવવાં, આમ બોલીને તેણે મનમાં ધૈર્ય ધારણ કર્યું. એ પ્રમાણે મનથી દુઃખી બનીને તે પુરુષ પુનઃ પરદેશગમન કરે છે. પછી શું થાય છે તે સાવધાન થઇને સાંભળો.

# સમાસ ૫ મો-સ્વગુણપરીક્ષા.



(તૃતીયસંબંધથી સંકટ તથા વૃદ્ધાવસ્થા)

પુનઃ તે પ્રાણી પરદેશમાં ગયો તથા અનેક જાતના શ્રમ વેઠીને પોતાનો ધંધો કરવા લાગ્યો. સંસાર આવો કઠિન છે અને તે સંસારનાં કાર્યો કરતાં બહુ થાકયો. પછી બે ચાર વર્ષમાં તેણે કેટલુંક દ્રવ્ય મેળવ્યું ત્યાર-બાદ તે પોતાને દેશ આવ્યો; પરન્તુ દેશમાં દુષ્કાળ પડવાથી લોકોને ઘણું દુઃખ ભોગવવું પડયું. કોઈનાં ડાચાં ભૂખથી બેસી ગયાં, કોઇની આંખોમાં ખાડા પડયા અને કોઇ દીનવદનથી થરથર ધ્રૂજવા લાગ્યા. કોઈ ગરીબડા સરખા થઇને બેઠા, કોઇને સોજા થયા, કેટલાક મરી ગયા તથા પોતાની કન્યાઓ અને પુત્રોની સ્થિતિ પણ તેણે અક-સ્માત્ આવી જોઇ; તેથી એ બહુ દુઃખી થયો અને તેનો કંઠ ગદ્‌ગદિત થયો તથા દીન વદનથી શોક કરવા લાગ્યો. પછી તેનાં ઘરનાં મનુષ્યો સાવધ થઇને કહેવા લાગ્યાં કે, "અમોને ખાવાનું આપો." એમ કહી અન્નની આશાથી તેને વળગી પડયાં. પરદેશથી લાવેલી ગાંસડી છોડીને તેમાંથી જે કાંઇ મળી આવ્યું તે ખાવા લાગ્યાં તથા ખાતાં ખાતાંજ પ્રાણ છોડવા લાગ્યાં. ઉતાવળેથી ખવરાવવા છતાં પણ તેઓમાંથી કેટ-લાંક ગતપ્રાણ થયાં અને જે જીવ્યાં તે પણ અજીર્ણથી મરી ગયાં. આ પ્રમાણે તેના ઘરનાં ઘણાંખરાં મનુષ્યો દુષ્કાળનાં દુઃખથી વેઠેલી ક્ષુધાને લીધે મરી ગયાં; અને એકાદ બે છોકરાંઓ બચ્યાં, તે પણ પોતાની માતા મરણ પામવાથી નમાયાં થયાં. આમ દુષ્કાળ પડવાથી તેનું ઘર ખાખા-વીખી થઈ ગયું. પછી દેશમાં અત્યંત સુકાળ થયો. બાળકોને ઉછેરનાર ઘરમાં કોઈ નહિ અને રસોઇપાણી પણ હાથે કરવાં પડે; તેથી બહુ ત્રાસ પામ્યો. લોકોએ તેને સમજાવ્યો તેથી પાસે થોડું દ્રવ્ય હતું તે ખર્ચીને તેણે ત્રીજીવાર લગ્ન કર્યું. પુનઃ તે પરદેશ ગયો અને ત્યાંથી દ્રવ્ય કમાઇને પાછો ઘેર આવ્યો, ત્યારે તેણે જોયું કે ઘરમાં તો ઓર-માયાં છોકરાંઓ તથા સ્ત્રી (ત્રીજીવારની) સાથે કજીયો સળગ્યો છે. તેની સ્ત્રી ઉમ્મરમાં આવી હતી, તેના પુત્રો અદેખાઈ કરતા હતા અને

પોતાની શક્તિ ઘટીને તે વૃદ્ધ બન્યો હતો. ઘરમાં રોજ છોકરાઓ લડતા હતા અને કોઇ કોઇનું માનતું નહોતું. તેને સ્ત્રી ઉપર બહુ પ્રીતિ ઉપજી હતી. પરસ્પરના મનમાં વિરોધ વસી ગયો–આંટી પડી ગઇ. કોઇ વાતનો નિર્ણય ઘરમેળે થઇ શકે નહિ; તેથી પંચને ભેગા કર્યા. પંચે જે હિસ્સા નક્કી કર્યા તે છોકરાંએ માન્ય રાખ્યા નહિ અને નિર્ણય નહિ થવાથી કજીયો કરવા લાગ્યા. પિતા પુત્રો વચ્ચે કલહ થયો, પુત્રોએ પોતાના બાપને માર્યો એટલે માતાએ બૂમો પાડી. તે સાંભળી ઘણા લોકો ભેગા થઇ ગયા તથા કૌતુકથી બોલવા લાગ્યા કે, "વાહ ! છોકરાઓએ બાપની અચ્છી સેવા કીધી ! જેઓને માટે માનતાઓ લીધી તથા અનેક પ્રયત્નો કરી કષ્ટ વેઠ્યાં તે પુત્રો પિતાને કેવા મારે છે, તે જુઓ તો ખરા !" પાપના છાંટાથી આવો કલહ ઉત્પન્ન થયો તે જોઇને સર્વને આશ્ચર્ય ઉપજ્યું. પછી તે નગરના લોકો એકઠા મળીને એ કજીયો પતાવવા બેઠા. બાપને છોકરાઓથી જૂદો કર્યો અને એકે એક ભાગ સરખા પાડીને વાંધાનો નિકાલ પંચોએ કીધો તથા બાપને ઝુંપડી બાંધી આપી. એવામાં તેની સ્ત્રીને સ્વાર્થબુદ્ધિ ઉપજી. સ્ત્રી તરુણ અને પુરુષ વૃદ્ધ હતો; પરન્તુ ખેદ મૂકીને આનંદ માનવા લાગ્યાં. તે વૃદ્ધ વિચારવા લાગ્યો કે, મને સ્ત્રી સુંદર, ગુણવાન તથા ચતુર મળી એ મારૂં અહોભાગ્ય છે ! આનંદના વિચાર ઉપજાવી દુઃખ ભૂલ્યો હતો, ત્યાં દેશમાં બંડ જાગ્યું અને પરચક્ર આવ્યું. અકસ્માત્ તેના ઘર ઉપર ધાડ આવી અને તેની સ્ત્રીને પકડી ગયા તથા ઘરનું રાચરચીલું પણ લૂંટી ગયા, તેથી એ બહુ દુઃખી થયો અને દીર્ઘ સ્વરથી રુદન કરવા લાગ્યો અને મનમાં ગુણીયલ સુંદરીને સંભારવા લાગ્યો. એટલામાં તેને એવી ખબર મળી કે, "તમારી સ્ત્રી ભ્રષ્ટ થઇ ગઇ !" તે સાંભળતાંજ એ પૃથ્વી ઉપર ઢળી પડયો, તે આમ તેમ આળોટવા લાગ્યો, નેત્રમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં અને દુઃખાનલથી તેનું ચિત્ત દગ્ધ થવા લાગ્યું. તેણે જે દ્રવ્ય મેળવ્યું હતું તે ત્રીજીવારના લગ્નકાર્યમાં ખર્ચી નાખ્યું, તથા દુરાચારી લોકો સ્ત્રીને પણ હરી ગયા. પોતે પણ વૃદ્ધ થયો, પુત્રોએ ઘરમાંથી જૂદો કાઢયો. અહો ! મારૂં અદૃષ્ટ કેવું બળવાન બની બેઠું, એમ કહી તે ઈશ્વરને સંભારવા લાગ્યો. હવે તેની પાસે દ્રવ્ય નથી, સ્ત્રી નથી, ઘર નથી, શક્તિ નથી અને એક ઈશ્વરવિના બીજું કોઇજ નથી. પૂર્વ જન્મમાં કાંઇ ઈશ્વરનું આરાધન બન્યું નહતું અને આ જન્મમાં તે

વૈભવ જોઇને ભૂલી ગયો; પણ અંતે વૃદ્ધાવસ્થામાં તે પસ્તાયો. તેનું શરીર બહુ ક્ષીણ થયું, સુકાઇ ગયું, વાત-પિત્તનો વિકાર પ્રબળ થયો અને તેનો કંઠ કફથી રૂંધાઇ ગયો. બોલતાં તેની જીભ અટકવા લાગી, કફથી કંઠ ઘરઘરવા લાગ્યો, મુખ ગંધાવા લાગ્યું તથા નાકમાંથી લીંટ વહેવા લાગ્યું. ડોક ધ્રૂજવા લાગી, આંખમાંથી ચીપડા નીકળવા લાગ્યા અને વૃદ્ધાવસ્થાની છાયા સ્પષ્ટ દેખાવા લાગી. દાંતની બત્રીશી પડી ગઇ, તે બોખો થઇ ગયો અને મુખમાંથી વાસ મારતી લાળ ઝરવા લાગી. આંખે દેખાય નહિ, કાને સંભળાય નહિ, મોટેથી બોલાય નહિ અને શ્વાસ ચઢી આવે એવું થયું. પગ થાકયા, ટુંટીયું વાળી બેસે અને મુખની પેઠે ગુદદ્વારમાંથી અવાજ થવા લાગ્યો! ક્ષુધાનો વેગ સહન થાય નહિ, વખતસર અન્ન મળે નહિ, મળે તો તે ચવાય નહિ; કેમકે તેના દાંત પડી ગયા હતા. ખાધેલા અન્નનું પાચન થાય નહિ, ખાવા જાય ત્યાં ઉલટી થાય અથવા ઝાડાવાટે એમને એમ નીકળી જાય. વિષ્ટા, મૂત્ર, મુખ તથા નાકમાંથી નીકળતો કફ તથા ઉલટી વગેરેથી આસપાસ એટલી તો દુર્ગંધ પ્રસરેલી રહે કે લોકોથી તે વાસ લઇ શકાય નહિ. આમ અનેક દુ:ખો તથા અનેક રોગો ઉદ્‌ભવ્યા અને "સાઠી બુદ્ધિ નાઠી" જેવું તેને થયું; તોપણ તેના આયુષ્યનો અંત ન આવ્યો. આંખની પાંપણો તથા ભમરોના કેશ પાકીને ખરી પડયા અને આખા અંગની ચામડીમાં સર (કરચોલી) પડી ગઈ, માંસ લટકવા માંડયું, તેનો દેહ પરસ્વાધીન બન્યો, તેના મિત્રો પણ મરી ખૂટી ગયા અને મનુષ્યો કહેવા લાગ્યા કે આ મરતો કેમ નથી?! જન્મ આપીને જેનું પોષણ કર્યું તેઓ પણ વિરુદ્ધ થયા અને અંતે એ પ્રાણીને વિષમ સમય પ્રાપ્ત થયો. તેનું તારુણ્ય ગયું, બળ ગયું, સંસારની ઉપાધિઓ પણ ગઇ તથા શરીર તેમજ સંપત્તિની પાયમાલી થઇ ગઇ. આખો જન્મારો સ્વાર્થ સાધવામાં વ્યર્થ ખોયો અને અંતકાળે કેવો કઠિન પ્રસંગ આવ્યો? સુખને માટે તે રીબાયો, પરન્તુ અંતે દુ:ખી થયો અને છેવટે યમયાતનાનું સાલ મનમાં પેઠું. આ પ્રમાણે જન્મ કેવળ દુ:ખમૂલક છે; તેમાં દુ:ખના ધગધગતા અંગારા લાગેલા છે, એટલા માટે મનુષ્ય પ્રાણીએ પોતાનું હિત સત્વર સાધી લેવું. અસ્તુ. વૃદ્ધાવસ્થા સર્વને માટે છે; માટે એ દારુણ પ્રસંગમાંથી પાર પડવાને પરમેશ્વરને શરણ થઇ રહેવું. જે પશ્ચાત્તાપ ગર્ભવાસ વખતે થાય છે તેજ પુન: વૃદ્ધાવસ્થામાં તથા અંતકાળમાં કરવો

પડે છે. ઇશ્વરભક્તિ કર્યા વિના પુનઃ માતાના ઉદરમાં પ્રવેશ કરી ગર્ભ-વાસનાં દુઃખ વેઠી જન્મ લેવો પડે છે એવો આ સંસાર દુસ્તર છે. ઇશ્વરભજનવિના જન્મ-મરણ ટળતાં નથી. હવે ત્રિવિધ તાપ ભોગવવા પડે છે તેનું વર્ણન કરવામાં આવે છે.

# समास ६ ठो—आध्यात्मिक ताप.




(શારીરિક તથા માનસિક રોગ)

વે તાપત્રયનાં લક્ષણનું નિરૂપણ કરવામાં આવે છે, તે શ્રોતાઓએ એકાગ્ર થઈને સાંભળવું. જેમ આર્ત પુરુષ ઇચ્છિત પદાર્થ મળવાથી સંતુષ્ટ થાય છે, તેમ જે ત્રિવિધ તાપથી તપ્ત થયેલો પુરુષ હોય તે સંતસંગથી શાન્તિ પામે છે. ક્ષુધાથી વ્યાકુળ બનેલાને અન્ન મળ-વાથી, તૃષાથી ટળવળતો હોય તેને પાણી મળવાથી અને કારાગૃહમાં પડે-લાને બંધમુક્ત કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે. મહાપૂરમાં તણાઇ જનારને પેલી પાર પહોંચાડવાથી અને સ્વપ્નાવસ્થામાં દુઃખી બનેલાને જાગૃતિ મળ-વાથી સુખની પ્રાપ્તિ થાય છે. કોઇએક મરણ પથારીએ પડેલાને જીવિત-દાન આપવાથી અને સંકટમાં આવી પડેલાના સંકટનું નિવારણ કર-વાથી સુખની પ્રાપ્તિ થાય છે. રોગથી પીડાયલો હોય તેને શુદ્ધ તથા અનુભવસિદ્ધ ઔષધ આપવાથી થતી આરોગ્યપ્રાપ્તિને લીધે તેને આનંદ થાય છે. આ પ્રમાણે જે પુરુષ સંસારનાં દુઃખોથી દુઃખી થયેલો હોય અને તાપત્રયથી જે દગ્ધ થયેલો હોય, તેજ પુરૂષ પરમાર્થને માટે અધિ-કારી થયો છે એમ જાણવું. એ ત્રિવિધ તાપ કેવા હોય છે તે હવે કહીએ છીએ તથા તે વિષે એક પ્રમાણ પણ ટાંકીએ છીએ.

***देहें[illegible] सुखं दुःखं च प्राप्यते ।**
**इममाध्यात्मिकं तापं जायते दुःखं देहिना ॥ १ ॥**
**सर्वभूतेन संयोगात् सुखं दुःखं च जायते ।**
**द्वितीयतापसंतापः सत्यं चैवाधिभौतिकः ॥ २ ॥**

* ( છંદોભંગાદિ દોષો છે. )

शुभाशुभेन कर्मणा देहांते यम ।तना ।
स्वर्गनरकादि भोक्तव्यमि चैवाधिदैविक ॥ २ ॥

પ્રથમ તાપ આધ્યાત્મિક, બીજો તાપ આધિભૌતિક અને ત્રીજો તાપ આધિદૈવિક કહેવાય છે. હવે એ ત્રિવિધ તાપો કેવા હોય છે તથા તેનાં લક્ષણો કેવાં હોય છે, તે વિશદ કરીને વિસ્તારથી કહેવાય છે. પ્રથમ આધ્યાત્મિક તાપનું વિવેચન કરીએ છીએ તે સાવધાન થઈને સાંભળો. દેહ, ઈન્દ્રિયો તથા પ્રાણના યોગથી સુખ–દુઃખનો જે અનુભવ થાય છે તેને આધ્યાત્મિક તાપ કહે છે. દેહથી, ઇંદ્રિયોથી તથા પ્રાણથી જે દુઃખો ઉત્પન્ન થાય છે તે આધ્યાત્મિક કહેવાય છે. દેહનાં દુઃખો તથા પ્રાણમાંથી જે દુઃખો અનુભવાય છે તે હવે સ્પષ્ટ કરીને કહીએ છીએ. ખસ, માથાનો ખોડો, ફોલ્લીઓ, વાળો, શિળી, ઓરી, અછબડા ઈત્યાદિ દુઃખો આધ્યાત્મિક તાપથી થાય છે. કાખ ( બગલ )માં થતી માંજારી, રતોડીયાં ગુમડાં તથા હરસ આદિ વ્યાધિ કે મહાવ્યાધિ આધ્યાત્મિક કહેવાય છે. આંગળીની ગાંઠઉપર થતો ફોલ્લો, લાપોટીયાં, શિળસ, દાંતના પેઢાનો સોજો, દાઢનું દુઃખ, દાંતનો સડો, એ દુઃખોને આધ્યાત્મિક તાપ કહે છે. શરીરઉપર ફોલ્લા ઉડવા અથવા શરીરે સોજો થવો અને વાયુના વિકારથી અંગમાં ચસકા ઉઠવા તેને આધ્યાત્મિક તાપ કહે છે. દાદર, ચાંદાં, પેટ ચઢી આવવું, તાલુનો રોગ તથા કાન પાકીને ફૂટવો તે આધ્યાત્મિક તાપ કહેવાય છે. શ્વેત કુષ્ટ ( સફેદ કોઢ ), ગલિત કુષ્ટ, પાંડુરોગ તથા ક્ષયરોગને આધ્યાત્મિક તાપ કહે છે. ઘુંટણનો રોગ, બાળક દૂધ પીને ઉલટી કરી નાખે તે રોગ તથા ચકરીનો રોગ આધ્યાત્મિક તાપ કહેવાય છે. બીજાએ કરેલા પેશાબને ઓળંગવાથી થતો રોગ, બદ, પેટનું શૂળ તથા આદાશીશી અને માથાનો દુખાવો આધ્યાત્મિક તાપ કહેવાય છે. કરમ, ગર્દન, વાંસો, માથું અને મ્હોડું તથા સાંધા તેમજ હાડકામાં થતા દુખાવાને આધ્યાત્મિક તાપ કહે છે. મરડો, ઝાડા, ઉલટી, કમળો, ખીલ, પીળા કટકામાં જાવરાના ૭ અથવા ૫ દાણા બાંધીને ફોલ્લા ઉપરથી ઉતારો કરી રસ્તામાં નાખે છે તે ઓળંગવાથી થતાં ગુમડાં, માલણ અને પરદેશના પાણીથી થતા રોગોને આધ્યાત્મિક કહે છે. શોષ, ટાઢીયો તાવ, નજર લાગવાથી ઉથલો મારેલો રોગ અને રૂવાડાં ઉભાં થાય છે તેને આધ્યાત્મિક તાપ કહે છે. શરદી, ગરમી, તરસ, ક્ષુધા લાગવી, ઉંઘ, આમ પડે છે તે રોગ, વિષયતૃષ્ણાથી થતી દુર્દશા આદિ આધ્યાત્મિક

તાપ કહેવાય છે. આળસુ, મૂર્ખ, અપજશીયો, મનમાં ભય પામનારો, ભૂલકણો, દુશ્ચિત્તવાળો એવો જે હોય તેને આધ્યાત્મિક તાપથી પીડાયલો જાણવો. મૂત્રાવરોધ, પ્રમેહ, રક્તપિત્ત, પેશાબમાં લોહીનું જવું, મળ ગંઠાઈ જવો ઇત્યાદિને આધ્યાત્મિક તાપ કહે છે. મરડો, ઝાડો, ઉનવા, મળાવરોધ અને શું રોગ થયો છે તે સમજી ન શકાય તેને પણ આધ્યાત્મિક તાપ કહે છે. પેચોટી પડવી, પેટમાં કૃમિ ઉત્પન્ન થવા, ઝાડામાં આમ તથા લોહીનું પડવું તથા ખાધેલું અન્ન પાચન થયા વિના એવુંને એવું મળદ્વારથી પડવું તેને આધ્યાત્મિક તાપ કહે છે. પેટ ફૂલી જવું, હેડકી આવવી, ખાધેલો કોળીઓ ગળે અટકવો અને નાની સરખી ફોડલીથી પણ અસ્વસ્થ બની જવું તેને આધ્યાત્મિક તાપ કહે છે. ઉચકી આવવી, ગળામાં ખોરાક અટકવો, પિત્તનો ઉછાળો, જીભ ઉપર કાંટા કાંટા થઈ આવવા, સળેખમ અને ઉધરસ એ આધ્યાત્મિક તાપ કહેવાય છે. દમ, શ્વાસ, હાંફણ, પડજીભ, કફ, એક પ્રકારનો જ્વર ( મોવા જ્વર ) અને સંતાપ ઉત્પન્ન થવો તે આધ્યાત્મિક તાપ કહેવાય છે. કોઇએ સિંદૂર ખવરાવી દેવાથી ગભરાટ થવો અથવા ગળામાં ફોલ્લો પડવો તેને આધ્યાત્મિક તાપ કહે છે. ઘટસર્પ, જીભ ઝડી જવી, મુખમાંથી નીકળતી દુર્ગંધ, દાંતમાં કીડ લાગવી તથા દાંત પડી જવા તેને આધ્યાત્મિક તાપ કહે છે. પથરી, નસકોરી ફૂટવી, ગંડમાળ, આંખનું અકસ્માત ફૂટવું અને પોતાનાજ હાથે પોતાની આંગળી કાપવી તેને આધ્યાત્મિક તાપ કહે છે. ઓચિંતી કળતર ઉપડે, ચસકા નીકળે, દાંત ઉખડી જાય, હોઠ તથા જીભમાં કાંઇ દુઃખ ઉપજે તે આધ્યાત્મિક કહેવાય છે. કાનનાં, નેત્રનાં અને એવાં અનેક દુઃખોથી શોક ઉત્પન્ન થાય તથા ગર્ભમાંથીજ જે અંધ થયો હોય, અને નપુસંકત્વ એ આધ્યાત્મિક તાપ કહેવાય છે. આંખનું ફૂલું, છારી, પડદો, મોતીયો, નેત્ર દેખીતાં સારાં હોય છતાં દેખાય નહિ તે, રાત્રે દેખી શકે નહિ તે રતાંધળાપણું, દુશ્ચિત્ત, ભ્રમિષ્ઠ તથા મૂર્ખત્વ એ આધ્યાત્મિક તાપ કહેવાય છે. મુંગા, બ્હેરા, જન્મથીજ તૂટેલા હોઠવાળા, ઠુંઠા, લંગડા, કુબડા એ આધ્યાત્મિક તાપ કહેવાય છે. માંજરી આંખોવાળા, બહુ ઠીંગણા, અચકાતી ચાલવાળા, કુરૂપ, લાંબા નાકવાળા, નાક તથા કાનવગરના અને બહુ કૃશ અથવા બહુ સ્થૂલ શરીરના આધ્યાત્મિક તાપ કહેવાય છે. તોતડા, બોબડા, અશક્ત, રોગી, બેડોળ, કુટિલ, મત્સર કરનાર, ખાધરા; આકરા સ્વભાવના ઇત્યાદિને આધ્યાત્મિક તાપ કહે છે. સંતાપ કરનાર, પશ્ચાત્તાપ

કરનાર, ઈર્ષ્યા કરનાર, કામનાવાળો, અદેખાઈ કરનાર, તિરસ્કાર કરનાર, પાપી, દુર્ગુણી, વિકારવાળો એને આધ્યાત્મિક તાપ કહે છે. લચક પડવી તથા પગના સાંધા ઝલાઈ જવા ઇત્યાદિ રોગો આધ્યાત્મિક તાપ કહેવાય છે. સ્ત્રીના પેટમાં થતો છોડ, ગર્ભસ્રાવ, સ્તનપાક, સન્નિપાત અને સાંસારિક અગવડોને આધ્યાત્મિક તાપ કહે છે. નખનું ઝેર, કુપથ્યથી થતી જખમની ગાંઠ, કાળી ફોડલીયો અને દાંતખીલી બેસી જવી તે આધ્યાત્મિક તાપ કહેવાય છે. પાંપણો ખરી પડે તે, ભમરો સૂજી આવે તે, આંજણી થવી, ચસમાનો ઉપયોગ કરવાની જરૂર પડે તે આધ્યાત્મિક તાપ કહેવાય છે. શરીરઉપર તલ થાય છે તે, ધોળાં ચાઠાં, મસા, ચર્મખીલ, ચિત્તભ્રમ આદિ આધ્યાત્મિક તાપ કહેવાય છે. અંગ કુલી જવું, અંગમાંથી ખરાબ વાસ નીકળવી, કેશ ખરી પડવા તથા મુખમાંથી લાળ ઝરવી તે આધ્યાત્મિક તાપ કહેવાય છે. અનેક જાતની ચિંતાથી તથા દુઃખોથી અથવા કોઇ પણ વ્યાધિવિના ટળવળ્યા કરવું તે આધ્યાત્મિક તાપ કહેવાય છે. વૃદ્ધાવસ્થાની અનેક આપદાઓ, અનેક રોગો તથા દેહની ક્ષીણતાને આધ્યાત્મિક તાપ કહે છે. અનેક વ્યાધિથી, દુઃખોથી તથા ભોગથી મનુષ્ય શોકવશ બની ટળવળે છે તેને આધ્યાત્મિક તાપ કહે છે. આવો આ આધ્યાત્મિક તાપ પૂર્વના પાપસંસ્કારને લઈને થાય છે. તે દુઃખના સમુદ્ર જેવો છે. તેનું વર્ણન કરતાં પણ ખૂટે એમ નથી. વિશેષ શું કહીએ? શ્રોતાઓએ સંક્ષેપમાં સમજી લેવું. હવે પછી આધિભૌતિક તાપનું વિવેચન કરીએ છીએ.

# समास ७ मो–आधिभौतिक ताप.

### ( ચરાચર ભૂતોથી દુઃખ )



પાછળના સમાસમાં આધ્યાત્મિક તાપનાં લક્ષણ કહ્યાં. હવે આધિભૌતિક તાપ વિષે કહીએ છીએ.

**“सर्वभूतेन संयोगात् सुखं दुःखं च जायते ।**
**द्वितीयतापसंतापः सत्यं चैवाधिभौतिकः ॥१॥**

સર્વ ભૂતોના સંયોગથી સુખ–દુઃખ ઉપજવા માંડે અને મનોભંગ થાય તેને આધિભૌતિક કહે છે. ત્યારે હવે આધિભૌતિક તાપના લક્ષણનું નિરૂ-

પણ વિસ્તૃત રીતે કરીશું; જેથી કરીને ત્રિવિધ તાપનું સ્વરૂપ સંપૂર્ણ અનુભવમાં આવી શકશે. માર્ગે ચાલતાં ઠેસ વાગે, પગમાં કાંટા ભોંકાય, (શસ્ત્રથી) જખમ પડી જાય, શરીરમાં ફાંસ વાગે, ફાંસ અંદર રહી જાય તેને આધિભૌતિક તાપ કહે છે. કોઈ દાહ કરનારી અથવા શરીરમાં ખજવાળ ઉત્પન્ન કરનારી વનસ્પતિનો સ્પર્શ થવો અને મધ-માખીનો દંશ થવો તે આધિભૌતિક તાપ કહેવાય છે. કીડી, મચ્છર, ડાંસ, ભમરો ઇત્યાદિનો દંશ થાય અથવા ચટકા ભરે કે બળતરા ઉપજે તે આધિભૌતિક તાપ કહેવાય છે. ડાંસ, મંકોડા, એક પ્રકારનો પક્ષી તથા માંકડ આદિ કરડે તેને આધિભૌતિક તાપ કહે છે. સર્પ, વીંછી, વ્યાઘ્ર, વરૂ, સુવર અને સાબરથી જે ત્રાસ પહોંચે તે આધિભૌતિક તાપ કહેવાય છે. જંગલી ગાય, ભેંસ, રીંછ, જંગલી હાથી તથા ડાકેણના વળગાડથી થતી ઘેલછાને આધિભૌતિક તાપ કહે છે. જળમાં મગરી ખેંચી જાય તે, જળમાં અકસ્માત્ ડૂબી જાય તે અથવા જળના પ્રવાહમાં તણાઈ જાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. અજગર આદિથી, મગર વગેરે જળચરોથી તથા અનેક વનચરોથી જે દુઃખ ઉપજે તેને આધિભૌતિક તાપ કહે છે. ઘોડા, ગધેડા, બળદ, કૂતરા, શિયાળ, બિલાડા, સુવર આદિ દુષ્ટ તથા ક્રૂર પ્રાણીઓથી જે કષ્ટ પહોંચે તે આધિભૌતિક તાપ કહેવાય છે. આવાં કર્કશ, ભયાનક તથા ઘણી રીતે દારુણ દુઃખ ઉત્પન્ન કરનારા અનેક જીવોથી જે દુઃખ ઉપજે તેને આધિભૌતિક તાપ કહે છે. ભીંતો તથા દીવાલો પડી જાય, ટેકરીઓ, ભોંયરાંઓ નીચે દબાઇ જવાય અને વૃક્ષો ભાંગીને શરીરઉપર તૂટી પડે તેને આધિભૌતિક તાપ કહેવાય છે. કોઇના શાપથી, કોઇએ કરેલા કામણ–ટુમણથી કે ચેટકથી ગાંડા થઇ જવાય તેને આધિભૌતિક તાપ કહે છે. કોઇ હેરાન કરે, કોઇ ભ્રષ્ટ કરે અને કોઇ પકડી જાય તેને આધિભૌતિક તાપ કહે છે. કોઇ વિષપ્રયોગ કરે, કોઇ કલંક લગાડે અને કોઇ કેદ કરી લે તેને આધિભૌતિક તાપ કહે છે. કોઈ વિષારી વૃક્ષનો સ્પર્શ થઇ જાય, ભીલામું ઉઠી આવે અને ધૂમા-ડાથી ગભરાટ ઉપજે તેને આધિભૌતિક તાપ કહે છે. ધગધગતા અંગારા ઉપર હાથ મૂકાઇ જાય, પત્થર તળે હાથ દબાઇ જાય અને દોડતાં દોડતાં અથડાઇને પડી જવાય તેને આધિભૌતિક તાપ કહે છે. વાવ, કૂવા, તલાવ, સરોવર, ખાબોચીયાં, નદીકિનારો વગેરે સ્થળે અકસ્માત પડી

જવાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. કિલ્લાઉપરથી અથવા ઝાડ-ઉપરથી પડી જવાય અને તે દુ:ખથી આક્રોશ (રુદન) કરવો તે આધિભૌતિક તાપ કહેવાય છે. સખત ટાઢથી હાથ, પગ, હોઠ વગેરે ફાટી જાય, હાથ-પગનાં આંગળાંઓ વચ્ચેનો ભાગ પાણીથી સડી જાય તેને આધિભૌતિક તાપ કહે છે. ખાન-પાનના પ્રસંગમાં ઉષ્ણ રસોથી જીભ સડસડી જાય, દાંત કડકડે તથા દાંતમાં ફાટ પડે તે આધિભૌતિક તાપ કહેવાય છે. બાલ્યાવસ્થામાં પરાધીનતા વેઠાય, કડવાં વેણ તથા માર સહન કરવા પડે અને અન્ન-વસ્ત્ર વિના ટળવળવું પડે તે આધિભૌતિક તાપ કહેવાય છે. સાસરિયાંમાં ભૂલ પડવાથી સ્ત્રીજાતિને ચીંટીયા, વીંછકડા, ઠોસા તથા ડામ આદિ ખમવાં પડે અને રડવું રોકી શકાય નહિ તેને આધિભૌતિક તાપ કહે છે. ભૂલ થઈ જવાથી કાનની બુટ ઝાલે, આંખમાં હીંગ નાખે તથા સર્વકાળ ખાંડાની ધાર ઉપર ચલાવે તેને આધિભૌતિક તાપ કહે છે. દુર્જનો અનેક પ્રકારના માર મારે અને પીયરીયાંઓથી બહુ દૂર રહીને તે સર્વ આપત્તિઓ ખમવી પડે તેને આધિભૌતિક તાપ કહે છે. કાન તથા નાક છેદી નાંખે, બળાત્કારથી પકડીને પુરી રાખે અને અપરાધમાં આવવાથી દઝાડી દે એ આધિભૌતિક તાપ કહેવાય છે. દેશમાં પરચક્ર ચઢી આવીને સ્ત્રીઓને પકડી જાય તથા નીચજાતિના મનુષ્યને આપી દે; પછી ત્યાં તે સ્ત્રીઓ દુર્દશા ભોગવી મરણ પામે તેને આધિભૌતિક તાપ કહે છે. આધ્યાત્મિક તાપના સમાસમાં વર્ણવેલા અનેક રોગો ઉત્પન્ન થવાથી વૈદ્યો તથા પંચાક્ષરી બોલાવવા પડે તેને આધિભૌતિક તાપ કહે છે. અનેક વ્યાધિના નિવારણ માટે બળાત્કારથી દારુણ ઔષધો ખવરાવે તેને આધિભૌતિક તાપ કહે છે. અનેક વનસ્પતિના રસો અને કવાથ આદિ કડવાં ઔષધો લેતાં અણગમો ઉપજે તે આધિભૌતિક તાપ કહેવાય છે. જુલાબ આપે, ઉલટીનું ઔષધ આપે, કઠિન પથ્ય પળાવે અને અનુપાનમાં ભૂલ થવાથી વિપત્તિ વેઠવી પડે તેને આધિભૌતિક તાપ કહે છે. શસ્ત્રવડે ગાંઠ ઉપર કાપા પાડવામાં આવે, ડામ દેવામાં આવે અને તે દુ:ખથી જે વિકળતા ઉપજે તેને આધિભૌતિક તાપ કહે છે. આકડાનું કે થોરનું દૂધ લગાડવામાં આવે, ભીલામું મૂકે, શિરાઓનું છેદન કરે, રકત ચુસી લેનારી રૂમડી મૂકવામાં આવે તેને આધિભૌતિક તાપ કહે છે. રોગો ઘણા છે અને ઔષધો પણ ઘણાં છે. કહેવા બેસીએ

તો પાર આવે નહિ. સારાંશ એ કે રોગ તથા ઔષધથી મનુષ્ય-પ્રાણીને જે ખેદ ઉપજે છે તેને આધિભૌતિક તાપ કહે છે. કોઇ ભુવાને તેડાવવાથી તે ધૂણે છે અને ધૂમાડી આપે તથા મારે કે પીડા આપે તેને આધિભૌતિક તાપ કહે છે. ચોર કે લૂંટારા લોકો ધાડું પાડીને લોકોનાં મનને દુખવે છે તથા લૂંટી લે છે તેને આધિભૌતિક તાપ કહે છે. અગ્નિની ઝાળથી દાઝી જવાય અને તેને લીધે જે ટળવળાટ થાય તથા વિહ્‌વળતા ઉપજે તેને આધિભૌતિક તાપ કહે છે. આગ લાગવાથી અનેક સુંદર ઘરો તથા રત્ન-જવાહિર આદિ આભૂષણો તથા કિંમતી વસ્ત્રો બળી જાય છે તેને આધિભૌતિક તાપ કહે છે. જાત જાતનાં ધાન્યો, અનેક પદાર્થો, જાત જાતનાં પશુ-પંખી, વાસણો તથા દ્રવ્ય અને મનુષ્યો અગ્નિ-પ્રલયમાં બળીને ભસ્મ થાય એવી આગ લાગે અથવા કોઇ લગાડે અને તે પ્રસંગે કાંઇ નુકસાન થાય અથવા બળી જવાય તેને આધિભૌતિક તાપ કહે છે. ખેતરમાં અગ્નિ લાગવાથી અનાજ બળી જાય તથા શેરડી પણ બળી જાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. આ પ્રમાણે અગ્નિના આઘાતો પણ ઘણા હોય છે અને તેનાથી ચિત્તમાં દુઃખ ઉત્પન્ન થાય છે તેને આધિભૌતિક તાપ કહે છે. કોઇ પદાર્થ ખોવાઈ જાય, ભૂલી જવાય, ઢોળાઈ જાય, સડી જાય, ઓગળી જાય કે ગળી જાય, ફૂટી જાય, હાથમાંથી પડી જાય અથવા મળવો અશકય થાય અને તેનાથી જે દુઃખ ઉપજે તેને આધિભૌતિક તાપ કહે છે. મનુષ્ય સ્થાનભ્રષ્ટ થઇ જાય, પશુઓ ખોવાઈ જાય અને કન્યાપુત્રો ગુમ થઈ જાય; તેથી જે દુઃખ ઉપજે તેને આધિભૌતિક તાપ કહે છે. ચોર અથવા વેરી અકસ્માત આવીને મારી નાખે, ઘરબાર લૂંટી જાય અને ગાયોના ધણનું હરણ કરી જાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. અનેક જાતનાં ધાન્યોની કાપણી કરી જાય, કેળનાં વૃક્ષો કાપી નાંખે વાડીઓમાં મીઠું નાખીને ફળ-ફૂલની ઉત્પત્તિ વણસાડી નાંખે અને આ રીતે અનેક જાતનાં નુકસાન કરે તે આધિભૌતિક તાપ કહેવાય છે. ફાંસીયા, કલેજું ખાનારા, નજર-બંધી કરનારા, લૂંટારા, ધૂતારા, ભામટાઓ, પારકાં પોટલાં લંબાવનારા, દાગીના કાઢી લેનારા ઇત્યાદિ તરફથી જે ત્રાસ પહોંચે છે અને અનેક વસ્તુઓ ઉંદરો તાણી જાય છે જેથી જે દુઃખ થાય છે તે આધિભૌતિક તાપ કહેવાય છે. અકસ્માત વિજળી પડવાથી, ઝાકળ કે હીમ-બરફ પડ-

વાથી, મુસળધાર વરસાદમાં સપડાવાથી કે મોટા પૂરમાં સપડાઇ જવાથી જે સંકટ ઉપજે તે આધિભૌતિક તાપ કહેવાય છે. પાણીના પૂરમાં ઉત્પન્ન થતી ગોળ ચકરીમાં, પાણીના ધોધમાં, પાણીના પ્રવાહમાં, પાણીના પૂરમાં લાકડાંઓ અને કચરો તણાઈ જાય છે તેમાં વીંછી, કાનખજુરા તથા અજગરો પણ તણાઈ જાય છે, અને તેમાં મનુંષ્યપ્રાણી પણ પડી જાય તથા તણાતો તણાતો કોઈ ખડક આગળ અથવા બેટ આગળ આવીને અટકે અને ડૂબતો ડૂબતો અકસ્માત બચી જાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. મનગમતો સંસાર ન હોય, સ્ત્રી કદરૂપી, કર્કશા તથા ક્રૂર હોય, કન્યા વિધવા હોય અને પુત્ર મૂર્ખ હોય તે આધિભૌતિક તાપ કહેવાય છે. ભૂત-પિશાચની બાધા થાય, કોઇ દુષ્ટ વાયુ શરીરઉપરથી જાય, પિશાચસાધનાના મંત્રમાં કાંઈ ભૂલ થવાથી ગાંડપણ ઉપજે, કોઈ બ્રહ્મભૂત શરીરમાં પ્રવેશ કરીને પીડા આપે અથવા શનિદેવની ભીતિ લાગ્યા કરે તે આધિભૌતિક તાપ કહેવાય છે. અનેક ગ્રહોની પીડા, ઘાતવાર, ઘાતતિથિ, ઘાતચંદ્ર, કાળચોઘડીયું, ઘાતનક્ષત્ર આદિ આધિભૌતિક તાપ કહેવાય છે. છીંક આવવાથી, ઢેડગરોળી અંગઉપર પડવાથી અને કાગડો, પિંગલા, હોલા, કલાલી એવાં અપશુકનીયાં પક્ષીઓનાં શુકન થવાથી મનમાં જે કષ્ટ ઉપજે તે આધિભૌતિક તાપ કહેવાય છે. કોઇ વેષધારી જોશી કાંઇ ભવિષ્ય કહી જાય તેથી મનમાં ચિંતા રહ્યા કરે અને દુષ્ટ સ્વપ્નાંથી જે દુઃખી થતો રહે તે આધિભૌતિક તાપ કહેવાય છે. શિયાળ ખરાડા પાડે, કૂતરાંઓ રુદન કરે અને બીજાં એવાં અનિષ્ટ ચિન્હોથી ચિંતા વધે તે આધિભૌતિક તાપ કહેવાય છે. ઘરથી બહાર નીકળતાં અનેક જાતનાં અપશુકનથી મનોભંગ થઇ ખેદ ઉપજે તે આધિભૌતિક તાપ કહેવાય છે. કેદમાં પડીને અનેક દુઃખો સહન કરવાં પડે તથા તે દુઃખોથી દીન બનીને જે બીજાને આશ્રયપાત્ર જણાય તથા અનેકાનેક દુઃખોથી જે દુઃખી બની જાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. રાજદરબારમાં શિક્ષા પામવાથી જેને રસીવડે બાંધીને ચાબુકના ફટકા મારે છે અને ઉંડી ખાઈમાં નાખી દઇને ઉપરથી માર મારે છે તથા તપાવીને લાલચોળ કરેલા લોખંડના તવાઉપર ઉભો રાખીને જે માર મારે છે, તે આધિભૌતિક તાપ કહેવાય છે. ચાબુકનો, વડની જટાઓનો, અપાનદ્વાર (ગુદા)માં

મેખ ઠોકીને મારે છે તે, દારૂના પીપ પાસે બાંધીને તે દારૂને આગ લગાડીને પછી મારે છે તે, ચારે બાજુથી મુશ્કેટાટ બાંધીને જે માર મારે છે તે, લાકડીનો માર, ઠોંસાનો માર, ગળચી પકડીને મારે છે તે, ગુંઠણુ પેટમાં ભરાવીને માર મારે છે તે, વગેરે મારને આધિભૌતિક તાપ કહે છે. લત્તાપ્રહાર, થપ્પડનો માર, છાણુનો માર, કાંકરા તથા પત્થરનો માર અને બીજા અનેક જાતના મારને આધિભૌતિક તાપ કહે છે. ઉંચે ટાંગીને મારે છે તે, ચોંટીયા ભરીને મારે છે તે, હાથ વાંસાતરફ બાંધીને મારે છે તે, વૃક્ષનાં મૂળ સાથે બાંધીને મારે છે તે, ફરતી ચોકી બેસાડીને મારે છે તે અથવા કેદ રાખે છે તે આધિભૌતિક તાપ કહેવાય છે. નાકમાં ચુનાનું, રાઇનું કે મીઠાનું તીક્ષ્ણ પાણી રેડે અને ગોળનું પાણી રેડીને દુઃખ આપે તે આધિભૌતિક તાપ કહેવાય છે. જળાશયમાં ડૂબાડી દે, હાથીના પગતળે બાંધીને નાખી દે, કાઢી મેલે અને અનેક પ્રકારનાં દુઃખ દે તે આધિભૌતિક તાપ કહેવાય છે. કાન, નાક, હાથ, પગ, જીભ, હોઠ ઇત્યાદિ કાપી નાખે તે આધિભૌતિક તાપ કહેવાય છે. તીર મારી વીંધી નાખે, શુળીઉપર ચઢાવે, આંખો અને વૃષણુ કાઢી લે અને સઘળા નખોમાં સોય ભોંકે તેને આધિભૌતિક તાપ કહે છે. રોજ રોજ કાંટામાં વજન કરીને જે રીતે વજન ઘટતું જાય તે રીતે દુઃખ આપ્યા કરે, ડુંગર ઉપર ચઢાવીને નીચે ધકેલી દે અથવા તોપના ગોળાથી ઉડાવી દે તે આધિભૌતિક તાપ કહેવાય છે. કાનમાં ખૂંટીઓ ઠોકે, અપાનદ્વારમાં મેખ મારે અને શરીરની ચામડી ઉતારી લે તે આધિભૌતિક તાપ કહેવાય છે. નખથી શિખાસુધી આખા શરીરની ખાલ ( ચામડી ) કાઢી લે, ટોંચી ટોંચીને મારે અથવા ગળામાં ફાંસો કે આંકડી ભરાવે અને સાણુસી લગાવી દુઃખ આપે તે આધિભૌતિક તાપ કહેવાય છે. સીસું પાય, ઝેર ખવરાવે, માથું કાપી નાખે અથવા ઘરના પાયા હેઠળ દાટી દે તે આધિભૌતિક તાપ કહેવાય છે. શિક્ષા કરતી વખતે પગમાં પગજામો પહેરાવી તેની અંદર ‘ કાકીડા ’ નામના પ્રાણીને છોડી મેલી પછી નાડી બાંધી લે અથવા પગજામાની અંદર બિલાડી છોડીને નાડી બાંધી લે, અને અનેક દુઃખ આપીને ફાંસીએ લટકાવે તેને આધિભૌતિક તાપ કહે છે. કૂતરાથી, વાઘથી, ભૂતથી, સુસરીથી, શસ્ત્રથી અથવા તો વિજળી પડવાથી મરણુ પામે તે આધિભૌતિક તાપ કહેવાય છે. નસો ખેંચી લે,

મસાલો સળગાવી બાળી મૂકે અને આમ જે અનેક વિપત્તિઓ વેઠવી પડે તેને આધિભૌતિક તાપ કહે છે. મનુષ્યની, દ્રવ્યની, વૈભવની, મહત્ત્વની, પશુઓની તથા અન્ય પદાર્થોની જે હાનિ થાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. બાલ્યાવસ્થામાં માતા મરણ પામે, યુવાવસ્થામાં પત્ની મરણ પામે અને વૃદ્ધાવસ્થામાં પુત્ર–પુત્રીઓ મરણ પામે તે આધિભૌતિક તાપ કહેવાય છે. દુઃખ, દારિદ્ર, દેવું, પરદેશમાં ભાગી જવું, લૂંટાઈ જવું, વિપત્તિમાં આવી પડવું અને વર્જિત અન્નનું ભોજન કરવું તે આધિભૌતિક તાપ કહેવાય છે. કોગળીયાનો રોગ થવો, યુદ્ધમાં હારી જવું, સ્વજનોનો ક્ષય થવો તેને આધિભૌતિક તાપ કહે છે. વખત બારીક આવે, દુષ્કાળ પડે, નઠારો સમય આવે, આબરૂના રક્ષણ માટે પણ મન શંકાવાળું રહે, ઉદ્વેગ તથા ચિંતાથી મન અસ્વસ્થ રહે તે આધિભૌતિક તાપ કહેવાય છે. ઘાણીમાં કે ચિચોડામાં સપડાઇ જાય, પૈડા નીચે દબાઇ જાય અથવા અગ્નિમાં પડી જાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. હથીયારોથી ઘાયલ થાય, વનપશુઓ ભક્ષણ કરી જાય અથવા કેદમાં સપડાઇ જાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. અનેક પ્રકારના કુગ્રામવાસથી ગભરાઇ જાય, અપમાનથી શરમાઇ જાય અને શોકને લીધે સુકાતો જાય તે આધિભૌતિક તાપ કહેવાય છે. આ પ્રમાણે આધિભૌતિક તાપ યથાર્થ કહી દેખાડીએ તો તેમાં દુઃખોના પર્વત જાણે રહેલા છે; પરન્તુ શ્રોતાઓએ આટલા ઉપરથીજ તેની કલ્પના કરી લેવી.

---

# समास ८ मो–आधिदैविक ताप.

## ( યમયાતનાઓ )




થમ આધ્યાત્મિક તાપનું વિવરણ કરવામાં આવ્યું, તે પછી આધિભૌતિક તાપ વિષે વિવેચન થયું અને હવે આધિદૈવિક તાપનું વર્ણન કરીએ છીએ તે સાવધાન થઇને સાંભળો.

**शुभाशुभेन कर्मणा देहांते यम ातना ।**
**स्वर्गनरका- भोक्तव्याम- चैवाधिदैविकम् ॥ १ ॥**

શુભાશુભ કર્મોને લઇને દેહપાત પછી પ્રાણીને જે યમયાતના ભોગવવી પડે તથા સ્વર્ગનરકાદિ ભોગવવાં પડે તેને આધિદૈવિક તાપ કહે છે. અનેક પ્રકારના દોષો—પાતકો, મદાંધ બનીને અવિવેકથી કરવામાં આવે છે; પરન્તુ તે દુઃખદાયક થઇને યમયાતનાઓ ભોગવાવે છે. મનુષ્યપ્રાણી શરીરના, દ્રવ્યના, મનુષ્યોના, રાજ્યના અને અનેક સાધનોના બળથી ન કરવા યોગ્ય કાર્યો કરે છે. વાસ્તવિક નીતિ છોડીને અયોગ્ય કર્મો કરવાથી યમયાતનાઓ ભોગવતાં જીવ જાય છે. સ્વાર્થબુદ્ધિથી અંધ બનીને, અનેક જાતના અભિલાષ રાખવાથી કુબુદ્ધિવશ થઇને મનુષ્ય પારકી ઉપજીવિકાનું, પારકી જમીનનું, પરધનનું તથા પરદારાનું હરણ કરે છે. ગમે તેમ ઉન્મત્ત બનીને જીવઘાત, કુટુંબઘાત કરીને મિથ્યાચારથી વર્તે છે તેથી યમયાતનાઓ ભોગવવી પડે છે. મર્યાદા મૂકી ચાલવાથી ગામના લોકોને ગામનો અધિપતિ દંડે છે અને નીતિ—ન્યાયનું ઉલ્લંઘન કરવાથી દેશના લોકોને દેશનો અધિપતિ દંડે છે. દેશાધિપતિથી કાંઇ અપરાધ થઇ જાય તો તેને રાજા દંડે છે અને રાજાનો અપરાધ હોય તો તેને દેવ દંડે છે. અનીતિથી સ્વાર્થવશ બનીને રાજા પાપાચરણ કરે તો "**રાજ્યના અંતે નરક**" કહેલું છે. રાજા રાજનીતિનો ત્યાગ કરે તો તેને યમ ભયંકર દુઃખ દે છે અને યમ જો નીતિનો ત્યાગ કરે તો તે યમને દેવતાઓ દંડે છે. આવી મર્યાદા દેવાધિદેવે નિયત કરેલી છે, એટલામાટે નીતિ—ન્યાયથી વર્તવું. નીતિ છોડીને વર્તવાથી યમયાતના ભોગવવી પડે છે. દંડ દેવાને માટે પરમાત્માએ યમને યોજ્યો છે, એટલા માટે તેને આધિદૈવિક તાપ કહે છે; અને તે ત્રીજો (આધિદૈવિક) તાપ યમયાતનાનો ઘણોજ અસહ્ય છે. શાસ્ત્રમાં યમદંડ—યમયાતનાના અનેક પ્રકાર વર્ણવેલા છે. તે ભોગવ્યા વિના ચાલતું નથી. તેને આધિદૈવિક તાપ કહે છે. શરીરમાં અપ્રમાદ થવાથી યમયાતનાનાં જે કષ્ટ વેઠવાં પડે છે તે શાસ્ત્રમાં સ્પષ્ટ કરીને કહેલાં છે. લિંગદેહ સ્વર્ગમાં ગયા પછી તેને સ્થૂલ દેહમાં પ્રવેશ કરાવીને પાપ—પુણ્યના પ્રમાણમાં જીવને સુખ—દુઃખો ભોગવાવે છે. પુણ્યકર્મોનાં બળથી સ્વર્ગમાં જાતજાતના વિલાસ ભોગવાવે છે અને પાપકર્મોનાં પ્રબળથી અનેક પ્રકારનાં અસહ્ય દુઃખો ભોગવાવે છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. તે વિષે અવિશ્વાસ રાખવો નહિ—તેને અસત્ય માનવું નહિ. જેઓ વેદભગવાનની આજ્ઞાનુસાર વર્તે નહિ તથા

શ્રીહરિની ભકિત કરે નહિ તેને યમ જે યાતનાઓ ભોગવાવે છે તેને આધિદૈવિક તાપ કહે છે. ‘ અક્ષોભ ’ નામના નરકમાં અસંખ્ય જીવોને, જુના કીડાઓ જેમાં ખદબદે છે તેની અંદર હાથ–પગ બાંધીને યમ નાખે છે; આનું નામ રૌરવનરક છે અને તે આધિદૈવિક તાપ કહેવાય છે. બહુ લાંબો છતાં જેનું મુખ સાંકડું છે અને જેમાં અત્યંત દુર્ગંધ ભરી રહે છે તે ‘ કુંભીપાક ’ નામના નરકથી જીવને જે કષ્ટ મળે છે તેને આધિદૈવિક તાપ કહે છે. તપ્ત ભૂમિઉપર ચલાવે, બળતા સ્તંભોની સાથે બાથ ભરાવે અને અનેક જાતના સાણુસાઓ શરીરે લગાડે તેને આધિદૈવિક તાપ કહે છે. યમદંડ ભોગવવામાં અપાર દુઃખ સમાયલું છે અને પાપી પુરુષોને તે ભોગવવું પડે છે તેને આધિદૈવિક તાપ કહે છે. પૃથ્વીઉપર મારના અનેક પ્રકાર છે; પરન્તુ યમયાતનાઓ તો તેથી પણ કઠિન હોય છે. તે માર અખંડ પડે છે તેને આધિદૈવિક તાપ કહે છે. યમદૂતો ચારે તરફથી તાણ–ખેંચ કરે, ઝોકાં ખવરાવીને પાડી નાખે, ઘસડીને માર મારે તેને આધિદૈવિક તાપ કહે છે. એ દુઃખ ભોગવતાં ઉઠવાની, બેસવાની, રડવાની અને પડવાની ક્રિયા થઇ શકે નહિ અને દુઃખ ઉપર દુઃખ ભોગવવું પડે તેને આધિદૈવિક તાપ કહે છે. પ્રાણી આક્રોશ કરે, ડુસકાં ભરે, ચિંતાથી હાડપિંજર જેવો થઇ જાય તે આધિદૈવિક તાપ કહેવાય છે. યમયાતનામાં કર્ણકઠોર વચનો સાંભળવાં પડે છે અને ભયંકર માર ખમવો પડે છે તેના ઘણા પ્રકાર છે. પાપી પુરુષો તેનાથી ત્રાસ પામે છે તેને આધિદૈવિક તાપ કહે છે. ઉપર રાજદંડના વિષે કહેવામાં આવ્યું તેનાથી યમદંડ બહુ પ્રચંડ હોય છે અને તેની યાતનાઓ દારુણ હોય છે. આધ્યાત્મિક તથા આધિભૌતિકથી આધિદૈવિક તાપ ઘણો અસહ્ય છે અને તે અત્રે સંક્ષેપથી જાણવાને માટે કહ્યો છે.



# समास ९ मो—मृत्युनिरूपण.



## ( મરણથી કોઈ બચતું નથી )

આ સંસાર એક એવો તૈયાર સ્વાર છે કે તે મરણતરફ જઈ રહ્યો છે અને આયુષ્યની જે જે ઘડી જાય છે તે તે ઓછી થતી જાય છે. કાળનો સમાગમ નિત્ય થયા કરે છે, ભાવિની ખબર પડતી નથી અને પોતપોતાનાં કર્માનુસાર મનુષ્યો અનેક દેશોમાં મરણ પામે છે. સંચિત કર્મોનો શેષ ભાગ સંપૂર્ણ થાય કે પછી એક ક્ષણનો પણ વિલંબ થતો નથી અને આંખ ઉઘાડભીડ કરી ન હોય એટલી-વારમાંજ દેહનો ત્યાગ કરી જવું પડે છે. કાળના દૂતો અકસ્માત પકડીને એક સરખો માર મારે છે અને મૃત્યુપંથે લઈ જાય છે. મૃત્યુની આગળ કોઈનું બળ ચાલતું નથી, કોઇ બચાવી શકતું નથી; કેમકે વહેલે–મોડે સર્વની એજ ગતિ હોય છે. મૃત્યુસમયરૂપી ઠાવકી લાકડીનો એવો સજ્જડ ફટકો માથામાં પડે છે કે તેથી રાજા–મહારાજાજેવા જોરાવર મનુષ્યો પણ જીવી શકતા નથી. મૃત્યુ એમ ન જાણે કે આ ક્રૂર છે અને આ રણસંગ્રામમાં યુદ્ધ કરનારો યોદ્ધો છે! આ ક્રોધી છે, આ પ્રતાપી છે અને આ ઉગ્ર સ્વભાવનો મહા દુષ્ટ છે એમ મૃત્યુ ન જાણે. આ બળવાન છે, આ ધન-વાન છે અને આ સર્વગુણસંપન્ન છે એમ મૃત્યુ જાણતું નથી. વિશ્વમાં આ વિખ્યાત છે, આ શ્રીમંત છે અને આ અદ્‌ભુત પરાક્રમી છે એમ મૃત્યુ જાણતું નથી. આ રાજા છે, આ ચક્રવર્તી મહારાજા છે અને આ અનેક પ્રકારની યુક્તિઓ કે યોજનાઓને જાણનારો છે એમ મૃત્યુ જાણતું નથી. આ આટલા ઘોડાનો, આટલા હાથીઓનો અથવા અમુક મનુષ્યોનો માલિક છે એમ મૃત્યુ જાણતું નથી. લોકમાન્ય, રાજનીતિજ્ઞ તથા મોટો પગાર ખાનારા પુરુષની દરકાર મૃત્યુને હોતી નથી. દેશાઈઓની, વેપા-રીઓની અને મસ્ત રાજાઓની પરવા મૃત્યુ રાખતું નથી. આ મુદ્રાધારી છે, ઉદ્યોગી છે, પરનારી છે અથવા રાજકન્યા છે એવું મૃત્યુ જાણતું નથી. કાર્યકારણ, વર્ણાવર્ણ અને સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ એવા બ્રાહ્મણને મૃત્યુ મૂકતું નથી. આ બુદ્ધિમાન છે, આ વિદ્વાન છે અને જનસમૂહને દોરવનારો સર્વ

ગુણસંપન્ન પુરુષ છે એમ કાંઈ મૃત્યુ જાણતું નથી. આ ચતુર છે, આ બહુશ્રુત છે અને આ સજ્જન તથા સમર્થ પંડિત છે એમ મૃત્યુ વિચારતું નથી. પુરાણિક, વૈદિક, યાજ્ઞિક કે જોશી, અગ્નિહોત્રી, શ્રોત્રિય, મંત્ર–યંત્રવાળો, શાસ્ત્રસંપન્ન, શાસ્ત્રજ્ઞ, વેદજ્ઞ, સર્વજ્ઞ ઇત્યાદિ ભેદ મૃત્યુ સમજતું નથી. બ્રહ્મહત્યા, ગોહત્યા તથા સ્ત્રીહત્યા કે બાળહત્યા મૃત્યુ સમજતું નથી. આ રાગજ્ઞાની છે, આ તાલજ્ઞાની છે અને આ તત્ત્વજ્ઞાની કે તત્ત્વવેત્તા છે એવું મૃત્યુ જાણતું નથી. યોગનો અભ્યાસ કરનારને, સંન્યાસીને તથા યોગબળવડે જેઓ મૃત્યુને કેટલોક સમય રોકી શકે છે એવા સમર્થ યોગીજનોને પણ છેવટે મૃત્યુ લઇ જાય છે. આ સાવધ છે, આ સિદ્ધ છે અને આ પંચાક્ષરી સુપ્રસિદ્ધ વૈદ્યરાજ છે એવું કાંઇ મૃત્યુ જાણતું નથી. આ ગોસ્વામી છે, આ તપસ્વી છે, આ મન ઉપર અંકુશ રાખનારો છે કે ઉદાસીન છે, એમ મૃત્યુ જાણતું નથી. આ ઋષીશ્વર છે, આ દિગંબર છે અને આ સમાધિસ્થ છે એમ પણ મૃત્યુ જાણતું નથી. હઠયોગી, રાજયોગી, વિરક્ત, બ્રહ્મચારી, જટાધારી, નિરાહારી, યોગેશ્વર, સંત, મહંત કે ગુપ્ત થઈ જવાની વિદ્યા જાણનારને પણ મૃત્યુ છોડતું નથી. આ સ્વાધીન છે કે પરાધીન છે એવું કશું પણ નહિ જાણતાં સર્વનો સંહાર મૃત્યુ કરે છે. કોઇ મૃત્યુપંથે પડયા છે, કોઇ અર્ધમાર્ગે ગયા છે અને કોઇ વૃદ્ધ થઇ મરી ગયા છે. બાળક, તરુણ, સુજ્ઞ, ઉત્તમ લક્ષણવાળો, બહુબોલો, સર્વનો આધાર, ઉદાર, સુંદર, ચતુર, પુણ્યશીલ, હરિકથા કરનાર, સત્કર્મ કરનાર ઈત્યાદિ ભેદ મૃત્યુ જાણતું નથી; અર્થાત્ સર્વનું ભક્ષણ કરી જાય છે. અસ્તુ. મૃત્યુથી કોણ બચી શકયો છે ? વહેલે કે મોડે પણ અખિલ વિશ્વના જીવોને મૃત્યુપંથે જવુંજ છે ! જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ એ ચારે ખાણોમાં જે ચોરાશી લક્ષ જીવયોનિ છે, તેમાં ઉત્પન્ન થએલા જીવોને મૃત્યુ અવશ્ય ખાઇ જશે. મરણના ભયથી નાસી જવાથી મરણ ટાળી શકાતું નથી. કોઇપણ ઉપાયવડે મૃત્યુથી બચી શકાય એમ છેજ નહિ. આ સ્વદેશમાં કે પરદેશમાં છે અને આ નિત્ય ઉપવાસ કરનારો છે, એવું કાંઈપણ મૃત્યુ સમજતું નથી. મોટા મોટાને, શંકર અને વિષ્ણુને; એટલુંજ નહિ પણ ઇશ્વરનો અવતાર એવા રામ–કૃષ્ણાદિકોને પણ મૃત્યુ છોડતું નથી ! જે જાયું તે જવાનું છે; એટલામાટે અમારા આ કથનથી શ્રોતાઓએ કોપ ન કરવો. સર્વ જાણે છે આ કે

મૃત્યુલોક છે. આ મૃત્યુલોક છે એમાં કાંઇપણ સંદેહ નથી અને તે નાના મોટા સર્વ કોઇ સારી પેઠે સમજે છે. કદાચ સંદેહ રાખવામાં આવે તો તેથી શું આ મૃત્યુલોક છે, તે નથી એમ ઠરશે? નહિજ. ત્યારે આ લોકમાં જે જન્મ લે છે તે મરણ પામશેજ. આમ છે એટલા માટે આ નરદેહનું સાર્થક કરી લેવું અને મરણ પછી કીર્તિ અવશેષ રહે એ પ્રમાણે વર્તવું. બાકી તો નાના કે મોટા સર્વ કોઇ મૃત્યુ પામવાના છે એ વાત અસત્ય નથી. પુષ્કળ વૈભવવાળા, લાંબા આયુષ્યવાળા, અગાધ મહિમાવાળા એવા ઘણા મનુષ્યો મૃત્યુપંથે ગયા છે. ઘણા પરાક્રમી, કપટકર્મમાં કુશળ એવા અને રણસંગ્રામમાં યુદ્ધ કરવામાં શૂર એવા ઘણા નરો મૃત્યુપંથે ગયા છે. ઘણા બળવાળા, ઘણા આયુષ્યવાળા અને ઉંચા કુળમાં જન્મેલા રાજા મહારાજાઓ મૃત્યુપંથે ગયા છે. અનેક મનુષ્યોનું પાલન કરનારા, બુદ્ધિના ચાલાક અને યુક્તિ કે તર્ક ચલાવનારાઓ પણ ચાલ્યા ગયા છે. વિદ્યાના સાગરજેવા, બળના પર્વતજેવા અને ધનમાં જાણે કુબેર જેવાઓ પણ ચાલ્યા ગયા છે. પુરુષાર્થ કરનારા, તેજસ્વી અને વિશાળ કાર્યો કરનારા પણ ચાલ્યા ગયા છે. શસ્ત્ર ધારણ કરનારા, પરોપકારી તથા અનેક પ્રકારથી ધર્મનું સંરક્ષણ કરનારા એવા ઘણા પુરુષો ચાલ્યા ગયા છે. બહુપ્રતાપી, કીર્તિવાળા તથા નીતિવંત રાજાઓ પણ ઘણા ચાલ્યા ગયા છે. ઘણા મતવાદીઓ, પ્રયત્નવાદીઓ અને બહુ બહુ વાદ—વિવાદ કરનારાઓ ચાલ્યા ગયા છે. પંડિતનાં જુથો, શબ્દોની લડાઈ કરનારા વૈયાકરણી તથા અનેક મતોઉપર વાદ કરનારાઓ ચાલ્યા ગયા છે. તપસ્વીઓનાં ટોળાં, ઘણા સંન્યાસીઓ તથા સારરૂપ વિચાર કરનારા તત્ત્વજ્ઞ પુરુષો પણ ચાલ્યા ગયા છે. ઘણા સંસારી જીવડાઓ, ઘણા વેષધારીઓ અને જાત જાતની વિચિત્ર લીલા દેખાડનારા સ્વચ્છંદી પુરુષો ચાલ્યા ગયા છે. બ્રાહ્મણોના સમુદાય ગયા, ઘણા આચાર્યો ગયા; અરે! ઘણા ઘણા ગયા છે, કેટલા ગયા તે યથાર્થ શી રીતે કહીએ? અસ્તુ. આ પ્રમાણે સર્વ કોઈ આ લોકને છોડીને મૃત્યુપંથે ચાલ્યા ગયા છે; પરંતુ એઓજ માત્ર મૃત્યુથી બચી ગયા છે કે જેઓ આત્મજ્ઞાન સંપાદન કરીને સ્વસ્વરૂપાકાર થયા છે!

# समास १० मो—वैराग्यनिरूपण.



સંસાર એ મહાન પૂર આવેલી નદી જેવો છે અને તેમાં અસંખ્ય જળચર પ્રાણીઓ રહે છે તથા તેમાં વસતા ઝેરી સાપો કરડવાને માટે દોડે છે. તેમાં આશા, મમતા તથા દેહબુદ્ધિની બેડી, ઇત્યાદિ મગરીઓ મનુષ્યને સન્માર્ગથી વિખૂટો પાડીને દુઃખ તથા સંકટમાં નાખે છે. અહંકારરૂપી નક્ર (મગર) મનુષ્ય પ્રાણીને પાતાળમાં ખેંચી જઈને ત્યાં તેને ડૂબાડી દે છે; તેમાંથી તેનો છૂટકો થઈ શકતો નથી. કામરૂપી નાગણ ગળે એવી લપટાઈ જાય છે કે તે કેમે છુટી શકતી નથી. ઈર્ષ્યા વળગેલી હોય છે તે ત્યજાતી નથી, મદ મત્સર મોળા પડતા નથી અને મનુષ્ય ભ્રમણામાં ગોથાં ખાયા કરે છે. વાસનારૂપી ઝેરી નાગણ કુંડાળું વાળીને ગળે એવી વળગી બેસે છે કે, તે વારંવાર વિષનું વમન કર્યા કરે છે અને ભયંકર જીહ્વા વારંવાર બહાર કાઢતી રહે છે. આ સ્થિતિમાં મનુષ્ય સંસારનો ભાર પોતાના માથે મિથ્યા વ્હોરી મારૂં મારૂં કર્યા કરે છે; અને મિથ્યા મમત્વને લીધે પોતે ડૂબતો હોય છતાં પણ કુલાભિમાનથી ફૂલાઇ જઈને એ બોજો મૂકતો નથી. ભ્રાન્તિરૂપી અંધકાર પડવાથી તથા અભિમાનરૂપી ચોરોએ લૂંટી લેવાથી અહંકાર પ્રબળ થવાથી જાણે તેને ભૂતબાધાજેવું થાય છે. જન્મ–મરણના પ્રવાહમાં ઘણાખરા આમ તણાઈ જાય છે; તેમાંથી જેઓ પરમાત્માની પ્રાર્થના આર્ત તથા દીર્ઘ સ્વરથી કરે છે તેઓ પોતાની શ્રદ્ધાના બળથી ઉગરી જાય છે. એવા ભક્તજનોને આ સંસારસાગરની પેલી પાર પહોંચાડવામાટે ઈશ્વર કૂદી પડે છે; અને જેઓ ઈશ્વરભક્તિવિનાના હોય છે તેઓ બિચારા એ જન્મ–મરણના પ્રવાહમાં ઘસડાઈ જાય છે. ભગવાન ભાવના ભૂખ્યા છે, શ્રદ્ધા જોઇને દોડી આવે છે અને સંકટના સમયમાં ભક્તનું રક્ષણ કરે છે. જેની ભગવાન ઉપર પ્રીતિ છે તેની ચિંતા ઈશ્વર રાખે છે અને પોતાના દાસના સંસારદુઃખનું તે નિવારણ કરે છે. જેઓ ઈશ્વરના અંકિત છે તેઓને સદા સુખ તથા આનંદજ છે અને એવા ભાગ્યવાન ભક્તો ખરેજ ધન્ય છે. જેની પાસે જેવો ભાવ હોય છે તે પ્રમાણે તેની પાસે દેવ વસે છે; કેમકે પ્રાણીમાત્રની અંદર રહેલા ભાવને તે અંતરસાક્ષી

જાણતો હોય છે. જો ઈશ્વર પ્રત્યેનો ભક્તિભાવ માત્ર બહારથી દેખાડવાનો, અને નામનો હોય છે, તો ભગવાન પણ મહાન ઠગ બની જાય છે! ઈશ્વર જેવાસાથે તેવો થાય છે. તેની લીલા આશ્ચર્યજનક છે. જે તેને જેવીરીતે ભજે છે, તેને તેવીરીતે ઈશ્વર સંતોષ આપે છે. ઈશ્વર પ્રત્યેનો ભાવ જો લેશ પણ ઓછો થઇ જાય તો ઈશ્વર પણ તે ઓછા ભાવવાળા ભક્તથી દૂર થઇ જાય છે. દર્પણમાં પ્રતિબિંબ દેખાય છે તે પણ જેવો જોનાર હોય તેવુંજ દેખાય છે. આમ થવાનું કારણ જોનાર પોતે છે. જોનાર જેવી ક્રિયા કરતો હોય તે પ્રમાણે દર્પણમાં પણ થાય છે. જોનાર જો ભૃકુટિ ચઢાવી જોતો હોય તો દર્પણમાં દેખાતું પ્રતિબિંબ પણ તેવુંજ કરે! જોનાર ક્રોધ કરી જોવા જાય તો તે પણ તેમ કરે અને જોનાર હસી પડે તો તેને પણ આનંદ થતો જણાય. જેવો ભાવ પ્રતિબિંબમાં પ્રકટ થાય છે તે પ્રમાણેજ દેવને માટે સમજવાનું છે. ભક્ત જે રીતે દેવને ભજે છે તે રીતે દેવ તેને ફળ આપે છે. પરમાર્થમાર્ગની અંદર ભાવનાના બળથી ભક્તિની દુકાનો મોક્ષરૂપી ચૌટા વચ્ચે સજ્જનોના સમાગમથી ખોલવામાં આવે છે. જેઓ શ્રદ્ધાયુક્ત થઇ ભગવાનના ભજનમાં લીન થાય છે તેઓ ઈશ્વરને જઇને મળે છે; અને શ્રદ્ધાના બળથી તે ભક્તના પૂર્વજોનો પણ ઉદ્ધાર થાય છે. ભક્તો પોતે તરી જાય છે અને લોકોને પણ તારનારા થાય છે. ભક્તજનોની કીર્તિ સાંભળીને જેઓ અભક્ત હોય છે તેઓ પણ ભક્ત બની જાય છે. જેઓ હરિભજનમાં તત્પર થયા તેઓની જનેતાને ધન્ય છે અને તેવાઓએજ માત્ર જન્મ લીધાનું સાર્થક કર્યું છે. જેનું રક્ષણ ભગવાન પોતે કરે છે એવા ભક્તોની મહત્તાનું કેટલું વર્ણન કરીએ? એ ભક્તો દુઃખથી તરી જાય છે. અનંત જન્મો લીધા પછી છેવટમાં આ નરદેહ પ્રાપ્ત થાય છે અને એ નરદેહના યોગથી જન્મ—મરણ ટળીને ભગવાનનાં દર્શન થાય છે. એટલા માટે જેમણે શ્રીહરિને પોતાના કરી લીધા તેઓને ધન્ય છે! તેઓએ અનંત જન્મોમાં કરેલું પુણ્ય ઉદય પામ્યું એમ સમજવું. આયુષ્ય એ એક રત્નની પેટીસમાન છે. એ પેટીમાં ભજનરૂપી અમૂલ્ય રત્નો રાખેલાં છે. તે રત્નો ઈશ્વરાર્પણ કરીને સ્વરૂપાનંદ લૂંટવો! ઈશ્વરના ભક્તો સાંસારિક વૈભવમાં ઉતરતા હોય છે તોપણ તેઓને બ્રહ્માદિકથી શ્રેષ્ઠ સમજવા; કેમકે નિરાશા—વૈરાગ્યના બોધથી તે સર્વદા સંતુષ્ટ હોય છે. એક ઈશ્વરનોજ આશ્રય ભક્તો પકડી રાખે છે અને સંસારની આશાઓનો ત્યાગ કરે છે;

એવા ભાવવાળા ભકતોને પરમાત્મા અંતબાહ્ય સંભાળી લે છે. જેઓને સંસારનાં દુઃખો વિવેકના યોગથી પરમસુખજેવાં ભાસે છે, સંસારનાં સુખોને તો માત્ર પઢતમૂર્ખો–વેદિયાઢોરજેવા–વળગી પડે છે. જેમની લગની ઈશ્વરમાં લાગી ગઈ છે તેઓ સ્વાનંદસુખનો અનુભવ લે છે અને એ આનંદનો ખજાનો લૌકિક દૃષ્ટિથી પર છે! ઈશ્વરભકતો એ અક્ષય સુખના અનુભવથી સુખીયા હોય છે, સંસારનાં દુઃખો તેઓ ભૂલી જાય છે અને શ્રીરંગ(ઈશ્વર)ના રંગ આગળ વિષયરંગ કેવળ તુચ્છ લાગે છે. એ ભકતોને નરદેહરૂપી પેટી મળી હોય છે. તેઓએ ઈશ્વરનો સંગ કર્યો હોય છે, ત્યારે બીજા અભાગિયા પામર મનુષ્યો નરદેહને વ્યર્થ ખોઈ દે છે. અનાયાસે કરીને નરદેહરૂપી પેટી પ્રાપ્ત થયા છતાં તેને કોડીજેવી ગણીને ફેંકી દે, તે પ્રમાણે અભકતો આયુષ્યને વ્યર્થ ગુમાવે છે. અનેક જન્મપર્યંત તપશ્ચર્યા કરવાથી પારસમણિની પ્રાપ્તિ થયા છતાં તેનો ઉપયોગ દૈવહીન હોય તે કરી જાણતો નથી; તેમ મનુષ્યપ્રાણી સંસારમાં જન્મીને માયાની જાળમાં લપટાઇ જાય છે અને કાંઈ પણ સાર્થક કર્યા વિના અંતે ખાલી હાથે ચાલ્યો જાય છે. આ નરદેહના સમાગમથી પુષ્કળ જીવો ઉત્તમ ગતિ પામ્યા છે અને કેટલાક બિચારા અજ્ઞ જીવો જન્મ–મરણને આધીન પણ થયા છે. આ નરદેહનું સાર્થક સત્વર કરી લેવું જોઇએ અને સંતસમાગમ કરવો જોઇએ; કેમકે પૂર્વજન્મોમાં નીચયોનિની અંદર ઘણાં દુઃખો ભોગવેલાં હોય છે. કયો સમય કેવો આવશે તેનો કાંઈ ભરોસો નથી. જેમ વૃક્ષઉપર પક્ષીઓ એકત્ર થઈને પાછાં દશે દિશાઓમાં ઉડી જાય છે, તેમ આ સર્વ વૈભવને માટે સમજવું. કોણ જાણે કેવો વખત આવશે? પુત્ર, કલત્ર ઇત્યાદિ સર્વ વણસી જતાં વાર નહિ લાગે! જે ઘડી (ઘટિકા) હાલ આપણે જોઇએ–અનુભવીએ છીએ તે કાંઈ આપણને પાછી મળવાની નથી. તે તો આપણા આયુષ્યમાંથી ઓછી થઈ ગઈ! અને દેહપાત થયા પછી (સત્કર્મ ન કર્યાં હોય તો) નીચયોનિમાં પુનઃ જન્મ લેવાનું નિર્માણ થયેલું છેજ! કૂતરા અને સૂવર ઇત્યાદિને નીચયોનિમાં જન્મીને ત્યાં અનેક વિપત્તિ વેઠવી પડે છે. એ યોનિમાં ઉત્તમ ગતિ પમાતી નથી. ગર્ભવાસનાં અનંત દુઃખો ભોગવીને–ઘણાં કષ્ટો ભોગવીને, હે મનુષ્ય! ઘણા પરિશ્રમથી તથા કાંઇક સુભાગ્યને લીધે એ કષ્ટમાંથી તું છુટી શકયો છે. પ્રથમ તેં બહુ બહુ દુઃખો સહન

કર્યાં છે. ત્યાં તારૂં કોઇ સાથી નહોતું અને હવે પછી પણ તારે એકલાજ જવાનું છે! કોનાં મા–બાપ, ભાઇ–બ્હેન, કોનાં સગાં, કોની સ્ત્રી અને કોનાં છોકરાં છૈયાં! આ બધું માયામય છે એમ તું જાણ, સુખના સાથી છે એમ સમજ. એમાંથી કોઈપણ સુખ–દુ:ખમાં ભાગ પડાવે એવાં નથી. સંસાર કેવો અને કુલનું અભિમાન પણ શા ખપનું? નકામો વ્યાકુળ શા માટે થાય છે? આ ધન, ધાન્ય અને લક્ષ્મી અશાશ્વત છે! કોનું ઘર અને કોનો સંસાર? શા માટે પરિશ્રમ વેઠે છે? આખો જન્મારો ભાર ઉપાડીને અંતે સર્વ ત્યજીને જઈશ! જુવાનીનો મદ શા કામનો? વૈભવ શા ખપનો? હાવ–ભાવનો આનંદ પણ શેનો? આ સર્વ મૃગજળના સરખું અથવા બાજીગરના ખેલના જેવું અસત્ય છે! આ ચાલતી ક્ષણમાં મરણ આવશે કે તત્કાલ પરમેશ્વરથી વિખૂટો પડી જઈશ. 'મારૂં, મારૂં' કરવાથી તેં અનેકંવાર જન્મ–મરણ ભોગવ્યાં છે અને લાખોની સંખ્યામાં મા–બાપો, સ્ત્રીઓ, કન્યાઓ તથા પુત્રોસાથે સંબંધ જોડયો છે અને તોડયો પણ છે! પ્રારબ્ધના યોગથી આ સર્વ તને આવી મળ્યાં છે. એકજ સ્થળમાં જન્મ્યાં છે, તેઓને તેં પોતાનાં કરીને માન્યાં એવો તું કેવો પઢતમૂર્ખ! જ્યાં તારૂં આ શરીર પોતાનું નથી ત્યાં બીજાનો વિચારજ શો? માટે હવે એક ભગવાનનોજ આશ્રય શ્રદ્ધાયુકત થઈને લઈ લે. કેવળ પેટનેજ માટે નીચ લોકોની સેવા કરવી, તેઓની ખુશામત કરવી, તેઓનાં વખાણ કરવાં અને તેઓની મર્યાદામાં રહેવું એ શું? પેટ ભરવાને માટે જે અન્ન આપે છે તેને પોતાનો દેહ પણ વેચી નાખવો અને જેણે આ મનુષ્યજન્મનો ઉત્તમ લાભ આપ્યો તે પરમાત્માને ભૂલવા એ શું? જે પરમેશ્વરને સર્વ જીવોની ચિંતા નિરંતર હોય છે અને જેની સત્તાથી વર્ષાદ વરસે છે તથા સમુદ્ર મર્યાદા રાખી રહ્યો છે, જેની સત્તાથી શેષનાગ પૃથ્વીનો ભાર ઝીલી રહ્યા છે, જેની સત્તાથી સૂર્ય પ્રકાશ આપે છે તથા કેવળ સત્તામાત્રથી જે આખી સૃષ્ટિનો વ્યવહાર ચલાવી રહ્યા છે; આવા પરમકૃપાળુ દેવાધિદેવ, કે જેની લીલા યથાર્થ સમજી શકાતી નથી અને જે સર્વ જીવોની સંભાળ કૃપાદૃષ્ટિ રાખીને લે છે, આવા સર્વાત્મા જે શ્રીરામચંદ્ર પ્રભુ! તેનું ભજન–પૂજન છાંડીને જેઓ વિષયસુખોમાં નિમગ્ન રહે છે તે પ્રાણીઓ દુરાત્મા છે અને કરે છે તેવું ભોગવે છે! એક રામવિનાની જે જે આશા તે તે નિરાશારૂપ સમજવી.

વ્યર્થ 'મારૂં મારૂં' કરવાથી કાંઇજ વળતું નથી. જેને જન્મ-મરણનો શ્રમ જોઇતો હોય તેણે વિષયચિંતન કર્યા કરવું! જીવને વિષય ન મળે તો તે ટળવળે છે! આનંદઘન રામચંદ્રને છોડીને જેનું મન વિષયનું ચિંતન કરે છે, તે વિષયના કીડાને સમાધાન ક્યાંથી મળે? જેને સુખ-પ્રાપ્તિની ઇચ્છા હોય તેણે ઇશ્વરભકિત કરવી અને દુઃખનું મૂળ એવાં જે સગાં -સંબંધીઓ, તેઓનો (આસક્તિનો) ત્યાગ કરવો. જ્યાં વાસના વળગી કે દુઃખ પણ તે સાથેજ વળગે છે; માટે જેણે વિષયવાસનાનો ત્યાગ કર્યો તેનેજ એક સુખી સમજવો. જે જે સુખ વિષયજન્ય છે તે તે પરમ દુઃખ ઉપજાવનાર જાણવું. એ વિષયસુખ પ્રથમ મીઠું લાગે છે; પરંતુ પરિણામે શોક ઉપજાવનારૂં થાય છે. માછલાંને ગળ ગળવામાં સુખ લાગે છે; પરન્તુ તે ગળ ખેંચી કાઢતાં ગળું ફાટી જાય છે. વળી ચારો લઇને દોડી જતાં હરણને સુખ લાગે છે; પરન્તુ પાછળ રહી છોડેલા પારધીના બાણથી તે વીંધાઇને પડી જાય છે. વિષયસુખોની મીઠાશ પણ એવીજ છે. પ્રથમ સુખનો આભાસ જણાય પરન્તુ પરિણામ નઠારૂં આવે; એટલામાટે ઇશ્વરભક્તિમાં પ્રીતિ રાખવી. આટલું સાંભળીને શ્રોતા પૂછે છે કે; 'મહા-રાજ! આ નરદેહનું સાર્થક શું કરવાથી થાય? અને યમલોકની યાતનાઓ કેમ ટાળી શકાય? તે કૃપા કરીને કહો. પરમાત્મા ક્યાં વસે છે, તે શું કરવાથી મળે છે અને દુઃખમૂળ આ સંસાર શી રીતે છુટે તે કહો. નિશ્ચયપૂર્વક ભગવદ્પ્રાપ્તિ થઇને અધોગતિ ટાળી શકાય એવો ઉપાય આપ કૃપામૂર્તિ આ દીનદાસને દર્શાવશો.' વકતા (સમર્થ) કહે છે કે; 'એકનિષ્ઠપણાથી ભગવદ્ભજન કરવું, તેથી અવશ્ય સમાધાન થશે.' શ્રોતા કહે છે કે; 'ભગવદ્ભજન કેમ કરવું, મનને ક્યાં સ્થિત કરવું અને ભગવદ્ભજનનું લક્ષણ શું? તે મને કહો.' આ પ્રમાણે દીનવદનથી કહીને શિષ્યે સદ્ગુરૂનાથના ચરણ દ્રઢતાથી ધર્યા અને કંઠ ગદ્ગદિત થઇને જન્મ-મરણનું દુઃખ સંભારવાથી અશ્રુપાત થયો. શિષ્યનો આવો અનન્ય ભાવ જોઇને ભાવપૂર્વક શ્રીસદ્ગુરુદેવ બોલ્યા કે; 'હવે અમે નવવિધા ભક્તિનું જે નિરૂપણ કરીશું તેથી સ્વાનંદનો અનુભવ તને મળશે.'



# [illegible]ક ૪ થો

## [illegible]માસ ૧ લો—શ્રવણભક્તિ.



જય જય શ્રીગણુનાથ! આપ વિદ્યાવૈભવમાં સમર્થ છો માટે મને અધ્યાત્મવિદ્યાનો પરમાર્થ કથન કરવાની શક્તિ આપો. જેનાથી સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને સ્ફૂર્તિરૂપે મનનને માટે જેનાથી મન પ્રવર્તે છે, તે વેદમાતા શારદાને નમું છું. હવે જે પરથી પણ પર છે તથા જેની કૃપાથી જ્ઞાનવિચાર સમજાય છે તે શ્રીસદ્ગુરુનાથનું સ્મરણ કરૂં છું. ભગવદ્ભજન કેવી રીતે કરવું? એ પ્રશ્ન શ્રોતાએ ઘણો સારો પૂછ્યો છે; માટે તેનું સમાધાન અનેક શાસ્ત્રો તથા ગ્રંથોના આધારથી કરીએ છીએ. હવે શ્રોતા જનોએ સાવધાન થઇને નવવિધા ભક્તિનું નિરૂપણ સાંભળવું અને તે શ્રવણ કરીને પાવન થવું.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ १ ॥

હરિનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન, એમ ભક્તિના નવ પ્રકાર છે. એ નવવિધ ભક્તિમાંથી પ્રત્યેક ભક્તિનું વિવેચન એકેક સમાસમાં કરીએ છીએ તે શ્રવણ કરવા માટે શ્રોતાઓએ સાવધાન થવું. પ્રથમ ભક્તિ એટલે હરિકથા, પુરાણશ્રવણ તથા અધ્યાત્મવિદ્યાનું અનેકવિધ નિરૂપણ તથા શ્રવણ કરતાં રહેવું. કર્મમાર્ગ, ઉપાસનામાર્ગ, જ્ઞાનમાર્ગ, ગુરુભક્તિનો સિદ્ધાન્તમાર્ગ, યોગમાર્ગ, વૈરાગ્યમાર્ગ ઇત્યાદિ સાંભળતાં રહેવું. અનેક વ્રતોનાં,

અનેક તીર્થોનાં અને અનેક દાનોનાં માહાત્મ્ય સાંભળતાં રહેવું. અનેક માહાત્મ્યો, અનેક સ્થાનો, અનેક મંત્રો-સાધનો, અનેક તપો તથા પુરશ્ચરણો સાંભળતાં રહેવું. દૂધનો આહાર કરનારા, નિરાહારી રહેનારા, ફળાહાર કરનારા, વૃક્ષનાં પાંદડાંઓનો આહાર કરી રહેનારા અને અનેક જાતનો આહાર કરી રહેનારા કેવા હોય છે તે જાણવું. ઉષ્ણતામાં રહેનારા, શીતળ જળમાં વસનારા, ઠંડીમાં રહેનારા, અરણ્યમાં વસનારા, પૃથ્વીની અંદર વસનારા અને આકાશમાં વાસ કરનારા કેવા હોય છે તે સાંભળવું. જપી, તપી, તામસયોગી, અનેક પ્રકારનો નિગ્રહ કરનાર હઠયોગી, શાક્તમાર્ગી ( દેવતાપ્રીત્યર્થ મદ્યપાન કરનારા ), અઘોરયોગી કેવા હોય છે તે સાંભળવું. ખેચરી, ભૂચરી, ચાંચરી અને અગોચરી એવી ધ્યાનસમયની ચાર મુદ્રાઓ,* યોગમાર્ગનાં ચોરાશી આસનો×, અનેક ચમત્કારો, લક્ષસ્થાનો, પિંડજ્ઞાન તથા તત્ત્વજ્ઞાન એ સર્વ જાણવું જોઇએ. અનેક દેહોની રચના, અનેક જાતની સૃષ્ટિરચના, ભૂગોળરચના ઇત્યાદિ જાણવું જોઇએ. ચંદ્રમંડળ, સૂર્યમંડળ, તારામંડળ, ગ્રહમંડળ, મેઘમંડળ, એકવીસ સ્વર્ગ, સપ્ત પાતાળ વગેરે જાણવું જોઇએ. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઇંદ્ર, દેવતાઓ, ઋષિઓ, વાયુ, વરુણ અને કુબેરનાં સ્થાનો જાણી લેવાં જોઇએ. નવ ખંડો, ચૌદ ભુવનો, અષ્ટ દિક્પાલોનાં સ્થાનો, અનેક ગહન વનો તેમજ ઉપવનો એ પણ જાણવું જોઈએ. ગણ, ગંધર્વ, વિદ્યાધર, યક્ષ, કિન્નર, નારદ, તુંબુરૂ, અષ્ટ નાયકાઓ અને સંગીતવિચારવિષે જાણવું જોઈએ. રાગજ્ઞાન, તાલજ્ઞાન, નૃત્યજ્ઞાન, વાદ્યજ્ઞાન, ઉત્તમ એવા અમૃતકાળનું જ્ઞાન અને પ્રસંગનું જ્ઞાન જાણી લેવું. ચૌદ વિદ્યા, ચોસઠ કળા, સામુદ્રિક લક્ષણો, બત્રીસ લક્ષણો અને અનેક કળાઓ કેવી હોય છે તે શ્રવણ કરવું. મંત્રો, ઔષધિઓ, મણિઓ, ટુચકાઓ, સિદ્ધિઓ, અનેક વલ્લી અને ઔષધિઓ, ધાતુઓ, રસાયનો, માત્રાઓ અને નાડીજ્ઞાન શ્રવણ કરવું. કયા દોષથી કયો રોગ ઉદ્ભવે છે, કેવા ઔષધપ્રયોગવડે કયો રોગ મટાડવો અને કયા ઔષધિપ્રયોગનો કયો યોગ સિદ્ધ કરે છે તે સાંભળવું. રૌરવ આદિ કુંભીપાક નરક, યમલોકની અનેક યાતનાઓ, સ્વર્ગ-નરકનાં સુખ-દુઃખો કેવાં હોય છે તે સાંભળવું. નવવિધા ભક્તિ, ચતુર્વિધ મુક્તિ કેવી હોય છે અને મુક્તિ કેમ કરી પામી શકાય છે તે સર્વ સાંભળવું. પિંડ-બ્રહ્માંડની રચના,

* સમર્થ રામદાસ સ્વામીની અગોચરી મુદ્રા હતી. + સિદ્ધાસન હતું.

તત્ત્વવિચાર અને સારાસારવિચાર કેવા હોય છે તે શ્રવણ કરવું. સાયુજ્યતા મુક્તિ કેમ થાય છે, મોક્ષ કેમ મળી શકે છે, તે માટે અનેક મતોનું સંશોધન કરતા રહેવું. વેદ, શાસ્ત્ર, પુરાણો, મહાવાક્ય (તત્ત્વમસિ વગેરે)નું વિવરણ અને સ્થૂલ, સૂક્ષ્મ, કારણ તથા મહાકારણ એ તનુચતુષ્ટયનું નિરસન શી રીતે થાય છે તે શ્રવણ કરવું. આ પ્રમાણે આ સર્વ શ્રવણ કરવું ખરૂં; પરન્તુ તેમાંથી સારનું શોધન કરી લેવું અને જે કાંઇ અસાર હોય તેનો ત્યાગ કરવો તેનું નામ શ્રવણભકિત છે. પરમાત્માનાં સગુણ ચરિત્રો (અવતાર—ચરિત્રો) સાંભળવાં અથવા અધ્યાત્મજ્ઞાનવડે નિર્ગુણનો શોધ કરવો, તે શ્રવણભક્તિનાં લક્ષણ છે એમ જાણવું. સગુણ દેવનાં ચરિત્રો તથા નિર્ગુણનાં તત્ત્વ—ચંત્રો એ બન્ને પરમ પવિત્ર છે તે સાંભળવાં. જયન્તિઓ, ઉપવાસો, અનેક સાધનો, મંત્ર, યંત્ર, જપ, ધ્યાન, કીર્તિ, સ્તુતિ, સ્તવન, ભજન આદિ અનેક પ્રકારો સાંભળવા. આ પ્રમાણે સગુણનું શ્રવણ અને નિર્ગુણનું અધ્યાત્મનિરૂપણ સાંભળવું તથા ભેદભાવ ત્યજીને ભકિતનું મૂળ શોધવું. વિભકિતનું રહસ્ય જાણવું. આ સમાસમાં શ્રવણભક્તિનું નિરૂપણ કર્યું. હવે કીર્તનભક્તિનાં લક્ષણ કહીએ છીએ.

---

## समास २ जो—कीर्तनभक्ति.



શ્રો તાઓએ ભગવદ્‌ભજનના વિષે પ્રશ્ન કર્યો અને નવધા ભકિત છે એમ કહેવામાં આવ્યું; તેમાંથી પ્રથમ શ્રવણભકિતનું નિરૂપણ થઈ ચૂકયું, હવે બીજી કીર્તનભક્તિ સાંભળો. પરમાત્માના સગુણ સ્વરૂપનું કીર્તન કરીને ભગવત્કીર્તિ વધારવી અને પોતાની વાણીને નિરંતર યોગ્ય પ્રકારે ઈશ્વરકીર્તન કરવામાં યોજવી. પુષ્કળ ગ્રંથો વાંચીને ગ્રંથોના અર્થને કંઠાગ્રે ધારણ કરવા અને ભગવદ્‌કથા નિરંતર કરતા રહેવું. પોતાના આત્યંતિક સુખના સ્વાર્થ માટે એકવાર કરેલી હરિકથા પુનઃ પુનઃ કરવી અને હરિકથાવિના સર્વથા ન રહેવું. નિત્ય નવા ઉત્સાહથી અત્યંત પ્રયાસ હરિકથાના વિષે કરવો અને હરિનામઘોષથી આખો બ્રહ્મગોલ ભરી દેવો. મનપૂર્વક આદર તથા રુચિ રાખીને હરિકીર્તન માટે સર્વદા

ઉતાવળા અને તત્પર રહેવું. ઈશ્વરને કીર્તન બહુ પ્રિય છે, કીર્તનથી સમાધાન થાય છે અને આ કળિયુગના વિષે ઘણા મનુષ્યોને કીર્તનવડે તરી જવાનો ઉપાય મળે છે. ઈશ્વરનું ધ્યાન વિવિધ અને વિચિત્ર પ્રકારથી તથા અલંકારો અને આભૂષણોસહિત અંતઃકરણમાં ધ્યાનમૂર્તિ લાવીને હરિકથા કરવી. પરમાત્માનાં યશ અને કીર્તિનું વર્ણન તથા તેના પ્રતાપનો મહિમા આદરપૂર્વક કરવા—ગાવાથી ભગવદ્ભક્તોના આત્મા સંતુષ્ટ થાય છે. કથા, અન્વય, વ્યાખ્યાન, નામઘોષ, કરતાલ, ગીતપ્રબંધ અને ભાષણ કરવું. તાલ, મૃદંગ, સંગીત, નૃત્ય, તાનમાન અને નાનાપ્રકારની કથાના અનુસંધાન ત્રુટવા ન પામે એમ હરિકીર્તન કરવું. કરુણરસયુક્ત કીર્તનના ઉત્સાહમાં આવી જઈ એવું કીર્તન કરવું કે જેથી શ્રોતાઓના શ્રવણપુટ આનંદથી ભરાઈ જાય. કંપ, રોમાંચ, સ્ફુરણ અને પ્રેમાશ્રુસહિત ગાન કરીને દેવદ્વારમાં સાષ્ટાંગ નમસ્કાર કરવા. પદો, દોહરા, શ્લોક, પ્રબંધ, ધાટિ, મુદ્રા, અનેક છંદો, વીરશ્રીનું ભાષણ તથા પ્રસંગાનુસાર વિનોદ કરવા. અનેક નવરસિક તથા શૃંગારિક એવાં ગદ્ય—પદ્યાત્મક પ્રાસ્તાવિક પ્રવચનો શાસ્ત્રના આધારથી કરવાં. ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યનાં લક્ષણ, નીતિ—ન્યાય અને સ્વધર્મનું રક્ષણ તથા સાધનમાર્ગ અને અધ્યાત્મનિરૂપણ એ સર્વ યથાર્થ રીતે દર્શાવવાં. પ્રસંગાનુસાર હરિકથા કરીને સગુણોપાસક લોકોમાં સગુણ પરમાત્માની કીર્તિનો પ્રચાર કરવો અને નિર્ગુણની ઉપાસના વર્ણવવાનો પ્રસંગ મળે ત્યારે અધ્યાત્મવિદ્યાસંબંધી વ્યાખ્યાન કરવું. પૂર્વપક્ષનો ત્યાગ કરીને સિદ્ધાન્તનું નિરૂપણ કરવું અને અવ્યવસ્થિત પ્રકારે બહુ બોલવું નહિ. વેદનું પારાયણ કરવું, લોકોની આગળ પુરાણ સંભળાવવું અને માયા તથા બ્રહ્મનું વિવરણ સાંગોપાંગ કરવું. બ્રાહ્મણત્વનું રક્ષણ આદર સાથે કરવું. ઉપાસના તથા ભક્તિનાં સાધનો તથા ગુરુપરંપરા જાળવી રાખવાં, ચલાયમાન થવા દેવાં નહિ. વૈરાગ્યનું તથા જ્ઞાનનાં લક્ષણનું રક્ષણ કરવું. પરમદક્ષ તથા ચતુર પુરુષ સર્વ સંભાળે છે. સાંભળવાથી સંદેહમાં પડી જવાય અને સત્યસમાધાન કે વિશ્વાસ ઉડી જાય તથા નીતિ—ન્યાયનાં સાધનનો ભંગ થાય એવું કાંઈ પણ કીર્તનમાં બોલવું નહિ. સગુણકથાને કીર્તન કહે છે અને અદ્વૈતનું વિવરણ થાય તેને અધ્યાત્મનિરૂપણ કહે છે; એવા નિર્ગુણનિરૂપણના અધ્યાત્મવિવેચનના પ્રસંગમાં સગુણનું ખંડન નહિ કરતાં તેનું રક્ષણ કરવું.

અસ્તુ. વક્તૃત્વનો અધિકાર ઘણો મોટો હોય છે. સામાન્ય મનુષ્યમાં તે સત્યતા હોતી નથી; એટલા માટે વક્તા અનુભવી હોવો જોઇએ. કોઈનું ખંડન કર્યા વિના જ્ઞાનદાન આપે, વેદની આજ્ઞાનો ભંગ ન થાય એમ કહે અને પ્રાણીમાત્રને જે ઉત્તમ સન્માર્ગ તરફ દોરે એવો વક્તા જોઇએ. અસ્તુ. સર્વ વાદવિવાદ ત્યજીને ઈશ્વરના ગુણાનુવાદ ગાવા એનું નામ ભગવદ્ભજન છે અને તે બીજી કીર્તનભક્તિ કહેવાય છે. કીર્તનથી મહાન દોષો નાશ પામે છે, કીર્તનથી ઉત્તમ ગતિ મળે છે અને કીર્તનથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે એમાં કાંઈપણ સંશય નથી. કીર્તનથી વાણી પવિત્ર થાય છે, કીર્તનથી પાત્રતા આવે છે અને હરિકીર્તનથી પ્રાણીમાત્ર સુશીલ અને સદાચરણી થાય છે. કીર્તનથી મનની ચંચળતા ટળે છે, કીર્તનથી નિશ્ચયાત્મક બુદ્ધિ થાય છે અને કીર્તનથી શ્રોતાવક્તાના સંદેહનો નાશ થાય છે. દેવર્ષિ નારદ સદા-સર્વદા હરિકીર્તન કરે છે અને એ હરિકીર્તનથીજ નારદજીને નારાયણની પદવી મળી છે; એટલા માટે હરિકીર્તનનો મહિમા અગાધ છે. કીર્તનથી પરમાત્મા પ્રસન્ન થાય છે. સઘળાં તીર્થો તથા જગદાત્મા પોતે હરિકીર્તનમાં નિવાસ કરે છે.

---

# समास ३ जो—स्मरणभक्ति.




છળના સમાસમાં કીર્તનભક્તિનું નિરૂપણ કરવામાં આવ્યું, કે જે સર્વ લોકોને પાવન કરનારૂં છે. હવે ત્રીજી ભક્તિ સ્મરણભક્તિ વિષે સાંભળો. પરમાત્માનું સ્મરણ કરવું, ઈશ્વરનું નામ નિરંતર જપતા રહેવું અને નામસ્મરણના પ્રભાવથી સમાધાન પામવું. નિત્યનિયમથી પ્રાતઃકાળમાં, મધ્યાન્હકાળમાં અને સાયંકાળના વિષે એમ સર્વકાળ નામસ્મરણ કરવું. સુખ, દુઃખ, ઉદ્વેગ કે ચિંતા અથવા આનંદરૂપ હોઇએ ત્યારે નામસ્મરણવિના કદિ પણ રહેવું નહિ. હર્ષના સમયમાં, વિષમ વખતમાં, પર્વકાળમાં, પશ્ચાત્તાપની વેળાએ, વિશ્રાંતિ વખતે અને નિદ્રા લેવાના સમયમાં નામસ્મરણ કરવું. કોઇ મુશ્કેલીના સંયોગમાં, સંકટના સમયમાં, મતિ મુંઝાઈ ગઇ હોય ત્યારે, સંસારની અનેક ખટપટો વેળા અને દુર્દશાના

પ્રસંગમાં નામસ્મરણ કરવું. ચાલતી વેળા, બોલતી વખત, ધંધો કરવાના સમયમાં, ખાન-પાનના સમયમાં, સુખના વખતમાં અને અનેક જાતના ઉપભોગ ભોગવતી વેળા નામસ્મરણ ભૂલવું નહિ. સંપત્તિ અથવા વિપત્તિ જે કાંઇ કાળગતિ પ્રમાણે ભોગવવી પડે ત્યારે નામસ્મરણની સ્થિતિનો ત્યાગ ન કરવો. વૈભવ, સામર્થ્ય કે સત્તાના બળથી અનેક પદાર્થોની પ્રાપ્તિના વખતમાં અને પુષ્કળ ભાગ્યલક્ષ્મીના ઉપભોગવખતે નામસ્મરણ છોડવું નહિ. પ્રથમ અસ્ત અને પછી ભાગ્યનો ઉદય થાય, અથવા પ્રથમ ભાગ્યોદય થઇ પછી તેનો અસ્ત થઇ દારિદ્ર આવે તથા ગમે તેવો કઠિન પ્રસંગ આવે તોપણ ઈશ્વરના નામનું સ્મરણ છોડવું નહિ. નામસ્મરણથી સંકટોનો નાશ થાય છે, વિઘ્નોનું નિવારણ થાય છે અને ઉત્તમ એવું અવિનાશી પદ મળે છે. ભૂત, પ્રેત, પિશાચ આદિની પીડા તથા મંત્રસાધનામાં થઈ ગયેલી ભૂલથી જે ઘેલછા વળગે છે તે નામસ્મરણથી દૂર થાય છે. નામસ્મરણથી વિષની બાધા મટે છે, ચેટક દૂર થાય છે અને અંતકાળે ઉત્તમ ગતિ થાય છે. બાલ્યાવસ્થામાં, તારુણ્યદશામાં, કઠિન પ્રસંગમાં, વૃદ્ધાવસ્થામાં અને અંતકાળમાં તથા સર્વકાળમાં નામસ્મરણ કરવું. શ્રીકાશીવિશ્વેશ્વર ભગવાન શંકર નામસ્મરણના મહિમાને જાણે છે અને સર્વ લોકોને તેનો ઉપદેશ મુક્તિક્ષેત્ર વારાણસીમાં કરે છે; એવો રામ નામનો મહિમા છે. વાલ્મીકિએ "રામ રામ" ને બદલે " મરા મરા " એવો અવળો જપ કર્યો, તોપણ તેઓ સત્વર તરી ગયા અને શ્રીરામચંદ્રજીનું ભાવિચરિત્ર શતકોટિ રામાયણમ વર્ણવવાનો અધિકાર મેળવ્યો. હરિનામના પ્રભાવથી અનેક આઘાતોથી છૂટીને પ્રહ્લાદજી તરી ગયા તથા નારાયણના નામથી અજામિલ પણ પાવન થયો. રામનામના બળથી પત્થર પણ તર્યા, અસંખ્ય ભક્તોનો ઉદ્ધાર થયો અને જેઓ મહાપાતકી હતા તે પરમપવિત્ર થયા. પરમેશ્વરનાં નામો અનંત છે, તેનું સ્મરણ નિત્ય નિયમસાથે કરવાથી તરી શકાય છે અને નામસ્મરણ કરવાથી યમ-ધર્મના દંડનો તાપ વેઠવો પડતો નથી. ભગવાનનાં હજારો નામોમાંથી કોઈપણ એક નામનું સ્મરણ કરવાથી જીંદગી સાર્થક થાય છે અને નામસ્મરણ કરનાર પોતે પુણ્યશાળી બને છે. બીજું કાંઈ પણ કર્યા વિના મનુષ્યપ્રાણી માત્ર રામનામનું રટન કર્યા કરે, તો ઇશ્વર સંતુષ્ટ થઇને પોતાના ભક્તની સંભાળ લે છે. જે

નિરંતર નામસ્મરણ કરે છે તેનું શરીર પુણ્યરૂપ છે એમ જાણવું. નામસ્મરણથી મહાદોષોના પર્વત હોય તોપણ તેનો નાશ થાય છે. નામસ્મરણનો જે અગાધ મહિમા છે તે વાણીથી વર્ણવી શકાતો નથી. નામસ્મરણથી અસંખ્ય જનો ઉદ્ધરી ગયા છે; એટલુંજ નહિ પણ સાક્ષાત્ ચંદ્રમૌલિ એવા શંકર પણ હલાહલવિષથકી મુક્ત થઇ શક્યા છે. નામસ્મરણનો અધિકાર ચારે વર્ણને છે. નામસ્મરણ કરવામાં નાના મોટાનો કશો ભેદ નથી અને જડ તથા મૂઢ એવા જનો પણ નામસ્મરણના પ્રતાપથી સંસારસાગરને તરી પેલી પાર જાય છે. એટલા માટે અખંડ નામસ્મરણ કરવું, ઇશ્વરના સ્વરૂપનું મનમાં ધ્યાન કરવું; એનું નામ ત્રીજી સ્વાભાવિક " સ્મરણભક્તિ " છે.

## સમાસ ૪ થો—પાદસેવનભક્તિ.



છઠ્ઠાના સમાસમાં નામસ્મરણના લક્ષણનું નિરૂપણ થયું. હવે ચોથી ભક્તિ "પાદસેવન" વિષે સાંભળો. સદ્‌ગતિને માટે કાયા, વાચા અને મનોભાવવડે શ્રીસદ્‌ગુરુનાથ ભગવાનના ચરણની સેવા કરવી તેને પાદસેવન કહે છે. જન્મમરણના કષ્ટપ્રદ આવાગમનને ટાળવાને માટે શ્રીસદ્‌ગુરુના ચરણનું અનન્ય શરણ ગ્રહીને રહેવું તેને પાદસેવન કહે છે. શ્રીસદ્‌ગુરુનાથની કૃપાવિના આ ભવસાગર તરવાને માટે બીજો કોઇ પણ ઉપાય છેજ નહિ; એટલા માટે શ્રીસદ્‌ગુરુચરણની સેવાનું શીઘ્ર અવલંબન કરવું. સદ્વસ્તુ જે બ્રહ્મ તે સદ્‌ગુરુજ દેખાડે છે અને તે પછીજ સર્વ સારાસારનો વિચાર સમજાઇને પરબ્રહ્મસંબંધી નિશ્ચય અંતરમાં ઠસી રહે છે. દૃષ્ટિથી જે જોઇ શકાય નહિ તથા મનથી કલ્પી શકાય નહિ અને અહંકાર, અભિમાન કે દેહબુદ્ધિના ત્યાગ કરવારૂપ સંગત્યાગ કર્યા વિના વસ્તુ અનુભવી શકાય નહિ. અનુભવ લેતી વેળા સંગત્યાગ હોતો નથી અને સંગત્યાગ* વેળાએ અનુભવ દેખાતો નથી. આ વાત અનુભવીઓજ યથાર્થ જાણે છે; બીજાઓને તો તેમાં ગુંચવાડોજ ઉપજે !

*સંગત્યાગમાં અનુભવનો અભાવ હોય છે અને અનુભવમાં અનુભવ, અનુભવિતા તથા અનુભાવ્ય એ ત્રિપુટી હોવાથી સંગત્યાગ થતો નથી.

સંગત્યાગ અને આત્મનિવેદન, વિદેહસ્થિતિ અને અલિપ્તતા, સહજસ્થિતિ અને ઉન્મની, વિજ્ઞાન એ સપ્તક ( સાતે ) એકરૂપજ છે. આ સર્વથી ભિન્ન નામાભિધાનો તથા સમાધાનનાં સંકેતવચનો એ સર્વ પાદસેવનભકિતથી સમજાવા લાગે છે. વેદ, વેદગર્ભ, વેદાંત, સિદ્ધ, સિદ્ધભાવ, ગર્ભસિદ્ધાન્ત, અનુભવ, અનુભવની વાત, અનુભવનું ફળ તથા સત્યવસ્તુ ( બ્રહ્મ ) એ સર્વ ઘણું કરી અનુભવનાં અંગ છે અને તે સર્વ સંતસમાગમથી સમજી શકાય છે. ચોથી જે પાદસેવનભકિત તેના પ્રસંગમાં ગોપ્ય ( પરબ્રહ્મ ) પ્રકટ થાય છે. તે પ્રકટ છતાં પણ જાણે નથી અને ગુપ્ત હોવા છતાં પણ ભાસે છે. ભાસ આભાસથી ભિન્ન એવો એ ગુરુગમ્ય માર્ગ છે ! માર્ગ છે છતાં તે આકાશની માફક શૂન્યજેવો હોવાથી પૂર્વપક્ષરૂપી શંકાઓથી ભરેલો છે અને તે જોવા જતાં મળતો નથી. અલક્ષને લક્ષી શકાય તેમ નથી. લક્ષથી જેને લક્ષી શકાય અને ધ્યાનથી જેને ધ્યાઇ શકાય, તે ( પરબ્રહ્મ ) જ શાસ્ત્ર–ગુરુ અને આત્મ-પ્રતીતિવડે પોતેજ થઇ જવું જોઇએ. અસ્તુ. આ બધા અનુભવના માર્ગ છે અને તે સારાસારવિચારથી સમજી શકાય છે અને સત્સંગના યોગથી સત્ય વચનોનો અનુભવ મળે છે. સત્ય જોવા જતાં અસત્ય નથી અને અસત્ય જોવા જતાં સત્ય નથી. સત્યાસત્યનું જોવાપણું જોનારાની પાસેજ છે ! દ્રષ્ટા, દર્શન અને દશ્ય એ ત્રિપુટીનો અભાવ થતાં સમાધાન દૂર નથી. અનેક પ્રકારનાં સમાધાનો જોવા–જાણવાને માટે સદ્ગુરુ અવશ્ય જોઇએ. સદ્ગુરુચરણનો આશ્રય લીધા વિના સન્માર્ગ કદિ પણ મળતો નથી. બીજા પ્રયોગો, સાધનો, પ્રયત્નો, વિદ્યાભ્યાસ આદિ સર્વનું અવ-લંબન કરવામાં આવે તોપણ જે કાંઇ ગુરુગમ્ય માર્ગ છે તે મળી શકતો નથી. જેનો અભ્યાસવડે અભ્યાસ થઇ શકે નહિ, જે સાધનથી અસાધ્ય થાય છે તે શું સદ્ગુરુની કૃપાવિના જાણી શકાશે ? નહિજ. માટે જ્ઞાન-માર્ગ જાણી લેવાને સત્સંગ કરવો અને સત્સંગવિના ગુરુગમ્ય માર્ગ જાણવાની વાતજ ન કરવી. સદ્ગુરુનાથના ચરણનું સેવન કરવું તેને પાદ-સેવનભકિત કહે છે. આ ચોથી ભકિતના લક્ષણનું નિરૂપણ થયું. દેવ, બ્રાહ્મણ અને સંત પુરુષો એ સર્વના વિષે ભજનનો સદ્ભાવ દૃઢ રાખવો; પરન્તુ આ સર્વ કથન જનરૂઢિને અનુસરતું કહેવાય; એટલે કે ખરી પાદસેવન-ભક્તિ તો સદ્ગુરુચરણની સેવાનેજ કહે છે. એવી જે 'પાદસેવન'

નામની ચોથી ભકિત તે ત્રણે લોકને પાવન કરનારી છે; જે કરવાથી સાધકને સાયુજ્યમુકિતની પ્રાપ્તિ થાય છે. એ ઉપરથી એમ નિશ્ચય થયો કે આ ચોથી પાદસેવનભકિત સર્વથી શ્રેષ્ઠ છે અને એવડે અનેક મનુષ્યો સંસારસાગરની પેલી પાર જઇ શકે છે.

## समास ५ मो—अर्चनभक्ति.



પાછળના સમાસમાં ચોથી ભકિત પાદસેવનનાં લક્ષણનું નિરૂપણ થયું. હવે પાંચમી અર્ચનભકિત લક્ષ્યપૂર્વક સાંભળો. પાંચમી ભકિતનું નામ અર્ચન છે. અર્ચન એટલે દેવતાર્ચન અર્થાત્ શાસ્ત્રોકત પૂજાવિધાનથી દેવતાર્ચન કરવું જોઈએ. અનેક આસનો તથા સાહિત્ય-સામગ્રી તેમજ વસ્ત્રાલંકાર અને આભૂષણોથી માનસપૂજા અથવા મૂર્તિનું ધ્યાન કરવું તેને અર્ચનભકિત કહે છે. દેવ, બ્રાહ્મણો, અગ્નિ, સાધુ-સંત, અતિથિ, સંન્યાસી, મહાત્મા તથા ગાયત્રીની પૂજા કરવી તેને અર્ચનભકિત કહે છે. ધાતુ, પાષાણ તથા મૃત્તિકાની મૂર્તિઓનું પૂજન, ભગવાનની છબીનું પૂજન તથા સત્પુરુષોના પૂજનને તેમજ પોતાના ઘરમાં દેવતાનું પૂજન કરવું તેને અર્ચનભકિત કહે છે. શિલા, સમાંકિત, નવાંકિત, શાલિગ્રામ, શકલ, ચક્રાંકિત, લિંગ, સૂર્યકાંત, સોમકાંત, બાણ, તાંદળ, નર્મદેશ, ભૈરવ, ભગવતી, મલ્હારી, મુંજા, નૃસિંહ, વનશંકરી, નાગ, સિક્કા, આદિ અનેક દેવતાઓની પૂજાને અર્ચનભકિત કહે છે. ગણપતિ, સરસ્વતી, શ્રીવિઠ્ઠલમૂર્તિ, રંગનાથ, જગન્નાથ, તાંડવમૂર્તિ, શ્રીરંગજી, હનુમાન, ગરુડ આદિ મૂર્તિઓની પૂજા દેવતાર્ચનમાં કરવી. મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ અને હયગ્રીવમૂર્તિની પૂજા દેવતાર્ચનમાં કરવી. કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ, પદ્મનાભ, દામોદર, સંકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, પુરુષોત્તમ, અધોક્ષજ, નારસિંહ, અચ્યુત, જનાર્દન અને ઉપેંદ્રમૂર્તિની પૂજા દેવતાર્ચનમાં કરવી. હરિ-હરની અનંત મૂર્તિઓ, ભગવંત જગદાત્મા જગદીશની મૂર્તિઓ તથા શિવ-શકિતની મૂર્તિઓની પૂજા દેવતાર્ચનમાં

કરવી. અશ્વત્થનારાયણ, સૂર્યનારાયણ, લક્ષ્મીનારાયણ, ત્રિમલ્લનારાયણ, શ્રીહરિનારાયણ, આદિનારાયણ તથા શેષશાયી પરમાત્માની મૂર્તિની પૂજા દેવતાર્ચનમાં કરવી. આ પ્રમાણે પરમેશ્વરની મૂર્તિઓ જોવા જઇએ તો પાર વિનાની છે. તેઓનું અર્ચન કરવું તેને પાંચમી અર્ચનભક્તિ કહે છે. એ ઉપરાંત પોતાના કુળના જે ધર્મ હોય તેની પરંપરા પણ છોડવી નહિ અને ઉત્તમ અથવા મધ્યમ હોય તે પ્રમાણે કરવું. અનેક દેવ તથા દેવીઓની પૂજા પણ કુળધર્મપ્રમાણે કરવી. અનેક તીર્થક્ષેત્રોમાં જવું, તીર્થસ્થ દેવતાઓનું પૂજન કરવું અને અનેક ઉપચારોવડે પરમાત્માની પૂજા કરવી. પંચામૃત, ગંધ, અક્ષત, પુષ્પ, પરિમલદ્રવ્યો, ધૂપ, દીપ, કર્પૂર આદિવડે પરમેશ્વરનું પૂજન કરવું. અનેક જાતનાં નૈવેદ્ય, અનેક ફળો, તાંબૂલ, દક્ષિણા, અનેક અલંકારો, દિવ્ય વસ્ત્રો, વનમાળાઓ, પાલખી, છત્રી, સુખાસન, મેઘાડંબર, સૂર્યમુખી, ધ્વજાપતાકાઓ, તાલ, મૃદંગ, અનેક જાતનાં વાદ્ય, ઇત્યાદિસહિત ઉત્સાહપૂર્વક પરમેશ્વરનો ઉત્સવ ભકતોનાં ટોળાં એકત્ર કરીને ભક્તિભાવસાથે કરવો. વાવ, કૂવા, સરોવર, દેવાલયો, શિખરો, રાજાંગણો, તુલસીનાં વન તથા ભોંયરાં, મઠ, ધર્મશાળા, પરસાળ, સત્તાવીસ મોતીની નક્ષત્રમાળા તથા અનેક જાતનાં વસ્ત્રો, જાત જાતના પડદા, ચંદરવા, રત્નજડિત તોરણો, હાથી, ઘોડા તથા ગાડીઓ બનાવી દેવમંદિરમાં સમર્પણ કરવાં. અલંકારો તથા તે રાખવાની પેટીઓ, દ્રવ્ય તથા તે રાખવાની તીજોરીઓ, અન્ન, ઉદક તથા તે ભરવાનાં પાત્રો લઇને દેવમંદિરમાં અર્પણ કરવાં. વનો, ઉપવનો, પુષ્પવાટિકાઓ, તપસ્વી લોકો માટે પર્ણકુટી એ સર્વ બનાવીને દેવદ્વારમાં અર્પણ કરવાં. તે પરમેશ્વરની યથાર્થ–સાંગ પૂજા કહેવાય છે. શુક, સારિકા, મોર, બતક, ચક્રવાક, ચકોર, કોકિલા, ચિતલ, હરણ આદિ પશુ–પક્ષિઓ દેવાલયમાં અર્પણ કરવાં. કસ્તુરીમૃગ, બિલાડાં, ગાય, ભેંસ, બળદ, વાંદરાં તથા બીજા અનેક પદાર્થો તથા છોકરાઓ દેવમંદિરમાં સમર્પણ કરવાં. કાયા, વાચા, મન, ચિત્ત–વિત્ત, જીવ–પ્રાણ તથા સદ્ભાવથી ઈશ્વરનું પૂજન કરવું તેને અર્ચનભક્તિ કહે છે. એજ પ્રમાણે સદ્ગુરુનું ભજન કરીને અનન્યભાવથી સદ્ગુરુના શરણ થઇને રહેવું તેને ભગવદ્ભજન કહે છે અને તે પાંચમી અર્ચનભક્તિ છે. જો આ પ્રકારથી યથાર્થ પૂજા ન બની શકે તો પછી માનસપૂજા કરવી. પરમેશ્વરની માનસપૂજા અવશ્ય કરવી જોઇએ. મનથી ભગવાનનું પૂજન

કરીને કલ્પનાપૂર્વક સર્વ વસ્તુઓ સમર્પણ કરવી એ માનસપૂજાનું લક્ષણ છે. જે જે વસ્તુ પોતાને પ્રિય હોય તે તે વસ્તુની કલ્પના કરીને પરમાત્માને અર્પણ કરવી. એ રીતે ભગવાનની માનસપૂજા થવી જોઇએ.

## समास ६ ठ्ठो—वंदनभक्ति.



છળના સમાસમાં પાંચમી અર્ચનભક્તિના લક્ષણનું નિરૂપણ થયું. હવે છઠ્ઠી વંદનભક્તિના વિષે સાવધાન થઇને સાંભળો. વંદનભકિત છઠ્ઠી છે. દેવને નમન કરવું તથા સંત, સાધુ અને સજ્જનોને નમસ્કાર કરવા. સૂર્યને, દેવને તથા સદ્ગુરુને ભાવથી સાષ્ટાંગ નમસ્કાર કરવા. દેવની અનેક પ્રતિમાઓની આગળ તથા સદ્ગુરુના ચરણમાં સાષ્ટાંગ નમસ્કાર કરવા યોગ્ય છે. અન્ય સ્થળે કરવાના નમસ્કાર પ્રકારનો વિચાર અધિકાર જોઇને કરી લેવો. છપ્પનકોટિ વિસ્તારવાળી પૃથ્વીના વિષે વિષ્ણુભગવાનની મૂર્તિઓ છે, તેઓને સાષ્ટાંગ નમસ્કાર પ્રીતિપૂર્વક કરવા. શંકર, વિષ્ણુ તથા સૂર્યનારાયણના દર્શનથી દોષોનો નાશ થાય છે; એવીજ રીતે હનુમાનજીને નિત્ય નિયમથી નમન કરવું.

**शंकरः शेषशायी च मार्तंडो मा नतिस्तथा ।**
**एतेषां दर्शनं पुण्यं नित्यनियमे विशेषतः ॥१॥**

ભકત, જ્ઞાની, વૈરાગ્યવાળા, મહાત્માઓ, તપસ્વી, યોગી તથા સત્પાત્ર પુરુષોને જોઇને શીઘ્ર નમસ્કાર કરવા. વેદ–શાસ્ત્રના જ્ઞાતા, સર્વજ્ઞ, પંડિત, પુરાણિક, વિદ્વાન્, યાજ્ઞિક, વૈદિક, પવિત્ર આચરણવાળા એવાઓને નમસ્કાર કરવા. જ્યાં વિશેષ ગુણ જોવામાં આવે ત્યાં સદ્ગુરુનું અધિષ્ટાન માનીને તેઓને અત્યંત આદરપૂર્વક નમસ્કાર કરવા. ગણપતિ, સરસ્વતી, દેવીઓ, હરિ–હરના અવતારની મૂર્તિઓ અને ભિન્ન ભિન્ન આકારથી ઘણા દેવો છે તે કેટલા કહીએ ? સર્વ દેવને નમવાથી ભગવાનને તે નમન પહોંચે છે, તે વિષે એક વચન છે તે સાંભળો.

आका॒॑ात्पतितं तोयं यथा गच्छति सागर॑ ।
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥

એ કારણથી સર્વ દેવોને અત્યંત આદરસાથે નમસ્કાર કરવા; કેમકે સર્વત્ર ભગવાનનું અધિષ્ટાન માનવાથી પરમ સુખ જણાય છે. દેવ તથા દેવોનાં અધિષ્ઠાન તથા સત્પાત્ર અને સદ્ગુરુનાં અધિષ્ઠાન એ બન્ને સ્થાનમાં નમસ્કાર કરવા. નમસ્કાર કરવાથી લીનતા આવે છે, મનમાં રહેલા વિકલ્પનો નાશ થાય છે અને નમસ્કાર કરવાથી અનેક સત્પાત્ર પુરુષો સાથે સ્નેહ બંધાય છે. નમસ્કાર કરવાથી દોષો જતા રહે છે, અન્યાયની ક્ષમા મળે છે અને સમાધાનમાં ભંગ થયો હોય તો તે પુનઃ સાંધી શકાય છે. મસ્તક નમાવવા જેવો બીજો કોઇ દંડ નથી એમ ઘણા લોકો કહે છે, એટલા માટે નિરંતર દેવ તથા ભકતોનું વંદન કરવું. નમસ્કાર કરવાથી કૃપા ઉભરાઈ જાય છે, પ્રસન્નતા પ્રબળ થાય છે અને સાધકની ઉપર ગુરુદેવ સંતુષ્ટ થાય છે. સંપૂર્ણ રીતે નમસ્કાર કરવાથી દોષના પર્વત નાશ પામે છે અને મુખ્ય પરમેશ્વર કૃપા કરે છે. નમસ્કાર કરવાથી પતિત હોય તે પાવન થાય છે, સંત પુરુષોનું શરણ મળે છે અને જન્મ-મરણનું દુઃખ ટળે છે. જો કોઇ મોટો અન્યાય કરીને આવ્યો હોય અને તે સાષ્ટાંગ નમસ્કાર કરે તો તેનો અન્યાય સમર્થ પુરુષોએ ક્ષમા કરવો જોઈએ; એટલા માટે નમસ્કારથી વધારે યોગ્ય એવું અન્ય કશું નથી. નમસ્કારથી મનુષ્યમાં સદ્બુદ્ધિ ઉપજે છે. નમસ્કાર કરવામાં દ્રવ્ય, શ્રમ આદિ કાંઇજ સામગ્રીની જરૂર હોતી નથી. નમસ્કાર કરવા જેવો સુગમ ઉપાય બીજો નથી; માટે અનન્યભાવથી નમસ્કાર કરવા. વ્યર્થ બીજાં સાધનોનો શ્રમ શા માટે કરવો જોઇએ? સાધક ભકિતભાવથી નમસ્કાર કરે એટલે તેની ચિંતા સાધુને થાય છે અને સાધુ પુરુષ તે સાધકને મુકિતના માર્ગમાં દોરીને તેના મૂળ સ્થાનમાં લઈ જઇ સ્થિર-સ્થિત કરે છે; એટલા માટે નમસ્કાર એટલે વંદન ભકિત શ્રેષ્ઠ છે. નમસ્કારથી મોટા મોટા સત્પુરુષો પ્રસન્ન થાય છે. આ રીતે અહીં છઠ્ઠી વંદનભકિત સ્પષ્ટ કરીને કહેવામાં આવી.

# સમાસ ૭ મો–[illegible]ાસ્યભક્તિ.



પાછળના સમાસમાં છઠ્ઠી વંદનભક્તિનું લક્ષણ નિરૂપણ કરવામાં આવ્યું. હવે સાતમી દાસ્યભક્તિ લક્ષ્યપૂર્વક સાંભળો. આ દાસ્યભક્તિમાં જે કાંઇ કાર્ય હોય તે દાસભાવથી કરવું અને દેવદ્વારમાં સર્વદા સન્નિધ રહેવું, દેવનું વૈભવ સંભાળવું, કાંઇપણ ઓછું પડવા ન દેવું અને ઉત્તરોત્તર ભજનમાં વૃદ્ધિ કરવી. ત્રુટેલાં દેવાલયો પુનઃ સુધારી લેવાં, સરોવરો પાછાં બંધાવવાં અને ધર્મશાળાઓ તથા ઉતારાનાં સ્થળો ચલાવવાં. અનેક જીર્ણકાર્યોનો જીર્ણોદ્ધાર કરવો અને દેવદ્વારનું જે કાર્ય હોય તે સત્વર કરવું. હાથી, રથ, ઘોડા, સિંહાસનો, ચોકીઓ, પાલખી, સુખપાલ, પલંગ, હીંડોળા, વિમાન ઇત્યાદિ નવાં કરાવવાં. ઉંચી છત્રીઓ, ચામરો, સુરજમુખી, અબ્દાગિરી અને પતાકાઓ આદરસાથે નવાં કરાવીને સંભાળી રાખવાં. અનેક જાતનાં વાહનો, બેસવાનાં ઉત્તમ સ્થાનો અને અનેક સુવર્ણમય આસનો પ્રયત્ન સાથે કરવાં. ઘરો, ઓરડાઓ, પેટીઓ, કોઠીઓ, કોથળીઓ, ઘડાઓ અને સંપૂર્ણ દ્રવ્યો યત્નપૂર્વક રાખવાં. ભોંયરાં, ભોંયતળીયાં, વિવરો, અનેક ગુપ્ત દ્વારો અને અમૂલ્ય વસ્તુઓના ભંડાર શ્રમસહિત કરવા. અલંકારો, આભૂષણો, દિવ્ય વસ્રો, અનેક મનોહર રત્નો, અનેક ધાતુનાં તથા સુવર્ણનાં પાત્રો ઇત્યાદિ યત્નપૂર્વક કરવાં. પુષ્પવાટિકાઓ, બગિચા, અનેક વૃક્ષનાં વનો કરવાં અને એ સર્વ વૃક્ષોને પાણી પહોંચાડવાની વ્યવસ્થા કરવી. અનેક પશુઓની શાળા, અનેક પક્ષીઓની ચિત્રશાળા અને અનેક વાદ્યો તથા નાટકશાળાઓ અને ઘણા ગવૈયા રાખવા. પાકશાળા, ભોજનશાળા, સામગ્રીઘર, ધર્મશાળા, સુનારાઓ માટે પરસાળ આદિ વિશાળ સ્થળો કરવાં. અનેક પરિમલ દ્રવ્યોનાં સ્થળો, અનેક ખાદ્ય ફળોનાં સ્થળો તથા અનેક રસોનાં સ્થળો યત્નથી કરવાં. અનેક વસ્તુઓનાં અનેક સ્થાનો, ભાંગી ગયેલ હોય તેને પાછાં નવાં કરવાનાં કામ અને દેવના વૈભવને માટે કરવાનાં એવાં એવાં અનેક કાર્યો વાણીથી કેટલાં કહીએ? સર્વ સ્થળે અત્યંત આદરસાથે દાસભાવથી તત્પર રહેવાથી કામકાજમાં ભૂલ કે વિસ્મૃતિ પડશે નહિ. જયંતિઓ, પર્વણીઓ અને ઉત્સવો આદિ

પ્રસંગે ઉત્તમ વૈભવ ચલાવવો, કે જે જોઇને સ્વર્ગના દેવો પણ તટસ્થ થાય. દેવનો વૈભવ આમ ચલાવવો તથા દાસભાવથી હલકામાં હલકું કામ દેવદ્વારમાં કરવું અને પ્રસંગાનુસાર સર્વદા સાવધ રહેવું. દેવદ્વારમાં જે જે કાંઈ જોઇએ તે તુરતજ લાવી આપવું અને ઉમંગ સાથે સર્વની સેવા કરવી. પગ ધોવાને માટે, સ્નાન કરવા માટે, આચમન માટેનાં સાહિત્ય તથા ગંધ, ચોખા, વસ્ત્રો, આભૂષણો, આસનો, જળ, અનેક પ્રકારનાં ફૂલો, ધૂપ, દીપ, નૈવેદ્ય તૈયાર રાખીને સૂવાને માટે ઉત્તમ સ્થળો, શીતલ જલ, તાંબુલ ઇત્યાદિ સજ્જ રાખવાં તથા રાગ–રંગ સાથે ગાયન કરવું. પરિમલ દ્રવ્યો, અત્તરો, સુગંધી તેલો, જાત જાતનાં ફળો, એ સર્વ પાસે રાખવાં. દેવદ્વાર લીંપી–ગુંપી સ્વચ્છ રાખવાં તથા પાણીનાં પાત્રો ભરી રાખવાં. વસ્ત્રો સારી રીતે ધોઇ લાવવાં. સર્વ પ્રકારની ચિંતા રાખવી, સર્વની ખબર રાખવી, અતિથિનો સત્કાર કરવો, તેનું નામ સાતમી દાસ્યભક્તિ છે. સર્વનાં મન ઠરે એવાં કરુણાયુકત સ્તુતિકારક વચનો બોલવાં. આવી આ સાતમી ભક્તિ યથામતિ વર્ણવી દેખાડી છે. તે જો પ્રત્યક્ષ આચરી ન શકાય તોપણ માનસપૂજાની રીતિથી આ દાસ્યભક્તિ કરવી જોઇએ. આ પ્રમાણે જેમ પરમેશ્વરનું દાસ્ય કરવું તેમજ સદ્ગુરુનું પણ દાસ્ય કરવું અને તે પ્રત્યક્ષ ન બની શકે તો માનસ-પૂજાના પ્રકારથી કરવું.

## समास ८ मो— सख्यभक्ति.




છળના સમાસમાં સાતમી દાસ્યભક્તિનું લક્ષણ કહ્યું. હવે સાવધાન થઇ આઠમી સખ્યભક્તિ સાંભળો. પરમાત્માની સાથે પ્રેમથી જોડાઇ જઇને પરમસ્નેહ બાંધવો, એ આઠમી સખ્યભક્તિનું લક્ષણ છે એમ જાણવું. પરમેશ્વરને જે અત્યંત પ્રિય વાત હોય તેને અનુસરીને પોતે વર્તવું, એમ કરવાથી ભગવાનસાથે સ્નેહ બંધાય છે. ભક્તિભાવ, ભજન, નિરૂપણ, કથાકીર્તન તથા ભક્તોનું પ્રેમયુક્ત ગાયન ભગવાનને બહુજ ગમે છે; માટે પોતે પણ એમજ વર્તવું, એટલે ઈશ્વરને

ગમતી વાત હોય તે પ્રમાણે કરવાથી ઈશ્વર સાથે સ્નેહ બંધાય છે. ઈશ્વરનો સ્નેહ સંપાદન કરવાને માટે પોતાનું સુખ પણ છોડી દેવું, અનન્યભાવથી શરણ થવું અને શરીર પણ ઈશ્વરેચ્છાને અર્પણ કરી દેવું. પોતાના સંસારની વ્યથાઓ તજીને પરમાત્માની ચિંતા કરવી. નિરૂપણ, કથાકીર્તન તથા વાતો પણ ઈશ્વરનીજ કરવી. પરમાત્માસાથે સ્નેહ બાંધવાને માટે સગાંસંબંધીઓ સાથે પણ વિખુટા પડવું, સર્વ કાંઇ અર્પણ કરવું અને છેવટે પ્રાણ પણ અર્પણ કરી દેવો. પોતાનું સર્વ જાય તો પણ ભલે, પરંતુ ઈશ્વરસાથેનો સ્નેહ કાયમ રહેવો જોઇએ. એટલી બધી પ્રીતિ ઈશ્વરમાં લાગવી તેનું નામ સખ્યભક્તિ. દેવ એટલે પોતાનોજ પ્રાણ, માટે પ્રાણનો નાશ ન કરવો એ પરમપ્રીતિનું લક્ષણ છે. આવી જાતનું પરમસખ્ય ઈશ્વરની સાથે થાય ત્યારે ઈશ્વરને પણ એ ભક્તની ચિંતા લાગે છે; જેમકે પાંડવોને લાક્ષાગૃહમાંથી બળતા ઉગારી ભોંયરામાંથી બહાર કાઢ્યા હતા. દેવ સ્નેહથી બંધાયલો રહેવાને માટેની કુંચી આપણી પાસેજ છે. જેવો શબ્દ બોલીએ તેવો પ્રતિધ્વનિ સંભળાય છે. જો આપણે અનન્યભાવથી દેવના શરણ થઈને રહીએ તો દેવ આપણને સત્વર મળે છે. આપણે જો દેવથી કંટાળીને દૂર રહીએ તો દેવ પણ આપણાથી કંટાળીને દૂર રહે છે.

"ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्" (ગીતા)

જેવું જેનું ભજન, તેવું દેવનું પ્રસન્ન થવું; એટલા માટે એ બધું આપણી કૃતિઉપર આધાર રાખે છે. આપણા મનને ગમતી વાત ન થાય એટલે શ્રદ્ધા ઓછી થાય છે; પરન્તુ એમ થવામાં વાંક આપણોજ છે. મેઘ ચાતક ઉપર પ્રસન્ન થતો નથી તોપણ ચાતકની નિષ્ઠા અડગ રહે છે; ચંદ્ર ઉદય થવામાં વિલંબ લાગે તોપણ ચકોરનો અનન્ય ભાવ ઘટતો નથી; આવું સખ્યત્વ હોવું જોઇએ. વિવેકથી ટેક જાળવી રાખવો જોઈએ અને ભગવાન ઉપરની મમતા છોડી દેવી ન જોઇએ. ઈશ્વરનેજ સખા, માતા, પિતા, સગો, કુટુંબી, વિદ્યા, લક્ષ્મી, ધન–વિત્ત આદિ સર્વ કાંઇ છે એમ માનવું. ઈશ્વરવિના બીજો કોઇજ નથી એમ બધા બોલે છે; પરંતુ એ બોલનારાઓની નિષ્ઠા કાંઇ એવીજ દૃઢ હોતી નથી. માટે એમ ન કરવું અને ઈશ્વરની સાથે સાચું સખ્ય કરવું તથા અંતઃકરણમાં પરમાત્માનો વાસ દૃઢ કરવો. પોતાની ધારણાને માટે ઈશ્વરઉપર ક્રોધ કરવો એ લક્ષણ સખ્યભક્તિનું નથી. જે પરમેશ્વરની ઇચ્છા હોય તેજ ઇચ્છા પોતાની પણ

માનવી; એટલે પછી પરમાત્મા સહજ કૃપા કરશે. પોતાની ઇચ્છાને માટે ઈશ્વરનો સ્નેહ ત્યજવો નહિ, ઈશ્વર કરે તે ખરૂં એમ માનવું. ઈશ્વરની ઇચ્છા અને પોતાની ઇચ્છા એકજ માનવી. ઈશ્વરની કૃપા આગળ માતાની કૃપા કાંઇજ નથી; કેમકે વિપત્તિના વખતમાં માતા બાળકનો વધ કરે છે. ઈશ્વરે કોઇ ભકતનો વધ કર્યો હોય એવું દીઠું કે સાંભળ્યું નથી. શરણાગતને આશ્રય આપનારો દેવજ છે. દેવ એ ભકતનો પક્ષ લેનારો છે, દેવ પતિતને તારનારો છે અને દેવ અનાથને સહાય આપનારો છે. દેવ અનાથનો પક્ષપાતી છે, અનેક સંકટોમાંથી રક્ષણ કરનારો છે, તે અંતરસાક્ષી ભગવાન ગજેંદ્રને માટે પણ દોડી ગયો હતો. દેવ કૃપાનો સાગર છે, દેવ કરુણાનો સમુદ્ર છે, ભકતજનોને દેવ ભૂલતો નથી. દેવ પ્રીતિ રાખી જાણે છે, એ દેવથી મૈત્રી કરવી જોઇએ. સગાંસંબંધીઓ કોઇ પણ કામ આવવાનાં નથી. જો ભગવાન સાથેનો સ્નેહ અને પ્રીતિ ત્રટે કે છૂટે નહિ તો ભગવાન પણ શરણાગતનો ત્યાગ કરે નહિ. એટલા માટે પરમાત્માની સાથે સખ્ય કરવું, મનની વાત ઈશ્વરને કહેવી; આ આઠમી સખ્યભક્તિનું લક્ષણ છે એમ જાણવું. 'જેવો દેવ તેવોજ ગુરુ' એમ શાસ્ત્ર કહે છે, માટે સખ્યભક્તિ સદગુરુની પણ કરવી.

## समास ९ मो—आत्मनिवेदनभक्ति.




છળના સમાસમાં આઠમી સખ્યભક્તિનું લક્ષણ કહેવામાં આવ્યું. હવે સાવધાન થઇને નવમી આત્મનિવેદનભકિત વિષે સાંભળો. નવમી નિવેદનભક્તિ જાણવી. આત્મનિવેદન શી રીતે કરવું? તે સ્પષ્ટ કરીને કહીશું. નિવેદનનું લક્ષણ સાંભળો. નિવેદન એટલે આત્મસમર્પણ કરવું તે. તત્ત્વનું વિવરણ કરવાથી એ બધું સમજી શકાય છે. "હું ભકત છું" એમ કહેવું અને વિભક્તરૂપે ઈશ્વરને ભજવાની એ સર્વ રીતિ વિલક્ષણ જાણવી. લક્ષણ છતાં વિલક્ષણ, જ્ઞાન છતાં અજ્ઞાન અને ભકત છતાં વિભકત તે આનું નામ! ખરૂં જોતાં ભકત એટલે જે પરમાત્માથી વિભકત નહિ તે અને વિભકત એટલે ભકત નહિ તે! આ વાતનું સમાધાન યથાર્થ વિચારવિના થાયજ નહિ; એટલામાટે

વિચાર કરવો અને દેવ કોણ છે તેને ઓળખવો. અંત:પ્રદેશમાં પ્રવેશ કરીને પોતેજ પોતાનો શોધ લેવો. હું કોણ છું ? એ વાતનો નિર્ણય તત્ત્વનો વિચાર અથવા પૃથક્કરણ કરવાથી થઈ શકે છે અને ચોખ્ખું સમજાય છે કે " હું " એવી કોઇ વસ્તુજ નથી ! તત્ત્વવડે તત્ત્વનો નિરાસ કરવાથી અથવા તત્ત્વમાં તત્ત્વ મળી જવાથી કે લય પામવાનું જ્ઞાન થયા પછી "હું" ને અવકાશજ ક્યાં રહ્યો ? આ પ્રમાણે આત્મનિવેદન સહજમાં થઇ જાય. સર્વ કાંઇ તત્ત્વરૂપેજ ભાસે છે અને તેનો નિરાસ વિવેકવડે થાય છે. પ્રકૃતિને છૂટી પાડવાથી આત્માજ અવશિષ્ટ રહે છે. એમાં " હું " કોણ છે ? એક પરમેશ્વર મુખ્ય છે અને બીજી આ જગતના આકારે પ્રકૃતિ અર્થાત માયા દેખાય છે; એટલે કે બ્રહ્મ અને માયા વિના " હું " નામક " ત્રીજો ચોર " વચ્ચે કયાંથી આવ્યો ? આ વાત સિદ્ધ હોવા છતાં પણ મિથ્યા દેહાભિમાન વચમાં ઉપજ્યા કરે છે; પરન્તુ યથાર્થ વિચારી જોતાં તેવું કશુંજ નથી. તત્ત્વવિચારની દૃષ્ટિથી જોતાં આ પિંડબ્રહ્માંડ કેવળ તત્ત્વ-રચના છે અને અનેક વ્યક્તિઓ તત્ત્વોથી બનેલી વિશ્વના આકારમાં વિસ્તરી રહી છે. તત્ત્વોનું નિરસન " હું તત્ત્વોનો સાક્ષી છું " એવા વિચારથી થઇ શકે છે અને "**सर्वं खल्विदं ब्रह्म** " એવી આત્મપ્રતીતિ પછી એ સાક્ષિત્વ પણ ક્યાં રહ્યું ? આદિમાં અને અંતમાં કેવલ આત્માજ છે ! " હું " વળી શેનો ? આત્મા એક છે, સ્વાનંદ ઘન છે, " **अहम् आत्मा** " એવું વચન છે, તો પછી પોતે આત્માથી ભિન્ન ક્યાં રહ્યો ? " **सोहं हंसो** " એટલે હું તેજ—કેવળ આત્મા છું ! એ વચનનું રહસ્ય જાણી લેવાથી પોતે કોઇ અન્ય છે એમ રહેતું નથી. આત્મા નિર્ગુણ તથા નિરંજન છે, તેનાથી અનન્યતા થવી જોઇએ. અનન્ય એટલે અન્ય નહિ તે ! પછી તેમાં " હું " શેનો ? આત્મા એટલે અદ્વૈત. જ્યાં દ્વૈત કે અદ્વૈતજ નથી ત્યાં પછી " હુંપણું " કયાં રહે છે ? આત્મા પૂર્ણત્વથી પરિપૂર્ણ છે. જ્યાં ગુણાગુણ છેજ નહિ એવા કેવળ નિર્ગુણના વિષે " હું " કોણ અને ક્યાંથી આવ્યો ? ત્વંપદ, × તત્પદ અને અસિપદનો નિર્ણય થઇ જવાથી સર્વ ભેદાભેદનો નિરાસ થઇને કેવળ એકજ શુદ્ધ બ્રહ્મ અવશેષ રહે છે, ત્યાં પછી " હું " ક્યાંથી

× "**तत्त्वमसि**" એ મહાવાક્ય માંહેલા **त्वंपद** અને **तत्पद** નો ભેદ (**असि पद** વડે ) ટાળી નાખવાથી અને " તે તું છે" એ ઐક્ય થયા પછી શુદ્ધ બ્રહ્મ અવશિષ્ટ રહે છે; એટલે પછી ત્યાં "હું" કોઇ રહેતો નથી.

આવે ? જીવ-શિવની ઉપાધિનો નિરાસ થયા પછી જીવ કોણ અને શિ
કોણ ? સ્વસ્વરૂપમાં બુદ્ધિ દઢ થયા પછી "હું" વળી શેનો ? "હું"
મિથ્યા છે અને દેવજ સત્ય છે; દેવ અને ભકતનો ભાવ અનન્ય છે એટલે
દેવ અને ભકત એ એકજ છે, એ વચનનો યથાર્થ અભિપ્રાય અનુભવી-
ઓજ જાણી શકે છે. આનું નામ "આત્મનિવેદન" છે. જ્ઞાનીઓનું એનાથી
સમાધાન થાય છે. આ નવમી ભકિતનું લક્ષણ કહેવામાં આવ્યું. પંચભૂતોમાં
જેમ આકાશ તેમ સર્વ દેવોમાં એકજ જગદીશ અને તેવીજ રીતે સર્વ
પ્રકારની એટલે નવવિધા ભકિતમાં વિશેષ કરીને આ નવમી આત્મનિવેદન-
ભકિત શ્રેષ્ઠ છે. આ આત્મનિવેદનભકિત ન બની શકે તો જન્મ-મરણ
ટળતાં નથી. આ વચન સત્ય તથા સિદ્ધ છે, અસત્ય નથી. આવી જે
આ નવવિધા ભકિત તે આચરવાથી સાયુજ્યમુકિત પામી શકાય છે અને
કલ્પના અંતે પણ સાયુજ્યમુકિતનો નાશ નથી. બીજી ત્રણે મુકિતઓનો નાશ
થાય છે પણ ચોથી સાયુજ્ય મુકિતનો નાશ થતો નથી. ત્રણે લોક
નિર્વાણ પામ્યા પછી પણ સાયુજ્યમુક્તિ નાશ પામતી નથી. વેદ-શાસ્ત્રમાં
બધી મળીને ચાર મુકિતઓ કહી છે. તેમાં ત્રણનો નાશ થાય છે અને
ચોથી સાયુજ્યમુક્તિ અવિનાશી છે. એ ચારે મુક્તિમાં પહેલી મુક્તિ
"સલોકતા" છે, બીજી મુકિત "સમીપતા" છે, ત્રીજી મુક્તિ "સરૂ-
પતા" છે અને ચોથી મુકિત "સાયુજ્યતા" છે. આવી આ ચત્વાર
એટલે ચાર મુકિતઓ ઈશ્વરભજન કરવાથી મનુષ્ય પ્રાણીથી પામી શકાય
છે; તે વિષેનું સ્પષ્ટ વિવેચન શ્રોતાઓએ હવે પછી શ્રવણ કરવું.

## समास १० मो—सृष्टि[illegible]र्णन तथा मुक्तिच[illegible]ष्टय.




દિ બ્રહ્મ નિરાકાર છે. ત્યાં સ્ફૂર્તિરૂપ અહંકાર ઉત્પન્ન થાય છે. એ અહંકાર પંચભૂતોનું મૂળ છે. તેનો વિચાર આઠમા દશકમાં કરવામાં આવશે. એ અહંકાર વાયુરૂપ છે. તેની પછી તેજનું સ્વરૂપ છે. તે તેજના આધારથી જળ આવરણરૂપે ફેલાયું છે. એ આવરણોદકના આધારથી શેષનાગે આ પૃથ્વી ધારણ કરી છે અને તે છપ્પન કોટિના વિસ્તારવાળી છે. એ પૃથ્વીની આસપાસ સાત સમુદ્ર છે, વચમાં અત્યંત વિશાલ એવો મેરૂપર્વત છે

અને તેના પરિવારરૂપ અષ્ટ દિક્‌પાલો વિંટાઇ રહ્યા છે. એ મહા મેરુપર્વત સુવર્ણનો છે, તેનો આધાર પૃથ્વીને છે અને તેની પહોળાઇ ચોરાસીહજાર યોજનની છે. તેની ઉંચાઇ અમર્યાદ છે. સોળહજાર યોજન તે પૃથ્વીમાં પેઠેલો છે અને તેની આસપાસ લોકાલોક પર્વતોનો ઘેરો છે. તેની આ તરફ હિમાલય પર્વત છે, જે પર્વતમાં પાંડવો ગળી ગયા હતા અને તેમાંથી યુધિષ્ઠિર તથા તમાલનીલ ( કૃષ્ણ ? ) આગળ ગયા હતા. ત્યાંથી આગળ વધવાનો માર્ગ નથી. વચ્ચે શીતલતાના સુખને લીધે મોટા મોટા સર્પો પડેલા છે, તેઓ પણ જાણે પર્વતજેવા દેખાય છે. તેની આ તરફ છેવટે બદ્રિકાશ્રમ તથા બદ્રિનારાયણ છે. ત્યાં મહાન તપસ્વીઓ દેહત્યાગ કરી નિર્વાણ પામવાને માટે જાય છે. તે પછી બદ્રિકેદાર છે, જેનાં દર્શન નાના મોટા સર્વ કોઇ કરી આવે છે. આ પ્રમાણે મેરુ પર્વતનો આ બધો વિસ્તાર છે. તે મેરુ પર્વતની પીઠઉપર ઉંચાં ઉંચાં ત્રણ શિખરો વાંકી લીટીથી છે. તેની ઉપર પરિવારની સાથે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ રહે છે. બ્રહ્મશૃંગ પર્વતનો છે, વિષ્ણુશૃંગ પાચ એટલે મરકત મણિનો છે અને શિવશૃંગ સ્ફાટિકમણિનો બનેલો છે, તેનું નામ કૈલાસ છે ! વિષ્ણુશૃંગનું નામ વૈકુંઠ છે, બ્રહ્મશૃંગ નામ સત્યલોક છે. એ ત્રણેની નીચે ' અમરાવતી ' નામનું ઇંદ્રનું નિવાસસ્થળ છે. ત્યાં ગણ, ગંધર્વ, લોકપાલ, તેત્રીસ કોટિ સર્વ દેવતાઓ અને આ રીતે ચૌદ લોક સુવર્ણાચલ મેરુપર્વતને વીંટાઈ રહ્યા છે. ત્યાં કામધેનુ છે, કલ્પતરુનાં વનો છે અને ઠેકઠેકાણે અમૃતનાં સરાવરો છે. ત્યાં પુષ્કળ ચિંતામણિ છે, હીરા તથા પારસમણિની ખાણો છે અને ત્યાં સુવર્ણની જમીન ચમકે છે. પરમ રમણીય પ્રભા ફેલાઇ રહી છે, નવરત્નોના પાષાણની ત્યાં શિલાઓ છે અને ત્યાં આખો સમય હર્ષમય અથવા આનંદમય હોય છે. ત્યાં અમૃતનાં ભોજન છે, દિવ્ય સુગંધ તથા દિવ્ય પુષ્પો છે અને અષ્ટનાયકાઓ તથા ગંધર્વો ત્યાં નિત્ય ગાયન કરે છે. ત્યાં તારુણ્ય સદા કાયમ રહે છે, રોગ કે વ્યાધિ થતા નથી અને ત્યાં જરા કે મરણનો ભય નથી. ત્યાં એકથી એક સુંદર તથા એકથી એક ચતુર અને ધીર, ઉદાર તથા શૂર એવાઓ વસે છે. ત્યાં જ્યોતિરૂપી દિવ્ય દેહ છે, વિદ્યુલ્લતાજેવાં સ્વરૂપ છે અને યશ, કીર્તિ તથા પ્રતાપ પારવિનાના છે. આવું એ સ્વર્ગભુવન સર્વ દેવોનું નિવાસસ્થાન છે. એ સ્થાનનો મહિમા જેટલો વર્ણવીએ એટલો ઓછોજ છે ! આ મૃત્યુલોકમાં રહી જે જે દેવનું ભજન કરવામાં

આવે તે તે દેવના લોકમાં વાસ મળે છે અને સલોકતા મુક્તિનું આ લક્ષણ છે. લોકમાં વસે તે સલોકતા, દેવની સમીપ વસવું તે સમીપતા, સ્વરૂપમાં રહેવું તે સરૂપતા, એ ત્રીજી મુક્તિ છે. દેહી જીવ દેવરૂપ થાય એટલે તેને શ્રીવત્સલાંછન, કૌસ્તુભમણિ તથા લક્ષ્મી એ વિનાનાં બીજાં સર્વ ચિન્હો શ્રીવિષ્ણુસ્વરૂપનાં મળે છે, આ સરૂપતાનું લક્ષણ છે. આ બધાં સ્વર્ગનાં તથા ત્રણે મુક્તિનાં સુખો જ્યાં સુધી પ્રાણીના પુણ્યનો સંચય હોય ત્યાં સુધી ભોગવાય છે અને પુણ્યનો ક્ષય થયા પછી પાછા નીચેના લોકોમાં જીવને ધકેલી દે છે તથા દેવતાઓ પોતપોતાના લોકોમાં સ્થિત હોય છે; એટલા માટે ત્રણે મુક્તિઓ નાશવાળી છે અને સાયુજ્ય-મુક્તિ શાશ્વત છે, તેનું નિરૂપણ હવે કરીએ છીએ તે સાંભળો. કલ્પના અંતે બ્રહ્માંડનો નાશ થશે, પર્વતોસાથે પૃથ્વી બળીને ભસ્મ થઈ જશે, ત્યારે સઘળા દેવો પણ જતા રહેશે. પછી મુકિતઓ શેની રહેશે ? ત્યારે તો કેવળ નિર્ગુણ પરમાત્માજ નિશ્ચળ રહેશે; એટલા માટે કેવળ નિર્ગુણ પરમાત્માની ભક્તિજ અચળ એટલે શાશ્વત છે અને એનુંજ નામ સાયુ-જ્યમુક્તિ છે. નિર્ગુણમાં અનન્ય થઇ જવાથી સાયુજ્યમુક્તિ મળે છે અને નિર્ગુણમાં મળી જવાથી–લીન થઇ જવાથી કે તદાકાર થવાથી સાયુજ્ય-મુક્તિનું સુખ મળે છે, આ નિર્ગુણભક્તિ છે. સગુણભક્તિ ચલાયમાન છે, નિર્ગુણભક્તિ અચલ છે અને આ બધી વાતોનું રહસ્ય કે મર્મ સદ્‌ગુરુને શરણ જવાથી સમજી શકાય છે.





# दशक ५ मो

## समास १ लो—गुरुनिश्चय.

### ( સદ્‌ગુરુસેવાવિના મોક્ષ નથી )



જય જય શ્રીસદ્‌ગુરુનાથ ! આપ પૂર્ણકામ પરમપુરુષ આત્મારામ છો. આપનો મહિમા અનિર્વચનીય છે. તેનું વર્ણન થઈ શકે તેમ નથી. જે વસ્તુ (પરબ્રહ્મ) જાણવી વેદને પણ કઠિન છે અને જે શબ્દથી સમજી કે સમજાવી શકાય તેમ નથી, તે–એ અલભ્ય વસ્તુનો લાભ આપના પ્રસાદથી સારા શિષ્યને સહજમાં થઇ જાય છે. જે યોગીજનોનું પરમ રહસ્ય છે, જે ભગવાન શંકરનું મુખ્ય વિશ્રાંતિસ્થાન છે અને જે પરમ વિશ્રામનો પણ વિશ્રામ અને ગુહ્ય તથા અગાધ છે, તે બ્રહ્મ આપની કૃપાને લીધે પોતે જીવ–બ્રહ્મરૂપ થઈ જાય છે અને દુર્ઘટ એવા આ સંસારની અગવડોને લીધે પરાધીન બનતો નથી. હવે સદ્‌ગુરુના કૃપા–પ્રસાદથી ગુરુ–શિષ્યનાં લક્ષણો કહીશું; તે પ્રમાણે મુમુક્ષુ શિષ્યે સદ્‌ગુરુના શરણે જવું. સર્વ વર્ણોમાં ગુરુપદને ધારણ કરવાનો અધિકાર માત્ર બ્રાહ્મણનેજ છે; માટે બ્રાહ્મણ ક્રિયાથી હીન થયો હોય તોપણ અનન્યભાવથી બ્રાહ્મણનેજ શરણ થઇને રહેવું. અહો ! આ બ્રાહ્મણોને માટેજ પોતે નારાયણે અવતાર લીધા છે અને વિષ્ણુ ભગવાન શ્રીવત્સલાંછન (ભૃગુએ મારેલી લાતનું ચિન્હ) ધારણ કરી રહ્યા છે; ત્યાં બીજાનો શો પાડ ? બ્રાહ્મણોના વચનને પ્રમાણભૂત ગણીને શૂદ્રોના બ્રાહ્મણ થઇ શકે છે (?) અને ધાતુ–પાષાણની મૂર્તિઓમાં બ્રાહ્મણોએ ભણેલા મંત્રોથી દેવત્વ પ્રકટે છે. ઉપનયનના

સંસ્કારવિનાનો હોય ત્યાંસુધી શૂદ્રવત્ ગણાય છે અને ઉકત સંસ્કાર થાય એટલે તેનો બીજો જન્મ માનીને પછી દ્વિજ કહેવાય છે. સર્વ વર્ણને બ્રાહ્મણ પૂજ્ય છે એવી મુખ્ય વેદાજ્ઞા પ્રમાણ છે. વેદવિરહિત હોય તે અપ્રમાણ ગણાય છે અને અપ્રમાણ ભગવાનને પણ પ્રિય નથી. બ્રાહ્મણ દ્વારા યોગ, યાગ, વ્રતો, દાનો, તીર્થાટનો અને કર્મમાર્ગ સાધી શકાય છે. બ્રાહ્મણવિના એ સર્વ થઇ શકે નહિ. બ્રાહ્મણ સાક્ષાત્ વેદસ્વરૂપ છે, બ્રાહ્મણ પ્રત્યક્ષ ભગવાનનું રૂપ છે, બ્રાહ્મણના વચન માત્રથી સર્વ મનોરથો પૂર્ણ થાય છે. બ્રાહ્મણનું પૂજન કરવાથી ચિત્તવૃત્તિ શુદ્ધ થાય છે અને શુદ્ધ થયેલું ચિત્ત ભગવાનમાં પરોવાય છે. બ્રાહ્મણના ચરણનું તીર્થ લેવાથી પ્રાણીઓ ઉત્તમ ગતિને પામે છે. બ્રહ્મભોજનમાં પણ બ્રાહ્મણ પૂજ્ય ગણાય છે, અન્યવર્ણને કોઇ પૂછતું-પૂજતું નથી; પરન્તુ ભગવાન તો માત્ર ભાવના ભૂખ્યા છે. બીજી વાતો સાથે એમને કામ નથી. અસ્તુ. દેવતાઓ પણ બ્રાહ્મણને વંદન કરે છે ત્યાં બિચારાં મનુષ્યો કોણ માત્ર! બ્રાહ્મણ જો મતિમંદ હોય તોપણ તે જગદ્વંદ્ય ગણાય છે. અતિશૂદ્ર સમર્થ એવો શબ્દજ્ઞાતા હોય તોપણ તે શા ખપનો ? તેને બ્રાહ્મણની સન્નિધિમાં તેડી જઇને બ્રાહ્મણસમાન પૂજવો એ બની શકેજ નહિ. જે કાંઇ લોકવિરુદ્ધ કરવામાં આવે તે વેદને માન્ય નથી; એટલા માટે એવું પાખંડમતના નામથી ઓળખાય છે. અસ્તુ. જેઓ હરિ-હરના દાસ છે તેઓને બ્રાહ્મણોમાં વિશ્વાસ હોય છે. બ્રાહ્મણભજનથી ઘણાઓ પાવન થઇ ગયા છે. કદાચ તમે એમ કહેશો કે માત્ર બ્રાહ્મણની સેવાથીજ દેવાધિદેવને પામી શકાતું હોય તોપછી સદ્ગુરુ કરવાનું પ્રયોજન શું ? તેનું સમાધાન એ છે કે, સદ્ગુરુના શરણે ગયા વિના બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થતીજ નથી. સ્વધર્મ-કર્મના પ્રસંગોમાં બ્રાહ્મણ પૂજ્ય તો છેજ; પરન્તુ સદ્ગુરુવિના જ્ઞાન મળતું નથી અને બ્રહ્મજ્ઞાન સંપાદન કર્યા વિના જન્મ-મરણનું દુઃખ ટળતું નથી. સદ્ગુરુની કૃપાવિના બ્રહ્મજ્ઞાન કદાપિ થવાનું નહિ અને સદ્ગુરુના બોધવિના અજ્ઞાન પ્રાણીઓ સંસારના પ્રવાહમાં તણાઇ ગયા છે. જે જે ક્રિયા જ્ઞાનવિરહિત કરવામાં આવે, તે તે જન્મ ધારણ કરવાના કારણભૂત બને છે; એટલા માટે દૃઢનિશ્ચયપૂર્વક શ્રીસદ્ગુરુનાથના ચરણનો આશ્રય લેવો. પરમાત્માના દર્શનની જેને અભિલાષા હોય તેણે સત્સંગ કરવો. સત્સંગવિના ભગવાન મળે તેમ

નથી. સદ્‌ગુરુની સેવા વિનાનાં બીજાં અનેક સાધનો બંધનરૂપ છે અને સદ્‌ગુરુની કૃપાવિના એ સર્વ સાધનો વ્યર્થ થાય છે. કાર્તિકસ્નાનો, માઘસ્નાનો, વ્રતો, ઉદ્યાપનો, દાનો, ગોરાંજન એટલે ભગવત્પ્રીત્યર્થે પોતાનુંજ દહન કરી લેવું તે, ધૂમ્રપાન એટલે વૃક્ષમાં અવળા ટીંગાઈને નીચે ધૂણી લગાવી તે ધૂમ્રનું પાન કરી તપ કરવું તે, પંચાગ્નિ એટલે ઉનાળામાં ચારેતરફ અગ્નિ પ્રજ્વલિત કરી તેની વચ્ચે બેસી મસ્તકઉપર સૂર્યનો તાપ સહન કરવો તે, હરિકથા, પુરાણશ્રવણ, નિરૂપણ, તીર્થાટન, દેવતાર્ચન, સ્નાનસંધ્યા, દર્ભાસન, તિલક, માળા, ગોપીચંદન, છાપા-તિલક, અર્ઘ્યપાત્રો, સંપુષ્ટ, ગોકર્ણ, ગ્રહાદિકની આરાધના માટે મંત્રાક્ષરસહિત ત્રાંબાના પત્રાઉપર અમુક આકૃતિ કાઢી મંત્ર-યંત્રનો પ્રયોગ કરે છે તે, અનેક પ્રકારનાં સાહિત્યો તથા તેની શોભા, ઘંટાનાદ, સ્તોત્રપાઠ, સ્તુતિ, આસન, મુદ્રા, ધ્યાન, પ્રદક્ષિણા, નમસ્કાર, પંચાયતનપૂજા, મૃત્તિકાના લક્ષ શિવલિંગ બનાવી તેની બિલ્વપત્રાદિથી યથાસાંગ પૂજા કરવી તે, ઉપવાસ, નિત્યનિયમ પાળવા તે ઇત્યાદિ કર્મો નિષ્ઠાપૂર્વક કરવાથી તે તે કર્માનુસાર ફલપ્રાપ્તિ ભોગવવી પડે છે. જે કાંઇ ખરેખરૂં રહસ્ય છે તે મનુષ્ય-પ્રાણીઓ કેવળ ભૂલી ગયા છે. અંતરમાં ફળની આશા રાખીને યજ્ઞ-યાગાદિ કર્મો કરવામાં આવે તે પોતાનીજ ઇચ્છાએ જન્મ-મરણની સરત કબૂલ કરવા સરખું છે. અનેક પ્રયત્નો કરીને ચૌદ વિદ્યાનો અભ્યાસ કરવામાં આવે તથા રિદ્ધિ-સિદ્ધિ પ્રસન્ન થઇ હોય, તોપણ શ્રીસદ્‌ગુરુનાથની કૃપાવિના સ્વહિતનું સંપાદન કરી શકાતું નથી અને યમપુરીનો અનર્થ ટળતો નથી. જ્યાંસુધી જ્ઞાનપ્રાપ્તિ થઇ નથી ત્યાં સુધી જન્મ-મરણના ફેરા ટળતા નથી અને સદ્‌ગુરુની કૃપાવિના અધો-ગતિ અથવા ગર્ભવાસ ચુકે તેમ નથી. ધ્યાન, ધારણા, મુદ્રા, આસન, ભક્તિભાવ અને ભજન તથા અન્ય સર્વ વાતો બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા વિના નકામી છે. સદ્‌ગુરુની કૃપા સંપાદન કરી લેવાનું મુખ્ય કામ મૂકી દઇને વ્યર્થ જ્યાં ત્યાં ભટકયા કરવું તે અંધ મનુષ્ય આમતેમ ફાંફાં મારીને પછી ઉંડી ખાડમાં અથવા કુવામાં પડે તેના જેવું છે. જેમ નેત્રમાં અંજન આંજવાથી ગુપ્ત ખજાનો જોઇ શકાય છે તેમ સદ્‌ગુરુના વચન માત્રથીજ જ્ઞાનનો પ્રકાશ થાય છે. સદ્‌ગુરુ કર્યા વિનાનો જન્મ નિષ્ફળ છે, સદ્‌ગુરુવિના સર્વ દુઃખરૂપ છે અને સદ્‌ગુરુવિના તાલાવેલી કશાથી શમ-

વાની નથી. સદ્ગુરુનાથનો વરદહસ્ત મસ્તક ઉપર સ્પર્શ કરે કે તત્કાળ પરમાત્મા પ્રકટ થાય છે અને સંસારનાં અનંત દુઃખોનો નાશ થઇ જાય છે. પ્રથમ સમર્થ સંત–મહાત્મા મુનીશ્વરો થઇ ગયા, તેઓને પણ જ્ઞાનવિજ્ઞાનનો વિચાર સદ્ગુરુદ્વારાજ પ્રાપ્ત થયો છે. શ્રીરામ, કૃષ્ણ આદિ ઈશ્વરાવતારી પુરુષો પણ ગુરુભજનમાં અત્યંત તત્પર હતા. સિદ્ધ, સાધુ, સંત પુરુષોએ પણ સદ્ગુરુની સેવા કરેલી છે. સમસ્ત સૃષ્ટિના ચાલક એવા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ પણ સદ્ગુરુપદના આગળ રાંક સરખા છે ! સદ્ગુરુથી એમનું મહત્ત્વ વધારે નથી. અસ્તુ. જેને મોક્ષની ઇચ્છા હોય તેણે સદ્ગુરૂ કરવા; કેમકે સદ્ગુરુ કર્યા વિના મોક્ષપ્રાપ્તિ થાય એ વાત કલ્પાંતે પણ બનવાયોગ્ય નથી. સદ્ગુરૂ કેવા હોવા જોઈએ ? સદ્ગુરુ બીજા ગુરુઓ સરખા હોતા નથી, જે સદ્ગુરુની કૃપાથી શુદ્ધ જ્ઞાનનો પ્રકાશ થાય છે તે સદ્ગુરુની ઓળખાણ હવે પછીના સમાસમાં કહેવાશે; તે શ્રોતાઓએ અનુક્રમે શ્રવણ કરવું.

---

## समास २ जो–सद्गुरुलक्षण.



જે યુક્તિઓ દેખાડે છે તેઓ પણ ગુરુ કહેવાય છે; પરન્તુ એ કાંઈ મોક્ષદાતા ગુરુ નથી. નજરબંદી તથા ચેટકવિદ્યા આદિ અનેક ચમત્કારો તથા અસંભવિત કૌતુકો એ ગુરુઓ શિખવે છે. ઔષધિપ્રયોગો, કીમિયો, નજરબંદી તથા કેવળ દૃષ્ટિથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી લેવાનો માર્ગ દેખાડે છે. સાહિત્ય–અલંકારશાસ્ત્ર, રાગજ્ઞાન, ગીત, નૃત્ય, તાનમાન તથા અનેક પ્રકારનાં વાદ્યો શિખવનારા પણ એક પ્રકારના ગુરુ છે. પંચાક્ષરી વિદ્યા તથા કોઈપણ પ્રકારવડે પેટ ભરવાની વિદ્યા એવા ગુરુઓ શિખવે છે. જે જે જ્ઞાતિનો જે જે વ્યાપાર હોય, તે તે ઉદરપોષણને માટે શિખવનારાઓ પણ ગુરુ કહેવાય છે; પરન્તુ એઓ કાંઈ સદ્ગુરુ નથીજ. આપણાં માતા–પિતા પણ ખરૂં જોતાં ગુરુજ છે; પરન્તુ આ ભવસાગરની પેલીપાર પહોંચાડનાર સદ્ગુરુ તો જૂદાજ હોય છે. ગાયત્રીમંત્રનો ઉચ્ચાર કહેનાર વસ્તુતઃ કુલગુરુ કહેવાય છે; પરન્તુ જે જ્ઞાનવિના સંસારસાગર તરી જવાય

એમ નથી, તે જ્ઞાનદાતા સદ્‍ગુરુ તો જૂદાજ હોય છે. જે બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરે, અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે તથા જીવાત્મા અને પરમાત્માનું, જીવ-શિવનું, ઈશ્વર તથા ભક્તનું ઐકય કરી દે તેજ સદ્‍ગુરુ છે. ઈશ્વર તથા ભક્ત વિભક્ત એટલે જૂદા થઈ ગયા હોય, જીવત્વ તથા શિવત્વના કારણથી દ્વૈતભાવનો જે પ્રાદુર્ભાવ થયો હોય, ત્યાં જીવ-શિવની એ ભિન્નતા ટાળીને ઉભયનું જે ઐકય કરે, બન્નેને એકજરૂપ કરે તેજ સદ્‍ગુરુ છે. ભવભયરૂપી વ્યાઘ્ર પંચવિષયરૂપી છલંગ મારીને જીવરૂપી વત્સને શિવરૂપી ગાયથી વિખુટું પાડે છે, તે દુર્ધર પ્રસંગમાં જે ઉગારી લઈને ગોવત્સને અર્થાત જીવ-શિવને મેળવે તે સદ્‍ગુરુ છે. માયાની જાળમાં સપડાયલા પ્રાણીઓને તેમજ સંસારનાં વિવિધ દુ:ખોથી દુ:ખી થયેલાઓને જે મુકત કરે તેને સદ્‍ગુરુ જાણવા. વાસનારૂપી નદીના મહાપૂરમાં ડૂબી જતાં જેઓ ગભરાયલા હોય, એવાઓને ઉગારી લેવા માટે જે કૂદી પડે તેને સદ્‍ગુરુ જાણવા. જ્ઞાન-દાન આપીને જે ગર્ભવાસનું મહાન સંકટ તથા ઈચ્છાબંધન સત્વર ટાળે છે તે સદ્‍ગુરુસ્વામી કહેવાય છે. શબ્દના ગૂઢાર્થને વિશદ કરીને સારરૂપી સત્ય વસ્તુનું જે દર્શન કરાવે તેજ સદ્‍ગુરુ અનાથના રક્ષક છે. બિચારો એકદેશી જે જીવ તેને સાક્ષાત્ બ્રહ્મ કરી દે, અને વચનમાત્રથીજ જે સંસારનું સંકટ ટાળી દે તેને સદ્‍ગુરુ જાણવા. વેદના છેક અંદરના ભાગમાં રહેલું રહસ્ય તારવી કાઢીને શ્રવણદ્વારા પોતાના શિષ્યને, માતા જેમ બાળકને વ્હાલથી કોળીયો ભરાવે તેમ ઉપદેશરૂપે આપે તેને સદ્‍ગુરુ જાણવા. વેદો, શાસ્ત્રો તથા પંડિતોનો અનુભવ એકજ હોય છે અને તે સર્વનું ઐકય શ્રીસદ્‍ગુરુસ્વરૂપે થઈ રહ્યું છે. જે સર્વથા સંદેહનો નાશ કરે, જે સ્વધર્મનું પ્રતિપાલન આદરથી કરે, જે વેદવિરહિત વલ્ગના કરી જાણે નહિ તે સદ્‍ગુરુ છે. જેણે મનને જીત્યું નથી અથવા જે સ્વચ્છંદે વર્તનારો છે તે સદ્‍ગુરુ નથી; પરન્તુ પાછળ પડેલો લોભીઓ ભિક્ષુક છે. શિષ્યને જે સાધનમાં ન લગાડે તથા ઈંદ્રિયદમન ન કરાવે, એવા ગુરુઓ કોડીના ત્રણ મળે તોપણ તેને ત્યજવા. જે કોઈ પરમજ્ઞાનનો ઉપદેશ આપે અને અવિદ્યાનો સમૂળ ઉચ્છેદ કરે તથા ઈંદ્રિયદમનનું પ્રતિપાદન કરે તેને સદ્‍ગુરુ જાણવા. કોઈ દ્રવ્યના વેચાયલા હોય છે, કોઈ શિષ્યના અંકિત બનેલા હોય છે અને કોઈને હલકી આશાએ દીન કરી મૂકયા હોય છે. જે જે વાત શિષ્યને ગમતી

હોય તે તે વાત ખુશામત સાથે કરે એવી દુષ્ટકામના, એવા કહેવાતા ગુરુઓના ગળે વળગેલી હોય છે. જે ગુરુ રાખરખાવટવાળો હોય તે અધમથી પણ અધમ છે, ચોર છે, ઠગારો છે અને કેવળ દ્રવ્ય ધૂતી લેનારો છે એમ જાણવું. જેમ દુરાચારી વૈદ્ય રોગીથી દબાઇ જઇને છેવટે તેનો પ્રાણ લેનાર નીવડે છે. તેવો ગુરુ ન હોવો જોઈએ કે જેનાથી દેવ તથા ભકતમાં અંતરાય વધે અને જે માયાના બંધનમાં વધારે સપડાવે ! જ્યાં શુદ્ધ બ્રહ્મજ્ઞાન હોય અને સ્થૂલ ક્રિયા સાધનરૂપે હોય તેવાજ સદ્‌ગુરુ ખરો ખજાનો પ્રત્યક્ષ નજરે દેખાડી શકે છે. બહારથી જે ઠાલો ભપકો દેખાડે અને કાનમાં મંત્ર ફૂંકે, આટલીજ જેના જ્ઞાનની સીમા, તેઓ બિચારા ભગવાનથી ઘણા દૂર છે એમ જાણવું. ગુરુપ્રતીતિ, શાસ્ત્રપ્રતીતિ અને આત્મપ્રતીતિ એ ત્રણ પ્રકારથી જેણે અનુભવ લીધો હોય તેજ સદ્‌ગુરુને ઉત્તમ લક્ષણવાળા જાણવા અને મુમુક્ષુએ એવા સદ્‌ગુરુનાજ શરણે આદરપૂર્વક જવું. જે અદ્વૈતના નિરૂપણમાં સમર્થ વકતા હોય છતાં પણ વિષયલોલુપ હોય, એવા ગુરુથી કાંઈ સાર્થક થતું નથી. નિરૂપણનો જેવો પ્રસંગ તેવુંજ માત્ર બોલનારો તથા અનુભવજન્ય નિશ્ચયાત્મક જ્ઞાન જેને થયું નથી તે ગુરુ કહેવાય નહિ. નિરૂપણના સમયમાં સામર્થ્ય અને સિદ્ધિની વાતો આવતાં જેના મનમાં દુરાશા ઉપજે છે અને અનેક ચમત્કારોની વાતોથી જેની બુદ્ધિ ડોલાયમાન થાય છે તથા જેના મનમાં એમ થાય છે કે; “ પૂર્વે જ્ઞાની, વિરકત અને ભકત એવા થઈ ગયા કે, જેઓ ઈશ્વરતુલ્ય બન્યા તથા સિદ્ધિના યોગથી જેઓનું સામર્થ્ય અદ્‌ભુત હતું, એવા પુરુષો કયાં અને હાલના કાળના અમારા જેવા કયાં ? ” આ પ્રમાણે સામર્થ્યસિદ્ધિનો અભિલાષ રાખનાર સદ્‌ગુરુ કહેવાય નહિ અને એ કામનાથી ભગવદ્‌ભજન કરનારને ઈશ્વરની પ્રાપ્તિ પણ થતી નથી. નઠારા પ્રકારની હલકી આશાઓનો તદ્દન નાશ થાય તોજ ઈશ્વર-પ્રાપ્તિ થઈ શકે. જેઓ મનમાં દુરાશા રાખે છે તેઓ કામનાવાળા ક્ષુદ્ર એવા શબ્દજ્ઞાતા છે, તેઓ કાંઈ સદ્‌ગુરુ નથી. કામનાને લીધે ઘણા જ્ઞાનીઓ ઠગાયા છે, ગાંડા બન્યા છે અને કેટલાકો મૂર્ખ બનીને કામનાની ઝંખના કરતા કરતા મરણ પમ્યા છે. કાંઈ પણ કામના વિનાનો એવો સંત પુરુષ જૂદાજ પ્રકારનો હોય છે અને તેનો મત હંમેશા સર્વથી ભિન્નજ હોય છે. આત્મસ્વરૂપનો ખજાનો સર્વકોઈનો છે, છતાં પણ દેહાભિમાનની પરા-

ધીનતા નહિ છુટવાથી ઇતર લોકો ઈશ્વરીય માર્ગથી વિમુખ થઇ જાય છે. સિદ્ધિ તથા સામર્થ્યનું સંપાદન કરવાથી દેહની મહત્તા વિશેષ પ્રબળ થાય છે અને દેહબુદ્ધિ દ્વિગુણિત થાય છે. આત્મસ્વરૂપની પ્રાપ્તિનું અક્ષય સુખ છોડી દઇને જે સામર્થ્ય-સિદ્ધિને ઇચ્છે તે મૂર્ખ છે; કેમકે કામના-સરખું અન્ય કાંઈ પણ દુઃખ છેજ નહિ. ઈશ્વરપ્રાપ્તિવિનાની બીજી જે કામના રાખવામાં આવે તેથી અનેક જાતનાં દુઃખો વેઠવાં પડે છે અને અંતે એ પ્રાણીનું પતન થાય છે. શરીર પડવાથી તેમાં રહેલું સામર્થ્ય પણ જતું રહે છે અને કામના વશ થવાને લીધે ઈશ્વરપ્રાપ્તિના માર્ગથી પણ વેગળો રહે છે. એટલા માટે જે કેવળ કામનારહિત હોય અને જેની દૃઢબુદ્ધિનો નિશ્ચય થઈ ચૂકેલો હોય એવા સદ્ગુરુદ્વારાજ આ ભવસાગરને તરીને પેલીપાર જઇ શકાય છે. સદ્ગુરુનું મુખ્ય લક્ષણ એ છે કે, તેમનામાં શુદ્ધ-બ્રહ્મજ્ઞાન હોવું જોઇએ અને નિશ્ચયપૂર્વક અંતઃકરણનું સમાધાન થયેલું હોવું જોઇએ અને તેમણે સ્વરૂપસ્થિતિ સાધ્ય કરેલી હોવી જોઇએ. પ્રબળ વૈરાગ્યવાળા, ઉદાસીન નિવૃત્તિવાળા તથા સ્વધર્માચરણના વિષે ખાસ કરીને તે નિર્મળ હોવા જોઇએ. અધ્યાત્મશ્રવણ, હરિકથાનિરૂપણ, નિરંતર પરમાર્થનું વિવરણ, સારાસારવિચાર ઇત્યાદિ જેમનામાં હોય તેમનાથકી નવવિધા ભક્તિનો આધાર અન્ય ઘણા મનુષ્યોને મળી શકે છે. એટલા માટે જે નવવિધા ભક્તિનું સાધન કરે છે તેજ સાચા સદ્ગુરુ છે એમ જાણવું. જેના અંતઃકરણમાં શુદ્ધ બ્રહ્મજ્ઞાન હોય છતાં પણ જે બહારથી શ્રદ્ધાપૂર્વક ઈશ્વરભક્તિ કરે છે તેવા સદ્ગુરુદ્વારા ઘણા લોકોનો ઉદ્ધાર થાય છે. જ્યાં ઉપાસનાનો આધાર નથી તે પરમાર્થમાર્ગને આધારવિનાનો સમજવો; કેમકે કર્મયોગના અવલંબનવિના અનાચાર વધવાથી લોકો ભ્રષ્ટ થાય છે. એટલા માટે જ્ઞાન, વૈરાગ્ય તથા ભજન, સ્વધર્મ, કર્મ અને સાધન, કથાનિરૂપણ, શ્રવણ, મનન, નીતિ, ન્યાય, મર્યાદા, એ સર્વમાં જો એક પણ ન્યૂન હોય તો અન્ય ગુણોથી તે વિલક્ષણ દેખાય છે. એ કારણથી સદ્ગુરુસ્વરૂપના વિષે એ સર્વ ગુણો વિલસતા હોવા જોઇએ અને હોય છે! એ સદ્ગુરુનાથ ઘણા શિષ્યોના પાલનકર્તા હોય છે અને એઓને ઘણાઓની ચિંતા હોય છે. સમર્થ સદ્ગુરુનાથની પાસે સાધનો પણ અનેક હોય છે. સાધનોનો સ્વીકાર કર્યા વિના કેવળ પરમાર્થની પ્રતિષ્ઠા દેખાડનાર પછી તરતજ ભ્રષ્ટ થાય છે; એટલા માટે દૂરદર્શી મહાત્માઓએ સાધનનો સ્વીકાર કરેલો છે. જેઓ આચાર અને ઉપાસનાને છોડે છે

તેઓ ભ્રષ્ટ તથા અભક્ત દેખાય છે. બળ્યું એ મહંતપણું ! એવાઓની કોણ પરવા કરે છે? જ્યાં કર્મ કે ઉપાસનાનો અભાવ હોય ત્યાં બક-વાદ કરવાનું ફાવી જાય છે, એવી કલંકિત ટોળીની મશ્કરી સંસારી ગૃહસ્થો પણ કરે છે. નીચજાતિનો ગુરુ કરવો તે પણ એવુંજ કલંકિત કામ છે. નીચજાતિનો ગુરુ બ્રહ્મસભામાં ચોરની પેઠે છુપાઇ રહે છે. બ્રહ્મ-સભાની સમક્ષ એવા નીચજાતિના ગુરુનું તીર્થ લઇ શકાતું નથી અને લેવાથી પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. તીર્થપ્રસાદનો ત્યાગ કરવાથી નીચતા દેખાઈ આવે છે અને અકસ્માત્ ગુરૂભક્તિનો નાશ થઇ જાય છે. જો ગુરુની મર્યાદા જાળવવા જાય તો બ્રાહ્મણો ક્ષોભ પામે છે, અને બ્રાહ્મણોની મર્યાદા કિંવા બ્રાહ્મણ્યનું રક્ષણ કરવા જાય તો ગુરુ ક્ષોભ પામે છે. આમ બન્ને પ્રકારથી સંકટ ઉત્પન્ન થવાથી પસ્તાવો કરવો પડે છે; એટલા માટે નીચજાતિનો ગુરુ થઇ શકેજ નહિ. તથાપિ પોતાના મનને નીચજાતિનો ગુરુ કરવાનો છંદ લાગ્યોજ હોય તોપણ એકલાજ ભ્રષ્ટ થવું; પરન્તુ બીજાઓને ભ્રષ્ટ ન કરવા. અસ્તુ. એટલી વાત નિઃસંશય છે કે ગુરુ સ્વજાતિનો હોવો જોઇએ, એટલે કે નીચજાતિનો ન હોવો જોઇએ; નહિ તો ભ્રષ્ટાચાર થાય છે. જે જે કાંઈ ઉત્તમ ગુણો છે તે સર્વ સદ્ગુરુમાં હોવા જોઇએ; તોપણ સદ્ગુરુને ઓળખવાને માટે કેટલાંક લક્ષણો કહીએ છીએ. એક ગુરુજ માત્ર હોય છે, એક મંત્રગુરૂ હોય છે, એક યંત્રગુરુ હોય છે, એક તંત્રગુરુ હોય છે, કોઈ ઉસ્તાદને પણ ગુરુ કહે છે, કોઈ રાજગુરુ કહેવાય છે, એક કુલગુરુ હોય છે, કોઇને માનેલો ગુરુ હોય છે, એક વિદ્યાગુરુ કહેવાય છે, એક કુવિદ્યાગુરુ પણ કહેવાય છે, કોઈ અસદ્ગુરુ કહેવાય છે અને કોઇ જાતિને દંડ દેનાર જાતિગુરુ હોય છે, એક માતાગુરુ, એક પિતાગુરુ, એક રાજગુરુ, એક દેવગુરુ અને એક સર્વ કળાઓને જાણનાર જગદ્ગુરુ કહેવાય છે. આ પ્રકારના ૧૭ ગુરુઓ કહેવામાં આવ્યા અને એ સિવાય બીજા પણ ગુરુઓ છે તેનો વિચાર હવે સાંભળો. એક સ્વપ્નગુરુ, એક દિક્ષાગુરુ, એક પ્રતિમાગુરુ અને એક પોતેજ પોતાનો ગુરુ કહેવાય છે. જે જે જાતિનો જે જે વ્યાપાર તે તે તેના ગુરુ કહેવાય; એ રીતે જોતાં અનેક ગુરુઓ થઇ જાય. અસ્તુ. આવા અનેક ગુરુઓ અને અનેક મતોનો વિચાર થયો; પરંતુ મોક્ષદાતા ગુરુ તો જૂદાજ હોય છે. જેમનામાં સદ્વિદ્યાના અનેક સદ્ગુણો હોય અને જેઓ દયાળુ હોય, તેઓજ સાચા સદ્ગુરુ છે એમ જાણવું.

# समास ३ जो—शिष्यलक्षण.



છળના સમાસમાં સદ્ગુરુનાં લક્ષણનું નિરૂપણ સ્પષ્ટ કરીને દેખાડયું. હવે સત્‌શિષ્યનાં લક્ષણ સાવધાન થઈને સાંભળો. સદ્ગુરુવિનાનો સત્‌શિષ્ય હોય તોપણ તે વ્યર્થ છે અને સત્‌શિષ્ય ન હોય તો સદ્ગુરુનો શ્રમ વ્યર્થ જાય છે. ઉત્તમ ભૂમિ ખેડવા છતાં પણ તેમાં સારૂં બીજ ન વવાય અથવા ઉત્તમ બીજ હોવા છતાં પણ જો ભૂમિ સારી ન હોય તો જેમ શ્રમ વ્યર્થ જાય છે; તેમ સત્‌શિષ્ય સુપાત્ર છતાં ગુરુ તેને માત્ર મંત્ર-તંત્રજ શિખવે તો તેને ઇહલોક કે પરલોક એ બેમાંથી કશુંજ સાધ્ય થતું નથી. વળી સદ્ગુરુ સંપૂર્ણ કૃપા કરે છતાં શિષ્યજ અનધિકારી હોય તો તે પણ ભાગ્યશાળી પિતાના ભિખારી પુત્રની પેઠે જાણવું. આ પ્રમાણે એકના અભાવે બીજું નિરર્થક થાય છે અને પરલોકના સાર્થકથી વિમુખ થવાય છે. એટલા માટે જો સદ્ગુરુ અને સત્‌શિષ્ય એમ યોગ હોય તો ત્યાં શ્રમ કરવો પડતો નથી અને બન્નેના પ્રયત્ન સફળ થાય છે. ઉત્તમ ભૂમિ અને ઉત્તમ બીજ છતાં પણ તે જેમ પર્જન્યવિના ઉગતું નથી; તેમ સદ્ગુરુ અને સત્‌શિષ્ય હોય તોપણ અધ્યાત્મનિરૂપણવિનાની સ્થિતિ થાય છે. ખેતરની વાવણી કરી હોય અને તેમાં ધાન્ય ઉગ્યું હોય છતાં પણ સંભાળવિના જેમ તે વ્યર્થ જાય છે તેમ સાધનવિના સાધકની દશા થાય છે. જ્યાંસુધી પાક આપણા હાથમાં આવે ત્યાંસુધી તેને માટે સર્વ વ્યવસ્થા કરવી પડે છે, માટે પાક આવ્યો હોય તોપણ સંભાળ લીધા વગર સ્વસ્થ ન બેસવું; આ રીતે આત્મજ્ઞાન થયું હોય તોપણ સાધન કરવું જોઇએ. એક વખત પેટભરીને જમ્યા હોઇએ તોપણ અન્નસામગ્રી રાખવી; તે મુજબ સાધન, અભ્યાસ અને સદ્ગુરુ, સત્‌શિષ્ય અને સત્‌શાસ્ત્રવિચાર તથા સત્કર્મ અને સદ્વાસનાથી ભવસાગરનો પાર પામી શકાય છે. સદ્‌ઉપાસના, સત્કર્મ, સત્ક્રિયા અને સ્વધર્મ, સત્સંગ અને નિરંતર નિત્યનિયમ એ સર્વનો જ્યાં યોગ હોય ત્યાં શુદ્ધ જ્ઞાન સ્થિર થાય છે. તે વિના પાખંડવાદની પ્રવૃત્તિ લોકસમુદાયમાં પ્રબળ થઈ પડે છે. આ સ્થિતિનો દોષ શિષ્યને ઘટતો નથી. એ બધું

સદ્‌ગુરુને આધીન છે. સદ્‌ગુરુ જો ધારે તો અનેક પ્રયત્નોવડે શિષ્યના અવગુણોને બદલી શકે છે. સદ્‌ગુરુથી અસત્‌શિષ્ય સત્‌શિષ્ય થઇ શકે છે; પરન્તુ સત્‌શિષ્યથી અસદ્‌ગુરુ સદ્‌ગુરુ થઇ શકે નહિ, કારણ કે શિષ્ય જો ગુરુને સુધારી શકે તો પછી ગુરુનું મહત્ત્વ ક્યાં રહ્યું ? એટલા માટે સદ્‌ગુરુ હોય તોજ સન્માર્ગની પ્રાપ્તિ થાય. સદ્‌ગુરુ ન હોય તો પાખંડમત પ્રવર્તે. અહીં સદ્‌ગુરુજ માત્ર કારણ છે અને અન્ય સર્વ નિષ્કારણ છે; તોપણ સત્‌શિષ્યને ઓળખવાનાં લક્ષણ કહીએ છીએ. સદ્‌ગુરુના વચનમાં પૂર્ણ વિશ્વાસ રાખી અનન્યભાવથી સદ્‌ગુરુના શરણ થઇને રહેવું તેજ મુખ્યત્વે કરીને સત્‌શિષ્યનું લક્ષણ છે અને તેનેજ સત્‌શિષ્ય જાણવો. શિષ્ય નિર્મળ, આચારશીલ, વિરક્ત—અનુતાપી, નિષ્ઠાવાળો, શુચિષ્મંત, સર્વવાતે મધ્યમ પ્રકારનો, ઉદ્યોગી, પરમદક્ષ, અલક્ષ, બ્રહ્મને લક્ષે એવો, અત્યંત ધીર, ઘણો ઉદાર, પરમાર્થ વિષયમાં અતિતત્પર, પરોપકારી, મત્સરવગરનો, અર્થના ગઢ તત્ત્વને જાણી શકે એવો, પરમશુદ્ધ તથા સાવધ, અગાધ સદ્‌ગુણોવાળો, બુદ્ધિમાન્, પ્રેમી ભક્ત, નીતિમર્યાદાથી યુક્ત, યુક્તિ તથા બુદ્ધિવાળો, નિત્યાનિત્યનો વિચાર કરી જાણનારો, ધૈર્યવાળો, દૃઢવ્રતવાળો, ઉત્તમ કુળમાં જન્મેલો, પુણ્યશીલ, સાત્ત્વિક, સદ્‌ગુરુને ભજનારો, સાધન કરનારો સાધક, વિશ્વાસવાળો, દેહને કષ્ટ આપનારો અને પરમાર્થને વધારી જાણનારો હોવો જોઈએ. વળી શિષ્ય સ્વતંત્ર, વિશ્વનો મિત્ર, સુપાત્ર, સર્વવાતે ગુણી, સદ્વિદ્યાવાળો, સદ્‌ભાવવાળો, અંતઃકરણ જેનું પરમ શુદ્ધ છે એવો હોવો જોઈએ. શિષ્ય અવિવેકી, ગર્ભશ્રીમંત ન હોવો જોઇએ તથા શિષ્ય સંસારનાં દુઃખોથી દેહના વિષે સંતપ્ત હોવો જોઇએ. જે કોઇ સંસારનાં દુઃખથી દુઃખી થયેલો હોય અને જે ત્રિવિધ તાપથી દગ્ધ થયેલો હોય, તેજ પરમાર્થમાર્ગનો અધિકારી થયો એમ જાણવું. જેણે ઘણું દુઃખ ભોગવ્યું હોય તેનામાંજ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે; સંસારનાં દુઃખોને લઇનેજ વૈરાગ્યની ઉત્પત્તિ છે. જેની પાછળ સંસારનો ત્રાસ હોય તેનામાં પરમાર્થપ્રત્યે વિશ્વાસ ઉપજે છે અને એ વિશ્વાસના બળથીજ તે સદ્‌ગુરુચરણનો આશ્રય પકડે છે. અવિશ્વાસથી જેણે સદ્‌ગુરુનો આશ્રય છોડી દીધો એવા ઘણા મનુષ્યો ભવાર્ણવમાં ડૂબી ગયા છે અને સુખ-દુઃખરૂપી જળચરોએ તેઓને ફાડી ખાધા છે. માટે જેને

દઢ વિશ્વાસ હોય તેનેજ સતશિષ્ય જાણવો અને વિશેષે કરીને મોક્ષમાર્ગના અધિકારીઓમાં તેને અગ્રગણ્ય કહેવો. જે સદ્ગુરુના વચનથી શાન્તિ પામી ચુકયો હોય તેને સાયુજ્ય મુકિતનો અધિકારી સમજવો. સંસારનાં દુ:ખોથી તે કદાપિ દુ:ખી થતો નથી. સદ્ગુરુથી પણ જેને દેવ શ્રેષ્ઠ લાગે છે તે અભાગિઓ છે અને વૈભવના ફાંટામાં સામર્થ્યની ઘેલછાથી તે ફસાયલો છે. સદ્ગુરુસ્વરૂપજ નિત્ય છે અને સદ્ગુરુના અભાવે જે હરિ-હરાદિક સગુણ દેવોને શ્રેષ્ઠ માને છે તે અભાગિયો છે; કેમકે કલ્પના અંતમાં સગુણ દેવોનું સામર્થ્ય ચાલતું નથી. માટે સદ્ગુરુનું સામર્થ્ય અધિક છે કે જે સામર્થ્યની આગળ બ્રહ્માદિક દેવો કાંઈજ નથી; પરન્તુ રંક એવા અલ્પબુદ્ધિ મનુષ્યો તે જાણતા નથી. સદ્ગુરુદેવની તથા દેવતાઓની જે તુલના કરે તે શિષ્ય દુરાચારી જાણવો; તેના અંતરમાં ભ્રાન્તિ ઉપજવાને લીધે સિદ્ધાન્ત વાત જાણી શકતો નથી. મનુષ્યોએ ભાવનાવડે દેવને કલ્પીને મંત્રોવડે તેનામાં દેવત્વ આણેલું છે; પરન્તુ સદ્ગુરુસ્વરૂપ તો ઈશ્વરથી પણ કલ્પી શકાય તેમ નથી. એટલા માટે દેવથી કોટીગણા વધારે એવા સંપૂર્ણરીતે સદ્ગુરુજ છે, કે જેમને વર્ણવતાં વેદ-શાસ્ત્રોમાં ઝગડા ઉઠયા છે. અસ્તુ. સદ્ગુરુપદથી વિશેષ ચઢિયાતું અન્ય કશુંજ નથી; તો પછી માયાજનિત દેવસામર્થ્ય તે કેટલું ? જેના ઉપર સદ્ગુરુની કૃપા થઈ છે તેની આગળ બીજાનું સામર્થ્ય ચાલી શકે નહિ. જ્ઞાનના બળથી તેણે વૈભવને તૃણતુલ્ય તુચ્છ માનેલું હોય છે. સદ્ગુરુકૃપાના બળથી અને અપરોક્ષ જ્ઞાનના પ્રબળથી માયાસાથે અખિલ બ્રહ્માંડ તેના કાંઇ લેખામાંજ હોતું નથી. સતશિષ્યનો વૈભવ આવો હોય છે તથા સદ્ગુરૂના વચન ઉપર તેનો દઢ વિશ્વાસ હોય છે; તેથી સ્વત:જ દેવાધિદેવ (સદ્ગુરુ) બની જાય છે. અનુતાપવડે અંત:કરણ તપ્ત થવાથી ચિત્તશુદ્ધિ થયા પછી સદ્ગુરુના વચનથી શાન્તિ પામીને એવા સતશિષ્યો સદ્ગુરુના વચનને અનુરૂપ ચાલવા-વર્તવા માંડે, એટલે બ્રહ્માંડ ઉંધું વળી જાય તોપણ તેમનો શુદ્ધ ભાવાર્થ-અચળ ગુરુભકિત ચલાયમાન થાયજ નહિ. સદ્ગુરુના શરણે ગયેલા સતશિષ્યો આવા નિવડે છે અને સદાચરણી બનીને શુદ્ધ ઈશ્વરસ્વરૂપ થઇ જાય છે. જેઓના અંતરમાં આવો સદ્ભાવ હોય તેઓજ મોક્ષમાર્ગના વિભાગી સમજવા; બીજાઓને તો વેષધારી અને ઢોંગી અસતશિષ્ય જાણવા. વિષયમાં જેને

સુખ લાગતું હોય અને દેખાદેખીથી લૌકિકરીતે જેઓ પરમાર્થ સંપાદવા ઇચ્છતા હોય, એવા પઢતમૂર્ખ અસત્‌શિષ્યો દેખાદેખીથીજ સદ્‌ગુરુના શરણે જાય છે. એવાઓની વૃત્તિ પ્રપંચના વિષયમાં અનિવાર્ય થાય છે તથા તેઓ સંસારની જાળમાં લપટાઈ જાય છે; તેથી પરમાર્થ ચર્ચાનો વિચાર મલીન થાય છે. પરમાર્થ વિષયમાં આલસ્ય અને સાંસારિક વિષયમાં પ્રીતિ રાખવાથી તેઓ કેવળ કુટુંબના ભારવાહક મજૂર જેવા થઈ જાય છે. સંસારનાં સુખોમાં આનંદ માની લઇને પરમાર્થના માર્ગની મશ્કરી કરવાથી તે ભ્રાન્ત, મૂઢ તથા મંદબુદ્ધિવાળો થઇ કેવળ કામી બની જાય છે. જેમ સુવ્વરને સુગંધી દ્રવ્યનું વિલેપન તથા જેમ પાડાને ચંદનનું મર્દન કરવું વ્યર્થ જાય છે, તેમ વિષયલોલુપ પુરુષને વિવેકયુક્ત બ્રહ્મજ્ઞાનનો બોધ કરવો વ્યર્થ છે. ગધેડો ઉકરડામાં આળોટીને જેમ આનંદ માને છે તેથી તેને સુગંધીદ્રવ્યોનું લેપન કરવું વ્યર્થ છે અને અંધારામાં ઉડનારા ઉલૂકને જેમ હંસની પંક્તિ અયોગ્ય છે, તેમ વિષયદ્વારમાં પેઠેલો મનુષ્ય અધઃપતનની ઉંડી ખાડીમાં પડે છે. એવાને સત્સંગમાં તથા ઈશ્વરભક્તિમાં પ્રીતિ ક્યાંથી હોય? જેમ કૂતરૂં ઉપરના દાંત દેખાડી હાડકું ચાવ્યા કરે છે, તેમ વિષયમાં મગ્ન થયેલો તે પુરુષ વિષયસુખને માટે ટળવળે છે. એવા શ્વાનને જેમ ઉત્તમ અન્ન તથા મર્કટને જેમ સિંહાસન છાજતું નથી, તેમ વિષયાસક્ત મનુષ્યને જ્ઞાનોપદેશ કરવાથી તે ટકી શકતો નથી. ગધેડાં ચારવામાંજ જેનો આખો જન્મારો ગયો હોય એવા ધોબી અથવા કુંભારને જેમ પંડિતોની સભામાં પ્રતિષ્ઠા મળતી નથી, તેમ વિષયાસક્ત પુરુષથી પરમાર્થપ્રાપ્તિ થઇ શકતી નથી. જેમ રાજહંસોના સમૂહની અંદર અપવિત્ર કાગડો આવીને પોતાને હંસ મનાવવાનો ડોળ દેખાડી બેસે છતાં તેનું ધ્યાન વિષ્ટા ઉપરજ હોય છે, તેમ વિષયી પુરુષ સજ્જનોની વચ્ચે પોતાને સજ્જન મનાવવાનો ડોળ દેખાડે તોપણ તેનું મન તો વિષયરૂપી વિષ્ટામાંજ હોય છે. જેમ કોઇ બગલમાં સ્ત્રીને લઇને કહે કે, " મને સંન્યાસી કરો ! " તેમ વિષયાસક્ત પુરુષ જ્ઞાનની ઠાલી વાતોજ કરે છે. અસ્તુ. આવા પઢતમૂર્ખ અસત્‌શિષ્યો અદ્વૈત સુખને શું જાણવાના હતા ! એવા નરકના કીડાઓ તો પોતાની પાપી ઇચ્છાથી નરકનાંજ દુઃખો ભોગવે છે. વેશ્યાની સેવા કરનાર જેમ

ઉપદેશક થઈ શકતો નથી, તેમ વિષયાધીન પુરુષ પણ ભક્તરાજ કહી શકાય નહિ. બિચારા વિષયલોલુપજનોને જ્ઞાનસાથે સંબંધ શો ? તેઓ તો કેવળ વાચાળ બનીને શાબ્દિક બડબડ કરવામાં ફસાઈ જાય છે. આવા શિષ્યોને પરમનષ્ટ, હલકામાં હલકા, હીન, અવિવેકી, દુષ્ટ, ખળ, જુઠ્ઠા અને દુર્જન જાણવા. આવા પાપી, અત્યંત અપરાધીજનોને માટે અનુતાપ-પશ્ચાત્તાપ ઉપજવો એ એક પ્રાયશ્ચિત્ત છે. એવાઓએ પુનઃ સદ્‌ગુરુના શરણે જઈને સેવાથી સંતોષ પમાડવો અને સદ્‌ગુરુકૃપાનું સંપાદન કરીને પુનઃ શુદ્ધ થવું. જેણે સ્વામીદ્રોહ કર્યો તે યાવચ્ચંદ્ર નરકમાં પડે છે. તેને પછી સ્વામી (સદ્‌ગુરુ ) પ્રસન્ન થયા વિના તે નરકમાંથી છુટવાનો બીજો કોઈ પણ ઉપાય જડતો નથી. સ્મશાનવૈરાગ્ય ઉપજવાથી સદ્‌ગુરુના ચરણમાં દંડવત્ કરે તેથી કાંઇ જ્ઞાનોપદેશ ટકી શકતો નથી. શ્રદ્ધાનો આવિર્ભાવ ઉપરથી દેખાડીને સદ્‌ગુરુદ્વારા મંત્ર લઇને મંત્રનેજ માટે બે દિવસને માટે શિષ્ય બને, એવા અસત્‌શિષ્યો ગમે એટલા ગુરુ કરે તોપણ તે તો પાખંડવાદી અને બહુબોલા તથા નિર્લજ્જ બને છે. તે ક્યારેક રડે છે, ક્યારેક પડે છે, ક્યારેક વૈરાગ્યનો ઢોંગ કરે છે, ક્યારેક અહંભાવ પ્રકટાવે છે અને જ્ઞાની હોવાનો ડોળ ઘાલે છે. આ પ્રમાણે કોઇવાર તે વિશ્વાસ દેખાડે છે અને કોઇવાર ધુરકી ઉઠે છે, એમ અનેક પ્રકારના રંગ તથા ઘેલછાને દેખાડે છે. તેનામાં કામ, ક્રોધ, મદ, મત્સર, લોભ, મોહ, અભિમાન, કપટ અને તિરસ્કાર આદિ અનેક વિકારો રહેલા હોય છે. અહંકાર, દેહાભિમાન, અનાચાર, વિષયોનો સંગ, સાંસારિક વિષયવાસના તથા અંતરમાં ઉદ્વેગ હોય છે. દીર્ઘસૂત્રી, કૃતઘ્ન, પાપી, કુકર્મી, કુતર્કી વિકલ્પયુક્ત, અભક્ત, અશ્રદ્ધાવાન, શીઘ્ર કોપ કરનારો, નિર્દય, પારકાનો ઘાત કરનારો, હૃદયશૂન્ય, આળસુ, અવિવેકી, વિશ્વાસ વગરનો, અવિચારી અને વ્હેમને વળગી રહેનારો એવો તે હોય છે. આશા, મમતા, તૃષ્ણા, કલ્પના, કુબુદ્ધિ, દુષ્ટ વૃત્તિ, દુર્વાસના, અલ્પબુદ્ધિ અને વિષયકામનાઓ તેમના હૃદયના વિષે વસે છે. ઇચ્છા, ઈર્ષ્યા, અને તિરસ્કારવાળો તે નિંદા કરવામાં આદર સાથે પ્રવૃત્ત થઇને દેહાભિમાનથી તથા જ્ઞાનના ઘમંડથી બરાડા પાડતો ફરે છે. તે ભૂખ તરસને સહન કરી શકતો નથી, નિદ્રા તેના અંકુશમાં હોતી નથી અને તેના મનમાંથી કુટુંબની ચિંતા મટી જતી નથી એવો તે ભ્રાન્તિમાં પડી જાય છે.

વાણીથી પુષ્કળ બડબડ કર્યા કરે પણ અંતરમાં વૈરાગ્યનો લેશ ન હોય અને અનુતાપ તથા ધૈર્યથી સાધનનો માર્ગ તે સ્વીકારતો નથી. ભક્તિ, વૈરાગ્ય અને શાન્તિ તેનામાં હોતાં નથી; સદ્વૃત્તિ, નમ્રતા અને દયા પણ હોતી નથી; કૃપા, કરુણા કે સંતોષ પણ હોતો નથી અને સદ્બુદ્ધિ તો હોયજ નહિ. દેહદમનમાં આળસુ, પરમાર્થવિષયમાં કૃપણ અને કઠિન હૃદયવાળો તે પોતાનું આચરણ સુધારી શકતો નથી. લોકો સાથે જે વિનયથી વર્તતો નથી અને જે સજ્જનોમાં અપ્રિય છે અને જે હંમેશાં પારકા દોષને જોયા કરે છે; સર્વદા જુઠું બોલનારો, બનાવટી વાતો કરનારો અને મન, વચન ને કર્મમાં જેની એકવાક્યતા નથી એવો તે પારકાને પીડવામાં તત્પર હોય છે; અને સર્પ કે વીંછી સરખા ઝેરી જંતુની પેઠે અમંગળ શબ્દરૂપી દંશવડે સર્વના અંતઃકરણને ભેદી નાંખે છે. તે પોતાના અવગુણોને સંતાડે છે, બીજાને કઠોર શબ્દ કહે છે અને વગર કારણે અન્ય પ્રતિ ગુણ–દોષનું આળ ચઢાવે છે. પોતે પાપાત્મા છતાં બીજાઓ પ્રત્યે દયા રાખતો નથી અને હિંસા કરનારા દુરાચારી મનુષ્યોની પેઠે તે પારકા દુઃખથી દુઃખી થતો નથી. એવા અધમ મનુષ્યો પારકાં દુઃખને જાણી શકતા નથી અને દુર્જનથી દુઃખી થયેલાને વધારે દુઃખી કરીને તેમાંજ પોતાના મનથી આનંદ માને છે. પોતાના દુઃખને માટે મનમાં ઝુર્યા કરે તથા પારકાનું દુઃખ જોઇને રાજી થાય, એવા મનુષ્યને યમલોકની પ્રાપ્તિ થાય છે તથા યમના દૂતો તેને માર મારે છે. અસ્તુ. આવા બિચારા મદાંધ લોકોને ઈશ્વરપ્રાપ્તિ કેમ થાય વારૂ ? તેઓને પૂર્વ જન્મનાં પાતકોને લીધે સદ્બુદ્ધિ ગમતી નથી. એવા લોકોને તો દેહના અંતકાળમાં જ્યારે શરીરનાં સર્વ ગાત્રો ક્ષીણ થાય છે અને સગાં-સંબંધીઓ જ્યારે તેનો ત્યાગ કરે છે ત્યારેજ ખરેખરી ખબર પડે છે. અસ્તુ. ઉપર વર્ણવેલા અવગુણોથી વેગળા એવા જે સતશિષ્યો હોય તેઓજ શ્રદ્ધાવડે કરીને સ્વરૂપાનંદના સુખને અનુભવે છે. જ્યાં અશ્રદ્ધા ઉપજે છે ત્યાં કુલાભિમાન પણ ઉપજે છે અને એવા પ્રાણીઓ સંસારના સંગથી વ્યર્થ શ્રમિત થાય છે. જે વિષયના સંગથી જન્મ-મરણનું દુઃખ પ્રાપ્ત થયું, તેજ વિષયવાસનાને જો પુનઃ દૃઢતાથી વળગી રહેવામાં આવે તો તેથી જન્મ-મરણનું દુઃખ પુનઃ પ્રાપ્ત થાયજ. "સંસારના સંગથી સુખપ્રાપ્તિ થયાનું કયાંય પણ જોયું કે સાંભળ્યું નથી" એવું સમજવા છતાં પણ જેઓ પોતાનું

અકલ્યાણ સાધે છે તેઓ જાતેજ દુ:ખી થાય છે. જેઓ સંસારમાં સુખ માને છે તે પ્રાણીઓને મૂઢમતિ સમજવા. એવા પઢતમૂર્ખાઓ જાણી-જોઇને આંખવિંચામણાં કરે છે. સંસાર ભલે સુખેથી કરવો, પરંતુ પર-માર્થના વિષયમાં થોડી ઘણી પણ પ્રગતિ કરવી જોઇએ; સઘળોજ પરમાર્થ ડૂબાડી દેવો એ સર્વથા યોગ્ય નથી. આ પ્રમાણે ગુરુ–શિષ્યને ઓળખવા માટેનું નિરૂપણ થયું. હવે ઉપદેશનું લક્ષણ કહીશું.

## સમાસ ૪ થો–મંત્ર અને ઉપદેશના પ્રકાર.



હવે ઉપદેશનાં લક્ષણ સાંભળો. આ લક્ષણ અનેક પ્રકારનાં અને અસંખ્ય છે. તે સઘળાં તો કોણ અને કોને કહી શકે એમ છે ? માટે તેમાંથી થોડાંક અત્રે કહું છું. અનેક માણસો અનેક મંત્રોનો ઉપદેશ કરે છે. કોઇ નામમંત્ર કહે છે તો કોઈ પ્રણવમંત્રનો જપ કરાવે છે. કોઈ શિવમંત્ર તો કોઇ ભવાનીમંત્ર, કોઇ વિષ્ણુમંત્ર તો કોઈ મહાલક્ષ્મીમંત્ર, કોઈ અવધૂતમંત્ર તો કોઇ ગણેશમંત્ર અને કોઇ માર્તંડમંત્ર ઉપદેશે છે. કોઇ મત્સ્યમંત્ર તો કોઇ કૂર્મમંત્ર, કોઈ વરાહમંત્ર તો કોઇ નૃસિંહમંત્ર, કોઈ વામનમંત્ર તો કોઈ ભાર્ગવ-મંત્ર અને કોઈ રઘુનાથમંત્ર તો કોઇ કૃષ્ણમંત્ર કહે છે. કોઈ ભૈરવમંત્ર તો કોઇ મલ્હારીમંત્ર, કોઇ હનુમંતમંત્ર તો કોઇ યક્ષિણીમંત્ર, કોઈ નારાયણમંત્ર તો કોઇ પાંડુરંગમંત્ર અને કોઈ શિવમંત્ર જણાવે છે. એ સિવાય શેષમંત્ર, ગરુડમંત્ર, વાયુમંત્ર, વૈતાળમંત્ર, ઝોટિંગમંત્ર, એવા એવા અનેક મંત્રો છે. તેનું કયાં સુધી વર્ણન કરીએ ? બાળામંત્ર. બગલા-મંત્ર, કાળીમંત્ર, કંકાળીમંત્ર, બટુકમંત્ર, એવા વિવિધ શકિતઓના વિવિધ મંત્રો છે. ભિન્ન ભિન્ન સ્વરૂપના જેટલા દેવો છે તેટલા ભિન્ન ભિન્ન મંત્રો પણ છે. તેમાંના કેટલાક સહેલા છે, કેટલાક કઠિન છે, કેટલાક વિચિત્ર છે અને કેટલાક ખેચર આદિ અઘોર બીજોના છે. જોવા જઇએ તો પૃથ્વીપરના દેવોની ગણના કોણ કરી શકે એમ છે ? અને વાણી તે કેટલાકનું વર્ણન કરી શકે ? એકથી ચઢતી

એક એવી મંત્રમાલાઓ પણ અસંખ્ય છે. માયાની અદ્ભુત કળાને કોણ કળી શકે એમ છે ? કેટલાક મંત્રોથી ભૂત ઉતરી જાય છે, કેટલાક મંત્રોથી રોગ નિવૃત્ત થાય છે, કેટલાક મંત્રોથી ટાઢીઓ તાવ તથા વિંછી અને સાપનું વિષ ઉતરે છે. આવા નાના પ્રકારના મંત્રોનો ઉપદેશ આપવામાં આવે છે. કોઈ "શિવ, શિવ" નો ઉચ્ચાર કરવાનું કહે છે તો કોઇ "હરિ હરિ" નો મંત્રોચ્ચાર કરવાનું કહે છે, અને કોઈ "વિઠ્ઠલ વિઠ્ઠલ" કહેવાનો ઉપદેશ આપે છે. એક કૃષ્ણ કૃષ્ણ કહેવાનું કહે છે, તો એક વિષ્ણુ વિષ્ણુ કહેવાનું કહે છે અને એક નારાયણ નારાયણ કહેવાનો ઉપદેશ આપે છે. કોઇ અચ્યુત અચ્યુત કહેવાનું કહે છે તો કોઈ અનંત અનંત કહેવાનું કહે છે; અને કોઇ દત્ત દત્ત કહ્યા કરવું એમ કહે છે. એક રામ રામ કહેવાનું કહે છે, એક "ओश्म् ओश्म्" કહેવાનું કહે છે, તો એક મેઘશ્યામનાં જે અનેક નામો છે તેનું સ્મરણ કર્યા કરવું એમ કહે છે. એક કહે છે કે ગુરુ ગુરુ કહેવું, એક કહે છે કે પરમેશ્વર પરમેશ્વર કહેવું, તો એક કહે છે કે વિઘ્નહર (ગણેશ) નું ચિંતન કર્યા કરવું. એક કહે છે કે શિવ શિવ કર્યા કરવું, એક કહે છે કે વિષ્ણુ વિષ્ણુ બોલ્યા કરવું, અને એક કહે છે કે અધોક્ષજનો મંત્રોચ્ચાર કર્યા કરવો. એક કહે છે કે દેવ દેવ કહ્યા કરવું, એક કહે છે કે કેશવ કેશવ બોલ્યા કરવું, તો એક કહે છે કે ભાર્ગવ ભાર્ગવ કહ્યા કરવું. એક વિશ્વનાથ વિશ્વનાથ બોલાવે છે, એક મલ્હારી મલ્હારી કહેવાનું કહે છે અને કોઇ તુકાઈ તુકાઈ * એવો જપ કરાવે છે. એનું તે કેટલુંક વર્ણન કરીએ ? શિવ શક્તિનાં અનંત નામો છે અને સર્વ ગુરુઓ પોતપોતાની ઈચ્છા અને સ્વભાવ પ્રમાણે તેનો ઉપદેશ આપે છે. કોઇ ખેચરી, ભૂચરી, ચાચરી અને અગોચરી એવી ચાર મુદ્રા × જણાવે છે; અને કોઇ નાના પ્રકારનાં આસનો બતાવે છે. કોઇ ચમત્કારિક દેખાવો બતાવે છે તો કોઇ અનાહત + ધ્વનિ સંભળાવે

* તુકાઈ તુળજાપુરની દેવીને કહેવામાં આવે છે.

× **મુદ્રા**—વિષયોથી દ્રષ્ટિને હઠાવીને એક વિશેષ પદાર્થપર એક વિશિષ્ટ પ્રકારથી એકાગ્ર કરવી તે.

+ **અનાહતધ્વનિ**-પ્રાણીના દેહમાં દશ પ્રકારના ધ્વનિ સતત થયા કરે છે. સાધારણ ધ્વનિઓ જે બહાર સંભળાય છે તે આઘાતથી ઉત્પન્ન થાય છે; પરંતુ શરીરની અંદરના ધ્વનિઓની દશા એવી નથી, તેથી તેમને અનાહતધ્વનિ કહેવામાં આવે છે.

છે અને કેટલાક ગુરુઓ શરીરજ્ઞાની હોય છે તેઓ શરીરનું જ્ઞાન કરાવી આપે છે. કોઇ કર્મમાર્ગ બતાવે છે; કોઇ ઉપાસના કિંવા ભક્તિમાર્ગ બતાવે છે અને કોઇ અષ્ટાંગયોગ× તથા નાના પ્રકારનાં યંત્રોની+ માહિતી આપે છે. કોઇ તપ કરવાનું કહે છે; કોઈ અજપાજપ* કરવાનું કહે છે અને કોઇ તત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન કરે છે. કોઇ મૂર્તિની ઉપાસના કરવાનું કહે છે; કોઇ નિર્ગુણ પરબ્રહ્મનું પ્રતિપાદન કરે છે અને કોઇ તીર્થાટન કરવું એવો ઉપદેશ આપે છે. કોઇ મહાવાકયો ÷ બતાવી તેનો જપ કરવો એમ કહે છે. કોઈ જે છે તે સર્વ બ્રહ્મજ છે એવો ઉપદેશ કરે છે. કોઇ શાકતમાર્ગ બતાવે છે; કોઇ મુક્તિમાર્ગની પ્રતિષ્ઠા કરે છે અને કોઇ ભક્તિપૂર્વક ઇંદ્રિયોનીજ પૂજા કરાવે છે. કોઇ વશીકરણ, સ્તંભન, મોહન અને ઉચ્ચાટન બતાવે છે તો કોઇ નાના પ્રકારની જાદુવિદ્યાનું નિરૂપણ કરે છે. બસ આ ઉપદેશના પ્રકાર છે. હવે બીજા કેટલાકનું વર્ણન કરીએ ? આવા ભિન્ન ભિન્ન પ્રકારના અસંખ્ય ઉપદેશો છે. આવા અનેક પ્રકારના ઉપદેશો છે; પરંતુ તે સર્વ જ્ઞાન વિના વ્યર્થ છે. આ વિષયમાં ભગવાન શ્રીકૃષ્ણ જણાવે છે કે:-

**नाना शास्त्रं पठेल्लोको नाना दैवतपूजनम् ॥**
**आत्मज्ञानं विना पार्थ सर्वकर्म निरर्थकम् ॥ १ ॥**
**शैवशाक्तागमाद्या ये अन्ये च बहवो मताः ॥**
**अपभ्रंशसमास्तेऽपि जीवानां भ्रांतचेतसाम् ॥ २ ॥**
**नहि ज्ञानेन सदृशं पवित्रमिदमुत्तमम् ॥**

**તાત્પર્ય** કે—જ્ઞાનની સાથે સરખાવી શકાય એવી પવિત્ર અને ઉત્તમ બીજી કોઈ પણ વસ્તુ જગતમાં નથી; માટે પ્રથમ આત્મજ્ઞાન

× યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં અષ્ટ અંગ છે. આ આઠે અંગ સાધવાથી યોગસિદ્ધિ થાય છે. ચિત્તવૃત્તિનો નિરોધ એ યોગ છે. + સપ્તચક્રો. શરીરમાં ગુદાદ્વારથી લઇને બ્રહ્મરંધ્ર પર્યંત સાત સ્થાનોમાં સાત ચક્રો છે. * પ્રાણીના શ્વાસોચ્છ્વાસની સાથે **'सोऽहं'** નો ધ્વનિ સતત થયા કરે છે તેને અજપા ગાયત્રી કહેવામાં આવે છે. ÷ "**प्रज्ञानं ब्रह्म,**" "**अहं ब्रह्मास्मि,**" "**तत्त्वमसि,**" "**अयमात्मा ब्रह्म**" એ ચાર મહાવાકયો ક્રમશઃ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વ વેદનાં છે.

પ્રાપ્ત કરવું જોઈએ. સર્વ ઉપદેશોમાં આત્મજ્ઞાનનો ઉપદેશજ શ્રેષ્ઠ છે, એમ ભગવાને પોતે પણ અનેક સ્થળે કહ્યું છે.

**यस्य कस्य च वर्णस्य ज्ञानं देहे प्रतिष्ठितम् ॥**
**तस्य दासस्य दासोऽहं भवे जन्मनि जन्मनि ॥ १ ॥**

ચાર મુખવાળા બ્રહ્મા પણ આત્મજ્ઞાનનો સંપૂર્ણ મહિમા જાણતા નથી, તોપછી બિચારા જીવો તો તેને શી રીતે જાણી શકે ? સર્વ તીર્થો કરી સ્નાન-દાન કરવાનું જે ફળ છે, તેના કરતાં પણ જ્ઞાનના ફળની યોગ્યતા કોટિગણી અધિક છે; માટે આત્મજ્ઞાન કઠિનમાં કઠિન છે. એ જ્ઞાનનાં લક્ષણો આગળ કહું છું તે સાંભળો.

# समास ५ मो—अनेक प्रका नां बाह्य ज्ञान.




સુધી સત્ય જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સર્વ નિષ્ફળ છે. જ્ઞાન સિવાય મનની વ્યાકુળતા જતી નથી. જ્ઞાનનું નામ લેતાંજ મનુષ્ય ભ્રમમાં પડે છે. એ ‘ જ્ઞાન ’ શબ્દનો અર્થ શું હશે ? એ જાણવાને સૌ કોઈ ઇચ્છતા હશે; માટે તે ક્રમશ: જણાવું છું. ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળને અચૂક રીતે જાણવા એને પણ જ્ઞાન કહેવામાં આવે છે; પરંતુ તે કાંઈ સત્ય જ્ઞાન નથી. પુષ્કળ વિદ્યાધ્યયન કરવામાં આવે, સંગીતજ્ઞાન-રાગજ્ઞાન પ્રાપ્ત થાય, વૈદિક થાય, શાસ્ત્રાધ્યયન કરે, વેદાધ્યયન કરે તો તે પણ જ્ઞાન નથી. નાના પ્રકારના ઉદ્યોગોનું જ્ઞાન, નાના પ્રકારના રીતરિવાજોનું જ્ઞાન, નાના પ્રકારની પરીક્ષાનું જ્ઞાન એ પણ કાંઈ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારની સ્ત્રીઓની પરીક્ષા, નાના પ્રકારના મનુષ્યોની પરીક્ષા, નાના પ્રકારના વ્યવહારની પરીક્ષા એ પણ કાંઇ સત્ય જ્ઞાન નથી. ભિન્ન ભિન્ન ઘોડાની પરીક્ષા, ભિન્ન ભિન્ન હાથીની પરીક્ષા અને ભિન્ન ભિન્ન પ્રકારના જીવોની પરીક્ષા એ કાંઈ સત્ય જ્ઞાન નથી. ભિન્ન ભિન્ન પશુઓની પરીક્ષા, ભિન્ન ભિન્ન પક્ષીઓની પરીક્ષા અને ભિન્ન ભિન્ન પ્રાણીઓની પરીક્ષા એ કાંઇ સત્ય જ્ઞાન નથી. જૂદાં જૂદાં વાહનોની પરીક્ષા, જૂદાં જૂદાં વસ્ત્રોની

પરીક્ષા અને જૂદાં જૂદાં શસ્ત્રોની પરીક્ષા એ કાંઇ સત્ય જ્ઞાન નથી. જૂદી જૂદી ધાતુઓની પરીક્ષા, જૂદાં જૂદાં નાણુાંની પરીક્ષા, જૂદાં જૂદાં રત્નોની પરીક્ષા એ પણુ કાંઇ સત્ય જ્ઞાન નથી. જૂદા જૂદા પાષાણોની પરીક્ષા, જૂદાં જૂદાં લાકડાંની પરીક્ષા, જૂદાં જૂદાં વાદ્યોની પરીક્ષા એ પણુ કાંઇ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારની ભૂમિની પરીક્ષા, નાના પ્રકારનાં જળની પરીક્ષા અને નાના પ્રકારની સતેજ વસ્તુઓની પરીક્ષા એ પણુ કાંઇ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારના રસોની પરીક્ષા, નાના પ્રકારનાં બીજોની પરીક્ષા અને નાના પ્રકારના અંકુરોની પરીક્ષા એ પણુ કાંઈ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારનાં પુષ્પોની પરીક્ષા, નાના પ્રકારનાં ફળોની પરીક્ષા, નાના પ્રકારની વનસ્પતિની પરીક્ષા એ પણુ કાંઇ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારના વ્યાધિઓની પરીક્ષા, નાના પ્રકારનાં દુ:ખોની પરીક્ષા, નાના પ્રકારનાં ચિન્હોની પરીક્ષા એ પણુ કાંઇ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારના મંત્રોની પરીક્ષા, નાના પ્રકારના યંત્રોની પરીક્ષા, નાના પ્રકારની મૂર્તિઓની પરીક્ષા એ પણુ કાંઇ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારનાં ખેતરોની પરીક્ષા, નાના પ્રકારનાં ઘરોની પરીક્ષા અને નાના પ્રકારનાં પાત્રોની પરીક્ષા એ પણુ કાંઈ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારની ભાવી પરીક્ષા, ભિન્ન ભિન્ન કાળની પરીક્ષા, નાના પ્રકારના તર્કોની પરીક્ષા એ પણુ કાંઇ સત્ય જ્ઞાન નથી. ભિન્ન ભિન્ન અનુમાનોની પરીક્ષા, ભિન્ન ભિન્ન નિશ્ચયોની પરીક્ષા અને બીજી પણુ નાના પ્રકારની પરીક્ષા એ કાંઇ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારની વિદ્યાની પરીક્ષા, નાના પ્રકારની કળાની પરીક્ષા, નાના પ્રકારના ચાતુર્યની પરીક્ષા એ પણુ કાંઇ સત્ય જ્ઞાન નથી. ભિન્ન ભિન્ન શબ્દોની પરીક્ષા, ભિન્ન ભિન્ન અર્થોની પરીક્ષા, ભિન્ન ભિન્ન ભાષાની પરીક્ષા એ પણુ કાંઈ યથાર્થ જ્ઞાન નથી. નાના પ્રકારના સ્વરોની પરીક્ષા, નાના પ્રકારના વર્ણોની પરીક્ષા અને નાના પ્રકારની લેખનશૈલીની પરીક્ષા એ પણુ કાંઈ સત્ય જ્ઞાન નથી. ભિન્ન ભિન્ન મતોની પરીક્ષા, નાના પ્રકારના જ્ઞાનની પરીક્ષા, નાના પ્રકારની વૃત્તિની પરીક્ષા એ પણુ કાંઈ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારનાં રૂપોની પરીક્ષા, નાના પ્રકારના રસોની પરીક્ષા, નાના પ્રકારના સુગંધોની પરીક્ષા એ પણુ કાંઈ સત્ય જ્ઞાન નથી. ભિન્ન ભિન્ન સૃષ્ટિની પરીક્ષા, ભિન્ન ભિન્ન વિસ્તારપરીક્ષા, ભિન્ન ભિન્ન પદાર્થોની પરીક્ષા એ પણુ કાંઈ સત્યજ્ઞાન નથી.

પરિમિત ભાષણ કરવું, સમયોચિત ઉત્તર આપવો, શીઘ્ર કવિતા રચવી એ પણ કાંઇ સત્ય જ્ઞાન નથી. નેત્રપલ્લવી ( આંખ અથવા પાંપણો હલાવીને સંજ્ઞા કરવી તે ), કરપલ્લવી ( હાથ અને આંગળીઓવતી સંજ્ઞા કરવી તે ), સ્વરપલ્લવી, નાદકળા, ભેદકળા અને સંકેતકળા એ પણ કાંઇ યથાર્થ જ્ઞાન નથી. કાવ્યકુશળતા, સંગીતકળા, ગાયનકળા, નૃત્યકળા, સભાચાતુર્ય, વકતૃત્વ એ પણ કાંઇ યથાર્થ જ્ઞાન નથી. ભાષણની ચતુરાઈથી મનુષ્યોને મોહિત કરવાની કળા, રમવાની કળા, રસાળ ગાયનકળા, હાસ્ય, વિનોદ, કાવ્યકુશળતા એ પણ કાંઈ સત્ય જ્ઞાન નથી. નાના પ્રકારના ગુણો, ચિત્રકળા, નાના પ્રકારનાં વાદ્યો વગાડવાની કળા, સંગીતકળા અને બીજી પણ નાના પ્રકારની કળાઓ એ પણ કાંઈ સત્ય જ્ઞાન નથી. આ પ્રકારની ચોસઠ કળા અને તે સિવાયની નાના પ્રકારની કળા, ચૌદ વિદ્યા અને અંગના સ્વાભાવિક ગુણો એ કાંઈ સત્ય જ્ઞાન નથી. અસ્તુ. સકળ કળામાં પ્રવીણતા અને સર્વ વિદ્યાની અભિજ્ઞતા એ સર્વ બાહ્ય કૌશલ્ય છે; પરંતુ તેને ' યથાર્થ જ્ઞાન ' કહી શકાય નહિ.

આ સર્વ જ્ઞાન છે એવો ભાસ થાય છે ખરો; પરંતુ મુખ્ય જ્ઞાન તો એથી જૂદુંજ છે. એ જ્ઞાનમાં બાહ્ય પ્રકૃતિનો તો જરાપણ સંસર્ગ હોતો નથી. અન્યના મનની વાત જાણવી એજ સત્ય જ્ઞાન હોય એમ લાગે છે; પરંતુ તે પણ કાંઇ સત્ય જ્ઞાન–આત્મજ્ઞાનનું લક્ષણ નથી. એક મહા અનુભવી સત્પુરુષે માનસ પૂજા કરતાં કરતાં કાંઇક ચૂક કરવાથી એક બીજા માણસે તેને બૂમ પાડીને કહ્યું કે, " અરે ભાઈ! એમ નથી; તમે અહીંઆં ભૂલી ગયા. " આ પ્રકારે જે કોઈ અન્યના મનના વિચાર જાણે છે તેનેજ સાધારણ લોકોમાં પરમ જ્ઞાની કહેવામાં આવે છે; પરંતુ જે દ્વારા મોક્ષની પ્રાપ્તિ થાય છે તે જ્ઞાન તે કાંઈ આ નથી. જ્ઞાન પણ પુષ્કળ પ્રકારનાં હોવાથી તેનું વર્ણન કરવા બેસીએ તો તે પૂર્ણ થાય એમ નથી; પરંતુ જેના યોગથી સાયુજ્યમુક્તિ પ્રાપ્ત થાય છે તે જ્ઞાન તો એ સર્વ જ્ઞાનોથી ભિન્નજ હોય છે. હવે શિષ્ય પૂછે છે કે, " તે જ્ઞાન કેવું હોય છે? શાંતિનાં લક્ષણો શું ? એ સર્વ મને સ્પષ્ટ કરીને સમજાવો. " આ શુદ્ધ જ્ઞાનનું આગલા સમાસમાં નિરૂપણ કરવામાં આવ્યું છે; માટે શ્રોતાઓએ તે પ્રત્યે ધ્યાન આપવું જોઇએ.

# समास ६ ठ्ठो–शुद्ध ज्ञाननां लक्षण.



વે સત્ય જ્ઞાનનાં લક્ષણો સાંભળો. જ્ઞાન એટલે આત્મજ્ઞાન. આપણે આપણું પોતાનું દર્શન કરવું એનું નામજ ખરૂં જ્ઞાન છે. પ્રથમ મુખ્ય દેવતાને ઓળખવો, સત્ય સ્વરૂપ સમજી લેવું અને નિત્ય શું તથા અનિત્ય શું તેનો વિચાર કરવો એનું નામ જ્ઞાન. જ્યાં દૃશ્ય પ્રકૃતિ લય પામી જાય છે, જ્યાં પંચભૂતોના સમસ્ત ખેલો પૂરા થાય છે, દ્વૈત સંપૂર્ણતઃ નષ્ટ થાય છે; તેનું નામ જ્ઞાન છે. જે મનને અને બુદ્ધિને પણ અગમ્ય છે, જ્યાં તર્કનું પણ કાંઇ ચાલતું નથી, જે સ્થાન પરા વાણીથી * પણ પર છે; તેનું નામ જ્ઞાન છે. જ્યાં દૃશ્યનું કાંઇ પણ ભાન રહેતું નથી, જ્યાં વૃત્તિઓથી × જણાતાં જ્ઞાન પણ અજ્ઞાન બની જાય છે; તેનેજ અત્યંત શુદ્ધ–સ્વરૂપજ્ઞાન કહેવામાં આવે છે. તુર્યાવસ્થા એ+ ઇતર ત્રણે (જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ) અવસ્થાની સાક્ષીભૂત છે, તેથી તેને પણ જ્ઞાન કહેવામાં આવે છે; પરંતુ તે પણ વૃત્તિજ્ઞાન–પદાર્થજ્ઞાન હોવાથી મિથ્યાજ છે. દૃશ્ય પદાર્થના જ્ઞાનને પદાર્થજ્ઞાન કહેવામાં અવે છે અને શુદ્ધ સ્વરૂપના જ્ઞાનનેજ સ્વરૂપજ્ઞાન કહેવામાં આવે છે. જ્યાં કોઇનું પણ અસ્તિત્વ હોય નહિ ત્યાં સર્વસાક્ષિત્વ ક્યાંથી હોય ? માટે તુર્યાવસ્થા ( સમાધિ ) ના જ્ઞાનને પણ શુદ્ધ-

---

* ચારે પ્રકારની વાણીઓમાં સૌથી મોટી જ્ઞાન વાણી છે. × ' **अहंब्रह्मास्मि** '–' હું બ્રહ્મસ્વરૂપ છું ' એવું જ્ઞાન પણ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થયા પછી રહેતું નથી અને જ્યાં સુધી આવું જ્ઞાન રહે ત્યાં સુધી તે પણ અજ્ઞાનજ છે. + અવસ્થા ચાર છે:–જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય અથવા તુર્યા. જાગૃતિમાં જીવ સર્વ પ્રકારના બાહ્ય વ્યવહારો કરે છે. સ્વપ્નમાં સર્વ ઇંદ્રિયોનો ક્ષય થઇ જાય છે અને કેવળ મનજ સર્વ વ્યવહાર કરે છે. સુષુપ્તિ એટલે ગાઢ નિદ્રા. આ અવસ્થામાં સર્વ ઇંદ્રિયોનો અને મનનો પણ અજ્ઞાનમાં લય થઈ જાય છે અને જીવ કેવળ મૂઢ અવસ્થામાં રહે છે. આ ત્રણે અવસ્થાઓ અજ્ઞાનથી ઉત્પન્ન થાય છે: પરંતુ તુર્યાવસ્થામાં જીવને સ્વસ્વરૂપનું જ્ઞાન થાય છે અર્થાત્ તેને એવો અનુભવ થાય છે કે હું બ્રહ્મસ્વરૂપ છું. પરંતુ એ જ્ઞાન પણ ઉપાધિ સહિતજ છે, શુદ્ધ જ્ઞાન એ પણ નથી. તેની પછી ઉન્મની અવસ્થા છે, જેમાં મનનો પણ લય થઈ જાય છે.

જ્ઞાન કહેશો નહિ. જ્ઞાન એટલે અદ્વૈત અને તુર્યા તો પ્રત્યક્ષ દ્વૈતજ છે. માટે શુદ્ધ જ્ઞાન તો સર્વદા નિરાળુંજ હોય છે. શુદ્ધ સ્વરૂપમાંજ આપણું હોવું એજ શુદ્ધ સ્વરૂપનું* લક્ષણ છે અને એનુંજ નામ સ્વરૂપજ્ઞાન છે; એ વાત શ્રોતાઓએ લક્ષ્યમાં રાખવી. મહાવાક્યનો ઉપદેશ સારો છે; પરંતુ તેનો કાંઇ જપ કહેવામાં આવ્યો નથી, સાધકે તેનો વિચાર કરવો જોઇએ. મહાવાક્ય એ સર્વ ઉપદેશનો સાર છે; પરંતુ તેમાંનો વિચાર ગ્રહણ કરવો જોઇએ. તેના કેવળ જપથી કાંઇ ભ્રાંતિનો અંધકાર દૂર થતો નથી. મહાવાક્યનો ખરો અર્થ ગ્રહણ કરવામાં આવે તો આપણે ખરેખર પરબ્રહ્મ બનીએ છીએ; પરંતુ જો તેનો માત્ર જપજ કરતા રહીએ તો તે વ્યર્થ શ્રમજ છે. મહાવાક્યનું વિવરણ કરવું એ મુખ્ય જ્ઞાનનું લક્ષણ છે. લક્ષાંશથી આપણે પણ શુદ્ધ સ્વરૂપજ છીએ. આપણોજ આપણને લાભ થવો ( અર્થાત્ હું કોણ છું તે જાણવું, આત્મસ્વરૂપની પ્રતીતિ થવી ) એ જ્ઞાન પરમ દુર્લભ છે. આ જ્ઞાન આદિ અને અંતમાં સ્વત: સ્વયંભૂસ્વરૂપજ હોય છે. જ્યાંથી આ સર્વ પ્રકટ થાય છે અને જ્યાં આ સર્વનો લય થાય છે; તેનું જ્ઞાન થતાંની સાથેજ ભ્રાંતિનું બંધન તૂટી જાય છે. મત અને મતભેદનું કુટુંબ ત્યાં નષ્ટભ્રષ્ટ થઇ જાય છે અને સૂક્ષ્મ વિચારપૂર્વક જોતાં ત્યાં સર્વ ઐક્યજ દૃષ્ટિગોચર થાય છે. વેદાંતમત પ્રમાણે જે આ ચરાચરનું મૂળ છે અને જે નિર્મળ તથા શુદ્ધસ્વરૂપ છે તેનું નામજ જ્ઞાન છે. આપણા મૂળ સ્થાનની શોધ કરવા માંડી એટલે અજ્ઞાન આપોઆપજ નષ્ટ થાય છે. આનેજ મોક્ષદાયક બ્રહ્મજ્ઞાન કહેવામાં આવે છે. આપણને ઓળખવાનો પ્રયત્ન કરીએ એવો અંતરમાં સર્વાત્મભાવનો ઉદય થાય છે અને તેને લીધે એકદેશીયતા સંપૂર્ણત: નષ્ટ થાય છે. હું કોણ ? એવો હેતુ ધરી જોવા જઇએ તો આપણે દેહથી ભિન્ન છીએ એમજ પ્રતીત થાય છે; અને ઉંડાણથી નિશ્ચયપૂર્વક જોઇએ તો સ્વરૂપ તેજ હું એવી પ્રતીતિ થાય છે.

અસ્તુ. પ્રાચીનકાળમાં અનેક મહાપુરુષો આ જ્ઞાનથીજ મુક્ત થઇ ચૂક્યા છે. વ્યાસ અને વસિષ્ઠસમાન મોટા મોટા મુનિઓ, શુક, નારદ સમાન સમાધાનીઓ અને જનકાદિક સમાન મહાજ્ઞાનીઓ આજ જ્ઞાનથી

* હું-अहम् અને શુદ્ધસ્વરૂપ-ब्रह्म, અર્થાત્ अहं ब्रह्म એટલે હું શુદ્ધસ્વરૂપ છું એનો અનુભવ થવો એ શુદ્ધ જ્ઞાન છે.

તરી ગયા છે. વામદેવાદિક યોગીશ્વર, વાલ્મીકિ અને અત્રિ આદિક ઋષીશ્વરો, તેમજ વેદાંત તથા અધ્યાત્મજ્ઞાનના કેવળ સાગરરૂપ શૌનકાદિક મહાપુરુષો પણ આ જ્ઞાનથીજ પરમાત્મપદને પ્રાપ્ત થયા છે. સનકાદિક ઋષિ, આદિનાથ, મત્સ્યેન્દ્રનાથ, ગોરક્ષનાથ ઇત્યાદિ અનેક યોગીઓ કે જેઓ અગાધ જ્ઞાનના ભંડારરૂપ હતા, તેઓ પણ આજ જ્ઞાનથી મુકત થઈ ગયા હતા. જે જ્ઞાન સિદ્ધ, મુનિ અને તત્ત્વજ્ઞાની એ સર્વના હૃદયના હૃદયરૂપ છે; જે જ્ઞાનના સુખથી મહાદેવ સદા સર્વદા ડોલતા રહેતા હતા; જે જ્ઞાન વેદો અને શાસ્ત્રોના સારરૂપ છે; જે જ્ઞાન ગુરુપ્રતીતિ અને આત્મપ્રતીતિના વિચારનો વિષય છે; જે જ્ઞાનની ભકતોને પોતપોતાના ભાવ પ્રમાણે પ્રાપ્તિ થાય છે; સાધુ, સંત અને સજ્જનો જે જ્ઞાનવડે ભૂત, ભવિષ્ય અને વર્તમાનને જાણી શકે છે; જે જ્ઞાન વધારે ગુહ્ય છે, તે જ્ઞાન હવે કહું છું. જે જ્ઞાન તીર્થથી, વ્રતથી, તપથી, દાનથી, ધૂમ્રપાનથી,* પંચાગ્નિસાધનથી,+ કિંવા ગોરાંજનથી× પ્રાપ્ત થતું નથી; અને જે જ્ઞાન સર્વ સાધનોના ફળરૂપ છે, તે જ્ઞાનનું હવે વર્ણન કરૂં છું. તેના યોગથી સર્વ સંશયોનું મૂળ સર્વથા છેદાઈ જાય છે. ભાષા છપ્પન છે અને તે સર્વ ભાષાઓમાં ગ્રંથો છે. તેમાં મુખ્યત્વે કરીને વેદાંતનુંજ નિરૂપણ છે; પણ તે સર્વનો ગૂઢાર્થ માત્ર એકજ છે. (અને તે એ કે જ્ઞાનપ્રાપ્તિ કરવી.) પુરાણો જેને સમજી શકતાં નથી, જ્યાં વેદની વાણી સ્તંભિત થાય છે, તે (જ્ઞાન)નુંજ હવે હું ગુરુકૃપાથી વર્ણન કરીશ. મેં સંસ્કૃત ભાષા જોઈ નથી, મરાઠીમાં પણ મારી ગતિ નથી તેમ હવે સંસ્કૃત કે પ્રાકૃત જોઇતી પણ નથી; કારણકે મારા સ્વામી કૃપાસહવર્તમાન મારા હૃદયમાં રહેલા છે. વેદાભ્યાસ કર્યા સિવાય, શ્રવણની ખટપટ કર્યા વિના, કોઇ પણ પ્રકારનો પ્રયાસ કર્યા વિના, સદ્‌ગુરુની કૃપાજ મને સુમિષ્ટ થઇ પડી છે.

કેવળ મરાઠી ગ્રંથો કરતાં સંસ્કૃત ગ્રંથો શ્રેષ્ઠ છે અને તે સંસ્કૃત ગ્રંથોમાં પણ વેદાંતવિષયક ગ્રંથો ઉત્તમ અને શ્રેષ્ઠ છે. કોઇ પણ વિષય વેદાંતના જેવો શ્રેષ્ઠ નથી; કારણકે તેમાં અત્યંત ગૂઢ રહસ્ય રહેલું પ્રતીત થાય છે. અસ્તુ. આવા વેદાંતનો સારાંશ જે અતિ ગહન પરમાર્થ, તેનું

* પોતાના શરીરને ઉંધું ટાંગી નીચે કરેલા ધૂમાડાનું પાન કરવું તે. + ચારે તરફ અગ્નિતાપથી અને ઉપરથી સૂર્યતાપથી તપ્ત થઈ તપ કરવું તે. × ભગવાનને માટે પોતાના દેહને અગ્નિથી બાળવો તે.

વર્ણન હવે તું સાંભળ. અરે ! ગહનમાં પણ ગહન એવું સદ્‌ગુરુનું વચન છે એ તું લક્ષ્યમાં રાખ. સદ્‌ગુરુના વચનથી શાંતિ મળે છે. સદ્‌ગુરુનું વચન તેજ વેદાંત, સદ્‌ગુરુનું વચન તેજ સિદ્ધાંત અને સદ્‌ગુરુનું વચન તેજ પ્રત્યક્ષ આત્માનુભવ છે. મારા ગુરુનું જે અત્યંત ગહન વચન છે, જેના યોગથી મને પરમ શાંતિ મળી છે અને જે મારા હૃદયનું ગુહ્ય છે તે જો તું મારા તરફ લક્ષ્ય આપશે તો તને હમણાં ને હમણાંજ કહીશ. ત્યારે શિષ્યે મ્લાન વદન કરી ' કહો ' એમ કહ્યું અને હાથવડે તેમના ચરણ પકડયા; એટલે શ્રી ગુરુદેવે બોલવાનો પ્રારંભ કર્યો. ' अहं ब्रह्मास्मि ' એ મહાવાકય છે અને તેનો અર્થ અતર્કર્ય છે તે પણ અહીંઆં કહું છું; કારણકે અહીંઆં પણ ગુરુ–શિષ્યનું ઐકયજ છે. હે શિષ્ય ! તું એનું રહસ્ય સાંભળ. તું પોતેજ બ્રહ્મ છે, એ સંબંધમાં સંદેહ કિંવા ભ્રમ ધારણ કરીશ નહિ. ભકિત નવ પ્રકારની છે, તેમાં મુખ્ય આત્મનિવેદન છે. તેનું હવે હું પૂર્ણ વર્ણન કરૂં છું. નિર્માણ થયેલાં પંચ ભૂતો અને ઇંદ્રિયો કલ્પાંતે ક્રમે ક્રમે નાશ પામે છે. પ્રકૃતિ અને પુરુષ પણ બ્રહ્મજ થાય છે. દશ્ય પદાર્થો લય પામ્યા એટલે આપણે પણ તે રૂપમાં નથી. ઐકય રૂપમાં મૂળથીજ ઐકય હોય છે. ત્યાં સર્વ ઐકયજ હોય છે, ત્યાં સૃષ્ટિની વાત સુદ્ધાં હોતી નથી, તો પછી પિંડ અને બ્રહ્માંડ તો દેખાયજ કયાં ? જ્ઞાનાગ્નિ પ્રદીપ્ત થયો એટલે દશ્યરૂપી સઘળો કચરો બળીને ભસ્મીભૂત થાય છે અને તદાકારમાં ભિન્નત્વનું મૂળજ નષ્ટ થાય છે. મિથ્યાત્વનું ભાન થતાંજ વૃત્તિ બદલાઈ જાય છે; અને વૃત્તિ બદલાતાંની સાથેજ સર્વ દશ્યો નષ્ટ થઇ જાય છે. આ પ્રકારે સહજજ આત્મનિવેદન થાય છે. સદ્‌ગુરુ પ્રત્યે આવી એકનિષ્ઠા રાખવામાં આવે તો પછી તને ચિંતા શેની ? તેનાથી વેગળા રહેવું જોઇએ નહિ. અભકત બનવું જોઇએ નહિ. હવે આનુંજ દ્રઢીકરણ કરવાને માટે સદ્‌ગુરુનું ભજન કર. સદ્‌ગુરુના ભજનથી તને અવશ્ય સમાધાન પ્રાપ્ત થશે. હે શિષ્ય ! આનુંજ નામ આત્મજ્ઞાન છે. એનાજ યોગથી સમાધાન પ્રાપ્ત થાય છે. સંસારભયનું બંધનજ મૂળમાં મિથ્યા છે. હું દેહ છું એમ જે માને છે તેને આત્મઘાતક ગણવો જોઇએ. દેહાભિમાનથી તે જન્મ–મરણ વારંવાર ભોગવતો રહે છે.

હે શિષ્ય ! તું ચારે દેહોથી ભિન્ન છે; તું જન્મ–કર્મથી ભિન્ન છે અને સંપૂર્ણ ચરાચર સૃષ્ટિની અંતર્બાહ્ય વ્યાપી રહેલો છે. કોઇને

પણ બંધન છેજ નહિ. આ સર્વ લોકો દેહાભિમાન દ્રઢ કરીને બેઠેલા છે તેથી તેઓ ભ્રાંતિમાં ભૂલેલા છે. હે શિષ્ય! એકાંતમાં બેસવું, સ્વસ્વરૂપમાં વિશ્રાંતિ લેવી અને તેના યોગથી સદા પરમાર્થમાં પારંગત થવું ઇષ્ટ છે. શ્રવણ અને મનન અખંડ કરવામાં આવે તોજ સમાધાન પ્રાપ્ત થાય છે અને સમાધાન થાય એવો વૈરાગ્ય પ્રદીપ્ત થાય છે. હે શિષ્ય! સ્વચ્છંદતાપૂર્વક રહેવાથી, અમર્યાદ રીતે વર્તવાથી અને ઇંદ્રિયોને છૂટી મૂકી દેવાથી તારા મનની વ્યાકુળતા નષ્ટ થશે નહિ. જેમ બહુ કિંમતી મણિ રાજ્યના બદલામાં આપવાથી રાજ્ય મળે છેજ, તેમ જેને વિષયો પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે તેને પૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થાય છેજ. હે શિષ્ય ! એકાગ્ર ચિત્તથી સાંભળ. હવે હું ભવિષ્ય કહું છું. જે પુરુષને જેનું ધ્યાન લાગી રહે છે તેને તે વસ્તુ પ્રાપ્ત થાય છેજ; માટે અવિદ્યાનો ત્યાગ કરી સુવિદ્યા ગ્રહણ કરવી. તેના યોગથી જગદ્વંદ્ય જે પરમેશ્વર તેની પ્રાપ્તિ સત્વર થઈ શકે છે. સન્નિપાતનું દુઃખ લાગુ પડે એટલે ખોટાં દશ્યો દ્રષ્ટિગોચર થાય છે, પરંતુ તેપર ઔષધ લેવામાં આવે તો આરોગ્ય મળી આનંદ થાય છે; તેજ પ્રમાણે અજ્ઞાનના સન્નિપાતથી દ્રષ્ટિને જે મિથ્યા દશ્ય દેખાય છે તે જ્ઞાનરૂપી ઔષધ લેવાથી ચિત્તને કદિ પણ દેખાતું નથી. જે માણસ મિથ્યા સ્વપ્નથી આરડવા લાગે છે તેને જાગૃત કરતાં તે પૂર્વ સ્થિતિમાં આવી નિર્ભય બને છે. મૂળથીજ ખોટું એવું દશ્ય ભ્રાંતિને લીધે ખરૂં લાગે છે અને તેથી દુઃખ થાય છે; પરંતુ ખોટાથી ખરાનો લય થવો શકય નથી. સ્વપ્ન એ જાગૃતિમાં મિથ્યા છે એ વળી સત્ય છે, પણ નિદ્રિત મનુષ્ય તો તેથી ભ્રમમાંજ પડે છે; પરંતુ તે જાગૃત થયો એટલે પછી તેને કાંઇ ભયજ નથી. અવિદ્યારૂપી નિદ્રા બહુજ ગાઢ હોવાથી સમગ્ર અંગમાં ભ્રમ વ્યાપ્ત થઈ જાય છે; માટે શ્રવણ અને મનનદ્વારા માણસોએ સંપૂર્ણ જાગૃત થવું જોઇએ. જાગૃતિની જેને પ્રતીતિ થઇ હોય તેનાં લક્ષણો સાંભળ. અંતઃકરણથી વિષયો પ્રત્યે પૂર્ણ વિરકિત એ જાગૃતિનું એક લક્ષણ છે અને જેનામાં આ વિરકિત નહોય તેને સાધક–અભ્યાસીજ સમજવો. તેણે પોતાના મહત્ત્વનું અભિમાન છોડી અભ્યાસ કરતા રહેવું; અને જે સાધન પણ કરતો ન હોય તે સિદ્ધપણાના અભિમાનથી બાદ્ધ છે એમ સમજવું. તેના કરતાં મુમુક્ષુ શ્રેષ્ઠ છે અને તે જ્ઞાનનો અધિકારી છે.

હવે શિષ્યે પ્રશ્ન કર્યો કે બદ્ધ અને મુમુક્ષુનાં લક્ષણો કેવાં છે ? અને સાધક તથા સિદ્ધને કેવી રીતે ઓળખવા ? એના ઉત્તરો શ્રોતાને આગળના સમાસમાં આપેલા છે; માટે શ્રોતાઓએ કથા પ્રત્યે લક્ષ્ય આપવું.

# समास ७ मो–बंधायलानां लक्षण.



ચર અને અચર સૃષ્ટિમાં અનંત જીવો ભરેલા છે; પરંતુ તે સર્વનો ચાર વર્ગમાં સમાવેશ છે. તેનાં લક્ષણો સાંભળ. તે ચાર કોણ કોણ ? બદ્ધ, મુમુક્ષુ, સાધક અને ચોથો સિદ્ધ, એ ધ્યાનમાં રાખ. આ ચાર સિવાય ચરાચરમાં પાંચમો કોઇ નથી. અસ્તુ. હવે આ સર્વનું સ્પષ્ટીકરણ કરૂં છું. બદ્ધ એટલે કોણ ? મુમુક્ષુનાં લક્ષણો શું ? સાધક અને સિદ્ધને કેવી રીતે ઓળખવા ? શ્રોતાએ સાવધ થવું અને પ્રથમ બદ્ધ કેવા હોય છે તે સાંભળવું. મુમુક્ષુ, સાધક અને સિદ્ધનો નિર્દેશ આગળ કરવામાં આવ્યો છે. અંધારામાં આંધળાને આંખવિના દશે દિશા શૂન્ય થઇ જ્યાં ત્યાં અંધકારજ દેખાય છે; તેવો જે હોય તેને બદ્ધ સમજવો. ભક્ત, જ્ઞાતા, તપસ્વી, યોગી, વિરક્ત, સંન્યાસી સામે આવેલા હોવા છતાં પણ જેને સૂઝતા નથી; કર્મ શું અને અકર્મ શું ? એ જેને સમજાતાં નથી અને દિસતાં નથી; ધર્મ શું અને અધર્મ શું ? એ જેને સમજાતા નથી અને દિસતા નથી; પરમાર્થનો સુગમ માર્ગ જેને સમજાતો નથી અને દિસતો નથી; તેને બદ્ધ સમજવો. તેને સદ્શાસ્ત્ર દેખાતું નથી; સત્સંગતિ સૂઝતી નથી; સત્પાત્ર દેખાતું નથી અને પવિત્ર સન્માર્ગ પણ સૂઝતો નથી; તે સારાસારવિચાર સમજતો નથી; સ્વધર્માચાર જાણતો નથી; પરોપકાર, દાન અને પુણ્યને પણ જાણતો નથી. તેનામાં પ્રાણીમાત્ર પ્રત્યે દયા હોતી નથી; તેનો દેહ પવિત્ર હોતો નથી. લોકોનું સમાધાન કરવાને માટે તે મૃદુ ભાષણ પણ કરતો નથી. તે ભક્તિ જાણતો નથી; જ્ઞાન જાણતો નથી; વૈરાગ્ય જાણતો નથી; ધ્યાન જાણતો નથી; મોક્ષ જાણતો નથી; સાધન જાણતો નથી. તે નિશ્ચયાત્મક દેવને ઓળખતો નથી; સંતોના જણાવેલા વિચાર સમજતો નથી; માયાનો ખેલ સમજતો નથી. જે પર-

માર્થ લક્ષણ જાણતો નથી; જે અધ્યાત્મ નિરૂપણ સમજતો નથી; જે પોતાનું સત્ય સ્વરૂપ જાણતો નથી; તે બદ્ધ છે. જે જીવનું જન્મમૂળ જાણતો નથી; જે સાધનોનું ફળ જાણતો નથી; જે શુદ્ધ તત્ત્વ જાણતો નથી; તેનું નામ બદ્ધ છે. જે બંધન કેવાં હોય છે તે જાણતો નથી; જેને મુક્તિનાં લક્ષણો જ્ઞાત નથી; જે અદ્દભુત વસ્તુ–પરબ્રહ્મને ઓળખતો નથી; તેનું નામ બદ્ધ છે. જે શાસ્ત્રરહસ્ય જાણતો નથી; જે ખરા સ્વાર્થને જાણતો નથી; પોતે બંધાયેલો છે એમ જે જાણતો નથી; તેનું નામ બદ્ધ છે. જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયેલું હોતું નથી; તીર્થ, વ્રત, દાન, પુણ્ય કાંઈજ જે જાણતો નથી; તે બદ્ધ છે. જેને દયા નથી, કરૂણા નથી, સરળતા નથી, મૈત્રી નથી, શાંતિ નથી, ક્ષમા નથી; તેનું નામ બદ્ધ છે. જ્યાં જ્ઞાનનોજ અભાવ હોય ત્યાં જ્ઞાનનાં લક્ષણો ક્યાંથી હોય? જેનામાં અનેક પ્રકારના દુર્ગુણો ભરેલા હોય તેનું નામ બદ્ધ છે. નાના પ્રકારના દોષ કરવામાં જેને પરમ સંતોષ ઉત્પન્ન થાય છે અને જેની વિષયવાસના પ્રબળ હોય છે તેનું નામ બદ્ધ છે. જેનામાં કામ, ક્રોધ પુષ્કળ હોય છે; જે પરમ ગર્વિષ્ટ હોય છે; જે અતિ મદોન્મત્ત હોય છે; જેનામાં મનસ્વી દ્વેષ અને મનસ્વી ખેદ હોય છે; તેનું નામ બદ્ધ છે. દર્પ, દંભ, વિષય, લોભ, કર્કશતા અને અશુભતા જેનામાં વિશેષ હોય છે; તેનું નામ બદ્ધ છે. વ્યભિચાર, મત્સર, અસૂયા, તિરસ્કાર, પાપ, વિકાર આદિ અવગુણોએ જેને ઘેરી લીધો હોય તે બદ્ધ છે. બદ્ધ પુરુષ અભિમાન, લુચ્ચાઈ, ઢોંગાઈ, અહંકાર, કુસંપ અને દુષ્કર્મોનો ભંડાર હોય છે. કપટ, વાદવિવાદ, કુતર્ક, ભેદ, ક્રૂરતા, નિર્દયતા આદિ દુર્ગુણો તેનામાં અધિક હોય છે. નિંદા, દ્વેષ, અધર્મ, અભિલાષા, આદિ અનેક પ્રકારના દોષો તેનામાં વિશેષ હોય છે. તેનામાં ભ્રષ્ટતા, અનાચાર, નષ્ટતા, મતાંધતા, અનીતિ, અવિચાર, આદિ દુર્ગુણો અધિક હોય છે. તે અતિ નિષ્ઠુર, ઘાતકી, હત્યારો, પાતકી અને ક્રોધી હોય છે અને અનેક કુવિદ્યાઓ જાણે છે. દુરાશા, સ્વાર્થ, કલહ, અનર્થ, દુર્મતિ અને વૈર લેવાની વૃત્તિ આદિ દોષો તેનામાં વિશેષ હોય છે. તેનામાં કલ્પના પુષ્કળ હોય છે, ઇચ્છા વિશેષ હોય છે, તૃષ્ણા અતિ હોય છે, વાસના ઘણી હોય છે, મમતા ઘણી હોય છે અને ભાવના ઘણી હોય છે. તે મોટો વિકલ્પી, મોટો વિષાદી, મહા પ્રપંચી અને અનેક પ્રકારની ઉપાધિઓમાં પડનારો હોય

છે અને તેનામાં કુવિદ્યા પ્રત્યે અત્યંત પ્રેમ હોય છે. તે અત્યંત વાચાળ, અત્યંત પાખંડી, મહા દુર્જન, મહા ઢોંગી, મહા ચાડીખોર, મહા લુચ્ચો હોય છે. તેનામાં અત્યંત અવિશ્વાસ, અત્યંત ભ્રમ, અત્યંત ભ્રાંતિ, અત્યંત અજ્ઞાન, અત્યંત ચંચળતા અને અત્યંત આલસ્ય હોય છે. તે અત્યંત કૃપણ, અત્યંત લુચ્ચો, અત્યંત અદેખો, અત્યંત તોફાની, અત્યંત દુષ્કર્મી અને અત્યંત અવ્યવસ્થિત હોય છે. તે પરમાર્થ વિષે અજ્ઞાન હોય છે, તે પ્રપંચનું જ્ઞાન પુષ્કળ ધરાવે છે, તે પોતાના ચિત્તને સ્વસ્થતા આપી શકતો નથી. તે પરમાર્થનો અનાદર કરે છે, પ્રપંચનો અત્યાદર કરે છે, તેની સાંસારિક જંજાળ ભારે હોય છે. તેને સત્સંગ મધુરો લાગતો નથી, સંતનિંદા અતિ પ્રિય હોય છે અને દેહાભિમાનની બેડીમાં તે બંધાયેલો હોય છે. તે હાથમાં દ્રવ્યની જપમાળા રાખે છે, તેને સદાસર્વદા સ્ત્રીઓનું ધ્યાન હોય છે અને તેને સત્સંગનો સદા દુષ્કાળ હોય છે. તે આંખથી દ્રવ્ય અને સ્ત્રીનેજ જુએ છે, કાનથી દ્રવ્ય અને સ્ત્રીનીજ વાત સાંભળે છે અને દ્રવ્ય તથા સ્ત્રીનુંજ ચિંતન કરે છે. તેની કાયા, વાચા, મન, ચિત્ત, વિત્ત, જીવ અને પ્રાણ, એ સર્વ દ્રવ્ય અને સ્ત્રીનુંજ ભજન કરે છે. તે સર્વ ઇંદ્રિયોને દ્રવ્ય તથા સ્ત્રીપરજ એકાગ્ર કરે છે. તે આમ તેમ એક પળ પણ જવા દેતો નથી. તેને દ્રવ્ય અને દારા એજ તીર્થ, દ્રવ્ય અને દારા એજ પરમાર્થ અને દ્રવ્ય તથા દારા એજ સર્વ સ્વાર્થ હોય છે. તે સંસાર સિવાય કોઇ પણ બાબતમાં સમય જવા દેતો નથી; તેને સર્વકાળ સંસારનીજ ચિંતા હોય છે; તેને કથા વાર્તા સૌ તેજ હોય છે. તે નાના પ્રકારની ચિંતા કરે છે; તે નાના પ્રકારની વ્યાકુળતામાં પડે છે; તે નાના પ્રકારનાં દુઃખોનો બોજો પીઠપર લે છે અને પરમાર્થનો ત્યાગ કરે છે. તે સર્વ કાળ દ્રવ્ય અને દારાનું ભજન કરતો હોય છે; ઘડી, પળ, નિમિષમાત્ર પણ તેના હૃદયમાં બીજી વાત હોતી નથી. તીર્થ, યાત્રા, દાન, પુણ્ય, હરિકથા, મંત્ર, પૂજા, જપ, ધ્યાન, એ સર્વનો સમાવેશ તેને દ્રવ્ય અને દારામાંજ થાય છે. જાગૃતિમાં, સ્વપ્નમાં, રાત્રિદિવસ આ પ્રમાણે વિષય પ્રત્યે તેનો અધ્યાસ લાગી રહેલો હોય છે. ક્ષણભર પણ આ અધ્યાસમાંથી તે મુક્ત હોતો નથી. આવાં બદ્ધનાં લક્ષણો હોય છે; પરંતુ તે મુમુક્ષુની સ્થિતિમાં પલટાઈ જાય છે એ વાત લક્ષ્યમાં રાખજો. આગળના સમાસમાં તેનું પણ નિરૂપણ સાંભળો.

# समास ८ मो—मुमुक्षुनां लक्षण.



સં સાર–મદના ગુણુથી અને અનેક પ્રકારના નીચ દુર્ગુણોથી જેનું મુખાવલોકન કરતાં પણ પાપ લાગે છે; એવો બદ્ધ પ્રાણી સ્વચ્છંદતાપૂર્વક વર્તવા લાગે એટલે કાલાંતરે તેને ખેદ ઉત્પન્ન થાય છે. તે સંસારનાં દુઃખોથી દુઃખિત થાય છે; ત્રિવિધ તાપોથી તપ્ત થાય છે અને અધ્યાત્મનિરૂપણ સાંભળવાથી તેની વૃત્તિ બદલાય છે. તે સંસાર પ્રત્યે ઉદાસીન થાય છે, તેનું મન વિષયોથી ત્રાસ પામે છે અને હવે સંસારલાલસા પૂરી થઇ એમ તે બોલી ઉઠે છે. પ્રપંચ સર્વ નાશવંત છે; તેને માટે કરેલા શ્રમો નિષ્ફળ થાય છે; હવે તો કાંઇક કાળ સાર્થક કરૂં એવો તેને પશ્ચાત્તાપ થાય છે. તેના અંતઃકરણમાં વ્યાકુળતા થાય છે અને મારૂં સમગ્ર જીવન વ્યર્થ ગયું એમ તે બોલે છે. પૂર્વે કરેલા સર્વ નાના પ્રકારના દોષનું તેને સ્મરણ થાય છે અને આગળ આવીને અંતઃકરણમાં ઉભા રહે છે. પાપોની તો ગણત્રીજ નહિ હોવાથી યમની યાતનાનું સ્મરણ થાય છે અને તેથી મનને ભય ઉત્પન્ન થાય છે.

તે આ પ્રકારે પશ્ચાત્તાપ કરે છેઃ–"મેં પુણ્યનો વિચાર કર્યો નથી; પાપના તો ડુંગર વધી ગયા છે; હવે આ દુસ્તર સંસાર શી રીતે તરૂં? મેં મારા દોષો છૂપાવી ભલાભલાના દોષ કાઢયા. હે દેવ! મેં સંત, સાધુ, સજ્જનની વ્યર્થ નિંદા કરી. નિંદા સમાન કોઈ દોષ નથી, તે મારાથી પુષ્કળ થયા. મારા દુર્ગુણોથી આકાશ સુદ્ધાં ડૂબવા લાગ્યું છે. મેં સંતોને ઓળખ્યા નહિ; ભગવાનની પૂજા કરી નહિ; અતિથિ–અભ્યાગતોને સંતુષ્ટ કર્યા નહિ; શરીરને કષ્ટ આપ્યું નહિ; પરોપકાર કર્યો નહિ; કામના મદથી ધર્માચારનું રક્ષણ પણ કર્યું નહિ; પૂર્વનાં પાપો આવીને ઉભાં રહ્યાં તેથી મારા હાથથી પુણ્ય થયાં નહિ; મારૂં મન સદા આડે માર્ગેજ લાગી રહ્યું; મેં ભક્તિમાતાને ડૂબાડી દીધી; શાંતિ વિશ્રાંતિનો ભંગ કર્યો; મેં મૂર્ખતાથી સદ્બુદ્ધિ અને સદ્વાસનાને ભ્રષ્ટ કરી; મેં વ્યર્થ દોષ કર્યા; હવે હું જીવન સાર્થક શી રીતે કરૂં? વિવેક–વિચાર તો કદિ મારી પાસે આવ્યોજ નહિ. હવે શું ઉપાય કરૂં? પરલોકને શી રીતે

પ્રાપ્ત થાઉં ? દેવાધિદેવને શી રીતે પ્રાપ્ત કરૂં ? માન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી ખરી; પરંતુ સદ્‌ભાવ ઉત્પન્ન થયો નહિ. કર્મની ખટપટ કેવળ દેખાવ પૂરતી અને દાંભિક રીતે કરી. પેટને માટે કીર્તન કર્યું અને બજારમાં દેવ માંડયા. * હે દેવ ! મારી ખોટી બુદ્ધિને તો કેવળ હુંજ જાણું છું ! મેં અંતરમાં અભિમાન રાખી કેવળ બોલવામાંજ નિરભિમાનપણું દર્શાવ્યું. અંતઃકરણમાં ધનની ઇચ્છા રાખી ધ્યાનસ્થ થઇને બેઠો. શબ્દાડંબરથી લોકોને ફસાવ્યા. ઉદરની ચિંતા ધરી સંતોને કાંઇ આપ્યું નહિ. મારા અંતરમાં નાના પ્રકારના દોષો ભરેલા છે. મેં સત્યનો તો ઉચ્છેદજ કર્યો; મેં અસત્યનુંજ પ્રતિપાદન કર્યું; મેં પેટ ભરવાને માટે આવાં નાના પ્રકારનાં કર્મો કર્યાં."

આ રીતે જેના અંતઃકરણમાં પશ્ચાત્તાપ થાય છે અને જે અધ્યાત્મ-નિરૂપણ સાંભળીને પોતાની સર્વ ચાલ બદલી નાખે છે, તેનેજ શાસ્ત્રમાં મુમુક્ષુ કહેવામાં આવે છે. જે સન્માર્ગ ગ્રહણ કરે છે, સત્સંગની વાંછના કરે છે, સંસાર પ્રત્યે વિરકત થાય છે, તેનુંજ નામ મુમુક્ષુ છે. જે એમ કહે છે કે મોટા મોટા સાર્વભૌમ રાજાઓ સુદ્ધાં નાશ પામ્યા છે, તો તેમની આગળ મારો વૈભવ તે શા હિસાબમાં ? માટે હવે સત્સંગનો માર્ગજ ગ્રહણ કરૂં, તેનું નામ મુમુક્ષુ છે. જે પોતાના દુર્ગુણ જાણે છે, વિરકિતના બળથી પોતાને ઓળખે છે, જે દુઃખાતિરેકથી પોતાનીજ નિંદા કરે છે, તે મુમુક્ષુ છે.

શું હું ઢોંગી ? શું હું અનાચારી ? અરે હું કેટલો અનુપકારી ? એમ જે કહે છે તેનું નામ મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું પતિત છું, ચાંડાળ છું, હું દુરાચારી છું, દુષ્ટ છું, હું પૂરેપૂરો પાપી છું, તેનું નામ મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું અભક્ત છું, હું દુર્જન છું, હું નીચમાં નીચ છું, હું માતાને પેટે કેવળ પત્થરજ પડયો છું, તેનું નામ મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું દુરભિમાની છું, અત્યંત ક્રોધી છું, મારામાં અનેક વ્યસનો ભરેલાં છે, તેનું નામ મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું આળસુ છું, હું કામચોર છું, હું કપટી છું, હું બીકણ છું, હું મૂર્ખ છું, હું અવિચારી છું, તે મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું નિરૂપયોગી છું, હું વાચાળ છું, હું પાખંડી છું, હું નિંદાખોર છું, હું દુર્બુદ્ધિ છું, હું કપટી છું, તેનું નામ મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું કાંઈ સમજતો

* ધન પેદા કરવાને માટે લોકો બજારોમાં, મેળાઓમાં અને રસ્તાપર મૂર્તિઓ રાખે છે; કે જેથી લોકો તેને પૈસા ભેટ કરે, પરંતુ આ મહા પાપકર્મ છે.

નથી, હું સર્વથી કનિષ્ઠ છું અને જે પોતાનાજ દુર્ગુણોનું વર્ણન કરે છે, તે મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું મલિન છું, હું અઘોરી છું, હું અનેક પ્રકારે નીચ છું અને હું સંપૂર્ણતઃ અનધિકારી છું, તે મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું કેટલો સ્વાર્થી છું ? મેં કેટલા બધા અનર્થો કર્યા છે ? અરે મેં જરા પણ પરમાર્થ કર્યો નથી, તે મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું દુર્ગુણોનો રાશિ છું, હું દુષ્કર્મી છું, હું આળસુ છું, હું ભૂમિપર માત્ર ભારરૂપ છું, તે મુમુક્ષુ છે.

આ પ્રકારે જે પોતાનીજ યથેચ્છ નિંદા કરે છે, હૃદયમાં સંસારથી ત્રાસ પામે છે, સત્સંગની ઇચ્છા કરે છે, તેનું નામ મુમુક્ષુ છે. જે એમ કહે છે કે હું અનેક તીર્થો ફર્યો, શમદમનો મેં અભ્યાસ કર્યો; અનેક પ્રકારના ગ્રંથોમાંનુ રહસ્ય જોયું; પરંતુ તેથી મારા મનનું સમાધાન થતું નથી, એ સર્વ સંદેહયુક્ત છે અને એમ કહીને જે સંતોને શરણે જાય છે, તેનું નામ મુમુક્ષુ છે. દેહાભિમાન છોડી, કુલાભિમાન છોડી, તેમજ દ્રવ્યાભિમાન અને માનાભિમાન છોડી સંતચરણમાં જે અનન્યભાવે શરણે જાય છે, તેનું નામ મુમુક્ષુ છે. અહંતાનો ત્યાગ કરી જે પોતાનેજ અનેક પ્રકારનાં દૂષણો આપે છે અને મોક્ષની ઇચ્છા ધરે છે, તે મુમુક્ષુ છે. જેનું મન મોટાઇથી લજ્જા પામે છે, જે પરમાર્થને માટે ઝુઝે છે, જેને સંત ચરણમાં વિશ્વાસ ઉત્પન્ન થાય છે, તેનું નામ મુમુક્ષુ છે. સાંસારિક સ્વાર્થ છોડી, પરમાર્થની ઇચ્છા ધરી સજ્જનોનો દાસ થઇશ એમ જે કહે છે, તેનું નામ મુમુક્ષુ છે. આવો માણસ મુમુક્ષુ હોય છે એ વાત લક્ષ્યમાં રાખવી અને આટલાં લક્ષણોદ્વારા તેને ઓળખવો. આગળ સાધકનાં લક્ષણો જણાવ્યાં છે, તે તરફ શ્રોતાએ લક્ષ્ય આપવું.



# समास १ मो—साधकनां लक्षण.




છળ સંક્ષેપમાં મુમુક્ષુનાં લક્ષણો વર્ણવ્યાં છે. હવે સાધકનાં લક્ષણો શું છે તે એકાગ્રચિત્તે શ્રવણ કરો. દુર્ગુણોનો ત્યાગ કરી જે સંતોની સંગત કરે છે તેને સાધક કહેવામાં આવે છે. સંતોને શરણે જઈને જે તેમનું અભય–વચન પ્રાપ્ત કરે છે તેને શાસ્ત્રમાં સાધક કહેવામાં આવ્યો છે. જેણે આત્મજ્ઞાનનો ઉપદેશ ગ્રહણ કરેલો હોય છે, જેનાં સંસારનાં બંધનો તૂટી ગયેલાં હોય છે અને જે આત્મજ્ઞાનને દ્રઢતર કરવાને માટે અભ્યાસ કરે છે તેને સાધક કહેવામાં આવે છે. જેને શ્રવણ કરવાનો પ્રેમ હોય છે, જેને અદ્વૈતનિરૂપણ મધુર લાગે છે, મનન કરીને જે તેના સર્વ અર્થો ધ્યાનમાં રાખે છે તેનું નામ સાધક છે. જ્યાં જ્યાં સારાસારવિચાર ચાલતો હોય ત્યાં આવીને જે સાંભળે છે અને સર્વ સંશયોનું નિરસન કરી નિશ્ચય ધારણ કરી જે આત્મજ્ઞાનનીજ શોધ કરે છે. અનેક પ્રકારના સંશયોની નિવૃત્તિ કરવાને માટે જે સંતોની સંગત કરે છે, જે પોતાના અનુભવની અને ગુરુ પાસેથી મળેલા ઉપદેશની એકવાક્યતા કરે છે,* વિચારપૂર્વક જે દેહાભિમાનની નિવૃત્તિ કરે છે, આત્મબુદ્ધિ દ્રઢ રીતે ધારણ કરે છે અને શ્રવણ તથા મનન કરે છે તેનું નામ સાધક છે. જે દૃશ્ય જ્ઞાનનો વિચારપૂર્વક ત્યાગ કરી આત્મજ્ઞાનનેજ દૃઢતર રીતે ધારણ કરે છે અને જે વિચારપૂર્વક શાંતિ રાખે છે, તેનું નામ સાધક છે. જે દ્વૈતબુદ્ધિનો ત્યાગ કરી દઈને અદ્વૈત વસ્તુ (પરબ્રહ્મ) નાં સાધનોનો અભ્યાસ કરે છે અને અભેદની સમાધિ લગાવે છે, તેનું નામ સાધક છે. જે જીર્ણ અને જર્જર થયેલા આત્મજ્ઞાનનો જીર્ણોદ્ધાર કરે છે,

* જ્યાં સુધી સત્સંગતિ થતી નથી ત્યાં સુધી સંદેહ નિવૃત્ત થઈ શકતા નથી; કારણ કે સંશયો નિવૃત્ત કરવાની શક્તિ સત્સંગતિમાંજ છે. સત્સંગતિ કરી સાધક આત્માનુભવ, શાસ્ત્રાનુભવ અને ગુરુ–અનુભવ, એ ત્રણેની એકવાક્યતા કરે છે. અર્થાત્ અંતે તેને પ્રતીત થાય છે કે ખુદ પોતાનો અનુભવ, શાસ્ત્રસિદ્ધાંત અને ગુરુદ્વારા પ્રાપ્ત થયેલો ઉપદેશ, એ ત્રણે એકજ છે.

અને વિચારપૂર્વક ભવસાગર તરી જાય છે, તેનું નામ સાધક છે. જે અધ્યાત્મનિરૂપણના યોગથી ઉત્તમ સાધુનાં લક્ષણો અંગીકાર કરે છે અને પ્રત્યેક રીતે તદાકાર થાય છે, તેનું નામ સાધક છે. જે દુષ્કર્મોનો ત્યાગ કરે છે, સત્કર્મોની વૃદ્ધિ કરે છે અને આત્મસ્થિતિને દ્રઢતર કરે છે તેનું નામ સાધક છે. જે દિવસાનુદિવસ દુર્ગુણ છોડતો જાય છે, ઉત્તમ ગુણોનો અભ્યાસ કરતો જાય છે અને આત્મસ્વરૂપમાંજ તન્મય થાય છે, તેનું નામ સાધક છે. દ્રઢ નિશ્ચયના બળથી આ દ્રશ્ય જગતનું અસ્તિત્વ છતાં પણ જે મનુષ્ય તેમાં બંધાઇ ન રહેતાં સદા પોતાના આત્મસ્વરૂપના અભ્યાસમાં લીન રહે છે, તેનું નામ સાધક છે. જે પ્રત્યક્ષ માયા પ્રત્યે દુર્લક્ષ્ય કરે છે અને દ્રષ્ટિવડે દેખી શકાય નહિ એવી વસ્તુ ( પરબ્રહ્મ ) ને અંતરમાં જુએ છે, જે આત્મસ્થિતિનું ધ્યાન ધરે છે, તેનું નામ સાધક છે. જે વસ્તુ માણુસોથી ગુપ્ત હોય છે, મન જેની કલ્પના સુદ્ધાં કરી શકતું નથી તે વસ્તુને જે દ્રઢતર રીતે પ્રાપ્ત કરે છે, તેનું નામ સાધક છે. જેનું વર્ણન કરતાં વાણી બંધ થઈ જાય છે અને જેને જોવા જતાં દ્રષ્ટા અંધ બની જાય છે, તેને નાના પ્રકારની યુક્તિ પ્રયુક્તિથી જે સાધ્ય કરે છે, તેનું નામ સાધક છે. સાધ્ય કરવા જઈએ તો જે વસ્તુ સાધ્ય થતી નથી અને જોવા જઇએ તો જે જણાતી નથી, તેને જે અનુભવથી અંતરમાં આણે છે, તેનું નામ સાધક છે. જ્યાં મન લય પામી જાય છે અને જ્યાં તર્ક લંગડો બની જાય છે, તેનો જે નાના પ્રકારના પ્રયત્નોથી અનુભવ મેળવે છે, તેનું નામ સાધક છે. સ્વાનુભવના યોગથી જે વાત વાતમાં પણ પરબ્રહ્મને અનુભવે છે અને જે આપોઆપ તદાકાર બને છે, તેનું નામ સાધક છે. જે અનુભવના પ્રકાર જાણે છે, યોગીઓનાં લક્ષણ જેને વિદિત હોય છે અને જે સંસારથી અલિપ્ત રહીને કર્મયોગી બને છે, તેનું નામ સાધક છે. ઉપાધિને દૂર કરી અસાધ્ય વસ્તુ જે પરબ્રહ્મ તેને જે અભ્યાસદ્વારા સાધ્ય કરે છે અને જે આત્મસ્વરૂપપરજ દ્રઢ ભાવ રાખે છે, તેનું નામ સાધક છે. ઈશ્વર અને ભક્તનું મૂળ જે શોધી કાઢે છે અને જેને તે તત્કાળ પ્રાપ્ત થાય છે, તેનું નામ સાધક છે. વિચારપૂર્વક જોઈએ તો જે અદ્રશ્યજ થયેલો હોય છે, જે સ્વયં લયજ પામેલો હોય છે અને જેનું સ્થૂલ શરીર દ્રષ્ટિગોચર થાય છે; પરંતુ જે સ્વયં દેખાતો નથી તે સાધક છે. જે દેહાભિમાનને દૂર કરી

પોતાના સત્ય સ્વરૂપને શોધી કાઢે છે અને જે તુર્યાવસ્થાને પણ ઓળંગી જાય છે, તેનું નામ સાધક છે. જે ઉન્મની નામક બ્રહ્મૈક્યની પાંચમી અવસ્થા પછી પોતાને પોતાની અખંડ ભેટ થયાનો અનુભવ લે છે, તેનું નામ સાધક છે.

જે દ્વૈતનો સંબંધ તોડી નાખે છે, દ્રશ્ય જગતના જોનાર તરીકેનું દ્રષ્ટાપણું–સાક્ષીપણું પણ પોતાનું જે છિન્ન ભિન્ન કરી નાખે છે, દેહમાં હોવા છતાં પણ જે વિદેહી બને છે, તેનું નામ સાધક છે. જેની સ્થિતિ અખંડ આત્મસ્વરૂપમાં હોય છે, દેહનો જેને અહંકાર હોતો નથી, જેના સકલ સંશયો નિવૃત્ત થઇ ગયેલા હોય છે, તેનું નામ સાધક છે. પંચમહાભૂતોનો વિસ્તાર જેને સ્વપ્નવત્ ભાસે છે અને નિર્ગુણ એવા જે પરબ્રહ્મ તેમનામાંજ જેની નિશ્ચયપૂર્વક સ્થિતિ હોય છે, તેનું નામ સાધક છે. જેમ સ્વપ્નમાં લાગેલો ભય જાગૃતિમાં નાશ પામે છે તેમ આ દ્રશ્ય સર્વ મિથ્યા છે એવો જેનો નિશ્ચય થયેલો હોય છે, તેનું નામ સાધક છે. લોકોને માયાની પ્રત્યક્ષતાજ શાશ્વત પ્રમાણ જેવી લાગે છે; પરંતુ સાધક સ્વાનુભવથી તેને અપ્રમાણ બનાવી દે છે. નિદ્રા ત્યાગી જાગૃત થયેલો મનુષ્ય જેમ સ્વપ્નમાંના ભયમાંથી મુકત થાય છે, તે પ્રમાણે જે સાધક હોય છે તે માયાનો ત્યાગ કરી આત્મસ્વરૂપમાં પ્રવેશ કરે છે. અંતઃકરણમાં જેની આ પ્રકારની સ્થિતિ દ્રઢ થયેલી હોય છે, બહાર જેણે નિઃસ્પૃહતા રાખેલી હોય છે અને જેણે સંસારની મમતાનો ત્યાગ કરેલો હોય છે, તેનું નામ સાધક છે. જે કામથી મુકત હોય છે, જે ક્રોધની પાસેથી નાસી છુટેલો હોય છે, મદ અને મત્સરને જેણે એક બાજુ ફેંકી દીધેલા હોય છે, તેનું નામ સાધક છે. જે કુલાભિમાનનો ત્યાગ કરે છે, જે લોકલજ્જાને લજાવે છે અને જે વિચારપૂર્વક પરમાર્થની ધુમ મચાવી મૂકે છે, તે સાધક છે. જે અવિદ્યામાંથી નાસી છુટે છે, પ્રપંચમાંથી બહાર નીકળે છે અને કોઇ જાણે નહિ તેવી રીતે લોભના પંઝામાંથી મુકત થાય છે, તે સાધક છે. જે મોટાઇને લત્તાપ્રહાર કરે છે, વૈભવને હાંકી કાઢે છે અને વિરક્તિના બળથી પ્રતિષ્ઠાને ફેંકી દે છે, તેનું નામ સાધક છે. જે ભેદભાવની તો કમ્મરજ ભાંગી નાખે છે, જે અહંકારને ઝટકારી નાખે છે અને જે સંશયરૂપી શત્રુને ટાંગ પકડીને પટકી નાખે છે, તેનું નામ સાધક છે. જે વિકલ્પને ઠાર મારે છે, જે ભવસાગરને એક સપાટાની

સાથે ઉશડી દે છે અને જે સર્વ જીવોનો વિરોધ તોડી નાખે છે, તેનું નામ સાધક છે. જે ભયને ધુતકારી કાઢે છે, જે કાળના પગ તોડી નાખે છે અને જે જન્મમૃત્યુનો શિરચ્છેદ કરે છે, તેનું નામ સાધક છે. જે દેહાભિમાનપર આક્રમણ કરે છે, સંકલ્પ પર હલ્લો કરે છે અને કલ્પનાપર તો એકદમ છાપોજ મારે છે, તેનું નામ સાધક છે. જે વિઘ્નોને મારે છે, લિંગદેહના ટુકડેટુકડા કરી નાખે છે અને વિચારના બળથી પાખંડને ઘેરી લે છે, તેનું નામ સાધક છે. જે ગર્વ પ્રત્યે ગર્વ બતાવે છે, સ્વાર્થને અનર્થમાં નાખી દે છે અને નીતિ તથા ન્યાયથી અનર્થનાં મૂળ ખોદી કાઢે છે, તેનું નામ સાધક છે. જે મોહને વચ્ચેથી ચીરી નાખે છે, જે દુ:ખની ચિંદરડીઓ ઉડાવી દે છે અને જે શોકના ટુકડેટુકડા કરી ફેંકી દે છે, તેનું નામ સાધક છે. જે દ્વેષને દેશપાર કરે છે, અશ્રદ્ધાનું ગળું દાબી દે છે અને જેના ભયથી કુતર્કનાં આંતરડાં તૂટી જાય છે, તે સાધક છે. જ્ઞાનથી જેનો વિચાર વિશાળ થાય છે, વિચાર વિશાળ થવાથી જેનો નિશ્ચય વૃદ્ધિંગત થાય છે અને જે વૈરાગ્યથી અવગુણોનો સંહાર કરે છે, તેનું નામ સાધક છે. જે સ્વધર્મથી અધર્મને ફેંકી દે છે, સત્કર્મોથી દુષ્કર્મોને ઉડાડી દે છે અને વિચારથી અવિચારને આવૃત્ત કરી દે છે, તેનું નામ સાધક છે. જે તિરસ્કારને ચીરી નાખે છે, દ્વેષને ઉખેડી નાખે છે અને આનંદથી દ્વેષને પગ નીચે દાબે છે, તેનું નામ સાધક છે. જે ક્રોધપર ઘેરો ઘાલે છે, જે કપટને તો અંદરને અંદરજ કૂટી નાખે છે અને જે વિશ્વના સર્વ લોકોની સાથે પોતાનું સખાપણું માને છે, તે સાધક છે. જે પ્રવૃત્તિનો ત્યાગ કરે છે, મિત્ર–સુહૃદોની સંગત પણ છોડી દે છે અને જે સર્વસંગપરિત્યાગથી જ્ઞાનયોગને સાધે છે, તેનું નામ સાધક છે. જે વિત્તયરૂપ ઠગને ઠગે છે, જે કુવિદ્યાને ઘેરી લે છે અને જે આસરૂપી ચોરોના પંઝામાંથી પોતાની જાતને મુક્ત કરી નાખે છે, તે સાધક છે. જે પરાધીનતાપર ક્રોધિત થાય છે, જે મમતાપર કુપિત થાય છે, જે દુરાશાનો એકદમ ત્યાગ કરે છે, જે મનને સ્વરૂપમાં હડસેલી દે છે, જે યાતનાની પાછળ યાતનાને છોડે છે, જે અભ્યાસ તથા પ્રયત્નની પ્રતિષ્ઠા કરે છે, જે સાધનમાર્ગથી અભ્યાસનો સંગ કરે છે, જે ઉદ્યોગને સાથેજ રાખીને ચાલે છે અને પ્રયત્નનેજ પોતાનો સહાયક બનાવે છે, જે સાવધ, દક્ષ, નિત્યાનિત્યનો વિચાર કરનાર, સર્વ સંગનો

પરિત્યાગી અને એક માત્ર સત્સંગનેજ સાધનાર હોય છે, તે સાધક છે. જે યત્નપૂર્વક સંસારને પાછળ હઠાવી દે છે, જે વિચારપૂર્વક ગૃહસ્થાશ્રમની જંજાળને ફેંકી દે છે, જે શુદ્ધાચારથી અનાચારને નષ્ટભ્રષ્ટ કરી નાખે છે, જે ભૂલને ભૂલી જાય છે, આળસ કરવામાં જે આળસ કરે છે અને જે કુચિત્ત થવા પ્રત્યે કુચિત્તવાળો હોય છે પણ સાવધ હોતો નથી, તેનું નામ સાધક છે.

અસ્તુ. સાધક પુરુષ અધ્યાત્મ-નિરૂપણનું શ્રવણ કરી દુર્ગુણોનો ત્યાગ કરે છે અને ઉત્તમ માર્ગ ગ્રહણ કરે છે. તે પ્રયત્નપૂર્વક સર્વસ્વનો ત્યાગ કરે છે અને પરમાર્થ માર્ગનું સાધંન કરે છે. હવે સિદ્ધ કેવો હોય છે તે આગળના સમાસમાં સમજાશે. અત્રે એક સંશય ઉત્પન્ન થયો કે જે માણસ નિઃસ્પૃહ હોય છે તેજ સાધક બને છે અને સંસારી માણસ કાંઇ ત્યાગ કરી શકતો નથી; ત્યારે તે સાધક ન થઈ શકે ? આ શંકાનું સમાધાન પણ આગળના સમાસમાં કરવામાં આવે છે; માટે તે ધ્યાનપૂર્વક શ્રવણ કરો.

## समास १० मो—सिद्ध पुरुषनां लक्षण.



પૂર્વે કહેવામાં આવ્યું છે કે સંસારી માણસ ત્યાગવિના સાધક થઇ શકે નહિ ? તેનો વિચાર આ પ્રમાણે છે. સાંભળો. સન્માર્ગ હોય તે ગ્રહણ કરવો અને કુમાર્ગ હોય તેનો ત્યાગ કરવો, એ સંસારીનો ત્યાગ છે. દુર્બુદ્ધિનો ત્યાગ કર્યા સિવાય કાંઇ સુબુદ્ધિ પ્રાપ્ત થતી નથી; માટે દુર્બુદ્ધિને તિલાંજલિ આપવી એ સંસારીનો ત્યાગ છે, એ લક્ષ્યમાં રાખજો. પ્રપંચને અનિષ્ટ માની જ્યારે મનથી વિષયનો ત્યાગ કરવામાં આવે છે, ત્યારેજ આગળ પરમાર્થ માર્ગનો આશ્રય મળે છે. અશ્રદ્ધાનો પણ ત્યાગ થઇ શકે છે, સંશયનો પણ ત્યાગ થઇ શકે છે, અજ્ઞાનનો પણ ત્યાગ થઈ શકે છે; પરંતુ ધીમે ધીમે થઇ શકે છે. આ પ્રમાણે સૂક્ષ્મરીતે અંતસ્થ ત્યાગ નિઃસ્પૃહ અને સંસારી એ ઉભય એકસરખી રીતેજ કરી શકે છે. ફરકમાત્ર એટલોજ છે કે નિઃસ્પૃહ ( વિરક્ત ),

પુરુષ બાહ્યત્યાગ અધિક કરી શકે છે. સંસારી મનુષ્ય પણ પ્રસંગાનુસાર થોડો થોડો બાહ્યત્યાગ કરી શકે છે; કારણ કે નિત્યનિયમ અને શ્રવણ એ પણ થોડાઘણા બાહ્યત્યાગ સિવાય થઈ શકતાં નથી, માટે ત્યાગ સિવાય માણસ સાધક બની શકતો નથી એજ શંકાનું સમાધાન છે. હવે આગળ કથાનુસંધાન એકાગ્ર ચિત્તે શ્રવણ કરો. પૂર્વે સાધકને શી રીતે ઓળખવો તેનું નિરૂપણ કર્યું. હવે સિદ્ધનાં લક્ષણો કહું છું.

જે સાધક બ્રહ્મસ્વરૂપ બનીને રહ્યો છે, જેનો સંશય બ્રહ્માંડની બહાર ગયો છે અને જેનો નિશ્ચય કિંચિત્ પણ ડગતો નથી તેનું નામ સિદ્ધ છે. આ વાત લક્ષ્યમાં રાખવી કે બદ્ધસ્થિતિમાં જે દુર્ગુણો હોય છે તે દુર્ગુણો જેમ મુમુક્ષુ દશામાં હોતા નથી, તેજ પ્રમાણે મુમુક્ષુ દશાનાં લક્ષણો સાધક દશામાં હોતાં નથી. સાધકની વૃત્તિ પ્રથમ શંકાશીલ હોય છે; પરંતુ પાછળથી તેની શંકાની નિવૃત્તિ થાય છે, માટે શ્રોતાઓએ જે શંકારહિત હોય તેનેજ ખરો સિદ્ધ જાણવો. સંશયરહિત જે જ્ઞાન તે સિદ્ધનું લક્ષણ છે. સિદ્ધને સંશય સ્પર્શજ શી રીતે કરી શકે ? એનો વિચાર કરો. કર્મમાર્ગ સર્વ સંશયથી ભરેલો છે; સાધનમાં સંશય મિશ્ર થયેલો છે; સર્વમાં સંશયનું સામ્રાજ્ય પ્રસરેલુંજ હોય છે. માત્ર સિદ્ધજ નિઃસંદેહ હોય છે. સંશયથી જ્ઞાન ખોટું બને છે; સંશયથી વૈરાગ્ય મિથ્યા બને છે; સંશયથી ભજન વ્યર્થ થાય છે; સંશયથી સર્વ નિષ્ફળ થાય છે. સંશયથી દેવ વ્યર્થ થાય છે; સંશયથી ભાવ મિથ્યા બને છે અને સંશયથી સ્વભાવ વ્યર્થ થાય છે. સંશયથી વ્રત વ્યર્થ થાય છે; સંશયથી તીર્થ વ્યર્થ થાય છે; સંશયથી પરમાર્થ વ્યર્થ થાય છે. સંશયથી ભક્તિ વ્યર્થ થાય છે; સંશયથી પ્રીતિ મિથ્યા થાય છે; સંશયથી સંગતિ નિષ્ફળ થાય છે અને સંશયથી માત્ર સંશયજ વધે છે. સંશયી માણસનું જીવન વ્યર્થ છે; સંશયીનો નિશ્ચય વ્યર્થ છે; સંશયીનાં સર્વ કામો વ્યર્થ છે. સંશયીની પોથી વ્યર્થ; સંશયીની વ્યુત્પત્તિ વ્યર્થ અને નિશ્ચય ન હોવાથી સંશયીની ગતિ પણ વ્યર્થ છે. સંશયીની દક્ષતા વ્યર્થ; સંશયીનો પક્ષ વ્યર્થ અને સંશયીનું સર્વ વ્યર્થ જઇ તેનો મોક્ષ પણ થવાનો નહિ. સંશયીનું સંતપણું વ્યર્થ; સંશયીનું પાંડિત્ય વ્યર્થ અને નિશ્ચય વિનાના સંશયી મનુષ્યની બહુશ્રુતતા પણ વ્યર્થ હોય છે. સંશયીની મહત્તા વ્યર્થ; સંશયીની વિદ્વત્તા વ્યર્થ અને નિશ્ચય નહિ હોવાથી સંશયીનું

જ્ઞાન પણ વ્યર્થ છે. નિશ્ચય સિવાય કોઈ પણ વાતને રતિ માત્ર પણ સત્ય કહી શકાય એમ નથી. માણસો વ્યર્થ સંશયના પ્રવાહમાં પડે છે. નિશ્ચય વિનાનું જે ભાષણ તે પણ સર્વ કંટાળાભરેલું લાગે છે. સંશયપૂર્વક બોલવું એ નિરર્થક વાચાળપણું અને વ્યર્થ બડબડાટજ છે. નિશ્ચય વિનાનો જે બડબડાટ તે માત્ર વિટંબનાજ છે. સંશયથી સમાધાનનો સંપૂર્ણ નાશ થાય છે; માટે સંશયરહિત જે જ્ઞાન તેજ નિશ્ચયપૂર્વક સમાધાન છે અને તેજ ખરેખર સિદ્ધનું લક્ષણ છે. ત્યારે શ્રોતાએ એવો પ્રશ્ન કર્યો કે નિશ્ચય કોને કહેવો ? નિશ્ચયનાં મુખ્ય લક્ષણો મને કહો. માટે નિશ્ચયનાં લક્ષણો વર્ણવું છું તે સાંભળો. **મુખ્ય દેવ કેવો છે ? તેનોજ માત્ર વિચાર કરવો. અનેક પ્રકારના દેવોનું ચિંતન કરતા બેસવું નહિ.** જેણે ચરાચરની ઉત્પત્તિ કરી છે તેનોજ માત્ર વિચાર કરવો. શુદ્ધ વિચારથી પરમેશ્વરની ઓળખાણ કરવી. મુખ્ય દેવ કોણ ? ભકતનાં લક્ષણ શાં ? એનો વિચાર કરી, અસત્યની શોધ છોડી સત્યની શોધ કરવી. પ્રથમ આપણા દેવને ઓળખવો, અને હું કોણ ? એ જોઈને સર્વ સંગ પરિત્યાગ કરી બ્રહ્મસ્વરૂપ થઈ રહેવું. બંધનરૂપી સંશય તોડવો, મોક્ષરૂપી નિશ્ચય ધારણ કરવો અને પંચભૂતોનો વ્યતિરેક કરી તેનો અન્વય કેવી રીતે થાય છે તે જોવું. પ્રકૃતિની મર્યાદા ક્યાં સુધી છે ? એ પૂર્વપક્ષના પ્રથમ સિદ્ધાંતનો પ્રથમ વિચાર કરવો અને પછી સ્વસ્થતાપૂર્વક ઈશ્વરનો વિચાર કરવો. દેહાભિમાનને લીધે સંશય ઉપજી આવીને તે સમાધાનનો નાશ કરે છે; માટે આત્મસ્વરૂપનો નિશ્ચય ડગવા દેવો નહિ. આત્મજ્ઞાન એ મૂળથીજ સિદ્ધ હોવા છતાં દેહાભિમાન સંશયને વધારે છે; એટલા માટે આત્મનિશ્ચયથી સમાધાન રાખવું. દેહબુદ્ધિનું સ્મરણ થયું કે તરતજ વિચારશુદ્ધિ નષ્ટ થાય છે; એટલા માટે હું આત્મા છું એવી બુદ્ધિ દ્રઢતર રીતે ધારણ કરવી. આત્મબુદ્ધિનો નિશ્ચય થવો એજ મોક્ષરૂપી લક્ષ્મીમાં સ્થિતિ છે; એટલા માટે 'अहमात्मा' 'હું આત્મા છું' એ શબ્દોને કદિ પણ વિસરવા નહિ. આ પ્રમાણે નિશ્ચયનાં લક્ષણો કહ્યાં; પરંતુ સત્સંગ વિના એ સમજાશે નહિ. સંતોને શરણે જવાથીજ સર્વ સંશયો નષ્ટ થાય છે.

અસ્તુ. હવે સિદ્ધનાં લક્ષણો સાંભળો. મુખ્યત્વે કરીને જે નિઃસંદેહ હોય છે તેનેજ સિદ્ધ કહેવામાં આવે છે. સિદ્ધ સ્વરૂપમાં દેહજ

હોતો નથી, તો પછી તેમાં સંશય તો હોયજ કયાંથી ? માટે હે શિષ્ય ! સિદ્ધ પુરુષો નિઃસંદેહ હોય છે એ વાત લક્ષ્યમાં રાખજો. દેહને લીધે અનેક લક્ષણો ઉત્પન્ન થાય છે; પરંતુ દેહાતીતનાં લક્ષણો શી રીતે વર્ણવી શકાય ? આંખથી જે દ્રષ્ટિગોચરજ થતો ન હોય તેનાં લક્ષણો વર્ણવવાં શી રીતે ? પરબ્રહ્મ મૂળથીજ સિદ્ધ અને નિર્મળ છે તો પછી તેને લક્ષણો કેવાં ? લક્ષણ એટલે ગુણ તથા આકારનું વર્ણન; પરંતુ વસ્તુરૂપ જે પરબ્રહ્મ એ તો મૂળથીજ નિર્ગુણ અને નિરાકાર છે, માટે બ્રહ્મસ્વરૂપનાં જે લક્ષણો છે તેજ સિદ્ધપુરુષનાં લક્ષણો છે. તથાપિ, જ્ઞાન દશકમાં સિદ્ધનાં લક્ષણો જિજ્ઞાસુને પરિચય થવાને માટે જણાવ્યાં છે; માટે પ્રસ્તુત સમાસમાં અહીં વ્યાખ્યાન સમાપ્ત કરૂં છું. ન્યૂનાધિક્યને માટે શ્રોતાઓએ ક્ષમા આપવી.





# शक ६ ठो

## समास १ लो–प्र प्राप्तिनी आवश्यकता.





વે ચિત્તને સ્થિર કરો. આટલીવાર સુધી કહ્યું તેને બરોબર ધ્યાનમાં રાખો અને ક્ષણુભર એકાગ્રચિત્ત કરીને બેસો.* ધારો કે આપણે કોઇ એકાદ ગામ કિંવા દેશમાં રહેવાનું છે, તો ત્યાંના પ્રભુ ( સત્તાધીશ )ને મળ્યા સિવાય સુખ શી રીતે મળશે ? માટે જ્યાં રહેવું હોય ત્યાંના પ્રભુની મુલાકાત કરવી જોઇએ. આમ કરીશું તોજ આપણુને સર્વ પ્રકારે માન મળશે. જો આપણે ત્યાંના પ્રભુની મુલાકાત ન લઇએ તો ત્યાં આપણુને માન શી રીતે મળશે ? આપણી મહત્તા નષ્ટ થતાં પણ કાંઈ વાર લાગશે નહિ; માટે રાજાથી લઈને રંક પર્યંત, ત્યાં જે કોઈ આગેવાન હોય તેને મળવું જોઇએ, એ વાત વિચારશીલ મનુષ્યોની જાણુમાં હોય છે. તેને મળ્યા વિના જો આપણે તેના નગરમાં રહીએ તો રાજદૂતો આપણુને બેકાર તરીકે પકડશે અને ચોરી કરેલી નહિ હોવા છતાં પણ આપણે માથે ચોરીનું આળ આવશે; એટલા માટે શાણા માણસે પ્રભુને મળવાની વાત ધ્યાનમાં રાખવી. જો તે એમ નહિ કરશે તો તેનો સારો સંસાર ધૂળધાણી થઇ જશે. ગામમાં પટેલ મોટો હોય

---

* શ્રી સમર્થ રામદાસ સ્વામી શ્રોતાઓને કહે છે કે, પૂર્વે કષ્ટમય સંસાર, ત્રિવિધ તાપ, નવધા ભક્તિ, વિરક્ત સદ્‌ગુરુ, સચ્છિષ્ય અને શુદ્ધજ્ઞાન પ્રભૃતિ જે વિષયોનું વર્ણન થઇ ચૂક્યું છે તેને મનમાં સાચવી રાખવું જોઇએ. તેને આ કાને સાંભળી પેલે કાને કાઢી નાખવું જોઇએ નહિ. તેઓ શ્રોતાઓને સૂચના આપે છે કે હવે ચિત્તને એકાગ્ર કરીને બેસો; કારણ કે આગળ અધ્યાત્મનિરૂપણ કરવામાં આવનાર છે.

છે; તેના કરતાં સૂબો મોટો હોય છે અને સૂબા કરતાં રાજા મોટો હોય છે, એ લક્ષ્યમાં રાખજો. એક રાષ્ટ્રનો સ્વામિ તે રાજા અને અનેક રાજાઓનો પતિ તે મહારાજા અને જે મહારાજાઓનો પણ રાજા હોય છે તે ચક્રવર્તિ કિંવા સાર્વભૌમ કહેવાય છે. કોઇ નરપતિ હોય છે, કોઈ ગજપતિ હોય છે, કોઇ અશ્વપતિ હોય છે; પરંતુ આ સર્વમાં ચક્રવર્તિ રાજાજ મોટો ગણાય છે. આ સર્વ વિશ્વનો નિર્માણકર્તા એક બ્રહ્મદેવ છે; પરંતુ તે બ્રહ્મદેવનો નિર્માણકર્તા કોણ છે? બ્રહ્મા, વિષ્ણુ અને શંકરનો નિર્માણકર્તા પ્રભુ તેમનાથી પણ મોટો છે; માટે તેનેજ નાના યત્નોથી ઓળખવો જોઈએ. તે દેવને જો ઓળખવામાં આવે નહિ તો યમયાતના નિવૃત્ત થાય નહિ. તે બ્રહ્માંડનાયકની ભેટ થાય નહિ એ આપણે માટે ઇષ્ટ નથી. જેણે સર્વને પેદા કર્યાં છે અને જેણે આ સમગ્ર બ્રહ્માંડ નિર્માણ કર્યું છે, તેને જેણે ઓળખ્યો નથી તેને પતિત માનવો જોઇએ, માટે પરમેશ્વરને ઓળખવો અને જન્મનું સાર્થક્ય કરી લેવું. જો પરમેશ્વરનો પરિચય ન થતો હોય તો સંતોની સંગતિ કરવી જોઇએ. આમ કરશો એટલે પરમાત્માની પ્રતીતિ થશે. જે ભગવાનને ઓળખે છે તેનેજ સંત કહેવામાં આવે છે. કયી વસ્તુ શાશ્વત છે અને કયી વસ્તુ અશાશ્વત છે તેનો નિર્ણય તેજ જાણે છે. પરમેશ્વર અચળ અને અટલ છે એવો જેના અંતરમાં નિશ્ચય હોય છે, તેનેજ સાધુ અને બ્રહ્મજ્ઞાની જાણવો. જે વસે છે તો લોકોમાંજ, પરંતુ વાતો કરે છે પરલોકની અને જેના અંતઃકરણમાં સત્ય જ્ઞાન જાગૃત હોય છે તેજ સાધુ છે. પરમાત્મા નિર્ગુણ છે એમ જાણવું તેનેજ જ્ઞાન કહેવામાં આવે છે; તેથી જે કાંઇ ભિન્ન હોય તે સર્વ અજ્ઞાન છે. લોકો ઉદરપોષણને માટે જે નાના પ્રકારની વિદ્યાઓ ભણે છે તેને **વિજ્ઞાન** કહેવામાં આવે છે; પરંતુ તેથી કાંઇ ખરૂં સાર્થક્ય થતું નથી. **પરમેશ્વર એક છે એમ જાણવું તેનુંજ નામ જ્ઞાન છે** અને તે જ્ઞાનજ સાર્થક છે; બાકી સર્વ વિદ્યાઓ વ્યર્થ અને ઉદર ભરવા માટે છે. જન્મભર ઉદર ભર્યું, દેહનું સંરક્ષણ કર્યું, તોપણ અંતકાળે સર્વ વ્યર્થ જાય છે. તાત્પર્ય એ છે કે પેટ ભરવા માટેની જે વિદ્યા હોય તેને સદ્વિદ્યા કહેશો નહિ. સર્વવ્યાપક એવો જે પરબ્રહ્મ, તે જે વિદ્યાદ્વારા તત્કાળ પ્રાપ્ત થાય છે તેનું નામજ ખરૂં જ્ઞાન છે. આવું જ્ઞાન જેની પાસે હોય તેનેજ ખરો જ્ઞાનવાન જાણવો અને તેનીજ

પાસે જઇને સમાધાનનો ઉપાય પૂછવો જોઈએ. અજ્ઞાનીને અજ્ઞાની મળે તો જ્ઞાનનો લાભ ક્યાંથી થાય ? ભિખારીને ભિખારી મળે તો શ્રીમંતાઈ ક્યાંથી ઉદ્ભવે ? રોગીની પાસે રોગી જાય તો તેને આરોગ્ય શી રીતે પ્રાપ્ત થાય ? દુર્બળની પાસે દુર્બળ જાય તો તેને આશ્રય ક્યાંથી મળે ? પિશાચની પાસે પિશાચ જાય તો ફળપ્રાપ્તિ શી થાય ? ઉન્મત્તને ઉન્મત્ત મળે તો તેને સમજાવે કોણ ? ભિખારીની પાસે ભિક્ષા માગવામાં આવે, સન્માર્ગહીનની પાસે સન્માર્ગ માગવામાં આવે અને કૃષ્ણપક્ષની પાસે પ્રકાશ માગવામાં આવે તો તે શી રીતે મળે ? અબુદ્ધની પાસે બુદ્ધિ લેવા જનાર તે સુબુદ્ધ શી રીતે થશે ? બંધાયલાને બંધાયલો જઈને મળવાથી કાંઇ મુક્ત થતો નથી. દેહીની પાસે દેહી જાય તો તે વિદેહી શી રીતે થાય ? જ્ઞાની સિવાય જ્ઞાનમાર્ગ મળવો અશકય છે; એટલા માટે જ્ઞાતાને ખોળી કાઢી તેનોજ અનુગ્રહ પ્રાપ્ત કરવો અને તેની પાસેથી સારાસારનું જ્ઞાન સંપાદન કરવું. આમ કરવાથી જીવને મોક્ષપ્રાપ્તિ થાય છે.

## समास २ जो-ब्रह्मप्रतिपादन.



હવે જે ઉપદેશવડે સાયુજ્યમુક્તિ પ્રાપ્ત થાય છે તે ઉપદેશનાં લક્ષણો સાંભળો. જૂદા જૂદા મતોનું જ્ઞાન કાંઇ ઉપયોગી નથી. જેમ ધાન્ય વિનાનું ભૂસું ખાઈ શકાતું નથી તે પ્રમાણે બ્રહ્મજ્ઞાન વિનાના ઉપદેશમાં કાંઇ વિશેષતા નથી. ફાવે તેટલી કડબ કાપો, તેમાંથી કાંઇ દાણા મળતા નથી; છાશને વલોવ્યાથી માખણ મળતું નથી; ચોખાનું ધોવણ પીવાથી કાંઇ દૂધનો સ્વાદ આવતો નથી; ફળની છાલ ચાવવાથી કાંઇ ફળનો સ્વાદ આવતો નથી; કૂચા ચાવવાથી કાંઈ શેરડીનો સ્વાદ આવતો નથી; કાચલી ચાવવાથી કાંઈ કોપરાનો સ્વાદ આવતો નથી; તેજ પ્રમાણે બ્રહ્મ-જ્ઞાન વિનાનો બીજો અનેક પ્રકારનો ઉપદેશ વ્યર્થ- અસાર છે. કોઇપણ શાણો માણસ સંસારને છોડી અસારનું સેવન કરશે કે ? હવે નિર્ગુણ એવા જે પરબ્રહ્મ તેનું નિરૂપણ કરૂં છું; માટે શ્રોતૃમંડળે અંતઃકરણ સ્વસ્થ કરવું.

સર્વ સૃષ્ટિની રચના પંચભૂતોમાંથી થયેલી છે; પરંતુ તે સર્વકાળ ટકતી નથી. એ રચનાના આદિમાં અને અંતમાં તો નિર્ગુણ બ્રહ્મજ રહે છે અને તેથી તેજ શાશ્વત છે. બાકી પંચભૂતોમાંથી થયેલા જેટલા દૃશ્ય પદાર્થ છે તે તો સર્વ નાશવંત છે. આ નાશવંત ભૂતોને પરમાત્મા શી રીતે કહી શકાય ? મનુષ્યને 'ભૂત' કહેવામાં આવે તો તેને પણ ખોટું લાગે છે, તો પરમેશ્વર તો સર્વ જગતનો નાયક છે અને તેનો મહિમા તો બ્રહ્માદિક પણ જાણી શકતા નથી; તો પછી તેને ભૂતોની ઉપમા શી રીતે આપી શકાય ? ભૂતો સમાન પરમેશ્વર છે એમ કહીએ તો તે મોટો દોષ છે. આ વાત સર્વ મહાપુરુષોને વિદિત છે. પૃથ્વિ, જળ, તેજ, વાયુ, આકાશ, એની બહાર અને અંદર જગદીશ્વરજ વ્યાપ્ત છે. પંચભૂતોનો નાશ થાય છે, પરંતુ પરમાત્મા અવિનાશી છે. જે નામ–રૂપ છે તે સર્વ ભ્રમ છે. નામ–રૂપથી ભિન્ન એવું જે ગુહ્યતત્ત્વ છે તેને તો અનુભવથીજ જાણવું જોઇએ. પાંચ ભૂતો અને ત્રણ ગુણો મળીને આઠ પ્રકારની પ્રકૃતિ છે, એ વાત લક્ષ્યમાં રાખો. આ આઠ પ્રકારની પ્રકૃતિનેજ દૃશ્ય કહેવામાં આવે છે. આ દૃશ્ય નાશવંત છે એમ વેદો અને ઉપનિષદો કહે છે અને નિર્ગુણ-બ્રહ્મ શાશ્વત છે; એ તો જ્ઞાતાઓને વિદિતજ છે. જે શસ્ત્રથી કાપવા જતાં કપાતો નથી, જે અગ્નિથી બાળવા જતાં બળતો નથી, જે પાણીમાં ઓગળતો નથી, જે વાયુથી ઉડી જતો નથી, જે પડતો પણ નથી અને નષ્ટ પણ થતો નથી, જે બનતો પણ નથી અને બગડતો પણ નથી;* તે પરબ્રહ્મ છે. જેની કોઇ પણ જાત નથી, જે સર્વથી નિરાળો છતાં સદા સર્વદા અસ્તિત્વમાં હોય છે, જે દેખાતો નહિ હોવા છતાં સર્વત્ર સંચાર કરી રહ્યો છે, જે સૂક્ષ્મરૂપે સર્વત્ર ભરેલો છે, તે પરબ્રહ્મ છે. જેટલું દેખાય તેટલુંજ જોવું, એવી આપણી દ્રષ્ટિને ટેવ પડેલી હોય છે; પરંતુ જે ગુપ્ત અને ગૂઢ હોય તેનું પણ જ્ઞાન મેળવવું જોઇએ. જે પ્રકટ દેખાય છે તે અસાર છે અને જે ગુપ્ત છે તેજ સારરૂપ છે એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. આ વિચાર ગુરુમુખથીજ સારી રીતે સમજાય છે. જે સમજાતો નથી તેને વિવેકબળથી સમજી લેવો જોઇએ. જે દેખાતો નથી તેને વિચારબળથી જોવો જોઇએ. જે જાણવામાં આવતો નથી તેને

* नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥—गीता.

વિચારશક્તિથી જાણી લેવો જોઇએ. જે ગુપ્ત હોય તેને પ્રકટ કરવો જોઇએ. અસાધ્ય હોય તેને સાધ્ય કરવો જોઇએ. કઠિન હોય તેનો સારી રીતે અભ્યાસ કરવો જોઈએ. વેદ, બ્રહ્મદેવ અને શેષ પણ જેનું વર્ણન કરતાં થાકી ગયા છે, તે પરબ્રહ્મને પ્રાપ્ત કરવો જોઈએ. તે પરબ્રહ્મ અધ્યાત્મવિદ્યાના શ્રવણથી પ્રાપ્ત થાય છે. તે પૃથ્વી નથી; જળ નથી; તેજ નથી; વાયુ નથી. રંગદ્વારા પણ તે ઓળખાતો નથી, કારણ કે તે અવ્યક્ત છે. સત્યદેવ તો માત્ર તેજ છે; બાકી તો લોકોએ પોતાના અજ્ઞાનથી અનેક દેવતાઓની કલ્પના કરી લીધી છે અને જેટલાં ગામ છે તેટલા દેવ છે. આ પ્રમાણે પરમાત્માનો નિર્ણય થયો. તે દેવ નિર્ગુણ છે એ વાત સમજાઇ ચૂકી. હવે સ્વયં આપણી પોતાની શોધ આપણે કરવાની રહે છે. આ મારો દેહ છે એમ આપણે કહીએ તોપણ દેહ તો ભિન્નજ ઠરે છે, એ વાત લક્ષ્યમાં રાખો. મન મારૂં છે એમ કહીએ તો મન પણ આપણાથી પૃથક્જ ઠરે છે. દેહનો વિચાર કરવા જઈએ તો તે પણ સર્વ તત્ત્વોનોજ વિસ્તાર છે. તત્ત્વો તત્ત્વોનો સંહાર કરે એટલે છેવટે શું રહે? આત્માજ. છે તેમજ તો બિલકુલ સ્થાનજ નથી; માટે તે તરફ જોવાનું તો કાંઇ કારણુજ નથી. તત્ત્વો તો પોતપોતાને સ્થાને ચાલ્યાં જાય છે. માણસ શરીરરૂપી પોટલીને જ્યારે ઉપર ઉપરથી જુએ છે ત્યારેજ તે તેને બાંધેલી જણાય છે; પરંતુ જ્યારે તે ઉંડો વિચાર કરે છે ત્યારે તેને એ પોટલી જણાતીજ નથી. શરીર એ તત્ત્વોનું પોટલું છે અને શાશ્વત જોઇએ તો એક આત્માજ છે. આપણે તો કાંઇ છીએજ નહિ. જ્યારે આપણું પોતાનુંજ ઠેકાણું નથી ત્યારે જન્મ-મૃત્યુની તો વાતજ શી? પરબ્રહ્મમાં જોવા જઇએ તો પાપ પણ નથી અને પુણ્ય પણ નથી. પાપ-પુણ્ય, યમયાતના, એ તો નિર્ગુણમાં હોતાંજ નથી; અને જે નિર્ગુણ તેજ આપણે, તો પછી જન્મ-મરણનું અસ્તિત્વ ક્યાંથી હોય? 'દેહ હું છું' એવી બુદ્ધિથી બદ્ધ થયેલો મનુષ્ય આવો વિચાર કરવાથી મુક્ત થાય છે અને તે દેહાતીત થયો એટલે મોક્ષપદને પામે છે. આપણે અને નિર્ગુણ આત્મા એકજ છીએ, આવી પ્રતીતિ થઇ એટલે જન્મનું સાર્થક્ય થાય છે; માટે આવો વિચાર પ્રથમજ કરવો જોઇએ. જેમ જાગૃત થવાથી સ્વપ્ન નષ્ટ થાય છે તેમ વિચારપૂર્વક જોવાથી દૃશ્ય નષ્ટ થાય છે. આત્મસ્વરૂપ તરફ વૃત્તિને વાળનાર પ્રત્યેક પ્રાણી તરી જાય છે. સ્વાર્પણ કરવું, પોતેજ

શેષ ન રહેવું, એનું નામ આત્મનિવેદન છે. પ્રથમ આત્મા અને અનાત્માનો વિચાર સાંભળવો; પછી એ વિષયમાં આગળ વધવા માટે સદ્ગુરુના ચરણોની સેવા કરવી; આથી સદ્ગુરુની કૃપા થઇને આત્મનિવેદન થાય છે. આત્મનિવેદન થયું એટલે શુદ્ધ અને શાશ્વત વસ્તુ જે પરમાત્મા તેજ આપણે, એવો આપણા અંતઃકરણમાં બોધ થાય છે. બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મસ્વરૂપજ થવાય છે અને સંસારનાં દુઃખો ઉડી જાય છે. આ સ્થિતિને પ્રાપ્ત થયેલો માણસ નિશ્ચિંત થઇને દેહને પ્રારબ્ધપર છોડી દે છે; આનેજ આત્મજ્ઞાન કહે છે, એનાથીજ સમાધાન મળે છે અને એ જ્ઞાનથીજ જીવ પરબ્રહ્મથી અભિન્ન થઈ રહે છે-સાચો ભક્ત બની જાય છે. હવે તેને કાંઇ પણ સ્પૃહા રહેતી નથી. થવાનું હોય તે થાઓ, જવાનું હોય તે જાઓ, જન્મ-મૃત્યુ વિષેની તેના મનની શંકા નિવૃત્ત થઈ ગયેલી હોય છે. હવે તેને સંસારમાં ડૂબવાનું ટળ્યું. પરમેશ્વર અને ભક્તનું ઐક્ય થયું. તેણે સત્સંગવડે પરમાત્માને ઓળખ્યો.

---

## समास ३ जो—मायानी उत्पत्ति.



આકાશની પેઠે આત્મા પણ સદાકાળ સર્વવ્યાપી, અત્યંત ઘન, નિર્મળ, નિશ્ચળ અને નિર્ગુણ છે. જેના કદિ પણ ખંડ થએલા નહિ હોવાથી જે સદા અખંડ છે, જે અનંત કરતાં પણ અનંત છે, જે ગગન કરતાં પણ મોટો છે, જે સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ છે, જે દેખાતો પણ નથી અને ભાસતો પણ નથી, જે ઉત્પન્ન પણ થતો નથી અને લય પણ પામતો નથી, અને જે આવતો પણ નથી અને જતો પણ નથી, તેજ પરબ્રહ્મ છે. જે ચળતો પણ નથી અને ઢળતો પણ નથી, જે તૂટતો પણ નથી અને ફૂટતો પણ નથી, અને જે બનતો પણ નથી અને બગડતો પણ નથી, તે પરબ્રહ્મ છે. જે સદાસર્વદા પ્રત્યક્ષજ રહે છે, જે શુદ્ધ અને નિર્મળ હોય છે અને જે સર્વનાં અંતઃકરણમાં, આકાશમાં અને પાતાળમાં પણ વ્યાપી રહેલો છે, તે પરબ્રહ્મ છે. તે નિર્ગુણ બ્રહ્મ અવિનાશી છે. જેનો નાશ થાય છે તે સગુણ-ત્રિગુણાત્મક માયાજ છે. આ જગતમાં

સગુણ અને નિર્ગુણ એ ઉભયનું મિશ્રણ થયેલું છે. જેમ ક્ષીર અને નીરનો વિવેક રાજહંસ કરે છે, તેમ આ મિશ્રણનો વિવેક યોગેશ્વરોજ કરે છે. જે જે જડ વસ્તુઓ હોય છે તે તે સર્વ પંચભૂતોમાંથી ઉત્પન્ન થયેલી હોય છે અને તેમાં આત્મા વ્યાપ્ત હોય છે. તે નિત્યાનિત્યનો વિચાર કરવાથી સમજાય છે. જેમ આપણે શેરડીમાંનો રસ ગ્રહણ કરીને કૂચાને ફેંકી દઈએ છીએ, તેજ પ્રમાણે જગતમાંથી જગદીશને વિચારથી ઓળખવો જોઇએ. શેરડીનો રસ તો નાશવંત અને પાતળો છે અને આત્મા તો શાશ્વત અને નિશ્ચળ છે. વળી એ રસ તો અપૂર્ણ-એકજ જગ્યાએ રહેલો છે અને આત્મા તો સર્વ સ્થળે પરિપૂર્ણ છે. આત્મા સમાન જો કોઈ વસ્તુ હોત તો તે દ્રષ્ટાંત આપવાને કામની થઈ પડી હોત; પરંતુ તેવી કોઇ વસ્તુ નહિ હોવાથી ગમે તે દ્રષ્ટાંત લઇ જે તે પ્રકારે સમજાવવું પડે છે. આવી રીતે સર્વત્ર બ્રહ્મતત્ત્વ ભરેલું છે તો પછી તેમાંથી માયા શી રીતે ઉત્પન્ન થાય છે ? એનો ઉત્તર એ છે કે જે રીતે આકાશમાં વાયુની લહરી ઉત્પન્ન થાય છે તે રીતે. વાયુમાંથી તેજ ઉત્પન્ન થયું, તેજમાંથી આપ-જળ ઉત્પન્ન થયું, જળમાંથી ભૂગોળ નિર્માણ થયો. આ ભૂગોળમાંથી કેટલાં પ્રાણીઓ ઉત્પન્ન થયાં તે કહી શકાતું નથી; પરંતુ તેના આદિ અને અંતમાં બ્રહ્મજ વ્યાપી રહેલો છે. જે જે વસ્તુઓ ઉત્પન્ન થાય છે તે તે સર્વ નાશ પામે છે; પરંતુ મૂળમાં બ્રહ્મ તો હોય છે તેવો ને તેવોજ ભરપૂર રહે છે-વધતો ઘટતો નથી. જેમ ઘટ ઉપજવા પૂર્વે પણ આકાશ હોય છે, ઘટની મધ્યે પણ આકાશ હોય છે અને તે ફૂટી જવાથી આકાશ નાશ ન પામતાં જેમનું તેમ રહે છે; તેજ પ્રમાણે પરબ્રહ્મ એ સંપૂર્ણ, અચળ અને અટલ હોય છે. આ ચરાચર જગત તે પરબ્રહ્મની મધ્યેજ ઉત્પન્ન થાય છે અને લય પામે છે. જે જે વસ્તુઓ ઉત્પન્ન થાય છે તે તે સર્વમાં બ્રહ્મજ વ્યાપેલો હોય છે અને તે સર્વનો નાશ થયા પછી જે શેષ રહે છે, તે પણ અવિનાશી પરબ્રહ્મજ છે. આવો જે અવિનાશી બ્રહ્મ છે તેનેજ જ્ઞાતા પુરુષો ગ્રહણ કરે છે. તત્ત્વોનું તત્ત્વોમાંજ નિરસન કરીને પોતામાંજ પોતાને પામે છે. એજ તત્ત્વો એક બીજા સાથે મળવાથી તેને 'દેહ' એવું નામ અપાય છે. તેના જ્ઞાતા પુરુષો આ તત્ત્વોવડેજ તત્ત્વોનું સારી રીતે શોધન કરે છે. તત્ત્વોની પૂરેપૂરી શોધ થઈ એટલે દેહાભિમાન લય પામી જાય છે

અને આપણે વિચારપૂર્વક નિર્ગુણ બ્રહ્મમાં અભેદ થઇ જઇએ છીએ. વિચારપૂર્વક દેહ તરફ જોઇએ તો તત્ત્વો તત્ત્વોમાં મળી જાય છે અને 'આપણે' એવી કોઇ વસ્તુ આપણને જણાતીજ નથી. આપણે કોણ એવી જો આપણે શોધ કરવા લાગીએ તો આપણે માયાનાજ બનેલા છીએ એમ દેખાય છે. તત્ત્વોનો નાશ થયો એટલે વાસ્તવમાં રહેછે જ શું? માત્ર એક નિર્ગુણ પરબ્રહ્મ. આપણો અભાવ થઇ જાય છે અને નિર્ગુણ બ્રહ્મજ સત્ય ઠરે છે; આત્મનિવેદનનો મર્મ માત્ર આજ છે. તત્ત્વોનો લય થતાંની સાથેજ હું–તુંપણાનો ભ્રમ નષ્ટ થાય છે. હુંપણાને જોવા જઇએ તો તે મળતું નથી. માત્ર નિર્ગુણ બ્રહ્મજ અટલ છે અને તેજ આપણે છીએ; પરંતુ આ જ્ઞાન ગુરુ સિવાય પ્રાપ્ત થતું નથી. સાર શું અને અસાર શું? એની શોધ કરવામાં આવે એટલે અસાર નીકળી જાય છે અને પછી સાર અર્થાત્ નિર્ગુણ બ્રહ્મજ શેષ રહે છે. પૂર્વે જે બ્રહ્મનું નિરૂપણ કરવામાં આવ્યું તેજ સર્વમાં વ્યાપ્ત હોય છે. સર્વનો સંપૂર્ણ નાશ થયા પછી જે શેષ રહે છે, તેજ શુદ્ધ બ્રહ્મ છે. વિચારપૂર્વક સર્વ તત્ત્વોનું પૃથક્કરણ કરીએ એટલે સત્યાસત્યનો નિર્ણય થઇ જાય છે અને આપણે આપણનેજ ભૂલી ગયા હતા એમ વિદિત થાય છે. હુંપણું આપણે પોતેજ કલ્પેલું હોય છે અને વિચારપૂર્વક તપાસીએ તો હુંપણા જેવી કોઈ વસ્તુજ શેષ રહેતી નથી. હુંપણું નષ્ટ થયું એટલે આપણે સ્વતઃજ નિર્ગુણ આત્મા બની જઇએ છીએ. તત્ત્વોનું નિરસન થયું એટલે નિર્ગુણ આત્મા તેજ આપણે એવી પ્રતીતિ થાય છે, તોપછી હુંપણું તો રહેજ શાનું? હુંપણું તત્ત્વોમાં ગયું એટલે શેષ સહજ નિર્ગુણ આત્મા રહ્યો. આ નિર્ગુણ આત્મા તે હુંજ છું, એવી ભાવનાથી આત્મનિવેદનનો અનુભવ થાય છે. આત્મનિવેદન થયું, પરમાત્મા અને ભક્તની એકરૂપતા થઇ, એટલે તે દ્વૈત છોડી દઇ ખરો ભક્ત બને છે. નિર્ગુણ બ્રહ્મને જન્મ પણ નથી અને મરણ પણ નથી. નિર્ગુણને પાપ પણ નથી અને પુણ્ય પણ નથી. તે નિર્ગુણની સાથે એકરૂપ થયા એટલે આપણે મુક્ત થઇએ છીએ. તત્ત્વોમાં ગુંચવાઇ પડવાથીજ પ્રાણી સંશયના વમળમાં પડે છે અને પોતે પોતાનેજ ભૂલી જાય છે; અને 'कोऽहम्' 'कोऽहम्' ('હું કોણ,' 'હું કોણ') એમ બોલવા લાગે છે. માણસ તત્ત્વોમાં ગુંચવાઇ પડે છે એટલે તે 'कोऽहम्' કહે છે અને

જ્યારે વિચારપૂર્વક શોધન કરે છે ત્યારે તે 'सोऽहम्' 'सोऽहम्' (અર્થાત્ હુંજ પરબ્રહ્મ છું) બોલે છે અને તદ્રૂપ થયો એટલે 'अहम्' (હું) અને 'सोहम्' (તેજ હું), એ ઉભય પણ નષ્ટ થાય છે. પછી આ પૃથ્વીમાંજ તે સંત સત્યસ્વરૂપ બને છે. તે દેહવાળો હોવા છતાં પણ દેહાતીત થાય છે એ વાત લક્ષમાં રાખો. વિષય ગહન હોવાથી એકવાર કહેવાથી સંશયની નિવૃત્તિ થતી નહિ હોવાથી વારંવાર પુનરુક્તિ કરવી પડે છે; અને તેથી પ્રસંગાનુસાર મારે પણ બોલવું પડયું છે. તો શ્રોતાઓ તે માટે મને ક્ષમા કરશે.*

## સમાસ ૪ થો—બ્રહ્મનિરૂપણ.



ત યુગનાં સત્તર લાખ અઠ્ઠાવીશ હજાર વર્ષો, ત્રેતાયુગનાં બાર લાખ છન્નુ હજાર વર્ષો, દ્વાપરયુગનાં આઠ લાખ ચોસઠ હજાર વર્ષો અને કલિયુગનાં ચારલાખ બત્રીસ હજાર વર્ષો; ચારે યુગો મળીને તેતાળીસ લાખ વીશ હજાર વર્ષો થયાં. આવા ચાર યુગો જ્યારે હજાર વખત ચાલ્યા જાય છે ત્યારે બ્રહ્માનો એક દિવસ થાય છે. આવા બ્રહ્માઓ હજાર થાય છે ત્યારે વિષ્ણુની એક ઘડી થાય છે. આવા વિષ્ણુ હજાર થાય છે ત્યારે ઈશ્વરની એક પળ થાય છે. આ વાત લક્ષમાં રાખો. આવા ઈશ્વર એક હજાર થાય છે ત્યારે શક્તિની અર્ધ પળ થાય છે. આવી કાળગણના સર્વ શાસ્ત્રોમાં જણાવેલી છે. × આવી શક્તિઓ અનંત થાય છે. અનંત

* આ પુનરુક્તિને કોઇ કોઈવાર દોષ માનવામાં આવે છે; પરંતુ અહીંઆં શ્રી સમર્થ રામદાસે સ્વયં ખુલાસો કરી દીધો છે. લોકોનો સંશય નિવૃત્ત કરવાને માટે તેમને વારંવાર એકની એક વાત કહેવી પડી છે.

× चतुर्युगसहस्राणि दिनमेकं पितामहम् ॥
पितामहसहस्राणि विष्णोर्घटिकमेव च ॥ १ ॥
विष्णोरेकसहस्राणि पलमेकं महेश्वरम् ॥
महेश्वरसहस्राणि शक्तेरर्धं पलं भवेत् ॥ २ ॥

રચનાઓ થાય છે અને લય પામે છે, તોપણ પરબ્રહ્મ તો હોય છે તેવો અખંડ એકરસજ રહે છે. તેની સ્થિતિમાં પરિવર્તન થતું નથી. વાસ્તવમાં પરબ્રહ્મને વળી સ્થિતિ કેવી ? પરંતુ આ એક બોલવાની પદ્ધતિ છે. પરબ્રહ્મના સ્વરૂપ વિષે વિવેચન કરતાં વેદો અને ઉપનિષદો સુદ્ધાં ‘ નેતિ ’ ‘ નેતિ ’ ( ન ઈતિ, ન ઇતિ—એવો તે નથી, એવો તે નથી ) કહે છે. ચાર હજાર સાતસેં સાઠ વર્ષો કલિયુગનાં વ્યતીત થઈ ચુક્યાં છે. * શેષ રહેલા કલિયુગની વાત આ પ્રમાણે છે. હવે કલિયુગનાં ચાર લાખ સત્તાવીસ હજાર બસેં ચાલીસ વર્ષો બાકી છે; તેમાં સંપૂર્ણ વર્ણસંકરતા થવાની છે. આવી ચરાચરની રચનામાં એકથી એક મોટા પડેલા છે. એનો વિચાર કરવા માંડીએ તો પાર આવે નહિ. કોઈ કહે છે કે વિષ્ણુ મોટા, કોઇ કહે છે કે શંકર મોટા અને કોઇ કહે છે કે સર્વમાં શક્તિ મોટી છે. આં રીતે સૌ પોતપોતાની ઇચ્છા પ્રમાણે બોલે છે; પરંતુ કલ્પાંતે આ સર્વ નાશ પામશે. ‘યદ્દૃષ્ટં તન્નષ્ટં ’ એટલે ‘ જેટલું દેખાય છે તે સર્વ નાશ પામશે ’ એમ શ્રુતિમાંજ કહ્યું છે. સર્વ લોકો પોતપોતાના ઉપાસ્ય દેવનું અભિમાન રાખે છે; પરંતુ સત્યનો નિશ્ચય તો સાધુજનોજ કરી શકે છે. સાધુ એકજ નિશ્ચય જણાવે છે કે આત્મા એકજ છે અને તેજ સર્વત્ર વ્યાપી રહેલો છે. શેષ આ સર્વ માયામય છે. તમે એમજ વિચારી જુઓ કે ચિત્રમાં સેના કાઢેલી છે તેમાં મોટો કોણ અને નાનો કોણ ? આપણે સ્વપ્નમાં પુષ્કળ વસ્તુઓ જોઇએ છીએ અને નાની મોટીની કલ્પના પણ કરીએ છીએ; પરંતુ જાગૃત થયા પછી તેની શી સ્થિતિ થાય છે તે જુઓ ! જાગૃત થયા એટલે પછી નાનું કોણ અને મોટું કોણ ? નાનું મોટું તો માત્ર સ્વપ્નમાંજ રહેલું હોય છે. તે પ્રમાણે આ સર્વ જગત્ માયાનોજ વિસ્તાર છે; તેમાં મોટો અને નાનો કોણ ? નાના મોટાનો આવો નિશ્ચય જ્ઞાનીઓજ કરી શકે છે. પ્રાણી જન્મ્યા પછી ‘ હું મોટો છું, હું મોટો છું ’ એમ કહેતો કહેતો મરણ પામે છે; પરંતુ એનો ખરો વિચાર તો મહાત્માઓજ કરી શકે છે. જેને આત્મજ્ઞાન થાય છે તેજ મહાપુરુષ છે એમ વેદોએ, શાસ્ત્રોએ, પુરાણોએ

* આ સંખ્યા શ્રીમદ્ દાસબોધના રચનાકાળની છે; એમાંથી યુધિષ્ઠિરના શક ૩૦૪૪ બાદ કરવાથી વિક્રમ સંવત્ ૧૭૧૬ મળી આવે છે. આ ગ્રંથની રચના સંવત્ ૧૭૧૬ ની લગભગ થઈ હતી.

અને સાધુ-સંતોએ પણ કહ્યું છે. તાત્પર્ય એ છે કે સર્વમાં મોટો પરમેશ્વરજ છે. તેના ઉદરમાંજ શંકર અને વિષ્ણુ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. તે નિર્ગુણ છે, તે નિરાકાર છે, તેની ઉત્પત્તિ નથી, તેની સ્થિતિ નથી અને તેનો નાશ પણ નથી. સ્થળ, મર્યાદા ઇત્યાદિ સર્વ વિચારો તો તેની આ તરફના છે. નામ, રૂપ, સ્થાન, માન ઇત્યાદિ સર્વ અનુમાન માત્રજ છે. બ્રહ્મકલ્પના અંતકાળે* એ સર્વનો લય થઇ જશે. બ્રહ્મ એ પ્રલયથી ભિન્ન છે, બ્રહ્મ એ નામ-રૂપથી અલિપ્ત છે, ગમે તે કાળમાં બ્રહ્મ તો એકજ સ્થિતિમાં હોય છે. બ્રહ્મનું જે નિરૂપણ કરે છે-બ્રહ્મને જે સંપૂર્ણ રીતે ઓળખે છે, તેનેજ બ્રહ્મવેત્તા બ્રાહ્મણ સમજવો.

## समास ५ मो—माया अने ब्रह्मनुं निरूपण.




વે શ્રોતાએ એવો પ્રશ્ન કર્યો કે માયા અને બ્રહ્મ કેવાં છે ? તો હવે તેમનું નિરૂપણ શ્રવણ કરો. બ્રહ્મ એ નિર્ગુણ અને નિરાકાર છે અને માયા એ સગુણ અને સાકાર છે. બ્રહ્મને આદિ અને અંત નથી અને માયાને તેવી મર્યાદા છે. બ્રહ્મ એ નિર્મળ અને નિશ્ચળ છે અને માયા મલિન અને ચપળ છે. બ્રહ્મ કેવળ નિરુપાધિક છે અને માયા એ ઉપાધિરૂપ છે. માયા દ્રષ્ટિગોચર થાય છે અને બ્રહ્મ દ્દગ્ગોચર થતો નથી. માયાનો ભાસ થાય છે અને બ્રહ્મનો ભાસ થતો નથી. કલ્પાંત કાળે-માયાનો નાશ થાય છે અને બ્રહ્મનો નાશ થતો નથી. માયા રચાય છે પણ બ્રહ્મ રચાતો નથી. માયાનો લય થાય છે પણ બ્રહ્મનો લય થતો નથી. માયા અજ્ઞાનને રુચે છે અને બ્રહ્મ અજ્ઞાનને રુચતો નથી.માયાને જન્મ હોય છે અને બ્રહ્મને જન્મ હોતો નથી. માયાને મૃત્યુ છે; બ્રહ્મને મૃત્યુ નથી. માયાનું સ્વરૂપ મનમાં આણી શકાય છે અને બ્રહ્મનું સ્વરૂપ મનમાં આણ્યું આણી શકાતું

* બ્રહ્માનાં સો વર્ષો પૂરાં થયા પછી જે પ્રલય થાય છે તેને 'બ્રહ્મ કલ્પાંત' કહેવામાં આવે છે.

નથી. માયા ફૂટે છે, બ્રહ્મ ફૂટતો નથી. માયા તૂટે છે, બ્રહ્મ તૂટતો નથી. માયા મલિન થાય છે, બ્રહ્મ મલિન થતો નથી; તે તો સદા નિર્મલજ રહે છે. માયા વિકારી છે, બ્રહ્મ નિર્વિકાર છે. માયા સર્વ કાંઈ કરે છે અને બ્રહ્મ કાંઈ કરતોજ નથી—અકર્તા છે. માયા ભિન્ન ભિન્ન સ્વરૂપો ધારણ કરે છે અને બ્રહ્મનું કાંઇ સ્વરૂપજ હોતું નથી. માયા પંચભૂતાત્મક હોઈ અનેક સ્વરૂપયુકત છે અને બ્રહ્મ શાશ્વત એક-રૂપ હોઈ એકજ છે. આ સર્વ માયા અને બ્રહ્મનો વિચાર વિચારવંત લોકોને માહિત હોય છે. માયા નાની છે અને બ્રહ્મ મોટો છે. માયા અસાર છે અને બ્રહ્મ સાર છે. માયાને આદિ અંત હોય છે અને બ્રહ્મને તે નથી. માયાના વિસ્તારના પડદાથી બ્રહ્મ આવૃત્ત હોય છે; પરંતુ સાધુજન તેને ખોળી કાઢે છે. આપણે જેમ શેવાળ હડાવી પાણી લઈએ છીએ, પાણી છોડીને દૂધ લઇએ છીએ; તેમ માયાને છોડી દઇ પરબ્રહ્મનોજ અનુભવ લેવો જોઈએ. બ્રહ્મ આકાશની પેઠે નિર્મળ છે અને માયા પૃથ્વીની પેઠે મલિન છે. બ્રહ્મ કેવળ સૂક્ષ્મરૂપ છે અને માયા સ્થૂલરૂપ છે. બ્રહ્મ ગુપ્ત છે અને માયા પ્રત્યક્ષ દ્રષ્ટિગોચર થાય છે. બ્રહ્મ સર્વ સ્થળે સમ છે અને માયા વિષમરૂપ છે. માયા દૃશ્ય છે, બ્રહ્મ અદૃશ્ય છે. માયા મૂર્તિમંત છે અને બ્રહ્મ અમૂર્ત છે. માયામાં બે પક્ષ છે, બ્રહ્મમાં બિલકુલ પક્ષજ નથી. માયા પૂર્વપક્ષ કિંવા શંકા-રૂપ છે અને બ્રહ્મ નિશ્ચય કિંવા સિદ્ધાંતરૂપ છે. માયા મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે. બ્રહ્મને કાંઈ હેતુ નથી અને માયાને હેતુ છે. બ્રહ્મ અખંડ ઘન ભરેલો છે અને માયા પંચભૂતોની બનેલી હોવાથી પોચી છે. બ્રહ્મ નિરંતર નવયૌવનસંપન્ન અને તરુણ રહે છે અને માયા જીર્ણ તથા જર્જર બની જાય છે. માયા આકારને પ્રાપ્ત થાય છે, પરંતુ બ્રહ્મ આકારને પ્રાપ્ત થતો નથી. માયામાં ઘટાડો થાય છે, બ્રહ્મમાં ઘટાડો થતો નથી. માયામાં બિગાડ થાય છે, બ્રહ્મ જેવો ને તેવોજ રહે છે—તેમાં બિગાડ થતો નથી. બ્રહ્મ સદાસર્વદા અસ્તિત્વમાં હોય છે અને માયાનો નાશ થતાં તે લય પામી જાય છે. બ્રહ્મમાં સંકલ્પ હોતો નથી, માયામાં તે છે. માયા કઠોર છે અને બ્રહ્મ કોમળ છે. માયા અલ્પ છે અને બ્રહ્મ વિશાળ છે. માયા સર્વકાળ હોતી નથી અને બ્રહ્મ સર્વકાળ હોય છે. બ્રહ્મનું શબ્દથી વર્ણન કરી શકાતું નથી અને માયાનું વર્ણન કરી શકાય છે. કાળની બ્રહ્મ પાસે

જવાની મકદૂર નથી, પરંતુ બ્રહ્મ માયાપર ઝડપ મારી શકે છે. ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં, ભિન્ન ભિન્ન વર્ણોમાં માયાજ વ્યાપ્ત છે. તે સર્વ નશ્વર છે, પરન્તુ બ્રહ્મ તો જેવો ને તેવો અભંગજ રહે છે.

અસ્તુ. જે ચરાચર અસ્તિત્વ ધરાવે છે તે સર્વ માયા છે અને તેની અંદર અને બહાર પરમેશ્વર વ્યાપ્ત છે. આકાશ જેમ પાણીમાં હોવા છતાં પાણીને સ્પર્શ કરતું નથી, તે પ્રમાણે પરમાત્મા સર્વ ઉપાધિઓથી સંપૂર્ણતઃ અલિપ્ત છે. આ માયા અને બ્રહ્મનું વિવરણ સંતોના મુખથીજ સારી રીતે સમજાય છે; તેમના શરણમાં જવાથી જન્મ-મરણ છૂટી જાય છે. સંતોના મહિમાનો પાર નથી; તેમની કૃપાથી પરમાત્માની પ્રાપ્તિ સહજ થાય છે.

## समास ६ ठो–सृष्टिनुं निरूपण.



બ્રહ્મ સૃષ્ટિની પૂર્વે હોય છે-તે સમયે સૃષ્ટિ બિલકુલ હોતી નથી; પરંતુ હમણાં આ સૃષ્ટિ દેખાય છે, તો તે સત્ય કે મિથ્યા? શ્રોતાએ વક્તાને વિનંતિ કરી કે આપ સર્વજ્ઞ અને સર્વથી સમર્થ છો, માટે મારા આ સંશયની નિવૃત્તિ કરો. ત્યારે વક્તા સર્વજ્ઞ અને ઉદાર હોવાથી આગળ બોલવા લાગ્યો. હવે કથા પ્રત્યે લક્ષ્ય આપી તેનો પ્રત્યુત્તર સાંભળો. ‘ जीवभूतः सनातनः.’× એવા શબ્દો ગીતામાં છે, તે દ્વારા તો સૃષ્ટિ સત્ય પ્રતીત થાય છે; પરન્તુ ‘ यद्दृष्टं तन्नष्टं ’ એ શબ્દો-દ્વારા સૃષ્ટિને મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે, ત્યારે તેની સત્યાસત્યતાનો નિવેડો કેવી રીતે કરવો? તેને સત્ય કહેવામાં વિરોધ આવે છે, કેમકે તેનો નાશ થાય છે; અને મિથ્યા કહીએ તોપણ વિરોધ આવે છે, કેમકે તે પ્રત્યક્ષ દેખાય છે; માટે સત્ય શું છે તે કહું છું. આ સૃષ્ટિમાં અજ્ઞાની અને જ્ઞાની એવા અસંખ્ય લોકો છે; તેથી સમાધાન થતું નથી. અજ્ઞાની-ઓનો મત સાંભળો: તેઓ કહે છે કે સૃષ્ટિ શાશ્વત છે; દેવ, ધર્મ, તીર્થ,

× ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે, “ ममैवांशो जीवलोके जीवभूतः सनातनः” અર્થાત્ સૃષ્ટિમાં જીવરૂપ જે કાંઈ છે તે મારોજ અંશ છે અને અવિનાશી છે.

ગત, એ સર્વ સત્ય છે; પરંતુ સર્વ જ્ઞાનીઓના રાજા શ્રીકૃષ્ણ કહે છે કે "मूर्खस्य प्रतिमापूजा" (પ્રતિમાપૂજા મૂર્ખાઓને માટે છે) અને સૃષ્ટિ પણ સત્ય નથી, કારણ કે પ્રલયકાળે તેનો નાશ થાય છે. તેપર અજ્ઞાની કહે છે કે "તો તું સ્નાન, સંધ્યા શા માટે કરે છે? ગુરુભક્તિ, તીર્થાટન ઇત્યાદિ કરવાનું શું પ્રયોજન?" એનો જ્ઞાની આ પ્રમાણે ઉત્તર આપે છે:–

तीर्थे तीर्थे निर्मलं ब्रह्मवृंदं वृंदे वृंदे तत्त्वचिंतानुवादः ॥
वादे वादे जायते तत्त्वबोधः बोधे बोधे भासते चंद्रचूडः ॥१॥

અર્થાત્ "તીર્થે તીર્થે પવિત્ર બ્રાહ્મણોના સમુદાય હોય છે, તે સમુદાયમાં તત્વજ્ઞાન સંબંધી વાદવિવાદ ચાલે છે, તે વાદવિવાદથી સત્યનું જ્ઞાન થાય છે અને સત્યજ્ઞાનથી શ્રી મહાદેવનું દર્શન થાય છે;" આવું શ્રીશંકરનું કથન છે, તેમજ ગુરુગીતામાં શ્રીશંકરે સદ્ગુરુની ઉપાસનાનું વિવેચન કર્યું છે. ગુરુની ભક્તિ કેવી રીતે કરવી? તો તેનો ઉત્તર એ છે કે પ્રથમ તો તેને ઓળખવો અને પછી વિવેકથી સ્વયં તેના રૂપમાં લીન થઇ જવું. ગુરુગીતામાં સદ્ગુરુનું વર્ણન આ પ્રમાણે છે:–

ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥ १ ॥

અર્થાત્ "બ્રહ્માનંદમાં નિમગ્ન રહેનાર, અત્યંત સુખપ્રદ, જ્ઞાનની કેવળમૂર્તિ, દ્વંદ્વથી અલિપ્ત, આકાશવત્ નિર્મળ, પરબ્રહ્મ તે હું જ–એ મહાવાક્યપર લક્ષ્ય રાખનાર, અદ્વિતીય, નિત્ય પવિત્ર, અચલ, સર્વ બુદ્ધિના સાક્ષિભૂત, સર્વ ભાવોથી અતીત, ત્રણ ગુણોથી રહિત, એવા જે સદ્ગુરુ તેને મારા નમસ્કાર હો." આવા સદ્ગુરુનું ધ્યાન ધરતી વખતે સૃષ્ટિ અને મિથ્યા ભાસ રહી શકતો નથી. આ પ્રકારે જ્ઞાની જ્યારે સદ્ગુરુનું સત્ય સ્વરૂપ દર્શાવી સૃષ્ટિને મિથ્યા નિશ્ચિત કરે છે ત્યારે અજ્ઞાની અધિક વિવાદ કરવાને તૈયાર થાય છે અને કહે છે કે, "કેમ રે! તું શું કૃષ્ણ પરમાત્માને અજ્ઞાન સિદ્ધ કરે છે? ગીતાના "जीवभूतः सनातनः" એ શબ્દો શી રીતે મિથ્યા કહી શકાય?" આ પ્રકારે અજ્ઞાની આક્ષેપ કરી પોતાના મનમાં ખિન્ન થાય છે, ત્યારે જ્ઞાની કહે છે કે, "ગીતામાં

શ્રી કૃષ્ણે જે કહ્યું છે તેનો મર્મ તું જાણતો નથી; તેથી તું આ મિથ્યા વિવાદ ઉઠાવે છે. ” શ્રી કૃષ્ણ કહે છે કે,—“अश्वत्थः सर्ववृक्षाणाम्” “ સર્વ વૃક્ષોમાં અશ્વત્થ હું છું—પીપળો એ મારીજ વિભૂતિ છે. ” પરંતુ પીપળાના વૃક્ષને છેદવામાં આવે તો તે તરતજ છેદાય છે અને વળી તેઓજ કહે છે કે:—

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ॥**
**नचैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥ १ ॥**

અર્થાત્ “ મારૂં સ્વરૂપ શસ્ત્રોદ્વારા કાપી શકાતું નથી, અગ્નિથી બાળી શકાતું નથી, જળથી ભીંજાતું નથી, પવનથી શોષી શકાતું નથી;” પરંતુ પીપળો ( કે જેને શ્રીકૃષ્ણ ભગવાન પોતાની વિભૂતિ કહે છે ) તે તો શસ્ત્રથી કાપી શકાય છે, તે અગ્નિથી બળી જાય છે અને પાણીથી ભીંજાય છે; માટે તે નાશવંત છે. જે છેદાય છે, બળે છે, ભીંજાય છે અને નષ્ટ થાય છે, તેનું પરમેશ્વરની સાથે ઐકય શી રીતે થઈ શકે ? માટે આ સર્વનો મર્મ સદ્‌ગુરુના મુખથીજ સમજાય છે. શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે, ‘ इन्द्रियाणां मनश्चास्मि–ઇન્દ્રિયોમાં મન હું છું ’ અને વળી તેજ કહે છે કે “ મન ચંચળ છે માટે તેને મારવું. ’ શ્રીકૃષ્ણ ભગવાને આમ શા માટે કહ્યું ? તો તેનો ઉત્તર એ છે કે જેમ કાંકરા આદિ રાખીને અબોધ બાળકોને મૂળાક્ષર શીખવવામાં આવે છે,* તેજ પ્રકારે શ્રીકૃષ્ણ ભગવાને અબોધ સાધકોને ગીતાદ્વારા સાધનમાર્ગ દર્શાવ્યો છે. આ રીતે તેમનાં વચનોમાં જે પરસ્પર ભેદ પ્રતીત થાય છે તેનો મર્મ તેમને વિદિત છે; તેજ પ્રકારે તારો આ દેહાભિમાનનો વાદ નિરુપયોગી છે. વેદ, શાસ્ત્ર, શ્રુતિ, સ્મૃતિ, એ સર્વનાં વચનોમાં આવોજ પરસ્પર વિરોધ દૃષ્ટિગોચર થાય છે. તે સર્વની એકવાકયતા સદ્‌ગુરુના વચનથીજ થાય છે. વેદ શાસ્ત્રોનો ઝઘડો પાંડિત્યથી તોડે એવો કોણ છે ? સાધુપુરુષ સિવાય કોઇથી તેનો કલ્પાંતે પણ નિવેડો આણી શકાય એમ નથી. શંકા અને સમાધાન, એ શાસ્ત્રમાં સંક્ષેપમાં નિર્દિષ્ટ કરેલ હોય છે, તેનો નિશ્ચિ

* રામદાસ સ્વામીના આ ઉદાહરણદ્વારા પ્રતીત થાય છે કે શિક્ષાની વર્તમાન કિન્ડરગાર્ડન પ્રણાલિ ( બાલોદ્યાન શિક્ષણપદ્ધતિ) જેને લોકો પ્રથમ યૂરોપમાં શોધાયેલી માને છે, તે આપણા દેશમાં પૂર્વે પ્રચલિત હતી. આપણાપૂર્વજો નૈસર્ગિક સાધનોથી શિક્ષા આપવાનું કામ સારી રીતે જાણતા હતા.

તાર્થ સાધુમુખે સમજાય છે. બાકી વાદવિવાદ કરવા જઈએ તો એક એકથી ચઢે એવા વાદવિવાદ કરી શકાય એમ છે અને વેદશાસ્ત્રો તો અપાર છે; માટે વાદવિવાદ છોડીને જ્ઞાન પ્રાપ્ત કરો, જેથી અનુભવદ્વારા તમને બ્રહ્માનંદની પ્રાપ્તિ થશે. એકજ કલ્પનાના ઉદરમાં અનંત સૃષ્ટિઓ થાય છે અને લય પામે છે, તો પછી તે સૃષ્ટિની વાત સત્ય શી રીતે માનવી ? ભક્તો કલ્પનાથી દેવ કરે છે અને તેની દ્રઢતાપૂર્વક ભક્તિ કરે છે; તેમજ તે દેવપર કાંઈ સંકટ આવે તો ભકત દુઃખથી વિહ્વલ થાય છે. લોકો પત્થરના દેવ બનાવે છે, તે એકાદ દિવસ તૂટી જતાં ભકતને ઘણું દુઃખ થાય છે. તે રડે છે, કલ્પાંત કરે છે અને ભૂમિપર પછડાય છે. કોઈ દેવતા ઘરમાં ને ઘરમાં ખોવાઇ જાય છે, કોઇ દેવને ચોર ચોરી જાય છે, કોઇ દેવને દુષ્ટ લોકો જાણી જોઇને ભાગી નાખે છે, કોઈ દેવતાને ભ્રષ્ટ કરી નાખવામાં આવે છે, કોઈ દેવતાને પાણીમાં નાખી દેવામાં આવે છે અને કોઈ દેવતાને પગતળે દાબવામાં આવે છે. આ કારણથી લોકો કહે છે કે, “ શું કહીએ ? આ તીર્થનો મહિમા ઘણો મોટો હતો; પરંતુ પેલો દુરાત્મા સૌ સત્યાનાશ કરી ગયો. હવે કોણ જાણે એનું સત્ત્વ કયાં ચાલ્યું ગયું ? ” * એક દેવ સોનીએ ઘડેલો હોય છે, એક દેવ ઢાળનારે ઢાળેલો હોય છે અને એક દેવ સલાટે પત્થરનો કોતરેલો હોય છે. નર્મદાના કાંઠાપર અને ગંડકી નદીપર લક્ષાવધિ દેવો પડેલા હોય છે. તેમની ગણના કોણ કરી શકે એમ છે ? ત્યાં તેવા અસંખ્ય પાષાણો પડેલા હોય છે. ચક્રતીર્થમાં અસંખ્ય ચક્રાંકિત દેવતાઓ પડેલા છે, પણ તેમાંથી કોઈ એક દેવતા મનમાં નિશ્ચિતજ થતો નથી. બાણ, પત્થર, ત્રાંબાનાણું, સ્ફટિક ઇત્યાદિને મંદિરમાં પૂજવામાં આવે છે. આવા નાના પ્રકારના દેવ હોય છે. તે ખરા છે કે ખોટા તે તો કોણ જાણે ! રેશમનો દેવ ( અનંત) કર્યો તે તૂટી ગયો, ત્યારે હવે મૃત્તિકાનો દેવ બનાવ્યો. કોઈ ભકત કહે છે કે; “ ભાઈ, અમારા દેવ બહુ સાચા હતા, તેઓ અમને વિપત્તિમાં ઘણી સહાય કરતા હતા અને સદા અમારા મનોરથ પૂર્ણ કરતા હતા; પરંતુ હવે એમનું સત્ત્વ ચાલ્યું ગયું છે. શું કરીએ ? જે થવાનું હતું તે થયું. જે લલા-

* આ ઉદાહરણદ્વારા તે સમયના ધાર્મિક અત્યાચારોની સારી રીતે પ્રતીત થાય છે. આ અત્યાચારો બહુધા મુસલમાનોના હાથથી થતા હતા.

ટમાં લખ્યું હોય તે ઈશ્વરથી સુદ્ધાં મટતું નથી. ” અરે મૂર્ખ ! ધાતુ, પત્થર, માટી, ચિત્ર અને કાષ્ઠાદિમાં તે દેવ કેવા ? તને ભ્રાન્તિ પડી છે. એ તો માત્ર આપણી કલ્પનાજ છે. કર્માનુસાર ફળ મળે છે અને સત્ય દેવ તો કોઈ બીજોજ છે. વેદ, શાસ્ત્ર અને પુરાણ કહે છે કે આ સૃષ્ટિ કેવળ માયાનો ભ્રમ છે અને તે સર્વથા મિથ્યા છે. સાધુ-સંતો અને મહાનુભાવોનો પણ આવોજ અનુભવ છે. પરમેશ્વર તો એ પંચમહાભૂતોથી નિરાળો છે અને સૃષ્ટિ મિથ્યા છે. સૃષ્ટિની પૂર્વે, સૃષ્ટિની વર્તમાન સ્થિતિમાં અને સૃષ્ટિના સંહારકાળે પણ પરમાત્મા તો વિદ્યમાનજ હોય છે. તેના આદિ અને અંતમાં તે અવિનાશીજ રહેલો હોય છે. આવો સર્વનો નિશ્ચય છે, એમાં કાંઇ પણ સંશય નથી. સંયોગ અને વિયોગ એ કલ્પનારૂપ છે. એક કલ્પનાના ઉદરમાં આઠ સૃષ્ટિઓ જણાવવામાં આવે છે અને તે આ પ્રમાણે છેઃ-

પહેલી કલ્પનાસૃષ્ટિ; બીજી શબ્દસૃષ્ટિ; ત્રીજી પ્રત્યક્ષસૃષ્ટિ; આ સર્વને વિદિતજ છે. ચોથી ચિત્રલેખનસૃષ્ટિ; પાંચમી સ્વપ્નસૃષ્ટિ; છઠ્ઠી ગંધર્વસૃષ્ટિ ( આકાશમાં જે નગરાકાર અને જીવાકાર વાદળો દૃષ્ટિગોચર થાય છે તે ); સાતમી જ્વરસૃષ્ટિ અને આઠમી દૃષ્ટિબંધનસૃષ્ટિ અથવા નજરબંદ. આવી આ આઠ સૃષ્ટિઓ છે, એ વાત લક્ષ્યમાં રાખો. એમાં શ્રેષ્ઠ કોણ ? અને ખરી કોને માનવી ? માટે સૃષ્ટિ એ નાશવંત છે એમ સંત મહંતો જાણે છે. તથાપિ ખરૂં તત્ત્વ પ્રાપ્ત કરવાને માટે સાધન તરીકે સગુણોપાસના કરવી જોઇએ. સગુણ રૂપના આશ્રયથી, સારાસારવિચારથી અને સંતસમાગમથી નિશ્ચયપૂર્વક નિર્ગુણની પ્રાપ્તિ થાય છે. અસ્તુ. સત્સંગદ્વારા આ સર્વનો નિર્ણય થાય છે. નહિતર ચિત્ત વિકૃત થઇ સંશયમાં પડે છે. ત્યારે શિષ્યે કહ્યું કે, “સૃષ્ટિ મિથ્યા છે એ સમજણ તો પડી; પરંતુ આ દૃશ્ય જ્યારે મિથ્યા છે ત્યારે તે દેખાય છે શા માટે ? દૃશ્ય પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે તેથી તે સત્ય લાગે છે. સ્વામી મહારાજ ! આની સમજ પાડો. ” આનો સમર્પક ઉત્તર આગળના સમાસમાં આપવામાં આવેલો છે, તે શ્રોતાઓએ શ્રવણ કરવો જોઇએ. તાત્પર્ય એ છે કે, “ સૃષ્ટિને મિથ્યા જાણવી અને તેમ જાણવા છતાં પણ સગુણની રક્ષા કરવી; આવું આ અનુભવનું રહસ્ય અનુભવીજ જાણે છે. ”

# समास ७ मो—सगुणोपासनानुं निरूपण.




નથી સર્વ દૃશ્ય મિથ્યા ઠર્યું, તો પછી ભજન શા માટે કરવું જોઇએ ? તેના યોગથી શું પ્રાપ્ત થાય છે ? એ મને નિરૂપણ કરીને કહો. જ્ઞાન કરતાં જ્યારે કોઇ મોટી વસ્તુ નથી તો પછી ઉપાસના ( ભક્તિ ) શા માટે કરવી જોઇએ ? ઉપાસનાથી માણુસોને શી વસ્તુની પ્રાપ્તિ થાય છે ? નિર્ગુણ એજ મુખ્ય સાર છે—તેમાં સગુણ દૃષ્ટિગોચર થતો નથી, તો પછી તેનું ભજન કરવાથી ફળ શું ? તે જણાવો. દૃશ્ય જ્યારે નાશવંત છે ત્યારે ભજન શા માટે કરવું ? ખરાને છોડી ખોટાની ભકિત શા માટે કરવી ? અસત્યની જ્યારે પ્રતીતિ થઈ ચૂકી ત્યારે પછી નિયમ શા માટે જણાવ્યો છે ? સત્ય છોડીને નકામી માથાકૂટ શા માટે કરવી ? નિર્ગુણથી મોક્ષપ્રાપ્તિ થાય છે એવો જ્યારે પ્રત્યક્ષ અનુભવ મળે છે, તો પછી હે સ્વામી મહારાજ ! સગુણ દ્વારા શી પ્રાપ્તિ થવાનો સંભવ છે ? પ્રથમ તો આપ સગુણ—સાકાર નાશવંત છે એમ જણાવો છો અને વળી આપજ કહો છો કે ભજન કરો; પરંતુ ભજન શા માટે કરવું ? મહારાજના ડરથી બોલી શકતા નથી; બાકી જરા પણ સમજાતું નથી. સાધ્ય પ્રાપ્ત થાય તો પછી સાધનની પાછળ શા માટે દોડવું ? આવા શબ્દો શ્રોતાના મુખમાંથી નીકળવા લાગ્યા. શ્રોતાની આ શંકાનો હવે વકતા ઉત્તર આપે છે.

" ગુરુવચનનું પ્રતિપાલન કરવું એજ પરમાર્થનું મુખ્ય લક્ષણ છે. ગુરુવચનનો ભંગ કરવાથી અવશ્ય હાનિ થાય છે; માટે ગુરુની આજ્ઞા શિરસાવંદ્ય કરવી અને સગુણોપાસના માન્ય કરવી. " ત્યારે શ્રોતાએ કહ્યું કે, " આ સગુણોપાસના ઈશ્વરે શા માટે અમારી પાછળ લગાડી દીધી છે ? સગુણનું ભજન કરવાથી શું લાભ થાય છે ? કિંવા તેનાથી શેનો સાક્ષાત્કાર થાય છે ? કિંવા ભજન કરવાથી શું ભાલપટ્ટપર લખેલો લેખ ઈશ્વર ભુંસી નાખે છે ? જે કાંઇ થવાનું હોય તે તો થયા વિના રહેતું નથી, તો પછી લોકોને ભજન કરવાથી લાભ શો ? આવો વિચાર કરવામાં આવે તો કોઇ પણ વાત સયુકિતક લાગતી નથી. ઈશ્વરની આજ્ઞા પ્રમાણુજ છે. તેને અપ્રમાણુ કોણુ કરી શકે એમ છે ? પરંતુ તેનું

ફળ શું તે મને જણાવો.” આ ઉપર વકતા બોલ્યો: ત્યારે તો જ્ઞાનનાં લક્ષણ બરાબર ધ્યાન દઇને સાંભળ. તારે કાંઈ પણ કરવું પડે છે કે નહિ ? ભોજન કરવું પડે છે, પાણી પીવું પડે છે, મલમૂત્ર ત્યાગ કર્યાં વિના પણ ચાલતું નથી. તું લોકોનું સમાધાન કરે છે, પોતાનાં અને પારકાંને ઓળખે છે તો પછી ભજનજ ન કરવું એ જ્ઞાન તે કેવું ? જ્ઞાન અને વિવેકથી સર્વ મિથ્યા તો સમજાયુંજ; પરંતુ કશું પણ છોડી શકાયું નહિ, તો પછી હે બાપ ! કહે જોઇએ ભજનેજ શાં પાપ કર્યાં ? સાહેબના પગ આગળ તો તું ખુશીથી પડે છે અને જાણી બુજીને નીચ બને છે, તો પછી માત્ર દેવનેજ નમસ્કાર કરવા નહિ એ જ્ઞાન તે કયાંનું ? શંકર, વિષ્ણુ તથા બ્રહ્માદિક તો તેના આજ્ઞાધારક છે અને તું તો કેવળ એક રંક મનુષ્ય છે. તું તેનું ભજન ન કરે તેથી તેનું શું જવાનું હતું ? આપણા કુલનો કુલદેવતા રઘુનાથ છે, રઘુનાથ એજ અમારા પરમાર્થનું સાધન છે. તે સમર્થોનો સમર્થ છે અને તે દેવ જેવાને મુકત કરવાને શકિતમાન છે. અમે તેના સેવક છીએ, તેની સેવા કરતાંજ અમને જ્ઞાન પ્રાપ્ત થયું છે. તેમ છતાં જે તેનાપર અશ્રદ્ધા રાખશે તેનું પતન થશે. ગુરુ જે સારાસારનો વિચાર બતાવે છે તેને મિથ્યા શી રીતે કહી શકાય ? પરંતુ તને એ વિચાર શું કહીએ? ચતુર પુરુષોનેજ એ માહિત છે. જેમ રાજપદથી ચ્યુત થવું એ દુર્ભાગ્યનું લક્ષણ છે, તેમ મહાપુરુષોના મનથી ઉતરવું એ પણ દુર્ભાગ્યનું લક્ષણ છે. હું મહાપુરુષ છું, એમ જે ધારે છે તે બ્રહ્મજ્ઞાની નથી; વિચારપૂર્વક જોઇએ તો તે દેહાભિમાની છે એમ પ્રત્યક્ષ જણાઇ આવશે. જે પરમેશ્વરની ભકિત કરતો નથી અને કરતો નથી એમ કહેતો પણ નથી, તેના મનમાં સંદેહ રહેલો છે એમ માનવું. તે જ્ઞાન પણ નથી અને ભજન પણ નથી; એ તો કેવળ દેહાભિમાન છે એમાં સંદેહ નથી. તારૂં ઉદાહરણ એમાં પ્રત્યક્ષ છે, માટે એમ કરીશ નહિ; પરંતુ રઘુનાથની ભકિત કરજે અને તેના આશ્રયથી સત્યજ્ઞાન પ્રાપ્ત કરજે. તે દુર્જનોનો સંહાર કરે છે; તે ભકતજનોનો આધાર છે; આ પ્રત્યક્ષ અનુભવની વાત છે. તેની કૃપાથી આપણા મનોરથો સિદ્ધ થાય છે; વિઘ્નોનો સમૂળ નાશ થાય છે અને અનુભવ પ્રાપ્ત થાય છે. રઘુનાથનું ભજન કરવાથીજ મને જ્ઞાનપ્રાપ્તિ થઇ છે; રઘુનાથના ભજનથીજ મારૂં મહત્વ વૃદ્ધિંગત થયું છે;

માટે તારે પણ પ્રથમ તે કરવું જોઈએ. આ મારા અનુભવની વાત છે, છતાં તે તને સત્ય લાગતી નથી; તો તારે તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો જોઈએ. શ્રીરઘુનાથનું સ્મરણ કરી કાર્ય કરશે તો તે તત્કાળ સિદ્ધ થશે. રામ એજ સર્વનો કર્તા છે એ વાત નિરંતર હૃદયમાં રાખવી. પોતાની જાતને કર્તા ન માનતાં રામને કર્તા માનવો—એ સગુણ—આત્મનિવેદન ભકિતનું લક્ષણ છે; અને નિર્ગુણ—આત્મનિવેદનમાં તો સ્વયં નિર્ગુણ બની—અનન્ય બની જવું પડે છે.* પોતાની જાતને કર્તા માનવાથી કાંઈ પણ બનતું નથી. એની પ્રતીતિ જોઇતી હોય તો અત્યારેજ મળી શકે એમ છે. યદિ તું કહીશ કે હું કર્તા છું, તો તું સંકટમાં આવી પડશે; અને રામ સર્વનો કર્તા છે એમ કહીશ તો તને યશ, કીર્તિ અને પ્રતાપ પ્રાપ્ત થશે. માત્ર ખોટી ભાવનાથીજ દેવની સાથે અંતર પડે છે. દેવ કર્તા છે એવી ભાવના કરવાથી તેની કૃપા પ્રાપ્ત થાય છે. આપણે તો બે દિવસના પરોણા છીએ અને દેવ તો અનંત કાળનો છે. આપણને બહુ તો પાંચ પચાસ માણસો ઓળખતા હશે; પરંતુ દેવ તો ત્રૈલોકયને માહિત છે એવી ભાવનાથી જે રઘુનાથની ભકિત કરે છે તેને પુષ્કળ લોકો માન આપે છે. બ્રહ્માદિક દેવ સુદ્ધાંત પ્રભુની ભકિતમાં તત્પર રહે છે. અમે ભકતો જો જ્ઞાનના જોરપર ભકિતનો આદર ન કરીએ તો અમે અભકતપણાના દોષથી અવશ્ય પતન પામીશું; અને એમ છતાં પણ જો પરમેશ્વર અમારી ઉપેક્ષા કરે તો પછી તેની મોટાઇની વાત તેજ જાણે! અપ્રમાણિકતા એ કાંઇ મોટાઓને ભૂષણાસ્પદ નથી. દેહને ભકિત લાગી એટલે વિચારાંતે દેહાભિમાન શેષ રહેતું નથી. સાધુ પુરુષોના હૃદયની આવી સ્થિતિ હોય છે. જે જે ઉત્પન્ન થાય છે તે સર્વ મિથ્યા છે એમ રામભજનથી સમજાય છે. જ્ઞાનીઓના મતથી સર્વ દૃશ્ય સ્વપ્નવત્ છે. જેમ સ્વપ્નમાંનો વિચાર મિથ્યા હોય છે તેજ પ્રમાણે આ સૃષ્ટિની રચના પણ મિથ્યા છે. દૃશ્ય છે તે સર્વ મિથ્યા છે એ વાત સાધુજનોને માહિત છે; ત્યારે શ્રોતાને શંકા ઉત્પન્ન થઇ કે સર્વજ જો મિથ્યા હોય તો તે આપણને દૃષ્ટિગોચર શા કારણથી થાય છે ? આનો ઉત્તર આગળના સમાસમાં આપવામાં આવ્યો છે.

---

* સગુણ—આત્મનિવેદનમાં સર્વસ્વનો પૂર્ણ ભાર પ્રભુપર રહે છે અને માણસ સ્વયં કેવળ નામનો રહે છે; પરંતુ નિર્ગુણ—આત્મનિવેદનમાં તો મનુષ્ય પોતે પણ પૂર્ણરામ બની જાય છે.

# समास ८ मो—दृश्य निरसन.



શ્ય માત્ર જો મિથ્યા હોય તો તે દષ્ટિગોચર કેમ થાય છે? એવો પ્રશ્ન પૂર્વે શ્રોતાએ કર્યો હતો. તે પ્રશ્નનો ઉત્તર હવે આપું છું તે લક્ષ્ય દઇને સાંભળો. જે દેખાતું હોય તેનેજ સત્ય માનવું એ કાંઇ જ્ઞાતાનું દર્શન નથી. તેને તો માત્ર જડ, મૂઢ અને અજ્ઞાન જીવોજ સત્ય માને છે. માત્ર ાતું હોય એટલાજ આધારપર કોટયવધિ ગ્રંથોને અસત્ય ઠેરવવા અને મહંતોની વાતો પણ મિથ્યા માનવી એ યુકત નથી. " જે મને ાય છે તેજ સત્ય છે, તેમાં બીજું કાંઈજ ચાલી શકે એમ નથી " ા સંશયમાં કદિ પણ સપડાવું નહિ. મૃગ મૃગજળને જુએ છે એટલે શ્રમિષ્ટ થઈને તેની તરફ દોડે છે; પરંતુ તે જળ હોતું નથી, તે તો મિથ્યાજ હોય છે, પરંતુ તે પશુને શું કહેવું? રાત્રિમાં સ્વપ્ન ી તેમાં પુષ્કળ દ્રવ્ય મળે અને તેદ્વારા પુષ્કળ લોકોની સાથે લેવડ- ; કરવામાં આવે; પરંતુ શું તેથી તેને સત્ય માનવું? એકાદ કુશલ ાકાર એકાદ અદ્‌ભુત ચિત્ર તૈયાર કરે, તો તેને જોતાંની સાથેજ તેપર ત ઉત્પન્ન થાય છે; પરંતુ વાસ્તવમાં તો તે મિથ્યાજ હોય છે. અનેક મો, હાથી, ઘોડા રાત્રે જોવામાં આવે તો મન મોહિત થઇ જાય છે; તુ દિવસે જોતાં માત્ર કંટાળા ભરેલાં ચામડાંજ દષ્ટિગોચર થાય છે. ણુ અને કાષ્ઠની અનેક પૂતળીઓ બનાવવામાં આવે છે, તે જોવામાં ં સુંદર લાગે છે; પરંતુ તે હોય છે તો નિર્જીવજ! દેવળના શિખ- સ્ત્રીઓની મૂર્તિ કોતરેલી હોય છે. તે મૂર્તિઓ અંગ વાંકું કરીને ડી નજરથી મનુષ્યો તરફ જુએ છે અને તેમના તે હાવભાવ જોઈને ચનું મન તલ્લીન થઈ જાય છે; પરંતુ તે સર્વમાં સ્ત્રીપણું એ માત્ર ાસ-દેખાવ-રૂપજ છે. ખરૂં જોતાં તો તે ચુનો, રેતી અને રંગ દ વસ્તુરૂપજ છે. નટો દશાવતારનો ખેલ કરવા લાગે છે ત્યારે તેમાં સુંદર મો આવે છે અને તે પરમ કુશલતાથી નેત્રકટાક્ષ ફેંકે છે; પરંતુ તે સર્વ ંગજ હોય છે. સૃષ્ટિ નાનારંગી હોઇ અસત્ય છે; તે માત્ર બહુરૂપીનો છે. તને દૃશ્ય સત્ય લાગે છે; પરંતુ એ તારી અવિદ્યા અને અજ્ઞા-

નને લીધેજ છે, એ વાત લક્ષ્યમાં રાખ. મિથ્યા વસ્તુ સત્ય જેવી લાગે છે; પરંતુ તેને વિચારપૂર્વક જોવી જોઇએ. વિકૃત દૃષ્ટિથી જે દેખાય તેને સત્ય શી રીતે માનવું ? ઉપર જોઇએ તો આકાશ ઉંધું જણાય છે અને પાણીમાં જોઇએ તો તેજ આકાશ ચત્તું માલૂમ પડે છે. તેમાં ચાંદરણાનો પ્રકાશ જણાય છે; પરંતુ તે સર્વ મિથ્યા હોય છે. રાજા ચિત્રકારને બોલાવે અને અનેક માણસોનાં આબેહુબ પુતળાં તૈયાર કરાવે, તો તે જોતાં તે માણસો પ્રત્યક્ષજ ઉભા છે એવો ભાસ થાય છે; પરંતુ તે સર્વ કૃત્રિમ હોય છે. આંખમાં મૂળનું કોઈ ચિત્ર ( પ્રતિબિંબ ) હોતું નથી. જ્યારે જ્યારે જે જે જોઇએ છીએ ત્યારે ત્યારે તે તે દેખાય છે, તો પછી તે આંખમાં પડેલું પ્રતિબિંબ ખરૂં શી રીતે કહી શકાય. જેટલા પરપોટા ઉઠે છે તેટલાં મુખો દેખાય છે અને પછી ક્ષણમાં તે ફૂટી જાય છે; તો પછી તે સર્વ મુખો મિથ્યા નહિ તો બીજું શું ? હાથમાં બેચાર નાની આરસીઓ લઇએ તો તેટલાં રૂપો તેમાં પ્રતિબિંબિત થાય છે; પરંતુ તે સર્વ મિથ્યા હોય છે અને ખરૂં રૂપ તો માત્ર એકજ હોય છે. નદીને કાંઠે કાંઠે બોજો લઇ જઈએ તો બીજો બોજો ઉલટો નદીમાં દૃષ્ટિગોચર થાય છે અથવા આપણે બોલીએ તો અકસ્માત્ પ્રતિધ્વનિ ગર્જવા લાગે છે. કૂપ, સરોવર ઇત્યાદિકના પાણીમાં જોઈએ તો તેમાં પશુ, પક્ષી, મનુષ્ય, વાનર, નાના પ્રકારનાં વૃક્ષો અને પાંદડાંનો સમુદાય દૃષ્ટિગોચર થાય છે. એક તલવાર લઈને ફેરવવા લાગીએ તો તે એકની બે જણાય છે; કિંવા દોરી ખેંચીને છોડીએ તો બે દોરી હોય એવો ભાસ થાય છે; કિંવા કાચના મહેલમાં સભા બેસે તો પાસેજ બીજી સભા બેઠી હોય એમ જણાય છે; કિંવા દીપકોની અનેક પંક્તિઓ ગોઠવવામાં આવે તો છાયા પણ અનેક પડેલી દેખાય છે. આવા નાના પ્રકારના ભાસ હોય છે તે ખરા સમાનજ લાગે છે; પરંતુ તે ખરાજ છે એવો ભરોસો શી રીતે રાખવો ? એજ પ્રમાણે માયા પણ ગારુડી વિદ્યા સમાન મિથ્યા છે; છતાં તે ખરી હોય એવી લાગે છે, માટે જ્ઞાતાએ તો તેને સત્ય માનવીજ નહિ. જો આપણે અસત્યનેજ સત્ય માનીએ તો પછી સારાસાર-વિચાર શી રીતે થઈ શકે ? તાત્પર્ય એ છે કે માયાના ખેલ સર્વ મિથ્યાજ છે. ગારુડી વિદ્યા પુષ્કળ લોકોને ખરી લાગે છે; પરંતુ અંતે સત્ય જોવા જતાં તે અસત્યજ ઠરે છે. તેજ પ્રમાણે રાક્ષસોની માયા

દેવોને પણ ખરી લાગે છે. મારીચ રાક્ષસ કપટથી મૃગનું સ્વરૂપ ધારણ કરીને આવ્યો ત્યારે રામે તેની પૂઠ પકડી હતી. આ રાક્ષસો પૂર્વનો દેહ બદલી નાખે છે; એકના અનેક થાય છે. રકતના બિંદુમાંથી* રાક્ષસો ઉત્પન્ન થાય છે; તેઓ સ્વતઃજ નાના પ્રકારના પદાર્થ અને ફળ બન્યા× હતા અને તેમણે દ્વારકામાં પ્રવેશ કર્યો હતો. આવા કપટરૂપી અનેક દૈત્યોને શ્રી કૃષ્ણે માર્યા હતા. રાવણનું કપટ કેવું હતું તે તો જુઓ ! તેણે +માયાવી મસ્તકો કર્યાં હતા; અને વળી કાલનેમિ÷ના આશ્રમમાંનો ચમત્કાર ઘણોજ અપૂર્વ હતો ! આવા નાના પ્રકારના કપટ-બુદ્ધિના દૈત્યો દેવોને પણ પત કરતા નહોતા, ત્યારે શકિતએ પ્રકટ થઈ

* અહી મહી રાક્ષસોનો શ્રી રામચંદ્રે પાતાળમાં વધ કર્યો, તે વખતે તેમનાં જેટલાં રકતબિંદુ પડતાં તેટલા નવા અહી મહી પુનઃ ઉત્પન્ન થતા, એવી એક કથા છે. × આ કથા જૈમિનિ ભારતમાંના વત્સલાહરણ—ચરિત્રને અનુલક્ષીને છે. તે સમયે શ્રીકૃષ્ણની આજ્ઞાથી ઘટોત્કચે દ્વારકામાં સર્વ પદાર્થો રાક્ષસરૂપી બનાવી દીધા હતા. + રાવણે પ્રથમ ગોકર્ણ ક્ષેત્રમાં શ્રી શંકરની પાસે મહાન તપશ્ચર્યા કરી અને પોતાનાં મસ્તકો પૈકી એક એક મસ્તક છેદન કરી તેની આહુતિ આપી. આ પ્રકારે નવ મસ્તકો છેદાયા પછી બ્રહ્મદેવ તેની ઉપર પ્રસન્ન થયા અને તેને એવો વર આપ્યો કે, તને જ્યારે જોઇશે ત્યારે પુનઃ મસ્તકો પ્રાપ્ત થશે; તે પ્રમાણે તેને મસ્તકો પુનઃ પૂર્વવત્ પ્રાપ્ત થયાં. ત્યાર પછી શ્રીરામચંદ્રે યુદ્ધમધ્યે તે એક એક કરીને છેદન કરવા માંડયાં, ત્યારે તે નવાં નવાં ઉત્પન્ન થવા લાગ્યાં. તેના સંબંધમાં વાલ્મીકિ રામાયણમાં આ પ્રમાણે ઉલ્લેખ છેઃ—

तस्यैव सदृशं चान्यद्रावणस्योत्थितं शिरः ॥
तत्क्षिप्रं क्षिप्रहस्तेन रामेण क्षिप्रकारिणा ॥ ५५ ॥
द्वितीयं रावणशिरश्छिन्नं संयति सायकैः ॥
छिन्नमात्रं च तच्छीर्षं पुनरेव प्रदृश्यते ॥ ५६ ॥

युद्धकांडम्—सर्गः १०८

÷ કાલનેમિની કથા વાલ્મીકિ રામાયણમાં બિલકુલ નથી; પરંતુ અધ્યાત્મ રામાયણમાં છે. લક્ષ્મણ મૂર્ચ્છિત થયા અને હનુમાન દ્રોણગિરિ પર્વતપરની વનસ્પતિ લાવવાને નીકળ્યા તે સમયે રાવણે તેમના માર્ગમાં વિઘ્ન નાખવાને માટે તે ઠામપર કાલનેમિ રાક્ષસની નિમણુક કરી, ત્યારે તેણે કપટથી ઋષિનું સ્વરૂપ ધારણ કરી માયાવી આશ્રમ તૈયાર કર્યો હતો. હનુમાન તૃષાક્રાંત થયેલા હોવાથી ત્યાં ઉતર્યા; પરંતુ તેનું કપટ તેમને શીઘ્ર સમજાયાથી તેમણે તેનો વધ કર્યો અને આગળ પ્રયાણ કર્યું.

તેમનો સંહાર કર્યો. આવી રાક્ષસોની માયા દેવોને પણ સમજાતી નથી. તેમની કપટવિદ્યાની લીલા અઘટિત છે.

મનુષ્યોની ગારુડી વિદ્યા, રાક્ષસોની કપટવિદ્યા અને ભગવાનની નાના પ્રકારની વિચિત્ર માયા, એ ત્રણે સત્ય સમાનજ જણાય છે; પરંતુ તેમને વિચારપૂર્વક જોવામાં આવે તો તેઓ લય પામી જાય છે. તે હોય છે મિથ્યા, પરંતુ નિરંતર સત્ય સમાન ભાસે છે. આ માયાને ખરી કહીએ તો તે દ્રષ્ટિગોચર થાય છે. આ ઉભય પક્ષનો આદર કરીએ તો મનને કોઈપર પણ શ્રદ્ધા ચોંટતી નથી; પરંતુ તે કાંઇ સત્ય નથી. માયાનો વિચાર મિથ્યા છે. બાપુ! જે દેખાય છે તે સ્વપ્નપ્રાય છે, એ લક્ષ્યમાં રાખ. તથાપિ અદ્યાપિ જો તને ભાસજ સત્ય લાગતો હોય તો બાપુ! તેમાં તારી એક ચુક થયેલી છે તે સાંભળ. જે દશ્યાભાસ છે તે અવિદ્યાત્મક છે અને તારો દેહ પણ અવિદ્યાત્મકજ છે; માટે તેમાં આ અવિચાર પ્રવેશ્યો. આ અવિદ્યાત્મક લિંગદેહને લીધેજ દૃષ્ટિથી દૃશ્ય જોઈ શકાય છે અને મન તેના ભાસપર ચોંટી જાય છે. અવિદ્યાજ અવિદ્યાને જુએ છે, તેથી તેને તેનોજ વિશ્વાસ બેસે છે; કારણ કે તારો * સમગ્ર દેહ અવિદ્યાનોજ બનેલો છે. આ દેહ તેજ હું એમ લાગવું, એજ દેહાભિમાનનું લક્ષણ છે અને તેને લીધે દૃશ્ય એજ પ્રમાણ એમ લાગે છે. આ તરફ દેહને સત્ય માનવામાં આવે છે અને પેલી તરફ દૃશ્યને સત્ય માનવામાં આવે છે; આથી પ્રબળ શંકાને અવકાશ મળે છે. દેહબુદ્ધિને દૃઢ રીતે ધરી રહી, ધીટતાથી બ્રહ્મને જોવા જઇએ ત્યારે દૃશ્ય પરબ્રહ્મના માર્ગમાં આડે આવે છે. હવે થાય છે એમ કે આપણે દૃશ્યનેજ સત્ય માની લઇએ છીએ અને તેજ નિશ્ચય મનમાં દૃઢ થઈ બેસે છે. અહો, આ કેવડી મોટી ભૂલ થાય છે? અસ્તુ. હુંપણાથી આપણે કાંઇ બ્રહ્મની પાસે પહોંચી શકતા નથી. દેહબુદ્ધિને લીધેજ મનુષ્ય દૃશ્યપર શ્રદ્ધા રાખે છે. હાડપિંજરમાં માંસના લોચા છે; તેમાં જે બ્રહ્મનો વૈભવ જોવાની આશા રાખે છે તે ખરો જ્ઞાતા નથી—તે અંધ કેવળ મૂર્ખ છે. દ્રષ્ટિથી જે જે

* દૃશ્ય અવિદ્યાત્મક છે અને આ તરફ તારો દેહ પણ અવિદ્યાત્મકજ છે. આવી દશામાં તારા અવિદ્યાત્મક શરીરને (અને શરીરનેજ તું 'હું' માને છે એટલા માટે) અવિદ્યાત્મક દૃશ્ય જગત્ યદિ સત્ય જણાય તો તે કાંઇ ચમત્કારિક વાત નથી—સાધારણ વાત છે.

દેખાય છે અને મનને જે જે ભાસે છે તે સર્વ કાલાંતરે નાશ પામે છે; માટે પરબ્રહ્મ એ દશ્યથી અતીત છે. પરબ્રહ્મ શાશ્વત છે અને માયા અશાશ્વત છે, આવોજ નિર્ણય અનેક શાસ્ત્રોમાં નિર્દિષ્ટ કરેલો છે. હવે આગળ દેહબુદ્ધિનાં લક્ષણોનું નિરૂપણ કરવામાં આવ્યું છે અને ભ્રમમાં પડેલો જે હું તે કોણ તે પણ જણાવ્યું છે; માટે હું કોણ તે જાણી લેવું અને મિથ્યા હુંપણું ત્યાગીને પરમાત્મામાં અનન્ય થવું, આથી આપોઆપજ સમાધાન—શાન્તિ થઈ રહેશે.

---

## समास १ मो—सारसाधन.



પુષ્કળ દ્રવ્ય ઘરમાં ભરેલું હોય પરંતુ તે સેવકોની જાણમાં હોતું નથી; તેમને તો માત્ર બહારનીજ માહિતી હોય છે. જે કાંઈ ખરો ભંડાર હોય છે તે તો ગુપ્તજ રાખી મેલેલો હોય છે અને બહાર અનેક પદાર્થો દેખાય છે; પરંતુ ચતુર માણસો વિચારપૂર્વક જાણે છે કે ખરૂં ધન તો અંદરજ છે. તે પ્રમાણે દશ્ય માયિક હોય છે છતાં તેને સર્વ લોકો સત્યરૂપે જુએ છે; પરંતુ વિચારવંત લોકો તો તેમાંનું ગુહ્ય જુએ છે. અંદર બીજા પદાર્થ ભરીને ઉપર પ્હાણા ભરવામાં આવે તો લોકો કહે છે કે આ સરોવર ભરેલું છે, પરંતુ સમર્થ પુરુષોને ઉંડાણની સત્ય વાત વિદિત હોય છે; તેજ પ્રમાણે જેઓ સમર્થ અને જ્ઞાતા હોય છે તેઓ પરમાર્થનેજ સ્વાર્થ જાણે છે અને ઇતર માણસો દશ્ય પદાર્થોનેજ સ્વાર્થ માને છે. મજુરો હોય છે તે ભારજ ઉંચકે છે અને મોટા માણસો રત્નજડિત દાગીના પહેરે છે. કર્મના યોગાયોગ પ્રમાણે જે જેને ફાવે તે તેને સારૂં લાગે છે. કોઈ લાકડાં કાપી લાવીને નિર્વાહ કરે છે અને કોઇ છાણાં વેચીને નિર્વાહ ચલાવે છે; પરંતુ રાજાની સ્થિતિ તેવી હોતી નથી, કારણ કે તે સત્ત્વને ગ્રહણ કરે છે. વિચારવંત માણસો પાલખીમાં બેસે છે અને તેમની સાથેના ઇતર માણસો ભાર ઉંચકી ઉંચકીને મરે છે. કોઈ દિવ્ય અન્ન જમે છે તો કોઈ વિષ્ટાજ શોધ્યા કરે છે; છતાં બધાજ પોતપોતાના કર્મનું અભિમાન રાખે છે. મોટા માણસો સાર ગ્રહણ કરે છે અને

મિથ્યાભિમાનીઓ અસાર ગ્રહણ કરે છે. આ સારાસારવિચાર જ્ઞાની-ઓને માહિત હોય છે. પારસ, ચિંતામણિ, એ ગુપ્ત હોય છે અને કાંકરા તથા ઢેફાં જ્યાં ત્યાં દ્રષ્ટિએ પડે છે. સુવર્ણ અને રત્નોની ખાણ ગુપ્ત હોય છે અને પત્થર, માટી સર્વત્ર પ્રસરેલી હોય છે. દક્ષિણાવર્તી શંખ, દક્ષિણાવર્તી વેલ અને અમૂલ્ય વનસ્પતિઓ ગુપ્ત હોય છે; ત્યારે છીપ, દીવેલા અને ધંતૂરા જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થાય છે. કલ્પતરુ ક્યાંય જણાતું નથી અને અરણીનાં ઝુંડ જ્યાં ત્યાં હોય છે. ચંદનનું વૃક્ષ જોવા જઇએ તો મળતું નથી; પરંતુ બોરડી અને બાવળનાં વૃક્ષો જોઈએ તેટલાં હોય છે. કામધેનુ કેવી હોય છે તે તો માત્ર ઇંદ્રજ જાણે છે, બાકી પૃથ્વી પર ઢોરોનો કાંઇ તોટો નથી. મોટા મોટા રાજાઓ મોટા મોટા વૈભવો ભોગવે છે અને ઇતર માણસોને પોતાના કર્માનુસાર માત્ર અન્ન–વસ્ત્રજ મળે છે. લોકો અનેક પ્રકારના વ્યવસાય કરે છે અને સર્વ પોતાને શ્રીમંત જણાવે છે; પરંતુ કુબેરની બરાબરી કોઇથી થઇ શકતી નથી. એજ પ્રમાણે યોગીશ્વરજ માત્ર યથાર્થ જ્ઞાની હોઈને તેજ ગુપ્ત અર્થ ( પરમાત્મા ) પ્રાપ્ત કરે છે; બાકી ભિન્ન ભિન્ન મતોમાં ગુંચવાઇ પડેલા લોકો તો માત્ર પેટનાજ ચાકર હોય છે. આ કારણથી તેમને સાર જણાતો નથી અને અસાર જણાય છે; પરંતુ આ સારાસારવિચાર સાધુ–સંતોને માહિત હોય છે. બીજાઓનું તો કહેવુંજ શું ? તેમને તો સત્ય અને અસત્ય સમજાયજ શાનું ? સાધુ સંતોનાં લક્ષણો સાધુ–સંતોજ જાણે છે. ભૂગર્ભમાંનું જે દ્રવ્ય દૃષ્ટિગોચર થતું નથી, તેને જોવાને માટે જેમ આંખમાં અંજન આંજવું પડે છે; તેજ પ્રમાણે પરમાત્મા ગુપ્ત છે, માટે સજ્જન-સંગતિથી તેની શોધ કરવી. રાજાની પાસે હોઇએ એટલે સહજ શ્રીમંતાઇ પ્રાપ્ત થાય છે; તે પ્રમાણે સત્સંગ કરીએ એટલે સદ્વસ્તુ જે પર-બ્રહ્મ, તેની પ્રાપ્તિ થાય છે. સારા માણસને સારી વસ્તુજ મળે છે અને દુષ્ટોને દુર્ગતિ પ્રાપ્ત થાય છે તથા વિચારવાન પુરુષોને વિચાર પ્રાપ્ત થાય છે. જે જે દ્રષ્ટિગોચર થાય છે તે તે સર્વ અશાશ્વત છે અને અચ્યુત ( કદિ પણ ચ્યુત ન થાય એવો ) અનંત પરમાત્મા તો આ દૃશ્યથી અલિપ્તજ છે. તે પરમાત્મા દૃશ્યથી અલિપ્ત પણ છે અને દૃશ્યની અંદર પણ છે. સર્વ ચરાચરનો આત્મા તેજ છે અને વિવેકવિચારથી આપણને તેની પ્રતીતિ થાય છે. સંસારનો ત્યાગ કર્યા સિવાય અને પ્રપંચની ઉપાધિ છોડયા સિવાય પણ વિચારથી જીવનસાફલ્ય કરી શકાય છે. આ અનુ

ભવનું ભાષણ છે અને એ અનુભવ વિચારથી પ્રાપ્ત થાય છે. આ અનુભવ જેઓ ગ્રહણ કરશે તેઓ શાણા બનશે એમાં કાંઇ સંશય નથી. અનુભવ અને અનુમાન, ઉધાર અને રોકડ, માનસપૂજા અને પ્રત્યક્ષ દર્શન એમાં મહદ્અંતર છે. ભાવિ જન્મમાં સત્કર્મોનું ફળ મળવાની વાત એ ઉધારનો વિષય છે; પરંતુ સારાસારવિચારનું ફળ (મુક્તિ) તો તત્કાળ ( આ જન્મમાં ) જ મળી જાય છે. આ લાભ તાત્કાલિક હોય છે. એના યોગે સંસારમાંથી પ્રાણી છુટે છે અને જન્મ મરણની સર્વ શંકા તૂટી જાય છે. તે આજ જન્મમાં અને અત્યારેજ સંસારથી અલિપ્ત થઈ શકે છે અને નિશ્ચલ સ્વરૂપની સાથે તદાકાર થઈ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. આ વાતની જો સંદેહપૂર્વક ચુંથાચુંથ કરીશ તો તત્કાળ પતન પામીશ. જે જૂઠું બોલતો હોય તેને ઉપાસનાના સોગન છે! આ કથન સર્વથા યથાર્થ છે કે મનુષ્ય વિવેકબળથી સત્વર મુક્ત થઇ શકે છે અને સંસારમાં હોવા છતાં પણ તેનાથી અલિપ્ત રહી શકે છે.પરમાત્મા નિર્ગુણ છે અને તેમાં આપણે તદ્રૂપ થઇ શકીએ છીએ, એવો વિચાર કરવાથી પૂર્ણ શાંતિ પ્રાપ્ત થાય છે. દેહધારી હોવા છતાં વિદેહી રહેવું, કર્યા છતાં અકર્તા રહેવું, એ જીવન્મુક્તનાં ખાસ લક્ષણો છે અને તે જીવન્મુક્તોજ જાણે છે. બીજાઓને એ વાત સત્ય લાગતી નથી અને તેમાં અનુમાનથી સંશય પડે છે; પરંતુ તે સંશયનું મૂળ સદ્ગુરુના વચનથી તૂટી જાય છે.

---

## समास १० मो–अनिर्वाच्य निरूपण.




નુભવની વાત પૂછવા જઇએ તો લોકો કહે છે કે તે અકથનીય છે; માટે તે કેવો હોય છે તે મને જણાવો. મૂંગો ગોળ ખાય તો તે જેમ તેની મિષ્ટતા વર્ણવી શકતો નથી, તેમજ કહે છે કે અનુભવ પણ વર્ણવી શકાતો નથી. આનું કારણ શું છે તે આપ દર્શાવો. જે તે મનુષ્ય તેને અગમ્ય કહે છે અને હું પણ તેનો અનુભવ કરી શકતો નથી; માટે મારા મનના વિચાર સ્થિર થાય એમ કરો. આવો શ્રોતાનો પ્રશ્ન છે. એનો પ્રત્યુત્તર શું છે તે જણાવું છું; તે લક્ષ્ય દઇને શ્રવણ કરો. જે સમાધાનનું સ્થાન

અથવા પ્રત્યક્ષ અનુભવજ છે તેનું હવે સ્પષ્ટ વર્ણન કરીશ. જેનું શબ્દદ્વારા નિરૂપણ થઈ શકતું નથી અને જે બોલ્યા સિવાય સમજતો પણ નથી, જેની આગળ કલ્પના પણ પાંગળી બની જાય છે તે પરબ્રહ્મ છે એમ સમજવું. તે વેદાંતનું ગૂઢ તેજ છે અને સંતસમાગમથી સંપૂર્ણત: સમજાય છે. અસ્તુ. હવે ગંભીર શાંતિનું નિરૂપણ કરીએ છીએ. હવે અનુભવની વાત અને અનિર્વાચ્ય વસ્તુ જે પરબ્રહ્મ, તેનું નિરૂપણ કરીએ છીએ; માટે તે લક્ષ્યપૂર્વક શ્રવણ કરો. જે કહી શકાય એમ નથી તે કહેવું અને મીઠાશ જણાવવાને માટે પ્રત્યક્ષ ગોળજ આપવો, એ કામ સદ્ગુરુ સિવાય બીજા કોઇથી પણ થઈ શકતું નથી. જે માણસ પોતાનીજ શોધ કરે છે તેને સદ્ગુરુની કૃપાનો લાભ મળે છે. સદ્ગુરુની કૃપા થઇ એટલે આપોઆપજ પરબ્રહ્મની પ્રતીતિ થાય છે; એટલા માટે બુદ્ધિપૂર્વક દ્રઢ નિશ્ચય કરી પ્રથમ આપણે કોણ એની શોધ કરવી, જેથી અકસ્માત, સમાધિ લાગે છે. આપણા મૂળની બરાબર શોધ કરવામાં આવે ત્યારે આપણું ઐહિક જીવન માયિક પ્રતીત થાય છે; માટે ખરી શાંતિનું કારણ પરબ્રહ્મજ છે. પૂર્વપક્ષમાં આત્માને સર્વસાક્ષી કહ્યો છે; પરંતુ સિદ્ધ પુરુષો તો પૂર્વપક્ષ છોડી સિદ્ધાંતનેજ ગ્રહણ કરે છે. સિદ્ધાંતપર આપણે જ્યારે લક્ષ્ય આપીએ છીએ ત્યારે પ્રતીત થાય છે કે આત્મા સર્વસાક્ષી નથી; કિંતુ 'અવસ્થા' જ સર્વસાક્ષી છે અને આત્મા તો તેથી અલિપ્ત અર્થાત્ અવસ્થાતીત છે. જ્યારે પદાર્થજ્ઞાનનો લય થઇ જાય છે અને દ્રષ્ટા (પરમાત્માને જોનાર) દ્રષ્ટાની અવસ્થામાં રહેતો નથી (અર્થાત્ જ્યારે તે પણ સ્વયં બ્રહ્મમાં લીન થઇ જાય છે) ત્યારે હુંપણાનો નિશો ઉતરી જાય છે. હુંપણાનો લય થઇ જવો એજ અનુભવનું લક્ષણ છે—એટલા માટે તેને અનિર્વાચ્ય—સમાધાન કહેવામાં આવે છે; કારણકે જ્યારે 'હુંપણું' કિંચિત્ પણ રહેતું નથી ત્યારે સમાધાનનું વર્ણન કરશે કોણ? તે વર્ણન ગમે તેટલું વિચારપૂર્વક કરેલું હોય તોપણ તે માયિક અને વ્યર્થ છે. શબ્દમાં અંદર અને બહાર સર્વત્ર અર્થજ વ્યાપ્ત હોય છે. શબ્દદ્વારા અર્થ સમજાય છે અને અર્થપર વિચાર કરવામાં આવતાં શબ્દ વ્યર્થ થઇ જાય છે. શબ્દ યથાર્થ અર્થ સમજાવે છે; પરંતુ તે સ્વયં તો મિથ્યાજ હોય છે. શબ્દદ્વારા બ્રહ્મની પ્રતીતિ થવા લાગે છે અને બ્રહ્મની પ્રતીતિ થઇ એટલે શબ્દ નષ્ટ થાય છે. શબ્દ પોકળ હોય

છે અને અર્થ ધન હોય છે. જેમ ભૂસામાંથી અન્ન ઉત્પન્ન થાય છે છતાં ધાન્ય ગ્રહણ કરીને ભૂસાને નાખી દેવામાં આવે છે, તેમ શબ્દ એ ભૂસું છે અને અર્થ એ ધાન્ય છે એ લક્ષ્યમાં રાખો. જેમ છોતરાંમાં વીંટાઇને કઠિન દાણા રહે છે, પણ કઠિન દાણામાં છોતરાં રહેતાં નથી; તેજ પ્રમાણે પરબ્રહ્મમાં શબ્દ એ છોતરૂં છે. શબ્દ તો બોલાઈને અટકી જાય છે; પરંતુ અર્થ તો એ શબ્દ બોલાયાની પૂર્વે પણ હોય છેજ. એટલા માટે અર્થને કોઇની પણ ઉપમા શોભતી નથી. જે પ્રમાણે આપણે ભૂસું નાખી દઈને ધાન્ય ગ્રહણ કરીએ છીએ, તેવી રીતેજ આપણે વાચ્યાંશનો ત્યાગ કરીને શુદ્ધ સ્વાનુભવથી લક્ષ્યાંશરૂપી ધાન્યને ગ્રહણ કરવું જોઈએ. દૃશ્યથી અલિપ્ત એવા બ્રહ્મને વિષે જે કાંઇ બોલવામાં આવે તેને વાચ્યાંશ કહેવામાં આવે છે અને તેનો જે અર્થ હોય છે તે શુદ્ધ લક્ષ્યાંશ છે; એ વાત લક્ષ્યમાં રાખવી. આવો જે શુદ્ધ લક્ષ્યાંશ તેજ પૂર્વપક્ષ છે એમ સમજવું. સ્વાનુભવ અલક્ષ્ય હોવાથી તે લક્ષ્યમાં આવી શકતો નથી. જેને આકાશની ઉપમા આપી શકાતી નથી અને જે અનુભવના પણ સારરૂપ છે, તેને 'લક્ષ્યાંશ' કહેવો એ પણ કલ્પનાજ છે. જે મિથ્યા કલ્પનાથી ઉત્પન્ન થયો છે તેમાં સત્યતા આવી ક્યાંથી ? માટે તેમાં અનુભવને સ્થાનજ નથી. દ્વૈતભાવ સિવાય અનુભવ લેવાની વાતજ કરવી વ્યર્થ છે; માટે અનુભવને તો બિલકુલ સ્થાનજ નથી. અનુભવથી ત્રિપુટિ ( ભોક્તા, ભોગ અને ભોગ્ય; દ્રષ્ટા, દ્રષ્ટિ અને દ્રશ્ય; જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય; એ ત્રિપુટિ ) ઉત્પન્ન થાય છે. અદ્વૈતમાં દ્વૈત લજ્જાયમાન થાય છે; માટે તેને 'અનિર્વાચ્ય' એજ શબ્દ શોભે છે. દિવસ રાતને પરિમિત કરનાર મૂળ વસ્તુ સૂર્ય છે. તે સૂર્યજ જ્યારે સંપૂર્ણતઃ નષ્ટ થાય ત્યારે દિવસ અને રાત્રિને સ્થાનજ કયાં રહે ? તેજ પ્રકારે શબ્દોચ્ચાર કરવો વા મૌન રહેવું એનું મૂળ ઓંકાર છે; તે ઓંકારનોજ સંપૂર્ણતઃ લય થાય તો પછી ઉચ્ચાર રહેજ ક્યાંથી ? તે પ્રમાણે અનુભવ અને અનુભવ લેનાર એની મૂળ ઉત્પત્તિ માયામાંથીજ થએલી છે; તે માયાજ જ્યારે ન રહે ત્યારે તેની તો વાતજ શી કરવી ? બ્રહ્મ અને આપણે જો એક બીજાથી ભિન્ન હોઇએ તો અનુભવનો વિચાર જણાવવાને કાંઇ વાંધો નથી; પરંતુ ભિન્નતાની વાત વાંઝીઆની કન્યાની પેઠે મિથ્યા છે. આદિથીજ ભિન્નતાનું નામ નથી. ઉદાહરણાર્થ અજન્મા-જન્મને પ્રાપ્ત ન થનાર આત્મા-નિદ્રાવસ્થામાં

હતો, તેણે સ્વપ્નમાં સ્વપ્ન જોયું અને સંસારદુ:ખથી ત્રાસ પામી તે સદ્ગુરુને શરણે ગયો. સદ્ગુરુની કૃપા થવાથી તેનો સંસાર મિથ્યા થયો અને જ્ઞાન પ્રાપ્ત થવાથી તેણે અજ્ઞાનનો નાશ કર્યો. હતું તે નહતું થયું, નહિ હતું તે નહિપણામાં લય પામ્યું અને હતું નહતું એ ઉભય નષ્ટ થઇને જે કાંઈજ નહોતું તેજ માત્ર શેષ રહ્યું. શૂન્યતાની પણ પેલી તરફનું જે શુદ્ધ જ્ઞાન તેના દ્વારા તેને શાંતિ પ્રાપ્ત થઈ અને સહજ સ્થિતિમાં ઐકયરૂપથી અભિન્નત્વ પ્રાપ્ત થયું. અદ્વૈતનું નિરૂપણ થવા લાગ્યાથી દ્વૈતની વાત નષ્ટ થઈ અને જ્ઞાનની ચર્ચા થતાંની સાથેજ જાગૃતિ ઉત્પન્ન થઇ; માટે હવે શ્રોતાએ સાવધ થઈ અર્થ પ્રત્યેજ લક્ષ્ય આપવું, કારણકે એનું રહસ્ય સમજાતાં હૃદયમાં શાંતિની પ્રતીતિ થવા લાગશે. તે અજન્માએ જેટલું કથન કર્યું તેટલું સ્વપ્નની સાથે ચાલ્યું ગયું અને શબ્દાતીત તથા અનિર્વાચ્ય સુખ શેષ રહ્યું. તે શબ્દાતીત સુખમાં શબ્દવિના એકતા હોય છે. ત્યાં અનુભવ અને અનુભવકર્તાનું અસ્તિત્વજ હોતું નથી: પરંતુ તે અજન્મા ત્યાં સુધી ન પહોંચતાં જાગૃત થઈ ઉઠયો! તાત્પર્ય તેણે સ્વપ્નમાં સ્વપ્ન જોયું અને તે સ્વપ્નમાંજ જાગૃત થઈ ગયો. તેની આંખ ખુલી ગઇ અર્થાત્ તે પોતાની મૂળ સ્થિતિ સુધી પહોંચી શકયો નહિ! ઠીક. આ નિરૂપણને અધિક સ્પષ્ટ કરીને બતાવીએ છીએ, કે જેથી તે યથાર્થ પ્રકારે સમજાય.

આ ઉપર શિષ્ય કહે છે કે, "હા, મહારાજ! એને અવશ્ય પુન: સમજાવો કે જેથી મૂળ વાત સમજાય. મને સમજાવવાને માટે કરેલુંજ નિરૂપણ પુન: કરો. તેની કુંચીનો મને અનુભવ કરાવો. અજન્મા એટલે જન્મને પ્રાપ્ત ન થનાર. તે કોણ છે? તેણે સ્વપ્ન કેવું જોયું? અને સ્વપ્નમાં તેણે શું શું કર્યું? તે મને કહો." શિષ્યનો આવો આગ્રહ જોઈ સ્વામીએ પ્રત્યુત્તર આપવાનો આરંભ કર્યો, માટે હવે તે શ્રોતાએ લક્ષ્ય દઈને સાંભળવો. તેમણે કહ્યું: હે શિષ્ય! હવે તું બરાબર લક્ષ્ય આપી સાંભળ. અજન્મા તે તુંજ છે એ વાત લક્ષ્યમાં રાખ. હવે તેં સ્વપ્નમાં સ્વપ્ન કેવું જોયું તે પણ જણાવું છું. સ્વપ્નમાં સ્વપ્નનો વિચાર તેજ આ સંસાર છે એ વાત તું લક્ષ્યમાં રાખ. તેમાં તેં સારાસારવિચાર કર્યો અને સદ્ગુરુને શરણે જઈ શુદ્ધ નિરૂપણ કરી તું હમણાં તેની ચર્ચા કરવા લાગ્યો છે. એ ચર્ચાનો અનુભવ મળતાં બોલવું સર્વ બંધ થઇ જાય છે. આ

શાંતિયુક્ત વિશ્રામ એજ યથાર્થ જાગૃતિ છે. જ્ઞાનપ્રતિપાદનની ખટપટ પૂરી થઈ અર્થ પ્રકટ થાય અને તેમાંનો અર્થ ગ્રહણ કરવામાં આવે એટલે અંતઃકરણમાં અનુભવ આવે છે. તને લાગે છે કે આ જાગૃતિ છે અને મને અનુભવ પ્રાપ્ત થયો છે; પરંતુ આ પૂર્ણ ભ્રાંતિ છે. એનો અર્થ તો એવો છે કે હજી તારી ભ્રાંતિ બિલકુલ નિવૃત્તજ નથી થઇ. અનુભવ અનુભવમાંજ લય પામે અને અનુભવ વિનાજ અનુભવ મળે, એ પણ સ્વપ્ન-માંથી જાગૃતિને પ્રાપ્ત થવું નથી; કારણ કે જાગૃત થયા પછી પણ તું કહે છે કે, “ અજન્મા હુંજ છું. ” આ પરથી સમજાય છે કે તારા સ્વપ્નરૂપી સંસારની લહરી હજી ગઇ નથી. જેવી રીતે સ્વપ્નમાં જાગૃતાવસ્થા પ્રતીત થાય છે તેવી રીતે તને લાગે છે કે મને અનુભવ પ્રાપ્ત થઈ ગયો છે; પરંતુ વાસ્તવમાં તે પણ સ્વપ્નજ છે અને ભ્રમરૂપ છે. જાગૃતિ તો તેથી ઘણી દૂર છે, તે તો દર્શાવીજ શી રીતે શકાય ? ત્યાં તો વિવેકની ગ્રહણશક્તિજ ખૂટી જાય છે. અસ્તુ. એ એક એવી શાંતિ છે કે જે દર્શાવીજ શકાતી નથી, જે અકથનીય છે. આજ નિઃશબ્દ અર્થાત્ બ્રહ્મની ઓળખાણ છે. આ શાંતિનું વર્ણન કરી શકાતું નથી એ વાત લક્ષ્યમાં રાખ. એથી નિઃશબ્દ અર્થાત્ બ્રહ્મનું લક્ષણ ઓળખશે.





# दशक ७ मो

## समास १ लो—मार्गनो शोध.



विद्वानोना मूळ पुरुष, એક દાંતવાળા, ત્રણ નયનોવાળા (જેનાં સૂર્ય, ચંદ્ર અને અગ્નિ એ ત્રણ નેત્રો છે એવા), ચાર બાહુવાળા અને હાથમાં ફરસી ધારણ કરનારા ગજાનનને હું નમસ્કાર કરૂં છું. જે પ્રકારે કુબેરની પાસેથી ધન, વેદદ્વારા પરમાર્થ અને લક્ષ્મીથી સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, તેજ પ્રકારે આદિદેવ મંગલમૂર્તિ શ્રી ગણેશજીદ્વારા સકલ વિદ્યાઓ પ્રાપ્ત થાય છે. આ વિદ્યાઓવડેજ લોકો કવિ, પંડિત, સન્ત, સાધુ ઇત્યાદિ બને છે. જેમ શ્રીમંતોનાં બાળકો નાના પ્રકારના અલંકારોથી સુંદર દેખાય છે, તેવી રીતે મૂળ પુરુષ (ગણેશ)ની કૃપાથી વિદ્વાનોને વિદ્યા પ્રાપ્ત થાય છે. વિદ્યાનો પ્રકાશ કરનારા પૂર્ણચંદ્રરૂપી જે ગણેશદ્વારા બોધસમુદ્ર ઉભરાવા લાગે છે તેમને હું નમસ્કાર કરૂં છું. તેઓ કર્તૃત્વના આરંભરૂપ છે, તેઓ મૂળ પુરુષ અને મૂલારંભ છે, તેઓ પરાત્પર અને આદિ અંતમાં સ્વયંભૂ છે. જેમ સૂર્યથીજ મૃગજળ ચમકે છે તેમ શ્રીગણેશજીદ્વારાજ ઇચ્છાકુમારી સરસ્વતી પ્રકટ થાય છે. આ માયારૂપી શારદાને જે મિથ્યા કહે છે, તેને પણ તે પોતાના માયાવીપણાથી મોહિત કરી દે છે અને તેને પરમાત્માથી ભિન્ન તરીકે પ્રકટ કરે છે. (અર્થાત્ વક્તા બ્રહ્મનું નિરૂપણ કરતો હોવાથી બ્રહ્મથી ભિન્ન થાય છે.) તે દ્વૈતની જનની છે, તે અદ્વૈતની ખાણ છે અને તેણે મૂળ માયાના રૂપમાં અનંત બ્રહ્માંડોને આવૃત કરેલાં છે. તે એક એવું અંજીરનું વૃક્ષ છે કે જે પર અનંત

બ્રહ્માંડો અંજીરની પેઠે લાગેલાં છે! કન્યારૂપથી તે મૂળ પુરુષની માતા છે! તે વેદની માતા છે અને આદિ પુરુષની સત્તા છે. તેને હું વંદન કરૂં છું.

હવે હું તે સમર્થ સદ્‌ગુરુનું સ્મરણ કરૂં છું, કે જેમની કૃપાદ્રષ્ટિથી એવી આનંદવૃષ્ટિ થાય છે કે જેથી સંપૂર્ણ સૃષ્ટિ આનંદમય બની જાય છે. તે આનંદના આપનાર છે, સાયુજ્ય મુક્તિના નાયક છે, કૈવલ્યપદના દેનાર છે અને અનાથોના બંધુ છે. ચાતક જેમ મેઘની તરફ દ્રષ્ટિ કરી બૂંદોને માટે આતુરતાથી રટન કર્યા કરે છે, તેવી આતુરતાથી મોક્ષની ઇચ્છા રાખનાર સાધક જ્યારે સદ્‌ગુરુ પ્રત્યે ભક્તિ રાખી કરુણાની પ્રાર્થના કરે છે ત્યારે તે કૃપાઘન સદ્‌ગુરુ સાધકપર પ્રસન્ન થાય છે. સદ્‌ગુરુ સંસારસમુદ્રમાં નૌકારૂપ છે. તે ભાવિકોને અતિ પ્રચંડ વમળોમાં આધારરૂપ છે. તે તેમને પોતાના બોધદ્વારા સંસારમાંથી મુક્ત કરે છે. તે કાળના નિયંતા છે, સંકટોથી છોડાવનારા છે અને ભાવિકોની પરમ સ્નેહાળ માતાસમાન છે. તે પરલોકના આધારરૂપ છે, તે વિશ્રાંતિના સ્થાનરૂપ છે અને સુખનું આનંદદાયક આશ્રયસ્થાન છે. આવા પૂર્ણ સદ્‌ગુરુ કે જેનાદ્વારા ભેદનું બંધન તૂટી જાય છે તે પ્રભુને દેહાભિમાન ત્યજીને હું સાષ્ટાંગ પ્રણામ કરૂં છું. અસ્તુ. હવે સાધુસંત, સજ્જન અને શ્રોતાજનોને નમસ્કાર કરીને હું કથાનો પ્રારંભ કરૂં છું. સાવધાન થઇને સાંભળો.

સંસાર એ એક મોટું સ્વપ્ન છે. એમાં મોહવશ લોકો એવી બૂમ પાડ્યા કરે છે કે આ મારી કાંતા છે, આ મારૂં ધન છે અને આ મારાં બાળકો છે. જ્ઞાનસૂર્યનો અસ્ત થઈ જવાથી પ્રકાશ લુપ્ત થઇ ગયો છે અને સમસ્ત બ્રહ્માંડ અંધકારથી વ્યાપ્ત થઈ ગયું છે. સત્ત્વનું ચાંદરણું રહ્યું નથી કે જેથી કાંઇ માર્ગ દ્રષ્ટિગોચર થાય. ભ્રાંતિને લીધે લોકો પોતાનેજ ઓળખતા નથી. દેહાભિમાનથી લોકો નિદ્રામાં ઘોરતા પડેલા છે અને વિષયસુખને માટે બહુ આક્રંદ કરી રહ્યા છે. આ પ્રકારે નિદ્રામાંને નિદ્રામાંજ કોણ જાણે કેટલાએ મરી ચૂક્યા છે. અનેક તો પેદા થતાંજ પાછા ઉંઘમાં પડ્યા છે. આ પ્રકારે અસંખ્ય લોકો આ સંસારમાં આવે છે અને જાય છે. આવી રીતે અનેક માણસો અજ્ઞાનરૂપી નિદ્રાવસ્થામાં રહી પરમાત્માને નહિ જાણવાને લીધે ભટકી ભટકીને આવાગમનનું કષ્ટ ભોગવી રહ્યા છે. આ કષ્ટને દૂર કરવાને આત્મજ્ઞાનની આવશ્યકતા છે અને એને માટેજ આ અધ્યાત્મગ્રંથ "દાસબોધ" રચાયો છે.

સર્વ વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા શ્રેષ્ઠ છે. એના સંબંધમાં ભગવદ્ગીતાના દશમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ કહે છે કે:– अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥ આમ હોવાથી અધ્યાત્મવિદ્યાને તેજ મનુષ્ય સમજી શકે છે કે જે પોતાની સર્વ ઇંદ્રિયોને મનસહિત તેમાં નિયોજિત કરી દે છે. જે પુરુષનું મન ચંચળ હોય છે તે અધ્યાત્મવિદ્યાથી કાંઇપણ લાભ પ્રાપ્ત કરી શકતો નથી. પરમાર્થી પુરુષોએજ અધ્યાત્મવિદ્યાનો વિચાર કરવો જોઈએ; કારણ કે તેથી તેમની પરમાર્થ વૃત્તિ દ્દઢ થાય છે. પરમાર્થમાં જેનો પ્રવેશ થયેલો હોતો નથી તે અધ્યાત્મગ્રંથને સમજી શકતો નથી. ભલા, નેત્રવિના તે કોઈ કાંઈ જોઇ શકે ખરો ? ઘણા લોકો કહે છે કે, “પ્રાકૃત ભાષા કાંઇ સારી નથી. સારા માણસોએ તો તેને સાંભળવી પણ જોઈએ નહિ;” પરંતુ મૂર્ખાઓ અર્થાન્વયની સરલતા જાણતા નથી. જે પ્રકારે લોઢાની પેટીમાં નાના પ્રકારનાં રત્નો ભર્યાં હોય છે અને કોઈ અજ્ઞાન માણસ તેને લોઢું જાણીને તેનો ત્યાગ કરી દે છે; તે પ્રકારે એવા ભ્રાન્ત પુરુષો પ્રાકૃત ભાષામાં પ્રકટ કરેલા વેદાન્તતત્ત્વનો પોતાની મંદબુદ્ધિને લીધે ત્યાગ કરી દે છે. * અનાયાસ ધન મળે તેનો ત્યાગ કરવો એ મૂર્ખતા નહિ તો બીજું શું છે ? અંદરનું દ્રવ્ય લઈ લેવું જોઇએ. ઉપરની પેટી ગમે તેવી હોય તેનો તો વિચાર પણ ન કરવો જોઇએ. આંગણાંમાં પડેલો પારસ, માર્ગમાં પડેલો ચિંતામણિ અને કૂવામાં લાગેલી દક્ષિણાવર્તી વેલીને સૌ કોઇ લઇ લે છે; તે પ્રકારે જો પ્રાકૃત ભાષામાં સુગમ રીતે અને અનુભવયુક્ત અદ્વૈતનિરૂપણ કર્યું હોય અને તેથી આપણને અનાયાસ અધ્યાત્મજ્ઞાનનો લાભ થતો હોય તો તે અવશ્ય મેળ-

---

* શ્રી સમર્થ રામદાસ સ્વામી અને શ્રી ગોસ્વામી તુલસીદાસ ઇત્યાદિ મહાત્માઓએ મરાઠી, હિંદી આદિ પ્રાકૃત ભાષાઓપર અનંત ઉપકાર કર્યા છે. તેમણે પોત પોતાના સમયમાં પ્રાકૃત ભાષાઓના દ્વેષી અદૂરદર્શી સંસ્કૃતજ્ઞ પંડિતોને પોતાના અલૌકિક સામર્થ્યથી ચકિત કરી નાખ્યા હતા અને તેમના મનમાં પ્રાકૃત ભાષાઓ પ્રત્યે ભકિત ઉત્પન્ન કરી હતી. મહાત્મા તુલસીદાસજીને જ્યારે એક સંસ્કૃતના હિમાયતીએ પૂછ્યું કે, “આપ આપના ગ્રંથો સંસ્કૃતમાં કેમ નથી લખતા ?” ત્યારે તેમણે શાંતિપૂર્વક ઉત્તર આપ્યો કે:—

“કા ‘ભાખા’ કા સંસ્કૃત, પ્રેમ ચાહિયે સાંચ;
કામ જો આવે કામરી, કાહૈ કરે કમાચ.”

વવો જોઈએ. **સંતસમાગમ કરવાથી વિદ્યાભ્યાસનો શ્રમ નહિ કરવા છતાં પણ સર્વ શાસ્ત્રજ્ઞાન સુલભ થઇ જાય છે. જે વિદ્યાભ્યાસથી પ્રાપ્ત થતું નથી તે સંતસમાગમદ્વારા પ્રાપ્ત થાય છે અને સર્વ** શાસ્ત્રોનું જ્ઞાન અનુભવમાં આવી જાય છે; માટે સંતસમાગમ એજ જ્ઞાન પ્રાપ્ત કરવાનો મુખ્ય ઉપાય છે. **જ્ઞાન મેળવવાને માટે પાંડિત્ય પ્રાપ્ત કરવાનો શ્રમ કરવો એ વ્યર્થ છે.** જીવનનું સાર્થકય કરવાનો મર્મ તો તેથી જુદોજ છે.

**भाषाभेदाश्च वर्तन्ते ह्यर्थ एको न संशयः ॥**
**पात्रद्वये यथा खाद्यं स्वादभेदो न विद्यते ॥ १ ॥**

અર્થાત્ "જેમ ભોજનની એકજ વસ્તુ બે ભિન્ન ભિન્ન પાત્રોમાં મૂકવાથી તેના સ્વાદમાં ફરક પડતો નથી, તેમ ભાષાના ભેદો અનેક હોવા છતાં તેથી કરીને અર્થમાં કશો ફેર પડતો નથી." ભાષાભેદથી અર્થમાં કાંઇ ત્રુટિ આવી શકતી નથી અને આપણે મુખ્ય કામ તો અર્થની સાથેજ હોય છે. * વાસ્તવમાં પ્રાકૃતભાષાવડેજ સંસ્કૃતનું મહત્ત્વ છે; નહિ તો સંસ્કૃતના ગુપ્ત અર્થોને સર્વ સાધારણ શી રીતે સમજી શકે? હવે એ વાત રહેવા દો. આપણે ભાષાની વાત જવા દઈને કહેલા અર્થનેજ ગ્રહણ કરવા જોઇએ અને સાર વસ્તુને ગ્રહણ કરીને ઉપરનાં છાલ તથા ફોતરાંને ફેંકી દેવાં જોઈએ. **અર્થ એજ સાર છે અને ભાષા તો ફોતરૂં છે.** લોકો ભાષાની માથાકૂટ અભિમાન સહિત કરે છે; પણ એવા નાના પ્રકારના અભિમાનેજ મોક્ષનો માર્ગ રોકી લીધો છે. **લક્ષ્યાંશની શોધ કરતી વખત વાચ્યાંશની વાતજ શા માટે કરવી જોઇએ?** આપણે ભગવાનનો અગાધ મહિમા જાણવો જોઈએ. જેમ મૂકસ્થિતિવાળાના બોલ મૂંગાનેજ વિદિત હોય છે તેમ સ્વાનુભવની વાત સ્વાનુભવીજ જાણી શકે છે. અધ્યાત્મવિદ્યાને સમજનારા શ્રોતા વિરલજ મળે છે. તેમને ઉપદેશ કરવાથી વાણીને આનંદ થાય છે. જેમ રત્નપરીક્ષકને રત્ન બતાવવાથી આનંદ થાય છે તેમ જ્ઞાનીની સાથે જ્ઞાનની વાર્તા કરવાથી પણ બહુ આનંદ ઉપજે છે. જે માણસ માયાની જાળથી દૂષિત ચિત્તવાળો બની જાય છે તેને **અધ્યાત્મનિરૂપણથી** કાંઇ પણ લાભ થતો નથી; કારણ કે તેને

* ભારતેન્દુ બાબુ હરિશ્ચંદ્ર પણ એક સ્થાને કહ્યું છે કે, "વાત સારી હોવી જોઇએ-પછી ભલે ભાષા ગમે તે હોય."

તેનો અર્થજ સમજાતો નથી. શ્રીકૃષ્ણ ભગવાન ગીતામાં કહે છે કેઃ–

व्यवसायात्म [illegible] द्धिरेकह कुरुनंदन ॥

ब[illegible] शाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिना[illegible] ॥

વ્યવસાયને લીધે જેની બુદ્ધિ મલિન થઇ ગઇ છે તેને આધ્યાત્મનિરૂપણ સમજાતું નથી; કારણ કે તેમાં તો બહુ સાવધાનતાની આવશ્યકતા છે. જેમ નાના પ્રકારનાં રત્નો અને સીક્કાઓ દૂષિત ચિત્તથી ( પરીક્ષા કર્યાવિના ) લેવામાં આવે તો હાનિ થાય છે અથવા પરીક્ષા કરવાની શકિત ન હોવાથી જેમ લોકો ઠગાય છે; તેમ અધ્યાત્મનિરૂપણ પણ મનને એકાગ્ર કર્યા વિના સમજાતું નથી. તેને ઉપર ઉપરથી જોનાર ભલેને ગમે તેટલો પ્રયત્ન કરે; પરંતુ તેને પ્રાકૃત ભાષા પણ સમજાતી નથી. ભાષા ગમે તે હોય; પરંતુ તેમાં અધ્યાત્મનિરૂપણનો વિષય હોય અને અનુભવનો રસ ભરેલો હોય તો તેને સંસ્કૃત કરતાં પણ ગંભીર સમજવી જોઈએ. તેનું શ્રવણ કરવું એજ અધ્યાત્મશ્રવણ છે. માયા અને બ્રહ્મની પ્રતીતિ કરવી એનેજ અધ્યાત્મ કહેવામાં આવે છે; તેમાં પ્રથમ તો માયાનું સ્વરૂપ જાણી લેવું જોઇએ.

માયા સગુણ અને સાકાર છે, તે સર્વ રીતે વિકારી છે અને તેને પંચભૂતોના વિસ્તાર રૂપજ માનવી જોઇએ. માયા દ્દશ્ય છે, દ્રષ્ટિગોચર થાય છે, ભાસમાન છે; પરંતુ એ ક્ષણભંગુર છે. વિવેકદ્રષ્ટિવડે જોવાથી એ નષ્ટ થઇ જાય છે. એ માયાજ અનેક વિશ્વરૂપ બનેલી છે, એ માયાજ વિષ્ણુસ્વરૂપ બનેલી છે,* એ માયા અનંત છે, તે બહુ રૂપવાળી અને બહુ રંગવાળી છે, તેજ ( સગુણ ) ઈશ્વરના આધારરૂપ છે અને તે અભંગ તથા અખિલ જણાય છે. સૃષ્ટિની રચના એ માયાજ છે; આપણી કલ્પના પણ માયા છે. જ્ઞાનવિના તે કોઇ પ્રકારે તોડી તૂટતી નથી. અસ્તુ. આ માયાનું સંક્ષિપ્ત વર્ણન થયું. હવે આગળના સમાસમાં બ્રહ્મનું નિરૂપણ કરવામાં આવશે કે જેવડે માયા તરતજ નષ્ટ થઇ જાય છે.

---

* કારણ કે વિષ્ણુ સગુણ બ્રહ્મ છે અને બ્રહ્મ માયાની ઉપાધિથીજ સગુણ થાય છે અર્થાત્ માયાજ વિષ્ણુનું રૂપ છે.

# समास २ जो-ब्रह्मनिरूपण.



સાધુ લોકો કહે છે કે બ્રહ્મ નિર્ગુણ, નિરાકાર, નિઃસંગ, નિર્વિકાર અને અપરંપાર છે. શાસ્ત્રોમાં બ્રહ્મને સર્વવ્યાપક, અનેકમાં એકરૂપે વાસ કરનારો અને શાશ્વત કહ્યો છે. તે અચ્યુત, અનંત, સર્વદા પ્રકાશિત, કલ્પનારહિત અને નિર્વિકલ્પ છે. તે આ દ્રશ્યથી પર છે, શૂન્યત્વથી પણ અલિપ્ત છે અને ઇંદ્રિયોવડે જાણી શકાતો નથી. બ્રહ્મદ્રષ્ટિવડે દેખાતો નથી, તે મૂર્ખની સમજમાં આવતો નથી તેમજ સાધુપુરુષ વિના બીજાના અનુભવમાં આવતો નથી. તે સૌથી મોટો છે, તેની સમાન બીજો કોઈ શ્રેષ્ઠ નથી તેમજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિને માટે પણ તે અગોચર અને સૂક્ષ્મ છે. શબ્દદ્વારા તેને જેવો વર્ણવવામાં આવે છે તેથી પણ તે ભિન્ન છે; પરંતુ અધ્યાત્મશ્રવણના અભ્યાસથી તે પ્રાપ્ત થાય છે. તેનાં અનંત નામો છે; પરંતુ વાસ્તવમાં તે નામથી અતીત છે. તેનું કારણ કાંઈ નથી અને તેને દ્રષ્ટાંત આપીએ તે પણ શોભતાં નથી. બ્રહ્મસમાન બીજું કોઇ સત્ય નહિ હોવાથી તેનું દ્રષ્ટાંત આપી શકાતું નથી. શ્રુતિ એવો સિદ્ધાંત દર્શાવે છે કેઃ-यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । બ્રહ્મનું વર્ણન કરવામાં વાચા કુંઠિત થાય છે અને મનદ્વારા પણ તે અપ્રાપ્ય છે-અર્થાત્ મન પણ તેને પ્રાપ્ત કરી શકતું નથી. મન કલ્પનારૂપ છે, બ્રહ્મમાં કલ્પના નથી; તો પછી મન તેને કેવી રીતે પ્રાપ્ત કરી શકે ? જેથી ઉપલું શ્રુતિવાક્ય યથાર્થ છે. હવે જો આપ એમ કહો કે જે મનદ્વારા પણ અપ્રાપ્ય છે તે કેવી રીતે પ્રાપ્ત થઇ શકે? તો એનો ઉત્તર એ છે કે સદ્ગુરુવિના એ કામ થઈ શકતું નથી. ભંડાર તો ભરેલા છે; પરંતુ તેનાં તાળાં બંધ હોવાથી જ્યાં સુધી કુંચી હાથમાં ન આવે ત્યાં સુધી કાંઈ પણ પ્રાપ્ત થતું નથી. આ ઉપર શ્રોતા વક્તાને પૂછે છે કે, “ તો પછી કુંચી કયી છે તે મને બતાવોને ? ” વકતા કહે છે કે, “ સદ્ગુરુની કૃપા એજ કુંચી છે. ” તે કુંચીવડેજ બુદ્ધિ પ્રકાશિત થાય છે અને દ્વૈતનાં કમાડ એકદમ ખુલી જાય છે. તે પરબ્રહ્મમાં સુખનો પારાવાર નથી; પરંતુ તેમાં મનની ગતિ નથી એટલા માટે મનોલય થયા

સિવાય ત્યાં કોઇ સાધન કામ આવતાં નથી. મનના નાશથીજ તેની પ્રાપ્તિ થઇ શકે છે અને વાસનાના ક્ષયથીજ તૃપ્તિ થઇ શકે છે. કલ્પનાની ચતુરાઇ એમાં ચાલી શકતી નથી. તે પરાવાણીથી પણ પર છે, મન-બુદ્ધિથી અગોચર છે અને સર્વસંગ પરિત્યાગ કરવાથી તે સત્વર મળે છે. આપણો-અહંભાવનો સંગ છોડીને પછી તેને જોવા જોઇએ. જે આ કથન પ્રમાણે અનુભવ લેશે તેને આનંદ થશે. આપણે એટલે હુંપણું અને હુંપણું એટલે જીવપણું. જીવપણું એટલે અજ્ઞાન અને અજ્ઞાન આવ્યું એટલે સંગ જડાયો. તે અજ્ઞાન-સંગનો ત્યાગ કરવાથીજ નિઃસંગ-પરબ્રહ્મની સાથે ઐકય થાય છે. કલ્પના વિના બ્રહ્મની પ્રાપ્તિ કરવાનો એજ પ્રકાર છે. " હું ખરેખર કોણ છું ? " એ ન જાણવું એનું નામજ અજ્ઞાન છે. આ અજ્ઞાનનો નાશ થવાથી પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. દેહબુદ્ધિની મહત્તા પરબ્રહ્મની આગળ ચાલી શકતી નથી. ત્યાં તો અહંભાવનો અંતજ આવી જાય છે. ત્યાં રાય અને રંક એક સમાનજ છે. સ્ત્રી હો કે પુરુષ હો, સર્વનું ત્યાં એકજ પદ છે. બ્રાહ્મણનો બ્રહ્મ શુદ્ધ હોય અને શૂદ્રનો બ્રહ્મ અશુદ્ધ હોય એવો ભેદ ત્યાં નથી. વળી રાજાનો બ્રહ્મ ઉચ્ચ હોય અને પ્રજાનો બ્રહ્મ નીચ હોય એવો ભેદ પણ ત્યાં નથી. ત્યાં સર્વને માટે એકજ બ્રહ્મ છે. ત્યાં અનેકત્વ નથી. રંક હો વા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ દેવતા હો, સર્વ તેની તરફજ જાય છે. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકોના સમગ્ર જ્ઞાતાઓને માટે વિશ્રાંતિનું સ્થાન માત્ર તેજ એક છે. ત્યાં ગુરુ અને શિષ્ય એ ઉભયને માટે એકજ પદ છે. ત્યાં ભેદાભેદ નથી; પરંતુ તે સ્થાન પ્રાપ્ત કરવા માટે દેહાભિમાનનો સંબંધ છોડવો જોઈએ. દેહબુદ્ધિનો અંત થઈ ગયા પછીજ સૌને તે એક ' વસ્તુ ' ની પ્રાપ્તિ થાય છે. શ્રુતિનું વચન છે કે " एकं ब्रह्म द्वितीयं नास्ति " બ્રહ્મ એકજ છે, બીજો નથી. સાધુઓ તો પૃથક્ પૃથક્ જણાય છે; પરંતુ જ્યારે તેઓ સ્વરૂપમાં મળી જાય છે ત્યારે તેઓ સર્વ મળીને એકજ ' દેહાતીત ' વસ્તુ બની જાય છે. બ્રહ્મ જેમ નવીન નથી તેમ જૂનો પણ નથી. તે ન્યૂન પણ નથી અને અધિક પણ નથી. જે તેના વિષયમાં ન્યૂનતાની ભાવના કરે છે તે દેહબુદ્ધિનો કૂતરો છે ! દેહબુદ્ધિરૂપી સંશયજ સમાધાનનો ક્ષય કરે છે. દેહબુદ્ધિ થવાથીજ સમાધાન પ્રાપ્ત કરવાનો કાળ ચૂકી જવાય છે. દેહને શ્રેષ્ઠ સમજવો એ દેહબુદ્ધિનુંજ લક્ષણ છે; શાણા માણસો તો દેહને મિથ્યા માની તેની નિંદા કરે છે.

દેહ મરણને પ્રાપ્ત થાય ત્યાં સુધી જે મનુષ્ય દેહાભિમાન રાખે છે, તે પુનર્જન્મને પ્રાપ્ત થાય છે. મનુષ્ય પ્રાણી એવો અજ્ઞાન છે કે તે દેહની ક્ષણભંગુરતાને નહિ સમજતાં ઉલટો તેને શ્રેષ્ઠ માને છે અને તેથી કરીને પોતાની શાંતિ ખુએ છે. સંતલોકો કહે છે કે હિત દેહાતીત છે અને દેહબુદ્ધિથી અવશ્ય અહિત થાય છે. યોગીઓને પણ જો પોતાના સામર્થ્યનું અભિમાન આવી જાય તો એ દેહાભિમાન તેમને માટે પણ વિઘ્નકારક નિવડે છે. જ્યારે દેહબુદ્ધિનો નાશ થાય છે ત્યારે પરમાર્થની સિદ્ધિ થાય છે અને દેહાભિમાનને લીધે બ્રહ્મથી પૃથકતા થાય છે. વિવેક મનુષ્યને ‘ વસ્તુ ’ ની તરફ ખેંચે છે અને દેહાભિમાન તેને ત્યાંથી નીચે પાડે છે. અહંતા મનુષ્યને પરમાત્માથી પૃથક્ કરે છે; એટલા માટે વિચક્ષણ મનુષ્યોએ દેહબુદ્ધિનો ત્યાગ કરીને યથાર્થ રીતે પરબ્રહ્મમાં લીન થઈ જવું જોઈએ. આ ઉપર શ્રોતા પ્રશ્ન કરે છે કે, “સત્ય બ્રહ્મ કોણ છે?” વકતા આનો ઉત્તર આપે છે કેઃ-

“ વાસ્તવમાં બ્રહ્મ એકજ છે; ” પરંતુ તે અનેકરૂપે ભાસમાન થાય છે-અનેક મતાનુસાર ભિન્ન ભિન્ન પ્રકારે અનુભવ પ્રાપ્ત થાય છે તેવી તેની માન્યતા થાય છે અને તેવોજ તેનો વિશ્વાસ બેસે છે. વાસ્તવમાં તો બ્રહ્મ નામ અને રૂપથી અતીત છે. તથાપિ નિર્મળ, નિશ્ચળ, શાંત અને નિજાનંદ આદિ તેનાં પુષ્કળ નામો છે. અરૂપ, અલક્ષ્ય, અગોચર, અચ્યુત, અનંત, અપરંપાર, અદૃશ્ય, અતકર્ય, અપાર, એવાં પણ તેનાં અનેક નામો છે. વળી નામરૂપ, જ્યોતીરૂપ, ચૈતન્યરૂપ, સત્તારૂપ, સ્વસ્વરૂપ, સાક્ષીરૂપ, એવાં પણ નામો છે. શુદ્ધ, સનાતન, સર્વેશ્વર, સર્વજ્ઞ, સર્વાત્મા, જગજ્જીવન, એવાં પણ નામો છે. સહજ, સદોદિત, શુદ્ધ, બુદ્ધ, સર્વાતીત, શાશ્વત, શબ્દાતીત, એવાં પણ નામો છે. વિશાળ, વિસ્તીર્ણ વિશ્વાંતર, વિમળ, વસ્તુ, વ્યોમાકાર, આત્મા, પરમાત્મા, પરમેશ્વર, એવાં પણ નામો છે. પરમાત્મા, જ્ઞાનઘન, એકરૂપ, પુરાતન, ચિદ્રૂપ, ચિન્માત્ર, એવાં પણ તે નામરહિત પરમાત્માનાં નામો છે. તેનાં આવાં અસંખ્ય નામો છે; પરંતુ તે પરમેશ્વર પોતે તો નામથી અતીત છે, માત્ર તેનો નિર્ણય કરવાને માટેજ આ નામો રાખેલાં છે. આદિપુરુષ અને વિશ્રાંતિની પણ વિશ્રાંતિ એવો જે આત્મારામ તે તો એક પરબ્રહ્મજ છે-બીજો નથી. અસ્તુ ! હવે શાસ્ત્રના આધારે ચૌદ બ્રહ્મનાં લક્ષણ દર્શાવીએ છીએ; એટલે પછી અસત્ય બ્રહ્મને તારવી બાજુએ મૂકવાથી સત્ય બ્રહ્મનો તરત પત્તો લાગશે.

# સમાસ ૩ જો—ચતુર્દશ બ્રહ્મનિરૂપણ.



શ્રોતાઓ સાવધાન થઈ જાઓ; કેમકે હવે તે બ્રહ્મજ્ઞાન બતાવી છીએ કે જેથી સાધકોનું સમાધાન થશે. જેમ રત્ન ખોળતાં પ્રથમ ઉપરની માટી એક બાજુ કરવી પડે છે, તેમ સત્ય બ્રહ્મનો નિશ્ચય થવા આ ચૌદ માયિક બ્રહ્મનું લક્ષણ અહીં દર્શાવીએ છીએ. પદાર્થ ન હોય તો તેનો સંકેત ( નામ નિશાન ) થતો નથી, દ્વૈત વિના દૃષ્ટાંત સંભવતું નથી, તેમજ પૂર્વપક્ષવિના સિદ્ધાન્ત–ઉત્તરપક્ષ હોતો નથી; માટે પ્રથમ અસત્ય વાતોનો ઉપાડ કરી પછી તેમાંથી પરખી પરખીને ( તે અસત્યનો ) ત્યાગ કરતા જવું; એટલે સત્ય વાત અન્તઃકરણમાં સહજ સમજાઇ જશે. અસ્તુ! હવે ચૌદ બ્રહ્મનું વર્ણન કરીએ છીએ. શ્રોતાઓ ! સાવધાન થઈ જાઓ. આ વર્ણન સાંભળવાથી સત્ય સિદ્ધાન્ત વિદિત થઈ જશે.

શ્રુતિઓમાં એ ચૌદ બ્રહ્મનો નિર્દેશ આ પ્રમાણે છે:–(૧)**શબ્દ બ્રહ્મ**; (૨)ૐ એ **એકાક્ષરબ્રહ્મ**; (૩) ખં (આકાશ)**બ્રહ્મ**; (૪) **સર્વબ્રહ્મ**; (૫) **ચૈતન્યબ્રહ્મ**; (૬) **સત્તાબ્રહ્મ**; (૭) **સાક્ષિબ્રહ્મ**; (૮) **સગુણબ્રહ્મ**; (૯) **નિર્ગુણબ્રહ્મ**; (૧૦) **વાચ્યબ્રહ્મ**; (૧૧) **અનુભવબ્રહ્મ**; (૧૨) **આનન્દબ્રહ્મ**; (૧૩) **તદાકારબ્રહ્મ**; (૧૪) **અનિર્વાચ્યબ્રહ્મ.**

એ પ્રમાણે એ ચૌદ બ્રહ્મનાં નામ કહ્યાં. હવે સંક્ષેપમાં એમના સ્વરૂપનું રહસ્ય સાંભળો. જે બ્રહ્મનો અનુભવ થતો નથી પણ માત્ર શબ્દથીજ નિર્દેશ થઇ શકે છે, તેનું નામ ' શબ્દબ્રહ્મ.' ૐકારને ૐ એવો ' એકાક્ષર બ્રહ્મ ' કહે છે. ' ખં બ્રહ્મ ' એટલે આકાશ બ્રહ્મ–એ મહદાકાશની પેઠે વ્યાપક રહે છે. હવે ' સર્વ બ્રહ્મ 'નો મર્મ સાંભળો. એ ' સર્વબ્રહ્મ ' માટે શ્રુતિનો આશય એવો છે કે પંચભૂતના ચમત્કારથી જે કાંઇ આ દેખાય છે તે સર્વ બ્રહ્મજ છે. **'सर्वं खल्विदं ब्रह्म'** એજ ' સર્વ બ્રહ્મ ' છે. હવે ચૈતન્યબ્રહ્મ ' એટલે શું તે સાંભળો. પંચભૂતાત્મક માયામાં જે (બ્રહ્મ) ચેતના લાવે છે તે ' ચૈતન્ય બ્રહ્મ ' છે. ચૈતન્ય ઉપર જેની સત્તા છે તે 'સત્તાબ્રહ્મ' કહેવાય છે અને એ સત્યને જે જાણે છે તે ' સાક્ષિબ્રહ્મ ' છે. એ સાક્ષિત્વમાં જ્યારે ત્રણ ગુણનો

આરોપ થાય છે ત્યારે તે 'સગુણ બ્રહ્મ' કહેવાય છે. જેમાં ગુણ વગેરે કંઇ પણ હોતું નથી તે 'નિર્ગુણ બ્રહ્મ' છે. જે વાણીથી દર્શાવી શકાય છે, પણ અનુભવી શકાતું નથી તેનું નામ 'વાચ્ય બ્રહ્મ' છે; અને જે અનુભવમાં આવે છે પણ વાણીદ્વારા વર્ણવી શકાતું નથી તેનું નામ 'અનુભવબ્રહ્મ' કહેવાય છે. આનન્દ કે જે વૃત્તિનો ધર્મ છે, છતાં જે વાણીવડે કહી શકાતું નથી તે 'આનંદ બ્રહ્મ' કહેવાય છે. ભેદાભેદ વગરની જે તદાકારતા તે 'તદાકાર બ્રહ્મ' છે. 'અનિર્વાચ્ય બ્રહ્મનું તો શું વર્ણન કરીએ? કેમકે તે તો વાણીનો વિષય નથી? એટલે કે વાણીનો વિષય નહિ થનાર તે 'અનિર્વાચ્ય બ્રહ્મ' છે.

આ જે ચૌદ બ્રહ્મ વર્ણવ્યાં, તે સમજાયા પછી સાધકો ભ્રમમાં પડતા નથી. શાશ્વત બ્રહ્મને ઓળખી લઈ, માયિક બ્રહ્મને અશાશ્વત જાણી તજી દેવો. હવે ચૌદે બ્રહ્મનો સિદ્ધાંતનિર્ણય કહીએ છીએ.

'શબ્દબ્રહ્મ' ને તો માત્ર શબ્દો સાથેજ સંબંધ છે. તે અનુભવરહિત છે, માટે શાશ્વત હોઇ શકે નહિ. જે ક્ષર પણ નથી અને અક્ષર પણ નથી, તેમાં 'ૐ એ એકાક્ષર બ્રહ્મ' કયાંથી આવ્યું? (એટલે કે એ પણ અશાશ્વત છે) એમાં શાશ્વતપણું દેખાતું નથી. 'ખં બ્રહ્મ' એટલે આકાશની માફક શૂન્ય અને શૂન્યનો તો જ્ઞાનથી નાશ થાય છે; એટલે એને પણ શાશ્વત બ્રહ્મ કહી શકાય નહિ. હવે 'સર્વ બ્રહ્મ'નો વિચાર કરો. એટલું તો સર્વ કોઇ જાણે છે કે સર્વનો (પંચભૂતાત્મક સર્વ દૃશ્યનો) નાશ થઈ જાય છે અને વેદાન્તશાસ્ત્રમાં એને (સર્વનાશને) 'કલ્પાન્ત' અથવા તો 'બ્રહ્મપ્રલય' કહે છે; માટે 'સર્વબ્રહ્મ' પણ નશ્વર ઠર્યું—એ પણ શાશ્વત નથી. વિચક્ષણ પુરુષો અચલમાં ચલન, નિર્ગુણમાં ગુણ અને નિરાકારમાં આકાર હોય એમ માનતા નથી. પંચભૂતાત્મક એટલે કે પંચભૂત–નિર્મિત સર્વ નશ્વર છે એમ પ્રત્યક્ષ દેખાય છે, તો પછી 'સર્વ બ્રહ્મ' હોયજ કયાંથી? (અર્થાત્ તે પણ શાશ્વત નથી.) અસ્તુ! જ્યારે સર્વનો નાશ થઈ જશે તો પછી (શેષ) રહેશે કોણ? હવે 'ચૈતન્ય બ્રહ્મ' જુઓ; 'ચૈતન્ય બ્રહ્મ' જેને ચેતના આપે છે, તે પંચભૂતાત્મક રચના–સર્વ બ્રહ્મજ જો નશ્વર છે તો પછી ચૈતન્ય કયાં રહ્યું? એટલે એ 'ચૈતન્ય બ્રહ્મ' પણ અશાશ્વત સિદ્ધ થયું. હવે જ્યારે પ્રજા-ચૈતન્ય અને સર્વજ નથી તો પછી વાસ્તવમાં સત્તા કયાં રહી? આમ

'સત્તા બ્રહ્મ' પણ અશાશ્વત છે. હવે 'સાક્ષિ બ્રહ્મ'નો વિચાર કરીએ. જ્યારે સત્તા નથી તો સાક્ષી શેના ? એટલે કે સાક્ષિબ્રહ્મ પણ નશ્વર—અશાશ્વત ઠર્યું. 'સગુણ બ્રહ્મ' તો પ્રત્યક્ષજ નશ્વર છે, એટલે એને માટે વિશેષ પ્રમાણુની આવશ્યકતાજ નથી. ઠીક! હવે 'નિર્ગુણ બ્રહ્મ' લઈએ; પ્રથમ તો જ્યારે ગુણુજ નથી તો પછી 'નિર્ગુણુ' એ નામજ ક્યાંથી આવ્યું ? શું ગુણુવિના ગૌરવ પ્રાપ્ત થતું ક્યાંય દીઠું છે ? નહિજ. માટે 'નિર્ગુણુ બ્રહ્મ' તો તદ્દન વ્યર્થ છે. આ 'નિર્ગુણુ બ્રહ્મ' તો એવું ઠર્યું કે જેમ કોઈ કહે કે માયા તો મૃગજળ જેવી છે; અથવા કોઈ આકાશની કલ્પના કરે તો તે કયાં સુધી સત્ય થઈ શકે ? અસત્યજ—અશાશ્વત ઠરે. જો ગામજ ન હોય તો પછી સીમાડો ક્યાંથી હોય ? અગર જો જન્મજ નહિ હોય તો જીવાત્મા ક્યાંથી આવશે ? અથવા તો અદ્વૈતને દ્વૈતની ઉપમા કેમ બેસતી આવશે ? નહિજ આવે. એવીજ સ્થિતિ ગુણ વિના 'નિર્ગુણ બ્રહ્મ'ની છે. જેમ માયા વિના સત્તા હોતી નથી, પદાર્થ વિના સાક્ષિત્વ ઘટતું નથી અને અવિદ્યા વિના ચૈતન્ય હોઈ શકતું નથી; તેમજ ગુણ વિના 'નિર્ગુણુ બ્રહ્મ' પણ હોઈ શકતું નથી. અસ્તુ ! સત્તા, ચૈતન્ય, સાક્ષી, ઇત્યાદિ સર્વ ગુણુથીજ (અસ્તિત્વમાં) છે, તો પછી જે નિર્ગુણુજ છે તેમાં ગુણ ક્યાંથી આવે ? નજ આવે. વળી જેમાં ગુણ નથી તેને 'નિર્ગુણ' એવી સંજ્ઞા આપવી, એ એને અશાશ્વતજ સિદ્ધ કર્યા જેવું છે. (એટલે કે નિર્ગુણ બ્રહ્મ પણ અશાશ્વત છે.) હવે 'વાચ્ય બ્રહ્મ' જુઓ. 'નિર્ગુણુ બ્રહ્મ' જેમ પોતાના નામથી અશાશ્વત સિદ્ધ થયું, તેમ આ 'વાચ્ય બ્રહ્મ' પણ પોતાના નામથીજ અશાશ્વત છે. કેમકે વાચાની ગતિ તો ઉપર જે બ્રહ્મોનું ખંડન કર્યું—જેમને અશાશ્વત ઠરાવ્યાં—તે વિષયોસુધીજ છે. હવે 'આનન્દ બ્રહ્મ'ને વિચારીએ. આનન્દ એ વૃત્તિનીજ ભાવના છે અને વૃત્તિ તો પ્રત્યક્ષ નશ્વર છે; એટલે 'આનંદ બ્રહ્મ' પણ પ્રત્યક્ષ અશાશ્વતજ છે. હવે 'તદાકાર બ્રહ્મ લ્યો. તદાકાર થઈ જતાં વૃત્તિ પૃથક્ રહેતીજ નથી અને વૃત્તિ વિના 'તદાકાર' એવી ભાવના ક્યાંથી થઈ શકે ? એટલે આમ 'તદાકાર બ્રહ્મ' પણ કંઈજ નથી. (અશાશ્વત છે.) હવે શેષ રહ્યું 'અનિર્વાચ્ય બ્રહ્મ.' પણ એ 'અનિર્વાચ્ય' એવો નામ—નિર્દેશ, વૃત્તિ હોય તોજ થઈ શકે અને બ્રહ્મમાં તો નિવૃત્તિ આવી જાય છે; માટે 'અનિર્વાચ્ય બ્રહ્મ' પણ

શાશ્વત બ્રહ્મ નથી. તાત્પર્ય કે બ્રહ્મનો નામનિર્દેશજ થઈ શકતો નથી.

અસ્તુ ! નિવૃત્તિ દશા કે જે અનિર્વચનીય છે, તેજ ( તેનું નામજ ) ‘ ઉન્મની ’ અવસ્થા છે; અને એજ દશા યોગીઓની નિરુપાધિક વિશ્રાન્તિ છે. જે વસ્તુમાં નામ, રૂપ, ગુણ, વૃત્તિ, ઇત્યાદિ ઉપાધિ રહેતી નથી, તેજ જ્ઞાનીઓની ‘ સહજ સમાધિ ’ છે. એનાથીજ ભવસાગરના આધિ-વ્યાધિ દૂર થાય છે. જ્યાં સર્વ ઉપાધિનો લય થઈ જાય છે તેજ ‘ સિદ્ધાન્ત ’ છે; સિદ્ધાન્તજ નહિ પણ એજ ‘ વેદાન્ત ’ છે અને આત્માનુભવ પણ એજ છે. અસ્તુ ! આવું જે શાશ્વત બ્રહ્મ, જેમાં માયા કે ભ્રમ રહી શકતાં નથી, તેનો મર્મ અનુભવી પુરુષો સ્વાનુભવથીજ જાણે છે. સ્વાનુભવવડે કલ્પનાનો નાશ કરી પછી અનુભવનો આનંદ લૂંટવો જોઈએ. નિર્વિકલ્પની કલ્પના કરવાથી કલ્પના સહજજ નષ્ટ થાય છે; અને પછી કાંઈ પણ ન રહેતાં (પરમાત્મરૂપ થતાં) કરોડો કલ્પ સુધી રહી શકાય છે. કલ્પનામાં એક મોટો ગુણ છે અને તે એજ કે, એને જ્યાં લગાવીએ ત્યાં એ લાગી જાય છે. જો આપણે તેને પરમાત્મસ્વરૂપમાં લગાવીએ તો એનો પોતાનો લય થઇ જાય છે અને આપણે પણ તદ્રૂપ બની જઈએ છીએ. નિર્વિકલ્પની કલ્પના કરવાથી કલ્પના પોતે નષ્ટ થઈ જાય છે. તેને નિઃસંગમાં લગાવીએ તો તે પોતે નિઃસંગ થઈ જાય છે. અસ્તુ ! ‘ બ્રહ્મ ’ એ કોઈ પદાર્થ નથી કે જે હાથમાં મૂકી દેવાય. એ તો માત્ર સદ્‌ગુરુના જ્ઞાનોપદેશથીજ અનુભવમાં આવે છે. હવે આગળ પાછું એનુંજ નિરૂપણ કરીએ છીએ; એથી ‘ કેવળ બ્રહ્મ ’–‘ શુદ્ધ બ્રહ્મ ’ ઝટ સમજાઇ જશે.

## समास ४ थो–शुद्ध ब्रह्म.



શુદ્ધ બ્રહ્મ તો આકાશથી પણ અધિક નિર્મળ, નિરાકાર, વિશાળ અને વ્યાપક છે. એકવીસ સ્વર્ગ અને સાત પાતાળ મળીને એક એક બ્રહ્માંડ થાય છે. એવાં અનંત બ્રહ્માંડોમાં એ નિર્મળ બ્રહ્મ વ્યાપી રહેલ છે. અનંત બ્રહ્માંડોની નીચે ઉપર, સર્વ ઠેકાણે એ વ્યાપ્ત છે. એના વિના એક અણુ જેટલી જગ્યા પણ ખાલી નથી. આ તો સર્વ કોઈ જાણે છે કે એ ‘ શુદ્ધ બ્રહ્મ ’ જળમાં, સ્થળમાં, કાષ્ઠમાં, પાષાણમાં સર્વ ઠેકાણે છે. એવું કોઈ પણ પ્રાણી નથી કે જેમાં એ શુદ્ધ બ્રહ્મ ન રહ્યું હોય. જેમ જળમાં

જળચર રહે છે, એજ પ્રમાણે સંપૂર્ણ પ્રાણી માત્ર એ બ્રહ્મમાં રહેલાં છે. પણ બ્રહ્મને જળની ઉપમા ઠીક નથી; કારણ કે જળ મર્યાદિત છે. જળની બહાર પણ રહી શકાય છે અને બ્રહ્મ તો અમર્યાદિત છે. એનાથી પૃથક્ થઈને કોઇ ક્યાંય રહી શકતું નથી. જો કોઈ આકાશથી બહાર જતા રહેવા ઇચ્છે તો તે કેવી રીતે જઇ શકે ? નજ જઈ શકે; કેમકે આકાશ તો ચારે તરફ ભરેલું છે. એજ પ્રકારે એ 'અનન્ત' નો અન્ત નથી. એ સર્વમાં અખંડ રીતે ભરેલું છે, સમગ્ર શરીરે લપટાએલું છે, સર્વની નિકટ રહ્યા છતાં એ ગુપ્ત છે. સૌ એમાં રહે છે પણ એને ઓળખતા નથી. જે કાંઇ દેખાય છે તે તો ભાસ છે. એ કાંઇ પરબ્રહ્મનું પિછાન નથી. વાદળાં વગેરેથી કોઇ કોઇ વખત આકાશ મલિન જેવું દેખાય છે પણ એ બરાબર નથી—વસ્તુતઃ આકાશ તો નિર્મળજ છે. આકાશ તરફ જ્યારે આપણે બહુવાર સુધી જોઇ રહીએ છીએ ત્યારે ચક્રાકારે કંઇક ઘૂમતું દેખાય છે, પણ વાસ્તવમાં તે કંઇજ નથી હોતું—એ તો મિથ્યા ભાસ છે; એજ પ્રકારે આ દૃશ્ય ( સૃષ્ટિ ) પણ જ્ઞાનીઓને મિથ્યા દેખાય છે. જેમ નિદ્રામાં આવેલું સ્વપ્ન જાગી ગયા પછી મિથ્યા લાગે છે, તેમ મનુષ્યને જ્ઞાનરૂપ જાગૃતિ પ્રાપ્ત થતાં સ્વપ્નતુલ્ય આ સકળ દૃશ્ય (સંસાર) મિથ્યા જણાવા માંડે છે. માટે સ્વાનુભવથી જ્ઞાનદ્વારા જાગૃત થવું, એટલે પછી આ સર્વ દૃશ્ય પોતાની મેળેજ મિથ્યા જણાવા લાગશે. અસ્તુ. હુવે એ ગુંચવણ જેમની તેમ પડી રહેવા દો. જે બ્રહ્માંડથી પર છે તેનેજ સ્પષ્ટ કરીને સમજાવીએ છીએ.

બ્રહ્મ બ્રહ્માંડમાં ઓતપ્રોત છે, પદાર્થમાત્રમાં વ્યાપ્ત છે અને અંશમાત્રથી સર્વમાં વિસ્તૃત છે. બ્રહ્માંડમાં સૃષ્ટિ ભાસે છે. અને સૃષ્ટિમાં બ્રહ્મ છે. અનુભવ થતાં તે અંશમાત્રથી ભાસે છે. તે અંશમાત્રથી સૃષ્ટિની અંદર છે અને જે બહાર છે તેની મર્યાદા તો કોણ કહી શકે તેમ છે ? કેમકે સંપૂર્ણ બ્રહ્મ બ્રહ્માંડના ગર્ભમાં શી રીતે સમાઈ શકે ? અમૃતીમાં ( ચરણામૃત ભરવાના નાના પાત્રમાં ) સંપૂર્ણ આકાશ કેમ સમાવી શકાય ? નજ સમાવી શકાય; તેથીજ કહીએ છીએ કે એનો કંઈક અંશ છે. એ પ્રમાણે બ્રહ્મ સર્વમાં મળેલું છે પણ તે હાલતું નથી; એ તો વ્યાપકતાથી સર્વમાં પરિપૂર્ણ ભરેલું છે. આકાશ જેવી રીતે કાદવથી અલિપ્ત રહે છે; તેમજ એ બ્રહ્મ પંચભૂતોમાં મિશ્રિત છતાં તે પંચભૂતોથી પૃથક્—અલિપ્ત છે.

હ્મને માટે કોઈ દૃષ્ટાંત નથી; પણ સમજાવવા માટે દૃષ્ટાંત દેવું પડે છે.
વિચાર કરીએ તો માત્ર આકાશમાંજ તે દૃષ્ટાંતની કંઇક સામગ્રી મળી
ાવે છે. શ્રુતિમાં ' खं ब्रह्म, અને સ્મૃતિમાં 'गगनसदृशं' એમ કહેલું છે;
ી તેને આકાશની ઉપમા આપી શકાય તેમ છે. જો પિત્તળમાં કાળાશ
હોય તો પછી તે શુદ્ધ સુવર્ણજ છે; (સુવર્ણ કહી શકાય) તેમ જો
ાકાશમાં એક શૂન્યત્વ ન હોય તો એજ બ્રહ્મ છે. એ રીતે બ્રહ્મને ગગન
વું કહી શકાય છે અને માયાને પવન જેવી સમજવામાં આવે છે. પવન
રીરને સ્પર્શ કરે છે પણ તે આંખવડે દેખાતો નથી. માયાનું પણ
 નજ છે. શબ્દ-સૃષ્ટિની રચના ક્ષણે ક્ષણે થયા કરે છે, પણ તે વાયુની પેઠે
ર થતી નથી-ચાલ્યા કરે છે.

અસ્તુ ! આ પ્રમાણે માયા મિથ્યા છે, શુદ્ધ બ્રહ્મજ માત્ર શાશ્વત છે
ને તે સર્વમાં વ્યાપ્ત છે. તે શુદ્ધ બ્રહ્મ પૃથ્વીનું ભેદક છે છતાં કઠિન
ી; એ એટલું મૃદુ છે કે તે માટે બીજી ઉપમા નથી. પૃથ્વી કરતાં જળ
ુ છે, જળ કરતાં અગ્નિ વિશેષ મૃદુ છે અને અગ્નિ કરતાં વાયુ અધિક
ુ છે એ ધ્યાનમાં રાખવું. એ વાયુ કરતાં આકાશ વળી બહુ મૃદુ છે
ને બ્રહ્મ તો તે આકાશ કરતાં પણ અધિક મૃદુ છે, બ્રહ્મ
વું મૃદુ છતાં વજ્ર સુદ્ધાંને ભેદી નાખે છે, તોપણ તેની
ુતા જેવીને તેવી રહે છે. તે મૃદુ પણ નથી અને કઠિન પણ નથી.
વું નિરુપમ બ્રહ્મ સર્વત્ર ભરેલું છે. બ્રહ્મ પૃથ્વીમાં વ્યાપ્ત છે,
પણ પૃથ્વીનો નાશ થતાં બ્રહ્મનો નાશ થતો નથી. એજ પ્રમાણે એ
ળમાં રહે છે, છતાં જળ સુકાઇ જાય તોપણ તે સુકાતું નથી. એ બ્રહ્મ
ગ્નિમાં રહ્યા છતાં હાલતું નથી અને ગગનમાં રહ્યા છતાં કળાતું-ભાસતું
ી. આખા શરીરમાં વ્યાપ્ત છતાં તે જણાતું પણ નથી. સમીપમાં છતાં દૂરજ
! આ કેવી આશ્ચર્યની વાત છે !! એ બ્રહ્મ આપણી સામે છે, ચારે
રે રહેલું છે, આપણે રાત દિવસ જોઇએ છીએ તે પણ તેમાંજ. અંદર,
હાર, સર્વ જગા ઉપર એ પ્રત્યક્ષજ છે એમાં કાંઇજ શક નથી. આપણે
ની અંદરજ છીએ; આપણી અંદર અને બહાર પણ તેજ છે; તે આકાશની
ક સર્વ દૃશ્ય પદાર્થોથી નિરાળું છે. જ્યાં કાંઇપણ જણાતું નથી ત્યાં
ણ તે ભરેલું છે. જેમ આપણું દાટેલું ધન આપણી નજરે ન પડે તેમ
બ્રહ્મ અદૃશ્ય રહ્યું છે. જે પદાર્થ દૃષ્ટિગોચર થાય છે તે સર્વની પાર

બ્રહ્મ રહેલું છે. આ કોકડું અનુભવેજ ઉકેલાય છે. આકાશ જેમ સંપૂર્ણ દૃશ્ય પદાર્થને છોડી બીજા સર્વ સ્થળે, આગળ–પાછળ, ઉપર–નીચે, ચારે-કોરે વ્યાપી રહ્યું છે; તેમ એ બ્રહ્મ પણ સર્વત્ર સમરસ ભરેલું છે. રૂપ અને નામવડે જેનો જેનો નિર્દેશ થાય છે તે તે સર્વ મિથ્યા–ભ્રમ માત્ર છે; અને એ નામ–રૂપથી પર જે ગૂઢ–બ્રહ્મ–તત્ત્વ છે, તે તો અનુભવીઓજ જાણે છે. જેમ આકાશમાં ધૂમાડાના મોટા મોટા પર્વતો દેખાય છે, તેમ માયા પોતાનું ઇન્દ્રજાળ દેખાડે છે. એ માયા અશાશ્વત છે. બ્રહ્મ શાશ્વત છે અને તે સર્વ જગાએ સદા–સર્વદા વ્યાપી રહેલું છે. જુઓ ! પુસ્તક વાંચતી વખત તે અક્ષરોમાં પણ વ્યાપી રહેલું છે અને કોમળતાથી નેત્રમાં પણ પ્રવેશેલું છે. કાનથી શબ્દ સાંભળતી વખત, મનથી વિચાર કરતી વખત, મનની અંદર અને બહાર ખરેખર બ્રહ્મજ ભરેલું છે. માર્ગમાં ચાલતી વખત પ્રથમ એ બ્રહ્મનેજ પગ અડકે છે. તે સમગ્ર અંગને સ્પર્શી રહ્યું છે. આપણે જ્યારે કોઇ વસ્તુ હાથમાં ગ્રહણ કરીએ છીએ ત્યારે પણ એ બ્રહ્મજ પ્રથમ આપણા હાથમાં આવે છે. વિશેષ શું કહીએ ? સર્વ ઇન્દ્રિઓ અને મન, સદા–સર્વદા એ બ્રહ્મમાંજ રહેલાં હોવા છતાં તેને ઓળખી શકતાં નથી. એ બ્રહ્મ સમીપમાંજ છે, પણ જોવા જતાં તે નજરે પડતું નથી. એ રીતે જે દેખાતું નથી તેજ બ્રહ્મ છે.

અસ્તુ ! એ બ્રહ્મની પ્રાપ્તિ, દૃશ્યનું નિરસન કરતાં સ્વાનુભવથીજ થાય છે. અનુભવગમ્યજ છે. જ્ઞાનદૃષ્ટિએ જોવાની વસ્તુ ચર્મ–ચક્ષુથી દેખાતી નથી; અંતરના અનુભવની વાત અંતર (હૃદયની) ની વૃત્તિજ જાણી શકે છે. સર્વસાક્ષિણી એક તુર્યાવસ્થાજ માત્ર એ બ્રહ્મને, માયાને અને અનુ-ભવને જાણનારી (જાણી શકે તેવી) છે. એનું સાક્ષિત્વ વૃત્તિનું કારણ છે. (એટલે કે વૃત્તિ તુર્યામાં રહે છે.) એ પછી ઉન્મની અવસ્થા અર્થાત્ નિવૃ-ત્તિની દશા છે. એ ઉન્મની અવસ્થામાં વિજ્ઞાન (જ્ઞાતૃત્વ) પણ લય પામી જાય છે. એ ઉન્મની અવસ્થામાં અજ્ઞાન નષ્ટ થઈ જાય છે, જ્ઞાન પણ રહેતું નથી અને વિજ્ઞાન–વૃત્તિ પરબ્રહ્મમાં લીન થઈ જાય છે ! એજ પરબ્રહ્મ છે. એમાં કલ્પનાનો અંત આવી જાય છે. એજ યોગીજનોનું એકાન્ત-વિશ્રામ છે. એ અનુભવથીજ જાણી શકાય છે.

# समास ५ मो–द्वैतकल्पनानुं निरसन.




પર વર્ણવ્યું તે શુદ્ધ બ્રહ્મ અનુભવમાં આવ્યું; પરન્તુ હવે લક્ષ્ય માયા તરફ ખેંચાઇ રહ્યું છે. બ્રહ્મનો અન્તઃકરણમાં અનુભવ થાય છે અને માયા પણ પ્રત્યક્ષ જણાય છે; તો આ દ્વૈતભાવ શી રીતે ટળશે? એજ વિચારવાનું છે. ત્યારે હવે મનને સાવધાન કરી એકાગ્રતાથી સાંભળો કે માયા અને બ્રહ્મને કોણ જાણે (જાણી શકે) છે? બ્રહ્મનો સંકલ્પ સત્ય છે અને માયાનો વિકલ્પ મિથ્યા છે, એવી રીતે દ્વૈતની કલ્પના મનજ કરે છે.* માત્ર એક તુર્યાવસ્થામાંજ માયાને અને બ્રહ્મને જાણે છે. એ સર્વ જાણે છે માટે એને સર્વસાક્ષિણી કહે છે. તુર્યા 'સર્વ' જાણે છે; પણ જ્યાં 'સર્વ' છેજ નહિ ત્યાં જાણશે કોણ? અને કોને જાણશે? સંકલ્પ–વિકલ્પની સૃષ્ટિ તો મનનાજ ગર્ભમાં ઉત્પન્ન થઈ છે અને એ મન તો અંતે મિથ્યા ઠરે છે; ત્યારે હવે સાક્ષી કોણ છે? સાક્ષિત્વ, ચેતનતા અને સત્તા, એ ગુણો માયાના સ્વભાવને લીધે બ્રહ્મ ઉપર વૃથાજ આરોપાયલા છે. જેમ ઘટાકાશ, મઠાકાશ અને મહાકાશ, એવા ભેદ પડવામાં ઘટ અને મઠ કારણરૂપ છે, પરન્તુ વસ્તુતઃ આકાશ તો એકજ છે; તેમ બ્રહ્મમાં ગુણનો આરોપ થવામાં માયાજ કારણરૂપ છે–બાકી બ્રહ્મ તો નિર્ગુણ છે. જ્યાં સુધી માયાને સત્ય માનવામાં આવે છે ત્યાં સુધી બ્રહ્મમાં સાક્ષિત્વ છે; પરન્તુ માયાનો અને અવિદ્યાનો નિરાશ થતાં, પછી દ્વૈત ક્યાં સુધી રહી શકે? એટલે મન જ્યારે નિઃસત્વ થાય છે (ઉન્મની અવસ્થા પ્રાપ્ત થાય છે) ત્યારે તુર્યાવસ્થારૂપ જ્ઞાન અસ્ત થઈ જાય છે. જેનાથી

---

* શિષ્ય કહે છે કે માયા શું અને બ્રહ્મ શું? તે તો જાણ્યું; પરંતુ માયા અને બ્રહ્મના દ્વૈતનું નિરસન શી રીતે થશે? ઉત્તરઃ–માયા અને બ્રહ્મની કલ્પના કોને થાય છે? મનને. એ કલ્પના મટી જતાં–મનોવૃત્તિ લય પામતાં અથવા એમ કહો કે ઉન્મની અવસ્થા પ્રાપ્ત થતાં, પછી દ્વૈત કેવી રીતે રહે? પ્રશ્નઃ–પરન્તુ એ કલ્પના મટે કેમ? મટાડવી કેવી રીતે? ઉત્તરઃ–કલ્પનાથી કલ્પના મટે છે. બ્રહ્મની કલ્પના તે શુદ્ધ કલ્પના છે–સંકલ્પ છે, માયાની કલ્પના તે શબલ કલ્પના અથવા અશુદ્ધ કલ્પના છે–વિકલ્પ છે. હવે પ્રથમ સંકલ્પથી વિકલ્પનો નાશ કરો, એ પછી સંકલ્પ પોતે બ્રહ્મમાં લીન થઇ જશે અને પછી શુદ્ધ બ્રહ્મની પ્રાપ્તિ થશે.

દ્વૈતનો ભાસ થાય છે તે મનજ જ્યારે નિઃસત્વ–ન હોય તેવું થઈ ગયું, તો પાછી દ્વૈત–અદ્વૈતનું અનુસંધાન ક્યાં રહ્યું ? તાત્પર્ય કે દ્વૈત–અદ્વૈતની કલ્પના એ વૃત્તિનું ચિહ્ન છે, વૃત્તિ નિવૃત્ત થઈ જતાં દ્વૈતનો પત્તોજ લાગતો નથી. (તે નષ્ટ થઈ જાય છે.) એ વૃત્તિરહિત જ્ઞાન એજ પૂર્ણ શાન્તિ છે. ત્યાં માયા અને બ્રહ્મનો સંબંધ છુટી–તૂટી જાય છે. આ માયા અને બ્રહ્મનો ઝગડો મનેજ કલ્પ્યો છે–બાકી ખરી રીતે બ્રહ્મ તો કલ્પનાતીત છે. એને જ્ઞાનીજ જાણે છે. જે મન અને બુદ્ધિથી અગમ્ય છે, જે કલ્પનાથી પણ પર છે, તેનો યથાર્થ અનુભવ કરતાં દ્વૈત ક્યાં રહી શકે ? દ્વૈત તરફ દૃષ્ટિ કરતાં બ્રહ્મ દેખાતું નથી અને બ્રહ્મ તરફ જોતાં દ્વૈત દેખાતું નથી–દ્વૈત નષ્ટ થઇ જાય છે; કેમકે દ્વૈત અને અદ્વૈતનો ભાસ માત્ર કલ્પનાથીજ છે. માયાનું નિવારણ કલ્પનાજ છે, બ્રહ્મનું સ્થાપન પણ કલ્પનાજ કરે છે અને સંશય ઉઠાવવો તથા સંશયનો નિરોધ કરવો, એ કામ કરનારી પણ કલ્પનાજ છે. બંધન પણ કલ્પના કરે છે, સમાધાન પણ કલ્પના કરે છે અને બ્રહ્મ પ્રત્યે ધ્યાન પણ કલ્પનાજ લગાડે છે. કલ્પનાજ દ્વૈતની માતા છે, દ્વૈતને ટાળવાના જ્ઞાનરૂપ પણ એ કલ્પનાજ છે, જીવને બંધન તેમજ મુક્તિ પણ કલ્પનાથીજ થાય છે. અસ્તિત્વમાં પણ ન હોય એવાં બ્રહ્માંડોને પણ કલ્પનાજ અંતઃકરણમાં જોઇ શકે છે. ક્ષણવાર નિર્મળ આત્મસ્વરૂપની ભાવના પણ કલ્પનાજ કરે છે. ક્ષણવારમાં તે ચિંતાતુર બની જાય છે, તો ક્ષણવારમાં સ્થિર પણ બની જાય છે અને પાછું ક્ષણવારમાંજ વિસ્મિત થઈને વિચાર કરે છે. તેને ક્ષણમાં સમજ પડે છે અને ક્ષણમાં તે ગભરાઈ જાય છે. આ પ્રમાણે નાના પ્રકારના વિકારો કલ્પનાજ ઉત્પન્ન કરે છે એ વાત લક્ષ્યમાં રાખો. કલ્પનાજ જન્મનું મૂળ છે, કલ્પનાજ ભક્તિનું ફળ છે અને કલ્પનાજ મોક્ષને આપનારી પણ છે. અસ્તુ. આવી આ કલ્પના યોગ્ય સાધનના યોગથીજ સમાધાન આપે છે અથવા તો તેજ અધઃપાતનું કારણ પણ થાય છે; માટે સર્વનું મૂળ માત્ર કલ્પનાજ છે. એને નિર્મૂળ કરવામાં આવતાં બ્રહ્મપ્રાપ્તિ થાય છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસનના યોગથી સમાધાન પ્રાપ્ત થાય છે અને મિથ્યા કલ્પનાનો ભાસ લય પામે છે. **શુદ્ધ બ્રહ્મનો નિશ્ચય કર્યો કે કલ્પના જીતાઈ એમ સમજવું.** એ નિશ્ચય થયો એટલે સર્વ સંશયો નિવૃત્ત થઇ જાય છે. મિથ્યા કલ્પનાનો ઢોંગ સત્યની આગળ ટકીજ શી રીતે

શકે ? સૂર્યપ્રકાશથી જે પ્રમાણે અંધકાર લય પામે છે, તે પ્રમાણે જ્ઞાનના પ્રકાશથી મિથ્યા કલ્પનાનો નાશ થાય છે અને પછી દ્વૈતનો સંબંધ આપો-આપજ તૂટી જાય છે. મૃગથીજ જેવી રીતે મૃગને (અને પાળેલા હાથીથી જંગલી હાથીને) પકડવામાં આવે છે, કિંવા આકાશમાં જેમ બાણુથીજ બાણુને કાપી નાખવામાં આવે છે તેમ કલ્પનાથીજ કલ્પનાનું નિરસન થાય છે.

શુદ્ધ કલ્પના બળવાન થઇ કે તેનાવડે શબલ ( ઔપાધિક–મિથ્યા –મલિન ) કલ્પના કેવી રીતે નષ્ટ થાય છે, એ વાત હવે હું સ્પષ્ટ કરીને સમજાવું છું; માટે એકાગ્ર ચિત્તે શ્રવણ કરો. શુદ્ધ કલ્પનાનું લક્ષણ એ છે કે તે પોતાની મેળેજ નિર્ગુણની કલ્પના કરે છે અને સત્સ્વરૂપનું વિસ્મરણ થવા દેતી નથી. તે નિરંતર સત્સ્વરૂપમાંજ જોડાયલી હોય છે; તે દ્વૈતનું નિરસન કરે છે અને નિશ્ચયનું જ્ઞાન આપે છે. જે અદ્વૈતની કલ્પના કરે છે તે શુદ્ધ કલ્પના છે અને જે દ્વૈતની કલ્પના કરે છે તે અશુદ્ધ કલ્પના છે. આ અશુદ્ધ કલ્પનાનેજ ‘ શબલ ’ કહેવામાં આવે છે, એ વાત લક્ષ્યમાં રાખો. અદ્વૈતનો નિશ્ચય કરવો એ શુદ્ધ કલ્પનાનો સાર છે. દ્વૈતની ભાવના કરનારી શબલ કલ્પના વ્યર્થ છે. જ્યાં અદ્વૈત કલ્પનાનો પ્રકાશ થયો કે તરતજ દ્વૈતનો નાશ થાય છે અને જ્યાં દ્વૈતનો નાશ થયો કે તત્કાલ શબલ કલ્પના પણ નષ્ટ થાય છે. કલ્પનાથીજ કલ્પના નાશ પામે છે, એ વાત ચતુર માણસોએ ધ્યાનમાં રાખવી. શબલ કલ્પના ગઇ એટલે પછી જે શુદ્ધ કલ્પના હોય છે તેજ શેષ રહે છે. શુદ્ધ કલ્પના કે જે સ્વરૂપની કલ્પના કરે છે તે સ્વયં તેનુંજ સ્વરૂપ છે; અને તે સ્વરૂપની કલ્પના કરતાં તે સ્વયં તદ્રૂપ થઇ જાય છે. કલ્પનાનું મિથ્યાત્વ પ્રકટ થતાં સહજજ તદ્રૂપતા આવી જાય છે, અને આત્મનિશ્ચય થતાં કલ્પનાનો લય થઇ જાય છે. જે પ્રકારે સૂર્યાસ્ત થતાં અંધકાર છવાઇ જાય છે તે પ્રકારે જે ઘડીએ નિશ્ચય ડગે છે તેજ ઘડીએ દ્વૈત ઉભરાઈ આવે છે અને જ્ઞાન મલિન થતાં અજ્ઞાન વ્યાપી રહે છે, એ વાત લક્ષ્યમાં રાખો; એટલા માટે શ્રવણ અખંડ ચાલુ રાખવું. અસ્તુ. હવે આ વાત છોડો. એકજ વાતથી હવે હું શંકાનું નિવારણ કરૂં છું કે, **જેને દ્વૈતનો ભાસ થાય છે તે ખરેખરો ‘તું’ નથી,** એ હું ખાત્રીપૂર્વક જણાવું છું. આથી પાછલી શંકા પણ નિવૃત્ત થઇ અને આ વિષય પણ સમાપ્ત થયો. હવે શ્રોતાઓએ આગળને માટે સાવધાન થવું જોઇએ.

# समास ६ ठ्ठो—मुक्त कोण छे ?




તા કહે છે કે, જે સર્વત્ર વ્યાપી રહેલો છે અને જેના વિષે કશી પણ કલ્પના ચાલી શકતી નથી એવા અદ્વૈત બ્રહ્મનું નિરૂપણ કરીને આપે મને ક્ષણભરને માટે તદાકાર બનાવી દીધો છે; પરન્તુ હું તદાકાર બનીને કેવળ બ્રહ્મજ થઈ રહેવા ઇચ્છું છું અને ચંચળપણાને પ્રાપ્ત થઇને પુનઃ કદિ પણ સંસારમાં આવવા ચહાતો નથી. તે સુખ કલ્પનાથી પણ રહિત છે અને તેમાં સંસારનાં દુઃખો નથી; માટે તે સુખરૂપજ થઇ જવાવું જોઇએ. અધ્યાત્મ શ્રવણ કરવાથી ખરૂં જોતાં તો વળી પાછું બ્રહ્મજ થઇ જવાવું જોઇએ, પરન્તુ અહીં તો વળી પાછું વૃત્તિ ઉપર આવવું પડે છે, ( એક વખતજ નહિ પણ ) સદા—સર્વદા અચૂક આવવું પડે છે. હું ક્ષણભરને માટે ઉંચે ચઢી બ્રહ્મ બની બેસું છું; પરંતુ પછી તત્ક્ષણજ પુનઃ વૃત્તિમાં આવીને પડું છું. એકાદ ઉડનારા કીટકના પગમાં દોરી બાંધવામાં આવે તો તે જેમ ઉંચે ઉડે છે, પરંતુ છેવટે પાછો નીચેજ પડે છે; તેની પેઠે હું પુનઃ પુનઃ કેટલીકવાર આવાગમન કર્યા કરૂં ? ઉપદેશ પ્રસંગે તદાકાર થતાંજ આ શરીર પડવું જોઇએ કિંવા આ આપણું અને આ પરાયાનું એવો ભેદભાવ નષ્ટ થઇ જવો જોઇએ; એવું ન થાય ત્યાંસુધી “ હું કેવળ બ્રહ્મસ્વરૂપ થયો છું ” એમ કહેતાં લજ્જા ઉત્પન્ન થાય છે. બ્રહ્મરૂપ થયા પછી પુનઃ સંસારમાં આવવું એ તો વિપરીતજ જણાય છે. જે સ્વતઃજ બ્રહ્મરૂપ થયો હોય તે પાછો આવેજ શી રીતે ? માટે આ જ્ઞાન મને પ્રશસ્ય લાગતું નથી. કાં તો બ્રહ્મસ્વરૂપમાં મળી જવું કે કાં તો સંસારમાંજ રહેવું ઉચિત છે. બન્ને તરફ તે કેટલા ધક્કા ખાવા ? અધ્યાત્મનિરૂપણ સાંભળવા સમયે જ્ઞાન પ્રબળ થાય છે (તે એટલા સુધી કે શ્રોતા સ્વરૂપમાં તદાકાર થઈ જાય છે, ) અને તે પછી તે જ્ઞાનનો લય થઈ જાય છે અને પછી તેજ બ્રહ્મરૂપ ( મનુષ્ય ) ને કામ ક્રોધ ઘેરી લે છે. તેને પૂર્ણ સ્વાર્થની પણ પ્રાપ્તિ થતી નથી અને પૂર્ણ પરમાર્થની પણ પ્રાપ્તિ થતી નથી. આ પ્રકારે તે ઉભયથી વંચિત થાય છે. આવું બ્રહ્મ થવું તે શું કામનું ? સંસારમાં મન લાગતું નહિ હોવાથી એથી તો

ઉલટું દારિદ્ય પ્રાપ્ત થાય છે, લોકોનું ઋણુ થાય છે અને તેથી વ્યવહાર ડૂબે છે. બ્રહ્માનંદ ભોગવવા સમયે ગૃહનાં કાર્યો તેને પાછળ ખેંચે છે અને સાંસારિક કાર્યો કરતી વખતે તેને બ્રહ્મમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. સંસારના ખેંચાણુથી બ્રહ્મસુખ નષ્ટ થાય છે અને જ્ઞાનના યોગથી સંસારનો સ્વાદ પણુ જાય છે. આ પ્રમાણે આ ઉભય સુખો અપૂર્ણજ રહે છે– એક પણુ પ્રકારનું સુખ પૂર્ણ રીતે મળતું નથી. આ કારણુથી મારૂં ચિત્ત ચંચળ થઇ ગયું છે; એક સ્થાને સ્થિર રહેતું નથી. શું કરવું તેનો કાંઇ પણુ નિશ્ચય કરી શકાતો નથી. સારાંશ કે શ્રોતા એવી વિનંતિ કરે છે કે, હું બ્રહ્માકાર પણુ થઈ શકતો નથી અને બીજી તરફ સંસારમાં પણુ વિઘ્ન આવે છે ત્યારે હવે કેવી રીતે રહેવું ? હવે વક્તા તેનો સુંદર પ્રત્યુત્તર આપે છે, તે માટે શ્રોતાઓએ ક્ષણુભર એકાગ્ર ચિત્તે સાંભળવું.

વક્તા ઉલટો શ્રોતાને પ્રશ્ન કરે છેઃ–“ જે જ્ઞાની બ્રહ્મ બની કર્મ કર્યા વિના જડની પેઠે પડયા રહે છે તેજ શું મોક્ષ પામે છે ? વળી વ્યાસાદિ જે કર્મયોગી હતા તેઓ શું ડૂબી ગયા ? ” વક્તાના આ પ્રશ્નપર શ્રોતા નિવેદન કરે છે કે, “શ્રુતિ કહે છે કે શુક અને વામદેવ એ બેજ અદ્યાપિ મુક્ત થયા છે. વેદે ઉક્ત બે જ્ઞાનીઓનેજ મુક્ત માન્યા છે, અન્ય સર્વ જ્ઞાનીઓને તેણે બદ્ધ બનાવી દીધા છે ! હવે વેદ વચનપર અશ્રદ્ધા શી રીતે કરી શકાય” ? આ પ્રકારે શ્રોતાએ વેદના આધારથી પ્રત્યુત્તર આપ્યો અને પરમ આગ્રહથી ઉક્ત બેનેજ મુક્ત સિદ્ધ કર્યા. આ ઉપર વક્તા કહે છે કેઃ–“ જો એમ કહેવામાં આવે કે સમગ્ર સૃષ્ટિમાં માત્ર બેજ જણુ મુક્ત થયા છે તો તેમાં ઉણુપ કોને આવે છે ? અનેક ઋષિ, મુનિ, સિદ્ધ, યોગી, આત્મજ્ઞાની અને અસંખ્ય સમાધાની થઈ થયા છેઃ–

**प्रह्लादनारदपराशरपुंडरीकव्यासांबरीषशुकशौनकभीष्मदाल्भ्यान् ॥**
**रुक्मांगदार्जुनवसिष्ठविभीषणादीन् पुण्यानिमान्प मभागवतान्स्म ।।मे॥१॥**
**कविर्हरिरंतरिक्षः प्रबुद्धः पिप्पलायनः ॥**
**आविर्होत्रोऽथ द्रुमिलश्चमसः करभाजनः ॥ २ ॥**

અર્થાત્ઃ–પ્રહ્લાદ, નારદ, પરાશર, પુંડરીક, વ્યાસ, અંબરીષ, શુક, શૌનક, ભીષ્મ, દાલ્ભ્ય, રુકમાંગદ, અર્જુન, વસિષ્ઠ, વિભીષણુ, આદિ મહાત્માઓ તથા પુણ્યવાન ભગવદ્‌ભક્તોનું સ્મરણુ કરવું; તેમજ કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ અને કરભાજનનું

પણ સ્મરણ કરવું. આ સિવાય બીજા પણ મહાત્માઓ મુક્ત થઇ ગયા છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર આદિ દેવર્ષિ તથા વિદેહ ( જનક ) આદિ રાજર્ષિ પણ મુક્ત થઇ ગયા છે. જો કેવળ શુકદેવ અને વામદેવજ મુક્ત થયા તો શેષ આ સર્વ ડૂબી ગયા કે ? એ તો મૂર્ખતાભરેલું કથન કહેવાય. આઉપર શ્રોતા કહે છે:—“ તો પછી વેદ આમ શા માટે કહે છે ? શું આ વેદને મિથ્યા કરી શકો છો ? ”

વકતા ઉત્તર આપે છે:—વેદે તો એને પૂર્વપક્ષ કહ્યો છે—ઉદાહરણ આપ્યાં છે; પરંતુ લોકો તેને ગ્રહણ કરી બેસી રહે છે. સાધુ, પંડિત અને શાણા માણસોને આ કથન માન્ય નથી. કદાચ ક્ષણભરને માટે એને માન્ય પણ કરવામાં આવે તો પછી વેદનું સામર્થ્ય કયાં રહ્યું ? પછી તો એમજ સિદ્ધ થાય છે કે વેદો કોઇનો પણ ઉદ્ધાર કરી શકતા નથી;અને જો વેદોમાં સામર્થ્ય ન હોય તો પછી તેનો ભાવ પણ કોણ પૂછે ? માટે એમ બની શકે નહિ. વેદોમાં અવશ્ય લોકોનો ઉદ્ધાર કરવાનું સામર્થ્ય છે. વેદાધ્યયન કરનાર માણસને મહાપુણ્યાત્મા માનવામાં આવે છે, તો વેદોમાં સામર્થ્ય કમી છે એમ કોણ કહી શકે તેમ છે ? વેદ, શાસ્ત્ર અને પુરાણનું સુદૈવવશાત્ શ્રવણ થાય તો મનુષ્ય પાવન થાય છે, એમ સાધુ પુરુષોએ જણાવ્યું છે; એટલુંજ નહિ પણ તેનો શ્લોક, અર્ધ શ્લોક, શ્લોકનું એક ચરણ કે એક શબ્દ કાનપર પડે તોપણ નાના દોષો નષ્ટ થાય છે. વેદોમાં, શાસ્ત્રોમાં અને પુરાણોમાં આવાં વચનોની માલિકાની માલિકા છે. વ્યાસની વાણીએ આવો અગાધ મહિમા વર્ણવ્યો છે. તેમાંનો એક શબ્દ સાંભળવામાં આવે તોપણ તત્કાલ મનુષ્યદેહ પાવન થાય છે. આવો ગ્રંથોનો મહિમા ઠેકઠેકાણે વર્ણવ્યો છે. જો બે સિવાય બીજો કોઇપણ માણસ ઉદ્ધાર પામ્યો ન હોય તો પછી આ જણાવેલા મહિમામાં અર્થ શો ? અસ્તુ. ચતુર અને સુજ્ઞ માણસો તો આ સર્વ સમજે છે અને બીજાઓને તો આ માત્ર બડબડાટજ લાગે છે. વેદ, શાસ્ત્રો અને પુરાણો ખોટાં શી રીતે થઇ શકે ? ઉકત બે માણસો સિવાય ત્રીજાનો ઉદ્ધાર તેમના સિવાય કોણ કરશે ? જે બ્રહ્મસ્વરૂપ થઇ કાષ્ઠવત્ પડી રહે તેજ માત્ર મુકત થાય છે એમ જો તું કહે તો તે પણ યથાર્થ નથી; કારણ કે સ્વયં શુકદેવ કે જેને તું મુકત માને છે તેમણે પણ નાના પ્રકારે આત્મબોધ આપ્યો છે. શુક મુક્ત છે એમ વેદોએ કહ્યું છે તે

સત્ય છે; પરંતુ તેઓ પણ સર્વદા બ્રહ્માકાર-કેવળ ઉત્થાનરહિત નહોતા. શુકાચાર્ય યોગીશ્વર હતા. તેઓ જો સદાકાળ બ્રહ્મસ્વરૂપ રહી જાગૃત અવસ્થામાં ન આવતા હોત તો તેઓ સારાસારવિચારનું કથન કરી શકયાજ નહોત. જે કોઇ બ્રહ્મસ્વરૂપ થાય તે સદાકાળ લાકડા સમાન નિશ્ચેષ્ટજ રહેતો હોય તો પછી શુકદેવે તો પરિક્ષતની આગળ આખું ભાગવત કહ્યું છે! અધ્યાત્મનિરૂપણ કરતી વખતે સારાસારનો બહુ વિચાર કરવો પડે છે અને દૃષ્ટાંતોને માટે ચરાચર સૃષ્ટિને ઢુંઢવી પડે છે. ક્ષણભરને માટે બ્રહ્મ થઇ જવું પડે છે અને ક્ષણ-માત્રમાં સંપૂર્ણ દ્રશ્ય સૃષ્ટિને ઢુંઢવી પડે છે તથા અનેક દૃષ્ટાંતો આપીને કથનને સમજાવવું પડે છે; અને આજ પ્રકારે શુકદેવે ભાગવત આદિનું નિરૂપણ કર્યું છે, પરંતુ તેથી શું તેઓને કદિ પણ બદ્ધ કહી શકાય તેમ છે?

આથી આ વાત સિદ્ધ છે કે સદ્‌ગુરુના ઉપદેશથી સર્વ કર્મ કરતાં-કાષ્ઠવત્ નિચેષ્ટ ન પડી રહેતાં-છતાં સાયુજ્યમુક્તિ મળે છે. આ સંસારમાં કેટલાક માણસો મુકત હોય છે, કેટલાક નિત્યમુકત હોય છે અને કેટલાક જીવન્મુકત હોય છે, એ વાત લક્ષ્યમાં રાખવી. કેટલાક યોગી હોય છે, કેટલાક વિદેહમુકત હોય છે અને કેટલાક સમાધાની હોય છે. જે માણસો સચેતન-દેહની શુદ્ધિવાળા-હોય છે તેઓ જીવન્મુકત હોય છે; જેઓ અચેતન હોય છે તેઓ વિદેહમુકત હોય છે અને તે સિવાય જેઓ યોગીશ્વર હોય છે તેઓ નિત્યમુકત હોય છે. સ્વરૂપનો બોધ થવાથી જે સ્તબ્ધતા પ્રાપ્ત થાય છે તેને તટસ્થ અવસ્થા સમજવી. આ તટસ્થતા અને સ્તબ્ધતામાં દેહનો સંબંધ કાયમ રહે છે.* મુક્તિનું કારણ સ્વાનુભવ છે અને શેષ સર્વ વ્યર્થ છે. આપણે સ્વાનુભવથીજ તૃપ્ત થવું જોઈએ. (અર્થાત્ સ્વાનુભવ-તૃપ્ત માણસજ વાસ્તવિક મુકત છે; પછી તેની હીલચાલ જોઈને ભલે કોઇ તેને બદ્ધ કહ્યા કરે.) એક માણસ કંઠપર્યંત જમીને તૃપ્ત થયો હોય અને તેને કોઇ ક્ષુધાતુર કહે, તો તેના કહે-

* સ્વરૂપબોધ થયા પછી નિશ્ચેષ્ટ પડી રહેવું એ શિષ્યના મત અનુસાર મુક્તિનું લક્ષણ છે અને હાલવું-ચાલવું એ બદ્ધનું લક્ષણ છે; પરંતુ સદ્‌ગુરુના મત પ્રમાણે હીલચાલ કરવી અથવા સ્તબ્ધ રહેવું કિંવા તટસ્થ રહેવું, એ દેહના કારણથી દેહના ધર્મરૂપે છે. દેહબુદ્ધિ રાખવાથી કોઇ મુકત થઈ શકતો નથી. જો કોઈ કહે કે "હું મુકત છું" તો તે વાસ્તવમાં બદ્ધજ છે.

ગ્રી તે કાંઇ ક્ષુધાતુર થશે નહિ. સ્વરૂપમાં મૂળે દેહજ હોતો નથી તો
શ્રી સંદેહ તો હોયજ શાનો? બદ્ધ અને મુકતની ભાવના તો કેવળ
ક્રપર્યંતજ છે અને દેહાભિમાન રાખીને તો બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ
દ્ધાં મુકત થઇ શકતા નથી; તો પછી શુકદેવની મુકિતની તો ગણનાજ
? કેમકે મુકતપણાની ભાવના એજ બદ્ધતાનું લક્ષણ છે; જેથી કરીને
મુકત ' અને ' બદ્ધ ' એ ઉભય વ્યર્થ છે. સત્સ્વરૂપમાં તો ' બદ્ધ 'ની
વના પણ નથી-એ વાત સ્વતઃસિદ્ધજ છે. જેમ આપણે પેટની સાથે
લા બાંધીને પાણીમાં તરી શકતા નથી, તેમ આપણે મુકિતનું અભિ-
ન રાખીને પરમાત્મામાં પણ ભળી-રહી શકતા નથી. જે માણસ 'હું'
ણાથી છુટી જાય છે તેજ મુકત થાય છે; પછી તે મૂક હો વા બોલતો
, પરંતુ તે મુકતજ છે. જે કોઇ કાળે જરાપણ બંધનમાં આવી શકતો
થી તેને માટે મુકિતની ભાવનાજ શાથી ઉત્પન્ન થાય? (અર્થાત્ જ્યાં
ંધન હોય છે ત્યાંજ મુકિતની ભાવના પણ હોય છે.) તેના સંબં-
માં વિચાર કરવા જઇએ તો ગુણની સર્વ વાતજ વ્યર્થ છે.

बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः ॥
गुणस्य मायामूलत्वान्न मे मोक्षो न बंधनम् ॥ १ ॥

(અર્થ:-બદ્ધ કિંવા મુકત, એ શબ્દ ગુણનેજ લાગુ પડે છે; મારા બ્રહ્મ-
રૂપને લાગુ પડતા નથી. ગુણોનું મૂળ કારણ માયા છે. મને મોક્ષ પણ
થી અને બંધન પણ નથી.)

જે પરમ શુદ્ધતત્ત્વજ્ઞાતા હોય છે તેને માટે બદ્ધ અને મુકતનો ભેદ
થી. બંધન અને મુક્તિ એ સર્વ માયાનોજ ખેલ છે. જ્યાં નામ અને રૂપ
ણ નષ્ટ થઈ જાય છે ત્યાં મુક્તિ તે કયાંથી શેષ રહે? ત્યાં તો બંધન
ને મુકિતનું સંપૂર્ણતઃ વિસ્મરણ થઈ જાય છે. 'ત્યારે પછી ખરી રીતે
દ્ધ અને મુક્ત કોણ છે?' એવો શ્રોતાએ પ્રશ્ન કર્યો. એનો ઉત્તર એ
કે દેહાભિમાન એજ માત્ર બાધક છે. એ દેહાભિમાનજ જીવને
ંધી લે છે. તાત્પર્ય એ છે કે માયાથી પર એવા એ વિશ્રાંતિસ્થાનનું
વન કરવામાં આવતું નથી ત્યાં સુધી આ અહંતાનું કષ્ટ વળગેલુંજ
કે છે; કારણ કે સર્વ ભ્રમ એ અહંતામાંજ રહેલોજ છે. અસ્તુ. આ
રણથી બંધન અને મુકિત એ સર્વ કલ્પનાના શિરપરજ આવે છે.
આ કલ્પના સત્ય છે? આ સર્વ મૃગજળ છે. માયાના કારણથી આ

સર્વ આડંબર મિથ્યા ઉભો થયેલો છે. જ્ઞાનરૂપી જાગૃતિ આવતાંજ આ સર્વ માયાનું સ્વપ્ન તત્કાળ મિથ્યા બની જાય છે. સ્વપ્નમાં કોઈ બદ્ધ થાય વા મુક્ત થાય તેથી કાંઈ જાગૃદવસ્થામાં તે તેવો રહેતો નથી. ત કયાંનો ? કોણ ? અને કેવો થયો ? તેની કાંઈપણ સમજ તેને સ્વપ્નાવસ્થામાં પડતી નથી, માટે જેમને આત્મજ્ઞાન થયેલું હોય છે તે સર્વ લોકો મુક્તજ છે. શુદ્ધ જ્ઞાનથી જોવા જઇએ તો મુક્તિ સુદ્ધાં સંપૂર્ણતઃ વ્યર્થજ હોય છે. બદ્ધતા વા મુક્તિની ભાવના દેહબુદ્ધિની સાથેજ રહે છે; પરંતુ સાધુજન તો દેહાતીત ' વસ્તુ ' હોય છે, માટે તેમનામાં બંધન વા મુક્તિની ભાવનાજ રહેતી નથી. અસ્તુ. હવે આગળ સાધનનું નિરૂપણ કરવામાં આવે છે, તે માટે શ્રોતાઓએ સાવધાન થઇને શ્રવણ કરવું.

# समास ७ मो—साधनन निश्चय.



બ્રહ્મની કલ્પના પણ કેવી રીતે કરવી ? કારણ કે તે તો સ્વભાવથીજ નિર્વિકલ્પ છે. ત્યાં કલ્પનાને નામે તો મીડુંજ છે. કલ્પના કરવા જઈએ તોપણ તે કલ્પનાના હાથમાં આવતો નથી. મન તેને ઓળખી શકતું નથી અને ઉલટું ભ્રમમાં પડી જાય છે. દ્રષ્ટિ તેને જોઈ શકતી નથી અને મન તેને જાણી શકતું નથી. આ પ્રમાણે તે દ્રષ્ટિગોચર પણ ન થાય અને ભાસમાન પણ ન થાય, તો પછી તેને ઓળખવો કેવી રીતે ? તેને જોવા જઈએ તો તે નિરાકાર હોવાથી ત્યાં મનની પ્રવૃત્તિજ રદ થઈ પડે છે; અને કલ્પના કરવા જઈએ તો સર્વત્ર અંધકાર ભરેલો પ્રતીત થાય છે. કલ્પના કરવાથી બ્રહ્મ કાળો જણાય છે; પરંતુ તે તો કાળો પણ નથી અને ગોરો પણ નથી, તે રાતો પણ નથી, પીળો પણ નથી અને નીલવર્ણ પણ નથી. તે વર્ણરહિત છે. તેને રંગ નથી, રૂપ નથી અને તે ભાસથી પણ અલિપ્ત છે. હવે જેને મૂળમાં રૂપજ નથી તેને ઓળખવો કેવી રીતે ? જે દ્રષ્ટિગોચર થતો નથી તેની ઓળખાણ કેવી રીતે કરવી ? તેને ઓળખવાનો પ્રયત્ન કરવો એ તો માત્ર શ્રમ જેવુંજ લાગે છે. તે નિર્ગુણ વા ગુણાતીત છે, તે અદ્રશ્ય વા અવ્યક્ત છે અને તે પરમ પુરુષ અચિંત્ય વા ચિંતનાતીત છે.

**अचिन्त्याव्यक्तरूपाय निर्गुणाय गुणात्मने ।**
**समस्तजगदाधारमूर्तये ब्रह्मणे नमः ॥ १ ॥**

(અર્થ:—અચિંત્ય, અવ્યકત, નિર્ગુણ, ગુણાત્મક અને અખિલ જગતના પ્રત્યક્ષ આધારરૂપ એવું જે બ્રહ્મસ્વરૂપ તેને નમસ્કાર હો.)

હવે એવા અચિંત્યનું ચિંતન, અવ્યકતનું ધ્યાન—સ્મરણ અને નિર્ગુણની ઓળખાણ, એ સર્વ શી રીતે કરવાં ? જે દૃગ્ગોચર થતોજ નથી, જે મનને પણ પ્રાપ્ત થતો નથી, એવો જે નિર્ગુણ તેનું દર્શન શી રીતે કરવું ? અસંગનો સંગ શી રીતે કરવો ? અંતરિક્ષમાં શી રીતે રહેવું ? વાણીને જે અગમ્ય છે તેનું પ્રતિપાદન શી રીતે કરવું ? જો અચિંત્યનું ચિંતન કરવા માંડીએ, નિર્વિકલ્પની કલ્પના કરવા લાગીએ અને અદ્વૈતનું ધ્યાન કરવાને પ્રવૃત્ત થઇએ તો દ્વૈતજ આગળ આવીને ઉભું રહે છે; અને ધ્યાન કરવાનું છોડી દઇએ તો પ્રથમ સંબંધજ તૂટી જાય છે અને પુન: મોટા સંશયમાં પડવું પડે છે. વળી દ્વૈતના ભયથી અંતઃકરણમાં બ્રહ્મનો વિચારજ ન કરીએ તો સમાધાનનો અનુભવ કદિ પણ પ્રાપ્ત થવાનો નહિ; માટે અભ્યાસ કરવાને પ્રવૃત્ત થઇએ તોજ અભ્યાસ થાય છે. અભ્યાસ થવાથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે અને શાશ્વત—અશાશ્વતના વિચારથી સમાધાન થાય છે. બ્રહ્મનું ચિંતન કરવા જતાં ઉલટી દ્વૈતની ઉત્પત્તિ થાય છે અને ચિંતન ન કરીએ તો કાંઈ સમજાતુંજ નથી. વિચાર વિનાની કેવળ શૂન્યાવસ્થામાં રહીએ તોપણ સંશયમાં પડવું પડે છે; માટે વિચાર કરતા રહેવું જોઈએ. જ્ઞાનદ્વારા માયાથી બચવું જોઇએ અને અહંભાવનો ત્યાગ કરવો જોઇએ; પરંતુ પંચાતી એ છે કે તેનો ત્યાગ થઇ શકતો નથી. પરબ્રહ્મ અદ્વૈત છે. તેની કલ્પના કરતાંવેંતજ દ્વૈતની ઉત્પત્તિ થાય છે. ત્યાં હેતુ અને દ્રષ્ટાંતનું કાંઇ પણ ચાલતું નથી. તેનું સ્મરણ કરતી વખત સ્મરણનું વિસ્મરણ કરવું જોઇએ, કિંવા વિસ્મરણ થતાં પણ તેનું સ્મરણ રહેવું જોઇએ. તે પરબ્રહ્મની પિછાન કરી તે પિછાનને પણ ભૂલી જવી જોઇએ. તેને ન મળવાથી તે મળે છે અને ભેટવા જવાથી તે દૂર ભાગે છે; આવી આ મૂંગાપણાની અદ્ભુત વાત છે. તેને સાધ્ય કરવા જઇએ તો તે સાધ્ય થતો નથી તેમ છોડવા જઇએ તો છૂટતો નથી; તેનો આપણી સાથે ચિર સંબંધ જોડાયેલો છે તે કદિ પણ તૂટવાનો નથી. તે સદા સર્વદા અસ્તિત્વમાંજ હોય છે; પરંતુ તેને જોવા જઇએ ત્યારે તે

દૂર ખસી જાય છે; અને તેના તરફ જોઇએ નહિ ત્યારે તે જ્યાં ત્યાં (સર્વત્ર) જણાઈ રહે છે. તેનામાં ઉપાય એ અપાય (વિઘ્ન) બને છે અને અપાય એ ઉપાય બને છે. આ વાત અનુભવ વિના સમજાય એવી નથી. તે ન સમજાતી વખત સમજાય છે અને સમજાતી વખત નથી સમજાતી. તે નિવૃત્તિપદ વૃત્તિનો ત્યાગ કરીનેજ પ્રાપ્ત કરવું જોઇએ. તેનું ધ્યાન કરી શકાતું નથી, તો પછી ચિત્તમાં તેનું ચિંતન તે શી રીતે કરવું? તે પરબ્રહ્મ મનમાં પણ સમાઈ શકતો નથી. તેને જળની ઉપમા પણ શી રીતે આપી શકીએ? કારણ કે તે તો નિર્મળ અને નિશ્ચલ છે. સમગ્ર વિશ્વ ડૂબી જાય તોપણ તે બ્રહ્મ તો કોરોનો કોરોજ રહે છે. તે પ્રકાશ સદૃશ પણ નથી તેમ અંધકારસમાન પણ નથી; તો હવે તેને કોના જેવો જણાવીએ? આવો તે બ્રહ્મ નિરંજન છે. તે કદિ પણ દૃશ્યમાન થતો નથી તો પછી તેનું અનુસંધાન શી રીતે કરવું? તેની શોધ કરવાથી કાંઈ પણ જાણી શકાતું નથી અને મન સંદેહમાં પડે છે. આવી દશામાં મન ગભરાઈને સત્ય સ્વરૂપનો અભાવ માની લે છે (અર્થાત્ નાસ્તિક બની જાય છે) અને કહે છે કે તેનું અસ્તિત્વજ નથી; તો પછી તેને કેવી રીતે જોઇએ અને ક્યાં જઇએ? તેનું અસ્તિત્વજ નથી એ વાતને જો સત્ય માનીએ તો વેદ અને શાસ્ત્ર અસત્ય ઠરશે; પરંતુ વ્યાસાદિકની કૃતિ (ગ્રંથ) વ્યર્થ શી રીતે થઇ શકે? માટે તેને મિથ્યા પણ કહી શકતા નથી. અનેક માણસોએ જ્ઞાનનાં જે સાધનો દર્શાવ્યાં છે તે કદાપિ મિથ્યા થઇ શકતાં નથી. "ગુરુગીતા" એ અદ્વૈત જ્ઞાનનો ઉપદેશ છે. તે મહાજ્ઞાન શંકરે પાર્વતીને આપેલું છે. શ્રી અવધૂતે "અવધૂત ગીતા" રચી ગોરક્ષને તેનું શ્રવણ કરાવ્યું છે; તેમાં પણ જ્ઞાનમાર્ગનો ઉપદેશ આપ્યો છે. વિષ્ણુએ રાજહંસનું સ્વરૂપ ધારણ કરી બ્રહ્માને જે ઉપદેશ આપ્યો છે તે "હંસ-ગીતા"ના નામથી પ્રસિદ્ધ છે. બ્રહ્માએ નારદને ચતુઃશ્લોકી ભાગવતનો ઉપદેશ આપ્યો છે અને તેનેજ પાછળથી વ્યાસે ઘણા વિસ્તારથી જણાવ્યો છે. વસિષ્ટ ઋષિએ યોગવાસિષ્ઠમાં શ્રીરામચંદ્રને વસિષ્ઠસાર કહ્યો છે અને શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને સપ્તશ્લોકી ગીતા કહી છે. આ પ્રકારે ક્યાં સુધી વર્ણન કરીએ? અનેક ઋષિઓએ અનેક ગ્રંથોમાં આ અદ્વૈતજ્ઞાન દર્શાવ્યું છે અને તે અથથી ઇતિ પર્યંત સંપૂર્ણતઃ સત્ય છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ આત્મજ્ઞાન મિથ્યા છે, એમ કહીએ

તો પતન થાય છે; પરંતુ અજ્ઞ લોકોને આ વાત સમજાતી નથી. જ્યાં શેષની બુદ્ધિ ખૂટી જાય છે, જ્યાં શ્રુતિને મૌન સ્થિતિ પ્રાપ્ત થાય છે, તે સ્વરૂપસ્થિતિને જ્ઞાનનું અભિમાન રાખી બતાવી શકાતી નથી. જે વાત આપણે સારી રીતે સમજી શકતા ન હોઇએ તેને મિથ્યા શા માટે કહેવી જોઇએ? તેને સદ્‌ગુરુના મુખથી દૃઢતાપૂર્વક શીખવી જોઇએ.

મિથ્યા વાત સત્ય ભાસે છે અને સત્ય વાત મિથ્યા પ્રતીત થાય છે તથા મન અકસ્માત્ સંદેહસાગરમાં ડૂબી જાય છે. મનને કલ્પના કરવાની આદત હોય છે, પરંતુ તે બ્રહ્મની કલ્પના કરી શકતું નથી; તેથી સંશય હુંપણાને માર્ગે દોડે છે. માટે તે હુંપણાના માર્ગનેજ છોડી દેવો જોઇએ અને પરમાત્માને મળવું જોઇએ; તથા સાધુની સંગતિથી સંદેહનો સમૂળ નાશ કરવો જોઇએ. વળી એ હુંપણું શસ્ત્રથી તૂટતું નથી, ફોડવા જઇએ તો તે ફૂટતું નથી અને છોડવા જઇએ તો તે કોઈ પણ ઉપાયથી છૂટતું નથી. એ હુંપણાને લીધેજ બ્રહ્મની પ્રતીતિ થતી નથી. હુંપણાથીજ ભક્તિનો લય થાય છે અને હુંપણાથીજ વૈરાગ્યની શક્તિ નષ્ટ થાય છે. હુંપણાથી પરમાર્થ ડૂબે છે અને હુંપણાથીજ સંસાર પણ સારી રીતે ચલાવી શકાતો નથી. યશ, કીર્તિ અને પ્રતાપ એ સર્વનો એક હુંપણાથીજ નાશ થાય છે. હુંપણાથીજ મૈત્રી તૂટે છે, હુંપણાથીજ પ્રીતિ ઘટે છે અને હુંપણાથીજ મનમાં અભિમાન આવે છે. હુંપણાથી વિકલ્પ ઉઠે છે, હુંપણાથી કલહ ઉત્પન્ન થાય છે અને હુંપણાથીજ એકતાનો પ્રેમ તૂટે છે. હુંપણું કોઇથી પણ સહન થતું નથી, તોપછી ઈશ્વર શી રીતે સહન કરી શકે? માટે જે માણસ હુંપણાનો ત્યાગ કરીને રહે છે તેજ સમાધાની (સમાધાનને પ્રાપ્ત થયેલો) છે. એ હુંપણાનો ત્યાગ શી રીતે કરવો? બ્રહ્મનો અનુભવ શી રીતે લેવો અને સમાધાન કયા પ્રકારે તથા શી રીતે પ્રાપ્ત કરવું? હુંપણાને વિવેકથી ઓળખી તેનો ત્યાગ કરવો જોઈએ, બ્રહ્મ બની બ્રહ્મનો અનુભવ લેવો જોઇએ અને નિઃસંગ થઇ સમાધાન પ્રાપ્ત કરવું જોઇએ. હુંપણાનો ત્યાગ કરી જેને સાધન કરતાં આવડે છે તે સમાધાનીને પરમ ધન્યવાદ ઘટે છે. હું સ્વતઃજ બ્રહ્મસ્વરૂપ બની ગયો છું તો હવે સાધન કરે કોણ? એવી કલ્પના મનમાં કરવા માંડીએ તો કલ્પનાજ ઉપસ્થિત થાય છે. બ્રહ્મના સંબંધમાં કલ્પના ચાલતી નથી. તે તેની આ તરફજ અટકી

ઉભી રહે છે. આમ હોવા છતાં પણ જે પુરુષ તેને શોધ કરીને જુએ છે તેજ ખરેખરો સાધુ છે. નિર્વિકલ્પ પરબ્રહ્મની કલ્પના કરવી જોઇએ, પરંતુ સ્વયં કલ્પક બનવું જોઇએ નહિ. ( અર્થાત્ આપણને એવી કલ્પના રહેવી ન જોઇએ કે આપણે જેની કલ્પના કરીએ છીએ તેનાથી અમે કોઇ ભિન્ન વસ્તુ છીએ. ) આ પ્રકારે હુંપણાનો ત્યાગ કરવો જોઇએ. બ્રહ્મવિદ્યાના સુખમાં પોતે હોવા છતાં પોતે કંઇજ નથી, એ વાત જે મનુષ્ય દક્ષ અને સમાધાની હોય છે તેજ સમજે છે. જેની કલ્પના કરીએ તે આપણે મૂળથીજ છીએ એ વાત લક્ષ્યમાં આણી એટલે કલ્પનાના નામ પર તો મીડુંજ વળે છે. પોતાના પદથી ચલિત ન થતાં સાધન તેમજ ઉપાય કરવા જોઇએ. આમ કરવાથીજ અલિપ્તપણાનો માર્ગ પ્રાપ્ત થાય છે. રાજા રાજ્યપદપર આરૂઢ હોય એટલે આપોઆપજ સર્વ સત્તા ચાલે છે; તે પ્રમાણે ખરેખર આપણે સાધ્ય થઇનેજ સાધન કરવાં જોઇએ. સાધન દેહને શિર આવે છે અને આપણે તો મૂળેજ દેહ નથી. આ પ્રકારે આપણે કર્મ કર્યા છતાં પણ સહેજે અકર્તા બની શકીએ છીએ. "આપણે દેહ છીએ" એવી કલ્પના કરવામાં આવે ત્યારેજ સાધનનો ત્યાગ કરી શકાય છે. ( દેહાભિમાન વિના સાધનનો ત્યાગ કરી શકાતો નથી. ) સાધનના ત્યાગથી દેહાભિમાનનો દોષ લાગે છે. જ્યારે 'આપણે' સ્વભાવથીજ દેહાતીત છીએ તો પછી દેહ ક્યાંથી આવ્યો? તેને આપણે દેહ પણ કહી શકતા નથી અને સાધન પણ કહી શકતા નથી. 'આપણે' સ્વયં નિઃસંદેહ છીએ. દેહ હોવા છતાં પણ આ વિદેહની સ્થિતિ છે.

સાધન વિના 'બ્રહ્મ' બનવાથી દેહની મમતા છૂટતી નથી અને બ્રહ્મજ્ઞાનના નિમિત્તથી ઉલટું આલસ્ય વૃદ્ધિંગત થાય છે. આમ પરમાર્થના નિમિત્તથી આલસ્ય ઉત્પન્ન થાય છે; ધ્યાનના નિમિત્તથી ઉંઘ આવે છે અને મુક્તિના નિમિત્તથી દોષ લાગી સ્વચ્છંદતા ઉદ્ભવે છે. નિરૂપણના નિમિત્તથી નિંદા થાય છે, સંભાષણના નિમિત્તથી વાદ ઉપસ્થિત થાય છે અને ઉપાધિના નિમિત્તથી અંગમાં અભિમાન આવી જાય છે. તેજ પ્રમાણે બ્રહ્મજ્ઞાનના નિમિત્તથી અંગમાં આલસ્ય પ્રવેશે છે અને તેથી મનુષ્ય કહે છે કે સાધનની ઘેલછા શા માટે કરવી?

**किं करोमि क्व गच्छामि किं गृह्णामि त्यजामि किम् ॥**
**आत्मना पूरितं सर्वं महाकल्पांबुना यथा ॥ १ ॥**

( અર્થ:—શું કરૂં ? ક્યાં જાઉં ? શું ગ્રહણ કરૂં અને શું ત્યાગું ? કારણ કે જળપ્રલયના ઉદકની પેઠે સર્વત્ર આત્મસ્વરૂપજ ભરેલું છે.)

આ બ્રહ્મની પૂર્ણ સ્થિતિનું તે આલસ્યવશ પોતાની ઉપર આરોપણ કરે છે અને સ્વયં પોતાના હાથે પોતાનાજ પગમાં કુહાડો મારે છે. તે ઉપાયને બદલે અપાય કરી બેસે છે, પોતાના સત્ય હિતથી વંચિત રહે છે અને મુક્તિના બહાનાથી અધિક બદ્ધ થાય છે. આ લોકો માને છે કે સાધન કરતાંજ અમારૂં સિદ્ધપણું નષ્ટ થશે અને આ કારણથી તેમને સાધન કરવું ઇષ્ટ લાગતું નથી. કિંવા "જુઓને આ મોટો સાધક થઇને બેઠો છે તે" એમ લોકો બોલે તેની તેને લાજ લાગે છે; પરંતુ બ્રહ્માદિકસુદ્ધાં સાધન કરે છે તે વાત તે જાણતો નથી.

અસ્તુ. હવે આ અવિદ્યાની વાતો રહેવા દો. વિદ્યા છે તે અભ્યાસથીજ સાધ્ય થાય એવી છે અને અભ્યાસથીજ અનાદિ એવા પૂર્ણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે; માટે હવે અભ્યાસ કેવો કરવો ? તથા પરમાર્થનું સાધન શું છે ? એવો શ્રોતાએ જે પ્રશ્ન કર્યો હતો તેનો ઉત્તર તેમને આગળના સમાસમાં આપવામાં આવ્યો છે અને પરમાર્થનું સાધન પણ જણાવ્યું છે.

## समास ८ मो—श्रवणमहिमा.



હવે પરમાર્થનું સાધન શું છે અને શાના યોગથી સમાધાન પ્રાપ્ત થાય છે તે સાંભળો. પરમાર્થનું મુખ્ય સાધન શ્રવણ છે એ વાત અવશ્ય લક્ષ્યમાં રાખો. શ્રવણથી ભક્તિ પ્રાપ્ત થાય છે, શ્રવણથી વિરક્તિ ઉત્પન્ન થાય છે અને શ્રવણથી વિષયોની આસક્તિ તૂટે છે. શ્રવણથી ચિત્તની શુદ્ધિ થાય છે, શ્રવણથી બુદ્ધિ દ્રઢ થાય છે, અને શ્રવણથી અભિમાનની ઉપાધિ નષ્ટ થાય છે. શ્રવણથી નિશ્ચય થાય છે શ્રવણથી મોહનો લય થાય છે અને શ્રવણથીજ અંતઃકરણનું સમાધાન થાય છે. શ્રવણથીજ શંકાનું નિવારણ થાય છે, શ્રવણથીજ સંશયનું નિરસન થાય છે અને શ્રવણથીજ આપણને સદ્‌ગુણની પ્રાપ્તિ થાય છે. શ્રવણથીજ મનોનિગ્રહ થાય છે, શ્રવણથીજ સમાધાન થાય છે અને શ્રવણથીજ દેહબુ-

બુદ્ધિનું બંધન તૂટે છે. શ્રવણથીજ હુંપણું નષ્ટ થાય છે, શ્રવણથીજ ભયનું નિવારણ થાય છે અને શ્રવણથીજ અનેક પ્રકારના અપાયો ભસ્મીભૂત થઈ જાય છે. શ્રવણથીજ કાર્યસિદ્ધિ થાય છે, શ્રવણથીજ સમાધિ લાગે છે અને શ્રવણથીજ પરમ શાંતિ પ્રાપ્ત થાય છે. સત્સંગ મળે અને શ્રવણ થાય એટલે તેના યોગથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અને શ્રવણથી આપણે તદાકાર બની જઈએ છીએ. શ્રવણથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે, શ્રવણથી બુદ્ધિનો વિકાસ થાય છે અને શ્રવણથીજ વિષયોના પાશ તૂટી જાય છે. શ્રવણથી વિવેક પ્રાપ્ત થાય છે, શ્રવણથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે અને શ્રવણથીજ સાધકને બ્રહ્મસ્વરૂપની પ્રતીતિ થવા લાગે છે. શ્રવણથી સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાય છે, શ્રવણથી વિચારની જાગૃતિ થાય છે અને શ્રવણથી મન ભગવાનમાં નિમગ્ન થાય છે. શ્રવણથી ખરાબ સંગત છૂટી જાય છે, શ્રવણથી વાસનાનો ક્ષય થાયછે અને શ્રવણથી એકદમ ભયનો નાશ થાય છે. શ્રવણથી મોહ નષ્ટ થાય છે, શ્રવણથી સ્ફૂર્તિ ઉદ્‌ભવે છે અને શ્રવણથી પૂર્ણબ્રહ્મનો નિશ્ચયપૂર્વક અનુભવ થાય છે. શ્રવણથી ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે, શ્રવણથી શાંતિ મળે છે અને શ્રવણથી નિવૃત્તિનું અચળ પદ હસ્તગત થાય છે. શ્રવણસમાન શ્રેષ્ઠ બીજી કોઈ પણ વસ્તુ નથી. શ્રવણથી સર્વ કાંઇ સાધ્ય થાય છે. સંસારરૂપી પ્રવાહમાં શ્રવણ એજ નૌકારૂપ છે.

ભજન ( ભક્તિ )ના નવ પ્રકાર છે; પરંતુ સૌથી પ્રારંભનું ભજન તો શ્રવણજ છે એ વાત લક્ષ્યમાં રાખવી. કોઇ પણ કાર્યનો આરંભ શ્રવણદ્વારાજ થાય છે. શ્રવણથી સ્વતઃજ શ્રવણરૂપ બની સર્વ કાંઇ નિશ્ચિત કરી શકાય છે. પ્રવૃત્તિ અર્થાત્ સંસાર અને નિવૃત્તિ અર્થાત્ વૈરાગ્ય, એ ઉભયમાંથી કશાની પણ પ્રાપ્તિ શ્રવણ સિવાય થતી નથી, એ વાતનો સર્વને પ્રત્યક્ષજ અનુભવ છે. શ્રવણ સિવાય કાંઈ સમજાતું નથી એ વાત સર્વ લોકોને વિદિત છે, એટલા માટે શ્રવણ કરવું એ પ્રથમ પ્રયત્ન છે. આખા જન્મમાં જે વાત કદિ સાંભળેલીજ હોતી નથી તે વિષે સંશય ઉત્પન્ન થાય છે; પરન્તુ તે શ્રવણથી ટળે છે અને તેની બરોબરી બીજી કોઇ પણ વસ્તુ કરી શકતી નથી. ગમે તેટલાં સાધનોનો વિચાર કરીએ પણ શ્રવણની બરોબરી કોઇ પણ સાધન કરી શકતું નથી અને વાસ્તવમાં શ્રવણ સિવાય કોઇ પણ કામ થતું નથી. જ્યાં સુધી સૂર્ય દ્રષ્ટિગોચર થતો નથી ત્યાં સુધી સર્વત્ર અંધકારજ પ્રસરેલો હોય છે; તેજ પ્રમાણે શ્રવણ વિના

ને છે. નવધા ભક્તિ, ચતુર્વિધા મુક્તિ અને સહજસ્થિતિ ઇત્યાદિ કોઇ
ણુ વિષયમાં શ્રવણવિના કશુંજ જ્ઞાન થતું નથી. વિધિયુક્ત ષટ્કર્મનું
ાન તેમજ પુરશ્ચરણ અને ઉપાસના કેમ થાય છે, તે વાત શ્રવણવિના
મજાતી નથી. અનેક પ્રકારનાં વ્રત, અનેક પ્રકારનાં દાન, અનેક પ્રકા-
નાં તપ, અનેક પ્રકારનાં સાધન, અનેક પ્રકારના યોગ અને અનેક પ્રકા-
માં તીર્થાટન શ્રવણવિના સમજાતાં નથી. અનેક પ્રકારની વિદ્યા અને શરીર-
ાન, અનેક પ્રકારનાં તત્ત્વોનો વિચાર, અનેક પ્રકારની કળા તથા બ્રહ્મ-
ાન, એ શ્રવણ સિવાય પ્રાપ્ત થતાં નથી. અઢારે ભાર વનસ્પતિ જેમ માત્ર
ેક પાણીથીજ વધે છે તથા જેમ એક રસથીજ સમસ્ત જીવોની ઉત્પત્તિ
ાય છે, જે પ્રમાણે સર્વ જીવોને માટે પૃથ્વી એકજ હોય છે, સર્વ
જીવોને માટે સૂર્ય એકજ હોય છે અને પ્રાણીમાત્રને
ાટે વાયુ પણ એકજ હોય છે, જેમ સર્વ જીવોને માટે આકાશ એકજ
ાય છે અને સર્વ જીવોનું વાસ્તવ્ય એક પરબ્રહ્મમાંજ હોય છે; તેમ
ર્વ જીવોને માટે શ્રેષ્ઠ સાધન પણ માત્ર એકજ છે અને તે સાધન તે
વણ છે, આ વાત લક્ષ્યમાં રાખવી. ભૂમંડલપર અનેક દેશ, અનેક ભાષા
ને અનેક મતો છે. તેમની ગણના પણ કરી શકાય એમ નથી; પરંતુ તે
ર્વને માટે પણ શ્રવણ સિવાય કોઇ બીજું સાધન નથી. શ્રવણથી વૈરાગ્ય
ાપ્ત થાય છે, શ્રવણથી બદ્ધના મુમુક્ષુ થાય છે અને અંતે મુમુક્ષુના
ાધક બની નિયમપૂર્વક સાધન કરે છે; અને જ્યાં આત્મબોધ થયો એટલે
સાધકજ પછી સિદ્ધ થાય છે એ વાત પ્રસિદ્ધજ છે. શ્રવણમાં એવો
ત્કાલિક ગુણ છે કે જેઓ મહાદુષ્ટ અને ચાંડાલ હોય છે તેઓ પણ
ણ્યશીલ બની જાય છે. શ્રવણથી દુર્બુદ્ધિ અને દુરાત્મા પુણ્યાત્મા બને
આ રીતે શ્રવણનો મહિમા અગાધ છે. તેનું વર્ણન કરવું અશક્ય છે.
ેમ કહેવાય છે કે તીર્થ અને વ્રતનું ફળ ભવિષ્યમાં મળે છે; પરંતુ
શ્રવણના સંબંધમાં તેવો પ્રકાર નથી. શ્રવણથી તો આપોઆપ અને પ્રત્યક્ષ
ાપ્રાપ્તિ થાય છે. અનેક પ્રકારના રોગ અને અનેક પ્રકારના વ્યાધિઓ
ેમ શ્રેષ્ઠ ઔષધિથી તત્કાળ નાશ પામે છે, તેમ શ્રવણદ્વારા પણ માન-
િક અશુદ્ધિની શીઘ્ર નિવૃત્તિ થાય છે. જ્યારે શ્રવણ કરેલા વિષયનો અર્થ
સમજાય છે ત્યારે આપોઆપજ ભાગ્યશ્રી પ્રકટ થાય છે અને મુખ્ય પર-
ાત્મા સ્વાનુભવમાં આવે છે.

આ મનનનું ફળ છે; કારણ કે શ્રવણ કરતી વખત અર્થ સમજવામાં સાવધાનતા રાખવામાં આવે, તો પાછળથી મનનદ્વારા નિદિધ્યાસ લાગે છે અને તત્પશ્ચાત્ પરમ શાંતિ પ્રાપ્ત થાય છે. જે કાંઇ શ્રવણ કરાવવામાં આવે તેનો અર્થ વિદિત થતાં સમાધાન પ્રાપ્ત થાય છે અને ત્યારેજ મનનો સંશય નિવૃત્ત થાય છે. સંદેહજ જન્મનું મૂળ છે, પરંતુ શ્રવણથી તે સમૂળ નષ્ટ થઇ જાય છે અને પછી સહજજ સત્ય સમાધાન (પરમ શાંતિ) પ્રાપ્ત થાય છે. જ્યાં શ્રવણ–મનન ન હોય ત્યાં સમાધાન ક્યાંથી હોય ? ત્યાં તો માત્ર મુક્તપણાના અભિમાનની બેડીજ પગમાં પડી રહે છે. મુમુક્ષુ હો, સાધક હો કિંવા સિદ્ધ હો; પરંતુ શ્રવણ વિના તેને બદ્ધ સમજવા. શ્રવણ અને મનનથીજ ચિત્તવૃત્તિ શુદ્ધ થાય છે. જ્યાં નિત્ય શ્રવણ થતું નથી ત્યાં વિપરીત સ્થિતિ છે એમ સમજવું અને આવા સ્થળે સાધકોએ એક ક્ષણભર પણ રહેવું નહિ. જે માણસ શ્રવણનું સાધન કરતો નથી તે પરમાર્થ શી રીતે પ્રાપ્ત કરી શકશે ? શ્રવણવિના પાછળનું કરેલું સર્વ વ્યર્થ થાય છે; એટલા માટે શ્રવણ કરવું જોઇએ. એ સાધનમાં મન નિમગ્ન કરવું જોઇએ અને નિત્ય–નિયમોનું પાલન કરી સંસારસાગરથી પાર જવું જોઇએ. આપણે જે પ્રમાણે અન્ન–જળ વારંવાર ગ્રહણ કરીએ છીએ, તે પ્રકારે એકજ વાતનું શ્રવણ વારંવાર કરવું જોઇએ. આમ કરવાથી સંદેહ નિવૃત્ત થાય છે. જે મનુષ્ય આલસ્યવશ થઇને શ્રવણનો અનાદર કરે છે, તેના હિતની અવશ્ય હાનિ થાય છે. આલસ્ય રાખવું એ પરમાર્થ ડૂબાવવા સમાન છે, માટે નિત્ય શ્રવણ કરવુંજ જોઇએ. હવે શ્રવણ કેવા નિયમોથી કરવું અને કેવા ગ્રંથોનું કરવું તે આગળના સમાસમાં બતાવવામાં આવશે.



# समास ९ मो–श्रवणनिरूपण.



હવે શ્રવણ કેવી રીતે કરવું તે બતાવું છું; માટે શ્રોતાએ એકાગ્ર ચિત્ત કરવું. એકાદ સંભાષણ કાનપર પડવાથી શાંતિનો ભંગ થાય છે અને એકદમ નિશ્ચય ડગી જાય છે; માટે માયિક અને નિશ્ચયશૂન્ય સંભાષણનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ. એક ગ્રંથમાં એક સિદ્ધાંત પ્રતિપાદન કરેલો હોય છે અને બીજા ગ્રંથમાં તેનું ખંડન કરવામાં આવેલું હોય છે, આથી તે વિષયનો સંશય વૃદ્ધિંગત થાય છે અને જન્મભર જતો નથી; માટે જેમાં સમસ્ત સંશયોની નિવૃત્તિ થાય છે અને સર્વ શંકાઓ નષ્ટ થાય છે, એવા અદ્વૈત મતના અને વેદાંતના મોક્ષદાયક ગ્રંથોનુંજ શ્રવણ કરવું. જે મોક્ષનો અધિકારી હોય છે તેજ પરમાર્થનો માર્ગ ગ્રહણ કરે છે અને તેનેજ અદ્વૈત ગ્રંથો પ્રત્યે અંતઃકરણમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. જેણે ઇહલોકનો ત્યાગ કરેલો હોય અને જે પરલોકનો સાધક બનેલો હોય, તેણેજ અદ્વૈતશાસ્ત્રનો વિચાર કરવો. જેને અદ્વૈત જોઈતું હોય તેની આગળ દ્વૈત મૂકવામાં આવે તો તેથી તે શ્રોતાનું મન ક્ષુબ્ધ થઈ જાય છે. પ્રિય વિષયનું શ્રવણ મળે તો તેથી પરમાનંદ પ્રાપ્ત થાય છે, નહિતર સાંભળતાં કંટાળો ઉત્પન્ન થાય છે. જેવી જેની ભક્તિ હોય છે તેવીજ તેની પ્રીતિ વધતી જાય છે. તેની આગળ બીજા વિષયનું વર્ણન કરવામાં આવે તો તે તેને પ્રશસ્ત લાગતું નથી. પ્રીતિનું લક્ષણ એ છે કે પાણી જેમ આપોઆપ ઢાળ પડતી જગા તરફ જાય છે તેમ તે અંતઃકરણમાં આપોઆપજ ઉદ્‌ભવે છે. **આત્મજ્ઞાની પુરુષને તેજ ગ્રંથ પસંદ પડે છે કે જેમાં સારાસારનો વિચાર હોય.** જેની કુલદેવી ભગવતી હોય તેને સપ્તશતી કામની છે, તેની આગળ ઇતર દેવતાની સ્તુતિ જરા પણ ઉપયોગી થઈ પડતી નથી. અનંત વ્રત કરનાર ( સકામ ) પુરુષને માટે ભગવદ્‌ગીતા ( નિષ્કામતાના બોધ ) નો કાંઇ પણ ઉપયોગ નથી, તેમજ સાધુપુરુષોને ફળની આશાનો બોધ ગમતો નથી. વીરકંકણને લઈને તેને જો કોઇ નાકમાં પહેરે તો તે જરાપણ શોભશે નહિ. જ્યાં જે વસ્તુનો ઉપયોગ છે ત્યાંજ તે વસ્તુ રહેવી

જોઈએ; તે સ્થાને બીજી ભળતીજ વસ્તુ જરા પણ ઉપયોગી થઇ પડશે નહિ. જે ગ્રંથમાં જે તીર્થનો મહિમા ગાવામાં આવ્યો હોય તે ગ્રંથ તેજ તીર્થમાં વાંચવાથી તેનું મહત્ત્વ છે; ભળતાજ સ્થાનમાં તેને વાંચવામાં આવે તો ઉંધાનું ચત્તું થઇ જશે. મલ્હાર સ્થળનું માહાત્મ્ય દ્વારકામાં વાંચવામાં આવે, દ્વારકાનું માહાત્મ્ય કાશીમાં વાંચવામાં આવે અને કાશીનું માહાત્મ્ય વ્યંકટેશમાં વાંચવામાં આવે તો તે શોભતું નથી. આવાં ઉદાહરણ પુષ્કળ છે. જે તીર્થનું વર્ણન હોય તેજ તીર્થમાં તે સારૂં લાગે છે. તે પ્રમાણે જ્ઞાનીઓને અદ્વૈત ગ્રંથોનીજ અપેક્ષા હોય છે. યોગીની આગળ કુમારિકા, રત્નપરીક્ષકની આગળ પાષાણ અને પંડિતની આગળ ડફ સહિત ગાયન શોભતું નથી. વેદવેત્તાની આગળ તંત્ર મંત્ર, નિસ્પૃહની આગળ ફળશ્રુતિ કિંવા જ્ઞાનીની આગળ કામશાસ્ત્રનો ગ્રંથ શોભતો નથી. બ્રહ્મચારીની આગળ નાચનારી સ્ત્રી, અધ્યાત્મનિરૂપણમાં રાસક્રીડા, કિંવા રાજહંસની આગળ પાણી શોભતું નથી; તેજ પ્રમાણે બ્રહ્મજ્ઞાનીની આગળ શૃંગારિક પુસ્તક મૂકવામાં આવે તો તેથી તેનું સમાધાન શી રીતે થશે ? રાજાએ ભિખારીની આશા રાખવી, અમૃતની આગળ છાશની બડાઇ મારવી અને સંન્યાસીને “ ઉચ્છિષ્ટ ચાંડાલણી ” નું વ્રત કરવાનો ઉપદેશ આપવો શોભતો નથી. કર્મનિષ્ઠને વશીકરણ મંત્રનો જપ કરવાનું કહીએ અને જંતરમંતરવાળાને વેદાંતનો બોધ કરવા જઈએ તો અવશ્ય મનોભંગ થશે એ પ્રત્યક્ષ છે; તેજ પ્રમાણે પરમાર્થ-સાધન કરનારાઓને આત્મજ્ઞાન પ્રાપ્ત ન થાય તો કેવળ ગ્રંથોથીજ તેમનું સમાધાન થશે નહિ. અસ્તુ. જેમને પોતાનું હિત સાધવાની ઇચ્છા હોય તેમણે તો નિરંતર અદ્વૈત ગ્રંથોનુંજ અવલોકન કરવું જોઇએ. જેમણે આત્મજ્ઞાનપરજ સતત ચિત્ત રાખ્યું હોય તેમણે તો અદ્વૈતનોજ વિચાર કરવો જોઈએ અને એકાંત સ્થાનમાં બેસી સમાધાન પ્રાપ્ત કરવું જોઇએ. અનેક બાજુથી વિચાર કરીએ તોપણ અદ્વૈત ગ્રંથ કરતાં શ્રેષ્ઠ ગ્રંથ બીજો કોઇ પણ જણાતો નથી. તે ખરેખર પરમાર્થી પુરુષને માટે એક નૈકાજ છે. ઇતર જે હાસ્યવિનોદનાં નવરસથી ભરેલાં પ્રાપંચિક પુસ્તકો છે તે પરમાર્થને માટે ઉપયોગી નથી. જેના યોગથી પરમાર્થની વૃદ્ધિ થાય છે, અંગમાં વિરકિત ઉત્પન્ન થાય છે અને ભકિતનાં સાધન પ્રિય લાગે છે તેનું નામ ખરો ગ્રંથ છે. જેનું શ્રવણ કરવાથી ગર્વ નષ્ટ થાય છે કિંવા

ભ્રાંતિનો લય થાય છે અથવા મન એકદમ ભગવાનમાં લીન થઇ જાય છે; જેના યોગથી ઉપરતિ થાય છે, સર્વ અવગુણો દૂર થાય છે અને અધોગતિ અટકે છે; તેનુંજ નામ ખરો ગ્રંથ છે. જેના યોગથી ધૈર્ય આવે છે, જેના યોગથી પરોપકાર વૃત્તિ ઉત્પન્ન થાય છે અને જેના યોગથી વિષય વાસના ક્ષય પામે છે; તેનુંજ નામ ખરો ગ્રંથ છે. જે ગ્રંથના યોગથી પરલોકનાં સાધનો હસ્તગત થાય છે, જે ગ્રંથના યોગથી જ્ઞાનની પ્રપ્તિ થાય છે અને જેના યોગથી દેહ પાવન થાય છે; તેનુંજ નામ ખરો ગ્રંથ છે. ગ્રંથો અનેક પ્રકારના હોઇ તેમાં અનેક પ્રકારનાં વિધાનો અને ફળશ્રુતિઓ નિર્દિષ્ટ કરેલી હોય છે; પરંતુ જેના યોગથી વિરક્તિ ઉત્પન્ન થતી નથી તે ગ્રંથ ગ્રંથના નામને પાત્રજ હોતો નથી. જેમાં મોક્ષવિના ફળશ્રુતિ જણાવવામાં આવેલી હોય તે દુરાશાનીજ પોથી છે. તે વાંચવાથી માત્ર દુરાશાજ વૃદ્ધિંગત થાય છે. જે ગ્રંથ વાંચવાથી માત્ર લોભજ વૃદ્ધિંગત થયા કરે તેમાં વિચાર–વિવેક તો હોય કયાંથી ? તેમાં તો દુરાશારૂપી ભૂતોજ બેઠેલાં હોય છે અને તેથી અધોગતિજ પ્રાપ્ત થાય છે. ફળશ્રુતિ સાંભળીને જે એમ કહે કે હું ભાવિ જન્મમાં ફળ પ્રાપ્ત કરીશ, તેને જન્મરૂપી અધોગતિજ પ્રાપ્ત થાય છે. પક્ષીઓ નાના પ્રકારનાં ફળ ખાય છે અને તેમાંજ તેઓ તૃપ્ત હોય છે; પરંતુ ચકોર પક્ષીના મનમાં તો સદા અમૃતજ રહેલું હોય છે. એ પ્રમાણે સંસારી માણુસ સંસારનીજ ઇચ્છા રાખે છે; પરંતુ જે ઈશ્વરના અંશ હોય છે તેઓ તો ઈશ્વરનીજ ઇચ્છા કરે છે.

જ્ઞાનીને પોતાની ઇચ્છાનુસાર જ્ઞાન જોઇએ છે, ભકતને પોતાની ઇચ્છા-નુસાર ભજન જોઈએ છે અને સાધકને પોતાની ઇચ્છાનુસાર સાધન જોઈએ છે. પરમાર્થીને પરમાર્થ જોઇએ છે, સ્વાર્થીને સ્વાર્થ જોઇએ છે અને કૃપણને અંતઃકરણપૂર્વક દ્રવ્ય જોઇએ છે. યોગીને યોગ જોઈએ છે, ભોગી ( વિષયી જનો ) ને ભોગ જોઇએ છે અને રોગીને રોગ હરણ કરનારી માત્રા જોઈએ છે. કવિને કવિતા જોઈએ છે, તર્કવાદીને તર્ક જોઇએ છે અને ભકતને મનની શાંતિ પ્રાપ્ત કરાવી આપનાર આચરણ અતિ પ્રિય લાગે છે. પંડિતને વ્યુત્પત્તિ જોઇએ છે, વિદ્વાનોને અધ્યયન-પર પ્રીતિ હોય છે અને કળાવાનને નાના પ્રકારની કળાઓ પસંદ પડે છે. હરિદાસને કીર્તન ગમે છે,પવિત્ર મનુષ્યને સ્નાન સંધ્યા પ્રિય લાગે છે અને

કર્મનિષ્ઠને વ્રત-અનુષ્ઠાન પસંદ પડે છે. પ્રેમી મનુષ્યને કરુણા જોઇએ છે, વિચક્ષણને દક્ષતા જોઇએ છે અને ચતુર મનુષ્યને ચતુરાઇપર પ્રીતિ હોય છે. ભક્ત હોય છે તે મૂર્તિનું ધ્યાન કરે છે અને ગાયનકળાને જાણનારો તાલ-સુરપર ધ્યાન આપે છે. યોગાભ્યાસી પિંડજ્ઞાન જુએ છે, તત્વજ્ઞાની તત્ત્વજ્ઞાન જુએ છે અને નાડીજ્ઞાની માત્રાજ્ઞાન જુએ છે. વિષયી મનુષ્ય કામશાસ્ત્ર જુએ છે, પંચાક્ષરી જાદુમંત્ર જુએ છે અને યાંત્રિક હોય છે તે આસ્થાપૂર્વક અનેક પ્રકારનાં યંત્રો જુએ છે. વિદૂષકને વિનોદ ગમે છે, ઉન્મત્તને અનેક પ્રકારના ચાળા પસંદ પડે છે અને તામસી મનુષ્યને પ્રમાદજ પ્રિય લાગે છે. મૂર્ખ માણસ નાદથી લુબ્ધ થાય છે, નીચ હોય તે છિદ્ર જોયા કરે છે અને પાપી મનુષ્ય પાપબુદ્ધિ ધારણ કરે છે. કોઈ માણસને રસિક નિરૂપણ જોઇએ છે, કોઇને ગાથા ( વ્યર્થ વિસ્તાર ) જોઇએ છે અને કોઇને સાદી ભોળી ભક્તિજ જોઇએ છે. વૈદિક હોય છે તે વેદજ જુએ છે, શૂર હોય છે તે યુદ્ધનીજ શોધમાં હોય છે અને કોઈ પોતાની ઇચ્છાનુસાર અનેક પ્રકારના ધર્મો જુએ છે. મુક્ત હોય છે તે મુક્તોની લીલા કેવી હોય છે તે જુએ છે, સર્વજ્ઞ મનુષ્ય સર્વજ્ઞની કળાને જુએ છે અને જ્યોતિષી હોય છે તે પિંગળા (પક્ષીનું નામ છે) ને જોઈને ભવિષ્ય વર્ણન કરવાને ઇચ્છે છે. આવાં દ્રષ્ટાંતો કેટલાંક આપીએ? સર્વ માણસો પોતપોતાની ઇચ્છાનુસાર સદા ગ્રંથોનું પરિશીલન અને શ્રવણ કરે છે; પરંતુ જેના યોગથી પરલોકનું સાધન ન થાય તેને ખરૂં શ્રવણ કહેવું જોઇએ નહિ. જેમાં આત્મજ્ઞાન ન હોય તે શ્રવણ માત્ર વિનોદજ છે. મિષ્ટતા વિના મીઠાઈ, નાક વિના સૌંદર્ય અને જ્ઞાન વિના નિરૂપણ કહી શકાય નહિ. બસ બહુ થયું, હવે એનો વિસ્તાર કરવાની જરૂર નથી. સંક્ષેપમાં એટલુંજ કહેવાનું કે જે પારમાર્થિક ગ્રંથ હોય તેનુંજ માત્ર શ્રવણ કરવું. પારમાર્થિક ગ્રંથ સિવાયની ઇતર સર્વ કલ્પનામિશ્રિત કથા વ્યર્થ છે. જેમાં સારાસાર અને નિત્યાનિત્યનો વિચાર જણાવવામાં આવ્યો હોય તે ગ્રંથના શ્રવણથી મુક્તિ મળે છે.

---

# समास १० मो—देहातीतनिरूपण.




મિથ્યા છે તે સત્ય થઇ બેઠું છે અને સત્ય છે તે અસત્ય બની ગયું છે ! આ સર્વ માયાનીજ લીલા છે ! સત્ય ઓળખવાને માટે અનેક પ્રકારનાં નિરૂપણો કરવામાં આવ્યાં છે, તોપણ અસત્યની પ્રબળતા નષ્ટ થતી નથી. અસત્યનો કોઇએ પણ ઉપદેશ નહિ કર્યા છતાં અંતઃકરણમાં તે (અસત્ય) જ છવાઈ ગયું છે અને દૃઢ થઈ ગયું છે; સત્યનો તો પત્તો પણ લાગતો નથી. વેદ, શાસ્ત્રો તથા પુરાણો સત્યનો નિશ્ચય કરે છે; તથાપિ સત્ય સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ થતો નથી. પ્રત્યક્ષ આપણી દૃષ્ટિ સામેજ એવી વિપરીત ઘટના બની રહી છે કે, 'સત્ય' શાશ્વત હોવા છતાં પણ ઢંકાઇ રહ્યું છે; અને 'મિથ્યા તત્ત્વ' નશ્વર હોવા છતાં પણ સત્ય બની બેઠું છે ! સંતનો સમાગમ કરી અધ્યાત્મવિદ્યાનો વિચાર કરવામાં આવે તો આપણને તત્કાળ પ્રતીત થાય છે કે આ સર્વ માયાનો ખેલ છે. પૂર્વોક્ત અધ્યાત્મવિદ્યાના નિરૂપણથી આત્મસ્વરૂપની પ્રતીતિ કરાવવામાં આવી છે અને પરમાર્થનાં લક્ષણો દર્શાવવામાં આવ્યાં છે. પરમાર્થ–જ્ઞાનથી સમાધાન પ્રાપ્ત થાય છે, ચિત્ત ચૈતન્યમાં લીન થાય છે અને હું તેજ મુખ્ય 'વસ્તુ' છું એમ જ્ઞાન થાય છે. આટલું જ્ઞાન પ્રાપ્ત થયેથી જ્ઞાની પુરુષ શરીરને પ્રારબ્ધને ભરોસે છોડી દે છે. બોધથી તેનો સંશય મટી જાય છે અને તે જાણી જાય છે કે આ કલેવર મિથ્યા છે; માટે જોઈએ તો એનો હમણાંજ નાશ થઇ જાય અને જોઇએ તો જીવતું રહે. જ્ઞાનીઓ શરીરનું મિથ્યાત્વ જાણતા હોવાથી તમનો દેહ પવિત્ર થાય છે; જેથી જ્યાં પણ તેનો અંત આવી જાય છે તે સ્થળ પુણ્યભૂમિ બની જાય છે. સાધુઓના પધારવાથી તીર્થ પણ પાવન થાય છે અને સાધુઓથી તેનો મહિમા વધે છે. જે તીર્થમાં સાધુજનો ન જાય તેનું અસ્તિત્વ પણ વ્યર્થ છે. ભાગીરથી, ગોદાવરી, કૃષ્ણા એવી પવિત્ર નદીઓના તીરપરજ પોતાનો દેહ પડે તો સારૂં એવી ઈચ્છા ઇતર જનોની હોય છે; પરંતુ સાધુજનો તો નિત્ય મુક્તજ હોય છે. ઉત્તરાયણમાં મરવું સારૂં અને દક્ષિણાયનમાં મરવું ખરાબ, એ સર્વ ભ્રમ સંશયી માણસોને હોય છે. સાધુ તો સદા–સર્વદા નિઃસંશયજ હોય

છે. ઉત્તમ ગતિ પ્રાપ્ત થવાને માટે મૃત્યુ સમયે શુકલપક્ષ હોવો જોઇએ, ઉત્તરાયણ હોવું જોઈએ, ઉત્તમ ગ્રહો હોવા જોઇએ, દિવસ હોવો જોઈએ અને પ્રભુસ્મરણ થવું જોઇએ; પરન્તુ યોગીઓને એ વસ્તુઓની પણ ગરજ નથી. કારણ કે તેઓ પુણ્યવાન હોવાથી જીવંત દશામાંજ મુક્ત બની રહેલા હોય છે અને પાપને તથા પુણ્યને પણ તિલાંજલિ આપેલી હોય છે.

દેહનો અંત સારી રીતે થાય, દેહ સુખથી છુટે એટલે અજ્ઞાની તેને ધન્યવાદ આપે છે; પરંતુ તેમનો આ મત વિપરીત છે. અંતકાળેજ ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે, એવી કલ્પના કરીને તેઓ પોતાને હાથેજ પોતાનો ઘાત કરે છે. જીવિતાવસ્થામાંજ પરમાત્માની ભક્તિ કરીને જીવનનું સાર્થકય નહિ કરતાં જીવનને વૃથા ગુમાવવામાં આવે, એટલે પછી અંતકાલે ભગવાન કયાંથી મળશે ? ધાન્યને જો વાવવામાંજ ન આવે તો તે ઉગે કયાંથી ? જેમ વેપાર કરવામાં આવે છે તોજ પછી તેમાંથી નફો મળે છે, તેમ જીવનપર્યંત ઈશ્વરને ભજ્યા હોય છે તોજ માણુસને મુકિત મળે છે. ‘ આપ્યા સિવાય મળતું નથી ’ અને ‘ વાવ્યા સિવાય ફળતું નથી, ’ એ કહેવત તો સર્વની જાણમાંજ છે. નોકરી કર્યા વિનાજ કોઈ હરામી માણુસ શેઠની પાસે પગાર માગે એ જેમ વૃથા છે, તેજ પ્રમાણે અભકત મનુષ્ય જીવનકાળમાં ભકિત કર્યા વિનાજ અંતકાળે મુકિતને ઇચ્છે છે, તે વૃથા છે. જીવિતાવસ્થામાંજ જો ભગવદ્ભકિત કરવામાં ન આવે તો મરણ પછી મુકિત કયાંથી મળે ? અસ્તુ. જે જે જેવું જેવું કાર્ય કરે તેને તેને તેવું તેવું ફળ મળે છે. તાત્પર્ય એ છે કે, જો ભગવદ્ભજન કરવામાં ન આવે તો અંતકાળે માણુસ પાવન થતો નથી. દેહ સુખથી છુટે તોપણ ભકિત વિના પ્રાણી અધોગતિનેજ પ્રાપ્ત થાય છે, માટે સાધુ પુરુષો જીવિતાવસ્થામાંજ પોતાના જન્મનું સાર્થકય કરી લે છે; જે જીવન્મુકત પ્રાણી છે તેનું શરીર રાનમાં પડો વા સ્મશાનમાં પડો, તોપણ તે ધન્યજ છે. સાધુનો દેહ દુઃખમાં પડે વા તેને શ્વાનાદિક ખાય તો સામાન્ય માણસોને પોતાની મંદબુદ્ધિને લીધે તે સારૂં લાગતું નથી અને અંત સારો આવ્યો નહિ એમ સમજીને એવા લોકો દુઃખી થાય છે; પરંતુ તે બિચારા અજ્ઞાની હોવાથી તેમને ખરો મર્મ સમજાતો નથી. ખરી રીતે જેણે જન્મજ લીધો નથી તેને મૃત્યુ આવેજ કયાંથી ? એણે તો વિવેકબળથી ખુદ જન્મ અને મૃત્યુનેજ મારી નાખેલાં હોય છે. સ્વરૂપાનુસંધાનના કારણથી

તેની આગળ માયા તો રહી શકતીજ નથી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ પણ તેની ગતિ જાણી શકતા નથી. જીવંત અવસ્થામાંજ તે મુઆ સરખો હોય છે અને મરણને મારીનેજ તે જીવન ગાળતો હોય છે. વિવેકની પ્રબળતાને લીધે તેને જન્મમૃત્યુનું સ્મરણજ થતું નથી. તે બીજા મનુષ્યોના જેવોજ દેખાય છે; પરંતુ હોય છે બીજાજ પ્રકારનો. તે જગતમાં વ્યવહાર કરતો હોય તેમ જણાય છે ખરો; પરંતુ વાસ્તવમાં તે તેનાથી અલિપ્ત હોય છે. તેના શુદ્ધ સ્વરૂપમાં દૃશ્ય પદાર્થોનો તો સ્પર્શ પણ નથી. અસ્તુ. આવા જે સાધુ પુરુષો હોય છે તેમની સેવા કરવાથી સર્વ લોકો મુક્ત થઇ શકે છે.

સદ્‌ગુરુના કૃપાપાત્ર સાધકે એકવાર જાણી લીધેલા વિવેકનુંજ વારંવાર ચિંતન કરવું જોઇએ; કારણ કે એમ કરવાથી અધ્યાત્મવિદ્યામાં તેની બુદ્ધિનો પ્રવેશ થાય છે. હવે અંતે સાધકોને એટલુંજ બતાવવાનું છે કે શુદ્ધ અદ્વૈતના નિરૂપણથી જેવું સમાધાન સાધુ પુરુષને થાય છે તેવુંજ સમાધાન તમને પણ પ્રાપ્ત થશે. જે માણસ સંતોને શરણે જાય છે તે પોતે પણ સંતજ બની જાય છે, અને પોતાની કૃપાના બળથી અન્ય માણસોને પણ તે તારે છે. આવો સંતોનો મહિમા છે. સંતોની સંગતિથી જ્ઞાન પ્રાપ્ત થાય છે; માટે સંતોની સંગતિ કરતાં શ્રેષ્ઠ એવું બીજું કોઇ પણ સાધન નથી. ગુરુભકિતના આધારથી, અધ્યાત્મવિદ્યાના વિચારથી અને નિષ્કામ કર્મદ્વારા શુદ્ધ થયેલા અંતઃકરણથી નિશ્ચયપૂર્વક મોક્ષ પ્રાપ્ત થાય છે. સદ્‌ગુરુની ભકિત પરમાર્થનું જન્મસ્થાન છે. સદ્‌ગુરુની ભકિતથી અકસ્માત સમાધાન પ્રાપ્ત થાય છે. દેહ મિથ્યા છે એમ સમજીને તેનું સાર્થક્ય કરવુંજ જોઇએ. ભકિતથી સદ્‌ગુરુના મનને સંતોષ આપવો જોઇએ. માતા જેમ હરેક પ્રયત્ન કરીને બાળકને ઉછરે છે તેની પેઠે માત્ર એક સદ્‌ગુરુજ શરણાગતની ચિંતા કરે છે; માટે જે માણસથી સદ્‌ગુરુની સેવા બની શકે છે તેને ધન્ય છે. સદ્‌ગુરુ સિવાય બીજા કોઇથી પણ સમાધાન પ્રાપ્ત થતું નથી. ઉપલી વાત જેને સત્ય લાગતી ન હોય તેણે ગુરુગીતા જોવી. તેમાં સદાશિવે પાર્વતિને ઉત્તમ પ્રકારે સદ્‌ગુરુનો મહિમા જણાવ્યો છે; માટે પરમભકિતપૂર્વક માણસે સદ્‌ગુરુ–ચરણની સેવા કરવી જોઇએ. જે સાધક આ ગ્રંથમાંના વિચારપર મનન કરી જોશે તેને નિશ્ચયાત્મક જ્ઞાન પ્રાપ્ત થશે. જે ગ્રંથમાં અદ્વૈત મતનું પ્રતિપાદન કરવામાં આવેલું હોય,

તે ગ્રંથને પ્રાકૃત—સામાન્ય ગણુશો નહિ. અર્થની દ્રષ્ટિથી તેને સત્ય વેદાંત-રૂપજ માનવો જોઇએ. પ્રાકૃત ગ્રંથદ્વારા પણ વેદાંતનું જ્ઞાન થાય છે; સંપૂર્ણ શાસ્ત્રોની વાત તેમાં પણ પ્રાપ્ત થઇ શકે છે અને તેનાથી પણ ચિત્તને પરમ શાંતિ મળે છે. જેમાં જ્ઞાનના ઉપાય બતાવવામાં આવ્યા હોય તે ગ્રંથને પ્રાકૃત ગણવોજ ન જોઇએ; પરંતુ મૂર્ખ માણસોને આ શી રીતે સમજાય ? " વાંદરો કોપરાંનો સ્વાદ શું જાણે ?" અસ્તુ. સૌએ પોતપોતાના અધિકાર પ્રમાણે માનવું. મોતી છીપમાં હોય તેથી તેને ક્ષુદ્ર સમજવું નહિ. જેને શ્રુતિ " નેતિ નેતિ " કહે છે અને જેના સંબંધમાં ભાષાની વ્યુત્પત્તિ ચાલી શકતી નથી, એવો જે પરબ્રહ્મ તે વાસ્તવમાં આદિ—અંતથી રહિત અને અનિર્વાચ્ય છે.



# દશક ૮ મો

## સમાસ ૧ લો—પરમાત્માનો નિશ્ચય.



વે શ્રોતાઓએ સાવધ થઇ વિમલ અને શુદ્ધ જ્ઞાન જેમાં ભરેલું છે એવો ગુરૂ—શિષ્યનો અતિશય સુલભ સંવાદ શ્રવણ કરવો. શાસ્ત્રો અનેક છે તેમને જોવા જઇશું તો આયુષ્ય પહોંચનાર નથી અને અંતઃકરણમાં તો સંશયનું દુઃખ વધતુંજ જાય છે. સૃષ્ટિમાં જોવા જઇએ તો મોટાં મોટાં અને પુણ્યદાયક તીર્થો અનંત છે. તેમાંનાં કેટલાંક સુગમ છે અને કેટલાંક દુર્ગમ છે તથા કેટલાંક દુષ્કર છે. આ સર્વ તીર્થો કરે એવો માણસ આ જગતમાં કોણ છે વારૂ ? આપણે જન્મભર તીર્થાટન કરતા રહીએ તોપણ તીર્થો કરે પૂરાં થાય એમ નથી. અનેક પ્રકારનાં દાન, અનેક પ્રકારનાં તપ, અનેક પ્રકારના યોગ અને અનેક પ્રકારનાં સાધનો, એ સર્વ કેવળ પરમાત્માને માટે કરવાં પડે છે. દેવાધિદેવ પરમાત્માનો સાક્ષાત્કાર કરવાને માટે ફાવે તેટલો શ્રમ કરવો અને એમ કરીને તેની પ્રાપ્તિ કરવી એવો સર્વનો મત હોય છે. એ ભગવાનને પ્રાપ્ત કરવાને માટેજ અનેક પંથ અને મત નીકળેલા છે; પરંતુ તેનુ સ્વરૂપ કેવું છે ? પૃથ્વીપર દેવો તો એટલા બધા મનાય છે કે તેમની ગણના પણ કોઈ કરી શકે એમ નથી. તેઓમાંથી કોઈ-એકજ દેવતાનો નિર્ણય નક્કી નથી. ઉપાસનાઓ પણ અનેક પ્રકારની ચાલે છે. જેની કામના એકવાર જેનાથી પૂર્ણ થઈ તે માણસ તેજ દેવને માની બેસે છે. દેવો પણ પુષ્કળ છે; તેમ તેમના ભકત પણ પુષ્કળ છે. ઋષિઓ

પણ અનેક છે અને તેમના મતો પણ ભિન્ન ભિન્ન છે; માટે એ સર્વમાં સત્ય શું છે, તે કાંઈ સમજાતું નથી અને એક નિશ્ચય થતો નથી. સર્વ શાસ્ત્રો માંહોમાંહે તકરાર કરી રહ્યાં છે અને વચ્ચે એકમત જેવું કાંઈ પણ નિશ્ચિત થતું નથી. અનેક શાસ્ત્રોમાં અનેક ભેદો છે. મત–મત વચ્ચે વિરોધ દ્રષ્ટિગોચર થાય છે. આવો વાદ કરતાં કરતાં પુષ્કળ લોકો સ્વધામ પહોંચી ગયા છે. હજારોમાં કોઈ એકાદ માણસજ પરમાત્માનો વિચાર કરે છે; પરંતુ તે પરમાત્માનું કૌતુક કાંઇજ સમજાતું નથી. પરંતુ ' સમજાતું નથી ' એમ બોલવા જતાં પણ તરતજ અહંતા આપણી પૂઠ પકડે છે અને અહંતા વળગી એટલે દેવ દૂરજ રહે છે. અસ્તુ. આ વાત અહીં રહેવા દઇને હવે આ વાત કહીશું કે, જેને માટે અનેક પ્રકારનાં સાધન કરવાં પડે છે તે પરમાત્માનો સાક્ષાત્કાર શી રીતે થાય છે અને પરમાત્મા કોને કહેવો ? તેને કેવી રીતે ઓળખવો ? તેનું નિરૂપણ હવે કરવામાં આવશે.

જેણે આ સર્વ ચરાચર જગત્ નિર્માણ કર્યાં છે, જેણે સૃષ્ટિ આદિ વ્યાપાર ચલાવ્યા છે; તેને સકળનો કર્તા અને અવિનાશી કહે છે. તેણેજ મેઘની પંક્તિઓ ઉત્પન્ન કરી છે, તેણેજ ચંદ્રબિંબને અમૃતકળા પ્રદાન કરી છે અને સૂર્યમંડળને તેજ તેણેજ આપ્યું છે. તેણેજ સમુદ્રની પણ મર્યાદા બાંધી છે, તેણેજ શેષને સ્થાપિત કર્યો છે અને તેનીજ કળાના પ્રતાપથી સકળ નક્ષત્રો અંતરિક્ષમાં ભ્રમણ કરી રહ્યાં છે. ઉદ્ભિજ, જરાયુજ, અંડજ અને સ્વેદજ એ ચારે પ્રકારનાં પ્રાણી; તેમજ પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચારે પ્રકારની વાણી, તથા ચોરાશી લક્ષ યોનિ અને ત્રણે લોક, એ સર્વને જેણે નિર્માણ કર્યાં છે તેનું નામ પરમાત્મા છે. બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એ તેના અવતાર છે. એ નિશ્ચયાત્મક સિદ્ધાંત છે. મંદિરમાંના દેવ ઉઠીને કાંઈ સર્વ જીવોની ઉત્પત્તિ કરી શકતા નથી; કિંવા આ સમગ્ર બ્રહ્માંડ નિર્માણ કરવાની તેમનામાં શક્તિ નથી. દેવો સ્થળે સ્થળે છે; પરંતુ તેમણે કાંઈ આ પૃથ્વીને ઉત્પન્ન કરી નથી. ચંદ્ર, સૂર્ય, તારા, મેઘ એ પણ કાંઇ તેમનાદ્વારા ઉત્પન્ન થયા નથી. એ સર્વનો કર્તા તો પરમાત્માજ છે અને તેને જોવા જઈએ તો તે નિરવયવ છે. તેની કળા અને તેની લીલાનું કૌતુક બ્રહ્માદિકને પણ સમજાતું નથી. અત્રે એક શંકા ઉભી થાય છે તેની નિવૃત્તિ આગલા સમાસમાં કરવામાં આવી છે; માટે હવે શ્રોતાઓએ તે તરફ લક્ષ્ય આપવું.

અવકાશ એટલે કે જે ખાલી જગ્યા છે અને જ્યાં કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ નથી તેને આકાશ કહેવામાં આવે છે. તે નિર્મળ છે. તેમાં પ્રથમ વાયુનો જન્મ થયો. વાયુમાંથી અગ્નિ ઉત્પન્ન થયો; અગ્નિમાંથી જલ ઉત્પન્ન થયું. આ તેની અઘટિત ઘટના તો જુઓ ! ઉદકમાંથી પૃથ્વી ઉત્પન્ન થઇ અને તે સ્તંભ વિનાજ ઉભી રહી ! એવી જેની અદ્ભુત કલા છે તેનું નામજ ' દેવ ' છે; છતાં વિવેકહીન પુરુષો પરમેશ્વરે બનાવેલી આ પૃથ્વીના ગર્ભમાંથી જે પાષાણુ ઉત્પન્ન થાય છે તેને દેવ કહે છે ! એવા મનુષ્ય આ વાત નથી જાણુતા કે આ સૃષ્ટિનો નિર્માણુકર્તા દેવ તો તેની પૂર્વે પણુ હતો; અને ત્યાર પછીજ તેની આ સત્તા વિસ્તાર પામી છે. ઘડાની પૂર્વે તેનો બનાવનાર કુંભાર હોય છેજ. ઘડો પોતેજ કાંઈ કુંભાર નથી. તેની પેઠે પરમેશ્વર પણુ જગતની પૂર્વેથીજ છે. તે કદાપિ પાષાણુ બની શકશે નહિ. ધારો કે એક માણુસ માટીની સેના બનાવે, પરંતુ તેનો બનાવનાર ( નિમિત્ત કારણુ વા કર્તા ) તો તે સેનાથી અલિપ્તજ છે; કારણુ કે કાર્ય અને કારણુ એ ઉભય એક બની શકતાં નથી. હા, જો કાર્ય અને કારણુ એ ઉભય પંચભૂતાત્મક છે તો પંચભૂતાત્મક દ્રષ્ટિથી તે એક થઈ શકે છે; પરંતુ જ્યાં નિર્ગુણુની વાત છે ત્યાં કદાપિ એ પ્રમાણે બની શકતું નથી. કારણુ કે કાર્યકારણુની એકતાનો સંબંધ પંચભૂતો સુધીજ છે; એટલા માટે આ સમગ્ર સૃષ્ટિનો જે કોઇ કર્તા છે તે આ સૃષ્ટિથી સર્વથા પૃથક્ છે, એમાં લેશ પણુ શંકા નથી. જે પુરુષ દોરીવતી કાષ્ઠની પુતળીઓને નચાવતો હોય તે પોતેજ કાષ્ઠની પુતળી કેવી રીતે હોઇ શકે ? " છાયામંડપ " માં બતાવવામાં આવતી સેનાની છાયા ખરી સેનાના જેવીજ લાગે છે; પરંતુ જે એકજ માણુસ આ સર્વ તમાસો કરે છે તે માણુસજ શું તે સેનામાંની કોઇ પણુ વ્યક્તિ બની શકે છે ? એજ પ્રમાણે પરમેશ્વરે સૃષ્ટિને નિર્માણુ કરી છે, પરંતુ તે કાંઈ સૃષ્ટિરૂપ નથી. જેણે નાના પ્રકારના જીવો ઉત્પન્ન કર્યા છે તે પોતેજ જીવ શી રીતે બની શકશે ? જે પદાર્થને જે બનાવે તેજ પદાર્થ તે શી રીતે બની શકે ? છતાં બિચારા વિવેકહીન પુરુષો વ્યર્થ સંદેહમાં પડ્યા રહે છે. ધારો કે સૃષ્ટિની પેઠે કોઇ એકાદ સુંદર મંદિર બંધાવે; પરંતુ શું તે મંદિર બંધાવનાર પોતેજ મંદિરરૂપ બની જશે ? આજ પ્રકારે જેણે જગત્ રચ્યું છે તે જગતથી સર્વથા નિર્લેપ છે; પરંતુ કેટલાક માણુસો

મૂર્ખતાથી કહે છે કે જગત્ એજ જગદીશ છે. સારાંશ, જગદીશ નિર્લેપ છે અને જગતની રચના એ તેની કલા છે. તે સર્વમાં છે ખરો; પરંતુ સર્વથી નિર્લેપ રહીનેજ તે સર્વમાં વસે છે.

અસ્તુ. પંચભૂતોરૂપી કાદવથી આત્મારામ સર્વથા અલિપ્ત છે. અજ્ઞાનને લીધેજ માયારૂપી ભ્રમ સત્ય જણાય છે. માયાની ઉપાધિ અને જગતનો આડંબર એ સર્વ સત્ય છે એમ છેજ નહિ. સર્વ જગત્ મિથ્યા હોઇને સર્વથી પર એવો જે પરમાત્મા તેજ સર્વની અંતર્બાહ્ય વ્યાપી રહેલો છે અને તે અંતરાત્માજ સત્ય છે. તે અંતરાત્માનેજ આપણે 'દેવતા' કહી શકીએ છીએ; ઇતર સર્વ અસત્ય છે. આજ વેદાંતનો મર્મ છે. પ્રત્યેક પદાર્થ અને પ્રત્યેક વસ્તુ નાશવંત છે એ તો પ્રત્યક્ષ અનુભવની વાત છે; માટે જે અવિનાશી ભગવાન તે આ સર્વથી અલિપ્તજ છે. પરમેશ્વર પવિત્ર અને અચલ છે એમજ સર્વ શાસ્ત્રો કહે છે; માટે તે અચલને કદિ પણ ચંચલ કહેશો નહિ. તેને ગમનાગમનની અને જન્મ-મૃત્યુની ઉપાધિ લગાડવાથી આપણે મહાપાપના ભાગી બનીએ છીએ. પરમાત્માને જન્મ અને મૃત્યુ છેજ નહિ. તે સ્વયં અમર છે અને સત્તા પણ અમર છે, એટલે પછી તેને મૃત્યુ ક્યાંથી હોય ? જન્મવું–મરવું, આવવું–જવું, સુખ–દુ:ખ ભોગવવું, એ સર્વ તે પરમાત્માનાં કાર્યો છે, અને તે કર્તા સર્વથી અલિપ્ત છે. અંત:કરણ, પંચ પ્રાણ, અનેક તત્ત્વોનું શારીરિક જ્ઞાન ઇત્યાદિ સર્વ ચંચલ છે, માટે તે પરમાત્મા નથી.

તાત્પર્ય એજ કે જે કલ્પનારહિત છે તેજ પરમાત્મા છે અને વાસ્તવમાં તેનામાં પરમાત્માપણાની કલ્પનાજ નથી. (અર્થાત્ "પરમાત્માપણા" માં તો કલ્પના આવી જાય છે અને તે તો કલ્પનાતીત છે.) એના ઉપર શિષ્યે એવી શંકા કરી કે, "પરમાત્મા કલ્પનાતીત છે તો પછી તેણે આ બ્રહ્માંડ શી રીતે રચ્યું ? કર્તૃત્વથી કર્તા કારણ–કાર્યમાં આવી જાય છે. * દર્શનથી જે પ્રકારે દ્રષ્ટા અનાયાસ દ્રશ્ય બની જાય છે તે

* કર્તાને "કર્તા" કહેવાથીજ તેનામાં કર્તૃત્વ ગુણ આવી જાય છે અને જેનામાં ગુણ હોય છે તે તો કાર્ય છે. આ રીતે કારણ (કર્તા) જ કાર્ય બની ગયું છે. દ્રષ્ટામાં દર્શનનો ગુણ વા ધર્મ હોવાથી તે પોતે પણ અન્યનું દ્રશ્ય બને છે; જેમકે ઇંદ્રિયો વિષયોની દ્રષ્ટા છે, પરંતુ તે પોતે મનના દ્રશ્યરૂપ બની રહી છે–અર્થાત ઇંદ્રિયોને મનદ્વારા જોઇ શકાય છે.

પ્રકારે કર્તૃત્વથી નિર્ગુણમાં પણ ગુણ આવી શકે છે; માટે બ્રહ્માંડનો કર્તા કોણ છે, તેની ઓળખાણ શી છે અને તે પરમાત્મા સગુણ છે વા નિર્ગુણ તે મને જણાવો. કેટલાકો કહે છે કે જે બ્રહ્મે ઇચ્છા માત્રથી આ સૃષ્ટિ ઉત્પન્ન કરી છે તે સિવાય સૃષ્ટિકર્તા બીજો કોણ હોય ? અસ્તુ. આ પ્રકારની અનેક વાતો છે, પરંતુ હે સ્વામિન્ ! આ સર્વ માયા ક્યાંથી ઉત્પન્ન થઇ તે હવે આપ મને બતાવો." આ ઉપર વક્તા કહે છે કે, "ઠીક, હવે બ્રહ્મમાંથી માયા કેવી રીતે ઉત્પન્ન થઇ તેનું સ્પષ્ટ નિરૂપણ કરવામાં આવશે; માટે શ્રોતાઓએ તેના શ્રવણમાં પોતાનું ચિત્ત સ્થિર કરવું, જેથી ચિત્તનું સમાધાન થશે."

---

# समास २ जो—मायाना आस्तित्वमां शंका.




ર્વે શ્રોતાએ એવો પ્રશ્ન કર્યો હતો કે, નિરાકાર પરમાત્મામાંથી આ ચરાચર માયા કેવી રીતે ઉત્પન્ન થઇ ? તો હવે તેનો ઉત્તર આપવો જોઇએ. સનાતન બ્રહ્મમાં માયા વાસ્તવમાં નહિ હોવા છતાં છીપમાં રૂપાની પેઠે અને દોરડીમાં સર્પની પેઠે તેનો ભાસ થાય છે-તેને વિવર્ત કહેવામાં આવે છે. મૂળ પરબ્રહ્મ કે જે એકજ છે અને નિત્ય, મુક્ત તથા સર્વથા અક્રિય છે; તેમાંથી અસ્પષ્ટ અને સૂક્ષ્મ એવી આ મૂળ માયા ઉત્પન્ન થઇ.

आद्यमेकं परब्रह्म नित्यमुक्तमविक्रियं ॥
तस्य मायासमावेशो जीवमव्याकृतात्मकं ॥ १ ॥

( અર્થઃ-પરબ્રહ્મ આદિ, એક, નિત્યમુક્ત અને અવિકારી છે; તેની માયા અવિકારાત્મક જીવને આચ્છાદિત કરી નાખે છે.) બ્રહ્મ એક, નિરાકાર, મુક્ત અને નિર્વિકાર હોવા છતાં પણ તેમાંથી મિથ્યા માયા શી રીતે ઉત્પન્ન થઇ ? બ્રહ્મ અખંડ અને નિર્ગુણ હોવા છતાં પણ તેમાં ઇચ્છા શી રીતે ઉત્પન્ન થઇ ? ઇચ્છા તો સગુણમાંજ ઉત્પન્ન થાય છે, નિર્ગુણમાં તે ઉત્પન્ન થઇ શકતી નથી. મૂળ પરબ્રહ્મ સગુણ નથી તેથીજ તેને નિર્ગુણ કહેવામાં આવે છે; તો

પછી તેમાં સગુણત્વ એટલે ઇચ્છાશકિત ક્યાંથી ઉત્પન્ન થઇ ? જો કોઈ એમ કહે કે નિર્ગુણ હોય તે ગુણસંપન્ન પણ થાય છે; તો એમાં માત્ર તેની મૂર્ખતાજ પ્રકટ થાય છે. કેટલાક કહે છે કે નિરાકાર ઈશ્વર કર્તા હોવા છતાં પણ અકર્તા છે; બિચારા જીવ તેની લીલાને શું જાણે ? કેટલાક કહે છે કે તે પરમાત્મા છે; તેનો મહિમા બિચારા જીવાત્મા શી રીતે જાણી શકે ? આ પ્રમાણે શાસ્ત્રોના અર્થને ઢાંકી દઇને લોકો વ્યર્થજ તેનું માહાત્મ્ય ગાય છે અને બળાત્કારે નિર્ગુણ પરમાત્મામાં કર્તાપણાનો આરોપ કરે છે કે, “ એ તો કર્તા હોવા છતાં પણ અકર્તા છે. ” જ્યાં બીલકુલ કર્તવ્યતાજ નથી, ત્યાં “ કર્તા છતાં અકર્તા ” કહે એવો કોણ હોય ? માટે કર્તા અને અકર્તાની વાર્તાજ સર્વથા મિથ્યા છે. જે પ્રથમથીજ નિર્ગુણ હોય તેમાં કર્તાપણું ક્યાંથી આવ્યું ? અને કર્તાપણું નથી તો પછી આ સૃષ્ટિને રચવાની ઇચ્છા કોણ કરે ? ઘણા માણસો એમ કહે છે કે, “પરમેશ્વરની ઇચ્છા;” પરંતુ તે નિર્ગુણમાં ઇચ્છા ક્યાંથી હોય એજ સમજાતું નથી, તો પછી આ સર્વ કોણે ઉત્પન્ન કર્યું ? શું એ આપોઆપજ ઉત્પન્ન થયું ? ઈશ્વરવિના એની રચના શી રીતે થઇ ? જો આ સર્વ ઈશ્વર વિનાજ ઉત્પન્ન થયું હોય તો પછી ઈશ્વરનું અસ્તિત્વજ ક્યાંથી હોય ? આથી તો ઈશ્વરનો અભાવજ સિદ્ધ થયો. જો આપણે એમ કહીએ કે આ સૃષ્ટિનો કર્તા પરમેશ્વર છે, તો તેમાં સગુણતા લાવવી જોઇએ અને તેથી પરમેશ્વરને નિર્ગુણ કહી શકાયજ નહિ. વારુ, હવે પરમેશ્વરને જો મૂળનોજ નિર્ગુણ કહીએ તો પછી સૃષ્ટિનો કર્તા કોણ ? વળી સગુણ કહીએ તો તે નાશવંત ઠરે છે. એ રીતે એમાં પણ પુનઃ શંકા આવી પડી; તો પછી આ ચરાચર ઉત્પન્ન શી રીતે થયું ? માયાજ સ્વતંત્ર રીતે ત્રિભુવનને નિર્માણ કરે છે એમ કહીએ તો તેમાં પણ વિરોધાભાસ આવે છે. જો એમ કહીએ કે માયાને કોઇએ ઉત્પન્ન કરી નથી અને તે પોતાની મેળેજ ફેલાઇ ગઈ છે, તો તો પછી પરમેશ્વરનું પરમેશ્વરપણુંજ રહેતું નથી; અને જો એમ કહીએ કે પરમેશ્વર નિર્ગુણ અને સ્વતઃસિદ્ધ છે અને માયાની સાથે તેને કશો સંબંધજ નથી, તો તે વાત પણ ઉચિત લાગતી નથી. જો સમગ્ર કર્તવ્યતાને માયાના મસ્તકપર લાદવામાં આવે તો પછી ભક્તોનો ઉદ્ધાર કરનારા પરમેશ્વરની આવશ્યકતાજ રહેતી નથી; અને જો પરમેશ્વર વિનાની એકલી

માયાજ હોય તો તેનો નાશ કોણ કરે ? અને અમો ભક્તોની સંભાળ કોણ લે ? માટે માયા સ્વતંત્ર છે એમ કહી શકાતું નથી. માયાનો નિર્માણકર્તા એક સર્વેશ્વર અવશ્ય હોવો જોઇએ. તે ઈશ્વર કેવો છે અને માયા કેવી છે તે સવિસ્તર કહેવું જોઈએ, માટે હવે શ્રોતાએ સાવધ થઈ એકાગ્ર ચિત્ત કરી બરાબર લક્ષ્ય આપી કથાનુસંધાન શ્રવણ કરવું. જગતમાં જે ભિન્ન ભિન્ન અનુભવ પ્રાપ્ત થાય છે તે પણ હવે ક્રમશઃ જણાવું છું.

કેટલાકો કહે છે કે માયાને પરમેશ્વરેજ ઉત્પન્ન કરી છે અને તેથીજ તે ચોતરફ ફેલાઇ રહી છે. જો ઈશ્વરનીજ ઇચ્છા ન હોત તો માયા ક્યાંથી આવત ? કેટલાકો કહે છે કે પરમેશ્વર તો નિર્ગુણ છે, તો પછી તેનામાં ઈચ્છા ક્યાંથી ઉત્પન્ન થાય ? અને માયા તો મિથ્યા છે. એ તો બિલકુલ ઉત્પન્ન થઇજ નથી. કેટલાકો કહે છે કે અરે ! માયા પ્રત્યક્ષ દેખાય છે, તો પછી તે નથી એમ કેમ કહી શકાય ? માયા તો ઈશ્વરની શક્તિ હોઇ અનાદિ છે. કેટલાકો કહે છે કે જો તે સત્યજ હોય તો પછી તે જ્ઞાનથી નષ્ટ શા માટે થાય છે ? માટે તે સત્ય જેવી જણાય છે ખરી; પરંતુ વસ્તુતઃ મિથ્યા છે. કેટલાકો કહે છે કે તે મૂળથીજ મિથ્યા હોય તો પછી તેના નિવારણ માટે સાધન કરવાનું પ્રયોજન નહોતું; પરંતુ માયાનો ત્યાગ કરવાને માટે ભકિતનું સાધન ભગવાનેજ બનાવ્યું છે. કોઇ કહે છે કે એ છે તો મિથ્યા; પરંતુ અજ્ઞાનરૂપી સન્નિપાત લાગુ પડવાથી એનો ભય લાગે છે અને તેટલા માટે સાધનરૂપી ઔષધ લેવું પડે છે. બાકી વસ્તુતઃ તો આ દૃશ્ય ( માયા ) મિથ્યાજ છે. કોઈ કહે છે કે અસંખ્ય સાધનો જણાવ્યા છતાં અને વિધવિધ મતો પ્રચલિત છતાં પણ જે માયા છૂટી શકતી નથી તેને મિથ્યા શી રીતે કહેવી ? બીજો કહે છે કે યોગવાણીએ તેને મિથ્યા કહી છે અને વેદ, શાસ્ત્રો તથા પુરાણોએ તેમજ અન્ય જૂદાં જૂદાં નિરૂપણોમાં પણ તેને મિથ્યાજ કહી છે. કોઇ એવું કહે છે કે માયાને “ મિથ્યા ” કહેવાથી તે ચાલી ગઇ હોય એવું ક્યાંય પણ સાંભળ્યું નથી. તેને મિથ્યા કહેતાંજ તે લાગુ પડી જાય છે. કોઇ ઉત્તર આપે છે કે જેના અંતઃકરણમાં અજ્ઞાન હોય છે અને જેણે સજ્જનોનો પરિચય મેળવેલો હોતો નથી, તેનેજ માયાનો મિથ્યાભાસ સત્ય લાગે છે. જે જેવો નિશ્ચય કરે છે તેવોજ તે તેને ફળે છે. આરસીમાં જોનારને જેમ પોતાનુંજ પ્રતિબિંબ દ્રષ્ટિગોચર થાય છે તેવીજ સ્થિતિ માયાની છે. કોઈ

કહે છે કે માયા ક્યાંથી આવી ? જે છે તે સર્વ બ્રહ્મજ છે. ઘી જામેલું હોય કે પીગળેલું હોય તોપણ છે તો 'ઘી' જ. કોઈ તેનો ઉત્તર આપે છે કે પરમાત્માના સ્વરૂપને જામેલું કે પીગળેલું ક્યાંય કહ્યું નથી; માટે તમારૂં આ દ્રષ્ટાંત તેમાં લાગુ પડી શકતું નથી. કોઇ કહે છે કે જે છે તે સર્વ બ્રહ્મજ છે, એ મર્મ જેને સમજાતો નથી તેના અંતઃકરણમાંનો ભ્રમ હજી ગયોજ નથી એમ સમજવું. કોઇ કહે છે કે પરમેશ્વર તો એકજ છે, અન્ય કાંઇ છેજ નહિ; તો પછી આ સર્વ બ્રહ્મજ છે એમ કહેવું એ કેવલ આશ્ચર્યમયજ છે. કોઇ કહે છે કે એક પરમાત્માજ સત્ય છે, બીજું કશુંજ નથી; એમ કહેવાથીજ આ સર્વ બ્રહ્મ છે એમ સિદ્ધ થાય છે. કોઈ કહે છે કે જે કાંઇ છે તે સર્વ મિથ્યા છે અને તેની પેલી તરફ જે કાંઇ શેષ રહ્યું છે તેજ ખરૂં બ્રહ્મ છે. આવાં વાક્યો તેઓ શાસ્ત્રાધારે જણાવે છે. કોઈ કહે છે કે સુવર્ણના અલંકારો અને સુવર્ણ એમાં કશો ભેદ નથી; માટે તે સંબંધી વાદવિવાદ કરવો એ મિથ્યા શ્રમ છે. તે પર કોઇ એક ઉત્તર આપે છે કે આ ઉપમા પણ એકદેશીય હોવાથી પરબ્રહ્મને તે લાગુ પડતી નથી. સુવર્ણ એ અમુક જાતિનો પદાર્થ હોવાથી તેની અને અવ્યક્ત એવા તે પરબ્રહ્મની સમાનતા થઇ શકે નહિ. સુવર્ણને જોવાથી તેમાં પ્રથમથીજ વ્યક્તતા જણાય છે અને અલંકાર તરફ જોઇએ તો તે પણ સુવર્ણજ પ્રતીત થાય છે. અર્થાત્ સુવર્ણ પ્રથમથીજ વ્યક્ત પદાર્થ છે, જડ છે, એકદેશીય છે અને પીળું છે; ત્યારે પૂર્ણબ્રહ્મને એવા અપૂર્ણ સુવર્ણનું દ્રષ્ટાંત શી રીતે લાગુ પડશે ? આના ઉત્તરમાં કેટલાક કહે છે કે કોઈ પણ દ્રષ્ટાંત લ્યો; પરંતુ તે એકદેશીયજ હોય છે તો પણ વસ્તુનું અર્થાત્ પરબ્રહ્મનું જ્ઞાન થવાને માટે તેને લેવું પડે છે. સમુદ્ર અને તરંગોમાં ભિન્નતા ક્યાંથી હોય ? ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ, એવાં ત્રણ પ્રકારનાં દ્રષ્ટાંત હોય છે. કોઈ દ્રષ્ટાંતથી તો જેવું હોય છે તેવુંજ સમજાય છે અને કોઈ દ્રષ્ટાંતથી ઉલટો વ્યર્થ સંદેહજ વધે છે. આની ઉપર કોઇ કહે છે કે ક્યાં સમુદ્ર અને ક્યાં તરંગ ! અચલની બરાબરી કાંઇ ચંચલ કરી શકે છે ? માયાને કાંઈ સત્ય માની શકાય છે ? કોઈ કહે છે કે માયા એ કલ્પના છે અને તેજ લોકોને નાના પ્રકારના ભાસ બતાવે છે; માટે આ સર્વ બ્રહ્મજ છે એ વાત લક્ષ્યમાં રાખવી જોઇએ. આ રીતે લોકોમાં પરસ્પર વાદવિવાદ ચાલુ

રહેવાને લીધે મૂળ આશંકા તો જેમની તેમજ રહી ગઈ; માટે હવે તેનો ઉત્તર સાવધતાપૂર્વક સાંભળો.

માયા મિથ્યા છે એ વાત તો પ્રતીત થઇ ચૂકી; પરંતુ તે બ્રહ્મમાં ઉત્પન્ન શી રીતે થઇ? નિર્ગુણે તેને ઉત્પન્ન કરી એમ કહીએ તોપણ તે મૂળેજ મિથ્યા છે અને મિથ્યા શબ્દનો અર્થ તો "કાંઇજ નહિ" એવો છે, તો પછી બનાવ્યું શું અને કોણે? વળી નિર્ગુણ કાંઈ કરે એ પણ અઘટિતજ વાત છે. એક તો કર્તા મૂળથીજ નિરાકાર છે અને બીજું એ કે, તેણે જે કાંઇ (અર્થાત્ માયા) બનાવ્યું તેનું પણ અસ્તિત્વ નથી; તેમ છતાં શ્રોતાઓનો આક્ષેપ હવે પછીના સમાસમાં નિવૃત્ત કરીશું.

## समास ३ जो–निर्गुणमांथी माया केवी रीते थइ?



મૂળમાં થયુંજ નથી તેની વાતજ શી કહી શકાય? તથાપિ સંશય ટાળવાને તે કહું છું. દોરડીને લીધેજ સાપની પ્રતીતિ થાય છે, પાણીને લીધેજ તરંગો ઉત્પન્ન થાય છે અને સૂર્યને લીધેજ સુંદર મૃગજળ ઉત્પન્ન થાય છે. કલ્પનાને લીધેજ સ્વપ્ન દેખાય છે, છીપને લીધેજ રૂપાનો ભાસ થાય છે અને પાણીને લીધેજ ભેજ આવે છે. માટીવડેજ ભીંત થાય છે, સમુદ્રવડેજ તરંગ ઉત્પન્ન થાય છે અને આંખમાંના તિલથી પુતળી દેખાય છે. સુવર્ણવડેજ અલંકાર થાય છે, તંતુવડેજ વસ્ત્ર થાય છે અને કાચબાને લીધેજ તેના હાથ પગનો વિસ્તાર થાય છે. ઘી હોય છે તોજ તે પીગળે છે, ખારા પાણીમાંથીજ મીઠું થાય છે અને મૂળ બિંબ હોય તોજ પ્રતિબિંબ પડે છે. પૃથ્વી હોય છે તોજ ઝાડ થાય છે અને વૃક્ષવડેજ છાયા પડે છે તથા વીર્ય હોય છે તોજ ઉંચ કે નીચ વર્ણની ઉત્પત્તિ થાય છે.

હવે એટલાં દ્રષ્ટાંતો બહુ થઈ ગયાં. અદ્વૈતમાં દ્વૈત હોયજ કયાંથી? પરંતુ દ્વૈત સિવાય અદ્વૈતનો નિર્દેશજ કરી શકાતો નથી. કોઈ પણ વસ્તુ હોય છે તોજ તેનો ભાસ થાય છે. દ્રશ્ય છે તેથીજ તે દેખાય છે; પરંતુ અદ્રશ્યનું તેમ નથી, તેથી કરીનેજ તેની કોઈ ઉપમા હોતી નથી. કલ્પના

વિના હેતુ, દશ્ય વિના દ્રષ્ટાંત અને દ્વૈત વિના અદ્વૈત થાયજ શી રીતે ? જે ભગવાનની વિચિત્ર કરણીનું શેષથી પણ વર્ણન થઈ શકતું નથી તેણેજ આ અનંત બ્રહ્માંડની રચના કરી છે. પરમાત્મા પરમેશ્વર અને સકલકર્તા એવો જે ઈશ્વિર તેનાદ્વારાજ આ સર્વ વિસ્તાર થયો છે. આવાં અનંત નામો ધારણ કરનાર, અનંત શકિત નિર્માણ કરનાર, તેજ મૂળ પુરુષ છે એ વાત સુજ્ઞોએ લક્ષ્યમાં રાખવી. તે મૂળ પુરુષનું સ્વરૂપ તેજ મૂળ માયા છે માટે સર્વ કર્તૃત્વ તેનામાંજ આવે છે.

**कार्यकारणकर्तृत्वे हेतुः प्र..तिरुच्यते ॥**
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥**

અર્થાત્ "કાર્ય, કારણ અને કર્તૃત્વ એનો હેતુ માત્ર એક પ્રકૃતિજ છે એમ કહે છે;" પરંતુ આમ પ્રકટ રીતે કહી શકાતું નથી, કારણ કે તેથી બ્રહ્મપ્રાપ્તિનાં સાધન વૃથા થઈ પડે છે. વિચાર કરીએ તો સત્ય છેજ શું ? ઈશ્વિરમાંથીજ આ સર્વ ઉત્પન્ન થયું છે એ વાત તો સર્વને કબૂલજ છે; પરંતુ તે પરમેશ્વરને ઓળખવો જોઈએ. અંતઃકરણ તેટલું પવિત્ર નહિ હોવાને લીધે સિદ્ધોને માટેનું જે નિરૂપણ હોય છે તે સાધકોના કામનું નથી. અવિદ્યાને લીધે પિંડરૂપ ઉપાધિ ધારણ કરનારને જીવ કહેવામાં આવે છે અને માયાને લીધે બ્રહ્માંડની ઉપાધિ ધારણ કરનારને શિવ કહેવામાં આવે છે. મૂળ માયાના ગુણથી પરમેશ્વર બ્રહ્મ કહેવાય છે; માટે અનંત શક્તિને ધારણ કરનારી તો મૂળ માયાજ છે. આ વાતનું રહસ્ય અનુભવીઓજ સમજી શકે તેમ છે. મૂળ માયા તેજ મૂળ પુરુષ છે. સર્વનો ઈશ પણ તેજ છે. અનંત નામાત્મક જગદીશ્વર પણ તેનેજ કહેવામાં આવે છે. આ સર્વ માયાનોજ વિસ્તાર થયેલો છે; પરંતુ તે સર્વથા મિથ્યા છે એમ સમજનાર અત્યંત વિરલ હોય છે. આ મર્મ વર્ણવી શકાતો નથી, માટે તેને તો સ્વાનુભવથીજ જાણવો જોઈએ. વળી સંતસમાગમ વિના ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ તેની સમજ પડતી નથી. માયા એજ મૂળ પુરુષ છે એમ જો કહીશું તો તે સાધકોને જરા પણ રુચશે નહિ; પરંતુ એમ જો ન કહીએ તો અનંત નામવાળો જગદીશ્વર કોને કહીશું ? નામ અને રૂપ તો માયા સુધીજ છે, માટે ઉપલી કથનમાં કંઈજ સંદેહ જેવું નથી. અસ્તુ. હવે પાછલી આ આશંકા

બાકી રહી જાય છે કે નિરાકારમાંથી મૂળ માયા શી રીતે ઉત્પન્ન થઈ? હવે એ વિષે સાંભળો.

દ્રષ્ટિબંધન (નજરબંદી) ના ખેલની પેઠે આ સર્વ માયા મિથ્યા હોવા છતાં આ ખેલ–માયાનું આ કૌતક કેવી રીતે થાય છે, તે વાત હવે દર્શાવું છું. જેમ આકાશ નિશ્ચળ હોવા છતાં પણ તેમાંથીજ આ ચંચલ વાયુ ઉત્પન્ન થયો છે, તે પ્રમાણે પરમાત્મા નિરાકાર છતાં પણ તેમાંથી મૂળમાયા ઉપજી છે; અને એમ છતાં પણ જેમ વાયુની ઉત્પત્તિથી આકાશની નિશ્ચલતા મટી જતી નથી, તેમ મૂળ માયાના ઉપજવાથી પરમાત્માની નિર્ગુણતામાં બાધ આવતો નથી. આ પ્રમાણે આ દ્રષ્ટાંતથી પાછળ કહેલી શંકા ટળી જાય છે. વાયુ જેમ આકાશ કરતાં પુરાતન નથી, તેમ મૂળ માયા પણ નિર્ગુણ પરમાત્મા કરતાં પુરાતન ઠરી શકતી નથી. તેને સત્ય (શાશ્વત) કહીએ તો તે પણ યથાર્થ નથી; કારણ કે તે પુન: બ્રહ્મમાં લીન થઇ જાય છે. વાયુના જેવુંજ માયાનું રૂપ સમજવું. તે ભાસે છે ખરી, પણ જોવામાં નથી આવતી. વાયુ સત્ય છે એમ કહેવા છતાં તેની તરફ જોવા જઇએ તો તે દ્રષ્ટિએ ન પડતાં માત્ર ઉડતી ધૂળ (અથવા હાલતાં પાંદડાં) જ દ્રષ્ટિગોચર થાય છે; તેજ પ્રમાણે મૂળ માયા ભાસે છે ખરી પરંતુ દ્રષ્ટિગોચર થતી નથી. આગળ જોતાં પછી એ મૂળ માયામાંથી એટલે કારણ-રૂપ માયામાંથી અવિદ્યાનો (કાર્યરૂપ માયાનો) વિસ્તાર થયેલો છે. વાયુના યોગથી જેમ દશ્ય વસ્તુ (ધૂળ આદિ) આકાશમાં ઉડે છે તેજ પ્રમાણે મૂળ માયાના સંયોગથી આ જગત્ ભ્રમણ કરી રહ્યું છે. આકાશમાં જેમ એકાએક વાદળાં થઇ આવે છે, તેવી રીતે માયાના ગુણથી આ જગત્ બન્યું છે. આકાશમાં જેમ એકાએક નશ્વર મેઘ ચઢી આવે છે તેજ પ્રકારે બ્રહ્મમાં આ મિથ્યા માયા ઉત્પન્ન થાય છે. વાદળાંને લીધે જેમ આકાશની નિશ્ચલતા નષ્ટ થયેલી લાગે છે, છતાં વસ્તુત: તો તે જેવીને તેવીજ હોય છે; તેમ માયાને લીધે નિર્ગુણ સગુણ બનેલો લાગવા છતાં તે જેવો ને તેવોજ બન્યો રહે છે. વાદળાં આવે કે જાય તોપણ જેમ ગગન તો જેવું ને તેવુંજ સ્થાયી રહે છે; તેમ માયાના આવવા જવા છતાં નિર્ગુણ બ્રહ્મ પણ સગુણ ન બનતાં જેવોને તેવોજ સ્થિર રહે છે. આકાશ જેમ પર્વતોનાં શિખર ઉપર ઢાંકેલું છે છતાં તે કેવળ ભાસજ છે; તેમ નિર્ગુણ બ્રહ્મ પણ માયાના કારણથી સગુણના

જેવો ભાસવા છતાં વાસ્તવમાં નિર્ગુણજ હોય છે. ઉપર જોઈએ તો આકાશમાં સર્વત્ર નીલતા ભરેલી દેખાય છે; પરંતુ તેને કેવળ મિથ્યા ભાસજ જાણવો જોઇએ. આકાશ ઉંધું અને ચોતરફ પ્રસરેલું જણાય છે અને તેણે આ સમગ્ર જગતને ચારે તરફથી ઘેરી લઇને બંધ કરેલું હોય એમ લાગે છે; પરંતુ વાસ્તવમાં તો તે સર્વ તરફથી ખુલ્લુંજ હોય છે. દૂરથી જોતાં પર્વતમાં નીલતા જેવું દેખાય છે છતાં તે કાંઈ પર્વતમાં હોતું નથી; તેજ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મમાં પણ ગુણોના ભાસ થવા છતાં તે અલિપ્તજ છે એમ સમજવું. રથ દોડવાથી ભૂમિ દોડતી હોય એમ લાગે છે, પરંતુ વાસ્તવમાં તો તે અચલજ હોય છે; તેમ બ્રહ્મ પણ કેવળ નિર્ગુણજ છે એમ સમજવું. વાદળાંને લીધે ચંદ્ર દોડતો હોય એમ લાગવા છતાં જેમ તે દોડતો હોતો નથી પણ વાદળાંજ દોડે છે એ નિઃશંક છે; જેમ ઉષ્ણ વાયુ (લૂ) કિંવા અગ્નિની જ્વાલામાં જોવાથી આકાશ કંપાયમાન થતું હોય એમ જણાય છે છતાં તે જણાવું મિથ્યા હોઇને આકાશ તો જેમનું તેમ નિશ્ચળજ હોય છે; તેજ પ્રમાણે પરમાત્મસ્વરૂપ નિર્ગુણ હોવા છતાં પણ માયાના કારણથી તે સગુણ હોય એમ કલ્પનાને લાગે છે, પરંતુ તે કેવળ ભ્રમ છે.

નજરબંધીના ખેલની પેઠેજ આ માયા ચંચલ છે અને પરબ્રહ્મ એ જેમનો તેમ નિશ્ચલ તથા શાશ્વત છે. આ પ્રકારે બ્રહ્મ એ અવયવરહિત છે; પરંતુ માયા કે જે પોતે મિથ્યા છે તે નિરાકાર બ્રહ્મને સાકાર જેવો દર્શાવે છે. એનો એવો સ્વભાવજ છે. જોવા જઇએ તો આ માયા કેવળ ભ્રમજ છે; પરંતુ તે સત્ય જેવી લાગે છે. વાદળાંની પેઠે તે પણ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. આ પ્રમાણે પરબ્રહ્મ નિર્ગુણ અને અચલ છે અને માયા ઉત્પન્ન થાય છે. 'હું' એવી જે સ્ફૂર્તિ ઉત્પન્ન થાય છે તેજ માયા છે. નિર્ગુણમાં તો ગુણ કે માયા એવું કશુંજ નથી; પરંતુ આ માયાજ આત્મસ્વરૂપમાં ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે.* દ્રષ્ટિના ભ્રમને લીધે આકાશમાં જેમ એકાદ સૈન્ય જણાય છે, છતાં વાસ્તવમાં તે

* ગુણ એ તો કેવલ માયાનોજ પસારો છે, નિર્ગુણમાં એનું જરાપણ અસ્તિત્વ નથી; પરંતુ તેના અધિષ્ઠાનથી અથવા સાક્ષિત્વથી આ સર્વ ઉત્પન્ન થાય છે અને લય પામે છે. જે પ્રકારે દોરડીના અધિષ્ઠાનથી સર્પનો ભાસ થાય છે, પરંતુ વાસ્તવમાં રજ્જુ એ તો રજ્જુજ હોય છે; તે પ્રકારે નિર્ગુણ બ્રહ્મમાં આ માયાની ઉત્પત્તિ અને નાશ થાય છે, પરંતુ નિર્ગુણ તો નિર્ગુણજ રહે છે.

મિથ્યાજ હોય છે, તે પ્રકારે અનેક તત્ત્વોનો વિસ્તાર થઇ ઉત્પન્ન થયેલું આ સર્વ દ્રશ્ય-જગત્ એ કેવળ મિથ્યા માયાનોજ ખેલ છે.

પંચ મહાતત્ત્વો આદિથીજ મૂળમાયામાં રહે છે. ઓંકાર એ વાયુની ગતિની જગ્યાએ છે. દક્ષ અને જ્ઞાની પુરુષો એનું રહસ્ય જાણે છે. મૂળ માયાનું ચલન એ વાયુનું સ્વરૂપ છે અને તે મૂળ માયામાં રહેલાં સૂક્ષ્મ તત્ત્વોજ આગળ જતાં જડતત્ત્વને પ્રાપ્ત થાય છે. આ રીતે પંચ મહાભૂતો કે જે પ્રથમ મૂળ માયામાં અદ્રશ્યપણે રહેલાં હોય છે, તેજ પાછળથી દૃષ્ટિની રચનારૂપે દૃશ્ય થાય છે. મૂળમાયાનું સ્વરૂપ પંચભૂતાત્મકજ છે એ વાતનો પરિચય સૂક્ષ્મ દૃષ્ટિથી કરવો જોઇએ. આકાશ અને વાયુ વિના મૂળ માયામાં સ્ફૂર્તિ અને ઇચ્છા શી રીતે ઉત્પન્ન થાય? (જેથી આકાશ અને વાયુ મૂળ માયામાં રહેલાં છે એમ સમજાય છે) અને ઇચ્છાશક્તિ એ તેજનું સ્વરૂપ છે. તે સિવાય તેમાં જે મૃદુતા છે તે જલ છે અને જડતા એ પૃથ્વીનું લક્ષણ છે. આ પ્રકારે મૂળ માયા પંચભૂતાત્મક છે, એ વાત સમજી શકાય છે. વળી એ દરેક ભૂતમાં પણ પાંચે પાંચ ભૂતો રહેલાં છે, એ વાત પણ સૂક્ષ્મ દ્રષ્ટિથી જાણી શકાય તેમ છે. આગળ જતાં એ તત્ત્વો સ્થૂલ સ્વરૂપને પ્રાપ્ત થાય છે ત્યારે પણ તેઓ એક બીજામાં ભળેલાંજ રહે છે. આ પ્રમાણે આ પંચભૂતાત્મક માયાજ સર્વત્ર વિસ્તરી રહી છે. એ રીતે કાર્ય માયારૂપ મૂળમાયામાં-અવિદ્યાના મૂળમાં જોઇએ અથવા સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં જોઇએ તોપણ સર્વત્ર આ પંચભૂતોજ રહેલાં છે.

**स्वर्गे मृत्यौ च पाताले यत्किंचित्सचराचरं ॥**
**सर्वं तत्पांचभौतिकंच षष्ठं किंचिन्न दृश्यते ॥ १ ॥**

( અર્થ:-સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં કિંવા સર્વ ચરાચરમાં જોઇએ તો આ સર્વ પાંચ ભૂતોનોજ ખેલ દ્રષ્ટિગોચર થાય છે. છઠ્ઠું જરા પણ દેખાતું નથી ).

આદિ અને અંતમાં સત્ય સ્વરૂપ ( પરમાત્મા )જ હોઇને મધ્યમાંજ આ પંચમહાભૂતો પ્રવર્તી રહેલાં છે અને એજ પંચભૂતાત્મક મૂળમાયાનું સ્વરૂપ છે. અહીં એક શંકા ઉત્પન્ન થાય છે કે પંચભૂતો તો તમોગુણમાંજ થયાં છે અને મૂળમાયા તો ગુણોથી પર છે; તો પછી તે પંચભૂતાત્મક કેવીરીતે હોઇ શકે? શ્રોતાની આ શંકાનો ઉત્તર આગળના સમાસમાં આપવામાં આવ્યો છે.

# સમાસ ૪ થો—સૂક્ષ્મ પંચભૂતનિરૂપણ.



છઠ્ઠા સમાસને અંતે જણાવેલી શંકાનું હવે અહીં સ્પષ્ટરૂપથી સમાધાન કરવામાં આવશે; માટે શ્રોતાઓએ ક્ષણભર ચિત્તવૃત્તિ શાંત કરવી. બ્રહ્મમાંથી પ્રથમ મૂળ અવ્યક્ત ( અથવા કારણરૂપ ) માયા થઇ અને તેમાંથી પછી કાર્યરૂપ ત્રિગુણાત્મક માયા થઈ; આથી તેને ' ગુણક્ષોભિણી ' કહેવામાં આવે છે. પછી તેમાંથી સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો થયા. તેમાંના તમોગુણમાંથી આ પંચ મહાભૂત ઉત્પન્ન થયાં. આ પ્રકારે ભૂતો ઉત્પન્ન થાય છે અને પછી તત્ત્વોનો વિસ્તાર થાય છે. તાત્પર્ય એ છે કે આ પંચ મહાભૂતો તમોગુણમાંથી ઉત્પન્ન થયાં છે. શ્રોતાઓએ પાછળ જે શંકા કરી હતી કે મૂળ માયા ગુણોથી રહિત છે, તો પછી તેમાંથી ભૂતો શી રીતે ઉત્પન્ન થયાં ? તેનું હવે સમાધાન કરવામાં આવે છે. વળી એ દરેક ભૂતમાં પાંચ પંચભૂતો શી રીતે રહી શકે તે પણ અહીંઆં સ્પષ્ટ કરી બતાવું છું. સૂક્ષ્મ દ્રષ્ટિનાં કૌતુક અને પાંચભૌતિક મૂળ માયાની સ્થિતિ જાણવાને માટે હવે શ્રોતાઓએ પોતાનો વિવેક નિર્મળ કરવો જોઇએ. પ્રથમ ભૂતોની માહિતી મેળવવી જોઇએ, તેનાં સ્વરૂપ કેવાં હોય છે તે જાણી લેવું જોઈએ અને ત્યાર પછી તેનું સૂક્ષ્મદ્રષ્ટિથી શોધન કરવું જોઈએ; પરંતુ જે વસ્તુની પરખ આપણે જાણતા ન હોઈએ ત્યાંસુધી તે શી રીતે ઓળખી શકીશું ? માટે શ્રોતાઓએ પ્રથમ તે પંચભૂતોની ઓળખાણ સાંભળી લેવી જોઇએ. જડતા અને કઠિનતા એ પૃથ્વીનાં લક્ષણો છે અને મૃદુતા (કોમળતા) તથા નરમપણું એ જળનાં લક્ષણ છે. ઉષ્ણતા તથા પ્રકાશ એ તેજનું લક્ષણ છે. હવે સાથે સાથે વાયુનું પણ નિરૂપણ કરૂં છું. ચેતના અર્થાત્ હાલચાલ કરવી અને ચંચલતા એ વાયુનાં લક્ષણ છે અને શૂન્ય તથા નિર્મળ એવું જે પોલાણ છે તેને આકાશ સમજવું. આ પંચ મહાભૂતોને એમનાં ઉપર કહેલાં લક્ષણોદ્વારા ઓળખવા. હવે એક એક ભૂતમાં પાંચે ભૂત કેવી રીતે રહેલાં છે તે સાંભળો; તથા ત્રણ ગુણોથી પણ જે અતીત છે તે કોણ છે, તેનો અત્યંત સૂક્ષ્મ વિચાર સારી રીતે ધ્યાન આપીને શ્રવણ કરો.

સૂક્ષ્મ એવા આકાશમાં પૃથ્વી કેવી રીતે રહેલી છે તેનું પ્રથમ નિરૂપણ કરૂં છું, તે તરફ શ્રોતાઓએ લક્ષ્ય આપવું. *આકાશ એટલે પોલાણ–શૂન્ય; શૂન્ય એટલે અજ્ઞાન; અને અજ્ઞાન એટલે જડતા–એ જડતા તેજ આકાશમાં રહેલી પૃથ્વી છે. આકાશમાં જે મૃદુતા છે તે જળનું લક્ષણ છે, માટે આકાશમાં જળ પણ અવશ્ય રહેલું છે. અજ્ઞાનથી આકાશમાં જે શૂન્યપણાનો ભાસ થાય છે તે ભાસ તેજનું લક્ષણ છે; માટે આકાશમાં અગ્નિ પણ રહેલો છે. હવે વાયુનું પણ નિરૂપણ કરૂં છું. વાયુ અને આકાશમાં તો બહુ ભેદજ નથી; કારણ કે વાયુમાં પણ આકાશના જેવીજ સ્તબ્ધતા છે અને એ સ્તબ્ધતાજ વાયુનું લક્ષણ છે. આકાશ તો આકાશમાં રહેલુંજ છે; એ કાંઈ ખાસ કહેવાની જરૂર નથી. આ પ્રમાણે આકાશમાં પાંચે ભૂતો રહેલાં છે એ વાત સિદ્ધ થઇ. હવે વાયુમાં પણ પંચમહાભૂતો કેવી રીતે રહેલાં છે તે અનુક્રમે એકાગ્રચિત્તે શ્રવણ કરો. વાયુ બહુજ હલકો હોવા છતાં તેમાં થોડો પણ ભાર રહેલો છેજ. જો ભાર–જડતા ન હોય તો વાયુ વાવાથી ઝાડો પણ કડાકડ ભાગી જાય છે તેમ કદિ પણ બની શકે નહિ. એ ભાર એજ વાયુમાં રહેલો પૃથ્વીનો અંશ છે અથવા એમ કહી શકાય કે વાયુમાં જે શક્તિ છે એજ પૃથ્વીનું લક્ષણ છે. જેમ અગ્નિની ચિણગારીમાં ઉષ્ણતા પણ થોડીજ હોય છે તેમ સૂક્ષ્મ વસ્તુમાં જડતા પણ સૂક્ષ્મ રૂપમાંજ હોય છે. વાયુમાં જે મૃદુતા રહેલી છે તે જળ છે અને તેજનો તો તેમાં સ્પષ્ટ રીતેજ ભાસ થાય છે. વાયુમાં ચંચલતારૂપે વાયુ પોતે તો સ્વાભાવિકજ રહેલો છે. અવકાશરૂપે આકાશ પણ વાયુમાં સહજજ મળેલું છે. આ રીતે વાયુમાં પણ પંચમહાભૂતોનું અસ્તિત્વ સિદ્ધ થયું. ઠીક. હવે તેજમાં પંચમહાભૂતો કેવી રીતે વર્તમાન છે તે સાંભળો. તેજમાં જે પ્રખરતાનો ભાસ થાય છે તેજ તેની કઠિનતા છે અને તે કઠિનતા એજ તેમાં રહેલો પૃથ્વીનો અંશ છે. એ ભાસમાં જે મૃદુતા રહેલી છે તે ઉદકનો અંશ છે એમ નક્કી સમજવું. તેજમાં તેજ તો સ્વતઃ-

* અહીંઆં એક વાત જણાવવી આવશ્યક છે કે, આગળ જ્યારે એક એક ભૂતમાં પાંચે ભૂતોનું અસ્તિત્વ જણાવવામાં આવશે, ત્યારે શ્રોતાઓએ પોતાના પંચભૂતાત્મક દેહમાં પણ તેનું મિશ્રણ ધ્યાનપૂર્વક જોવું પડશે. દેહ તરફ ધ્યાન આપીને જોવાથી જેટલી સ્પષ્ટ સમજ પડશે તેટલીજ સમજ બાહ્ય આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી તરફ ધ્યાન આપીને જોવાથી પડશે નહિ.

સિદ્ધજ છે, એ કહેવું પડે તેમ નથી. તેજમાં જે ચંચલતા જણાય છે તે વાયુ છે અને નિશ્ચલતા જણાય છે એ આકાશ છે. આ પ્રકારે તેજમાં પણ પંચમહાભૂતો રહેલાં સિદ્ધ થયાં. હવે જળમાં પંચમહાભૂતો કેવી રીતે રહેલાં છે તે જણાવીશ. જળમાં સ્વભાવથીજ રહેલી મૃદુતા એ તો તેનું પોતાનુંજ લક્ષણ છે અને એ મૃદુતામાં જે કઠિનતાનો ભાસ થાય છે તે પૃથ્વીનો અંશ છે. હવે જળમાં જળ તો અવશ્ય છેજ. તે સિવાય જળમાં તેજ પણ મૃદુતારૂપે ભાસે છે અને તેમાં જે સ્તબ્ધતા છે તેજ વાયુ છે. જળમાં આકાશનું અસ્તિત્વ બતાવવું પડે તેમજ નથી; કારણ કે તે તો સ્વભાવથીજ સર્વમાં વ્યાપી રહેલું છે. આ પ્રમાણે જળમાં પણ પંચમહાભૂતોનું અસ્તિત્વ સ્પષ્ટ છે. હવે પૃથ્વીની વાત લો. પૃથ્વીમાં જે કઠિનતા છે તેજ પૃથ્વીમાં પૃથ્વીનું લક્ષણ છે. તેની કઠિનતામાં જે મૃદુતાનો ભાસ થાય છે તે જળ છે. કઠિનતાનો જે ભાસ થાય છે તે તેજ છે અને પૃથ્વીની કઠિનતામાં જે નિરોધનો અંશ છે તે વાયુ છે. આકાશ સર્વ વસ્તુઓની પેઠે પૃથ્વીમાં પણ છે એ તો સ્પષ્ટજ છે. પાંચે ભૂતોનો ભાસ આકાશમાંજ થાય છે તો પછી આકાશનું અન્ય ચાર ભૂતોમાં હોવું એમાં આશ્ચર્ય નથી. આ આકાશ તોડયું તૂટે તેવું નથી અને ફોડયું ફૂટે તેવું નથી કે ખસેડવા જતાં તિલમાત્ર પણ ખસતું નથી. અસ્તુ. પૃથ્વીમાં પંચભૂતોનો સમાવેશ કેવી રીતે થાય છે અને પ્રત્યેક ભૂતોમાં પાંચે ભૂતો કેવી રીતે રહેલાં છે તેનું નિરૂપણ કર્યું; પરંતુ એ વિષય ઉપર ઉપરથી સાંભળવાથી ધ્યાનમાં નહિ ઉતરતાં મનમાં મોટો સંશય ઉત્પન્ન થશે અને તેથી એકદમ અહંતા ઉત્પન્ન થશે. સાધારણ દ્રષ્ટિથી જોતાં તો વાયુમાં બીજું કશુંજ જણાતું નથી; પરંતુ શોધ કરવાથી સૂક્ષ્મ વાયુમાં પણ પંચમહાભૂતોનું અસ્તિત્વ પ્રતીત થાય છે. તાત્પર્ય એ છે કે આ જે પંચભૂતાત્મક વાયુ છે તેજ મૂળમાયા છે અને એમાં સૂક્ષ્મ ત્રિગુણ રહેલા છે; માટે માયા અને ત્રિગુણ એ સર્વ પંચભૌતિકજ છે. એ પાંચ મહાભૂતો અને આ ત્રિગુણ એ એકત્ર થયાં એટલે તેનેજ અષ્ટધા પ્રકૃતિ કહેવામાં આવે છે; માટે એ અષ્ટધા પ્રકૃતિને પણ પંચભૌતિકજ સમજવી. વિચાર કર્યા સિવાય સંશય લાવવો એ મૂર્ખતા છે, માટે સૂક્ષ્મ દ્રષ્ટિથી તેનો વિચાર કરવો જોઇએ. માયામાં રહેલાં સૂક્ષ્મ પંચભૂતોજ ત્રણ ગુણો સાથે મળીને દ્રશ્ય આકારને પ્રાપ્ત થયાં છે; અને પછી વિશેષ જડતા પામીને સ્થૂલ પંચતત્ત્વોના રૂપમાં આવ્યાં છે. પછી

તે સ્થૂલ તત્ત્વોમાંથી આ પિંડ અને બ્રહ્માંડ ઇત્યાદિ તત્ત્વોની રચના થઇ. અસ્તુ. ઉપર જે પંચમહાભૂતોનું મિશ્રણ સંક્ષેપમાં જણાવવામાં આવ્યું તે સર્વ બ્રહ્માંડ બન્યું તે પૂર્વેની તેની સ્થિતિ છે.* જ્યારે બ્રહ્માંડ પણ ઉત્પન્ન થયું નહોતું તે સમયે આ મૂળમાયાજ હતી એ વાત સૂક્ષ્મ દ્રષ્ટિથી જાણવી જોઇએ. તે સમયે પંચમહાભૂતો, અહંકાર અને મહત્તત્ત્વ એ સાત આવરણોથી યુક્ત એવું આ બ્રહ્માંડ ઉત્પન્ન થયું નહોતું. આ સર્વ માયા–અવિદ્યાનો ઘોંઘાટ તો ત્યાર પછીનોજ છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ઉત્પત્તિ પણ ત્યાર પછીજ થઇ છે. પૃથ્વી, મેરુ અને સપ્ત સમુદ્રો પણ ત્યાર પછીજ થયા છે. અનેક લોક, અનેક સ્થાન, ચંદ્ર, સૂર્ય, નક્ષત્રગણ, સપ્તદ્વીપ અને ચૌદ ભુવન, એ સર્વ ત્યાર પછીજ થયાં છે. શેષ, કૂર્મ, સપ્ત પાતાળ, એકવીસ સ્વર્ગ, અષ્ટ દિગ્પાળ, કુબેર અને તેત્રીસ કોટિ દેવો પણ ત્યાર પછીનાજ છે. બાર આદિત્ય, અગીઆર રુદ્ર, નવ નાગ, સાત ઋષીશ્વર અને પરમેશ્વરના નાના પ્રકારના અવતારો એ સર્વની ઉત્પત્તિ ત્યાર પછીજ થઈ છે. મેઘ, ચક્રવર્તી મનુ અને નાના પ્રકારના જીવોની ઉત્પત્તિ પણ ત્યાર પછીજ થઈ છે. આવા વિસ્તારનું વર્ણન કેટલું કરીએ? અર્થાત્ આ સર્વ વિસ્તારનું મૂળ કેવળ એક પૂર્વે વર્ણવેલી પંચભૌતિક મૂળ માયાજ છે. જે સૂક્ષ્મ પંચભૂતોનું વર્ણન કરવામાં આવ્યું તેજ પાછળથી જડત્વને પ્રાપ્ત થયાં છે. આ સર્વનું વર્ણન આગળના સમાસમાં વિસ્તારથી જૂદું જૂદું કરવામાં આવ્યું છે. તે સમજવાને માટે શ્રોતાઓએ તેનું આદરપૂર્વક શ્રવણ કરવું જોઇએ. એ વર્ણનથી પંચભૌતિક બ્રહ્માંડની હકીકત સ્પષ્ટ રીતે સમજી શકાશે અને તે પછી આ મિથ્યા 'દૃશ્ય' ને છોડી આપણે નિરાકાર 'વસ્તુ' પ્રાપ્ત કરી શકીએ છીએ. જેમ દેવદર્શન કરવું હોય ત્યારે પ્રથમ મહાદ્વાર ઓળંગવું પડે છે, તે પ્રમાણે પ્રથમ દૃશ્યને વિવેકથી ઓળખીને પછી તેને છોડીને પરમાત્મ–દર્શન પામી શકાય છે. આ સંપૂર્ણ દૃશ્ય પંચભૂતમય બની રહ્યું છે–દૃશ્ય અને પંચભૂતો એક બીજા સાથે મિશ્રિત થઇ રહેલાં છે.

*મૂળમાયા પંચભૌતિક છે; પરંતુ આ પંચભૂતો મૂળમાયામાં સૂક્ષ્મરૂપે રહેલાં છે. તેની પછી ગુણમાયા, ત્રિગુણ, સૂક્ષ્મભૂત અને સ્પષ્ટ વા સ્થૂલ ભૂત (જેને શ્રી સમર્થે તત્ત્વ એ નામ આપ્યું છે) એની ક્રમશઃ ઉત્પત્તિ થઇ; પરંતુ ઉપર જે પ્રત્યેક ભૂતમાં પંચભૂતોનું મિશ્રણ દર્શાવવામાં આવ્યું તે સૂક્ષ્મ ભૂતોનું છે. સૂક્ષ્મ ભૂતોની સ્થિતિમાં આ બ્રહ્માંડ ઉત્પન્ન થયું નહોતું.

આ પ્રમાણે પંચભૂતોમાંથીજ આ સર્વ દ્રશ્ય–સૃષ્ટિ ધીમે ધીમે થઇ છે. તેનું વર્ણન હવે આગળ આવશે. તે શ્રોતાઓએ સ્વસ્થ ચિત્તે શ્રવણ કરવું.

## समास ५ मो–स्थूल पंचमहाभूत.



પ્રસ્તુત વિષય સમજવો અત્યંત કઠિન છે; માટે પુનઃ સ્પષ્ટ કરીને બતાવીએ છીએ. પંચભૂતોનું જે આ મિશ્રણ થયેલું છે તે હવે સર્વાંશે તો જુદું કરીને બતાવી શકાય તેમ નથી તથાપિ તેને કંઈક પૃથક્ કરીને બતાવું છું.

નાના પ્રકારના નાના મોટા પર્વતો, પાષાણ, શિલા, શિખરો, કાંકરા, પત્થરા ઇત્યાદિ અનેક વસ્તુઓ એ પૃથ્વી છે. અનેક સ્થાનોમાં જે ભિન્ન ભિન્ન રંગની માટી, રેતી, પાષાણ, પત્થર આદિ છે તે પૃથ્વી છે. મોટાં સુંદર શહેરો, બંદરો, અનેક પ્રકારનાં મંદિરો અને રાજમહાલયો, નાના પ્રકારનાં દેવાલયો અને શિખરો છે એ સર્વ પૃથ્વીજ છે. સપ્તદ્વીપને ધારણ કરનાર પૃથ્વીનું તે કેટલુંક વર્ણન કરીએ ? નવખંડો પણ પૃથ્વીનાજ જાણજો. અનેક દેશો, અનેક રાજાઓ, અનેક ભાષા, અનેક રીતરિવાજો, ચોરાશી લક્ષયોનિ એ સર્વનો પૃથ્વીમાંજ સમાવેશ થાય છે. અનેક ઉજ્જડ મેદાનો, અનેક વૃક્ષમય બાગો, ગુહા અને અનેક પ્રકારનાં સ્થળો એ સર્વ પૃથ્વીજ છે. પરમેશ્વરે જે નાના પ્રકારની રચના કરી છે અને મનુષ્યે જે વિધવિધ કૃતિ કરી છે તે સર્વનો સમાવેશ પૃથ્વીમાંજ થાય છે એમ સમજવું. સુવર્ણ ઇત્યાદિ સમસ્ત ધાતુઓ, નાના પ્રકારનાં રત્નો, અનેક પ્રકારનાં વૃક્ષો અને કાષ્ઠો એ સર્વ પૃથ્વીજ છે. સારાંશ કે, જે જે વસ્તુ જડ અને કઠિન છે તે સર્વ નિઃસંદેહ પૃથ્વીજ છે. અસ્તુ. આ પ્રમાણે સામાન્ય રીતે આ પૃથ્વીનું સ્વરૂપ જણાવ્યું. હવે જળનાં લક્ષણો સંક્ષેપથી વર્ણવું છું તે સાવધાન થઇને શ્રવણ કરો.

અનેક વૃક્ષો, કૂપો, સરોવરો, નદીઓ ઇત્યાદિનું પાણી, મેઘ અને સપ્ત સમુદ્ર એ સર્વ આપ (જળ) છે.

**क्षारक्षीरसुरासार्पर्दधिइक्षुजलं तथा ।**

( અર્થ:—ક્ષાર, દૂધ, મધ, ઘૃત, દહીં, શેરડીનો રસ અને પાણી એવા સાત સમુદ્ર છે. )

ક્ષારસમુદ્ર તો સર્વ લોકો પોતાની દૃષ્ટિથી જુએ છે. તેના જળમાંથી જ મીઠું ઉત્પન્ન થાય છે. એક દૂધનો સમુદ્ર છે તેને ક્ષીરસાગર કહેવામાં આવે છે. પરમેશ્વરે તે સમુદ્ર ઉપમન્યુને આપ્યો છે. એક મધનો સમુદ્ર છે. એક ઘૃતનો સમુદ્ર છે. એક દહીંનો સમુદ્ર છે. એક શેરડીના રસનો સમુદ્ર છે. એક શુદ્ધ મીઠા પાણીનો સમુદ્ર છે. આ સાત સમુદ્રો પૃથ્વીને ઘેરી રહ્યા છે. આ પ્રકારે પૃથ્વીમાં જે ઠેકઠેકાણે પાણી રહેલું છે તે સર્વ " આપ " જ છે એ વાત લક્ષ્યમાં રાખવી. પૃથ્વીના ઉદરમાં જે પાણી છે, પૃથ્વીની ઉપર જે પાણી છે અને ત્રિલોકમાં જે પાણી છે તે સર્વ આપ (જળ) છે. અનેક પ્રકારની વેલીનો રસ, અનેક પ્રકારનાં વૃક્ષોનો રસ, મધ, પારો, અમૃત, વિષ, એ સર્વ આપજ છે. તેલ ઇત્યાદિ પ્રવાહી પદાર્થો, તેમજ જળ, વીર્ય, રક્ત, મૂત્ર, લાળ, સ્વેદ, કફ, અશ્રુ વગેરે આર્દ્ર અને શીતલ પદાર્થો પણ જળજ છે. જે જે વસ્તુ પાતળી, નરમ, મૃદુ અને શીતલ હોય તને જળજ સમજવી.

ઠીક, હવે તેજનું સ્વરૂપ લક્ષ્ય આપીને શ્રવણ કરો. ચંદ્ર, સૂર્ય, તારાગણ અને તેજસ્વી દિવ્ય શરીરો ઇત્યાદિ પદાર્થો તેજનાં સ્વરૂપ છે. સામાન્ય અગ્નિ, મેઘમાં રહેલી વિજળી, સૃષ્ટિનો સંહાર કરનારો પ્રલયાગ્નિ, સમુદ્રને બાળનારો વડવાનલ, શંકરના (તૃતીય) નેત્રમાંનો રુદ્રાગ્નિ, કાલાગ્નિ, ભૂમિના ગર્ભમાં ( લાવારૂપે ) રહેલો ભૂગર્ભાગ્નિ, ઇત્યાદિ સર્વ તેજ છે. તાત્પર્ય કે જે જે વસ્તુઓ તેજસ્વી, પ્રકાશયુક્ત, શોષણ કરનારી, ઉષ્ણ અને પ્રખર છે તે સર્વ તેજનાંજ સ્વરૂપો છે.

વાયુનું મુખ્ય લક્ષણ ચંચલતા છે. તે ચૈતન્યરૂપ છે. તે સર્વને ચૈતન્ય આપે છે. હાલવું, ડોલવું, બોલવું, ચાલવું ઇત્યાદિ સૃષ્ટિમાં થતી સર્વ ક્રિયાઓ વાયુને લીધેજ થાય છે. વાયુ સિવાય કોઇ પણ વસ્તુને ગતિ મળતી નથી. સૃષ્ટિના લયનું મૂળ કારણ પણ વાયુજ છે. ચલન, હલન, પ્રસરણ, નિરોધન અને આકુંચન એ સર્વ ક્રિયાઓનું કારણ તે ચંચલ વાયુજ છે. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને પાંચમો સમાન; તેમજ નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય ઇત્યાદિ જે જે ચલન છે તે સર્વ વાયુનાં લક્ષણો છે. ચંદ્ર, સૂર્ય અને નક્ષત્રમાળાને ધારણ કરનાર પણ વાયુજ છે.

જે જે કાંઇ પોકળ, નિર્મળ, નિશ્ચળ અને અવકાશરૂપ છે તે સર્વને આકાશ જાણવું. એ આકાશ સર્વમાં વ્યાપી રહ્યું છે. અનેક ( સર્વ ) વસ્તુઓમાં વ્યાપી રહેલું હોવા છતાં આકાશ પોતે તો એકજ છે; બાકીનાં ચાર ભૂતો પણ આકાશમાંજ બેસી રહેલાં છે. આકાશ સર્વ ભૂતોથી મોટું છે અને વિચાર કરતાં તે નિરાકાર બ્રહ્મસમાન જણાય છે. આ ઉપર શ્રોતાએ શંકા કરી કે, "જો આકાશ અને બ્રહ્મનું સ્વરૂપ એક સરખુંજ હોય તો પછી આકાશનેજ 'પરબ્રહ્મ' શા માટે નહિ કહેવું ? જો આકાશ અને બ્રહ્મમાં કશો ભેદજ ન હોય તો પછી તેને સ્વતઃસિદ્ધ 'વસ્તુ' જ કેમ ન કહેવાય ? કેમકે જેમ બ્રહ્મ એ અચલ, અટલ, નિર્મળ અને નિરંતર છે તેમ આકાશ પણ તેવુંજ–સંપૂર્ણતઃ બ્રહ્મસમાનજ છે." આ સાંભળી વક્તા ઉત્તર આપે છે કે, પરબ્રહ્મ એ નિર્ગુણ અને શાશ્વત છે અને આકાશમાં શાસ્ત્રોએ કામ, ક્રોધ, શોક, મોહ, ભય, અજ્ઞાન અને શૂન્યત્વ આવા સાત પ્રકારના ધર્મ ( દોષ ) કહેલા છે. આ કારણથીજ આકાશની ગણના ભૂતોમાં થાય છે અને બ્રહ્મસ્વરૂપ તો નિર્ગુણ, નિર્વિકાર અને નિરુપમ છે. કાચથી જડેલી પૃથ્વી અને જળ એ એક સરખાંજ લાગે છે, છતાં જાણનાર જાણે છે કે એક કાચ છે અને બીજું જળ છે. કપાસમાં સ્ફટિક પડ્યો હોય તે પણ લોકોને તો કપાસરૂપજ લાગે છે; પરંતુ તે કપાળમાં વાગતાં કપાળ ફૂટી જાય છે અને કપાસથી તેમ થતું નથી. ચોખામાંના કોઇ કોઇ સફેદ કાંકરા ઘાટમાં પણ ચોખાના જેવાજ હોય છે; પરંતુ ચાવવા સમયે દાંત વચ્ચે આવી જતાં તરતજ તે પરખાઇ જાય છે. ચુનાના ગારામાં પત્થર હોય છે તે પણ ચુના જેવાજ લાગે છે; પરંતુ તેને ગાળીએ અથવા શોધીએ એટલે તે કઠિનતાને લીધે જૂદો પડી હાથમાં આવી જાય છે. ગોળમાં પરેલી પત્થરની કાંકરી ગોળના જેવીજ દેખાય છે; પરંતુ વાસ્તવમાં તે કઠિન હોય છે. વછનાગની દાંડી અને વેખંડ એ એક સમાનજ દેખાય છે, પરંતુ તેને એક કહી શકાશે નહિ. સુવર્ણ અને પિત્તળ એક જેવાંજ ભાસે છે, પરંતુ અગ્નિમાં નાખતાં પિત્તળ કાળું પડી જાય છે. અસ્તુ. આ દ્રષ્ટાંતો પણ હીનજ છે. આકાશ તો કેવળ ભૂતજ છે, તો પછી તે ભૂત અને અનંત બ્રહ્મ એક શી રીતે હોઇ શકે ? પરબ્રહ્મને વર્ણ બીલકુલ છેજ નહિ અને આકાશ તો શ્યામ વર્ણનું દેખાય છે, તો પછી જ્ઞાતા પુરુષ તે ઉભયને સમાન શી રીતે કહેશે ?

આ ઉપર શ્રોતા કહે છે "આકાશને રૂપ ક્યાં છે? આકાશ તો મૂળથીજ બ્રહ્મની પેઠે નિરાકાર છે. એમાં અને બ્રહ્મમાં કશો ભેદ દેખાતો નથી. વળી ચાર ભૂતોનો નાશ થાય છે; પરંતુ આકાશનો તો નાશ પણ થતો નથી તેમ વર્ણ, આકાર અને વિકાર પણ આકાશને નથી. આકાશ અચલ દેખાય છે–તેનો નાશ થતો જણાતો નથી; માટે અમારા સમજવામાં તો આકાશ શાશ્વતજ છે." આ શંકા સાંભળીને વક્તાએ પ્રત્યુત્તર આપ્યો કે આકાશનાં લક્ષણ શું છે તે સાંભળો. આકાશ તમમાંથી ઉત્પન્ન થયું છે; માટે તે કામક્રોધથી વેષ્ટિત છે અને તેથી તેને અજ્ઞાન અથવા શૂન્ય એવું નામ આપવામાં આવ્યું છે. કામ, ક્રોધ, મોહ, ભય અને શોક ઇત્યાદિ વિકારો અજ્ઞાનમાંથીજ ઉત્પન્ન થાય છે અને તેથી એ સર્વ લક્ષણ આકાશનાંજ છે. જેનું અસ્તિત્વ હોતું નથી તેજ શૂન્ય છે અને એજ અર્થમાં અજ્ઞાની પ્રાણીને હૃદયશૂન્ય કહેવામાં આવે છે. આકાશ સ્તબ્ધતાને લીધે શૂન્યવત્ છે અને એ શૂન્યતા એજ અજ્ઞાન છે અને અજ્ઞાનજ જડતા–કઠિનતાનુંજ સ્વરૂપ છે. જે કઠિન, શૂન્ય અને વિકારવાળું છે તેને શાશ્વત શી રીતે કહી શકાય ? માત્ર બાહ્યદ્રષ્ટિથીજ તે સત્સ્વરૂપના જેવું જણાય છે; પરંતુ તેમાં–આકાશમાં અજ્ઞાન મિશ્રિત થયેલું હોય છે અને તે બંનેના મિશ્રણને જ્ઞાન નષ્ટ કરી નાખે છે, માટે આકાશ નશ્વર–નાશવંત છે. આકાશ અને બ્રહ્મ યદ્યપિ એક સરખાં લાગે છે; પરંતુ તે ઉભયમાં ભેદ એવોજ છે કે આકાશમાં શૂન્યતા છે અને બ્રહ્મમાં તે નથી. ઉપર ઉપરથી કલ્પના કરતાં બ્રહ્મ અને આકાશ ખરેખર એક સરખાંજ લાગે છે; પરંતુ વસ્તુતઃ તો આકાશમાં અને બ્રહ્મમાં ભેદ છે. ઉન્મની અવસ્થા અને સુષુપ્તિ અવસ્થા વસ્તુતઃ એક સરખીજ લાગે છે; પરંતુ વિચાર કરીને જોઇએ તો તેમાં ભેદ જણાય છે. ખોટો પદાર્થ ખરા જેવો લાગે છે; પરંતુ જે પરીક્ષક હોય છે તે તેને પારખી કાઢે છે. મૃગને ખરા–ખોટાનું જ્ઞાન નહિ હોવાથીજ તે મૃગજળ જોઇને ભ્રમમાં પડે છે.

અસ્તુ. આ તો સહેજ દિગ્દર્શનને માટે બોલ્યો. આ દ્રષ્ટાંતોથી સમજ્યાજ હશો કે આકાશરૂપ ભૂત અને અનંત પરબ્રહ્મ એ એક નથી. આકાશથી અલગ રહીને આપણે તેને જોઈ શકીએ છીએ; પરંતુ બ્રહ્મને તો બ્રહ્મસ્વરૂપ થઇનેજ જોવો પડે છે. જ્યાં સુધી આપણે બ્રહ્મની સાથે

તાદાત્મ્ય પ્રાપ્ત કરતા નથી ત્યાં સુધી તેનું દર્શન કરી શકતા નથી. આથી હવે ઉપલી આશંકા ટળી જાય છે. સંદેહવૃત્તિ નષ્ટ થઇ જાય છે. અસ્તુ. બ્રહ્મથી ભિન્ન રહેવાથી બ્રહ્મનું સ્વરૂપ જાણી શકાતું નથી. આકાશ અનુભવમાં આવે છે; પરંતુ બ્રહ્મસ્વરૂપ અનુભવથી અતીત છે, માટે આકાશ બ્રહ્મની બરોબરી કરી શકતું નથી. ક્ષીરમાં ભળીને રહેલું નીર જેમ રાજહંસજ પૃથક્ કરી શકે છે, તેમ બ્રહ્મ અને આકાશના સ્વરૂપનો વિવેક સંતોનેજ જ્ઞાત હોય છે; માટે માયાજાળની આ સર્વ વાર્તા સંતસંગતિથી સારી રીતે સમજી લઇને તેને દૂર કરવી જોઇએ. મોક્ષની પ્રાપ્તિ સંતસમાગમથીજ થાય છે.

## समास ६ ठ्ठो–सत्संग अने मोक्ष.



વે શ્રોતા વકતાને વિનયપૂર્વક પૂછે છે કે, હે કૃપામૂર્તિ! “ સત્સંગનો મહિમા કેવો છે અને સંતસમાગમથી મોક્ષ કેટલા દિવસમાં પ્રાપ્ત થાય છે? તે વાત મને દીનને કૃપા કરીને નિશ્ચયપૂર્વક જણાવો. ” એનો ઉત્તર એ છે કે જો સંતના વચનપર શ્રદ્ધા રાખવામાં આવે તો મુક્તિ તત્કાલજ મળે છે. ચલિત ચિત્તવાળા રહેવાથી હાનિ થાય છે. શ્રોતાએ પ્રશ્ન કર્યો કે, “ સ્વસ્થ બેસીએ તોપણ કોઈ કોઈ વાર અકસ્માત્ મન ચંચળ બની જાય છે; તો તેને સ્થિર શી રીતે કરવું ? ” એનો ઉત્તર એ છે કે વિવેકથી મનની ચંચલ ગતિને રોકીને પરમ ભકિતપૂર્વક ઉપદેશ શ્રવણ કરવો; અને સાવધ.નતાપૂર્વક પ્રત્યેક ઘટિકાનો સદુપયોગ કરવો તથા શ્રવણ કરેલી વાતનો મનવડે વિચાર કરીને તેમાં જે સાર રહેલો હોય તેને ગ્રહણ કરવો. એમ કરતાં વચમાં જો મન ચંચળ થઇ બીજા વિષયમાં પેસી ગયેલું જણાય તો તેટલેથી ફરી શ્રવણ કરવું. શ્રવણના વિષયમાં અંદર ઉતર્યા વિનાજ જે ઉપરઉપરથી શ્રવણ કરે છે તે શ્રોતા નથી; પરંતુ મનુષ્યના સ્વરૂપમાં તેને પાષાણુજ સમજવો. અમને પાષાણ ઠરાવ્યા એમ સમજી શ્રોતાઓને અહીં ખોટું લાગશે; માટે હવે પાષાણનાં લક્ષણ શું છે તે સાવધાન થઈને શ્રવણ કરો.

પાષાણને ઘડીને બરાબર કરવામાં આવે તો પછી તે સદા તેવોને તેવોજ રહે છે. ટાંકણાથી એકવાર જુદો પાડેલો પત્થરનો ટુકડો ફરીથી જોડાઇ શકતો નથી; પરંતુ મનુષ્યની સ્થિતિ તેવી નથી. બોધ કરવાથી મનુષ્યની કુબુદ્ધિ એકવાર ટળી ગઇ હોય છે તે ફરીથી પણ તેનામાં આવી જાય છે; માટે પાષાણુજ મનુષ્ય કરતાં અધિક શ્રેષ્ઠ ઠર્યો! જે મનુષ્યના દુર્ગુણો જતા નથી તેને પાષાણ કરતાં પણ નીચ સમજવો. તેના કરતાં પાષાણ કોટિગણો શ્રેષ્ઠ છે. કોટિગણો શ્રેષ્ઠ કેવી રીતે તે પણ હવે એકાગ્રચિત્ત કરીને શ્રવણ કરો. માણેક, મોતી, પરવાળાં, વૈડૂર્ય, હીરા, નીલમ, ગોમેદ, પારસ, સૂર્યકાંત, ચંદ્રકાંત ઇત્યાદિ અનેક પ્રકારના કિમ્મતી પત્થર હોય છે, તેમજ નાના પ્રકારના ઔષધી—મણિઓ અત્યંત ઉપયોગી હોય છે. એ સિવાય અન્ય પણ ઉપયોગી પાષાણો હોય છે જે અનેક તીર્થોમાં, કૂપોમાં અને કુંડોમાં જડેલા હોય છે અથવા શંકર અને વિષ્ણુની મૂર્તિના રૂપમાં પૂજાય છે. આ પ્રમાણે વિચાર કરતાં જણાય છે કે પાષાણની આગળ મનુષ્ય અત્યંત તુચ્છ છે. દુશ્ચિત્ત અને અભક્ત લોકો ખરેખર ઉક્ત પાષાણની બરાબરી કદિ પણ કરી શકતા નથી. જેથી તેમને અપવિત્ર અને નકામા પાષાણની ઉપમા ભલે અપાતી.

અસ્તુ. આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે દૂષિત ચિત્તથી હાનિ થાય છે અને તેથી વ્યવહાર કે પરમાર્થ એમાંનું એક પણ સિદ્ધ થતું નથી. દૂષિત ચિત્તથી કાર્યનો નાશ થાય છે, ચિંતા ઉત્પન્ન થાય છે અને શ્રવણ કરેલી વાત સ્મૃતિમાં ટકતી નથી. દૂષિત ચિત્તથી આપણી હાર થાય છે, જન્મ—મરણનો ફેરો પ્રાપ્ત થાય છે અને આપણો નાશ થાય છે. દૂષિત ચિત્તને લીધે સાધકથી સાધન અને ભજન થઇ શકતું નથી અને જ્ઞાન પણ પ્રાપ્ત થતું નથી. દૂષિત ચિત્તથી નિશ્ચય થતો નથી, યશ મળતો નથી અને હિતનો નાશ થાય છે. દૂષિત ચિત્તથી શ્રવણ થતું નથી, વર્ણન થતું નથી અને પ્રાપ્ત કરેલું જ્ઞાન પણ જતું રહે છે. દૂષિત ચિત્તવાળો મનુષ્ય ઉપરથી તો સ્થિરતાવાળો જણાય છે; પણ વાસ્તવમાં અંદરથી તો તેનું મન ચંચલ હોય છે. દૂષિત ચિત્તવાળાનું જીવન ગાંડાના જેવું કિંવા આંધળા, બહેરા, મૂંગા મનુષ્યના જેવું હોય છે. દૂષિત ચિત્તવાળો મનુષ્ય બુદ્ધિમાં હોવા છતાં તે કંઇજ સમજી શકતો નથી. કાન હોવા છતાં સાંભળી શકતો નથી અને જ્ઞાન હોવા છતાં સારાસારનો વિચાર

કરી શકતો નથી. દૂષિત ચિત્તવાળા અને આળસુ મનુષ્યને પરલોકની પ્રાપ્તિ થઇ શકતી નથી. તેના અંતઃકરણમાં રાત્રિ-દિવસ આલસ્યજ ભરેલું હોય છે. દૂષિતપણામાંથી તે છૂટયો કે તરતજ તેને આળસ આવી ઘેરી લે છે; અને આળસ આવ્યું એટલે પછી મનુષ્યને અવકાશ મળતો નથી. આળસથી કરવા ધારેલો વિચાર રહી જાય છે, આચારનો નાશ થાય છે અને ગમે તે કરે તોપણ આળસુ માણસ ઉત્તમોત્તમ વાતો યાદ રાખી શકતો નથી. આળસથી શ્રવણ થતું નથી, જ્ઞાન થતું નથી અને પરમાર્થનું જ્ઞાન થયું હોય તો તે પણ મલિન બની જાય છે. આળસથી નિત્ય નિયમ છૂટી જાય છે, અભ્યાસ તૂટી જાય છે અને આળસનીજ બહુ વૃદ્ધિ થાય છે. આળસથી ધારણા અને ધૈર્ય નષ્ટ થાય છે, મનોવૃત્તિ મલિન થાય છે અને વિવેકશકિત મંદ થાય છે. આળસથી ઉંઘ વધે છે, વાસના વિસ્તાર પામે છે અને નિશ્ચય કરવાની શકિત ( બુદ્ધિનું બળ ) ઘટી જાય છે. ચિત્ત દૂષિત થયું કે તેની જોડે આળસ આવે છે અને આળસની પાછળ નિદ્રાવિલાસ આવે છે. આ નિદ્રાવિલાસથી કેવળ આયુષ્યનો વૃથા વ્યયજ થાય છે. નિદ્રા, આલસ્ય અને દૂષિત ચિત્ત હોવું એજ મૂર્ખનાં લક્ષણ છે અને એ અવગુણોને લીધેજ મનુષ્ય અધ્યાત્મનિરૂપણ સમજી શકતો નથી. જ્યાં આ ત્રણે કુલક્ષણ હોય ત્યાં વિવેક તો હોયજ કયાંથી ? છતાં પણ અજ્ઞાની પુરુષ આ અવગુણોમાંજ મહા સુખ માને છે. ભૂખ લાગે તોજ તે જમે છે; જમીને ઉઠતાંજ આળસ થઇ આવે છે; આળસ આવ્યું કે તેને નિદ્રા ઘેરી લે છે; અને નિદ્રાએ ઘેરી લીધો કે તરતજ તે ઓઢીને સૂઈ જાય છે. ઉંઘીને ઉઠતાંજ પાછા તેને દુર્વિચારો ઘેરી લે છે. તેના ચિત્તને કદિ પણ શાંતિ તો મળતીજ નથી; એટલે પછી તેને અધ્યાત્મનિરૂપણથી આત્મહિતનું જ્ઞાન તો થાયજ શી રીતે ? દૂષિત ચિત્ત-વાળાના આગળ અધ્યાત્મનિરૂપણ કરવું એ વાંદરાને રત્ન આપવા જેવું અને પિશાચના હાથમાં દ્રવ્યભંડાર સોંપવા જેવું છે.

અસ્તુ. હવે સજ્જનની સંગતિથી કેટલા દિવસમાં મુકિત પ્રાપ્ત થાય છે, એ શંકાનો પ્રત્યુત્તર એકાગ્રચિત્તથી શ્રવણ કરો. જેમ લોહને પારસનો સ્પર્શ થવાથી તરતજ તે સુવર્ણ બની જાય છે, જેમ જળબિન્દુ સાગરમાં પડતાં તેજ ક્ષણે તેમાં એકરૂપ થઇ જાય છે અને અન્ય કોઈ પણ નદી ગંગામાં મળતાંવારમાંજ ગંગાસ્વરૂપ બની જાય છે; તેજ પ્રમાણે જે

મનુષ્ય સાવધ, વ્યવસ્થિત અને દક્ષ હોય છે તેને યોગ્ય સત્સંગ મળતાં તત્કાળજ મોક્ષની પ્રાપ્તિ થાય છે. અન્યને માટે તો તે બ્રહ્મ અદૃશ્યજ હોઇ તેની પ્રતીતિ થતી નથી. તેને જાણવાને માટે જીજ્ઞાસુના જેવી સૂક્ષ્મ બુદ્ધિ પ્રાપ્ત થવી જોઇએ. સૂક્ષ્મ બુદ્ધિવાનને વાર લાગતી નથી. એકનિષ્ઠને ( અનન્ય ભાવવાળાને ) તત્કાળ મોક્ષની પ્રાપ્તિ થાય છે. બુદ્ધિમાન અને શ્રદ્ધાળુ મનુષ્યને મોક્ષ મળવામાં એક ક્ષણની પણ અવધિ લાગતી નથી. અનન્યભાવ વિનાની બુદ્ધિ વ્યર્થ છે. બુદ્ધિ વિના અર્થ સમજાતો નથી અને વિશ્વાસ વિના પરબ્રહ્મ હાથ લાગતો નથી. મનુષ્યમાં જો બુદ્ધિ અને વિશ્વાસ એ ઉભય હોય તોજ તેનું દેહાભિમાન નષ્ટ થાય છે. દેહાભિમાન નષ્ટ થયું એટલે બ્રહ્મની પ્રાપ્તિ સહજજ થાય છે. સત્સંગતિથી સદ્ગતિ મળતાં વાર લાગતી નથી. સાવધ, પ્રયત્નશીલ, દક્ષ, બુદ્ધિમાન અને શ્રદ્ધાવાન મનુષ્યને અન્ય સાધનોનો પરિશ્રમ નથી કરવો પડતો. ઉત્તમ ભાવિકોને સાધનોદ્વારા મોક્ષ મળે છે; પરંતુ સંતસમાગમથી તો તત્કાળજ વિવેકદ્રષ્ટિનો વિકાસ થાય છે, તથાપિ અધ્યાત્મવિદ્યાના શ્રવણરૂપી સાધન તો ચાલુજ રાખવું જોઇએ કારણ કે એ સાધનથી સર્વને લાભ થાય છે.

હવે મોક્ષ કેવો હોય છે ? સ્વરૂપની સ્થિતિ કેવી હોય છે ? અને સત્સંગથી તેની પ્રાપ્તિ થવાની શ્રદ્ધા શા માટે રાખવી જોઇએ ? એનું સ્પષ્ટ પ્રતિપાદન આગળ કરવામાં આવે છે; માટે શ્રોતાઓએ સ્થિર ચિત્તથી લક્ષ્ય આપવું. દુર્ગુણ છોડાવવાને માટે ન્યાયી પરંતુ કઠોર વાણી બોલવી પડે છે; માટે શ્રોતાઓએ કૃપા કરીને તેથી અપ્રસન્ન ન થવું.

## समास ७ मो-मोक्षलक्षणनिरूपण.



ર્વે શ્રોતાએ પ્રશ્ન કર્યો હતો કે, મોક્ષ કેટલા દિવસમાં પ્રાપ્ત થાય છે ? તેનો ઉત્તર હવે સાવધ થઈને શ્રવણ કરો. વળી આ વાત પણ બતાવવામાં આવશે કે મોક્ષને શી રીતે ઓળખવો ? મોક્ષ કોને કહેવો ? અને સત્સંગતિથી મોક્ષ કેવી રીતે મળે છે ? બદ્ધ એટલે બાંધેલો અને મુક્ત એટલે છૂટો. હવે તે મોક્ષ સંતસમાગમથી શી રીતે પ્રાપ્ત થાય છે તે સાંભળો. પ્રાણી પોતાનાજ સંકલ્પવડે બંધાયેલો હોય છે, અર્થાત્ કલ્પી લીધેલી જીવપણાની

ભાવનાને લીધેજ જીવપણામાં બંધાઇ રહેલો હોય છે. તેને ખરા-ખોટાનો વિવેક સમજાવીને સાધુ પુરુષો મુક્ત કરે છે. હું જીવ છું એવા ભ્રાંતિમય નિશ્ચયમાં ને નિશ્ચયમાં મનુષ્યને મુક્ત થતાં યુગના યુગ વ્યતીત થઇ જાય છે, અને તેથી પ્રાણી " દેહ એજ હું " એવી બુદ્ધિવાળો બની જાય છે. હું જીવ છું, હું બંધનમાં પડેલો છું, મને જન્મ-મરણ છે, કર્મનો કરનાર અને ભોગવનાર હુંજ છું, પાપનું ફળ દુઃખ અને પુણ્યનું ફળ સુખ મારેજ ભોગવવાનાં છે, પાપ-પુણ્યના ભોગ ભોગવ્યા વિના બીજી રીતે છૂટતાજ નથી, ગર્ભવાસનો ફેરો ટળતોજ નથી, આવી આવી ભાવનાઓ જેનામાં દ્રઢતર થયેલી હોય છે તેનું નામ બદ્ધ છે. રેશમનો કીડો જેમ પોતામાંથીજ કહાડેલા રેશમવડે પોતાની મેળેજ બંધાઇને મરણ પામે છે, તેમ ઉપર જણાવેલી પોતાનીજ ભાવનાઓવડે પોતાની મેળેજ બંધાઇ રહેલો પ્રાણી જીવભાવરૂપી મૃતદશાને પ્રાપ્ત થાય છે. આ અજ્ઞાની પ્રાણી ભગવાનને ન જાણવાથી કહે છે કે, જન્મ-મરણ કદિ પણ નિવૃત્ત થાય તેમ નથી; માટે કંઈક દાન-પુણ્ય કરૂં કે જેથી હવેના જન્મમાં મને કંઇક પણ આધાર મળે અને મારૂં જીવન સુખમાં જાય. આગલા જન્મમાં મેં કાંઇ પણ દાન પુણ્ય કર્યું નથી તેથી આ જન્મમાં દ્રરિદ્રતા પ્રાપ્ત થઇ છે માટે તો કાંઈક દાન-પુણ્ય કરવુંજ જોઇએ; આવો વિચાર કરીને તે જૂનાં વસ્ત્રો અને તાંબાનો એકાદ પાઈ-પૈસો દાનમાં આપે છે અને બોલે છે કે હવે ભાવિ જન્મમાં મને આથી કોટિગણું વિશેષ ફળ મળશે. ક્ષેત્રનું માહાત્મ્ય સાંભળી તે કુશાવર્તમાં અને કુરુક્ષેત્રમાં પણ દાન કરે છે અને પોતાના મનમાં તે ભવિષ્યમાં કોટીગણું વિશેષ મળશે એવી આશા રાખે છે. તે પાઈ-પૈસો દાન કરે છે, અતિથિને ટુકડો નાખે છે અને મનમાં કહે છે કે હવે મને કોટિ ટુકડાનો ઢગ મળશે તે હું બીજા જન્મમાં બેઠો બેઠો ખાયા કરીશ. આ પ્રમાણે પ્રાણીઓની વાસના જન્મ -કર્મમાં ગુંથાઇ રહે છે.

અજ્ઞાન અને બદ્ધ મનુષ્યજ એવી કામના રાખે છે કે હું હમણાં જે દાન કરૂં છું તે મને ભાવિ જન્મમાં મળશે. પુષ્કળ જન્મ ગયા પછીજ પ્રાણીને નરદેહ પ્રાપ્ત થાય છે અને જો આ મનુષ્યજન્મમાં પણ જ્ઞાનદ્વારા સદ્ગતિ ન મેળવી તો વળી પાછું ગર્ભવાસને પ્રાપ્ત થયાવિના છૂટકોજ નથી. ફરીથી ગર્ભવાસ થતાં નરદેહજ પ્રાપ્ત થશે એમ પણ નથી. એકા-

ક નીચ યોનિમાં પણ જન્મવું પડે છે. અનેક શાસ્ત્રોમાં અનેક મારુ-
એ અનેક પ્રકારે એવો નિશ્ચય કર્યો છે કે, સંસારમાં ફરીથી નરદેહ પ્રાપ્ત
વો દુર્લભ છે. પાપ અને પુણ્ય જ્યારે સમાન થાય છે ત્યારેજ નરદેહ પ્રાપ્ત
ય છે. તે સિવાય નરદેહ પ્રાપ્ત થતો નથી એમ ભાગવતમાં વ્યાસે કહ્યું છે:—

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ॥
मयाऽनुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥१॥

પરમ દુર્લભ એવો નરદેહ અનાયાસે પ્રાપ્ત થયા છતાં અને ઉત્તમ
પનારૂપ નૌકા, ગુરુરૂપ નાવિક અને મારા જેવા વાયુ અનુકૂલ હોવા
તાં પણ જે મનુષ્ય સંસારસમુદ્ર તરી જતો નથી તેને આત્મઘાતકજ
નવો જોઇએ. જ્ઞાન ન હોવાથીજ મનુષ્યને ચોરાશી લક્ષ યોનિમાં જન્મ
તેટલાં જન્મ—મૃત્યુ ભોગવવાં પડે છે; અર્થાત્ તે તેટલી આત્મ-
યાજ કરે છે અને તેથી તે આત્મઘાતકજ છે. નરદેહમાં જન્મ લઇને
મનુષ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરતો નથી તે જન્મ—મરણના ફેરામાં કદિ
મુક્ત થતો નથી. તેને રીંછ, વાંદરા, કૂતરા, ડુક્કર, ઘોડા, બળદ,
ડા, ગર્દભ, કાગડા, મરઘા, કોલ્હા, બિલાડા, કાકીંડા, દેડકા, માખ,
યાદિ નાના પ્રકારની ભયંકર અને નીચ યોનિઓમાં જન્મ લેવા પડે છે.
નુષ્યયોનિમાંજ બીજો જન્મ થવાની આશા રાખે છે તે મૂર્ખ છે. આ
દેહ એકવાર પડયો એટલે પુનઃ મનુષ્યનો દેહજ પ્રાપ્ત થશે એવો
શ્વાસ રાખતાં મનુષ્યને લજ્જા કેમ નથી આવતી ? એવાં તે શું શું
ણ્ય કર્યાં હશે કે જેથી ફરી પણ મનુષ્યદેહજ મળશે ? છતાં પણ માનવ-
ની આશા રાખવી એ દુરાશાજ છે. મૂર્ખ અને અજ્ઞાન મનુષ્યો આ
માણે પોતાનાજ સંકલ્પથી પોતાને બાંધી લે છે અને પોતેજ
તાના શત્રુ બને છે.

आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

(અર્થ:—આપણા બંધુ પણ આપણેજ છીએ અને આપણા શત્રુ પણ
આપણેજ છીએ.) સંકલ્પનાં બંધન સંતસમાગમથી તૂટી જાય છે. તે કેવી
તે તૂટે છે તે હવે જણાવું છું. સર્વ ચરાચર જીવોનું શરીર પંચભૂતો-
જ બને છે અને પ્રકૃતિ પોતાના સ્વભાવથીજ જગતના રૂપમાં પ્રવર્તવા
ગે છે. દેહમાં ( જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ ) અવસ્થા,

( વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ એ ત્રણ ) અભિમાન, ( નેત્ર, કંઠ અને હૃદય એ ત્રણ ) સ્થાનો, ( સ્થૂલ, પ્રવિવિક્ત અને આનંદ એ ત્રણ ) ભોગ, ( સૂક્ષ્મ પૃથિવ્યાદિ ભૂતો એ ) માત્રા, ( સત્ત્વ, રજ, તમ એ ત્રણ ) ગુણો અને માયા આદિ તત્ત્વોનો સંચય હોય છે. આ પ્રકારની પિંડ -બ્રહ્માંડની રચના છે. એના વિસ્તારની પરંપરાની કલ્પના એટલી બધી ફેલાઈ ગઈ છે કે તેનો યથાર્થ નિશ્ચય કરતાં મોટા મોટા તત્ત્વજ્ઞાનીઓ સુદ્ધાં ભ્રમમાં પડી જઇને નાના પ્રકારના મત-પંથ થઇ ગયા છે. એવા નાના પ્રકારના મતોમાં નાના પ્રકારના ભેદ પડે છે અને તેથી કરીને વાદવિવાદ વધતો જાય છે; પરંતુ એકતાની વાત તો સાધુ પુરુષોજ જાણતા હોય છે. એ એકતા આ પ્રમાણે છે. દેહ પાંચભૌતિક છે અર્થાત્ પંચમહાભૂતોનો બનેલો છે. એ જડદેહમાં તેને ચેતન આપનારો જે આત્મા રહેલો છે તેજ મુખ્ય છે. એ દેહનો અંતે નાશ થાય છે; માટે તેને તો ‘ આત્મા ’ કહી શકાયજ નહિ. દેહમાં અનેક તત્ત્વોનો સમુદાય સમાઇ રહેલો છે. ચાર અંતઃકરણ, પાંચ પ્રાણ, દશ ઈંદ્રિયો અને પાંચ વિષયો એ ( કુલ ચોવીસ ) સૂક્ષ્મ અર્થાત્ લિંગદેહનાં અંગ છે. એ સર્વનાં લક્ષણ શાસ્ત્રમાં કહેલાં છે. આ સૂક્ષ્મદેહનું શોધન કરતાં જણાય છે કે અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આદિ નાના પ્રકારનાં તત્ત્વોથી આત્મા જુદો છે. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ, વિરાટ, હિરણ્ય, અવ્યાકૃત અને મૂળમાયા એવા આઠ દેહ છે. એમાં પ્રથમના ચાર દેહ પિંડમાં રહેલા છે અને પાછલા ચાર દેહ બ્રહ્માંડમાં હોય છે; તેમાં પ્રકૃતિ અને પુરુષ ઉમેરવાથી દશ દેહ થાય છે. આવાં આ તત્ત્વોનાં સ્વરૂપ છે અને આત્મા તો તે સર્વનો સાક્ષી હોવા છતાં તે સર્વથી જુદો છે. કાર્ય, કારણ અને કર્તા એ ત્રણે તો તેનાં દૃશ્ય હોઇ આત્મા તેનો દ્રષ્ટા છે.

જીવ-શિવ, પિંડ-બ્રહ્માંડ, ઇત્યાદિ સર્વ માયા-અવિદ્યાની ગરબડ છે. બતાવવા જઇએ તો પુષ્કળ છે; પરંતુ આત્મા તો એ સર્વથી ભિન્ન છે. હવે આત્માનો વિચાર કરીએ તો તે ચાર છે. તેનાં લક્ષણો શ્રવણ કરો અને બરાબર લક્ષ્યમાં રાખો. પ્રથમ જીવાત્મા, બીજો શિવાત્મા, ત્રીજો પરમાત્મા કે જે સંપૂર્ણ વિશ્વનો પણ આત્મા છે અને ચોથો નિર્મલાત્મા છે. માયાના કારણથીજ આ ચારમાં ઉંચ-નીચનો ભેદ ભાસે છે;

પરંતુ વાસ્તવમાં તો તે ચારે એકજ છે. એ વિષે દ્રષ્ટાંત સાંભળો: જેમ ઘટાકાશ, મઠાકાશ, મહદાકાશ અને ચિદાકાશ એ ચાર ભેદ આકાશમાં ઉપાધિના કારણથીજ હોઇને વાસ્તવમાં તો એ સર્વ એકજ આકાશરૂપ છે; તેજ પ્રમાણે જીવાત્મા, શિવાત્મા, પરમાત્મા અને નિર્મલાત્મા એ ચાર ભેદ માત્ર માયા અથવા ઉપાધિના કારણથીજ છે અને વાસ્તવમાં તો એ સર્વ એકજ આત્મા છે. ઘડામાં જેટલું આકાશ વ્યાપી રહેલું છે તેને ' ઘટાકાશ ' કહેવામાં આવે છે; તેજ પ્રમાણે પિંડ અર્થાત્ શરીરમાં પરબ્રહ્મનો જે અંશ વ્યાપ્ત હોય છે તેને જીવાત્મા કહેવામાં આવે છે. મઠમાં વ્યાપી રહેલા આકાશને જેમ ' મઠાકાશ ' કહે છે; તેમ બ્રહ્માંડમાં વ્યાપી રહેલા પરબ્રહ્મને શિવાત્મા કહેવામાં આવે છે. મઠ ( ઘર )ની બહાર વ્યાપી રહેલા આકાશને જેમ ' મહદાકાશ ' કહેવામાં આવે છે; તેમ બ્રહ્માંડની બહાર વ્યાપી રહેલા બ્રહ્મને પરમાત્મા કહેવામાં આવે છે. એ સર્વ ઉપાધિરહિત આકાશ જેમ ચિદાકાશ કહેવાય છે; તેમ સર્વ ઉપાધિઓથી મુક્ત એવા પરબ્રહ્મ—આત્માને નિર્મલાત્મા કહેવામાં આવે છે. ઉપાધિના યોગથી ભિન્ન ભિન્ન જણાવા છતાં પણ વાસ્તવમાં તો આકાશ એક અભિન્નજ હોય છે; તેમ સ્વાનંદઘન સચ્ચિદાનંદ પરમાત્મા પણ વાસ્તવમાં એકજ છે. એ આત્મા દૃશ્યની અંદર અને બહાર સર્વત્ર નિરંતર વ્યાપી રહેલો છે. તેનું મહત્ત્વ વર્ણવવાને શેષ પણ અસમર્થ છે. પરમાત્માનું આવું સ્વરૂપ લક્ષ્યમાં આવવા પછી જીવપણું રહેતું નથી. ઉપાધિ તરફ જોવાથીજ તેના યોગે જીવાત્માદિ ચાર ભેદ ભાસે છે; પરંતુ વાસ્તવમાં તો એ સર્વ અભિન્નજ છે. પ્રાણી જીવપણાના અહંકારના યોગ-થીજ એકદેશી બનીને જન્મ—મરણના ફેરામાં પડી ગયો છે; પરંતુ વિવેકદ્વારા જોવાથી જણાય છે કે તેનામાં જન્મ—મરણ આદિ કાંઇ પણ વિકાર નથી.

જન્મ—મૃત્યુના ફેરામાંથી મુક્ત થવું એનું નામજ મોક્ષ છે અને બ્રહ્મનો વિચાર કરવાથીજ તે મોક્ષરૂપી બ્રહ્મ—વસ્તુની પ્રાપ્તિ થાય છે. આપણે પોતેજ તે પરબ્રહ્મ છીએ, એવું ' સોહં ' એ મહાવાક્યનું તાત્પર્ય સાધુઓ સ્વમુખે બતાવે છે. જે ક્ષણે સાધુપુરુષ અનુગ્રહ કરે છે તેજ ક્ષણે મોક્ષની પ્રાપ્તિ થયેલીજ સમજવી. " આત્મામાં બંધન આવ્યુંજ ક્યાંથી ? " આટલી વાતનું યથાયોગ્ય તાત્પર્ય સાધુ-પુરુષદ્વારા સમજાતાંજ સર્વ શંકા મટી જાય છે, સંદેહ અસ્ત થઇ જાય

છે અને એમ સાધુસંગતિથી તત્કાલ મોક્ષપદની પ્રાપ્તિ થાય છે. જેમ સ્વપ્નદશામાં બંધનમાં પડેલાં મનુષ્ય સ્વપ્નમાંથી જાગૃત થતાંજ મુક્ત થાય છે, તેમજ અજ્ઞાનદશાને લઇને બંધાએલો જીવ જ્ઞાનથી મોક્ષને પામે છે. અજ્ઞાન રૂપી રાત્રિનો અંત આવતાંજ સંકલ્પરૂપી દુઃખો નષ્ટ થાય છે અને તત્કાળ મોક્ષની પ્રાપ્તિ થાય છે. જેમ સ્વપ્નમાં પ્રાપ્ત થએલું બંધન તોડવાને માટે બીજાં કોઈ પણ સાધનજ નથી અને ' જાગૃતિ ' એજ માત્ર તેનો એક ઉપાય છે; તેમ જીવ કે જે સંકલ્પથી બંધાયલો છે, તેને માટે બીજો ઉપાયજ નથી. વિવેકથીજ તેનું બંધન તૂટી શકે છે. વિવેક સિવાયના જે જે ઉપાયો કરવામાં આવે તે વ્યર્થજ જાય છે. વિવેકપૂર્વક જોઈએ તો તો તે પ્રાણી પોતેજ આત્મા છે. એ આત્મામાં બંધ પણ નથી અને મોક્ષ પણ નથી. જન્મ, મૃત્યુ ઇત્યાદિ વિકાર પણ એ આત્મામાં નથી.

## समास ८ मो—परमात्मदर्शननिरूपण.



પૂર્વે દર્શાવવામાં આવ્યું છે કે પરમાત્મા તું પોતેજ છે. હવે તે પરમાત્માનું સ્વરૂપ કેવું છે તે સાંભળો. પરમાત્માને જન્મ નથી, મૃત્યુ નથી, ગમન નથી, આગમન નથી, બંધન નથી, મોક્ષ નથી. પરમાત્મા નિર્ગુણ અને નિરાકાર છે, પરમાત્મા અનંત અને અપાર છે, પરમાત્મા નિત્યનિરંતર જેવોને તેવો એકરસજ છે અને રહે છે. તે સર્વમાં વ્યાપક છે, તે અનેકમાં એક છે અને વિવેક–વિચારથી તથા તર્કથી પર છે. વેદ–શ્રુતિ પરમાત્માનું આવુંજ સ્વરૂપ વર્ણવે છે. એ પરમાત્મા ભક્તિથી પ્રાપ્ત થાય છે એમાં સંશય નથી. ભક્તિ નવ પ્રકારની છે. એ નવધા ભક્તિથી અનેક ભક્તો મુક્ત થયા છે. તે નવધા ભક્તિમાં પણ " આત્મનિવેદન " ભક્તિ સૌથી મુખ્ય અને શ્રેષ્ઠ છે. તેનો વિચાર પોતાના અનુભવથી કરવો જોઇએ. પોતાની મેળેજ પોતાનું નિવેદન ( અર્પણ ) કરવું એનું નામજ આત્મનિવેદન છે. મહાપૂજાના અંતમાં જેમ દેહમથી પોતાપણાનો મોહ છોડી દઇને મસ્તક

છેદીને દેવપર ચઢાવવામાં આવે છે; તેજ પ્રમાણે આત્મનિવેદન ભક્તિમાં પરમેશ્વરમાં પોતાના પોતાપણાને અર્પણ–લીન કરવું પડે છે. આ પ્રમાણે આત્મનિવેદન કરનાર ભકતો થોડાજ હોય છે અને પરમાત્મા તેમને તત્કાળ મુક્તિ આપે છે. આ પર શ્રોતા કહે છે કે, " એ આત્મનિવેદન શી રીતે કરવું ? કયાં જઇને કરવું ? દેવતાને મસ્તક કાપીને અર્પણ કરવું કે શું કરવું ? " આ શબ્દો સાંભળી વકતા કહે છે કે, " સર્વ શ્રોતાઓ એનો ઉત્તર હવે સાવધ થઈ એક ચિત્તે શ્રવણ કરો.

આત્મનિવેદનનાં લક્ષણો એ છે કે પ્રથમ તો " હું કોણ " તે જાણવું અને નિર્ગુણ એવો જે પરમાત્મા તેની ઓળખાણ કરવી. આ પ્રકારે પરમાત્મા અને ભક્તની શોધ કરવાથી આત્મનિવેદન થાય છે અને ભક્ત પરમાત્માના શાશ્વતપણાનો અનુભવ કરે છે. આ પ્રમાણે પરમાત્માને પીછાનતાં પીછાનતાં ભક્ત તે પરમાત્મામાંજ તદ્રૂપ થઇ જાય છે અને પરમાત્મામાં તથા ભક્તમાં બિલકુલ ભિન્નતા રહેતી નથી. જે પૃથક્ હોતો નથી તેજ ભક્ત છે, બદ્ધ હોતો નથી તેજ મુકત છે. આ અમારૂં કહેવું શાસ્ત્રોક્ત છે. પરમાત્મા અને ભકતના મૂળની શોધ કરવા લાગીએ એટલે જણાય છે કે એ બંને વચ્ચે કશોજ ભેદ નથી પણ એકજ છે; અને તે આ દ્રશ્ય જગતથી પર છે. પરમાત્મામાં મળતાં દ્વૈતભાવ–જુદાપણું રહેતું નથી. 'પરમાત્મા' અને 'ભકત'ના ભેદનો વિચારજ લય પામી જાય છે. આવા આત્મનિવેદનને અંતે જે અભેદ ભકિત થાય છે તેનુંજ નામ ખરેખરી " સાયુજ્ય મુકિત " છે એમ સમજવું. જે માણસ સંતોને શરણે જાય છે અને જેના અંતઃકરણમાં અદ્વૈતનો બોધ ઠસે છે તેને કદાચ પાછળથી પરબ્રહ્મથી જુદો કરવામાં આવે તોપણ જુદો પડી શકતો નથી. જે નદી સમુદ્રમાં જઇને મળી ગઇ તેને જેમ સમુદ્રથી જુદી પાડી શકાતી નથી તથા જે લોખંડનું સુવર્ણ બની ગયું હોય છે તેમાં પછી કાળાશ આવી શકતી નથી; તેવીજ રીતે જે ભકત ભગવાનને મળે છે તે પછી તેનાથી જુદો થઇ શકતો નથી. ભકત પોતેજ પરમાત્મા બની જાય છે એટલે પછી તે જુદો પડી શકતો નથી. જે સાધુ એ પરમેશ્વર અને ભક્તની એવી એકતાનો અનુભવ કરી ચૂકયો હોય તેજ સાધુ બીજાઓને માટે મોક્ષદાયક છે.

અસ્તુ. ઉપર કહ્યું તેમ ભક્તદશામાં પરમાત્માનું દર્શન કરવામાં આવે છે, તોજ પરમાત્માનું ઐશ્વર્ય પોતાનામાં આવે છે. દેહનેજ 'હું' માની

લેવાથી દેહનાં સર્વ દુઃખ ભોગવવાં પડે છે અને પોતાને દેહાતીત ( દેહથી જુદો ) માનવાથી પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. પરંતુ “ દેહાતીત ” બનવું શી રીતે ? પરબ્રહ્મની પ્રાપ્તિ શી રીતે થાય ? પરબ્રહ્મનાં ઐશ્વર્યનાં લક્ષણ શું ? શ્રોતાનો એવો પ્રશ્ન થવાથી હવે તેનો ઉત્તર આપવામાં આવે છે, માટે તે સાવધાનતાથી શ્રવણ કરો. જે વસ્તુ દેહાતીત છે તેજ “ પરબ્રહ્મ ” છે; તે પરબ્રહ્મ તું પોતાનેજ જાણ. તને વિદેહીને આ મિથ્યા દેહાભિમાન રાખવાનું કશુંજ કામ નથી. જે પુરૂષની આવી દેહાતીત બુદ્ધિ થઇ જાય છે, તેની વેદ પણ સ્તુતિ કરે છે અને અનેક શાસ્ત્રો શોધ કરે તોપણ આવો પુરુષ પ્રાપ્ત થતો નથી. દેહબુદ્ધિ છોડવાથીજ એવું ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે અને દેહને ‘ હું ’ માનવાથી અધોગતિ પ્રાપ્ત થાય છે. સાધુવચનને અસત્ય માનશો નહિ; કેમકે તેથી દોષ લાગે છે. આ ઉપર શિષ્ય પૂછે છે કે, “હે સ્વામિન્ ! સાધુવચન કોને કહેવામાં આવે છે અને કેવા વચનપર વિશ્વાસ રાખવો ? ” એ પ્રશ્નનો ઉત્તર એ છે કે, “ સ્વાનંદઘન, અજન્મા અને સોહં શબ્દથી નિર્દિષ્ટ જે આત્મા છે તે તુંજ છે ” એજ સાધુવચન છે અને એની ઉપરજ વિશ્વાસ રાખવો જોઇએ. ‘ तत्त्वमस्यादि ’ મહાવાક્યનો ગર્ભિતાર્થ એજ છે કે, “ તુંજ નિરંતર પરબ્રહ્મ છે. ” આવાં વાકયને કદિ પણ ભૂલવાં જોઇએ નહિ. દેહનો અંત થયાથી હું પરબ્રહ્મ થઈશ એમ કદાપિ માનશો નહિ. કેટલાક મૂર્ખ કહે છે કે કલ્પને અંતે માયા નાશ પામશે ત્યાર પછીજ આપણને બ્રહ્મની પ્રાપ્તિ થશે, તે પૂર્વે કોઇ પણ પ્રકારે થશે નહિ; પરંતુ એ કથન મિથ્યા છે. “ માયાનો કલ્પાંતે નાશ થયેથીજ કિંવા દેહનો અંત આવેથીજ હું બ્રહ્મ સ્વરૂપને પામીશ ” એમ સ્વીકારવાથી મનનું કદિ પણ સમાધાન થશે નહિ. સમાધાનનાં લક્ષણો તો જુદાંજ છે. સમગ્ર સૈન્ય મરી ગયા પછીજ રાજ્ય મેળવવું, એમ કહેનારને એટલી પણ ખબર નથી કે સેના જીવતી હોય ત્યારેજ રાજ્ય કરી શકાય છે. સમાધાન તો એવુંજ પ્રાપ્ત કરવું જોઈએ કે જેથી માયા રહેવા છતાં પણ રહેતી નથી અને દેહ હોવા છતાં પણ વિદેહ દશા પ્રાપ્ત થઇ શકે. રાજ્યપદ પ્રાપ્ત થયા પછી સેના રહે તો કશી હરકત નથી, કારણ કે સેનાના અસ્તિત્વથી રાજ્ય ચાલ્યું જાય એમ કાંઈ બનતું નથી. એજ પ્રમાણે આત્મજ્ઞાન પ્રાપ્ત થયા છતાં દેહભાન દેખાવાથી કાંઇ

સમાધાન નષ્ટ થતું નથી.× રસ્તામાં સર્પના આકારનું કાષ્ઠ પડેલું જોતાંજ અતિશય ભય લાગે છે; પરંતુ "એ તો લાકડુંજ છે" એમ જાણી ગયા પછી જેમ તેને કોઈ પણ મારતું નથી, તેજ પ્રમાણે માયા અત્યંત ભયકારક છે ખરી; પરંતુ વિચાર કરી જોતાં તો તે મિથ્યા જણાયા પછી તેનો ભય શા માટે રાખવો? મૃગજળનું પૂર જોઇને તેને પેલે પાર શી રીતે જઇ શકીશું એમ આપણે કહીએ છીએ; પરંતુ સત્ય હકીકત જાણવામાં આવે એટલે પછી સંકટ કયાં રહે છે? ભયંકર સ્વપ્ન જોઇએ ત્યારે અત્યંત ભય લાગે ખરો; પરંતુ જાગૃત થયા પછી રાખવાનું શું પ્રયોજન? માયા તો કલ્પનાનેજ જણાય છે અને આપણે તો કલ્પનાતીત છીએ. કલ્પનાતીતને વળી ઉદ્વેગ શો? અંતકાળે જેવી મતિ હોય છે તેવીજ તેને ગતિ પ્રાપ્ત થાય છે, એ વાત તો સર્વ કોઈ કહે છે; માટે દેહબુદ્ધિનો નાશ થતાં સહજજ મોક્ષની પ્રાપ્તિ થાય છે. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એ ચારે દેહોના જન્મથી અને અંતથી આત્મા તો અલિપ્તજ છે અને તેજ આત્મા તું છે.

અસ્તુ. જેની ઉપર કહી તેવી મતિ હોય છે તેનેજ જ્ઞાનથી આત્મગતિ પ્રાપ્ત થાય છે. તે સદ્‌ગતિ અને દુર્ગતિ એ ઉભયથી અલગ થઇ જાય છે. વેદોની મતિ પણ જે દશાને સમજાવવામાં મંદ થઈ છે, તે અવસ્થામાં સદ્‌ગતિ કેવી ને દુર્ગતિ કેવી? ત્યાં તો આત્મા, શાસ્ત્ર અને ગુરુના અનુભવની એકતા થઈ જાય છે. સદ્‌ગુરુના બોધથી જીવપણાની ભ્રાંતિ તૂટી જાય છે, પરબ્રહ્મનો અનુભવ થાય છે અને પ્રાણી ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. સદ્‌ગુરુનો બોધ પ્રાપ્ત થયો કે તરતજ ચારે દેહોનો અંત થઇ જાય છે અને તેના યોગથી સ્વસ્વરૂપમાં નિદિધ્યાસ (તન્મયતા) લાગી જાય છે. એ નિદિધ્યાસને પરિણામે પ્રાણી પોતેજ ધ્યેય-પરબ્રહ્મ બની જાય છે અને તે સાયુજ્ય મુક્તિનો સ્વામી બને

×જેવી રીતે એક પક્ષે રાજ્યપદ અને સેના છે, તેવીજ રીતે અન્યપક્ષે આત્મજ્ઞાન અને દસ્ય દેહભાન છે. સમગ્ર સેના મરણ પામ્યા પછી રાજા બનવા કરતાં સેનાની ઉપસ્થિતિમાંજ રાજા બનવું ઇષ્ટ છે. માયા હોય તોપણ તે મિથ્યા સમજાવી જોઇએ અને દેહ હોવા છતાં પણ વિદેહ સ્થિતિ પ્રાપ્ત થવી જોઇએ. રાજ્યપદ મળ્યા પશ્ચાત્ સેના રહેવાથી બગડે છે શું! અને તેજ પ્રકારે આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી માયા અને દેહ શું કરી શકે છે!

છે. વિવેકવડે મિથ્યા દૃશ્ય પદાર્થોને બાદ કર્યા પછી વાસ્તવમાં જે શેષ રહે છે તે આત્માજ છે. બરાબર વિચાર કરીને જોઇએ તો જણાય છે કે, આ પ્રતીત થતું દૃશ્ય પ્રથમથીજ મિથ્યા છે. મિથ્યામાયાનું આ મિથ્યાત્વ જાણવું અને તેને અનુભવમાં લાવવું એનુંજ નામ મોક્ષ છે. જે મનુષ્ય સદ્ગુરુનું વચન હૃદયમાં ધારણ કરે છે તેજ મોક્ષનો અધિકારી છે. તે વારંવાર અતિ આદરપૂર્વક શ્રવણ મનન કર્યા કરે છે. જે દશામાં પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ બંને મટી જાય છે, ત્યાં લક્ષ પણ નથી અને અલક્ષ પણ નથી. ત્યાં તો સર્વવ્યાપક આત્માજ શેષ રહે છે અને એ દશાનું નામજ મોક્ષ છે. ત્યાં ધ્યાન અને ધારણાની સમાપ્તિ થઈ જાય છે, કલ્પના નિર્વિકલ્પમાં લીન થઇ જાય છે અને કેવલ જ્ઞપ્તિમાત્ર એટલે કે જ્ઞાનસ્વરૂપ સૂક્ષ્મ બ્રહ્મજ શેષ રહે છે. એ દશામાં સંસારરૂપ મૃગજળ નષ્ટ થઈ જાય છે, મિથ્યાબંધન તૂટી જાય છે અને અજન્મા (આત્મા) ખરેખર જન્મ-દુ:ખમાંથી મુક્ત થઇ જાય છે. ત્યાં નિસ્સંગનો સંગવ્યાધિ, વિદેહની દેહબુદ્ધિ અને નિષ્પ્રપંચની પ્રપંચબુદ્ધિરૂપ મિથ્યા ઉપાધિ વિવેકથી તૂટી જાય છે. ત્યાં અદ્વૈતનું દ્વૈત તૂટી જાય છે, એકાંતને એકાંત પ્રાપ્ત થાય છે અને અનંતના અંતવાનપણાનો અંત આવે છે. ત્યાં જાગૃતિ જાગૃત થાય છે, ચૈતન્ય સાવધ થાય છે અને આત્મજ્ઞાનીને આત્મ-જ્ઞાનનો બોધ પ્રાપ્ત થાય છે. ત્યાં અમૃતને અમરપણું, મોક્ષને મુક્તિનું ઘર અને સંયોગને નિરંતર યોગની પ્રાપ્તિ થાય છે. ત્યાં નિર્ગુણ સગુણ મટી જઈને નિર્ગુણ બને છે, સાર્થકનું સાર્થક્ય થાય છે અને ઘણે દિવસે પોતે પોતાને ભેટે છે. ત્યાં દ્વૈતનો પડદો તૂટી જાય છે, અભેદ ભેદને છિન્નભિન્ન કરી નાખે છે અને (પંચમહાભૂતોના દેહમાં અહંભાવ રાખવાથી થતી) પીડા નષ્ટ થાય છે. ત્યાં કરેલાં સાધનોનું ફળ પ્રાપ્ત થાય છે અને નિશ્ચલ તે નિશ્ચલ બને છે અને વિવેકના અભાવે નિર્મળમાં પેઠેલો મળનો ભાસ વિવેકના સામર્થ્યથી નષ્ટ થઈ જાય છે. નિકટ હોવા છતાં પણ ભૂલી જવાયલી વસ્તુ પાછી જેની તેને પ્રાપ્ત થાય છે અને જન્મદુ:ખ જોતજોતામાં ટળી જાય છે. ખરાબ સ્વપ્નમાં નીચ જાતિને પ્રાપ્ત થયેલો બ્રાહ્મણ ગભરાય છે; પરંતુ જાગૃત થતાં તે પુન: પોતાને જેમનો તમ પોતાની જાતિમાંજ જુએ છે. આવા જ્ઞાનીનાં લક્ષણ આગળના સમાસમાં નિરૂપણ કરવામાં આવે છે.

# સમાસ ૯ મો—સિદ્ધલક્ષણનિરૂપણ.


દરમાં અમૃત જાય એટલે શરીર બહારથી પણ તેજસ્વી જણાવા લાગે છે, તેમ સત્સ્વરૂપનો અનુભવ થાય છે ત્યારે સન્તોનાં જે લક્ષણો બને છે તેની તો વાતજ શી પૂછવી ? તથાપિ ખરૂં આત્મજ્ઞાન થયું એમ જાણવું શી રીતે ? માટે હવે અહીંઆં સાધુનાં લક્ષણો જણાવું છું. સિદ્ધનાં લક્ષણો સાંભળો. સિદ્ધ એટલે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપજ એમ જાણો; તેમાં અને બ્રહ્મમાં કશો ભેદ હોતો નથી. જે બ્રહ્મસ્વરૂપ થઈને રહે છે તેનેજ સિદ્ધ કહેવામાં આવે છે અને બ્રહ્મસ્વરૂપમાંજ સિદ્ધપણું શોભે છે. વેદ-શાસ્ત્રમાં જે સ્વયંભૂ આત્મસ્વરૂપ તરીકે પ્રસિદ્ધ છે તેનેજ સિદ્ધ કહેવામાં આવે છે, અન્યને નહિ. તથાપિ સાધકોને વિવેકનું જ્ઞાન થાય એટલા માટે યત્કિંચિત્ જણાવું છું. સિદ્ધોનાં લક્ષણોના ચમત્કાર આ પ્રમાણે હોય છે. અંતઃકરણ જે સમયે સ્વરૂપાકાર થઇ જાય છે ત્યારે સ્વપ્ના-વસ્થાના મિથ્યા સ્વપ્નવ્યવહાર જેવોજ કાયાનો વ્યવહાર બની જાય છે; તથાપિ સિદ્ધોનાં કેટલાંક લક્ષણો જણાવું છું કે જેથી પરમાર્થનો મર્મ અંતઃકરણમાં ઠસી જાય.

નિરંતર આત્મસ્વરૂપનું ચિંતન કરવું એ સિદ્ધનું મુખ્ય લક્ષણ છે. સિદ્ધ પુરુષ લોકોમાં હોવા છતાં પણ લોકોથી અલગ હોય છે. સ્વરૂપમાં દ્રષ્ટિ ગઈ એટલે સંસારની ચિંતા દૂર થાય છે અને પછી આત્મ-નિરૂપણમાંજ મમતા રહે છે. ખરૂં કહીએ તો આ લક્ષણો સાધકનાં છે; પરંતુ તે સિદ્ધના અંગમાં પણ હોય છે. સાધન સિવાય સિદ્ધનાં લક્ષણો સંભવી શકતાંજ નથી. સિદ્ધ બહારથી સાધક જેવો હોય છે અને તે અંતઃકરણમાં બ્રહ્મસ્વરૂપ હોય છે. ચતુર મનુષ્યે સિદ્ધનાં એવાં લક્ષણ જાણવાં. અંતર્બાહ્ય સમાધાનને ધોકો ન પહોંચે એવી રીતે અને સંદેહ-રહિતપણે સાધન કરવું એ સિદ્ધોનું લક્ષણ છે. અંતઃકરણની સ્થિતિ અચળ થયા પછી ચંચળતા ત્યાં કયાંથી પેસી શકશે ? અંતઃકરણની વૃત્તિ બ્રહ્મ-સ્વરૂપમાં લાગતાં તે બ્રહ્મસ્વરૂપજ બની જાય છે. પછી તે ચળે તોપણ અચળજ છે. ચંચળપણામાં પણ તે અચળજ છે અને તેનો દેહ

નિશ્ચલ હોય તોપણ તે ચળિતજ છે. સ્વરૂપી સ્વરૂપને પ્રાપ્ત થયો પછી દેહ તેનો પડી રહે અથવા ઉઠીને ચાલવા માંડે તોપણ તે ચળતોજ નથી. અહીંઆં મુખ્ય કારણ અંતઃકરણની સ્થિતિજ છે. અંતરમાંજ નિવૃત્તિ જોઇએ. જેનું અંતઃકરણ પ્રભુમાં લાગ્યું છે તેજ સાધુ છે. બહાર ગમે તેમ હોય; પરંતુ અંતઃકરણ બ્રહ્મસ્વરૂપમાંજ લાગી રહેવું જોઇએ. સાધુમાં આવાં લક્ષણ સ્વાભાવિકજ હોય છે. એકાદ માણસને અકસ્માત રાજ્યપદ પ્રાપ્ત થાય તો પણ તેનામાં જેમ રાજતેજ આવે છે, તે પ્રમાણે બ્રહ્મસ્વરૂપમાં લીનતા થઇ કે મનુષ્યના અંગમાં આપોઆપજ સિદ્ધનાં લક્ષણો આવે છે. માત્ર બાહ્ય અભ્યાસથી તે લક્ષણો આવતાં નથી; પરંતુ ખરેખર બ્રહ્મસ્વરૂપમાં બ્રહ્મસ્વરૂપજ બની રહેવું જોઇએ. વૃત્તિ નિર્ગુણમાં રાખવાનો અભ્યાસ બીજા સર્વ અભ્યાસોનો મુકુટમણિ છે. સત્સંગ અને આત્મચિંતનથી આ દશા પ્રાપ્ત થાય છે. બ્રહ્મસ્વરૂપ બનીને આવાં ઉત્તમ લક્ષણોનો અભ્યાસ કરવો જોઈએ. સ્વરૂપને છોડવાથીજ ગોસાંઇ ભટકે છે. અસ્તુ. એ વાત જવા દ્યો. હવે સાધુનાં લક્ષણો સાંભળો કે જેથી સાધકને સમાધાન પ્રાપ્ત થાય છે. જ્યાં કલ્પના બ્રહ્મસ્વરૂપમાં લીન થઇ કે પછી કામના રહેજ ક્યાંથી ? માટે સાધુજનો પાસે કામના રહેતીજ નથી. આપણે જે વિષય પ્રાપ્ત કરવાની કલ્પના કરીએ તે વિષય આપણા હાથમાં ન આવે એટલે આપણને ક્રોધ ઉત્પન્ન થાય છે; પરંતુ સાધુજનોની અક્ષય સંપત્તિ કદિ પણ જઇ શકતી નથી, જેથી તેઓ ક્રોધરહિત હોય છે. તેઓ પોતાના સ્વરૂપને અવિનાશી જાણે છે અને જગતના પદાર્થોને નાશવંત જાણે છે. જેનામાં દ્વૈતભાવ નથી તેને ક્રોધ આવે તોપણ કોના ઉપર ? માટેજ સાધુજન ચરાચર પ્રાણી પદાર્થ પ્રત્યે ક્રોધરહિત વર્તન કરે છે. તેઓ પોતપોતાના આનંદમાંજ નિમગ્ન હોય છે તો પછી તેઓ મદ કોના ઉપર કરે ? આથી તેમનો વાદ–વિવાદ પણ તૂટી ગયેલો હોય છે. સાધુનું સ્વરૂપ નિર્વિકાર હોય છે તો પછી તિરસ્કાર પણ તેમનામાં ક્યાંથી આવ્યો ? જ્યાં સર્વ આપોઆપજ છે ત્યાં મત્સર પણ કોના ઉપર કરવાનો ? સાધુજન અનાયાસજ બ્રહ્મસ્વરૂપ હોવાથી તેમાં મત્સર હોતો નથી. મદ–મત્સરના પિશાચ સાધુને વળગતા નથી. સાધુનું સ્વરૂપ સ્વયંભૂ હોવાથી અને તે સ્વરૂપમાં દ્વૈતનો આરંભજ નહિ હોવાથી તેમાં દંભ પણ ક્યાંથી હોય ? જે દ્વૈતને નષ્ટ કરી નાખનાર છે તેનામાં પ્રપંચ કેવી રીતે આવી શકે ? માટે સાધુને નિષ્પ્રપંચી

જાણવો. સમગ્ર બ્રહ્માંડ તેમનું ઘર હોય છે. પંચમહાભૂતોની જંજાળને મિથ્યા સમજી તેઓ તેનો સત્વર ત્યાગ કરી દે છે, જેથી તેમને લોભ હોતો નથી. તેઓ સદા નિર્લોભી હોય છે. તેમની વાસના પણ શુદ્ધ સ્વરૂપમાં સમરસ બની જાય છે. સર્વ જ્યારે તે પોતેજ છે ત્યારે શોક પણ કોનો કરવો ? માટે સાધુને શોકરહિત જાણવો. તેમણે નાશવંત દ્રશ્યને છોડીને શાશ્વત એવા સ્વરૂપનેજ સેવેલું હોય છે, માટે સાધુને શોકરહિત જાણવો. શોકથી વૃત્તિ દુખાય છે, પરંતુ તેની તો નિવૃત્તિ થયેલી હોય છે, માટે સાધુજન આદિ અને અંતમાં શોકરહિતજ હોય છે. મોહ મનને વ્યાપે, પણ ત્યાં ( સ્વરૂપમાં ) મનનું મનપણું નહિ હોવાથી સાધુ મનોતીત હોય છે. સાધુ અદ્વૈત વસ્તુ હોવાથી તેને ભય કોનો ? કેમકે પરબ્રહ્મ અને સાધુ એ પરબ્રહ્મરૂપજ છે, માટે સાધુ ભયાતીત, નિર્ભય અને શાંત હોય છે. સર્વનો અંત થાય છે, પરંતુ સાધુ તો અનંત સ્વરૂપજ હોય છે. સત્ય સ્વરૂપમાં જે અમર થઇને રહે છે તેને ભય શાનો હોય ? માટે સાધુને ભય હોતો નથી. જેનામાં દ્વૈતનો ભેદ નથી અને જે પોતે આપેજ અભેદરૂપ હોય છે, તેનામાં દેહબુદ્ધિનો ખેદ શી રીતે ઉઠે ? સાધુજને સ્વબુદ્ધિથી જે નિર્ગુણનો સ્વીકાર કરેલો હોય છે તેને કોઇ ખુંચવી લઈ શકતું નથી, માટે તેને ખેદ પણ થતો નથી. સાધુ પોતે એકરૂપ હોવાથી પછી તેને શોક કોનો હોય ? દ્વૈતભાવ નહિ હોવાથી તેનામાં અવિવેક આવતો નથી. તેણે પરમાર્થની આશા ધારણ કરેલી હોવાથી તેની સ્વાર્થની દુરાશા તૂટેલી હોય છે, માટે નૈરાશ્ય એ પણ સાધુ પુરુષનું એક લક્ષણ છે. સાધુ આકાશની પેઠે મૃદુ હોય છે, માટે સાધુનું વચન કઠોર હોતું નથી. બ્રહ્મસ્વરૂપના સંયોગથી યોગી બ્રહ્મરૂપજ થએલો હોય છે, તેથી તે નિરંતર વીતરાગીજ હોય છે. સ્વરૂપની સ્થિતિ અંતઃકરણમાં અંકિત થએલી હોવાથી એ દેહની ચિંતા તેમણે છોડેલી હોય છે અને તેથી કરીને તેમને ભાવિની ચિંતા પણ હોતી નથી. બુદ્ધિ બ્રહ્મસ્વરૂપમાં લાગવાથી સર્વ ઉપાધિ તૂટી જાય છે અને તેથી સાધુ નિરુપાધિ હોય છે. સાધુજન સ્વરૂપમાંજ રહે છે અને સ્વરૂપમાં કોઇના સંગની ગતિ હોતી નથી; જેથી સાધુજન માનાપમાન પ્રત્યે જોતા નથી. સાધુજન અલક્ષમાં લક્ષ જોડતા હોવાથી તેઓ પરમદક્ષ હોય છે અને પરમાર્થનો ખરેખરો પક્ષ ગ્રહણ કરવાને સમર્થ હોય છે.

બ્રહ્મસ્વરૂપમાં મળ હોતો નથી, માટે સાધુ પણ નિર્મળ અને કેવળ બ્રહ્મસ્વરૂપજ હોય છે. બ્રહ્મસ્વરૂપમાં રહેવું એજ સાધુનો સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ સ્વધર્મ છે, માટે સાધુઓનાં સર્વ લક્ષણોમાં પણ એનેજ મુખ્ય લક્ષણ જાણવું. સાધુની સંગતિ કરવાથી એની મેળેજ સ્વરૂપમાં સ્થિતિ પ્રાપ્ત થાય છે અને સ્વરૂપમાં સ્થિતિ પ્રાપ્ત થઈ એટલે અંગમાં સાધુનાં લક્ષણો આવે છે.

સાધુનાં આ લક્ષણો આત્મજ્ઞાનના યોગથી પ્રાપ્ત થાય છે; પરંતુ નિરંતર બ્રહ્મસ્વરૂપમાં રહેવું જોઇએ. નિરંતર બ્રહ્મસ્વરૂપમાં રહેવાથી સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપજ બની શકાય છે અને પછી અંગમાં સાધુનાં લક્ષણો આવતાં વાર લાગતી નથી. સ્વરૂપમાં બુદ્ધિ રહેવાથી સર્વ ગુણો છુટી જવામાં સમય લાગતો નથી; પરંતુ તેમ થવાને માટે સત્સંગ અને આત્મચિંતનની જરૂર છે. સમગ્ર સૃષ્ટિમાં અનુભવ કાંઈ એકજ નથી, અનેક છે અને તે સર્વ આગળના સમાસમાં દર્શાવવામાં આવશે. લોકો કેવી સ્થિતિમાં રહે છે અને કેવા અનુભવ પ્રાપ્ત કરે છે, તે સર્વ હવે ધ્યાનપૂર્વક સાંભળો.

# समास १० मो—बहुधा अनुभव.




જ્યારે આપણે લોકોના ભિન્ન ભિન્ન અનુભવ તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે આપણને પ્રતીત થાય છે કે, સંસારમાં ભારે ગડબડ મચી રહી છે! શ્રોતાએ તેનું વૃત્તાન્ત હવે કૌતુકપૂર્વક શ્રવણ કરવું. કોઇ કહે છે કે ગૃહસ્થાશ્રમમાં રહીને સંસારનો વ્યવહાર કરવાથીજ મોક્ષની પ્રાપ્તિ થાય છે; કેમકે આ સર્વ પસારો કાંઈ આપણો નથી, સર્વ જીવો પરમેશ્વરના છે. કોઇ કહે છે કે એવી રીતે મોક્ષ પ્રાપ્ત થઈ શકતો નથી; એથી તો ઉલટો મોહ આવીને વળગે છે અને પેટને માટે કુટુંબની સેવા કરવી પડે છે. કોઈ કહે છે કે સ્વભાવતઃ સુખપૂર્વક સંસારમાં રહેવું જોઇએ; પરંતુ સદ્ગતિને માટે થોડું ઘણું પુણ્ય-દાન પણ કરતા રહેવું જોઇએ. કોઇ કહે છે કે સંસાર મિથ્યા છે; માટે વૈરાગ્ય ધારણ કરીને દેશાટન કરવું જોઈએ, આમ કરવાથી સ્વર્ગનો માર્ગ ખુલ્લો થાય છે. કોઇ કહે છે કે ક્યાં જવું? વ્યર્થ શા માટે ભ્રમણ કરવું? એના કરતાં આશ્ર-

ધર્મનું પાલન કરીને પોતાના આશ્રમમાં રહેવું એજ સારૂં છે. કોઈ કહે
કે ધર્મજ ક્યાં છે? બધે અધર્મજ થયા કરે છે. આ સંસારમાં રહેવાથી
ાના પ્રકારનાં કર્મ કરવાંજ પડે છે. કોઇ કહે છે કે વાસના બને તેટલી
ારી રાખવી જોઈએ; એથી સંસાર સહેજે તરી જઈ શકાશે. કોઈ કહે
કે ભાવ એજ સર્વનું કારણ છે. ભાવથીજ પરમાત્માની પ્રાપ્તિ થઇ શકે
; બાકી સર્વ વ્યર્થ વાતો છે. કોઈ કહે છે કે જે વડીલ માણસો છે
મને સર્વને દેવો માનીને એક નિષ્ઠાથી માત-પિતાની સેવા કરવી. કોઇ
હે છે કે માતા-પિતા તો સર્વ મનુષ્યોના નારાયણ છે, માટે દેવ-
ાહ્મણોની પૂજા કરવી. કોઈ કહે છે કે શાસ્ત્રો જોવાં; તેમાં ભગવાનેજ
મ વર્તવું તે કહ્યું છે, માટે તે પ્રમાણે વર્તવું અને પરલોકને પ્રાપ્ત
વું. કોઈ કહે છે કે અહો મનુષ્યો! શાસ્ત્ર જોવાથી કામ બનતું નથી,
ાટે સંતોને શરણે જવું. કોઈ કહે છે કે એ સર્વ વાતો છોડી દ્યો,
યર્થ બકવાદ શા માટે કરો છો? સર્વનો સાર એ છે કે હૃદયમાં ભૂત-
યા રાખવી જોઇએ. કોઇ કહે છે કે ખરી વાત તો એજ છે કે પોત-
ાતાના આચાર પ્રમાણે રહેવું અને અંતકાળે પ્રભુનું નામ લેવું. એક
હે છે કે પુણ્ય હોય તોજ અંતકાળે પ્રભુનું નામ મોઢે આવે છે,
હિતર મરણ સમયે મન ભૂલું પડી જાય છે. એક કહે છે કે જીવ છે
ાં સુધી સાર્થકય કરી લેવું. એક કહે છે કે તીર્થાટન કર્યા કરવું. એક
હે છે કે એ સર્વ કેવળ ખટપટ છે. તીર્થોમાં તો પાણી અને પત્થર
ાપ્ત થાય છે. પાણીમાં ડૂબકી મારી મારીને વ્યર્થ શા માટે હેરાન
વું? એક કહે છે કે એવો વૃથા બડબડાટ છોડો, ભૂમંડલમાં તીર્થોનો
હિમા અગાધ છે, તેના દર્શન માત્રથીજ મહાપાતક બળીને ભસ્મ થઈ
ાય છે. એક કહે છે કે સર્વનું કારણ મનજ છે, માટે તેને નિર્મળ કર-
ામાં આવે તો તેજ તીર્થરૂપ છે. એક કહે છે કે નહિ નહિ, પ્રસન્નતા-
ર્વક કીર્તનજ કરતા રહેવું જોઈએ. એક કહે છે કે સર્વથી ઉત્તમ યોગ
; માટે તેનેજ પ્રથમ સાધ્ય કરવો જોઇએ અને એકદમ દેહને અમર
રવો જોઇએ. એક કહે છે કે એમ શા માટે? મૃત્યુનો વિચારજ
કરવો જોઇએ. એક કહે છે કે ભક્તિનો માર્ગ ગ્રહણ કરવો
ઇએ. એક કહે છે કે જ્ઞાન એજ શ્રેષ્ઠ છે. એક કહે છે કે સાધન કરવાં
ોઇએ અને એક કહે છે કે નિત્ય મુક્ત થઇને રહેવું જોઇએ. એક

કહે છે કે નિરંતર પાપ પ્રત્યે ઘૃણા કરી એટલે થયું અને કોઇ કહે છે કે અરે ! અમારો માર્ગ તો ખુલ્લોજ છે. એક કહે છે કે નિંદા અને દ્વેષ કરવો નહિ એજ શ્રેષ્ઠ છે. એક કહે છે કે દુષ્ટનો સંગ સદા ત્યાગ કરવો. એક કહે છે કે જેનું અન્ન ખાવું તેના સન્મુખજ મરવું, જેથી તત્કાળ મોક્ષ પ્રાપ્ત થાય છે. એક કહે છે કે એ વાત રહેવા દો, પ્રથમ રોટીની સગવડ કરવી જોઇએ; પછી અવકાશના સમયમાં બેઠા બેઠા બીજી ચોવટ કર્યા કરવી. એક કહે છે કે વર્ષાદ સારો થવો જોઇએ. યોગ અને યાગની વાત પછી; કારણ કે દુષ્કાળ ન પડે તોજ સર્વ સારૂં લાગે છે. એક કહે છે કે તપસ્વી થઇએ એટલે સર્વ સિદ્ધિ હસ્તગત થાય છે. એક કહે છે કે અરે ! પ્રથમ તો ઇંદ્રપદ પ્રાપ્ત કરવું જોઇએ. એક કહે છે કે મંત્રશાસ્ત્રનો અભ્યાસ કરી વૈતાળને પ્રસન્ન કરવો જોઇએ, જેથી સ્વર્ગલોકમાં પરમેશ્વરની પ્રાપ્તિ થાય. એક કહે છે કે અઘોર મંત્રનો જપ કરી સ્વતંત્ર થવું જોઇએ. આથી શ્રીહરિની સ્ત્રી જે લક્ષ્મી તે વશ થાય છે. એક કહે છે કે સર્વ અધર્મ લક્ષ્મીની સાથે વળગેલા છે, એટલે ત્યાં પછી ક્રિયા-કર્મ શાનાં ? તેના મદથી તો ઉલટાં કુકર્મજ થાય છે. એક કહે છે કે માત્ર એકજ ઉપાય છે અને તે એ છે કે મૃત્યુંજયનો જપ કરવો, તેના સામર્થ્યથી સર્વ સંકલ્પ સિદ્ધ થાય છે. એક કહે છે કે બટુક ભૈરવની ઉપાસના કરવાથી સર્વ વૈભવો પ્રાપ્ત થાય છે. એક કહે છે કે ભૂતને પ્રસન્ન કરી લો, એટલે તે જે જોઇએ તે આપશે. એક કહે છે કે કાળીને પ્રસન્ન કરો. એક કહે છે કે ઉચ્છિષ્ટ ચાંડાળીને પ્રસન્ન કરો. એક કહે છે કે વિઘ્નહર ગણપતિની ઉપાસના કરવી. એક કહે છે કે ભોળા શંકરની ઉપાસના કરવી અને એક કહે છે કે ભગવતી શીઘ્ર પ્રસન્ન થાય છે. એક કહે છે કે મલ્હારી દેવ (ખંડોબા) જોતજોતામાં ભાગ્યવાન કરે છે. એક કહે છે કે વ્યંકટેશની ભક્તિ મહાઉત્તમ છે. એક કહે છે કે સર્વ વાત પ્રારબ્ધપર મૂકો. એક કહે છે કે પ્રયત્ન કરો. એક કહે છે કે સર્વ ભાર પ્રભુપરજ મૂકી દ્યો. એક કહે છે કે પ્રભુને વળી ક્યાંથી લાવ્યા ? તે તો સારા માણસને કષ્ટ આપીને તેમની કસોટીજ કરતો રહે છે. એક કહે છે કે એ તો કલિયુગનો ધર્મજ એવો છે. એક આશ્ચર્ય પામે છે, એક વિસ્મય પામે છે, તો એક કંટાળીને કહે છે કે શું થાય છે તે જોવું જોઇએ ! આ પ્રમાણે

ચિક (સંસારી) લોકોનાં સર્વ કથનો અને લક્ષણ કહી બતાવવામાં તો પુષ્કળ છે, પણ અહીંઆં તો નમૂના તરીકે તેમાંથી થોડાંકજ વવામાં આવ્યાં છે.

અસ્તુ. સૌ પોતપોતાના સ્વભાવ પ્રમાણે કહે છે. હવે જ્ઞાતાઓના ભવ શું છે તે જણાવું છું. સાવધાનીથી શ્રવણ કરો. એક કહે છે કે ત કરવી, જેથી શ્રીહરિ ઉત્તમ ગતિ આપશે. એક કહે છે કે કર્મથી પ્રાપ્તિ થશે. એક કહે છે કે કર્મના ભોગ કાંઈ છુટતા નથી અને ન—મરણ ટળતાં નથી. એક કહે છે કે આ સર્વ નાના પ્રકારની કલ્પ-ા જ્ઞાનથીજ ઉત્પન્ન થયેલી છે. એક કહે છે કે સર્વ બ્રહ્મજ છે, વળી ક્રિયાકર્મ કેવાં ? એક કહે છે કે એવી અધર્મની વાત બોલ-નહિ. એક કહે છે કે સર્વ વસ્તુઓનો નાશ થાય છે. નાશમાંથી તેજ બ્રહ્મ છે. એક કહે છે કે એવી માન્યતાથી સમાધાન થતું નથી. કહે છે કે 'સર્વબ્રહ્મ' અને 'કેવલ બ્રહ્મ' એ ઉભય પૂર્વપક્ષના માત્ર છે, અનુભવનો મર્મ તો તેથી ભિન્નજ છે. એક કહે છે કે નથી; જેનું વર્ણન કરી શકાતું નથી અને જેના સંબંધમાં બોલતાં ાસ્ત્રને પણ મૌન ધારણ કરવું પડે છે એવા જે પરબ્રહ્મ તે પ્રાપ્ત શકતોજ નથી. ત્યારે શ્રોતાએ કહ્યું: "તો હવે નિશ્ચય શો કર્યો ? અનુભવી સિદ્ધાંત કોને કહેવો ?" એનો ઉત્તર એ છે કે સર્વ સોના અનુભવ ભિન્ન ભિન્ન છે એ વાત તો અમે પૂર્વે કહી છેજ. ાંથી કોઇ પણ એકજ વાત કહેવી બની શકતી નથી. એક સાક્ષિ-થીજ વર્તે છે અને સાક્ષિને દૃશ્યથી પર કહે છે તથા પોતે દ્રષ્ટા ને સ્વાનુભવની સ્થિતિમાં રહે છે. દૃશ્યથી દ્રષ્ટા જુદો છે, એવી ાપ્તપણાની કળા (સિદ્ધાંત) નો ઉપયોગ કરવાથી સર્વથી અલિપ્ત પોતાના સાક્ષિપણાંના અનુભવમાં રહી શકાય છે. પદાર્થોનો જ્ઞાતા ર્થોથી જુદો છે, એવો અનુભવ થવાથી દેહમાં રહેવા છતાં પણ જ અલિપ્તપણું આવી જાય છે. કોઇ જ્ઞાતા પોતાના અનુભવથી છે કે સાક્ષિપણાથી વર્તવું જોઇએ; દૃશ્ય કાર્ય કરવા છતાં પણ પણાની ભાવના જાગૃત રાખીને દૃશ્યથી જુદા રહેવું જોઇએ. કોઈ છે કે પરબ્રહ્મ એ મૂળથીજ અભિન્ન છે, તેમાં ભેદ નથી. તેમાં મંદ બુદ્ધિએ દ્રષ્ટા કયાંથી આણ્યો ? જ્યાં સઘળી સાકરજ હોય

ત્યાં પછી તેમાંથી કડવાશ શી નિરાળી કાઢવી ? તેમ સ્વાનુભવથી સર્વત્ર બ્રહ્મજ છે તો તેમાં વળી દ્રષ્ટા કયાંથી આવ્યો ? પ્રપંચ અને પરબ્રહ્મમાં ભેદ નથી. ભેદવાદીજ તેમાં ભેદ માને છે; પરંતુ સ્વાનંદ પરમાત્માજ સર્વત્ર દશ્યાકાર બનેલો છે. જેમ પીગળેલું ઘી જામી જાય તેમ નિર્ગુણ બ્રહ્મ પણ સગુણ–સાકાર બની જાય છે; તેમાં દ્રષ્ટાપણાથી પૃથક્ તે શું કરી શકાય ? અર્થાત્ દ્રષ્ટા અને દશ્ય એ સર્વ જ્યારે એક જગદીશજ છે, તો પછી દ્રષ્ટાપણારૂપી ભેદની ખટપટ શા માટે કરવી ? કોઇનો અનુભવ એવો હોય છે કે સર્વ આકારવાળા પદાર્થો બ્રહ્મજ છે. આ પ્રકારે આ બન્ને સ્વભાવો નિરૂપણ કર્યા. જ્યારે આત્માજ દશ્યાકારને પ્રાપ્ત થયેલ છે, તો પછી આપણે તેનાથી ભિન્ન શી રીતે થયા ? આ રીતે બીજો અનુભવ જણાયો. હવે ત્રીજો અનુભવ સાંભળો. કોઈ કહે છે કે સમગ્ર પ્રપંચનું નિરસન કર્યા પછી જે શૂન્ય બચે છે તેજ ઈશ્વર છે. તેઓ કહે છે કે સર્વ દશ્યને પૃથક્ કરતાં જે કેવલ અદશ્ય રહે છે તેનેજ બ્રહ્મ સમજવો.

પરંતુ શૂન્યને બ્રહ્મ કહી શકાતો નથી. તેને બ્રહ્મ કહેવો એ તો અપાય ( વિઘ્ન )ને ઉપાય સમજવા સમાન છે. શૂન્યત્વને આપણે બ્રહ્મ શી રીતે કહી શકીએ ? સંપૂર્ણ દશ્યનું ઉલ્લંઘન કર્યા પછી અદશ્ય તો શૂન્યજ પ્રાપ્ત થાય છે. અજ્ઞાન પ્રાણી એ શૂન્યનેજ બ્રહ્મ માનીને ત્યાંથીજ પાછો ફરે છે. આ તરફ દશ્ય અને પેલી તરફ બ્રહ્મ તથા એ ઉભયની વચ્ચે શૂન્યત્વનું સ્થાન હોય છે; પરંતુ મંદબુદ્ધિ મનુષ્ય તેનેજ બ્રહ્મ કહે છે. તે રાજાને ઓળખતો નથી અને નોકરનેજ રાજા માની લે છે; પરંતુ ખરો રાજા જોવામાં આવતાંજ તે સર્વ મિથ્યા ઠરે છે. એજ પ્રમાણે શૂન્યત્વને બ્રહ્મ માનવાથી પછી બ્રહ્મનો અનુભવ થતાં શૂન્યત્વનો સર્વ ભ્રમ નષ્ટ થઇ તૂટી જાય છે; માટે આ સૂક્ષ્મ વિઘ્નને, રાજહંસ દૂધને ખેંચી લઈ પાણી ફેંકી દે છે તે પ્રમાણે વિચારપૂર્વક નિવૃત્ત કરવું.

આ પ્રમાણે પ્રથમ દશ્યનો ત્યાગ કરવો અને પછી શૂન્યત્વને ઓળંગી જવું; જેથી મૂળમાયાથી પર રહેલો જે પરબ્રહ્મ તેનો સાક્ષાત્કાર થાય છે. અલિપ્તપણાથી જોવાથી વૃત્તિ શૂન્યત્વમાં પડી જાય છે અને તેથીજ મનમાં સંશય ઉત્પન્ન થાય છે. ભિન્નત્વથી જે અનુભવાય છે તેનેજ શૂન્યત્વ કહેવામાં આવે છે; માટે પરબ્રહ્મનો અનુભવ કરવાને માટે તો અભિન્ન

એકરૂપજ થવું પડે છે. આપણે પોતે બ્રહ્મસ્વરૂપ થવું એનું નામજ બ્રહ્મદર્શન છે. ભિન્નપણાથી તો અવશ્ય શૂન્યત્વજ દ્રષ્ટિગોચર થાય છે. શૂન્યત્વ એ કાંઇ પરબ્રહ્મ નથી. બ્રહ્મને જોવો હોય તો તો ખરેખર બ્રહ્મસ્વરૂપ બનવું જોઈએ. આપણે પોતે બ્રહ્મસ્વરૂપ છીએ એ વાત મૂળથીજ સિદ્ધ છે, માટે "હું મન છું" એવી કલ્પનાજ કરવી નહિ. "તું જ આત્મા છે" એમ સાધુઓ કહે છે. સાધુઓ એવું કદિજ કહેતા નથી કે "હું મન છું;" તો પછી "હું મન છું" એવું કોના કહેવાથી માનવું ? સંતોના વચનપર વિશ્વાસ રાખવો એજ શુદ્ધ સ્વાનુભવ છે. ચંચળતા તો મનનોજ સ્વભાવ છે. આપણે કાંઇ એ મનસ્વરૂપ નથી; પરંતુ અચળ બ્રહ્મસ્વરૂપ છીએ. જેનો આપણે અનુભવ લેવો હોય છે તે નિરવયવ વસ્તુ વાસ્તવમાં આપણે પોતે છીએ અને જગતના લોકો પણ આપણોજ અનુભવ કરે છે. લોભી પુરુષ દ્રવ્ય મેળવવા જતાં તે પોતેજ દ્રવ્યસ્વરૂપ બની જાય છે, તોજ પછી તે ઐશ્વર્યનો યથેચ્છ ઉપભોગ કરી શકે છે. આ પ્રકારે દેહબુદ્ધિ છોડતાં સાધકની પણ આજ દશા થાય છે. અનુભવની મુખ્ય વાત આજ છે. પ્રથમથીજ આપણે અને બ્રહ્મ એકજ વસ્તુ છીએ; એજ જ્ઞાનનો વિવેક છે. જ્ઞાનદશક અહીં સમાપ્ત થાય છે. આ રીતે આત્મજ્ઞાનનું નિરૂપણ કર્યું. યથામતિ કહી શકાયું તે કહ્યું; એમાં ન્યૂનાધિકતા હોય તે માટે શ્રોતાઓએ ક્ષમા કરવી જોઇએ.





# दशक ९ मो

## समास १ लो—आशंकानिरूपण.



નિરાકાર એટલે શું ? નિરાધાર એટલે શું ? નિર્વિકલ્પ એટલે શું ? તેનું નિરૂપણ કરીને મને સમજાવો. પરબ્રહ્મનો આકાર નથી એટલે તે નિરાકાર, તેનો કોઇ આધાર નથી એટલે તે નિરાધાર અને તેની કલ્પના કરી શકાતી નથી એટલા માટે તે નિર્વિકલ્પ છે. નિરામય એટલે શું ? નિરાભાસ એટલે શું ? અને નિરવયવ એટલે શું ? તેનું નિરૂપણ કરો. પરમાત્મામાં આમય (માયારૂપ રોગ) નથી એટલા માટે તે નિરામય છે, તેનો ભાસ થતો નથી એટલા માટે તે નિરાભાસ છે અને તેને અવયવ નથી એટલા માટે તે નિરવયવ છે. નિષ્પ્રપંચ એટલે શું ? નિષ્કલંક એટલે શું ? નિરુપાધિ એટલે શું ? તેનું નિરૂપણ કરો. પરબ્રહ્મમાં પ્રપંચ નથી એટલા માટે તે નિષ્પ્રપંચ કહેવાય છે, તેનામાં કલંક નથી તેથી તે નિષ્ક-લંક કહેવાય છે અને તેને ઉપાધિ નથી માટે તે નિરુપાધિ કહેવાય છે. નિરુપમ એટલે શું ? નિરાલંબ એટલે શું ? નિરપેક્ષ એટલે શું ? તે મને સમજાવો. તેને ઉપમા નથી એટલા માટે તે નિરુપમ કહેવાય છે, તેને અવલંબ ( ટેકો ) નથી તેથી તે નિરાલંબ કહેવાય છે અને તેને અપેક્ષા નથી માટે તે નિરપેક્ષ કહેવાય છે. નિરંજન એટલે શું ? નિરં-તર એટલે શું ? નિર્ગુણ એટલે શું ? તેનું પણ નિરૂપણ કરો. પર-બ્રહ્મને અંજન—કાજળ—અજ્ઞાન નથી તેથી તે નિરંજન કહેવાય છે, તેને અંતર નથી તેથી તે નિરંતર કહેવાય છે અને તેને ગુણ નથી તેથી તે નિર્ગુણ કહેવાય છે. નિ:સંગ એટલે શું ? નિર્મળ એટલે શું અને

નિશ્ચલ એટલે શું ? તે સમજાવો. પરબ્રહ્મ નિઃસંગ છે અર્થાત્ તેને સંગજ નથી, તે નિર્મળ છે એટલે તેને મળજ નથી અને તે નિશ્ચલ છે અર્થાત્ તેને ચલનજ નથી. નિઃશબ્દ એટલે શું ? નિર્દોષ એટલે શું ? નિવૃત્ત એટલે શું ? તે સમજાવો. પરબ્રહ્મ નિઃશબ્દ છે અર્થાત્ તેને શબ્દ નથી, તે નિર્દોષ છે અર્થાત્ તેને દોષજ નથી અને તે નિવૃત્તિ છે અર્થાત તેને વૃત્તિજ નથી. નિષ્કામી એટલે શું ? નિર્લેપ એટલે શું ? નિષ્કર્મ એટલે શું ? તેનું પણ નિરૂપણ કરીને મને સમજાવો. પરબ્રહ્મ નિષ્કામ છે અર્થાત્ તેને કામ–ઇચ્છાજ નથી, તે નિર્લેપ છે એટલે તેને લેપજ નથી અને તે નિષ્કર્મ છે અર્થાત્ તેને કર્મજ નથી. અનામ એટલે શું ? અજન્મા એટલે શું ? અપ્રત્યક્ષ એટલે શું ? તેનું પણ નિરૂપણ કરો. અનામ એટલે જેનું નામજ નહિ, અજન્મા એટલે જેનો જન્મજ નહિ અને અપ્રત્યક્ષ એટલે જે પ્રત્યક્ષ નહિ એવો પરબ્રહ્મ. અગણિત એટલે શું ? અકર્તવ્ય એટલે શું ? અને અક્ષય એટલે શું ? તેનું નિરૂપણ કરો. પરબ્રહ્મ અગણિત છે એટલે તેનું ગણિત નથી, તે અકર્તવ્ય છે અર્થાત્ તેને કાંઈ કર્તવ્ય નથી અને તે અક્ષય છે એટલે તેને ક્ષય નથી. અરૂપ એટલે શું ? અલક્ષ્ય એટલે શું ? અને અનંત એટલે શું ? તેનું પણ નિરૂપણ કરો. પરબ્રહ્મ અરૂપ છે એટલે તેને રૂપ નથી, તે અલક્ષ્ય છે એટલે તે લક્ષ્યમાં આવી શકે એવો નથી અને તે અનંત છે અર્થાત્ તેનો અંતજ નથી. અપાર એટલે શું ? અઢળ એટલે શું ? અતકર્ય એટલે શું ? તેનું પણ નિરૂપણ કરીને મને સમજાવો. અપાર એટલે તેનો પારજ નથી, અઢળ એટલે તે ઢળતોજ નથી અને અતકર્ય એટલે તે તર્કમાં આવી શકતો નથી. અદ્વૈત એટલે શું ? અદૃશ્ય એટલે શું ? અચ્યુત એટલે શું ? તેનું પણ નિરૂપણ કરો. અદ્વૈત એટલે તેમાં દ્વૈતજ નથી, અદૃશ્ય એટલે તે દૃશ્ય થતોજ નથી અને અચ્યુત એટલે તે ચ્યુત થતો નથી. અચ્છેદ્ય એટલે શું ? અદાહ્ય એટલે શું ? અકલેદ્ય એટલે શું ? તે પણ મને સમજાવો. અચ્છેદ્ય એટલે તેનો છેદ કરી શકાતો નથી, અદાહ્ય એટલે તે બળી શકતો નથી અને અકલેદ્ય એટલે તે ભીંજાતો નથી; એવો તે પરબ્રહ્મ છે. પરબ્રહ્મ સર્વથી અતીત છે. જોવા જઇએ તો તે આપણે પોતેજ છીએ. આ વાત સદ્‌ગુરુ કરવાથી સ્વાનુભવવડે સમજાય છે.

# સમાસ ૨ જો—બ્રહ્મનિરૂપણ.




જે કાંઇ સાકાર જણાય છે તેનો કલ્પના અંતે નાશ થાય છે; પરંતુ પરમાત્મસ્વરૂપ તો નિરંતર હોય છે તેવુંજ રહે છે. જે વસ્તુ સર્વ વસ્તુઓમાં સારરૂપ છે, જે મિથ્યા નહિ પરંતુ સત્ય છે, જે નિત્ય નિરંતર સર્વત્ર હોય છે, તેજ પરમાત્માનું રૂપ છે. તેનેજ સ્વરૂપ કહેવામાં આવે છે. એ સિવાય પણ તેનાં અનેક નામો છે. જ્ઞાન થવાને માટે તેને નામ આપ્યું છે. વાસ્તવમાં તે સ્વરૂપ નામાતીત છે અને તે સદાકાળ જેવું ને તેવું બન્યું છે. તે દૃશ્યની અંદર અને બહાર વ્યાપ્ત છે, તોપણ તે વિશ્વથી ગુપ્ત છે. જુઓ તો ખરા, એ અખંડ સ્વરૂપ પાસે હોવા છતાં પણ તે પાસે નથી એમ લાગે છે! પરમેશ્વરનું આવું વર્ણન સાંભળતાં દ્રષ્ટિને તેને જોવાની ઇચ્છા થાય છે; પરંતુ જોવા જઇએ એટલે તો સર્વ દૃશ્યજ દ્રષ્ટિગોચર થાય છે. દૃશ્ય એજ દ્રષ્ટિનો વિષય છે અને તે પ્રત્યક્ષ થતાં દ્રષ્ટિને સંતોષ થાય છે. પરંતુ આ દર્શન સત્ય નથી. દ્રષ્ટિને જે જે દેખાય છે તે સર્વ નાશવંત છે, એવું શ્રુતિવચન છે; ( यद्दष्टं तन्नष्टं ) માટે દ્રષ્ટિને જે દેખાય છે તે સ્વરૂપ નથી. સ્વરૂપ તો નિરાભાસ છે અને દૃશ્ય તો ભાસવાવાળું છે. ભાસનો નાશ થાય છે, એમ વેદાંતશાસ્ત્રમાં કહેલું છે. જોવા જઇએ ત્યારે દૃશ્યજ ભાસે અને “ વસ્તુ ” તો દૃશ્યથી પર છે. સ્વાનુભવથી જોઇએ તોજ દૃશ્યની અંદર બહાર તે જણાય છે. આ પ્રમાણે જે કેવળ નિરાભાસ અને નિર્ગુણ છે તેનાં લક્ષણો શી રીતે વર્ણવવાં ? પરંતુ તે સ્વરૂપ સદા પાસેજ છે એમ જાણવું. જેમ આકાશમાંજ સર્વ ભાસનો ભાસ થાય છે છતાં સર્વ ભાસમાં આકાશ રહેલું હોય છે, તેમ જગદીશ પણ સર્વની અંદર-બહાર સદા રહેલા છે. તે ઉદકમાં રહેવા છતાં ભીંજાતો નથી, પૃથ્વીમાં રહેવા છતાં ગુંગળાઇ જતો નથી અને અગ્નિમાં રહેવા છતાં બળતો નથી; એવું તે પ્રભુનું સ્વરૂપ છે. ઉંડા પાણીમાં હોવા છતાં તે ડૂબતો નથી, વાયુમાં છતાં તે ઉડતો નથી અને સુવર્ણમાં રહેવા છતાં સુવર્ણની પેઠે ઘડાતો નથી. આ પ્રમાણે સદાકાળ સર્વમાં તે વ્યાપી રહેલો છે, છતાં કળવામાં

ાવતો નથી. જીવ અને તે એક—અભેદ હોવા છતાં તેમાં ભેદ પડાવનાર
હંતા છે. તેના સ્વરૂપનું જ્ઞાન થવાને માટે કેટલાંક લક્ષણો કહું છું;
ટે હવે અહંતાનું વર્ણન લક્ષ્ય દઈને સાંભળો.

જે સ્વરૂપની તરફ જાય છે, જે અનુભવની સાથે રહે છે અને જે
નુભવના સર્વ શબ્દો બોલી બતાવે છે, જે કહે છે કે ' હું ' જ 'સ્વરૂપ'
તેજ અહંતા છે અને તે નિરાકારમાં આપોઆપજ પૃથક્ થઈ જાય
. હુંજ સ્વતઃ બ્રહ્મ છું એમ કહેવું એ પણ અહંતાનો ભ્રમજ છે. સૂક્ષ્મ
તે જોવાથીજ એ ભ્રમ સમજાય છે. કલ્પનાજ હેતુ ધારણ કરે છે; પરંતુ
હ્મ તો કલ્પનાતીત છે. અનંતનો અંત હોઈ શકતો નથી. આઠ દેહોનો
ભવ એ " અન્વય " કહેવાય છે અને તેનો સંહાર " વ્યતિરેક "
કહેવાય છે. આ અન્વય અને વ્યતિરેક પણ શાબ્દિક જ્ઞાનજ છે.
ઃશબ્દ એવા પરબ્રહ્મનો અંતર વિવેક તો સૂક્ષ્મ વિચારપૂર્વકજ જોવો
ઈએ. પ્રથમ વાચ્યાંશને ગ્રહણ કરવો અને પછી લક્ષ્યાંશને જોવો. લક્ષ્યાં-
ની પ્રતીતિ થતાં વાચ્યાંશ રહીજ શી રીતે શકે ? સર્વ બ્રહ્મ અને વિમલ
હ્મ એ કેવળ ' વાચ્ય ' અંશનાજ પ્રકાર છે. ' લક્ષ્ય ' અંશને શોધતાં
વાચ્ય અંશ દૂર થઈ જાય છે. સર્વબ્રહ્મ અને વિમલબ્રહ્મ એ ઉભય
હ્મો પ્રત્યક્ષ વાચ્યાંશમાંજ છે. લક્ષ્યાંશમાં લક્ષ્ય આપવાથી તે રહેતા નથી.
ા લક્ષ્યાંશનોજ અનુભવ લેવો જોઇએ; એમાં વાચ્યાંશની આવશ્યકતા
થી. સાક્ષાત્ અનુભવની બાબતમાં વાણીનો આરંભજ કેવો ? જ્યાં પરા,
શ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચારે વાણી કુંઠિત થઈ જાય છે ત્યાં
બ્દની કળા કુશળતાનું કામજ શું ? સર્વ શબ્દ બોલતાંજ નાશ પામે છે,
ા પછી એમાં શાશ્વતતા કયાંથી હોય ? પ્રત્યક્ષને માટે પ્રમાણની જરૂ-
જ નથી. શબ્દ પ્રત્યક્ષ નાશવંત હોવાથીજ પક્ષપાત થાય છે. સર્વબ્રહ્મ
ને વિમલબ્રહ્મ એવો ભેદજ અનુભવમાં નથી. હવે અનુભવનાં લક્ષણ
ાંભળો. અનુભવ એટલે અનન્યતા. અનન્યનાં લક્ષણો આ છેઃ—

અનન્ય એટલે અન્ય નહિ તે; જેમકે આત્મનિવેદન શરીરાદિક દ્વૈતનો
બંધ તૂટયો એટલે શાશ્વત આત્માજ આત્મભાવથી સ્થિર રહે છે.
ોતામાં પોતાપણું ( અહંભાવ ) ન રહેવું એજ નિસ્સંગનું લક્ષણ છે.
નું જ્ઞાન થવાને માટેજ વાચ્યાંશ કહેવામાં આવે છે. બાકી જે લક્ષ્યાંશ છે
વાચ્યાંશથી યથાર્થ રૂપે તો શી રીતે દર્શાવી શકાય ? લક્ષ્યાંશની પ્રતીતિ

તાં મહાવાક્યનું વિવરણ આપોઆપ સમજાવા લાગે છે. તત્ત્વજ્ઞાનનું ચિંતન કરો, નિર્ગુણબ્રહ્મનો વિચાર કરો અને પોતામાંજ પોતાને પામો. એટલે સર્વ જ્ઞાન થશે. શબ્દોચ્ચાર કર્યા વિનાજ આત્મસ્વરૂપનું ચિંતન કરવું જોઈએ, પુનઃ પુનઃ પણ તેનુંજ ચિંતન કરતા રહેવું જોઈએ અને એટલા માટેજ મહાપુરુષોને અબોલ રહેવું શોભે છે.* બ્રહ્મનું વર્ણન કરતાં શબ્દો મૂક બની જાય છે અને શ્રુતિ નેતિ નેતિ કહે છે; એ તો પ્રત્યક્ષ અનુભવની વાત છે. પ્રતીતિ થઈ ગયા પછી સંશય રાખવો એ તો સાક્ષાત્ દુરાગ્રહ છે અને ત્યારે તો એમજ કહેવું જોઈએ કે "હું અજ્ઞાન છું, મને કાંઈ પણ સમજાતું નથી." હું મિથ્યા, મારૂં બોલવું મિથ્યા; હું મિથ્યા, મારૂં ચાલવું મિથ્યા; હું અને મારૂં સર્વસ્વ મિથ્યા અને કાલ્પનિક છે. મારૂં મૂળમાંજ સ્થાન નથી, મારૂં સર્વ બોલવું વ્યર્થ છે; આ સર્વ પ્રકૃતિનો સ્વભાવ છે અને પ્રકૃતિ પોતે પણ મિથ્યા છે. પ્રકૃતિ અને પુરુષ એ ઉભયનો જ્યાં લય થઈ જાય છે, ત્યાં હુંપણું શેષ રહે એમ બનેજ કેમ? "હું મૌન છું" એમ બોલવાથી જેમ મૌનનો ભંગ થઈ જાય છે, તે પ્રમાણે જ્યાં સર્વ અશેષ ( નષ્ટ ) થઈ જાય છે ત્યાં વિશેષ આવેજ ક્યાંથી? વિવેકબળ જાગૃત થતાં બોલવા છતાં મૌન ભાગશે નહિ, કર્મ કર્યા છતાં પણ નિષ્ક્રિય બનશો અને રહેવા છતાં પણ જરાએ નહિ રહો.

## समास ३ जो—निःसंदेहनिरूपण.



ત્યારે શ્રોતાએ શંકા કરી કે, વળી આ બ્રહ્મજ્ઞાન કેવું? હોવા છતાં પણ કાંઈ ન હોવું એ શી રીતે બની શકે? સકલ કર્મ કર્યા છતાં અકર્તાપણું, સકલ ભોગ ભોગવવા છતાં અભોક્તાપણું અને સર્વમાં રહેવા છતાં સર્વથી અલિપ્તપણું શી રીતે આવી શકે? આપ કહો છો કે યોગી સર્વ ભોગ ભોગવ્યા છતાં પણ અભોક્તા રહે છે તો એજ ન્યાય પ્રમાણે શું તે સ્વર્ગ નરકને ભોગવ્યા છતાં

* બ્રહ્મ અનિર્વાચ્ય હોવાથી મહાત્માઓ શબ્દદ્વારા તેનું વર્ણન કરતા નથી. સત્ય છે કેઃ—"**गुरोस्तु मौनं व्याख्यानम् .**"

પણ અભોકતાજ રહે છે ? ભોગી મનુષ્ય તો જન્મ–મૃત્યુને ભોગવતોજ રહે છે; પરંતુ યોગી તેને ભોગવ્યા છતાં પણ અભોકતા રહે છે, એમ જો હોય તો શું એજ ન્યાયે તેને પાતક પણ લાગતાં નથી ? એમજ હોય તો પછી યોગીને મારીએ તોપણ ન માર્યા સમાન, તે રડે તોપણ ન રડયા સમાન અને તે દુઃખોદ્ગાર કાઢે તોપણ તે ન કાઢયા સમાનજ થાય છે! જન્મ નહિ હોવા છતાં પણ તેનો જન્મ થયા સમાન તથા પતિત નહિ હોવા છતાં પણ તે પતિત થયા સમાન ઠરે છે; અને યાતના નહિ છતાં પણ તેણે નાના પ્રકારની યાતના ભોગવ્યા બરાબર ઠરે છે! આવી શંકા કરી શ્રોતાઓ આડે માર્ગે ચઢી ગયા; માટે હવે તેમનું સમાધાન કરવું જોઈએ.

વકતાએ કહ્યું કે સાવધ થાઓ. તમે તમારી મતિ પ્રમાણે ઠીક કહો છો; પરંતુ તમને તમારા પોતાના તેવા અનુભવને લીધેજ એમ લાગે છે. જેનો જેવો અનુભવ હોય છે તેવું તે બોલે છે; પરંતુ સંપત્તિ વિના ધનવાન બનવું નિરર્થક છે. જ્ઞાનની સંપત્તિનો અભાવ અને અજ્ઞાન રૂપ દારિદ્ય હોવાથી મનુષ્ય કેવલ શબ્દજ્ઞાનને લીધે સદા સર્વદા આપત્તિજ ભોગવતો રહે છે. યોગી યોગેશ્વરને ઓળખે છે, જ્ઞાની જ્ઞાનેશ્વરને ઓળખે છે અને ચતુર મહા ચતુરને ઓળખે છે. અનુભવીજ અનુભવીને ઓળખે છે, અલિપ્તજ અલિપ્તને ઓળખે છે અને વિદેહીજ વિદેહીને જોતાં ઓળખે છે. જે માણસ બદ્ધને સિદ્ધ જેવો અને સિદ્ધને બદ્ધ સરખો માને છે તે અજ્ઞાનીજ છે, એ કહેવું પડે તેમ નથી. જેના અંગમાં ભૂતનો સંચાર થયો હોય તે પણ દેહધારી હોય છે અને પંચાક્ષરી ( ભૂત કહાડનારો ) પણ દેહધારીજ હોય છે; પરંતુ તે ઉભયને સરખા કેમ કહેવાય ? એજ પ્રમાણે પતિત અજ્ઞાની અને જીવન્મુકત જ્ઞાનીને જે સરખા માને તેને સુજ્ઞ શી રીતે કહી શકાય ? અસ્તુ. એ એકજ દ્રષ્ટાંતથી અટકીને હવે કેટલુંક અનુભવનું વર્ણન કરીશ; માટે શ્રોતાઓએ ક્ષણભર સાવચેત થવું.

જ્ઞાનથી જે મુકત થયેલો હોય, વિચારથી જે શાંતિ પામેલો હોય અને અનન્ય બની જવાથી જે બિલકુલ શેષ રહેલો નથી, તેને શોધવો કેવી રીતે ? તેને શોધવા જતાં તેના જેવાજ બનવું પડે છે અને તદ્રૂપ–બ્રહ્મસ્વરૂપ થયા એટલે કાંઈ બોલી શકાતું નથી. દેહમાં જોવાથી તે દેખાતો નથી, તત્ત્વ-વિચારવડે જણાતો નથી, બ્રહ્મ છે પરંતુ કોઇ પણ પ્રયત્નથી તે ઓળખી શકાતો નથી. જોવામાં તો દેહધારી છે, પરંતુ અંદરથી નિર્વિકારી છે; તો પછી તેને

ઓળખવો હોય તો અંતઃકરણમાંજ તેને શોધવો એટલે તે નિત્ય–નિરંતર છે એમ જણાઇ આવશે. જેને શોધતાં વિકાર પણ નિર્વિકાર બની જાય છે, તે કેવલ પરમાત્મા છે. તેનામાં માયાનો મળ નથી. તે અખંડ હોઈ તેને કામનાનો સ્પર્શ પણ નથી. આવો જે યોગીરાજ હોય તે સહજજ આત્મા છે. તે સાક્ષાત્ પૂર્ણ બ્રહ્મ અને વેદબીજ હોવાથી કેવળ દેહની તરફ જોવાથી તેને ઓળખી શકાતો નથી. દેહની ભાવના કરવાથી દેહજ દેખાય છે અને ગુહ્ય વાત તો વેગળીજ રહે છે. ઉંડો વિચાર કરવાથીજ પ્રતીત થાય છે કે યોગીરાજને જન્મમરણ હોતું નથી. જેને જન્મ–મરણ હોય છે તે કદિ પણ અંતરાત્મા નથી. જે છેજ નહિ તેને લાવવો કયાંથી અને કેવી રીતે? નિર્ગુણને જન્મ અને મૃત્યુ છે, એવી કલ્પના કરવાથી સ્વયં આપણનેજ જન્મ અને મૃત્યુ પ્રાપ્ત થાય છે. મધ્યાન્હકાળે સૂર્યપર થુંકવાથી તે થુંક ઉલટું આપણી પોતાની ઉપરજ આવી પડે છે; તેમ અન્યનું જેવું ચિંતન કરીએ તેવું આપણી પોતાની ઉપરજ આવી પડે છે. એકાદ મહાન રાજાનું માહાત્મ્ય સાંભળવાથી સમાધાન થાય છે; પરંતુ શ્વાનનું ભસવું સાંભળવાથી શો લાભ ? કારણકે કૂતરાં તે આખરે કૂતરાંજ છે. આજ પ્રમાણે જ્ઞાની સત્ય સ્વરૂપ–બ્રહ્મ સ્વરૂપ–હોય છે; પરંતુ અજ્ઞાની તેને મનુષ્ય સ્વરૂપે માને છે અને પરમેશ્વર પણ તેની તેવી ભાવના પ્રમાણેજ ફળ આપે છે. પરમાત્મા નિરાકાર અને નિર્ગુણ છતાં લોકો તેને પાષાણ માને છે; પરંતુ તેથી કરીને કાંઇ પાષાણની પેઠે નિર્ગુણ બ્રહ્મ ફૂટી જતો નથી. પરમાત્મા સદા સર્વદા એકજ અને સર્વત્ર ભરેલો છે, લોકોએ તેને અનેક પ્રકારનો બનાવ્યો છે, તેથી કરીને વાસ્તવમાં કાંઇ તે અનેક પ્રકારનો બન્યો નથી; તેજ પ્રમાણે આત્મજ્ઞાની સાધુ હોય છે તે આત્મબોધના યોગથી પૂર્ણ સમાધાનને પ્રાપ્ત થયેલો હોય છે અને વિવેકવડે આત્મારૂપેજ બનેલો હોય છે.

લાકડું બળીને અગ્નિ બનવા છતાં પણ આકાર રહેવાને લીધે અગ્નિ લાકડાનાજ આકારનો દેખાય છે; પરંતુ એટલા માટે અગ્નિ કાંઈ લાકડુંજ બની ગયો છે એમ કદિ પણ કહી શકાશે નહિ. કપૂરના જેવીજ જ્ઞાનીના દેહની દશા છે. કપૂર એક વાર બળી ગયું એટલે તેને તમે કેળના ઉદરમાં -ગર્ભમાં જન્માવશો કેવી રીતે? શેકેલાં બી કાંઈ ઉગતાં નથી, બળી ગયેલાં વસ્ત્ર કાંઇ પાથરી શકાતાં નથી અને ગંગાના જળમાં ભરેલો અન્ય

જળનો ઓઘ કાંઈ જુદો પાડી શકાતો નથી. ઓઘ તો ગંગાની પાછળ દેખાય છે, કારણ કે ગંગા એકદેશીય છે; પરંતુ સાધુનો કાંઇ પણ ભાસ થતો નથી, કારણ કે જે આત્મામાં તલ્લીન થઇ ગયેલો હોય છે તે આત્મા સર્વગત હોય છે. પારસથી બનેલું લોહનું સુવર્ણ કાંઈ લોઢું થતું નથી, તેમ આત્મસ્વરૂપને પામેલા સાધુને પુનર્જન્મ હોતો નથી; પરંતુ અજ્ઞાન, જડ અને મૂઢ પ્રાણીને આ વાત સમજાતીજ નથી. અંધને કાંઇજ દેખાય નહિ એ તો જાણે ઠીક; પરંતુ આવા દેખતા આંધળાઓને સન્નિપાતમાં લવરી કરનારા માણસ જેવાજ સમજવા. સ્વપ્નમાં ભય પામેલો માણસ સ્વપ્નમાંજ બરાડા પાડે છે; પરંતુ તેથી કરીને જાગૃત માણસને તે ભય ક્યાંથી લાગે ? સર્પના આકારનું મૂળીયું જોઈને એક માણસ ભય પામે અને બીજો તેને ઓળખી ચૂકેલો હોવાથી નિર્ભય રહે તો આ ઉભયની અવસ્થા સરખી શી રીતે કહેવાય ? કોઇ માણસ તે કાષ્ઠને હાથમાં પકડે તો તે કાંઇ કરડતું નથી; પરંતુ બીજા માણસને આ પર શ્રદ્ધા બેસતી નથી. આનું તાત્પર્ય એ છે કે તેની કલ્પનાજ તેને ભય આપી રહી છે. કોઈ માણસને વિંછી કિંવા સર્પ કરડતાંજ તેજ માણસને દુઃખ થશે. ઇતર માણસો શા માટે ટળવળશે ? આથી શ્રોતાઓનો સંદેહ નિવૃત્ત થાય છે. અર્થાત્ જ્ઞાનીઓનેજ જ્ઞાન સમજાય છે; અજ્ઞાનીઓ કાંઇ જન્મ–મરણના પાશમાંથી છૂટતા નથી. કેવળ જ્ઞાન નહિ હોવાથીજ અજ્ઞાનીઓ આટલી બધી વિડંબનામાં પડયા છે. અજ્ઞાનને લીધેજ માણસો જન્મ મૃત્યુનું કષ્ટ પામે છે. આજ વિષયનું નિરૂપણ આગળ સ્પષ્ટતાપૂર્વક કર્યું છે; માટે હવે તે પૂર્ણ સાવધાન થઇને સાંભળો.

# समास ४ थो–अजाण अने सुजाण.



પૃથ્વીમાં સર્વ લોકો વસે છે પણ તેમાં કોઈ સશક્ત છે તો કોઈ અશક્ત છે; કોઈ પવિત્ર છે તો કોઈ અપવિત્ર છે. આમ શા માટે હશે ? કેટલાક રાજા થઇને આનંદ કરે છે તો કેટલાક દરિદ્રતા ભોગવે છે. કેટલાક ઉત્તમ હોય છે તો કેટલાક અધમ હોય છે. આમ શા કારણથી થયું હશે ? તે સમજાવવાની કૃપા કરો. એ પ્રમાણે શ્રોતાએ પૂછ્યું. હવે એનો ઉત્તર શ્રવણ કરો. આ સર્વ ગુણનીજ લીલા છે. ગુણવાન મનુષ્યો વૈભવો ભોગવે છે અને અવગુણવાળાને દારિદ્રની પ્રાપ્તિ થાય છે એમાં સંદેહ નથી. જે માણસ જે જાતિમાં જન્મ લે છે તેને તે જાતિનો ધંધો સાધ્ય થાય છે અને લોકો તેને સારો કારીગર કહે છે. સુજાણ મનુષ્ય કાર્ય કરે છે અને અજાણ કાંઇ પણ કરી શકતો નથી. સુજાણ મનુષ્ય સુખે પેટ ભરે છે અને અજાણને ભીખ માગવી પડે છે. આ વાત તો પ્રકટજ છે. જગતમાં જોવાથી પણ પ્રત્યક્ષજ દેખાય છે કે વિદ્યાહીન મનુષ્ય ભાગ્યહીન બને છે અને વિદ્વાન માણસ ભાગ્યવાન બને છે. પોતાની “ વિદ્યા શીખશે નહિ તો પછી શું ભીખ માગશે ? ” એમ વડીલો પણ જ્યાં ત્યાં શિખામણ આપે છે. પિતા ભિખારી હોય છે અને પુત્ર શ્રીમંત બને છે. આનું કારણ પણ તે વિદ્યામાં વિશેષ હોય છે એજ છે. મનુષ્યમાં જો વિદ્યા ન હોય, વિચાર ન હોય, ઉદ્યોગ ન હોય, કૌશલ્ય ન હોય અને યત્ન ન હોય તો પછી તે ભાગ્યહીનજ રહે છે. જ્યાં સદ્‌ગુણોનો વાસ હોય છે ત્યાં વૈભવોની ઉણપ હોતી નથી. ગુણવાન મનુષ્ય વૈભવોનો ત્યાગ કરે તોપણ વૈભવ તેની પાછળ દોડે છે. પિતા શ્રીમાન છતાં પુત્ર ભિખારી હોવાનું કારણ એ છે કે, તે પિતાના જેવો ઉદ્યોગ કરતો નથી. વળી જેટલી વિદ્યા તેટલીજ હામ હોય છે; જેટલો ઉદ્યોગ છે તેટલીજ સંપત્તિ હોય છે અને લોકો પણ માણસના ગુણ પ્રમાણેજ તેને માન આપે છે. જ્યાં વિદ્યા નથી કે વૈભવ નથી ત્યાં નિર્મળતા પણ ક્યાંથી હોય ? એવો મનુષ્ય કદરૂપો, મેલો, ઘેલો અને રોગી જેવો જણાય છે. જગતમાં પશુ–પક્ષી પણ જો ગુણવાન હોય છે

તો તેને લોકો પાળે છે, તો પછી ગુણવાન મનુષ્યનો આદર થાય એમાં શી નવાઇ ? ખરેખર ગુણવિનાના કોઇ પણ પ્રાણીનું જીવવું વૃથાજ છે. પ્રાણીમાત્રમાં જો ગુણ ન હોય તો ગૌરવ પણ હોતું નથી, સામર્થ્ય ન હોય તો મહત્ત્વ પણ હોતું નથી અને કુશળતા ન હોય તો ચતુરાઇ પણ હોતી નથી. મનુષ્યમાં ઉત્તમ ગુણ હોવા એજ ભાગ્યશાળીપણાનું લક્ષણ છે. સારાં લક્ષણ ન હોય ત્યાં કુલક્ષણ આપોઆપજ આવે છે. લોકોમાં સુજાણનેજ માન મળે છે. જેનામાં કોઇ પણ એક વિદ્યા હોય છે તેજ મોટાઇ પામે છે.

વ્યવહારમાં કે પરમાર્થમાં સુજાણ મનુષ્યજ સમર્થ હોય છે. અજાણ મનુષ્યનું તો જીવનજ વ્યર્થ અને નિષ્કારણ જાણવું. અજાણપણામાંજ વિંછી અને સર્પ દંશ કરે છે, અજાણપણાથીજ જીવનો ઘાત થાય છે અને અજાણપણાથીજ અનેક કાર્યો નાશ પામે છે. અજાણપણાથીજ મનુષ્ય ફસાઇ પડે છે, અજાણપણાથીજ ઠગાય છે અને અજાણપણાથીજ કંઈ એક પદાર્થો ભૂલી જાય છે તથા ગુમાવી દે છે. અજાણપણાને લીધેજ વૈરી હરાવે છે, અજાણપણાને લીધેજ સંકટમાં આવી પડાય છે અને અજાણ-પણાને લીધેજ સંહાર થાય છે તથા જીવનો નાશ થાય છે. મનુષ્ય પોતાનું હિત શામાં છે તે ન જાણતો હોવાથીજ દુઃખ ભોગવે છે. જ્ઞાન ન હોવાથીજ અજ્ઞાની માણસને અધોગતિ પ્રાપ્ત થાય છે.

માયા અને બ્રહ્મ, જીવ અને શિવ, સાર અને અસાર, ભાવ અને અભાવ એનું જ્ઞાન મેળવવાથીજ જન્મ–મરણ નષ્ટ થાય છે. કર્તા કોણ છે અને બંધન મોક્ષ કોને થાય છે, એનું નિશ્ચયપણે જ્ઞાન મેળવવાથીજ જન્મ–મરણમાંથી છુટકો થાય છે. જે માણસ પરમાત્મા નિર્ગુણ છે એમ જાણે છે, ' હું કોણ છું ' તે જાણે છે અને એકનિષ્ઠપણાનાં લક્ષણોને જાણે છે તે મુક્ત થાય છે. જેણે જેટલું જાણ્યું તેણે તેટલું દૃશ્ય જગતને ઓળંગ્યું સમજવું અને જેણે 'જાણનાર' ને જાણ્યો તેનું તો હુંપણાનું મૂળજ નષ્ટ થઈ જાય છે. જાણનારને જાણ્યા વિના નાના પ્રકારનાં કરોડો સાધન કરવામાં આવે તોપણ તે મોક્ષનો અધિકારી થતો નથી. માયા અને બ્રહ્મને ઓળખવાં જોઇએ અને પોતાને પણ પોતે જાણવો જોઈએ. આટલું કરવાથી સ્વાભાવિક રીતેજ જન્મ–મરણનો ફેરો ટળી જાય છે. મહાત્માજનોના અંતઃક-રણમાં રહેલું જ્ઞાન જાણીને પ્રસંગાનુસાર તે પ્રમાણે વર્તવાથી મનુષ્યને

અપાર સુખ-વૈભવ પ્રાપ્ત થાય છે. 'જાણવું' એ કાંઇ સામાન્ય વાત નથી. જાણનારો મનુષ્યજ સર્વમાન્ય થાય છે; કશુંજ નહિ જાણનારનું સર્વત્ર અપમાન થાય છે. અજાણ મનુષ્ય કોઈ પદાર્થ જોઇ તેને ભૂત ધારીને ડરથી પ્રાણત્યાગ કરે છે; પરંતુ સુજાણ મનુષ્ય ભૂતની વાત મિથ્યા છે એમ સમજે છે. તત્ત્વ શું છે તે જ્ઞાનીજ જાણે છે અને અજ્ઞાની મિથ્યા કર્મોમાં ફસી રહે છે. ધર્મ શું છે અને અધર્મ શું છે એ સર્વ જ્ઞાની-નેજ સમજાય છે. અજ્ઞાનીની પાછળ યમયાતના લાગેલીજ હોય છે અને જ્ઞાનીની પાછળ તેવું કાંઈ હોતું નથી. સર્વ વાત સમજી લઇને વિચાર કરે છે તે મુક્ત થાય છે. કેટલાક માણસો રાજનીતિ નહિ સમજવાથી અપમાન પામે છે; એટલુંજ નહિ પરંતુ પ્રાણ પણ ગુમાવી બેસે છે. અજ્ઞાન-તાને લીધે સર્વ કોઇને સંકટ આવી પડે છે; માટે અજ્ઞાન રહેવું એ મહાદુ:ખકારક છે. અજ્ઞાન માણસ અભાગીજ રહે છે, જ્યારે જ્ઞાન મેળ-વવાથી જન્મ-મરણ ટળે છે; માટે જ્ઞાન એજ તરવાનો ઉપાય હોવાથી તે પ્રત્યે દુર્લક્ષ્ય કરશો નહિ. જ્ઞાનના યોગથીજ પરલોકનો માર્ગ પ્રાપ્ત થાય છે. જ્ઞાન સર્વ મનુષ્યોને ઇષ્ટ લાગે છે, માત્ર મૂર્ખનેજ લાગતું નથી. જ્ઞાનથીજ નિર્લેપપણાની કુંચી કળાય છે. એક માત્ર જ્ઞાન વિના પ્રાણી-ઓને જગતમાંથી કોણ છોડાવી શકે તેમ છે ? કોઈ પણ કામની માહિતી જ્ઞાન વિના મળતી નથી. જ્ઞાન એટલે સ્મરણ અને અજ્ઞાન એટલે વિસ્મરણ. એ બંનેમાંથી સારૂં કયું તે શાણા મનુષ્યો જાણે છે. જ્ઞાનીઓ શાણા છે અને અજ્ઞાની મૂર્ખ તથા દીન હોય છે. સાક્ષાત્કાર શું છે તે પણ જ્ઞાનથીજ સમજાય છે. જે સ્થિતિમાં જ્ઞાતાપણું ( દેહાભિમાન ) ટળી જાય છે ત્યાં બોલવું પણ સમાપ્ત થઇ જાય છે; અને એ બંને કારણોથી રહિત થવાયું એટલે અનિર્વાચ્ય સમાધાન મળેછેજ.

આટલું સાંભળી શ્રોતા કહે છે કે આ વાત સત્ય છે, એથી અમને ઘણું સમાધાન પ્રાપ્ત થયું; પરંતુ હવે અમને પિંડ અને બ્રહ્માંડની એક-તાનાં લક્ષણો બતાવવા કૃપા કરો. ઘણા લોકો કહે છે કે, " પિંડે સો બ્રહ્માંડે; " પરંતુ આપ અમને એ એવી રીતે જણાવજો કે જેથી અમને તેનો અનુભવ થાય.

# समास ५ मो—पिंड अने ब्रह्मांड.



ડના જેવીજ બ્રહ્માંડની રચના હોવાની વાત અમારાથી સમજાતી નથી. એની પ્રતીતિ કરવાને માટે અનેક મતો સુદ્ધાં ભ્રમમાં પડેલા છે. “ પિંડે સો બ્રહ્માંડે ” એમ બોલવાની લોકોની રૂઢિ છે અને તત્ત્વજ્ઞો પણ એમજ બોલ્યા કરે છે. પિંડમાંના અને બ્રહ્માંડમાંના વ્યાપારો એકસરખા છે એમ લોકો બોલે છે ખરા; પરંતુ અનુભવમાં તો તે મિથ્યાજ જણાય છે. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એવા પિંડના જેમ ચાર દેહો છે, તેમ બ્રહ્માંડના પણ વિરાટ, હિરણ્યગર્ભ, અવ્યાકૃત અને મૂળપ્રકૃતિ એવા ચાર દેહ છે. અસ્તુ. આ તો શાસ્ત્રકથન થયું; પરંતુ એની પ્રતીતિ શી રીતે કરવી ? પ્રતીતિ કરવા જતાં તો સર્વ ઘોંટાળો જણાય છે. પિંડમાં જેમ અંતઃકરણ હોય છે તેમ બ્રહ્માંડમાં વિષ્ણુ હોય છે એમ જાણો. પિંડમાં જેમ મન છે તેમ બ્રહ્માંડમાં ચંદ્ર કહેવાય છે. પિંડમાં જેમ બુદ્ધિ છે તેમ બ્રહ્માંડમાં બ્રહ્મા રહેલા છે એમ જાણો. પિંડમાં જેમ ચિત્ત છે તેમ બ્રહ્માંડમાં નારાયણ છે એમ જાણો. પિંડમાં જેમ અહંકાર કહેવાય છે તેમ બ્રહ્માંડમાં રુદ્ર રહેલા જાણો. આ પ્રમાણે વિચાર શાસ્ત્રમાં કહેલો છે. શાસ્ત્રમાં એ પ્રમાણે કહેલું છે તો પછી વિષ્ણુનું અંતઃકરણ, ચંદ્રનું મન અને બ્રહ્મદેવની બુદ્ધિ એ સર્વ કેવાં છે તે મને સમજાવો. નારાયણનું ચિત્ત કેવું છે અને રુદ્રમાં અહંકાર કેવો છે, એ સર્વનો વિચાર પણ સમજાવો. પ્રતીતિ અને નિશ્ચયની આગળ અનુમાન એ તો માત્ર સિંહની આગળ કૂતરા સમાનજ છે. ખરાની આગળ ખોટાને કેવી રીતે પ્રમાણરૂપ મનાય ? પરંતુ તેમાં પરીક્ષકની અપેક્ષા છે. પરીક્ષકદ્વારાજ સત્ય વાત સમજાય છે. પરીક્ષા ન જાણવાથીજ અનુમાનમાં અને સંશયમાં રહેવું પડે છે. હે સ્વામિન્ ! વિષ્ણુ, ચન્દ્ર, બ્રહ્મદેવ, નારાયણ અને રુદ્ર એ પાંચેનાં અંતઃકરણપંચક અમને સમજાવો. અહીં અનુભવજ પ્રમાણરૂપ છે. શાસ્ત્રના અનુમાનની આવશ્યકતા નથી અથવા શાસ્ત્રદ્વારા જાણ્યા પછી પણ જાણેલી વાતનો સાક્ષાત્કાર ( અનુભવ ) તો

મેળવવોજ જોઈએ; કારણકે અનુભવ વિનાનું બોલવું એ સર્વ રુદન સમાન કંટાળાભરેલું હોય છે. અહો ! અનુભવના નામે જ્યાં શૂન્યજ હોય ત્યાં સાંભળવાનું પણ શું હોય ? અને શોધવાનું પણ શું હોય ? જ્યાં સર્વ આંધળાજ ભેગા થયા હોય ત્યાં દેખતાનું ચાલેજ શું ? જ્યાં અનુભવ-રૂપી નેત્ર નથી ત્યાં અંધકારજ સમજવો. જ્યાં નથી દૂધ કે નથી પાણી; પરંતુ માત્ર વિષ્ટાજ પડી હોય ત્યાં રાજહંસોનું શું કામ ? ત્યાં તો બક-વાદ કરનારા કાગડાઓનુંજ કામ છે.

પોતાની ઇચ્છા પ્રમાણે કલ્પના તો કરી લીધી કે "પિંડે સો બ્રહ્માંડે;" પરંતુ તે કોઈ પ્રકારે અનુભવમાં તો આવવું જોઇએ ? માટે એ સર્વ અનુમાનજ છે. એ સર્વ કલ્પનાનું અરણ્યજ છે. ભલા માણસો એ અર-ણ્યના આડમાર્ગને પસંદ કરતાજ નથી, તસ્કરોજ પસંદ કરે છે. મંત્રો પણ કલ્પનાએજ રચેલા છે, દેવતાઓ પણ કલ્પના માત્રજ છે, દેવ પણ કલ્પનાને આધીન છે, સ્વતંત્ર નથી. આ વાત બતાવ્યા વિનાજ જાણી લેવી જોઈએ. જેવી રીતે ચતુર પુરુષ અંધ માણસને તેની ચાલપરથીજ ઓળખી લે છે, તેવી રીતે આ વાત વિવેકથી જાણી લેવી જોઈએ. જેને જેવું લાગ્યું તેણે તેવું કાવ્ય કર્યું છે; પરંતુ આપણે તો પ્રત્યક્ષ અનુભવથી તેનો નિર્ણય કરવો જોઇએ. આ સર્વ પદાર્થો બ્રહ્માએ રચ્યા છે એ વાત સત્ય, પરંતુ તે બ્રહ્મદેવને કોણે નિર્માણ કર્યા ? વિષ્ણુ વિશ્વને પાળે છે, પરંતુ વિષ્ણુને કોણ પાળે છે ? રુદ્ર આ સર્વ વિશ્વનો સંહાર કરે છે, પરંતુ રુદ્રનો સંહાર કરનાર કોણ ? કાળનો નિયંતા કોણ ? આ સર્વ વાત સમજવી જોઇએ. જો આ વિષયનું જ્ઞાન ન થયું તો પછી બધો અંધકારજ સમજવો; માટે સારાસારવિચાર કરવો જોઇએ. એમ માનવામાં આવે છે કે બ્રહ્માંડ આપોઆપ ( સ્વભાવથીજ ) ઉત્પન્ન થયું છે અને તેને પિંડાકાર કલ્પ્યું છે; પરંતુ તેનો સાક્ષાત્કાર કરી શકાતો નથી. બ્રહ્માંડની રચનાનો વિચાર કરવા જતાં અનેક સંશયો ઉત્પન્ન થાય છે. વાસ્તવમાં એ સર્વ કલ્પના માત્રજ સમજવું. પિંડના જેવી બ્રહ્માંડની રચના છે એમ કોણ માન્ય કરી શકે છે ? બ્રહ્માંડમાં તો નાના પ્રકારના પદાર્થો ભર્યા છે; તે સર્વ પિંડમાં કયાં છે ? જગતમાંના સાડાત્રણ કોટિ ભૂતો, સાડાત્રણ કોટિ તીર્થો અને સાડા-ત્રણ કોટિ મંત્રો પિંડમાં કયાં છે ? તેત્રીસ કોટિ દેવો, અઠયાશીસહસ્ર ઋષિઓ અને નવકોટિ કાત્યાયની દેવીઓ પિંડમાં કયાં છે ? છપ્પનકોટિ

ચામુંડા, કોટાનકોટિ જીવો અને ચોરાશી લક્ષ યોનિઓનો જમાવ પિંડમાં ક્યાં છે ? વળી બ્રહ્માંડમાં અસંખ્ય પદાર્થો નિર્માણ થયા છે અને તેમના આકારો પણ ભિન્ન ભિન્ન છે. તે સર્વને પિંડમાં બતાવોને ? જેટલી વનસ્પતિઓ છે તેટલાંજ તેનાં ભિન્ન ભિન્ન અને સ્વાદિષ્ટ ફળો છે. વળી નાના પ્રકારનાં ધાન્યો પણ પિંડમાં બતાવોને ? જ્યારે એ સર્વ બતાવી શકાતું નથી, ત્યારે પછી એવું મિથ્યા બોલવામાં અર્થ શો ? બોલ્યા પ્રમાણે જો અનુભવ ન થાય તો તે અત્યંત લજ્જાસ્પદ વાત છે.

અસ્તુ આ વસ્તુઓ પિંડમાં બતાવી શકાતી નથી, તો પછી વ્યર્થ શા માટે બોલવું જોઈએ ? માટે વૃથા અનુમાન કરવાની કાંઈ જરૂર નથી. બ્રહ્માંડમાં જેમ પંચમહાભૂતો છે તેમ પિંડમાં પણ પંચમહાભૂતો છે. આ વાત સારી રીતે સમજી લો. બ્રહ્માંડ પંચમહાભૂતોનું બનેલું છે તેમ પિંડ પણ પંચમહાભૂતોનો બનેલો છે. આથી જે અતિરિક્ત હોય તે સર્વ અનુમાનિક જ્ઞાન સમજવું. અનુમાનથી જેટલું બોલાતું હોય તેનો વમનની પેઠે ત્યાગ કરવો; માત્ર જેટલું નિશ્ચયાત્મક કથન છે તેટલુંજ પ્રત્યયપૂર્ણ અને ગ્રાહ્ય છે. 'પિંડે સો બ્રહ્માંડે' એવું જે કથન છે તેનો પ્રત્યક્ષ અનુભવ નહિ છતાં આટલું તો ખરૂં છે કે, બંનેમાં પંચમહાભૂતોનોજ પસારો છે; માટે ઉભયનું જે સર્વ પ્રકારે સાદૃશ્ય બતાવવામાં આવે છે તે સર્વ અનુમાનજ છે. તો પછી તેવડે મુખ્ય સમાધાન તો શાનુંજ થાય ?

# समास ६ ठ्ठो-पंचभूत अने त्रण गुण.



પરબ્રહ્મ આકાશની પેઠે નિરાકાર છે. આકાશમાંથી જેમ વાયુરૂપ વિકાર ઉપજી આવે છે તેજ પ્રમાણે બ્રહ્મમાં મૂળમાયા ઉપજે છે. દેહને 'બોધી' કહેવામાં આવે છે તેનું જ્ઞાનદશકમાં સ્પષ્ટીકરણ કરવામાં આવ્યુંજ છે; અને મૂળમાયા પંચભૂતાત્મક છે એ પણ દર્શાવી આપવામાં આવ્યું છે. મૂળમાયામાં જાણવાપણું-જ્ઞાનશક્તિ છે તે સત્ત્વગુણ છે અને જે અજાણપણું-અજ્ઞાન છે તે તમોગુણ છે, તથા એ ઉભયના મિશ્રણરૂપ ( કાંઇક જ્ઞાન અને કંઇક અંશે અજ્ઞાન ) છે તે રજોગુણ છે. જો એમ કહો કે તેમાં જ્ઞાન ક્યાંથી આવ્યું ? તો તેનો ઉત્તર

એ છે કે જેમ પિંડમાં મહાકારણ દેહમાં સર્વ અવસ્થાઓના સાક્ષીરૂપે તુર્યાવસ્થા રહે છે, તેજ પ્રમાણે બ્રહ્માંડના મહાકારણ દેહરૂપ મૂળપ્રકૃતિ છે; માટેજ મૂળપ્રકૃતિમાં જ્ઞાનનું અધિષ્ઠાન છે. અસ્તુ. તે મૂળમાયામાં ગુપ્ત રીતે જે ત્રણ ગુણો રહેલા છે, તેને વ્યક્ત થવાની જે સંધિ–અવસ્થા છે તેનુંજ નામ ચતુર પુરુષોએ 'ગુણક્ષોભિણી' (ગુણમાયા) જાણવું. જેવી રીતે ઘાસનો એકાદ ભારો કરવામાં આવે અને તે છૂટી જાય એટલે પાછું ઘાસજ બની જાય છે; તેજ પ્રમાણે મૂળ માયામાં ત્રણ ગુણના ઉદ્ભવવાની અને લીન થવાની લીલા રહેલી છે. મૂળમાયા શાંત વાયુ સ્વરૂપ છે; તેમાં સહજ ગુણરૂપી વિકાર ઉદ્ભવતાં તેનેજ 'ગુણક્ષોભિણી' કહેવામાં આવે છે.

પાછળથી જ્ઞાન, જ્ઞાન–અજ્ઞાનની મધ્યાવસ્થા અને અજ્ઞાન એ ત્રણ એટલે કે સત્ત્વ, રજ અને તમ મળીને સ્વભાવ બન્યો અને તેમાં શબ્દ ઉત્પન્ન થયો. શબ્દ એ અકારાદિ અક્ષરોનું અધિષ્ઠાન છે. આ શબ્દજ આકાશનો ગુણ છે. શબ્દથીજ વેદ શાસ્ત્રોની ઉત્પત્તિ થઇ છે. ત્રણ ગુણ અને તેના વિસ્તારરૂપ એ સર્વ મૂળ માયારૂપ વાયુનોજ વિકાર છે. જ્ઞાન અને અજ્ઞાનનો ભેદ પણ વાયુજ કરે છે. વાયુ ન હોય તો જ્ઞાન ક્યાંથી હોય ? અને જ્ઞાન ન હોય તો અજ્ઞાન પણ ક્યાંથી હોય ? એ વાયુના ગુણને લીધેજ જ્ઞાનનું અસ્તિત્વ છે. જ્યાં બિલકુલ ચલન (હાલવું–ચાલવું) હોતું નથી ત્યાં જ્ઞાનનું લક્ષણ જણાયજ કેવી રીતે ? માટે વાયુના આશ્રયેજ જ્ઞાન છે એમ ખચીત માનજો. યદ્યપિ એકમાંથી બીજું પ્રકટ્યું હોય એમજ પ્રત્યક્ષ જણાય છે, તોપણ ત્રણ ગુણો અને પાંચ ભૂતો મૂળમાયામાંથીજ ઉત્પન્ન થયાં છે. આ પ્રકારે મૂળમાયામાં તો એ સર્વ મિશ્રિત (અવ્યકત)જ હોય છે; પરંતુ પાછળથી તેમાંથી એક અને એકમાંથી બીજું એવી રીતે વ્યકતરૂપે પ્રકટ થવા માંડે છે, માટે એક પછી એક નીકળે છે એમ જે કહેવાય છે તે પણ સત્યજ છે. ઉપર વાયુનું મિશ્રણ દર્શાવવામાં આવ્યું. ત્યાર પછી વાયુમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેનો વિચાર કરવામાં આવે તો તે પણ એક મિશ્રણજ જણાય છે. અગ્નિમાંથી પાણી ઉત્પન્ન થાય છે, તે પણ મિશ્રણરૂપજ છે અને પાણીમાંથી પૃથ્વી ઉત્પન્ન થાય છે તે પણ મિશ્રણરૂપજ છે.

અત્ર એક શંકા થાય છે કે ભૂતોમાં જ્ઞાનશકિત કોણે જોઇ છે ? વળી ભૂતોમાં જ્ઞાન છે એવી વાત સાંભળવામાં પણ આવી નથી. તેનું નિરાકરણ એ

છે કે, વાસ્તવમાં ચલનશક્તિને જ્ઞાન કહેવામાં આવે છે અને ચલન એ વાયુનું લક્ષણ છે. એ વાયુમાં સર્વ ગુણો રહેલા છે એ તો પૂર્વે જણાવવામાં આવ્યુંજ છે. આ પ્રકારે જ્ઞાન અજ્ઞાનથી મિશ્રિત થઇનેજ પંચમહાભૂતો વર્તે છે; માટે ભૂતોમાં જ્ઞાન છેજ. તે જ્ઞાન ક્યાંક જણાય છે અને ક્યાંક નથી જણાતું; પરંતુ તે ભૂતોમાં વ્યાપી રહેલું તો હોય છેજ. અત્યંત સૂક્ષ્મ દ્રષ્ટિથી જોઈએ તો તે સ્થૂલરૂપે કિંવા સૂક્ષ્મરૂપે પણ દ્રષ્ટિગોચર થાય છેજ. પંચમહાભૂતોજ દૃશ્ય આકારને પ્રાપ્ત થયાં છે. ભૂતોમાં ભૂતો મિશ્રિત થઇનેજ પંચભૂત બન્યાં છે; પરંતુ જોવા જઇએ ત્યારે એક સ્થૂલ અને એક સૂક્ષ્મ જણાય છે. જેમ વાયુ સ્થિર હોય અથવા તેને રોકી રાખવામાં આવ્યો હોય ત્યારે તેનો ભાસ થતો નથી; તે પ્રમાણેજ જ્ઞાન પણ ભૂતોમાં પ્રત્યક્ષ દેખાતું નથી, પરંતુ તેમ છતાં ભૂતોમાં તે રહેલું છે તો અવશ્યજ. કાષ્ઠમાંનો અગ્નિ અને રોકેલો વાયુ જેમ ભાસમાન થતો નથી તેમ જ્ઞાન પણ ભૂતોમાં હોવા છતાં એકાએક લક્ષ્યમાં આવતું નથી. પંચમહાભૂતો પૃથક્ પૃથક્ જણાય છે, પરંતુ વાસ્તવમાં તો તે સેળભેળજ હોય છે. બહુ ચતુરાઈથીજ આ વાતની પ્રતીતિ થાય છે. એ પ્રમાણે બ્રહ્મમાંથી મૂળમાયા, મૂળમાયામાંથી ગુણમાયા અને ગુણમાયામાંથી ત્રણ ગુણોનો જન્મ થયો છે. ગુણોમાંથી ભૂતો ઉદ્ભવીને તે વ્યક્ત-સ્થૂલદશાને પ્રાપ્ત થયાં છે. આ પ્રકારે પ્રકૃતિનાં સર્વ રૂપો નિરૂપણ કરવામાં આવ્યાં.

શ્રોતા કહે છે કે ગુણોમાંથી આકાશાદિ ભૂતો ઉત્પન્ન થઇ શકે એમ જણાતું નથી. શબ્દને આકાશનો ગુણ માનવો એજ મિથ્યા છે. આ ઉપર વકતા કિંચિત્ ક્રોધ કરીને કહે છે કે, બતાવીએ છીએ કાંઇ ને એ ભાવના કરે છે કાંઈ. વ્યર્થ ઘોટાળો ઉભો કરે છે. હવે એ ઘેલા માણસને કોણ સમજાવે ? અરે સમજાવીએ તે તો સમજતો નથી, શીખવીએ તે શીખતો નથી, દ્રષ્ટાંત આપીએ તેમાં તર્ક પણ કરી શકતો નથી. એ ખરેખર મતિમંદ છે.

એક ભૂત કરતાં બીજું ભૂત મોટું છે એ વાત તો ઉપર બતાવવામાં આવી; પરંતુ એ ભૂતો કરતાં પણ મોટો અને સ્વતંત્ર કોણ છે ? મૂળમાયાજ જ્યાં પંચભૂતાત્મક ઠરી ત્યાં પછી બીજો વિવેક કરવાનોજ શું રહ્યો ? મૂળમાયાની પેલી તરફ માત્ર એકલો નિર્ગુણબ્રહ્મજ છે. બ્રહ્મમાંથી ઉદ્ભવેલી મૂળમાયાની લીલાનો વિચાર કરીએ તો તે ત્રિગુણાત્મક પંચ-

હાભૂતોથીજ સંપૂર્ણ વ્યાપ્ત જણાઈ આવે છે. એ પાંચ ભૂતોમાંથી ચાર
ૂતો ઉત્તરોત્તર વિશેષ વિકારવાળાં છે અને આકાશ નિર્વિકાર છે. માત્ર
પાધિને લીધેજ આકાશની ભૂતોમાં ગણના થઇ છે. જેમ આત્માને શરી-
ની ઉપાધિને લીધે ' જીવ ' ની અને બ્રહ્માંડરૂપ ઉપાધિમાં વ્યાપ્ત
ાવાથી ' શિવ 'ની સંજ્ઞા પ્રાપ્ત થઇ છે; તેવીજ આકાશની વાત પણ
. તે ઉપાધિને પ્રાપ્ત થયેલું છે અને સૂક્ષ્મ રીતે જોવાથી ભાસમાન થાય
, તેથીજ તેની ભૂતોમાં ગણના થયેલી છે. આકાશ પોલાણુ ( અવકાશ )
લીધે ભાસમાત્ર છે અને બ્રહ્મ નિરાભાસ છે. વાસ્તવમાં ઉપાધિરહિત
ાકાશ તેજ પરબ્રહ્મ છે. જાણપણુ, અજાણપણુ અને એ ઉભયની વચ્ચેની
ધ્યમ સ્થિતિ, એ ત્રણે ગુણોનાં લક્ષણ છે. અહીંઆં ત્રિગુણ પણ રૂપ-
ૈહિત બતાવવામાં આવ્યા છે. જેમ જેમ પ્રકૃતિ વિસ્તારને પામતી ચાલે
તેમ તેમ એક સ્વરૂપમાંથી બીજું ભળતું સ્વરૂપ બનતુંજ ચાલે છે. જે
કારવાળુંજ છે તેનો નિયમજ શું હોય ? જેમ કાળો અને શ્વેત રંગ ભેળ-
તાં તેમાંથી એક ત્રીજોજ નીલ વર્ણ બને છે અને કાળો તથા પીળો એકત્ર
રવાથી લીલો રંગ બને છે. એવી રીતે નાના પ્રકારના રંગો મેળવવાથી
રવાઇ ફેરવાઇને તેમાંથી ભિન્ન ભિન્ન રંગો બને છે; તેજ પ્રમાણે આ
કારવંત દૃશ્યમાંથી અનેકવિધ વિકારની પરંપરા ઉત્પન્ન થયેજ જાય
. એકજ પાણીમાંથી નાના પ્રકારના રંગો અને તરંગો ઉત્પન્ન થાય
. આ વિકાર અને પરિવર્તનનું તે કેટલુંક વર્ણન કરીએ ? માત્ર એક
ણીનાજ વિકાર જોવા જઇએ તો તે અપાર જણાય છે. પંચમહાભૂતોનો
સ્તાર ચોરાશી લક્ષ યોનિ જેટલો છે. આ નાના પ્રકારના દેખાતા
હોને ઉત્પન્ન કરનારૂં બીજ ઉદકજ છે. ઉદકદ્વારાજ ( કીટક, કીડી,
શુ ઇત્યાદિ ) સર્વ લોક ઉત્પન્ન થયા છે. રજ અને વીર્યની ગણના
ણ પાણીમાંજ છે અને તેવા પાણીથી (વીર્યથી)જ શરીર બને છે. નખ,
ત, અસ્થિ ઇત્યાદિ સર્વ પાણીમાંથીજ બને છે. મૂળના સૂક્ષ્મ તંતુઓ-
રા વૃક્ષમાં પાણી પહોંચે છે, તેથીજ વૃક્ષો ઉગે છે અને પોષાય છે; એટલે
ર્વ વૃક્ષો પણ ઉદકનોજ વિસ્તાર છે. આંબાના ઝાડને મોર આવે છે અને
યાસમયે તેને ફળ-ફૂલ લાગે છે, તે સર્વ પણ પાણીથીજ થાય છે.
ાંબાનું કાષ્ઠ ભાંગીને જો તેનાં ફળ શોધવામાં આવે તો તેમાં તે ન દેખાતાં
લી છાલજ હોય છે. મૂળથી લઇને ટીશી પર્યંત જોઇએ તોપણ તેમાં

ફળ તો દેખાતાંજ નથી; માટે ફળ પણ એ કાળે તેમાં ઉદકરૂપેજ હોય છે એ વાત સુજ્ઞોએ વિવેકપૂર્વક લક્ષ્યમાં રાખવી. મૂળદ્વારા જ્યારે પાણી સર્વત્ર પહોંચે છે ત્યારેજ વૃક્ષ ફળથી ભરાઈ જાય છે. આ પ્રકારે કાંઈનું કાંઇ બની જાય છે. પત્ર, પુષ્પ, ફળ એવા ભેદો તે કેટલાક કહીએ ? સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીએ તો એ સર્વ આપોઆપજ સ્પષ્ટ થઇ જાય છે. ભૂતોના વિકાર તે કેટલાક વર્ણવીએ ? તે ક્ષણે ક્ષણે બદલાયા કરે છે. એકનો બીજો અને બીજાનો ત્રીજો, એમ નાના પ્રકારના રંગો તે ધારણ કરે છે. ત્રિગુણાત્મક ભૂતોની ફેરફારીની પરંપરા તપાસવા જઇએ તો પુષ્કળ રૂપો જણાય છે. તેનાં નાના પ્રકારનાં પરિવર્તન અને નાના પ્રકારનાં રૂપો કેટલાંક વર્ણવીએ ? વિવેકવડે આ પ્રકૃતિનું વખતોવખત નિરસન કરવું અને પછી પરમાત્માનું અનન્યભાવે ભજન કરવું એજ કર્તવ્ય છે.

# समास ७ मो—विकल्प—निरसन.




તા આશંકા કરે છે કે, "પ્રથમ એક સ્થૂલ દેહ હોય છે અને તે પછી તેમાં અંતઃકરણપંચક છે. જ્ઞાતાપણાનો વિચાર પણ સ્થૂલને લીધેજ છે. એજ પ્રમાણે બ્રહ્માંડ સિવાય મૂળમાયામાં પણ જ્ઞાતાપણું આવી શકતું નથી. તાત્પર્ય એજ કે સ્થૂલના આધારેજ સર્વ કામો થાય છે. જો તે સ્થૂલ નિર્માણ ન થયું હોય તો અંતઃકરણ રહેજ ક્યાં ?" હવે આનો ઉત્તર સાંભળો. ઘણા કીટકો પોતાની પીઠપરજ પોતાનાં ઘર લઇને ફરે છે અને તે ઘરોને તેઓ પોતપોતાની શક્તિ અનુસાર નાનાં મોટાં બનાવે છે. શંખ, છીપ, કોડી વગેરે કીટક તેજ વર્ગમાં છે. હવે તે ઘરો પ્રથમ ઉત્પન્ન થાય છે કે તે કીટક ? તેનો વિચાર કરો. એથી તમને પ્રતીત થશે કે પ્રથમ તો તે પ્રાણીઓજ ઉત્પન્ન થાય છે અને પછીજ તેઓ પોતપોતાનાં ઘર બનાવે છે. આ પ્રત્યક્ષ અનુભવની વાત હોવાથી વિશેષ કહેવું પડે તેમ નથી; તેજ પ્રમાણે પ્રથમ સૂક્ષ્મ અને પછી સ્થૂલ ઉત્પન્ન થાય છે એ વાત લક્ષ્યમાં રાખજો. આ દૃષ્ટાંત સાંભળી શ્રોતાની શંકા નિવૃત થઇ.

શ્રોતાએ હવે બીજા પ્રશ્ન કરવાનો આરંભ કર્યો. તે બોલ્યોઃ–મહારાજ! મને બીજી થોડીક સ્મૃતિ થઈ છે. આપ કૃપા કરીને જન્મ–મરણનો વિચાર મને નિરૂપણ કરીને સમજાવો. જન્મ આપનાર કોણ છે? આની પ્રતીતિ શી રીતે કરવી? લોકો કહે છે કે બ્રહ્મા જન્મ આપે છે, વિષ્ણુ પ્રતિપાલન કરે છે અને રુદ્ર સર્વનો સંહાર કરે છે; પરંતુ આમ બોલવું એ તો કેવળ લોકરૂઢિજ છે. એ વાત અનુભવગમ્ય જણાતી નથી. અનુભવની દૃષ્ટિથી એ વાત વિશ્વાસપાત્ર નથી; કારણ કે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જો એમજ હોય તો પછી બ્રહ્માને કોણે જન્મ આપ્યો? વિષ્ણુનું પ્રતિપાલન કોણ કરે છે? તથા પ્રલયકાળે રુદ્રનો સંહાર કોણ કરે છે? માટે સૃષ્ટિક્રમ એ સર્વ માયાનોજ ખેલ છે. પરમાત્માનો વિચાર કરીએ તો તે નિર્ગુણ અને નિર્વિકારી છે. ( એટલે તેનામાંથી તો સૃષ્ટિની ઉત્પત્તિ વગેરે સંભવેજ નહિ. ) જો માયા જન્મ આપે છે એમ કહીએ તો તે સ્વયં ( આપોઆપજ ) ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; તેમજ વિચાર કરવાથી પ્રતીત થાય છે કે તે સ્થિર પણ નથી. વળી જન્મ કોણ કોણ લે છે તે પણ કૃપા કરીને બતાવો અને તેનું સ્વરૂપ કેવું હોય છે? સંચિતનું લક્ષણ શું છે? પુણ્યનું સ્વરૂપ કેવું હોય છે અને પાપનું સ્વરૂપ કેવું હોય છે? વળી ઉપર કહેલા શબ્દોમાં શંકા ઉઠાવનાર કોણ છે? આનું કાંઇ પણ અનુમાન થઇ શકતું નથી. વળી લોકો એમ પણ કહે છે કે એ તો વાસનાજ જન્મ ગ્રહણ કરે છે; પરંતુ તેને જોવા જઇએ તો તે દ્રષ્ટિગોચર થતી નથી અને પકડવા જઈએ તો પકડાતી નથી! વાસના, કામના, કલ્પના, હેતુ, ભાવના અને નાના પ્રકારની મતિ, આવી અંતઃકરણપંચકની અનેક વૃત્તિઓ છે. અસ્તુ. આ સર્વ જ્ઞાતાપણાનાં યંત્રો છે. જ્ઞાતાપણું એટલે કેવળ સ્મરણ. તે સ્મરણને તે જન્મસૂત્ર લાગેજ શી રીતે? પાંચ ભૂતો મળીને દેહ નિર્માણ થાય છે. તેનો ચાલક વાયુ હોય છે અને જાણવું એ તો મનનો મનોભાવજ છે. આ રીતે સર્વ આપોઆપજ બની જાય છે અને એ સર્વ તત્ત્વોનીજ જાળ છે, તો પછી કોણ કોને અને કેવી રીતે જન્મ આપે? વળી જોવા જઈએ તો એ જન્માવનાર દ્રષ્ટિગોચર પણ થતું નથી; માટે મને તો એમ લાગે છે કે મૂળે જન્મજ નથી અને એકવાર પેદા થયેલું પ્રાણી પુનઃ જન્મતુંજ નથી. જ્યારે કોઈનો જન્મજ નથી, ત્યારે સંતસમાગમની પણ શી આવ-

શ્યકતા ? પહેલાં સ્મરણ પણ નહોતું અને વિસ્મરણ પણ નહોતું. વચમાંજ આ સ્મરણ ઉત્પન્ન થયું છે અને તે અંતઃકરણની જાણનારી કળા છે. જ્યાં સુધી શુદ્ધિ રહે છે ત્યાં સુધી સ્મરણ રહે છે અને બેશુદ્ધ થતાં વિસ્મરણ ઉત્પન્ન થાય છે તથા વિસ્મરણ થયું કે પ્રાણી મરણ પામે છે. સ્મરણ-વિસ્મરણ બંધ પડયું એટલે દેહને મરણ પ્રાપ્ત થાય છે, તો પછી કોણ કોને જન્મ આપશે ? માટે જન્મ પણ નથી અને યાતના પણ નથી. આ સર્વ કલ્પનાનોજ વિસ્તાર છે. સારાંશ, શ્રોતાની શંકાનો હેતુ એ આવ્યો કે કોઈ જન્મ પામતું નથી અને જેઓ એક વાર મરી ગયા તેમને પુનર્જન્મ પણ પ્રાપ્ત થતોજ નથી. જેમ સુકાઈ ગયેલું કાષ્ઠ લીલું થતું નથી અને જમીનપર પડેલું ફળ પુનઃ જન્મને પ્રાપ્ત થતું નથી, જેમ જે ઘડો એકવાર ફૂટયો તે ફૂટયોજ; તેમ મનુષ્યને પણ મરણ થયું તે થયુંજ, તે પછી તેને પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી; અર્થાત્ મુઆ પછી કોઈ જન્મ પામતુંજ નથી. એ પ્રકારે શ્રોતાના મત પ્રમાણે અજ્ઞાની અને જ્ઞાની બંને એક સરખાજ થયા.

એ ઉપર હવે વક્તા કહે છે કે સાંભળો. સર્વને મિથ્યાજ બનાવી દેશો નહિ. શંકા ઉપજે તો બરાબર લક્ષ્ય દઈને વિચાર કરો. પ્રયત્ન વિના કાર્ય થાય, જમ્યા વિના પેટ ભરાય અને જ્ઞાન વિના મુક્તિ મળે એમ કદિપણ બનતુંજ નથી. જે પોતે જમ્યો હોય છે તેને પોતાની પેઠે બીજાઓ પણ તૃપ્ત હશે એમ લાગે છે; પરંતુ તેવી તૃપ્તિ સર્વને ન થાય ત્યાં સુધી એ વાત શા કામની ? જે તરતાં શીખ્યો હશે તેજ તરશે અને તરતાં આવડતું નહિ હોય તે ડૂબશે, એમાં શંકાજ નથી. તેમ જેમને જ્ઞાન થયું છે તેઓજ તર્યા છે અને જેમનાં બંધન તૂટી ગયાં છે તેઓજ મુક્ત થયા છે. જે મુક્ત હોય છે તે કહે છે કે બંધન નથી, પરંતુ લોકો તો પ્રત્યક્ષ બંધનમાંજ પડેલા હોય છે; એટલે પછી તેમનું સમાધાન શી રીતે થાય એનો વિચાર તમેજ કરો. જે માણસ અન્યની પીડા જાણતો નથી તેજ અન્યના દુઃખમાં સુખ માને છે. આ અનુભવનો પણ આજ હાલ છે. જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે, જેણે તત્ત્વદ્રષ્ટિથી તત્ત્વનો વિચાર કર્યો છે, તેજ સ્વસ્વરૂપને પ્રાપ્ત થાય છે અને સ્વસ્વરૂપને પ્રાપ્ત થયો એટલે તેના અંતઃકરણમાં ઉત્તમ સમાધાન થાય છે. જ્ઞાનથીજ જન્મ-મરણ નિવૃત્ત થાય છે એ વાત જો અપ્રમાણ હોય તો પછી વેદ,

શાસ્ત્રો અને પુરાણો શા કામનાં ? વેદ, શાસ્ત્રો અને મહાનુભાવોનાં વચનો સત્યજ છે; પરંતુ લોકો તેને પણ માનતા નથી. જો સર્વનેજ અપ્રમાણ માનવામાં આવે તો પછી આપણી વાત પણ કોણ માનશે ? માટે જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયેલું હોય છે તેજ મુકત છે. વાસ્તવમાં " સર્વ માણસો મુક્ત છે " એ પણ જ્ઞાનની વાતજ છે; પરંતુ જ્યારે સત્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારેજ એ વાત સમજાય છે. જ્યારે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તો સર્વ દૃશ્ય મિથ્યાજ થાય છે; પરંતુ તે ન થયું હોય ત્યાં સુધી તો એ દૃશ્યેજ સર્વને ભ્રમમાં નાખ્યા છે ! હવે શંકાનું નિરસન થયું. જ્ઞાની જ્ઞાનથી મુક્ત થાય છે અને અજ્ઞાની પોતાનીજ કલ્પનાથી બદ્ધ થાય છે. વિજ્ઞાન સમાન અજ્ઞાન, મુક્તિ સમાન બંધન અને નિશ્ચય સમાન અનુમાન હોઇ શકે એ વાત માનવીજ ન જોઇએ. વાસ્તવમાં બંધન જેવું કાંઇજ નથી, છતાં તેણેજ સર્વને આવૃત્ત કરી લીધા છે ! જ્ઞાન વિના બીજો એ બંધનનો કોઇ ઉપાયજ નથી. પ્રથમ તો એજ આશ્ચર્યની વાત છે કે બંધન કોઈ વસ્તુ નહિ હોવા છતાં તે સર્વને બદ્ધ કરી લે છે ! જે માણસ બદ્ધ હોય છે, તેને એ બંધન મિથ્યા સમજાતું નથી અને તેથીજ તે બદ્ધ હોય છે. ભોળાભાવથી મુક્તિ પ્રાપ્ત થાય છે એમ માનવું એ તો ગૌણ વાત છે. મુખ્ય વાત તો એજ છે કે જ્ઞાન પ્રાપ્ત કરી તત્કાળ મુકત થઇ જવું જોઇએ. મનુષ્યને મુક્તિ મળવા પૂર્વે તેણે જ્ઞાની થવુંજ જોઇએ. તે સર્વજ્ઞ થયો એટલે તે સહજજ બંધનથી અલિપ્ત થઈ બ્રહ્મસ્વરૂપ બની જાય છે. કાંઇજ ન સમજાવું તેનું નામજ 'અજ્ઞાન' છે; અને સર્વ સમજાવું તેનું નામ 'જ્ઞાન' છે તથા સર્વ જાણવાની ભાવનાનો પણ લય થઇ જવો એનું નામ 'આત્મજ્ઞાન' છે. જે માણસ અમૃતનું સેવન કરી અમર થઇ જાય છે, તે કહે છે કે આ લોકોને મૃત્યુ શી રીતે પ્રાપ્ત થાય છે ? તેજ પ્રમાણે વિચારવંત મનુષ્ય બદ્ધ મનુષ્યને માટે કહે છે કે તેને પુનર્જન્મ શી રીતે પ્રાપ્ત થાય ? ઝાડ-ફુંક કરવાવાળો મનુષ્ય લોકોને કહે છે કે તમને ભૂત શી રીતે વળગે છે ? વળી જેને વિષ બાધા કરી શકતું નથી તે મનુષ્ય લોકોને કહે છે કે તમને વિષ કેવી રીતે ચઢે છે ? પરંતુ આ વાતો આવી રીતે જાણી શકાતી નથી. પ્રથમ સ્વયં તે દશામાં આવવું જોઇએ અર્થાત્ બદ્ધસમાન બનીને જોવું, એટલે પછી પ્રશ્ન કરવાની જરૂરજ રહેશે નહિ. વિવેકને બાજુ મૂકીને બદ્ધનાં લક્ષણોનો વિચાર કરવો જોઇએ. જે જાગૃત

થયેલો હોય છે તે નિદ્રિતને કહે છે કે, ભાઇ! બડબડાટ શા માટે કરે છે? પરંતુ તેની સ્થિતિનો જો અનુભવ લેવો હોય તો નિદ્રાવસ્થામાં પડીનેજ લેવો જોઇએ. તૃપ્ત મનુષ્યને જેમ ભૂખ્યાનો અનુભવ થતો નથી, તેમ જ્ઞાનની વૃત્તિ જાગ્રત થયેલી હોવાથી તેને બદ્ધની પેઠે સંશય ઉત્પન્ન થતો નથી. આટલાથીજ શંકાનું સમાધાન થયું. જ્ઞાનથી મોક્ષપ્રાપ્તિ થાય છે અને વિચાર કરવાથી અંતઃસ્વરૂપ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

## समास ८ मो—बद्धनो पुनर्जन्म अने देहातीतनुं निरूपण.



ની તો જ્ઞાનબુદ્ધિવડે મુક્ત થઈ ચૂકયો; પરંતુ બદ્ધને પુનર્જન્મ શાથી થાય છે? તથા મૃત્યુ પછી તેનો કયો અવયવ જન્મ લે છે? બદ્ધ પ્રાણી મૃત્યુ પામ્યો એટલે તેનું કોઈ પણ અંગ શેષ રહેતું નથી. તેનું જ્ઞાન પણ મૃત્યુપૂર્વેજ વિસ્મરણ થઇ જાય છે. આ આશંકાનો ઉત્તર હવે ચિત્તને બીજી બાબતમાં જવા ન દેતાં સાંભળો. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પંચ પ્રાણો પોતપોતાનાં સ્થાન છોડીને ચાલ્યા જાય છે અને વાસનાવૃત્તિ પ્રાણરૂપજ હોવાથી તે પણ તેની સાથે જાય છે. વાયુ સાથે ગયેલી એ વાસના વાયુરૂપેજ રહીને તેજ પાછી હેતુ અનુસાર જન્મ લઇને આવે છે. કોઈ કોઇ સમયે એમ બને છે કે કેટલાક માણસો સંપૂર્ણ મરી જાય છે અને પાછો તેમનામાં જીવ આવે છે: અને તેમને જેમ તેમ ફેંકી દેવાને લીધે જીવ આવ્યા પછી તેમના હાથ-પગ આદિ દુખતા રહે છે. એવું પણ બને છે કે મહા કુશળ વૈદ્ય કેટલાકને સર્પ ડસ્યા પછી ત્રણ દિવસે સજીવન કરે છે; ત્યારે તેની સાથે વાસના પણ આવે છેજ ને! કેટલાક મૃત માણસોને કોઈ કોઇ પુનઃ જીવતા કરે છે અને યમલોકમાંથી પાછા વાળે છે. પ્રાચીનકાળમાં કેટલાક લોકોને શાપ દેવામાં આવ્યા હતા, તેથી તેમને શાપ પ્રમાણે ભિન્ન ભિન્ન દેહ પ્રાપ્ત થયા હતા અને શાપ છુટવાનો સમય આવતાં તેમને તેમના પૂર્વદેહ પ્રાપ્ત થયા હતા. કેટલાક માણસોએ પરકાયામાં પ્રવેશ કર્યો છે. આવા

કેટલાક માણુસો આવ્યા છે અને ગયા છે. જેમ ફૂંક મારતાંની સાથે વાયુ નીકળી જાય છે અને ત્યાં વાયુનો પુત્ર અગ્નિ નિર્માણ થાય છે ( અગ્નિ સળગી ઉઠે છે ), તેમ વાસનાનો વાયુરૂપ જન્મ થાય છે. મનની અનેક પ્રકારની વૃત્તિઓ છે. તેમાં વાસનાજ જન્મ લે છે. એ વાસનાને જોવા જતાં દેખાતી નથી પણ તે છે તો ખરીજ. વાસના એ જાણવા-પણાનો હેતુ છે અને જાણવાપણું એ મૂળમાયાનો મૂળતંતુ છે. તે કારણરૂપે મૂળમાયામાં મિશ્ર હોય છે. તે કારણરૂપે બ્રહ્માંડમાં હોય છે અને કાર્યરૂપે પિંડમાં હોય છે. તેનું અનુમાન કરવા લાગીએ તો તે શીઘ્ર થતું નથી; પરંતુ વાયુનું રૂપ જેવું સૂક્ષ્મ છે તેવુંજ તેનું રૂપ પણ સૂક્ષ્મ છે. સકલ દેવો અને સર્વ ભૂતો વાયુરૂપજ છે. વાયુમાં અનેક વિકારો છે, તોપણ તેને જોવા જઇએ તો તે દ્રષ્ટિગોચર થતો નથી; તેમ જાણવાપણાની વાસના પણ અત્યંત સૂક્ષ્મ છે. ત્રણ ગુણો અને પંચ મહાભૂતો વાયુમાં પણ મિશ્રિત હોય છે. આ વાત અનુમાનમાં આવતી નથી તેથી તેને મિથ્યા ગણશો નહિ. સહજ પણ વાયુ ચાલે છે ત્યારેજ પ્રાણીને સુગંધ અને દુર્ગંધ જણાય છે અને ઉષ્ણતા તથા શીતલતાનો અનુભવ થાય છે. વાયુના યોગથી વાદળ છવાઈને ઘનઘોર થઇ રહે છે, વાયુના યોગથીજ નક્ષત્રો ચાલે છે અને વાયુના યોગથીજ સમગ્ર સૃષ્ટિને ગતિ પ્રાપ્ત થાય છે. દેવતા અને ભૂતો વાયુરૂપેજ એકાએક આવીને મનુષ્યના શરીરમાં પ્રવેશ કરે છે. વાયુના યોગથીજ મરેલાં પ્રેત સજીવન થાય છે. વાયુરૂપે શરીરમાં દેવતાને લાવવાથી બ્રહ્મપિશાચો દૂર થઇ જાય છે, ગુપ્ત ભંડાર પ્રાપ્ત થાય છે અને અનેક ગુપ્ત વાતો પ્રત્યક્ષ થઈ જાય છે. પવન કાંઈ જુદો આવીને બોલતો નથી; પરંતુ શરીરમાં ભરાઇનેજ બોલે છે. કેટલાંક પ્રાણીઓ ઇચ્છાસહિત જન્મ પામે છે. આ સર્વ વાયુનાજ ખેલ છે. તેનો વિસ્તાર કેટલો છે તે સમજાતું નથી. જે કાંઇ ચરાચર જગત્ છે તે સર્વ વાયુને લીધેજ થયું છે. સ્તબ્ધરૂપે સૃષ્ટિને ધારણ કરનાર વાયુજ છે અને ચંચલરૂપે સૃષ્ટિનો કર્તા પણ વાયુજ છે. આ વાત વિચાર કરવાથીજ સમજાશે. આદિથી અંત પર્યંત સર્વ વાયુજ કરે છે. વાયુ સિવાય કયું કૃત્ય થાય છે તે સુજ્ઞાનીએ જણાવી દેવું.

મૂળમાયા જ્ઞાનરૂપે હોય છે. તે જ્ઞાન આપણામાં પણ હોય છે. એ જ્ઞાન ક્યાંક ગુપ્ત અને ક્યાંક પ્રકટપણે જગતમાં સર્વત્ર વર્તતું રહે છે.

જેમ પાણી ક્યાંક ગુપ્ત અને ક્યાંક પ્રકટ હોય છે, કોઇવાર વર્ષારૂપે મોટા પ્રમાણુમાં પ્રકટ થાય છે અને વળી વરાળરૂપે અદ્રશ્ય પણ થઇ જાય છે; તેમ જ્ઞાન પણ કોઇવાર વાયુમાં પ્રકટ થાય છે અને કોઇવાર ગુપ્ત રહે છે. કોઇ કોઇ સ્થલે તેનું સ્વરૂપ સ્થૂલ હોય છે અને કોઇ સ્થલે તે કેવળ શાન્ત વાયુરૂપેજ રહેલું હોય છે. વાયુના સ્પર્શથી હાથ—પગ અકડાઇ જાય છે. વાયુના સપાટાથી ઉભો પાક સુકાઇ જાય છે. અનેક રોગોના અનેક વાયુ હોય છે, તે લોકોને અતિશય પીડા કરે છે. આકાશમાં વિદ્યુત્‌ના ધડાકા થાય છે તે પણ વાયુને લીધેજ. વાયુના યોગથીજ ગાયનશાસ્ત્રના રાગ ઉત્પન્ન થાય છે અને તેના અદ્ભુત સામર્થ્યની પ્રતીતિ થાય છે. દીપ—કલ્યાણ રાગથી દીપક પ્રકટવો અને મેઘ—મલ્હારથી વર્ષાદ પડવો એ ચમત્કાર વાયુથીજ છે. વાયુ ફુંકાવાથી ભ્રમ થાય છે, વાયુ ફુંકાવાથી વૃક્ષો બળી જાય છે અને વાયુને લીધેજ નાના પ્રકારના મંત્રો ચાલે છે. મંત્રથી દેવો પ્રકટે છે, મંત્રથી ભૂતો ભાગે છે અને મંત્રસામર્થ્યથીજ બાજીગરી, જાદુ આદિ કરવામાં આવે છે. રાક્ષસોની માયાવી રચના કે જે દેવોને પણ સમજાતી નથી તે અને સ્તંભન, મોહન આદિ નાના પ્રકારની વિચિત્ર શકિત વાયુને લીધેજ છે. સારાને ગાંડો કરવો, ગાંડાને સારો બનાવવો વગેરે કેટલા વિકાર વાયુના જણાવીએ ? દેવોનું યુદ્ધ મંત્રદ્વારાજ ચાલે અને મંત્ર એજ ઋષિઓનું ભૂષણ છે; મંત્રસામર્થ્યનો મહિમા કોણ જાણી શકે એમ છે ? મંત્રથી પક્ષીઓ પકડાય છે, મંત્રથી ઉંદર વગેરે જનાવરોને બાંધી શકાય છે, મંત્રથી મોટા મોટા સર્પોને જ્યાંના ત્યાંજ ચોંટાડી મૂકવામાં આવે છે અને મંત્રસામર્થ્યથી દ્રવ્ય કાઢવામાં આવે છે. અસ્તુ. ઉપર્યુક્ત વિચારથી બદ્ધ મનુષ્યોનો પણ જન્મ પ્રતીત થાય છે અને શ્રોતાઓની પાછલી શંકા નિવૃત્ત થઇ જાય છે.

# समास १ मो–ब्रह्ममां ब्रह्मांड.



બ્રહ્મને રોકતાં રોકી શકાતો નથી, હઠાવતાં હઠે તેવો નથી અને હલાવતાં હાલે તેવો નથી. બ્રહ્મ ભેદવાથી ભેદાઈ શકતો નથી, તોડવા જતાં તે તૂટતો નથી અને દૂર કરવા જતાં દૂર થતો નથી. બ્રહ્મ અખંડ હોવાથી તેના ખંડ (ટુકડા) થતા નથી અને તેનામાં દ્વૈતની ગડબડ પણ નથી; તો પછી આ બ્રહ્માંડ વચમાં કેવી રીતે ઘુસી આવ્યું ? પર્વત, પાષાણ, શિખરો, અનેક પ્રકારનાં સ્થલો અને આ સર્વ ભૂગોળ-રચના બ્રહ્મમાં કેવી રીતે થઈ ? જોવા જતાં ભૂગોળ બ્રહ્મમાં અને બ્રહ્મ ભૂગોળમાં; એમ એક બીજામાં રહેલાં પ્રત્યક્ષ જણાય છે. બ્રહ્મમાં ભૂગોળ રહ્યું છે અને ભૂગોળમાં બ્રહ્મે પ્રવેશ કરેલો છે, એ વાત વિચાર કરતાં પ્રત્યક્ષ જણાય છે. વળી બ્રહ્મ બ્રહ્માંડને ભેદી રહેલો છે એ વાત તો ચુકતજ જણાય છે; પરંતુ બ્રહ્મને બ્રહ્માંડે ભેદેલો છે એ વાત વિપરીત જણાય છે. બ્રહ્માંડે બ્રહ્મને ભેદ્યું નથી એમ જો કહીએ તો બ્રહ્મમાં બ્રહ્માંડ છે એ તો સર્વના અનુભવદ્વારા સ્પષ્ટ જણાય છે; તો પછી આમ કેવી રીતે થયું તે વિચારીને જણાવવું જોઇએ. આ પ્રમાણે શ્રોતાએ આક્ષેપનાં વચન કહ્યાં. હવે તેનો ઉત્તર સાવધ થઇને શ્રવણ કરો; કારણ કે અહીંઆં મહાન સંશયની વાત આવી પડી છે.

બ્રહ્માંડ નથી એમ કહીએ તો તે પ્રત્યક્ષ દેખાય છે અને તે 'છે' એમ કહીએ તો તે નાશ પામવાવાળું છે, તો હવે શ્રોતાની શંકા નિવૃત્ત શી રીતે કરવી ? ત્યારે શ્રોતાઓએ આગળ આવી બેસીને કહ્યું કે, "અમે હવે સાવચેત થઇને બેઠા છીએ." પછી વક્તાએ કહ્યું કે, હવે પ્રસંગાનુસાર જે યોગ્ય છે તેજ ઉત્તર કહું છું. આકાશમાં દીપક સળગાવ્યો એટલે દીપકે આકાશને દૂર ખસેડી કાઢયું એમ કાંઈ બનતું નથી. આ વાતનો શ્રોતાઓ વિચાર કરવો જોઇએ. આભ, તેજ અથવા વાયુ, એ વસ્તુઓ કાંઇ આકાશને દૂર ખસેડી શકતી નથી. આકાશ ઘન અને વ્યાપક હોવાથી હાલે કે ખસેજ શી રીતે ? પૃથ્વી ગમે તેટલી કઠણ છે તોપણ આકાશે તેમાં પ્રવેશ કરી તેની ચાળણી બનાવી મૂકી છે. પૃથ્વીનું સર્વાંગ ભેદીને આકાશ તેમાં વ્યાપી

રહેલું છે. સારાંશ એ છે કે જે જે વસ્તુઓ જડતા—સ્થૂલતાને પ્રાપ્ત થઈ છે તેનોજ નાશ થાય છે. આકાશ તો જેવું ને તેવુંજ રહેતું હોવાથી તે ચળતું નથી. તેને જુદાપણાથી જોઈએ ત્યારેજ તેને આકાશ કહેવાય છે; અભિન્નભાવે તો તે બ્રહ્મજ છે. સારાંશ એજ કે આકાશ ચલિત થતું નથી અને તેમાં ભેદ પણ જણાતો નથી. બ્રહ્મનો જે ભાસ થાય છે તેનેજ આકાશ કહેવામાં આવે છે. તે નિર્ગુણ બ્રહ્મના જેવું જણાય છે અને કલ્પના કરવાથી તે અનુમાનમાં આવે છે, માટેજ તેને આકાશ કહેવામાં આવે છે. કલ્પનાને લીધેજ તે આકાશ કહેવાય છે. કલ્પનાને જેટલો ભાસ ભાસે તે સર્વને આકાશજ સમજવું. પરબ્રહ્મ તો નિરાભાસ અને નિર્વિકલ્પ છે. તે પંચભૂતમાં રહે છે એટલા માટે તેને આકાશ કહેવામાં આવે છે. ભૂતોના અંતર્ભાગમાં જે બ્રહ્માંશ છે તેનું નામજ આકાશ. જે પ્રત્યક્ષ દેખાય છે અને પાછું લય પામી જાય છે તેને અચલ શી રીતે કહેવું ? તે ગગનને ભેદી શકતું નથી. પૃથ્વી પીગળી જાય છે એટલે પાણી રહે છે. પાણી નષ્ટ થાય એટલે અગ્નિ શેષ રહે છે અને અગ્નિ બુઝાઈ ગયો એટલે વાયુ રહે છે. તે પછી વાયુ પણ નષ્ટ થાય છે. મિથ્યા ( એટલે કે પ્રતીત થાય અને નાશ પામે એવી વસ્તુઓ ) આવે મિથ્યા જાય તેથી કાંઈ સત્ય વસ્તુનો ભંગ થતો હોય એવું કોઈએ પણ જોયું છે ? ભ્રમ ને જે વસ્તુ ભ્રમને લીધેજ દેખાય છે તેનો વિચાર કરીએ તો તેમાં છેજ શું ? આવું ભ્રમમૂલક જે જગત્ તેને સાચું શી રીતે કહી શકાય ? 'ભ્રમ' ને ઓળખવામાં આવે તો કશુંજ જણાતું નથી; તો પછી તે ભ્રમજન્ય જગતે સત્ય બ્રહ્મને કેમ કરીને ભેદ્યું ? એમ કહેવા જતાં તો 'ભ્રમ' પોતેજ મૂળમાં મિથ્યા છે. આ પ્રમાણે ભ્રમનું પોતાનુંજ સ્વરૂપ જ્યારે મિથ્યા પ્રતીત થઈ ચૂકયું, ત્યારે પછી સુખેથી જેને કહેવું હોય તે કહ્યા કરો કે તેણે ભેદ કર્યો ! જો વસ્તુ પોતેજ મિથ્યા હોય, તો પછી તેણે કરેલું કાર્ય પણ તેના જેવુંજ મિથ્યા હોવું જોઈએ. મિથ્યા હોય તે ગમે તે કરે તેમાં આપણું શું જાય ? કેમકે " તેણે અમુક કર્યું " એમ કહેતાંજ શાણા માણસો તે કાર્યને મિથ્યા સમજે છે. જેમ સાગરમાં ખસખસનો કણ તેમ પરબ્રહ્મમાં આ જગત્ છે. જેવી બુદ્ધિ હોય તેવોજ પ્રકાશ બુદ્ધિમાં પડે છે. બુદ્ધિને જો વિશાળ કરવામાં આવે તો તે આકાશસુદ્ધાંને ગ્રહણ કરી શકે છે અને સમગ્ર બ્રહ્માંડ તેને કોઠા જેવડું લાગવા માંડશે.

જો વૃત્તિને તે કરતાં પણ વિશાળ ( સૂક્ષ્મ ) કરીશું તો એજ બ્રહ્માંડ તેને બોર જેવડું લાગશે; અને સૂક્ષ્મતમ બનાવી બ્રહ્મમાં લીન કરીશું તો આપણે બ્રહ્માકારજ બની જઇશું અને બ્રહ્માંડ જરા પણ રહેશે નહિ. વિવેક-વડે જો આપણી બુદ્ધિને અમર્યાદિત રીતે વિશાળ કરવામાં આવે તો બ્રહ્મ વડના બીજ જેવડું દેખાવા લાગશે. જો આપણે તેથી પણ વિશાળ થઇશું તો એજ બ્રહ્માંડ વડના બીજના કોટચાંશ જેવું સૂક્ષ્મ જણાવા લાગશે. આપણે જ્યારે પરિપૂર્ણ થઈએ છીએ ત્યારે બ્રહ્માંડ છેકજ શૂન્ય થઈ જાય છે. ઉપર પ્રમાણે કરવાને બદલે ઉલટા આપણે ભ્રમથી નાના બનીને કેવળ દેહધારીજ થઇએ તો પછી બ્રહ્માંડને ગ્રહણ શી રીતે કરી શકાય ? માટે આપણી વૃત્તિને એટલી બધી વિસ્તૃત અને સૂક્ષ્મ કરવી જોઈએ કે જેથી તે પ્રસરી પ્રસરીને અંતે નષ્ટજ થઈ જાય અને સર્વત્ર પૂર્ણ બ્રહ્મજ વ્યાપી રહે. એક જવ જેટલા સુવર્ણવડે બ્રહ્માંડને મઢવા જતાં સુવર્ણ જેમ પાતળું થતે થતે ફાટી-તૂટીને લય થઈ જાય છે, તેજ પ્રમાણે વૃત્તિ જ્યારે બ્રહ્મ તરફ વળે છે ત્યારે તે વૃત્તિ સૂક્ષ્મ થતી થતી બ્રહ્મમાંજ લીન-તદ્રૂપ થઇ જાય છે અને નિર્ગુણ આત્મા જેવો ને તેવોજ રહે છે.

અહીં આ શંકા નિવૃત્ત થઈ. હે શ્રોતાઓ ! હવે શંકા ધારણ કરશો નહિ. સંશય ઉત્પન્ન થાય ત્યારે વિચાર કરજો એટલે બસ. વિચારથીજ અનુમાન નષ્ટ થાય છે, વિચારથીજ સમાધાન પ્રાપ્ત થાય છે અને વિચારથીજ આત્મનિવેદન થઇ મોક્ષની પ્રાપ્તિ થાય છે. મોક્ષની અપેક્ષા કરવામાં આવે અને વિચારથી સંશયની નિવૃત્તિ કરવામાં આવે એટલે સાક્ષાત્ આત્માજ શેષ રહે છે. પ્રત્યક્ષને પ્રમાણની કાંઈ પણ જરૂર નથી. આ ઉત્તર અનુભવનો છે. સારાસારવિચારથીજ તે સમજાય છે; માટે મનન, ચિંતન અને સાક્ષાત્કાર કરીને પાવન થાઓ.

# समा॰ १० मो—आलि॰ आत॰स्थिति.



દેવ દેવાલયની અંદર હોય છે અને કાગડો દેવાલયની ઉપર બેઠો હોય છે; તેથી કાંઇ કાગડાને દેવ કરતાં મોટો કહી શકાતો નથી. સભા ભરાય સભામંડપમાં અને વાંદરો બેસે સ્તંભ ઉપર, તેથી તેને શાણો અને મોટા મોટા લોકોની સભા કરતાં શ્રેષ્ઠ માની શકાય નહિ. બ્રાહ્મણ તો સ્નાન કરીને પાણીની બહાર નીકળી જાય છે; પરંતુ બગલો પાણીની અંદરજ બેસી રહે છે, તેથી કાંઇ તેને બ્રાહ્મણ કરતાં ઉત્તમ માની શકાય નહિ. બ્રાહ્મણોમાં કેટલાક નિયમપૂર્વક રહે છે અને કેટલાક અવ્યવસ્થિત રહે છે; પરંતુ કૂતરાં તો સદા ધ્યાનસ્થજ હોય છે, તેથી તેમને કાંઈ ઉત્તમ કહી શકાય નહિ. બ્રાહ્મણથી એકાગ્રતા સાધ્ય થઇ શકતી નથી અને બિલાડી એકી ટગરે જોઇને બેસી રહે છે, તેથી તે કાંઇ બ્રાહ્મણ કરતાં શ્રેષ્ઠ થઇ શકતી નથી. બ્રાહ્મણો ભેદાભેદ જુએ છે અને માખી સર્વ સ્થળે અભેદભાવથી વર્તે છે, તેથી કાંઈ તેને જ્ઞાનનો બોધ થયો છે એમ કહી શકાશે નહિ. ભિખારી ઉત્તમોત્તમ વસ્ત્રો પરિધાન કરે અને શ્રીમંત ઉઘાડોજ બેસે, તોપણ જે જ્ઞાતા હોય છે તે તો તેની પરીક્ષા કરી લે છે. સારાંશ એજ કે ફાવે તેટલો બાહ્યાચાર હોય પણ તે કેવળ લૌકિકજ છે. અહીં તો મુખ્ય અંતર્નિષ્ઠાજ હોવી જોઇએ. લૌકિક આચાર ગમે તેટલો કરવામાં આવે; પરંતુ તેથી કાંઈ અંતઃકરણમાં સાધુ થવાતું નથી. જે પરમાત્માને ભૂલી જાય છે તે આત્મઘાતક છે. દેવનું ભજન કરવાથી દેવલોક પ્રાપ્ત થાય છે, પિતૃનું ભજન કરવાથી પિતૃલોક પ્રાપ્ત થાય છે અને ભૂતોનું ભજન કરવાથી ભૂતલોકની પ્રાપ્તિ થાય છે. જે જેને ભજે છે તે તેજ લોકને પ્રાપ્ત થાય છે. નિર્ગુણનું ભજન કરવાથી મનુષ્ય પોતેજ નિર્ગુણ થાય છે. નિર્ગુણમાં એકનિષ્ઠા—અનન્યભાવ રાખવો એજ નિર્ગુણનું ભજન છે. એકનિષ્ઠા રાખવાથી અવશ્ય ધન્યતા પ્રાપ્ત થાય છે. આત્મદેવને ઓળખવા એજ સર્વ કર્મનું સાર્થક છે; માટે આપણે કોણ છીએ એનો વિવેક કરવો જોઇએ. આત્મદેવ તરફ વૃત્તિ કરતાં દેહાભિમાન રહેતું નથી અને માયિક દેહાભિમાન ગળી જઇને

'હું તેજ છું' એ નિશ્ચય બની જાય છે. આવી દશા પ્રાપ્ત થતાં સંદેહને જગ્યા રહેતી નથી, પરમાત્માની સાથે અનન્યતા થઈ જાય છે અને દેહ-ભાવનાનો તો પત્તોજ લાગતો નથી. સિદ્ધાંત અને સાધન તો એ અવસ્થામાં માત્ર ભ્રમરૂપજ રહી જાય છે. મુક્તને માટે સાધન ઈત્યાદિ બંધનની જરૂર નથી. સાધનદ્વારા જે સાધ્ય કરવાનું હોય છે તે રૂપ તો તે પોતેજ બનેલો હોય છે, માટે હવે તે સાધકની દશામાં રહ્યોજ નથી. કુંભાર રાજાના સિંહાસનપર બેસે, એટલે પછી તેને ગધેડાં રાખવાની શી જરૂર? અને પછી તેને ઘડો ઘડવાની માથાફોડ કરવાનું શું પ્રયોજન? એજ પ્રમાણે સાધ્ય વસ્તુ પ્રાપ્ત થઈ એટલે પછી વૃત્તિ, ભાવના અને સાધન એ પ્રયત્નોની શી જરૂર? ત્યારપછી સાધનદ્વારા સિદ્ધ કરવાનુંજ શું હોય? નિયમદ્વારા ફળજ શું મેળવવાનું હોય? આપણે પોતે જ્યારે પરબ્રહ્મજ બની ગયા હોઈએ ત્યારપછી એવી બાબતોમાં ભટકવાની જરૂરજ શી?

દેહનો વિચાર કરીએ તો તે પંચમહાભૂતોનો અંશ, જીવ બ્રહ્મનો અંશ અને પરમાત્મા તો એકનિષ્ઠાનું સ્થાન છે. એ પ્રમાણે જોઈએ તો હુંપણું વ્યર્થજ છે. વિચાર કરી જોતાં એમાં પણ કાંઈજ નથી. આ પ્રમાણે તત્ત્વોનું નિરસન થતાં પછી માત્ર નિર્મળ આત્માજ રહે છે. આત્મા એ આત્મત્વથી વિસ્તાર પામેલો છે; જીવ એ જીવપણાથી વિસ્તાર પામેલો છે અને માયા એ માયાપણાથી વિસ્તાર પામેલી છે. આવી આ સર્વની સ્થિતિ છે અને આપણે પણ કોઇ એક છીએ. આ સર્વનો વિચાર કરીને જે જુએ છે તેજ જ્ઞાની છે. જે એ સર્વનો વિચાર કરી શકે છે; પરંતુ પોતે કોણ છે તેનો વિચાર કરી શકતો નથી, તેવા જ્ઞાનીને એકદેશીય વૃત્તિનો સમજવો. એવી વૃત્તિનો જયારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને પ્રતીત થાય છે કે વાસ્તવમાં તે કાંઈજ નથી; કારણકે પ્રકૃતિનું નિરસન થતાં કોઇપણ વિકારવંત પદાર્થ ટકી શકતો નથી. જે કાંઈ ટકે છે તે તો નિર્ગુણ, નિર્મળ પરબ્રહ્મજ હોય છે. વિચાર કરીએ તો તેજ આપણે પોતે છીએ; આવો આ પરમાર્થનો વિચાર અત્યંત ગૂઢ છે. એ અવસ્થામાં ફળ અને આપણે પૃથક્ રહેતા નથી; ત્યાં તો સર્વ ફળોના કોઈ એક મહાન ફળરૂપે આપણે પોતેજ બની રહીએ છીએ. ધારો કે કોઇ ભિખારી રાજા થઈ જાય અને તેને રાજાનો અનુભવ પ્રાપ્ત થાય તો પછી તે ભિક્ષા શા માટે માગે? જે ભિખારી હોય તેજ ભિક્ષા માગે.

બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત કરવાને માટે સિદ્ધ, સાધુ, વેદ, શાસ્ત્રો, પુરાણો, અનેક પ્રકારનાં સાધનો, અનેક પ્રકારનાં નિરૂપણો અને અનેક પ્રકારનો પ્રયાસ કરે છે; પરંતુ સારાસારાવિચાર કરીએ છીએ ત્યારે આપણુને પ્રતીત થાય છે કે આપણે પોતે બ્રહ્મસ્વરૂપ છીએ. બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થયા પછી કરવું ન કરવું સર્વ વ્યર્થ છે; ત્યારપછી કર્મ–અકર્મનો વિચાર નિરુપયોગી છે. ભિખારી પ્રથમ રાજાની આજ્ઞાથી ડરતો હતો; પરંતુ તે પોતેજ રાજા થયો એટલે તેના ભિખારીપણાની સાથે તેનો ભય પણ નાશ પામ્યો. જે પોતેજ વેદ, તેને વળી વેદાજ્ઞા પ્રમાણે ચાલવું શું હોય ! સચ્છાસ્ત્રીને પોતાને વળી સચ્છાસ્ત્રનો અભ્યાસ શો કરવો હોય! અને તીર્થને તે તીર્થમાં શું જવું હોય ? અમૃત અમૃતનું સેવન શા માટે કરે ? અનંત તે અનંતની અપેક્ષા શા માટે રાખે ? અને ભગવંત પોતેજ ભગવંતનો વિચાર શા માટે કરે ? સત્સ્વરૂપ તે સત્સ્વરૂપને શી રીતે મળે ? નિર્ગુણ તે નિર્ગુણને શી રીતે સ્મરે ? અને આત્મા તે આત્મામાં શી રીતે રમે ? અંજન પોતે પોતાને અંજન શી રીતે લગાવે ? દ્રવ્ય તે દ્રવ્યને શી રીતે પ્રાપ્ત કરે ? અને નિરંજન હોય તે નિરંજનનો અનુભવ શી રીતે મેળવે ? સિદ્ધ હોય તે સાધન શી રીતે કરે ? ધ્યેય હોય તે ધ્યાન શી રીતે ધરે ? અને જે ઉન્મન હોય 'અર્થાત્ જેનું મન લય પામી ગયું હોય' તે મનને શી રીતે રોકે ?





# दशक १० मो

## समास १ लो—सर्वनुं अंतःकरण एकज छे.



શ્રોતા પ્રશ્ન કરે છે કે, " સર્વનું અંતઃકરણ એક છે કે પૃથક્ પૃથક્ છે ? તે મને નિશ્ચયપૂર્વક કહો." તો હવે તેનો ઉત્તર શ્રવણ કરો. સર્વનું અંતઃકરણ એકજ છે એ વાત ચોક્કસ રીતે લક્ષ્યમાં રાખજો. આ અનુભવની વાત છે. અહીં શ્રોતાએ વક્તાને કહ્યું કે, " સર્વનું અંતઃકરણ જો એકજ હોય તો એકનું અંતઃકરણ બીજાના અંતઃકરણને મળતું આવતું કેમ નથી ? જો એમ હોય તો એક જમે એટલે સર્વનું પેટ ભરાવું જોઇએ. એકનું સમાધાન થાય એટલે સર્વનું સમાધાન થવું જોઇએ અને એક મરે એટલે સર્વ મરણ પામવા જોઇએ; પરંતુ તેને બદલે લોકોમાં કોઇ દુઃખી તો કોઈ સુખી દ્રષ્ટિગોચર થાય છે, માટે સર્વનું અંતઃકરણ એક છે એમ શી રીતે કહેવાય ? લોકોમાં ભિન્ન ભિન્ન ભાવના રહેલી દેખાય છે અને કોઈની ભાવના કોઈની સાથે મળતી નથી, માટે આમ બોલવું સયુક્તિક લાગતું નથી. અંતઃકરણ જો એકજ હોત તો એકનો મનોવિચાર અન્ય જાણતો હોત અને કોઇ પણ વાત ગુપ્ત રાખી શકાત નહિ; માટે આ વાત ખાત્રીપૂર્વક માની શકાતી નથી, તેથી અંતઃકરણ એક હોય એમ લાગતું નથી. નહિતર લોકોમાં વિરોધ શા માટે ઉત્પન્ન થાત ? સાપ કરડવા આવે અને માણુસ ડરીને પલાયન કરે છે. સર્વનું અંતઃકરણ જો એકજ હોત તો આવો વિરોધ ઉત્પન્ન કરવાનું કારણ નથી." આવી શ્રોતાની શંકા સાંભળી વક્તા બોલ્યા કે, હવે તમારૂં મન ચંચલ ન કરતાં તેનું સમાધાન સાવધાનતાથી એકાગ્ર ચિત્તે સાંભળો. અંતઃકરણ એટલે જ્ઞાતા—જાણનાર અને જ્ઞાતાપણું એટલે જાણવાનો

સ્વભાવ; અને એ જાણવાપણું એજ દેહનું સંરક્ષણ કરવાની કળા છે. સર્પ જાણી જોઇને કરડવા આવે છે અને માણસ જાણીબુઝીને નાસી જાય છે, ઉભય પક્ષમાં જાણવાપણુંજ કારણરૂપે હોય છે. આ પ્રમાણે બંને તરફ જાણવાપણું જ રહેલું છે ત્યારે અંતઃકરણ એકજ ઠર્યું; કારણ કે ઉપર અંતઃકરણને જાણનારરૂપે કહી ચૂકયા છીએ. આ પ્રમાણે જ્ઞાતારૂપે તો સર્વનું અંતઃકરણ એક છે અને જાણવાપણું પણ એકજ છે. આંખનું દર્શન એક, જીહ્વાનો આસ્વાદ એક, સાંભળવું, સ્પર્શ કરવો, સુંઘવું એ પણ સર્વનું એકજ છે. પશુ, પક્ષી, કીટક, કીડી ઇત્યાદિ જગતમાં નિર્માણ થયેલા સર્વ જીવોનું પદાર્થજ્ઞાન પણ એકજ છે. પાણી સર્વને ઠંડુંજ લાગે છે, અગ્નિ સર્વને દાહક હોય છે, અર્થાત્ સર્વના અંતઃકરણની સંજ્ઞા એકજ છે. પ્રીતિ, અપ્રીતિ એ દેહસ્વભાવનાં લક્ષણો છે; પરંતુ તે પણ અંતઃકરણના યોગથી સરખાંજ પ્રતીત થાય છે. અર્થાત્ સર્વનું અંતઃકરણ એક છે એ વાત સર્વથા નિશ્ચયાત્મક છે અને એનો અનુભવ આપણને સર્વત્ર પ્રાપ્ત થાય છે. આ ઉપરથી શંકાનું સમાધાન થયું અને તેથી હવે અનુમાન કરવાની જરૂર નથી. જેટલું કાંઇ જાણવાપણું છે તે સર્વ અંતઃકરણનોજ ધર્મ છે.

પ્રત્યેક પ્રાણી જાણીને ખાય છે, જાણીને ડરે છે અને જાણીનેજ નાસી જાય છે. આ એકતા જોતાં પણ કીટક અને કીડીથી લઇને ઠેઠ બ્રહ્મદેવ પર્યંત અંતઃકરણ એકજ છે. આ ચમત્કારિક વાત અનુભવથી જાણવી જોઇએ. અગ્નિ મોટા પ્રમાણમાં હોય કે નાના પ્રમાણમાં હોય તોપણ તે અગ્નિજ કહેવાય છે અને પાણી થોડું હોય કે ઘણું હોય તોપણ તે પાણીજ કહેવાય છે; તેજ પ્રમાણે પ્રાણી નાનું હોય કે મોટું હોય તોપણ તે અંતઃકરણને તો જાણે છેજ. કોઇ પણ જણસ નાની હો કે મોટી હો તોપણ તેનો નમૂનો તો એકજ પ્રકારનો હોય છે. કોઇ પણ જંગમ પ્રાણી સંજ્ઞારહિત નથી. જાણનાર એટલે અંતઃકરણ અને અંતઃકરણ એ વિષ્ણુનો અંશ છે. આ પ્રકારે અંતઃકરણરૂપે વિષ્ણુ જગતનું પાલન કરે છે. અજ્ઞાનથી પ્રાણીનો નાશ થાય છે અને અજ્ઞાનનેજ તમોગુણ કહેવામાં આવે છે. આ પ્રકારે તમોગુણથી રુદ્ર સંહાર કરે છે. કાંઈક જ્ઞાની હોવું એ રજોગુણનો સ્વભાવ છે. જ્ઞાન અને અજ્ઞાન એ ઉભયના મિશ્રણથીજ જીવને જન્મ પ્રાપ્ત થાય છે. જ્ઞાનથી સુખ થાય છે અને અજ્ઞાનથી દુઃખ થાય છે તથા ઉત્પત્તિના ગુણથી ( અર્થાત્ જ્ઞાન અને અજ્ઞાન એ ઉભયના

મિશ્રણથી ) સુખ અને દુ:ખ એ ઉભય ભોગવવાં પડે છે. જ્ઞાન અને અજ્ઞાનથી મિશ્રિત બુદ્ધિ એજ દેહમાં બ્રહ્મા છે અને તેજ વાસ્તવમાં ઉત્પત્તિ કરે છે. આ પ્રકારે પ્રસંગાનુસાર ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો વિચાર અમે જણાવ્યો છે; પરંતુ અનુભવથી તેનો નિશ્ચય કરવો જોઇએ.

## समास २ जो—देहारं[illegible].



શ્રોતા આશંકા કરે છે કે:—સ્વામીજીએ જે વિચાર જણાવ્યો છે તે દ્વારા વિષ્ણુનો તો બહુધા અભાવજ જણાય છે; એથી તો જાણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનું અસ્તિત્વજ ન હોય તેમ થયું! બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર શી રીતે કરે છે તે તો કાંઇ સમજાતુંજ નથી. સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર ચતુર્મૂખ બ્રહ્મા તે તો અહીંઆં જણાતોજ નથી. સૃષ્ટિનો પાલનકર્તા ચતુર્ભુજ વિષ્ણુ તેનું તો માત્ર નામજ સંભળાય છે અને સંહારકર્તા શંકરની તો પ્રતીતિજ ક્યાં થાય છે? વળી લિંગપુરાણમાં તો તેનો મહિમા કાંઇક જુદોજ જણાવેલો છે. પ્રથમ તો મૂળમાયાને કોણે ઉત્પન્ન કરી તે પણ જણાવવું જોઇએ; કારણ કે ત્રણે દેવોનાં સ્વરૂપ તો તેની પછીથી થયાં છે. લોકોની ખરી માતા તો માત્ર મૂળમાયાજ છે. તેમાંથી પછી ગુણક્ષોભિણી માયા ઉત્પન્ન થઇ અને ગુણક્ષોભિણીમાંથી ત્રિગુણાત્મક ત્રિવેદ ઉત્પન્ન થયા. શાસ્ત્રજ્ઞ અને સંસારી લોકો પણ એમજ કહે છે; પરંતુ તેની ખાત્રી શી રીતે કરવી એવો પ્રશ્ન પૂછવા જઇએ ત્યારે તેઓ ગભરાઇ જાય છે, માટે તેમને પૂછવાની કાંઇ જરૂર નથી. તેમનાથી કાંઈ અનુભવ કરાવી શકાતો નથી અને અનુભવ વિના કાંઈ પ્રયત્ન કરવો એ કેવળ ભ્રમ છે. જો કોઈ અનુભવ વિના પોતાને વૈદ્ય કહેવરાવે અને વ્યર્થ ખટપટ કરે તો લોકો તેને મૂર્ખ કહીને તેનો ઉપહાસજ કરે છે; તેમ આના સંબંધમાં પણ સમજવું. એનો નિશ્ચય અનુભવથીજ કરવો જોઇએ. જો અનુભવ ન હોય તો ગુરુ શિષ્ય ઉભય અંધકારમાંજ રહે છે. ઠીક, લોકોને તે શું કહેવું? તેઓ જે કહે છે તે એક રીતે યથાર્થજ છે; પરંતુ સ્વામીજીએ તે હવે સ્પષ્ટતાપૂર્વક સમજાવવું જોઇએ.

દેવોએ માયા બનાવી એમ કહીએ તો દેવોનાં રૂપો પણ માયામાં આવે છે. માયાએજ માયાને બનાવી એમ કહીએ તો તે પણ યથાર્થ નથી; કારણ કે માયા તો એકજ છે. ઠીક, હવે ભૂતોએ તેને બનાવી છે એમ કહીએ તો તે પોતેજ ભૂતોની બનેલી છે. તેને પરબ્રહ્મે બનાવી છે એમ કહીએ તો પરબ્રહ્મના અંગમાં કર્તૃત્વ નથી; અને માયાને સત્ય કહીએ તો બ્રહ્મમાં કર્તૃત્વ આવે છે. માયાને મિથ્યા કહીએ તો તેમાં કર્તૃત્વ ક્યાંથી હોય ? તો હવે સર્વ સ્પષ્ટતાપૂર્વક સમજાય અને મનને પ્રતીતિ થાય એવી રીતે દેવે કૃપાવંત થઇને સમજાવવું જોઇએ. અક્ષર વિના કાંઈ શબ્દ થતો નથી અને દેહ સિવાય અક્ષર થતો નથી તેમજ દેહવિના દેહ ઉત્પન્ન થતો નથી. સર્વ દેહોમાં નરદેહ શ્રેષ્ઠ છે, નરદેહમાં બ્રાહ્મણદેહ શ્રેષ્ઠ છે અને બ્રાહ્મણદેહનેજ વેદનો અધિકાર છે. તો પછી તે વેદો ક્યાંથી થયા ? દેહ શાથી થયા અને દેહ શા માટે તથા કેવી રીતે પ્રકટ થયા ?

આ રીતે શ્રોતાની શંકા વૃદ્ધિંગત થઈ, તો હવે તેનું સમાધાન કરવું જોઇએ. વકતા કહે છે કે હવે બરાબર લક્ષ આપીને શ્રવણ કરો. અનુભવ જોવા જઇએ તો સંકટ ઉપસ્થિત થાય છે અને સઘળો ઘોટાળો થઈ જાય છે. ઠીક, હવે જો અનુમાન કરતા બેસી રહીએ તો ઘડીની પાછળ ઘડી ચાલી જઇ કાળ વ્યતીત થઇ જાય છે. લોકવ્યવહાર અને શાસ્ત્રનિર્ણયમાં અનેક સિદ્ધાંતો સિદ્ધ કરેલા હોય છે; માટે તેમાં એકજ અનુભવ આવે એમ નથી. હવે જો શાસ્ત્રનો આદર કરીએ તો આ ઘોટાળો કદિ પણ મટે એમ નથી અને જો આ ઘોટાળાને છોડી દઇએ તો શાસ્ત્ર છૂટે છે; માટે શાસ્ત્રને સંભાળી અનુભવ બતાવવો જોઇએ. પૂર્વપક્ષ છોડી દઇ સિદ્ધાંતનો વિચાર કરવો જોઇએ અને એકજ ભાષણથી શાણા માણસનું તથા મૂર્ખનું પણ સમાધાન કરવું જોઇએ. શાસ્ત્રમાં પૂર્વપક્ષ અર્થાત્ શંકા નિર્દિષ્ટ કરેલી હોય છે, પરંતુ પૂર્વપક્ષ મિથ્યાજ હોય છે; માટે ખરેખરો વિચાર કરીએ તો એનો દોષ અમારી ઉપર આવી શકે એમ નથી. તથાપિ શાસ્ત્રને સંભળાવી થોડોક ચમત્કાર બતાવું છું; માટે શ્રોતાઓએ તેનો બરાબર વિચાર કરવો.



# समास ३ जो-सृष्टिनी उत्पत्ति.



ઉપાધિરહિત જે આકાશ તેજ નિરાભાસ બ્રહ્મ છે. તે નિરાભાસમાંજ મૂળમાયાનો જન્મ થયેલો છે. તે મૂળમાયાનું સ્વરૂપ વાયુરૂપજ છે, એ વાત લક્ષમાં રાખજો અને તે વાયુરૂપી માયામાંજ પંચભૂત તથા ત્રણ ગુણ હોય છે. આકાશમાંથી જે વાયુ ઉત્પન્ન થાય છે તે વાયુદેવ કહેવાય છે અને વાયુમાંથી જે અગ્નિ ઉત્પન્ન થાય છે તેને અગ્નિદેવ કહેવામાં આવે છે. અગ્નિમાંથી ઉદક થાય છે, તે નારાયણનું સ્વરૂપ છે. ઉદકમાંથી પૃથ્વીનો આકાર બને છે અને તે બીજરૂપજ છે. તે પૃથ્વીના ગર્ભમાં જે પાષાણ ઉત્પન્ન થાય છે તે દેવ કહેવાય છે. પાષાણદેવોની બાબતમાં લોકોનો પુષ્કળ અનુભવ છે. યદ્યપિ લોકો પત્થર, માટી ઇત્યાદિને દેવતા માને છે; પરંતુ વાસ્તવમાં સકલ દેવતાઓ વાયુમાંજ રહે છે. દેવ, યક્ષિણી કાત્યાયની, ચામુંડા, જખણી, માનવિણી, ઇત્યાદિ નાના પ્રકારની શકિત (દેવી)ઓ દેશપરત્વે ભિન્ન ભિન્ન સ્થાનોમાં હોય છે. કેટલીક શકિતઓ પુરુષવાચક નામવાળી પણ હોય છે અને અનેક શકિતઓ ‘ભૂત’ ‘દેવતા’ આદિ નપુંસક લિંગનાં નામવાળી પણ હોય છે. આ રીતે દેવ, દેવતા, દૈવત, ભૂતો વગેરે પૃથ્વીમાં અસંખ્ય છે; પરંતુ તે સર્વ વાયુસ્વરૂપ કહેવાય છે. એ સર્વ વાયુસ્વરૂપ હોય છે અને પ્રસંગોપાત અનેક પ્રકારના દેહ પણ ધારણ કરે છે. એ સર્વની પાછળ ગુપ્ત રહેવું, પ્રકટ થવું, પેદા થવું અને લય પામવું એ સર્વ ક્રિયાઓ લાગેલી હોય છે. તે સર્વ વાયુસ્વરૂપેજ સંચાર કરે છે. જ્ઞાન, વાસના, વૃત્તિ ઇત્યાદિ નાના પ્રકારે જગજ્જ્યોતિ વાયુમાં ભરેલી છે. આકાશમાંથી વાયુ ઉત્પન્ન થઈ તે બે ભાગમાં વિભક્ત થઇ જાય છે. વાયુનો એક પ્રકાર શાશ્વત છે તે સર્વને વિદિતજ છે. વાયુમાં જગજ્જ્યોતિ હોય છે, તે જગજ્જ્યોતિમાંથી દેવ, દેવતા પ્રભૃતિ અસંખ્ય મૂર્તિઓ ઉત્પન્ન થઇ છે. વાયુના વિકાર પુષ્કળ છે; પરંતુ તેમાં મુખ્ય બે વિભાગ છે. હવે તેજની વાત શ્રવણ કરશો. વાયુમાંથી તેજ ઉત્પન્ન થઇ તે ઉષ્ણ અને શીતરૂપે પ્રકટ થયું છે. તે તેજનાં બે પ્રકા-

રનાં રૂપો પણ હવે શ્રવણ કરશો. ઉષ્ણરૂપમાંથી દેદીપ્યમાન પ્રકાશવાળો સૂર્ય ઉત્પન્ન થાય છે. વળી તેમાંથી સર્વભક્ષક અગ્નિ અને વિદ્યુલ્લતા પણ ઉત્પન્ન થઈ છે. શીતલરૂપમાંથી ઉદક, અમૃત, ચંદ્ર, નક્ષત્રો અને ટાઢ એ વસ્તુઓ ઉત્પન્ન થઈ છે. હવે હે શ્રોતાઓ! એકાગ્રચિત્ત કરી આગળ સાંભળો. તેજના વિકારો પણ અનેક છે; પરંતુ તેના મુખ્ય વિભાગો બેજ છે. ઉદકના પણ બેજ ભાગ છે; ઉદક અને અમૃત. હવે પૃથ્વીની વાત સાંભળો. પાષાણ, મૃત્તિકા, એ તેનો એક શાશ્વત પ્રકાર છે અને સુવર્ણ પારસ તથા અનેક પ્રકારનાં રત્નો એ તેનો બીજો પ્રકાર છે. પૃથ્વીમાં અનેક રત્નો ભરેલાં છે, તેમાં ખોટાં ક્યાં અને ખરાં કયાં તે સર્વ વિચાર કરવાથી પ્રતીત થાય છે; પરંતુ મનુષ્યની ઉત્પત્તિ ક્યાંથી થઈ એ શંકા હજી કાયમ રહી છે, માટે હવે શ્રોતાઓએ એકાગ્રપણે આગળ લક્ષ આપવું.

---

# સમાસ ૪ થો—ઉત્પત્તિનો વિસ્તાર.




વે ઉત્પત્તિ વિષે જોઇએ તો મનુષ્યોથી મનુષ્ય અને પશુદ્વારા પશુ નિપજતાં પ્રત્યક્ષ દેખાય છે. ખેચર ( આકાશમાં સંચાર કરનારાં પક્ષીઓ ); ભૂચર ( ભૂમિપર સંચાર કરનારાં મનુષ્ય, ગાય, ભેંસ ઇત્યાદિ પ્રાણીઓ ); વનચર (વનમાં રહેનારાં પશુ, વ્યાઘ્ર, સિંહ, ડુક્કર ઇત્યાદિ પ્રાણીઓ ); જલચર ( જલમાં રહેનારાં માછલાં, કાચબા, મગર ઇત્યાદિ પ્રકારનાં પ્રાણીઓ ); એ સર્વ અનેક પ્રકારનાં શરીરો પણ શરીરોમાંથીજ ઉત્પન્ન થાય છે. પ્રત્યક્ષને પ્રમાણની અને નિશ્ચયને માટે અનુમાનની તેમજ સીધો માર્ગ હોય છતાં આડેમાર્ગેજ જવાની જરૂર નથી. કોઈ પ્રસંગે એકમાંથી બીજા પ્રકારનું પ્રાણી જન્મે છે; પરંતુ તે પણ શરીરજ કહેવાય છે. શરીર સિવાય શરીરની ઉત્પત્તિ થઇ શકતી નથી. હવે આ સર્વ પ્રાણીની મૂળ ઉત્પત્તિ કેવી રીતે થઇ અને તે કોણે તથા શેમાંથી કરી ? વળી તે ઉત્પત્તિ જેણે પણ કરી હોય તેનું શરીર કોણે રચ્યું ? આ વાતનો વિચાર કરવા જઇએ તો વાત ઘણી લંબાય છે અને તે છતાં પણ શરીર શી રીતે ઉત્પન્ન

થયું ? તે શેમાંથી ઉત્પન્ન થયું ? અને તેને કોણે ઉત્પન્ન કર્યું ? તથા જેણે તેને ઉત્પન્ન કર્યું તેનું શરીર કોણે ઉત્પન્ન કર્યું ? એવી જે મૂળ શંકા તે તો તેમની તેમજ રહે છે; તો હવે તેનો ઉત્તર સાંભળો. પ્રતીતિ થવા પછી શંકા ધરવાનું કારણ રહેતું નથી. પ્રતીતિ એજ ખરૂં પ્રમાણ છે. મૂર્ખનેજ તે અપ્રમાણ લાગે છે; પરંતુ શબ્દના વિશ્વાસથીજ મનુષ્યને પ્રતીતિ થાય છે એમ જાણવું. બ્રહ્મથી ઉપજેલી મૂળમાયાનેજ અષ્ટધા પ્રકૃતિ કહેવામાં આવે છે. ભૂતોમાં અને ત્રિગુણોમાં તે મૂળમાયા મિશ્રિત થયેલી છે. તે મૂળમાયા વાયુરૂપ છે અને વાયુમાં જે ચેતનાનું રૂપ છે તેજ ઇચ્છા છે; પરંતુ તે ઇચ્છાનો આરોપ બ્રહ્મને લાગુ પડતો નથી. તથાપિ જો તે બ્રહ્મપર મૂકવામાં આવે તો તે વ્યર્થ જશે; કારણકે આત્મા નિર્ગુણ અને શબ્દાતીત હોઈ સર્વત્ર ભરેલો છે. નિર્ગુણ બ્રહ્મ તેજ આત્મા છે. જે જે વસ્તુ નામવાળી છે તે સર્વ ભ્રમ છે. આપણે આપણી કલ્પનાથી તેને ઉપાધિ લગાડીએ તેથી તેને તે વળગી પડતી નથી. દુરાગ્રહથી તેનાપર ઉપાધિનું આરોપણ કરીએ તોપણ તે આકાશને પત્થર માર્યા સમાનજ થશે. પત્થર મારવાથી આકાશ કાંઇ તૂટી ફૂટીને છિન્નભિન્ન થોડુંજ થઇ જાય છે ! એજ પ્રમાણે નિર્વિકાર બ્રહ્મમાં વિકાર આરોપવો વ્યર્થ છે; કેમકે વિકાર નાશવંત છે અને નિર્વિકાર તો જેવોને તેવોજ રહે છે.

હવે અનુભવનું નિરૂપણ શ્રવણ કરો. પ્રતીતિ થયા પછી નિશ્ચય કરશો તોજ અનુભવને યશ મળશે. બ્રહ્મમાં વાયુરૂપે રહેલી મૂળમાયામાં જે ચેતના છે તેજ ઈશ્વર છે. તેનેજ ઈશ્વર અને સર્વેશ્વર કહેવામાં આવે છે. તેજ ઈશ્વર ગુણરૂપે બને છે અને તેના ત્રણ વિભાગ પડીને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ઉત્પન્ન થાય છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણેનું વર્ણન પાછળ થઈ ચૂકયું છે. જ્ઞાતા ભગવાન વિષ્ણુ છે, જ્ઞાતા અજ્ઞાતા ચતુરાનન બ્રહ્મા છે અને અજ્ઞાતા તે અત્યંત ભોળા પંચાનન મહેશ છે. એ ત્રણ ગુણો એક બીજામાં મિશ્રિત થયેલા હોવાથી તેમને જુદા તો કેવી રીતે પાડી શકાય ? પરંતુ પ્રાધાન્યત: અને ગૌણતાના ભાસ ઉપરથી તેને જુદા કહી શકાય છે. વાયુમાં જ્યારે વિષ્ણુ હોય છે ત્યારે તે વાયુરૂપજ હોય છે. પાછળથી તે ચતુર્ભુજ દેહધારી થાય છે; તેજ પ્રમાણે બ્રહ્મદેવ અને શંકર પણ પ્રસંગોપાત દેહ ધારણ કરે છે. તેમને ગુપ્ત થવાને અને પ્રકટ

થવાને વાર લાગતી નથી. મનુષ્યો પણ ગુપ્ત થાય છે અને પુનઃ પ્રકટ થાય છે, એ હાલ સુધી પ્રત્યક્ષ અનુભવની વાત છે; તો પછી દેવમાં તે પ્રકારનું સામર્થ્ય હોય તો તેમાં આશ્ચર્ય શું? દેવ, દેવતા, ભૂતો અને દૈવતો એમના અંગમાં વિલક્ષણ સામર્થ્ય હોય છે અને તેજ પ્રમાણે રાક્ષસોના અંગમાં પણ વિલક્ષણ સામર્થ્ય હોય છે. ભૂત પણ વાયુસ્વરૂપજ હોય છે. તે વાયુની સાથે ખડખડાટ કરતો ચાલે છે અને અકસ્માત્ ખારેક, કોપરાં વગેરે નાખી દે છે. એ સર્વ અસત્ય છે એમ કહેશો તો તે વિષે પુષ્કળ લોકોને માહીતિ છે અને તે સર્વ પોતપોતાના અનુભવથી તે વાત જાણે છે. મનુષ્યો સુદ્ધાં નાના પ્રકારનાં રૂપો ધારણ કરે છે અને પરકાયામાં પ્રવેશ કરે છે, તો પછી જે પરત્માત્મા અને જગદીશ્વર છે તે તેવાં રૂપો શા માટે ધારણ ન કરી શકે? આ પ્રમાણે વાયુસ્વરૂપમાંથી દેહરૂપ ધારણ કરીને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ઉત્પન્ન થયા અને પાછળથી તેમના પુત્રપૌત્રોનો વિસ્તાર થયો. તેમણે મનમાં સ્ત્રીઓની કલ્પના કરતાંજ તે ઉત્પન્ન થઈ; પરંતુ તેમણે કદિ પણ તેમના દ્વારા પ્રજોત્પત્તિ કરી નથી. તેજ પ્રમાણે તેમણે ઇચ્છા માત્રથી પુત્રની કલ્પના કરી અને તેથી તેઓ ઉત્પન્ન થયા. હરિહરાદિક એજ પ્રકારે વર્ત્યા છે.

( ગીતામાં કહ્યું છે કે ) " પૂર્વે સપ્ત ઋષિ અને ચૌદ મનુ મારી ભાવના–મનથી ઉત્પન્ન થયા અને પાછળથી આલોક તથા આ સર્વ પ્રજા તેમનાદ્વારા ઉત્પન્ન થઇ." પછી બ્રહ્મદેવે સૃષ્ટિ રચવાની ઇચ્છા કરતાં તે પણ ઇચ્છાની સાથેજ નિર્માણ થઇ. જીવસૃષ્ટિ પણ એજ પ્રકારે બ્રહ્મદેવે નિર્માણ કરી છે. તેણે નાના પ્રકારનાં પ્રાણીઓની કલ્પના કરી અને ઇચ્છાની સાથેજ તેઓ ઉત્પન્ન થયાં. અંડજ, જારજ આદિ સર્વ પ્રાણીઓની જોડીઓ ને જોડીઓ ઉત્પન્ન થઇ. કેટલાંક પ્રાણીઓ ( ચાંચડ, માકણ વગેરે ) સ્વેદથી ઉત્પન્ન થયાં, તેઓ સ્વેદજ કહેવાયાં અને વાયુમાંથી વનસ્પતિ ઉત્પન્ન થઇ તે ઉદ્‌ભિજ કહેવાઇ. મનુષ્યની જેવી ગારુડી વિદ્યા ( ઇંદ્રજાલ ) હોય છે અને રાક્ષસોની જેવી માયાવી વિદ્યા હોય છે તેવીજ બ્રહ્માની સૃષ્ટિવિદ્યા પણ હોય છે. મનુષ્યોની વિદ્યા એક પ્રકારની હોય છે, તેનાથી રાક્ષસોની વિદ્યા શ્રેષ્ઠ હોય છે અને બ્રહ્મદેવની વિદ્યા તેથી પણ શ્રેષ્ઠ હોય છે. આ પ્રકારે બ્રહ્માએ જ્ઞાની અને અજ્ઞાની પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં અને તેમને વેદ કહી માર્ગે લગાડયાં. આ પ્રકારે બ્રહ્મદેવે સૃષ્ટિની રચના કરી. પછી શરીર-

દ્વારા શરીરની રચના થઈ અને એ પ્રકારે શરીરનો વિસ્તાર થવા લાગ્યો. આટલા વિવેચનથી શ્રોતાની શંકાનું નિરસન થયું અને સમગ્ર સૃષ્ટિનો વિસ્તાર કેવી રીતે થયો તેની પ્રતીતિ થઇ. આ રીતે સૃષ્ટિની રચના થયા પછી વિષ્ણુ તેનું પ્રતિપાલન કેવી રીતે કરે છે, તેનું વિવેચન પણ શ્રોતાઓએ જાણવું જોઇએ.

વિષ્ણુનું મૂળ સ્વરૂપ સત્ત્વગુણ, ચૈતન્ય વા જ્ઞાન છે. એ સૂક્ષ્મરૂપ અદૃશ્ય રહે છે. એના દ્વારા સર્વ પ્રાણીઓની રક્ષા થાય છે અને એજ સૂક્ષ્મરૂપ સ્થૂલ શરીર ધારણ કરી દુષ્ટોનો સંહાર કરે છે. દુષ્ટોનો સંહાર કરવાને માટે અને ધર્મની સંસ્થાપના કરવાને માટે વિષ્ણુને અનેક અવતાર ધારણ કરવા પડયા છે. “ સાધુપુરુષનું સંરક્ષણ કરવાને માટે, દુષ્ટોનો સંહાર કરવાને માટે અને ધર્મની સ્થાપના કરવાને માટે હું યુગે યુગે પ્રકટ થાઉં છું. ” * એમ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે; માટે સકલ ધર્મસંસ્થાપકો પણ વિષ્ણુના અવતારજ હોય છે. જે અભક્ત અને દુર્જન છે તે તો સહજ રાક્ષસોની કોટીમાં આવી જાય છે. હવે જે પ્રાણીઓ જન્મ પામે છે તેઓ ચૈતન્ય જતાં નષ્ટ થઇ જાય છે; અને આ પ્રકારે રુદ્ર-તમોગુણ તેમનો નાશ કરે છે. રુદ્રનો પૂર્ણ કોપ થતાં સમગ્ર સૃષ્ટિનો નાશ થઈ જાય છે અને તે સંહારકાળે સમગ્ર બ્રહ્માંડ બળીને ભસ્મીભૂત થઇ જાય છે. ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો વિચાર આ પ્રમાણે છે; તો શ્રોતાઓએ તેને બરાબર લક્ષ્યમાં રાખવો. કલ્પાંતે સંહાર કેવી રીતે થાય છે તેનું વર્ણન આગલા સમાસમાં કરવામાં આવશે. પાંચ પ્રલયોને જાણનારજ ખરો જ્ઞાની છે.

## समास ५ मो–पंचप्रलयाने ़पण.



વે પ્રલયનાં લક્ષણો સાંભળો. પિંડમાંના બે પ્રલયો; એક નિદ્રા અને બીજો મરણ. બ્રહ્માંડમાં પણ એવા બે પ્રલયો છે. દેહ ધારણ કરનાર ત્રણ મૂર્તિઓ (બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર) જ્યારે નિદ્રાવશ થાય છે તે સમયે બ્રહ્માંડમાં નિદ્રાપ્રલય થાય છે; અને ત્રણે મૂર્તિનો અંત થાય છે ત્યારે બ્રહ્માંડનો

* परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥ (गीता अ० ४)

પણ કલ્પાંત થાય છે. એનેજ બ્રહ્મપ્રલય પણ જાણવો. આ પ્રમાણે પિંડમાં બે અને બ્રહ્માંડમાં બે, એવા ચાર પ્રલય થાય છે અને પાંચમો પ્રલય વિવેકનો છે. હવે એ પાંચે પ્રલયોનું અનુક્રમે એવી રીતે વર્ણન કરૂં છું કે તે અનુભવમાં આવી જાય.

જ્યારે નિદ્રા આવે છે ત્યારે સર્વ જાગૃતિવ્યાપાર બંધ પડે છે અને શરીરમાં સ્વપ્નાવસ્થા વા સુષુપ્તિ અવસ્થા આવી જાય છે. આ પ્રમાણે જાગૃતિનો ક્ષય થવો એનું નામજ નિદ્રાપ્રલય છે. હવે મૃત્યુપ્રલય કેવી રીતે થાય છે તે શ્રવણ કરો. દેહમાં જ્યારે રોગ પ્રબળ થાય છે અથવા કોઇ બીજો કઠિન પ્રસંગ આવી પડે છે ત્યારે પંચપ્રાણ પોતાના વ્યાપાર છોડી દઇ બહાર નીકળી જાય છે અને કેવળ શરીર પડી રહે છે. એ બીજો પ્રલય છે. ત્રીજો પ્રલય બ્રહ્મદેવ નિદ્રિત થાય એ છે. બ્રહ્મદેવ નિદ્રાગ્રસ્ત થયા એટલે મૃત્યુલોકનો અસ્ત થઇ પ્રાણીમાત્રના સર્વ વ્યાપાર બંધ પડે છે. તે સમયે પ્રાણીઓના સૂક્ષ્મ અંશ ( લિંગદેહ ) હોય છે તે વાતાવરણમાં વાસ કરે છે. આવી સ્થિતિમાં કેટલોક કાળ વ્યતીત થાય એટલે બ્રહ્મદેવ જાગૃત થાય છે અને પુનઃ નવીન સૃષ્ટિ નિર્માણ કરે છે તથા અસ્તવ્યસ્ત થયેલા જીવોને પુનઃ પૂર્વવત્ કરે છે. આમ કરતાં કરતાં બ્રહ્મદેવનું આયુષ્ય પૂરૂં થાય એટલે પછી બ્રહ્મપ્રલય થાય છે.

તે સમયે સો વર્ષ પર્યંત વર્ષાદજ પડતો નથી, તેથી સર્વ પ્રાણીઓ મૃત્યુના પંજામાં સપડાય છે અને પૃથ્વી અત્યંત તપ્ત થઈ જાય છે. સૂર્ય પોતાની બારે કળાથી પ્રદીપ્ત થાય છે, તેથી પૃથ્વી ભડભડ બળવા લાગે છે. તે અગ્નિ પાતાળમાં પ્રવેશ્યો એટલે શેષ વિષજ્વાળા છોડવા લાગે છે. આકાશમાં સૂર્યજ્વાળા અને પાતાળમાં શેષની વિષજ્વાળા છૂટીને ઉભય બાજુથી ભૂગોળ બળવા લાગ્યો એટલે પછી બાકીજ શું રહે ? સૂર્યની પ્રખરતા વૃદ્ધિંગત થાય છે અને તેથી ચારે બાજુ કોલાહલ મચી રહે છે. મેરુની કોરણો ધડાધડ તૂટી પડે છે. સ્વર્ગલોક, સત્યલોક, વૈકુંઠ, કૈલાસ ઇત્યાદિ અનેક લોકો ભસ્મીભૂત થઈ જાય છે. મેરુ સર્વથા નષ્ટ થઇ જાય છે, તેનું માહાત્મ્ય લય પામી જાય છે અને સર્વ દેવો વાતાવરણમાં ભ્રમણ કરવા લાગે છે. પૃથ્વી ભસ્મ થયા પછી મૂસળધાર વૃષ્ટિ થાય છે અને નિમિષ માત્રમાં સમગ્ર પૃથ્વી પાણીમાં પીગળી જાય છે. પછી માત્ર ઉદકજ રહે છે; તેને અગ્નિ ભક્ષણ

કરી જાય છે અને પછી અગ્નિની અપરંપાર જ્વાળાઓ વિલક્ષણ રીતે એકત્રિત થાય છે. સમુદ્રમાંનો વડવાનલ, શંકરના નેત્રમાંનો નેત્રાનલ, બ્રહ્માંડની આસપાસ રહેનારો આવરણાનલ અને સૂર્ય તથા વિદ્યુલ્લતા, એટલા અગ્નિની જ્વાળાઓ એકત્રિત થઈ એટલે દેવો પણ દેહ છોડી દે છે અને પોતાના પૂર્વરૂપથી 'પ્રભંજની' વાયુમાં મળી જાય છે. તે વાયુ અગ્નિને લાગે છે એટલે તે અગ્નિ એકદમ બૂઝાઈ જાય છે અને વાયુ સ્વચ્છંદતાથી પરબ્રહ્મમાં દોડે છે. તે સમયે ધૂમ્ર જેમ આકાશમાં મળી જાય છે તેવી વાયુની દશા થાય છે અર્થાત્ તે પરબ્રહ્મમાં મળી જાય છે. ઘણાઓમાં થોડાનો નાશ થાય છે એમ કહેવાય છેજ. વાયુ પીગળી ગયો એટલે સૂક્ષ્મ ભૂતો અને ત્રિગુણાત્મક જે ઈશ્વર તે* નિર્વિકલ્પમાં લીન થઇ પોતપોતાનું અધિષ્ઠાન છોડી દે છે; ત્યાં જ્ઞાન નષ્ટ થાય છે, જગજ્જ્યોતિ બૂઝાઇ જાય છે અને શુદ્ધ તથા સારરૂપ જે સ્વરૂપસ્થિતિ તેજ શેષ રહે છે.

નામાભિધાનવાળી જે જે વસ્તુઓ છે તે સર્વ પ્રકૃતિના ગુણથી ઉત્પન્ન થયેલી છે. જો પ્રકૃતિ ન હોય તો બોલી પણ શી રીતે શકાય? પ્રકૃતિ રહેવા છતાં વિવેક કરવો એનું નામ વિવેકપ્રલય છે. આ પ્રમાણે પાંચે પ્રલયો તમને સ્પષ્ટ રીતે દર્શાવી આપ્યા.

## समास ६ ठो—भ्रमनिरूपण.




ત્પત્તિ, સ્થિતિ અને લયનું વૃત્તાંત જણાવ્યું; પરંતુ તેની પહેલાં તેમ પછી પણ નિર્ગુણ, નિરાકાર પરમાત્મા તો તેવો ને તેવોજ રહે છે. હોવું, રહેવું અને જવું એને પરમાત્માની સાથે કાંઇ પણ સંબંધ નથી. આદિ, મધ્ય અને અંતમાં પરમાત્મા તો એક સરખોજ ભરેલો હોય છે. પરબ્રહ્મ તો ચિરસ્થાયીજ રહે છે. ભ્રમનો ભાસ વચમાંજ થાય છે. ભ્રમ ભાસે છે ખરો; પરંતુ કાલાંતરે તે નષ્ટ થઇ જાય છે. વચમાં ઉત્પત્તિ, સ્થિતિ

* મૂળમાયા.

અને લય અખંડપણે ઉત્પન્ન થયા કરે છે અને નષ્ટ થયા કરે છે. અંતે એ સર્વનો પણ પ્રલય થઈ જાય છે. જે વિચારવંત હોય છે તે સારાસારવિચાર કરે છે; માટે તે પ્રથમથીજ આ વાતથી પરિચિત હોય છે. પુષ્કળ ભ્રમિત મનુષ્યો એકઠાં થાય એટલે તેમાં શાણાનું કાંઈ ચાલતું નથી. સૃષ્ટિમાં સમજુ-જ્ઞાની માણસો માત્ર થોડાજ હોય છે. હવે જ્ઞાની માણસોનાં લક્ષણો કેવાં હોય છે તે થોડું જણાવું. મહાપુરુષ હોય છે તે ભ્રમથી સર્વથા અલિપ્ત હોય છે. ભ્રમરહિત મહાત્માને મનથી ઓળખવો જોઇએ, માટે હવે ભ્રમનું નિરૂપણ કરૂં છું તે શ્રવણ કરશો. સર્વત્ર એક પરબ્રહ્મ ભરેલો છે. તેમાં કદિપણ વિકાર થતો નથી. તેના સિવાય જે જે ભાસે છે તે તે સર્વ ભ્રમનાંજ સ્વરૂપો છે. ત્રણ ગુણો અને પંચ-મહાભૂતો (અષ્ટધા પ્રકૃતિ) નો કલ્પાંતે નાશ થાય છે, માટે તે સર્વ ભ્રામક છે. હું, તું, એ ભ્રમ છે, ઉપાસના પણ ભ્રમ છે અને ઈશ્વર એ પણ ભ્રમ છે; એમાં તિલ માત્ર શંકા નથી.

भ्रमेणाहं भ्रमेण त्वं भ्रमेणोपासका जनाः ।
भ्रमेणेश्वरभावत्वं भ्रममूलमिदं जगत् ॥ १ ॥

( અર્થઃ-હું પણ ભ્રમ છું; તું પણ ભ્રમ છે; ઉપાસકો પણ ભ્રમ છે અને ઈશ્વર સંબંધી ભાવના એ પણ ભ્રમજ છે. આ પ્રમાણે માત્ર ભ્રમ એજ આ સર્વ જગતનું મૂળ કારણ છે.) ભ્રમને લીધેજ સૃષ્ટિનો ભાસ થાય છે; પરંતુ તે મિથ્યા છે. તેમાં જે વિચારવંત હોય તેમનેજ ધન્ય છે. હવે ભ્રમનું નિરૂપણ અતિશય સ્પષ્ટ રીતે કરૂં છું અને દ્રષ્ટાંતદ્વારા વિસ્તારપૂર્વક સમજાવું છું. દૂરદેશમાં ભ્રમણ કરીએ એટલે આપણને દિશાભૂલ થાય છે અથવા તો છેક નિકટનો સ્નેહી પણ કોઇવાર ઓળખી શકતો નથી એનું નામ ભ્રમ છે. કેફી વસ્તુનું સેવન કરવાથી ભિન્ન ભિન્ન પ્રકારની ભ્રામક વિચાર-લહેરીઓ ઉઠે છે અને ભૂતથી તેમજ જ્વરાદિથી અનેક પ્રકારની વ્યથામાં મનુષ્ય લવારો કરે છે તેનું નામ ભ્રમ છે. દશાવતારના નાટકમાંની સ્ત્રીઓ વાસ્તવમાં નટ હોવા છતાં ખરેખરી સ્ત્રી જેવી ભાસે છે; કિંવા ઐન્દ્ર-જાલિકે કરેલા પદાર્થો ખરાજ લાગે છે તે ભ્રમ છે. મનમાં વ્યર્થ સંશય ઉત્પન્ન થાય છે તેનું નામ પણ ભ્રમ છે. કોઇ વસ્તુ અમુક સ્થળે રાખી

હોય તે સ્થાન ભૂલાઇ જવું, કિંવા માર્ગે ચાલતાં માર્ગ ભૂલી જવો, શહેરમાં ગુંચવાઇ પડવું એ સર્વ ભ્રમ છે. એકાદ પદાર્થ આપણી પોતાની પાસેજ હોવા છતાં તે ખોવાઇ ગયો એમ ધારી આપણે ખિન્ન થઇ બેસીએ છીએ એનું નામ ભ્રમ છે. પદાર્થો ભૂલી જવા અથવા ભણેલું ભૂલી જવું એનું નામ ભ્રમ છે. દુશ્ચિહ્ન, અપશુકન જોઇને કે ખોટી ખબર સાંભળીને સંતપ્ત થવું, કિંવા એકાદ પદાર્થ જોઇને મનમાં ભયભીત થઇ જવું એનું નામ ભ્રમ છે. એકાદ વૃક્ષ, કાષ્ઠ કિંવા જનાવર દૃષ્ટિગોચર થતાં ત્યાં ભૂત છે એમ લાગે છે અને વસ્તુત: ત્યાં કાંઇ પણ નહિ હોવા છતાં ગરબડ થઇ રહે છે, એનું નામ પણ ભ્રમ છે. સ્વચ્છ ઉદકને કાચ સમજી તેમાં પડવું કિંવા પણે દિવાનખાનું છે એમ સમજી દર્પણ—મહાલયમાં ઘોટાળામાં પડવું અથવા ખોટીજ દિશામાં દ્વાર માની કાચની સાથે જઇ અથડાવું એનું નામ ભ્રમ છે. હોય કાંઇ ને લાગે કાંઇ, કહીએ એક ને સમજાય બીજું, જોઈએ કાંઈ ને મનમાં આવે કાંઈ એનું નામ ભ્રમ છે. હમણાં આપણે જે જે આપીએ છીએ તે તે આપણને પાછળથી પ્રાપ્ત થશે, મરેલાં મનુષ્યો ભોજન જમવાને આવે છે, આવી આવી માન્યતા એ ભ્રમ છે. આ જન્મમાં કરેલું ભાવિ જન્મમાં જેવું ને તેવું પ્રાપ્ત કરવાની આશા રાખવી અથવા મનુષ્યના નામપર પ્રીતિ રાખવી એ પણ ભ્રમ છે. મરેલાં માણસો સ્વપ્નમાં આવે, તે કાંઈ માગે અને તેજ નિરંતર મનમાં ઘોળાયા કરે એનું નામ ભ્રમ છે. સર્વ વસ્તુ મિથ્યા જણાવી, પુન: ધન દોલતપર મન દોડાવવું અથવા જ્ઞાતા બનીને પુન: વૈભવમાં ચકચૂર બની જવું એનું નામ ભ્રમ છે. કર્મઠ બની જ્ઞાન પ્રત્યે તિરસ્કાર દર્શાવવો, કિંવા જ્ઞાનનું અભિમાન લાવીને જાણી જોઇને ભ્રષ્ટ થવું એનું નામ ભ્રમ છે. દેહાભિમાન, કર્માભિમાન, જાત્યાભિમાન, કુલાભિમાન, જ્ઞાનાભિમાન અને મોક્ષાભિમાન એ સર્વ ભ્રમજ છે. ન્યાય સમજાતો ન હોય, કરેલો અન્યાય જણાતો ન હોય અને તે જાણવાનું મિથ્યાભિમાન દર્શાવવું એનું નામ ભ્રમ છે. પાછળનું કાંઇ સ્મરણમાં આવતું ન હોય તે, આગળનું કાંઈ સૂઝતું ન હોય તે અને નિરંતર અભિમાન ઉપર આરૂઢ થઇને રહેવું એનું નામ ભ્રમ છે. પ્રતીતિ વિના ઔષધ લેવું, પ્રતીતિ વિના પથ્ય કરવું અને અનુભવ વિના જ્ઞાનની વાતો કરવી એ ભ્રમ છે. ફલ જાણ્યાવિના પ્રયોગ કરવો, જ્ઞાન વિના યોગ કરવો અને

વ્યર્થ શારીરિક ભોગ ભોગવવો એનું નામ ભ્રમ છે. બ્રહ્મદેવ ભાગ્યમાં લેખ લખે છે અને છઠ્ઠીને દિવસે તેને છઠ્ઠી માતા વાંચી જાય છે, એવી એવી માન્યતા અથવા વાતો કરવી એ ભ્રમ છે.

ભ્રમનો વિસ્તાર ઘણો મોટો છે અને તે અજ્ઞાની લોકોમાંજ ફેલાય છે. તે સમજાવવાને માટે તેનું ઉપર પ્રમાણે સંક્ષેપમાં વર્ણન કર્યું. વિશ્વ મૂળથીજ ઉપર પ્રમાણે ભ્રમરૂપ છે, એટલે પછી કયા કયા ભ્રમનું વર્ણન કરવું ? નિર્ગુણ બ્રહ્મસિવાયની સર્વ વસ્તુઓ ભ્રમરૂપજ છે. જ્ઞાની સંસારથી અલિપ્ત હોય છે એમ અસંખ્ય માણસો જણાવે છે; માટે ગત જ્ઞાનીઓના ચમત્કાર જણાવવા એ પણ ભ્રમ છે. અત્ર એક આશંકા ઉપસ્થિત થાય છે કે એકાદ મોટા જ્ઞાતાની સમાધિની પૂજા કરવામાં આવે તો તેથી કાંઇ ફલપ્રાપ્તિ થાય છે કે નહિ ? તેમજ પરમેશ્વરના જે જે અવતારો થઇ ગયા તેમનું સામર્થ્ય ઘણું દૃષ્ટિગોચર થાય છે, તો તેઓ શું વાસના ધરીને તેમાં ફસાઈ પડયા છે ? આવી શંકા ઉપસ્થિત થાય છે, તો સમર્થ તે શંકા નિવૃત્ત કરવી જોઇએ. અહીંઆં ભ્રમની કથા સમાપ્ત થાય છે.

# समास ७ मो—सगुणभजननिरूपण.



અવતારી પુરુષ, જ્ઞાનીઓ તથા સંતો ઇત્યાદિ સારાસારવિચારથી મુકત થઇ ગયા છે, તો પછી તેમનું સામર્થ્ય આજપર્યંત શા માટે ચાલે છે ? આ શ્રોતાની શંકા છે. વિચાર કરીએ તો આ પ્રશ્ન ખરો છે; માટે વકતા કહે છે કે સાવધ થઇને તેનું સમાધાન શ્રવણ કરો. જ્ઞાની પુરુષો દેહમુકત થયા પછી ચમત્કારો કરતા હોવાની વાતો ચાલે છે; પરંતુ તેઓ કાંઇ વાસના ધરીને આવતા નથી. લોકોને તેમના જે ચમત્કાર જણાય છે અને જેને તેઓ સત્ય માને છે, તેનો ચતુર મનુષ્યોએ વિચાર કરવો જોઇએ. જીવંત દશામાંજ જગતમાં અનેક ચમત્કાર થાય છે, તેનોજ પ્રત્યક્ષ અનુભવ લીધો એટલે થયું. તેઓ

સ્વયં એક જગ્યાથી જતા નથી, છતાં લોકો તેમને પ્રત્યક્ષ જતા જુએ છે; આ ચમત્કાર થયો. હવે તેના સંબંધમાં શું કહેવું ? લોકોનો પોતાનો ભાવજ આનું કારણ હોય છે. ભક્તની ભાવનામાં દેવ સત્યજ હોય છે અને ભાવ વિનાની સર્વ કલ્પના વ્યર્થ અને કુતર્કભરેલી હોય છે. પોતાની વહાલી વસ્તુ આપણને સ્વપ્નમાં દ્રષ્ટિગોચર થાય તેથી શું તે વસ્તુ વાસ્તવમાં આપણી પાસે આવી પડી હોય છે ? જો એમ કહેવામાં આવે કે તેનું સ્મરણ થાય છે, પણ તેમ હોય તો પછી અન્ય દ્રવ્યનાં સ્વરૂપો પણ તેની સાથે કેમ દેખાય છે ? કેવલ તેનુંજ સ્મરણ સ્વપ્નમાં પણ શા માટે નથી થતું ? માટે એ સર્વ આપણી કલ્પના છે. સ્વપ્નમાં અનેક પદાર્થો આવે છે, તથાપિ તે પદાર્થો વાસ્તવમાં કાંઇ પ્રાપ્ત થતા નથી અથવા તેનું સ્મરણ પણ થયેલું હોતું નથી. અત્ર શંકા નિવૃત્ત થઈ; માટે જ્ઞાની પુરુષના જન્મની કલ્પના કરશો નહિ. જો સમજ ન પડી હોય તો હજુ વિચાર કરી જુઓ. જ્ઞાતા મુક્ત થઈ ગયેલા હોય છે; પરંતુ તેમનું સામર્થ્ય અનાયાસે ચાલતું રહે છે. કારણ કે તેઓ પુણ્યમાર્ગે ચાલેલા હોય છે; માટે પુણ્યમાર્ગે ચાલજો, પરમેશ્વરનું ભજન વધારજો અને ન્યાય છોડી અન્યાયને માર્ગે કદિ પણ ચાલશો નહિ. અનેક પ્રકારનાં પુરશ્ચરણો કરજો, અનેકવાર તીર્થાટન કરજો અને વૈરાગ્યના બળથી અનેક પ્રકારનાં સામર્થ્યો વધારજો. પરબ્રહ્મપર વિશ્વાસ રાખવામાં આવે તો જ્ઞાનમાર્ગથી પણ આપણું સામર્થ્ય વૃદ્ધિંગત થાય છે. જ્ઞાનમાં ભકિત પણ આવે છે; માટે અમારે ભકિતની જરૂર નથી એમ કહેશો નહિ તેમજ શાંતિનો ભંગ કરશો નહિ. ગુરુ અથવા દેવ એ ઉભયમાંથી કોઈ એક ઉપર અવશ્ય શ્રદ્ધા રાખવી. જો ભકિત ન હોય તો સર્વ વ્યર્થ છે. જેઓ નિર્ગુણનું જ્ઞાન થતાં સગુણ પ્રત્યે દુર્લક્ષ્ય કરે છે તેઓ ઉભયને ગુમાવે છે. જો ભકિત પણ ન હોય અને જ્ઞાન પણ ન હોય તો વચ્ચે અનુમાનજ ઘુસે છે; માટે જપ અને ધ્યાનનો કદિ પણ ત્યાગ કરવો નહિ. જે સગુણનું ભજન છોડી દે છે, તે ભલે જ્ઞાની હોય તોપણ તેને યશ પ્રાપ્ત થતો નથી; માટે સગુણભજન કદિ પણ છોડવું નહિ. નિષ્કામ બુદ્ધિપૂર્વક કરેલા ભજનને ત્રૈલોક્યમાં બીજી ઉપમાજ નથી; પરંતુ ધૈર્ય વિના નિષ્કામ ભજન થતું નથી. કામનાયુકત ભજનથી ફળપ્રાપ્તિ થાય છે અને નિષ્કામ ભજનથી ભગવંતની પ્રાપ્તિ થાય છે. ફળ અને ભગવંત વચ્ચે કેવડું મોટું

અંતર છે ? જમીન આસમાનનું ! ઈશ્વરની પાસે અનેક ફળો છે, પરંતુ તે ફળોજ આપણને ઈશ્વરથી દૂર કરે છે; માટે નિષ્કામ બુદ્ધિથી પરમેશ્વરનું ભજન કરવું. નિષ્કામ બુદ્ધિથી કરેલા ભજનનું ફળ ઘણુંજ મોટું છે. તેના યોગથી આપણને કાંઈક અમર્યાદ સામર્થ્ય પ્રાપ્ત થાય છે. તેની આગળ બિચારાં ફળો તે શી વિસાતમાં છે ? ભક્ત પોતાના મનમાં જે જે ઇચ્છા ધરે છે તે તે સર્વ સ્વયં ભગવાનજ કરે છે; તેને નિરાળી અપેક્ષા કરવાની કાંઇ આવશ્યકતાજ રહેતી નથી. આ રીતે ભકત અને ભગવાન એ ઉભયનાં સામર્થ્યો એકત્ર થાય એટલે પછી પૂછવુંજ શું ? તે કાળથી સુદ્ધાં હારશે નહિ. તેની આગળ અન્યની શી ગણત્રી છે ? તેઓ તો બિચારા કીટકવત્ હોય છે; માટે નિષ્કામ ભજનજ શ્રેષ્ઠ છે. તેમાં પણ બ્રહ્મજ્ઞાન હોય તો તેટલી વિશેષતાજ છે. તેની તુલનાને માટે તો ત્રિભુવન-સુદ્ધાં નાનું લાગે છે. તેમાં બુદ્ધિના પ્રકાશને ઉપર ચઢવાનો અવકાશજ હોતો નથી. તેમાં પ્રતાપ, કીર્તિ અને યશ નિરંતર વાસો કરે છે. જ્યાં પરમાત્મનિરૂપણ અને હરિકથાની ધૂન ચાલી રહી હોય છે ત્યાં પ્રત્યેક પ્રાણીનું કલ્યાણ થાય છે. જ્યાં ભ્રષ્ટાચાર થતો નથી ત્યાં પરમાર્થ પણ સંકુચિત થતો નથી અને નિશ્ચયયુક્ત સમાધાન પણ બગડતું નથી. નિરંતર સારાસારવિચાર કરવાથી અને ન્યાય અન્યાય જોવાથી પરમાત્માએ આપેલી બુદ્ધિ સ્થિર થઇ જાય છે. જે ભક્ત ભગવાનપર અનન્ય ભકિત રાખે છે તેને પરમેશ્વર સ્વયં બુદ્ધિ આપે છે. ભગવદ્ગીતાનું વચન સાંભળો. ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते । મારા ઉપાસકોને હું બુદ્ધિયોગ આપું છું કે જે બુદ્ધિયોગથી તેઓ મને પામે છે; માટે સગુણ ભજન શ્રેષ્ઠ છે. તે કરતાં બ્રહ્મજ્ઞાન વિશેષ છે અને અનુભવયુકત શાંતિ તો જગતમાં પરમ દુર્લભજ છે.

# સમાસ ૮ મો-પ્રતીતિનિરૂપણ.



વે પ્રતીતિ અર્થાત્ પરીક્ષા કિંવા અનુભવનાં લક્ષણો સાંભળો. જેઓ અનુભવ પ્રાપ્ત કરે છે તેઓ શાણા છે અને તે વિનાના મનુષ્યો મૂર્ખ લાચાર છે. નાના પ્રકારનાં રત્નો અને શિક્કા પરીક્ષા વિના લેવાથી હાનિ થાય છે. તેજ પ્રમાણે જે નિરૂપણ અનુભવમાં આવતું ન હોય તે સાંભળવાને બેસવું નહિ. ઘોડા અને શસ્ત્ર, એને કસોટી કરીને જોવાં અને તે પરીક્ષામાં સારાં ઉતરે તે પછી જાણકાર પુરુષે તે લેવાં જોઇએ. જેમ બીજ ઉગે એવાં જણાય તે પછીજ તે દ્રવ્ય આપીને લેવાં જોઇએ; તે પ્રમાણે પરમાત્મનિરૂપણ પણ જો અનુભવમાં આવતું હોય તોજ તેનું શ્રવણ કરવું. અમુક માત્રાથી શરીરને આરોગ્ય પ્રાપ્ત થાય છે, એવો અનુભવ થયો હોય તો તે માત્રા જરૂર લેવી જોઇએ; કેમકે અનુભવવિના ઔષધ લેવું એ સારી પ્રકૃતિને જાણી જોઇને બગાડવાસમાન છે. કેવળ અનુમાનપરજ કામ કરવું એ મૂર્ખતાજ છે. અનુભવ વિના સુવર્ણનો અલંકાર કરાવવો એ જાણી જોઇને ઠગાવા સમાન છે. જોયા ભાળ્યા વિના કોઇ પણ કાર્ય કરવાથી ઉલટું જીવપર આવી પડે છે; માટે શાણા પુરુષે કદિપણ અનુમાનપર કામ કરવું નહિ. નહિતર ઉપાય કરવા જતાં ઉલટો અપાય (હાનિ)જ થશે. જેમ પાણીમાં ડૂબેલી ભેંસને ખરીદવી એ સારી બુદ્ધિનું લક્ષણ નથી, તેમ તપાસી જોયાવિના જે જે કરવામાં આવે તેમાં કલેશજ થાય છે. વિશ્વાસપર કોઇએ ઘર લીધું હોય એમ કદિ સાંભળ્યું નથી. કપટી લોકો ફસાવી દે છે, માટે તપાસીનેજ કામ કરવું જોઈએ. પરીક્ષા કર્યા વિના અન્નવસ્ત્ર લેવાં એ પ્રાણહાનિ કરવા સમાન છે. મિથ્યાનો વિશ્વાસ કરવો એ મૂર્ખતા છે. ચોરોની સંગતિથી અવશ્ય ઘાત થાય છે. ઠગ અને પ્રપંચીની પરીક્ષા કરીએ તો તેમની લુચ્ચાઈ પણ પકડાઈ આવે છે. ખરાબ ચાલના માણસો, ખોટાં તોલ-માપ રાખનારાઓ, ખોટા શિક્કા પાડનારાઓ અને અનેક પ્રકારના ગુપ્ત વેષ ધરનારાઓને બરાબર ઓળખી રાખવા જોઇએ. દેવાળીઆનો આડંબર જોવા જઇએ તો તે ભારે

હોય છે; પરંતુ તે સર્વ મિથ્યા હોય છે. તેની પાછળ ફજેતીજ આવીને ઉભી રહે છે. તેજ પ્રમાણે જ્યાં અનુભવવિનાનું જ્ઞાન હોય છે ત્યાંથી સમાધાન પ્રાપ્ત થતું નથી; અને માત્ર અનુમાન ઉપરથી તે પુષ્કળ માણસોને સંશયમાં નાખીને તેમનું અહિત કરે છે. જેમ અનાડી વૈદ્ય અજાણતાં રોગીને મારી નાખે છે તેમ મંત્ર અને યંત્રના ઉપદેશથી અજ્ઞાન પ્રાણીઓ ફસાઈ પડે છે. વૈદ્ય કાચો મળવાથી કોઈ રંક માણુસનો જીવ ચાલ્યો જાય તો તેમાં બીજા સારા વૈદ્યનો શું ઉપાય ચાલે? જે માણુસ પોતાના દુઃખથી મનમાંજ ઝુર્યા કરે અને વૈદ્યને ઓષધ પૂછતાં લાજે, તેને જેમ આત્મઘાતકનું નામજ શોભી શકે છે; તેમ અજ્ઞાની માણુસે જ્ઞાતાની આગળ અભિમાન કે સંકોચ કરવાથી અજ્ઞાનને લઈને તેનો પોતાનોજ નાશ થાય છે. આમાં હાનિ કોની થાય છે? જ્ઞાતાની કે અભિમાન કરનારની? જ્યારે પોતાને એવી પ્રતીતિ થાય કે હવે પોતાનાં પાપનો નાશ થયો અને જન્મયાતના છૂટી, ત્યારેજ સમજવું કે કલ્યાણ થયું. પરમેશ્વરને ઓળખાય અને પોતે કોણ છે તે પણ જાણવામાં આવે અને આત્મનિવેદન થાય, ત્યારે જાણવું કે કલ્યાણ થયું. બ્રહ્માંડ કોણે કર્યું, શેમાંથી કર્યું અને તેનો મુખ્ય કર્તા કોણ છે? તે ઓળખાય ત્યારે જાણવું કે કલ્યાણ થયું. જો એ પ્રમાણે ન થયું હોય અને અનુભવને બદલે અનુમાનમાંજ મનુષ્ય રહેલો હોય તો પછી કરેલો પરમાર્થ કે પ્રયત્ન સર્વ વ્યર્થ ગયો સમજવો; કેમકે અનુભવ સિવાય મનુષ્ય સંશયમાંજ ડૂબેલો રહે છે. આજ પરમાર્થનો મર્મ છે. અસત્ય બોલે તે અધમ છે અને સત્યને અસત્ય માને તે અધમાધમ છે, એમ નક્કી સમજવું. “અજ્ઞાની પરમેશ્વરને ઓળખી શકતો નથી” એટલામાંજ બોલવાની હદ આવી ગઈ. એમાં કિંચત્ પણ અસત્ય નથી. હે પરમાત્મન્! આ વાત તું જાણે છેજ. સત્ય જ્ઞાનનો બોધ આપવો એજ મારી ઉપાસનાની વિશેષતા છે; કારણ કે અસત્ય કહેવાથી પ્રભુપર દોષ આવે છે. માટે સત્યજ બોલવું જોઇએ, કર્તાને ઓળખવો જોઇએ અને માયાની ઉત્પત્તિનું મૂળ શોધી કાઢવું જોઇએ. આગળ તેનુંજ નિરૂપણ કરવામાં આવ્યું છે. વર્ણવેલો સિદ્ધાંતજ પુનઃ વર્ણવું છું. શ્રોતાઓએ મન સાવધ રાખેલાં છેજ અને વિશેષ રાખવાં. હવે સૂક્ષ્મ નિરૂપણ આવે છે; માટે શ્રોતાને બરાબર સમજ પડે એટલા માટે કહેલી વાતજ પુનઃ પુનઃ પણ

કહેવી પડે છે. અનુભવની નિકટ જોવાથી પરિપાટિ (લોકરૂઢિ) જતી રહે છે, માટેજ આ ખટપટ કરવી પડે છે. પરિપાટિથી બોલવા જતાં પ્રતીતિનું સમાધાન ડૂબી જાય છે અને પ્રતીતિના સમાધાનને જાળવવા જતાં પરિપાટિ ડૂબી જાય છે; જેથી બન્ને તરફની આવી સંકડામણુને લીધે કહેલુંજ કહેવું પડે છે; તો હવે ઉભયનું રાખીને આ કોયડો ઉકેલી દઉં છું. પરિપાટિ અને પ્રતીતિ એ ઉભયનું પ્રમાણુ રાખીને હવે આગળ નિરૂપણુ કરૂં છું, તો પરમ ચતુર શ્રોતાઓએ લક્ષ્ય આપવું.

# समास १ मो—पुरुष अने प्रकृति.




કાશમાંથી જેમ વાયુ ઉદ્દ્ભવે છે, તેમ બ્રહ્મમાંથી મૂળમાયા ઉત્પન્ન થયેલી જાણુવી. તે મૂળ માયારૂપી વાયુમાં ત્રણુ ગુણો અને પંચ મહાભૂતો સામાન્યરૂપે રહેલાં છે. વડના બીજ મધ્યે વડનું વૃક્ષ રહેલું છતાં તેને ફોડીને જોઇએ તો તેમાં કાંઈ ઝાડ દેખાતું નથી; તોપણુ અનેક વૃક્ષોનો વિસ્તાર જેમ બીજમાંથીજ થાય છે તેમ બીજરૂપ મૂળમાયામાંથીજ આ સર્વ વિસ્તાર થયો છે; માટે તેનું સ્વરૂપ બરાબર શોધવું જોઇએ. એ માયામાં નિશ્ચલ અને ચંચલ એવા બે ભેદ દેખાય છે. તે વિવેકપૂર્વક સમજવા જોઇએ. નિશ્ચલતામાં જે ચંચલતા છે તેજ વાયુ છે. જગજ્જ્યોતિનું મૂળ જે ચેતનાશક્તિ તે વાયુમાંજ હોય છે. વાયુ અને ચેતનાશકિતનું જે સંમિશ્રણુ થાય છે તેનેજ મૂળમાયા કહેવામાં આવે છે. સરિતા કહેવાથી તે કોઇ સ્ત્રી હશે એવો ભાસ થાય છે; પરંતુ વસ્તુત: જોવા જઇએ તો તેમાં જલજ હોય છે, તેમ હે વિચારવંત પુરુષો ! માયાની વાત પણુ તેવીજ સમજજો. સર્વ બ્રહ્માંડને જાગૃત કરનાર જે વાયુ અને ચેતનાશકિત તેનેજ મૂળમાયા કહેવામાં આવે છે. પુરુષ અને પ્રકૃતિ એ પણુ એનાંજ નામ છે. વાયુને પ્રકૃતિ કહેવામાં આવે છે અને જગજ્જ્યોતિને પુરુષ કહેવામાં આવે છે. પુરુષ અને પ્રકૃતિ, શિવ અને શકિત, એ નામો એનાંજ છે. વાયુમાં જે શ્રેષ્ઠ ચેતનાશકિત રહેલી છે, તેજ પ્રકૃતિમાં પુરુષ છે. આ વાતપર વિશ્વાસ રાખવો જોઇએ. વાયુ એ શકિત અને ચેતના એ

ઈશ્વર છે; અને આજ અર્થમાં લોકો એને વારંવાર અર્ધનારીનટેશ્વર કહે છે. મૂળ માયારૂપી વાયુમાં જે ચેતનાનો ગુણ છે તેજ પરમેશ્વરનું સ્વરૂપ છે. પાછળથી તેમાંથી ત્રણ ગુણો ઉત્પન્ન થયા. તે ગુણોમાં જે સત્ત્વગુણ છે તે નિર્મળ ચેતનાનું સ્વરૂપ છે અને તેજ સ્વરૂપ વિષ્ણુએ પોતે ધારણ કરેલું છે. એ સત્ત્વગુણનાજ અંશથી જગત્ ચાલે છે એમ ભગવદ્ગીતા જણાવે છે. આ પ્રમાણે વિચાર કરીએ એટલે કોયડો છૂટે છે. એકજ ચેતનાશકિત સર્વમાં વહેંચાઇ ગયેલી છે અને પ્રાણી માત્રમાં તેના અંશો હોય છેજ. તે ચેતનાશકિતએ– તે જ્ઞાનેજ સર્વ દેહોનું સંરક્ષણ કરેલું છે; તેનું નામજ જગજ્જ્યોતિ છે. તેના યોગથીજ પ્રાણીમાત્રનો વ્યવહાર ચાલે છે. પક્ષી હ્યો, પશુ હ્યો, કીટક હ્યો, કીડી હ્યો કે જગતનું કોઇ પણ પ્રાણી હ્યો; તેના અંગમાં ચેતનાશકિત રહેલીજ હોય છે. આ જ્ઞાન-શકિતને લીધેજ પ્રાણીઓ નાસી જાય છે અને પોતાના પ્રાણ બચાવે છે અને છૂપાઇ જાય છે. આ જ્ઞાનશકિત સર્વનું સંરક્ષણ કરતી હોવાથીજ તેને જગજ્જ્યોતિ કહેવામાં આવે છે. જો તે નષ્ટ થાય તો પ્રાણીઓ જ્યાંનાં ત્યાંજ મરી જાય. આ મૂળ માયાની ચેતનાનો વિકાર આગળ જતાં એવી રીતે વિસ્તાર પામ્યો છે કે જેમ પાણીનો હિમ બનીને અનેક રેણુ-ઓના રૂપમાં ફેલાઇ જાય છે. દેવ, દેવતા અને ભૂતો એજ પ્રમાણે ઉત્પન્ન થતાં હોવાથી તેમને મિથ્યા કહી શકાય નહિ. તેઓ સર્વ પોત-પોતાના સામર્થ્ય અનુસાર પૃથ્વીપર ભ્રમણ કરે છે. તેઓ સદા સર્વદા વાયુસ્વરૂપેજ ભ્રમણ કરે છે. તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનાં સ્વરૂપો બદલે છે. એકાદ અજ્ઞાન પ્રાણી ભ્રમમાં પડે અથવા ડરે તો તેઓ તેને પીડા આપે છે, પરંતુ જ્ઞાતાને તેમની બિલકુલ કલ્પનાજ હોતી નથી તેથી તેને તેઓ કાંઇ પણ બાધા કરી શકતા નથી; માટે આત્મજ્ઞાનનો અભ્યાસ કરવો ઇષ્ટ છે. આત્મજ્ઞાનનો અભ્યાસ કરીએ એટલે સર્વ કર્મનો લય થાય છે. આ પ્રત્યક્ષ અનુભવની વાત છે અને એમાં કિંચિત્ પણ શંકા નથી. જ્ઞાન વિના કર્મનો નાશ કલ્પનામાં સુદ્ધાં થઇ શકે એમ નથી. પરંતુ સદ્ગુરુ વિના જ્ઞાનપ્રાપ્તિ થવી પણ પરમ દુર્ઘટ છે; માટે સદ્ગુરુ કરવો, શોધ કરી સત્સંગતિ કરવી અને અંતઃકરણમાં તત્ત્વવિચાર કર્યા કરવો. તત્ત્વથી તત્ત્વનું નિરસન થયું એટલે પછી આપણું સત્ય સ્વરૂપજ શેષ રહે છે અને અનન્ય ભકિતના યોગથી આપોઆપજ સાર્થકતા થાય

છે. વિચાર કર્યા વિના જે જે કરવામાં આવે છે તે તે સર્વ વ્યર્થ અને મિથ્યા થાય છે; માટે પ્રથમ તો વિચારનિમગ્ન થવું જોઇએ. જે વિચાર કરે તે પુરુષ છે અને જે વિચાર ન કરે તે પશુ છે, આવાં વાકયો ભગવાન સ્થળે સ્થળે બોલ્યા છે. સિદ્ધાંત સિદ્ધ કરવાને માટે પૂર્વપક્ષ ઉઠાવવો પડે છે અને તેના સમાધાનથીજ સાધકોને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. શ્રવણ, મનન, નિદિધ્યાસન અને પ્રતીતિદ્વારા વિશ્વાસ થયો કે તત્કાલ સાક્ષાત્કાર થાય છે; પછી અધિક પ્રયાસ કરવાની જરૂર રહેતી નથી.

## સમાસ ૧૦ મો—નિશ્ચલ અને ચંચલનું નિરૂપણ.



બ્રહ્મ ગગનસદૃશ છે. બહુજ મોટો, ઉંચો, વિસ્તીર્ણ, નિર્ગુણ, નિર્મળ, નિશ્ચલ અને સદા પ્રકાશમય છે. તેને પરમાત્મા કહેવામાં આવે છે. તે સિવાય તેનાં ઘણાં નામો છે; પરંતુ તે સર્વનો વિસ્તાર અત્ર કયાં કરીએ ? તે આદિમાં અને અંતમાં એકસરખોજ હોય છે. તે સર્વ તરફ પ્રસરેલો અને વિસ્તરેલો હોવા છતાં તે નિરાભાસ હોવાથી ભાસતો નથી; તે સદા જેવો ને તેવોજ એકરસ રહે છે. તે ચોતરફ પાતાળમાં અને અંતરિક્ષમાં પણ એકસરખો વ્યાપક છે. કોઇ પણ સ્થળે તેનો અંત નથી. વળી તે સર્વકાળમાં અને કલ્પનાના અંતમાં પણ એકસમાન ભરેલોજ હોય છે. તે નિશ્ચલ છે, પરંતુ તે નિશ્ચલમાં ચંચલ ભાસે છે. તેનાં અનેક નામો છે. તે ત્રિવિધ છે. જે દૃષ્ટિગોચર થાય નહિ તેને નામ આપવું અને તેનાં લક્ષણો બતાવવાં એ વિચિત્ર છે; પરંતુ ઓળખવાને માટે તેમ કરવાની જરૂર પડે છે. આ ચંચલ વસ્તુનાં મૂળમાયા, મૂળપ્રકૃતિ, મૂળપુરુષ, શિવશકિત એવાં અનેક નામો છે; પરંતુ જેને એ નામો આપવામાં આવે છે તે મૂળ વસ્તુને પ્રથમ ઓળખવાની જરૂર છે. તેનો અનુભવ લીધા વિના માત્ર નામોનીજ કલ્પના કર્યા કરવાથી શો લાભ ? માટે વસ્તુના મૂળ સ્વરૂપને છોડી દઇને માત્ર નામનેજ પકડી બેસશો નહિ; કેમકે એવા અનુભવવિનાના માત્ર આનુમાનિક જ્ઞાન અથવા સ્મરણથી તો ઉલટું ઘોટાળામાં પડવાનો વખત આવે છે. નિશ્ચલ-સ્થિર

ગગનમાં ચંચલ વાયુ સડસડાટ કરતો વાવા લાગે છે; પરંતુ જેમ એ ગગન અને વાયુ વચ્ચે ભેદ છે તેમ બ્રહ્મ અને માયા વચ્ચે પણ ભેદ છે. બ્રહ્મ નિશ્ચલ છે અને માયા ચંચલ છે. ભ્રમનો ભાસ એ માયામાંજ થતો હોવાથી હવે તે ભ્રમનું વર્ણન કરૂં છું.

આકાશમાં જેમ પવન વહે છે તે પ્રમાણે નિશ્ચલ ( બ્રહ્મ )માં સ્ફૂર્તિ-રૂપી ઇચ્છા (માયા)નું સ્ફુરણરૂપે ચલન થાય છે. અહંપણાના યોગથી ચેતનાશક્તિ ઉત્પન્ન થાય છે અને તેનેજ મૂળ પ્રકૃતિ કહેવામાં આવે છે. તેજ બ્રહ્માંડનો તૈયાર થયેલો મહાકારણ દેહ છે. સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ, એ જેમ પિંડના ચાર દેહો છે; તેમ વિરાટ્, હિરણ્યગર્ભ, અવ્યાકૃત અને મૂળપ્રકૃતિ, એ ચાર દેહ બ્રહ્માંડના છે. એ પંચીકરણ શાસ્ત્રસમ્મત છે. વિરાટ્, હિરણ્યગર્ભ, અવ્યાકૃત અને મૂળમાયાને ઈશ્વરના ચાર દેહ કહેવામાં આવે છે અને એટલા માટેજ ચેતનાને ઉપર મૂળમાયા કહી છે. પરમાત્મા, પરમેશ્વર, પરેશ, જ્ઞાનઘન, ઈશ્વર, જગદીશ, જગદીશ્વર, એ એનાં પુરુષ નામ છે. એને સત્તારૂપ, જ્ઞાનસ્વરૂપ, પ્રકાશરૂપ, જ્યોતિરૂપ, કારણરૂપ, ચિદ્રૂપ, શુદ્ધ, સૂક્ષ્મ તથા અલિપ્ત પણ કહેવામાં આવે છે. તેને આત્મા, અંતરાત્મા, વિશ્વાત્મા, દ્રષ્ટા, સાક્ષી, સર્વાત્મા, ક્ષેત્રજ્ઞ, શિવાત્મા, જીવાત્મા, દેહી અને કુટસ્થ પણ કહેવામાં આવે છે. વળી તેને ઈંદ્રાત્મા, બ્રહ્માત્મા, હરિહરાત્મા, યમાત્મા, ધર્માત્મા, નૈઋત્યાત્મા, વરુણ–વાયુ–કુબેરાત્મા અને ઋષિ–દેવ–મુનિ–ધર્તા પણ કહેવામાં આવે છે. ગણ, ગંધર્વ, વિદ્યાધર, યક્ષ, કિન્નર, નારદ, તુંબરુ, આદિ સર્વનો એ આત્મા હોવાથી તેને સર્વાત્મા કહેવામાં આવે છે. ચંદ્ર, સૂર્ય, તારામંડલ, ભૂમંડલ, મેઘમંડલ, એકવીસ સ્વર્ગ અને સપ્ત પાતાલ ઇત્યાદિ સર્વને તેના અંતરાત્મારૂપે તેજ પ્રવર્તાવે છે. તે મૂળમાયારૂપ ગુપ્ત વેલી ચોતરફ ફેલાએલી છે. તેનાં પુરુષ નામો તો જણાવી ગયા. હવે તેનાં સ્ત્રીનામો સાંભળો. તેને મૂળમાયા, જગદીશ્વરી, પરમવિદ્યા, પરમેશ્વરી વિશ્વવંદ્યા, વિશ્વેશ્વરી અને ત્રૈલોક્યજનની કહેવામાં આવે છે. વળી તેને અંતર્હેતુ, અન્તર્કલા મૌનગર્ભા, ચેતનાશક્તિ, ચપલા, જગજ્જ્યોતિ, જીવનકલા,-પરા, પશ્યન્તી તથા મધ્યમા પણ કહેવામાં આવે છે. તે યુક્તિ, બુદ્ધિ, મતિ, ધારણા, સાવધાનતા અનેક વિચારો, ભૂત, ભવિષ્ય તથા વર્તમાન એ સર્વને પ્રકટ કરી બતાવે છે. તે જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા, તટસ્થા ઇત્યાદિ

અવસ્થા તથા સુખ દુઃખ અને માનાપમાન ઇત્યાદિ સર્વને જાણે છે. તે પરમ કઠિન પણ છે અને પરમ કૃપાળુ પણ છે. તે પરમ કોમલ તેમ પરમ સ્નેહાળ પણ છે. તે પરમ ક્રોધી તેમ અત્યંત પ્રેમી પણ છે. શાંતિ, ક્ષમા, વિરક્તિ, ભક્તિ, અધ્યાત્મવિદ્યા, સાયુજ્યમુક્તિ, વિવેક અને સહજસ્થિતિ, એ સર્વ તેનાદ્વારાજ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે પહેલાં પુરુષનામો દર્શાવી પછી સ્ત્રીનામોનું નિરૂપણ કર્યું. હવે તે ચંચલ વસ્તુનાં નપુંસક નામો સાંભળો. જ્ઞાન, અંતઃકરણ, ચિત્ત, શ્રવણ, મનન, ચૈતન્ય, જીવિત, ગમન, આગમન ઇત્યાદિ લક્ષ્યમાં લો. વળી તેને હુંપણું, તુંપણું, જાણપણું, જ્ઞાતૃત્વ, સર્વજ્ઞત્વ, જીવપણું, શિવપણું, ઈશ્વરત્વ અને અલિપ્તપણું પણ કહેવામાં આવે છે.

તેનાં આવાં અનેક નામો છે; પરંતુ તે જગજ્જ્યોતિ એકજ છે. માત્ર વિચારવંત પુરુષોજ તે સર્વાન્તરાત્માને ઓળખી શકે છે. આત્મા, જગજ્જ્યોતિ અને સર્વજ્ઞતા, એ ત્રણેને એકજ જાણવાં. અંતઃકરણ વા જ્ઞપ્તિ પણ તેનેજ સમજવી. પદાર્થોના તેમજ તેનાં પુલ્લિંગ, સ્ત્રીલિંગ તથા નપુંસકલિંગ નામનો ઢગેઢગ હોય છે. આવા સૃષ્ટિરચનાના પ્રકારો તે કેટલાક કહીએ? પરંતુ તે સર્વને ચલાવનારો તો એકજ છે અને તે અંતરાત્માજ છે. કીડીથી લઈને બ્રહ્મદેવ પર્યંત સકલ વસ્તુઓ તેની શક્તિથીજ ચાલે છે. તે અંતરાત્માને અહીં થોડામાંજ જાણવો જોઇએ કે આ સર્વ નાના પ્રકારના ખેલો તેનામાંજ છે. તે કળાય છે, પરંતુ દેખાતો નથી. તેનો અનુભવ થાય છે, પરંતુ તે ભાસતો નથી. તે શરીરમાં છે, પરંતુ તે એકજ સ્થાનમાં રહેલો નથી. તે સૂક્ષ્મપણે આકાશમાં પણ ભરાઇ જાય છે, સરોવર જોતાંજ તે પ્રસરી જાય છે અને પ્રત્યેક પદાર્થનું રક્ષણ કરી તેની ચોતરફ વ્યાપ્ત રહે છે. જ્યાં જે પદાર્થ જેવો હોય છે ત્યાં તે તેવોજ બની જાય છે. તે વાયુ કરતાં પણ વિશેષ ચંચલ છે. તે અનેક ચક્ષુઓથી જુએ છે, અનેક રસનાઓથી ચાખે છે અને અનેક મનોથી પારખે છે. તે કાનમાં રહીને શબ્દ સાંભળે છે, નાકદ્વારા વાસ લે છે અને સ્પર્શેન્દ્રિયથી શીતોષ્ણાદિક જાણે છે; આ પ્રકારે તે સર્વના મનની વાત જાણે છે. તે સર્વમાં છે પણ ખરો અને સર્વથી નિરાળો પણ છે. વિચાર કરીએ તો તેની લીલા અગાધ પ્રતીત થાય છે અને તે લીલા માત્ર તેજ જાણે છે. તે પુરુષ પણ નથી અને સ્ત્રી પણ નથી; તે બાળક પણ નથી

તેમ બાલિકા પણ નથી અને તરુણ પણ નથી. તે નપુંસકનો વેષ પણ ધારણ કરે છે, છતાં નપુંસક નથી. તે સર્વ દેહોને ચલાવે છે અને સર્વ કાર્ય કરે છે, છતાં તે અકર્તા કહેવાય છે. સર્વ ક્ષેત્રો (દેહો)માં રહેનારો ક્ષેત્રજ્ઞ (આત્મા) પણ તેજ છે. વળી તેને દેહી અને કૂટસ્થ પણ કહેવામાં આવે છે.

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥**

આ લોકમાં 'ક્ષર' અને 'અક્ષર' એવા બે પુરુષો છે. સર્વ ભૂતો તે ક્ષર પુરુષો છે અને કૂટસ્થ તે અક્ષર છે; અને એ બંનેથી જે પર છે તેને 'ઉત્તમ પુરુષ' કહેવામાં આવે છે. એ ઉત્તમ પુરુષ ક્ષર—અક્ષરથી અલિપ્ત છે. નિષ્પ્રપંચ, નિષ્કલંક, નિરંજન, નિર્વિકારી એવો જે એક પરમાત્મા તે તેજ છે. સાધકે ચારે દેહોનું નિરસન (અહં—મમત્વરહિતપણું) કરીને દેહાતીત થવું જોઈએ. જે દેહાતીત થાય તેનેજ અનન્ય ભક્ત જાણવો. જ્યાં દેહનું સંપૂર્ણ નિરસન (અહં—મમ—ભાવનો ત્યાગ) થઇ ગયું ત્યાં પછી અંતરાત્મા પણ શેનો બચે? નિર્વિકારમાં વિકારને સ્થાનજ હોતું નથી. પરબ્રહ્મ તો એક અને અચલ છે અને જે જે ચંચલ છે તે તે સર્વ માયાની ઉપાધિ છે એમ જાણજો અને વિવેકપૂર્વક આ પ્રત્યક્ષ અનુભવ લેજો. એમાં ઝાઝી કઠિનતા નથી. એક ચંચલ છે અને બીજો અચલ છે. હવે તેમાં શાશ્વત કોણ? તે જ્ઞાનદ્રષ્ટિથી જોઈ લો. અસારનો ત્યાગ કરી સારને ગ્રહણ કરવાને માટે જ્ઞાનીઓ હમેશાં સારાસારનો વિચાર કરે છે અને નિત્ય કોણ તથા અનિત્ય કોણ તે જોતા રહે છે. જ્યાં જ્ઞાન એ વિજ્ઞાનમાં ફેરવાઇ જાય છે અને જ્યાં મન પણ ઉન્મન બની જાય છે, એવા આત્મામાં વળી ચંચલતા કેવી? એમાં કહેવા સાંભળવાનું કામ નથી. પોતપોતાના અનુભવથી જોઇ લેવું. અનુભવ વિના વ્યર્થ પરિશ્રમ કરવો એ પાતક છે. સત્યના જેવું પુણ્ય નથી અને અસત્યના જેવું પાતક નથી. અનુભવ સિવાય કયાંય પણ સમાધાન નથી. સત્ય એટલે 'સ્વરૂપ' જાણવું અને અસત્ય એટલે 'માયા' સમજવી. પાપ અને પુણ્યનાં સ્વરૂપો એજ છે. દૃશ્ય પાપ નષ્ટ થયું એટલે પછી પુણ્યરૂપ પરબ્રહ્મજ શેષ રહે છે; અને તેમાં અનન્ય બનતાંજ નામા-

તીત થઇ જવાય છે. “ આપણે તેજ બ્રહ્મસ્વરૂપ છીએ અને આપણને દેહની સાથે કાંઇ પણ સંબંધ નથી ” આવી ભાવના થતાંજ પાપના રાશિ બળીને ભસ્મીભૂત થઈ જાય છે. બ્રહ્મજ્ઞાન સિવાય જે જે સાધન કરવામાં આવે તે સર્વ વ્યર્થ છે. તે દ્વારા અનેક પ્રકારનાં પાપોનું નિવારણ શી રીતે થઈ શકે ? આ શરીર પાપનુંજ બનેલું છે અને બન્યા પછી પણ તે પાપકર્મજ કરતું આવેલું છે; તો પછી રોગ થાય પેટમાં અને ઉપચાર કરે બહાર, તે શા કામનું ? આ શરીરને અનેક તીર્થક્ષેત્રોમાં લઇ જઇ તેનું મુંડન કરવામાં આવે, અનેક પવિત્ર સ્થળોમાં લઇ જઇ તેને કષ્ટ આપવામાં આવે, અનેક પ્રકારના નિગ્રહ કરી તેના ટુકડે ટુકડા કરી નાખવામાં આવે, અનેક પ્રકારની મૃત્તિકા લઈ તેને ઘસવામાં આવે, કિંવા તપ્ત મુદ્રાથી તેને ડામી કાઢવામાં આવે, આ પ્રકારે ઉપરઉપરથી તેને ગમે તેટલાં કષ્ટ આપવામાં આવે, તો પણ તે શુદ્ધ થનાર નથીજ. ચાહે છાણના લોંદાના લોંદા ગળી જવામાં આવે, ચાહે ગોમૂત્રના ઘડાના ઘડા પી જવામાં આવે, અને શરીરપર ચાહે માળા, રુદ્રાક્ષ અને કાષ્ઠના મણકા ભારોભાર લાદવામાં આવે, આવો ઉપરનો ઠાઠ ગમે તેટલો કરવામાં આવે; તો પણ જો અંદર દોષ ભરેલા હશે તો તેને બાળી નાખવાને માટે આત્મજ્ઞાનજ જોઇએ. અનેક પ્રકારનાં વ્રતો, અનેક પ્રકારનાં દાનો, અનેક પ્રકારના યોગ અને અનેક પ્રકારની તીર્થયાત્રા કરતાં આ આત્મજ્ઞાનનું માહાત્મ્ય કોટિગણું અધિક છે. જે નિરંતર આત્મજ્ઞાનનો વિચાર કરે છે તેના પુણ્યની સીમાજ નથી. તેના યોગથી દશ્ય પાતકની સર્વ બાધા નાશ પામે છે. વેદશાસ્ત્રોમાં જે સત્યસ્વરૂપનું વર્ણન આવે છે તેજ જ્ઞાનીઓનું સ્વરૂપ છે. જ્ઞાનીનું પુણ્ય અત્યંત મોટું હોય છે. તેના પુણ્યની કાંઇ સીમા રહેતી નથી. આ અનુભવની વાત છે. આ અનુભવને આત્મદ્રષ્ટિથી પ્રાપ્ત કરવો જોઇએ. અનુભવથી દૂર રહીને દુઃખી થવું ન જોઈએ. હે અનુભવ લેનારા લોકો ! અનુભવ વિના સર્વત્ર શોકજ છે; માટે આપને શ્રીરઘુનાથની કૃપાથી અનુભવ મળ્યો રહે.

# दशक ११ मो

## समास १ लो—सिद्धान्तनिरूपण.



આ

કાશમાંથી વાયુ ઉપજે છે એ તો પ્રત્યક્ષજ જણાય છે; પરંતુ વાયુમાંથી અગ્નિ કેવી રીતે ઉપજે છે, તે હવે સાવધ થઇ શ્રવણુ કરો. વાયુના કઠિન સંઘર્ષણુથી અગ્નિ અને શીતલ મંદ વાયુના ઘર્ષણુથી પાણી ઉત્પન્ન થાય છે. આ ( પાણી ) માંથી પૃથ્વી ઉત્પન્ન થાય છે. પૃથ્વી અનેક બીજરૂપ છે અને બીજમાંથી ઉત્પત્તિ થવી એ તો સ્વાભાવિક ધર્મજ છે. મૂળમાં સૃષ્ટિજ કલ્પનાની બનેલી છે; કેમકે તે મૂળમાયાની કલ્પનારૂપજ છે કે જે માયામાંથી ત્રિગુણાત્મક ત્રણુ દેવોની ઉત્પત્તિ થઈ છે. નિશ્ચલમાં ચંચલતા ઉત્પન્ન થવી એનુંજ નામ કલ્પના છે અને તેથી અષ્ટધા પ્રકૃતિનું મૂળ પણુ કલ્પનાજ છે. અષ્ટધા પ્રકૃતિ કલ્પનામાંથીજ ઉત્પન્ન થયેલી હોવાથી તેના આઠે પ્રકાર કલ્પનામય છે. આ અષ્ટધા પ્રકૃતિ મૂળમાયામાંથી ઉત્પન્ન થઈ છે, તેથી મૂળમાયાનેજ આઠ પ્રકારની જાણો. પંચ ભૂતો અને ત્રણુ ગુણુ એ સર્વ મળીને આઠ થયાં, માટે તેને અષ્ટધા પ્રકૃતિ કહેવામાં આવે છે.

**भूमिरापोनलो वायुः खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ गीता अ. ७ श्लो. ४**

“ અર્થ:—પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર આ આઠ પ્રકારની મારી અષ્ટધા પ્રકૃતિ છે. ” તે પ્રથમ

કલ્પનારૂપ હોય છે અને પાછળથી વિસ્તાર પામીને સૃષ્ટિરૂપે જડત્વને પ્રાપ્ત થાય છે. જે મૂળમાં ઉત્પન્ન થાય છે તેને "મૂળમાયા" કહેવામાં આવે છે અને તેમાંથી જે ત્રિગુણુ ઉત્પન્ન થાય છે તે "ગુણુમાયા" છે; અને પછી તેમાંથી જે સૃષ્ટિના રૂપમાં જડત્વ ઉત્પન્ન થાય છે તે "અવિદ્યા માયા" છે. તેમાંથી પછી જારજ, ઉદ્‌ભિજ, અંડજ અને સ્વેદજ નામક ચાર પ્રાણી; પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી નામની ચાર વાણી અને અનેક યોનિઓ તથા અનંત વ્યક્તિઓ ઉત્પન્ન થઈને વિસ્તાર પામે છે.

આ પ્રમાણે સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે. હવે સંહાર કેવી રીતે થાય છે તે સાંભળો. સંહારનું વર્ણન પાછલા દશકમાં સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું છેજ; તથાપિ અત્ર પણુ તેનું સંક્ષેપમાં વર્ણન કરૂં છું, માટે એકચિત્તે શ્રવણુ કરશો. સો વર્ષ પર્યંત અનાવૃષ્ટિ થઇ, તેને લીધે પ્રાણીઓનો સંહાર થાય છે અને તેથી સમગ્ર જીવસૃષ્ટિ સમાપ્ત થઈ જાય છે એવું શાસ્ત્રમાં કલ્પાંતનું વર્ણન છે. સૂર્ય બાર કળાથી તપવા લાગે છે અને તેથી પૃથ્વી બળીને ભસ્મીભૂત થઈ જાય છે અને પછી તેની ભસ્મ પાણીમાં પીગળી જાય છે. તે પાણીનો અગ્નિ નાશ કરે છે અને તે અગ્નિને વાયુ બુઝાવી નાખે છે. ત્યારપછી તે વાયુ પણુ નષ્ટ થઈ મૂળનું નિરાકાર સ્વરૂપજ જેવું ને તેવુંજ શેષ રહે છે. તે સમયે જીવ, શિવ, પિંડ, બ્રહ્માંડ, ઇત્યાદિ સર્વનો ઝઘડો નિવૃત્ત થઈ જાય છે અને માયા તથા અવિદ્યાનાં તોફાન પણુ રહેતાં નથી.

આ પ્રલય વિવેકથી પણુ કરી શકાય છે અને તેથી તેને 'વિવેક પ્રલય' કહેવામાં આવે છે. વિચારવંતના લક્ષ્યમાં આ સર્વ વાત આવે છે; પરંતુ મૂર્ખને તે સમજાતી નથી. સમગ્ર સૃષ્ટિનો વિચાર કરતાં ચંચલતા અને નિશ્ચલતા એ બેજ ગુણો તેમાં પ્રતીત થાય છે. ચંચલતાનો કર્તા પણુ ચંચલજ છે. જે સર્વના શરીરમાં રહી સર્વ કર્મમાં પ્રવૃત્ત થાય છે અને તે છતાં પણુ જેને અકર્તા કહેવામાં આવે છે. જે એકજ હોઇ રંકથી લઇને રાજાપર્યંત અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ આદિ દેવો પર્યંત સર્વમાં વાસો કરે છે અને જે ઇંદ્રિયોદ્વારા સર્વ શરીરોનો વ્યાપાર ચલાવે છે, તેને પરમાત્મા કહેવામાં આવે છે, તેને સકલકર્તા કહેવામાં આવે છે; પરંતુ વિવેકથી તેનો પણુ નાશ પ્રતીત થાય છે. તે કૂતરામાં પ્રવેશ કરી ઘૂરકે છે, તે ડુક્કરમાં પ્રવેશ કરી કુર કુર અવાજ કરે છે

અને તે ગર્દભમાં પ્રવેશ કરી અત્યંત કર્કશ અવાજ કાઢે છે. સાધારણ લોકો આવા નાના પ્રકારના દેહોજ માત્ર જુએ છે; પરંતુ વિચારવંત મનુષ્ય તો દેહના અંતરમાં રહેલ વસ્તુને જુએ છે અને આ પ્રકારે પંડિતો પ્રાણીમાત્ર પ્રત્યે સમદ્રષ્ટિથી જુએ છે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ गीता अ. ५ श्लो. १८

" અર્થ:–જેઓ પંડિત હોય છે તેઓ, વિદ્યાવિનયસંપન્ન બ્રાહ્મણ હો, ગાય હો, હાથી હો, શ્વાન હો કે ચાંડાલ હો, તે સર્વમાં સમદષ્ટિવાળા હોય છે. "પ્રાણીઓના દેહ જોતાં તે ભિન્ન ભિન્ન છે ખરા; પરંતુ સર્વનો અંતરાત્મા તો એકજ છે, જેથી સકલ પ્રાણીઓ એક અંતરના બનેલાં છે એમ પંડિતો સમજે છે. પ્રાણીઓ અનેક નિર્માણ થાય છે, તોપણ તેઓ એકજ શક્તિથી ચાલે છે. તેજ શક્તિને જગજ્જ્યોતિ કિંવા જ્ઞાનશકિત કે ચેતનાશકિત કહેવામાં આવે છે. જે કર્ણદ્વારા શબ્દો સાંભળે છે, ત્વચાદ્વારા જે શીતોષ્ણનો અનુભવ લે છે અને આંખદ્વારા જે નાના પદાર્થોને જુએ–જાણે છે; રસનાદ્વારા જે રસાસ્વાદ લે છે, ઘ્રાણદ્વારા જે વાસ લે છે અને કર્મેંદ્રિયોદ્વારા જે અનેક વિષયોનો સ્વાદ લે છે; સૂક્ષ્મરૂપે જે સ્થૂલનું સંરક્ષણ કરે છે અને નાના પ્રકારનાં સુખ દુ:ખોને અનુભવે છે; તેનેજ અંત:સાક્ષી કિંવા અંતરાત્મા કહેવામાં આવે છે. આત્મા, અંતરાત્મા, વિશ્વાત્મા, ચૈતન્ય, સર્વાત્મા, સૂક્ષ્માત્મા, જીવાત્મા, શિવાત્મા, પરમાત્મા, દ્રષ્ટા, સાક્ષી અને સત્તારૂપ, એ સર્વ નામો તેનાંજ છે. આ વિકારી ( અંતરાત્મા ) વિકાર ( દશ્યસૃષ્ટિ )માં રહી સદા સર્વદા નાના પ્રકારના જે વિકાર કર્યા કરે છે તેનેજ મૂર્ખ લોકો ' વસ્તુ ' વા પરબ્રહ્મ માને છે. સર્વ (ચંચલ અને નિશ્ચલ )ને એકસમાનજ ગણવા–સર્વ એકાકાર જોવું–એ જે માયિક સ્થિતિ છે, તે માત્ર આ ચંચલ અવિદ્યા–માયાને લીધેજ છે; પરંતુ વાસ્તવમાં ચંચલ તથા મિથ્યામાયા પૃથક્ છે અને અચલ તથા શાશ્વત પરબ્રહ્મ પૃથક્ છે. તેને જાણવાને માટે નિત્યાનિત્યવિવેકની આવશ્યકતા પડે છે. જે જીવ જાણે છે તેજ જ્ઞાનવાળો છે, જે જાણતો નથી તે અજ્ઞાન છે અને જે જન્મે છે તે વાસનાત્મક છે. જે જીવ બ્રહ્મની સાથે ઐક્ય પામેલો છે તે ' બ્રહ્માંશ ' છે. જ્ઞાનવડે ઐક્ય થતાં પિંડ અને બ્રહ્માંડ એ ઉભયનું નિરસન થઈ જાય છે. એમ ચાર પ્રકારના માનવ જીવ છે.

અસ્તુ. આ સર્વ ચંચલ છે અને તે સર્વ લયને પ્રાપ્ત થનારા છે અને નિશ્ચલ તો આદિ અને અંતમાં નિશ્ચલજ રહે છે. આદિ, મધ્ય અને અંતમાં તે વસ્તુ તો નિર્ગુણ, નિર્વિકારી, નિર્માયિક, નિરંજન(નિષ્કલંક), નિઃસંગ અને નિષ્પ્રપંચજ હોય છે. જીવ અને શિવનું ઐક્ય થતાં ઉપાધિનું નિરસન થાય છે. વિવેચનથી જોતાં ઉપાધિ રહેજ શાની ? અસ્તુ. તાત્પર્ય એ છે કે જે જાણુવાપણું છે તે સર્વ ' જ્ઞાન ' છે; પરંતુ પરબ્રહ્મમાં અનન્ય થતાંજ એ જ્ઞાનનું વિજ્ઞાન બની જાય છે અને મન ઉન્મન બની જાય છે. એ ઉન્મની દશાને મન કેવી રીતે જાણી શકે ? નિવૃત્તિની દશાને વૃત્તિ કળી શકેજ નહિ. ગુણને નિર્ગુણની પ્રાપ્તિ થઈ શકેજ નહિ. સાધકો અને સંતોજ વિવેકબળવડે ગુણાતીતને કળી શકે છે. શ્રવણ કરતાં મનન ઉત્તમ છે; કેમકે મનનથી સારાસારવિવેકની પ્રતીતિ થાય છે અને નિદિધ્યાસથી નિઃસંગ એવો જે પરમાત્મા તેનો સાક્ષાત્કાર થાય છે. નિર્ગુણ પરમાત્મામાં અનન્યતા એજ સાયુજ્ય મુક્તિ છે. ત્યાં લક્ષ્યાંશ અને વાચ્યાંશ એ ઉભય સમાપ્ત થઇ જાય છે. અલક્ષ્ય એવો જે પરબ્રહ્મ તેમાં લક્ષ્ય લાગ્યા પછી શંકા રહેશે નહિ ! કારણકે નિશ્ચયમાં વળી સંશય કેવો ? જે અવ્યક્ત છે તે વ્યક્ત થાયજ ક્યાંથી ? તે હોય તોપણ નહિવતજ છે. માયિક ઉપાધિ હોવા છતાં પણ સ્વસ્વરૂપનો નિશ્ચય થવો એનું નામજ સમાધિ છે; માટે શ્રવણના અભ્યાસવડે નિશ્ચયની વૃત્તિને દ્રઢ કરવી જોઈએ.

# समास २ जो–सृष्टिक्रम.




શ્ચલ અને ચંચલ, આ બે તત્ત્વોમાંના ચંચલ તત્ત્વમાંજ સર્વ જગત્ ગુંચવાઇ રહ્યું છે અને નિશ્ચલ તો જેવું ને તેવુંજ છે. એ નિશ્ચલનો વિચાર કરનારા લાખોમાં એકાદજ હોય છે. લોકો આ નિશ્ચલની વાતો કરે છે ખરા; પરંતુ તેઓ દોડે છે તો ચંચલની તરફજ. ચંચલના ચક્રમાંથી બહાર નીકળી જનારા થોડાજ હોય છે. ચંચલમાંજ ચંચલ જન્મ્યું છે અને ચંચલમાંજ વધેલું છે; જેથી મનુષ્યના અંગમાં મરણપર્યંત ચંચલતાજ વ્યાપેલી રહે છે. સમગ્ર જગત્ ચંચલતરફજ ધસતું હોય છે. જે જે

ક્રિયાઓ છે તે સર્વ ચંચલમાંજ થાય છે. એવો કોણ છે કે જે ચંચલનો ત્યાગ કરીને નિશ્ચલની તરફ ઢળતો હોય? ચંચલ કદિ નિશ્ચલ થતો નથી અને નિશ્ચલ કદિ ચંચલ થતો નથી. એ વાત નિત્યાનિત્યના વિવેકવડેજ મનુષ્યોને કંઈક સમજાય છે; પરંતુ થોડું સમજાયું એ ન સમજાયા બરાબરજ છે અને થોડું જણાયું તે ન જણાયા બરાબર છે; કેમકે તેમાં થોડો ઘણો સંશય અવશ્ય રહે છે જ. સંશય, અનુમાન અને ભ્રમ એ સર્વ પંચાતી ચંચલમાંજ હોય છે. નિશ્ચલમાં આવી કાંઈ પણ પીડા હોતી નથી; પરંતુ એ મર્મ સમજાવો જોઇએ. જે જે ચંચલ વસ્તુ છે તે તે સર્વ માયાજ છે અને જેટલું માયિક છે તે સર્વનો નાશ પણ થવાનોજ. પછી તે નાનું હોય કે મોટું તે કહેવાની આવશ્યક્તા નથી. આ સર્વ માયાનો વિસ્તાર થયેલો છે. અષ્ટધા પ્રકૃતિજ જ્યાં ત્યાં ફેલાયેલી છે અને અનેક રૂપોથી તે ચિત્રવિચિત્ર થયેલી છે. નાના પ્રકારની ઉત્પત્તિ, નાના પ્રકારના વિકાર, નાના પ્રકારનાં નાનાં મોટાં પ્રાણીઓ, નાના પ્રકારના પદાર્થોના ચમત્કાર, નાના પ્રકારનાં રૂપો, એ સર્વ રૂપે વિકારવાન માયાજ વિકૃત થઇને સૂક્ષ્મથી સ્થૂલરૂપને પ્રાપ્ત થયેલી છે અને તેજ અમર્યાદપણે કાંઈકને કાંઇક રૂપે દેખાય છે. તે પછી અનેક પ્રકારનાં શરીરો નિર્માણ થયાં. તેનાં અનેક પ્રકારનાં નામો રાખવામાં આવ્યાં અને તે ભાષાભેદને લીધે ભિન્ન ભિન્ન જણાયાં. પછી અનેક રીતિરિવાજો નીકળ્યા. એક પછી એક અનેક આચારો નીકળ્યા અને તે લોકાચાર પ્રમાણે સર્વ લોકો વર્તવા લાગ્યા. અષ્ટધા પ્રકૃતિદ્વારા નાનાં મોટાં શરીરો નિર્માણ થઇ પોતપોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા લાગ્યાં. અનેક મતો ઉત્પન્ન થયા, અનેક પ્રકારનાં પાખંડો થયાં અને અનેક પ્રકારનાં તોફાનો ઉદ્‌ભવ્યાં. જેવી પ્રણાલિ પડી તે પ્રમાણે લોકો ચાલવા લાગ્યા. જ્યાં ઐક્યજ નહિ, ત્યાં પછી કોણ કોને પ્રતિબંધ કરે? પૃથ્વીમાં સર્વત્ર ઘોંઘાટ ફેલાયો. એકથી એક મોટો નીકળ્યો; પરંતુ તેમાં ખરો કોણ અને ખોટો કોણ તે તો રામ જાણે? આચારો ભ્રષ્ટ થયા, અનેક માણસો પેટને માટે અસત્યાચરણ કરવા લાગ્યા અને માત્ર અભિમાનથી બાહ્ય આડંબર સારો રાખ્યો. હજારો દેવ થયા અને તેમનો ભારે ઘોટાળો થયો. વળી ભૂતો અને દેવતાનો ઢોંગ પણ નીકળ્યો, મુખ્ય દેવ કયો તે કાંઈ સમજાતું નથી. કોઈપણ વાતનો કાંઇ મેળ બેસતો નથી. કોઈની સાથે કોઇને બનતું નથી. સર્વ સ્વચ્છંદતાપૂર્વક વર્તે છે.

આ પ્રકારે સર્વ વિચાર બગડી ગયા છે, સારસારવિચાર કોઈ કરતું નથી. અને નાનો કોણ તથા મોટો કોણ તે કાંઇ સમજાતું નથી. શાસ્ત્રોનો તો જાણે એક બજારજ ભરેલો છે. દેવતાઓનો ઘોટાળો થયો છે અને કામનાના વ્રતપર લોકો તૂટી પડયા છે. આ પ્રકારે સર્વત્ર ભ્રષ્ટાચારજ ફેલાઇ રહ્યો છે, સત્યાસત્યનો કાંઈ પત્તો લાગતો નથી અને જ્યાં ત્યાં સર્વ લોકો સ્વેચ્છાચાર કરી રહ્યા છે. મતમતાંતરનો કોલાહલ મચી રહ્યો છે અને કોઇ કોઇનો ભાવ પૂછતું નથી. જે માણુસ જે મતનો હોય છે તેને તેજ મત સર્વોત્તમ લાગે છે; પરંતુ અસત્યનો પક્ષ લેવાથી પતન થાય છે, માટે સુજ્ઞ માણુસો સત્યનીજ શોધ કરે છે. લોકોના સર્વ આચાર જ્ઞાતાને હસ્તામલક્વત્ હોય છે, માટે હે વિચારશીલ મનુષ્યો ! શ્રવણુ કરો. લોકો ક્યા માર્ગે જાય છે અને કયા દેવની ઉપાસના કરે છે ? તેનો પ્રત્યક્ષાનુભવ હવે સાવધ થઈને શ્રવણુ કરો.

મૃત્તિકા, ધાતુ, પાષાણુ ઇત્યાદિની અનેક પ્રતિમા હોય છે અને ઘણા લોકો તેની પૂજા કરે છે. કેટલાકો અનેક દેવતાઓના અનેક અવતારની લીલા સાંભળે છે અને સદા તેનાજ જપ, ધ્યાન તથા પૂજા કરે છે. કેટલાકો એમ માને છે કે સર્વનો અંતરાત્મા એક છે અને વિશ્વમાં જે વિશ્વાત્મા વ્યાપાર કરે છે તેજ દ્રષ્ટા, સાક્ષી અને જ્ઞાનાત્મા છે. કેટલાકો નિર્મળ અને નિશ્ચલ હોય છે, તેઓ કદિ પણુ ચંચલ થતા નથી. તેઓ અનન્ય ભાવવડે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ થયેલા હોય છે. સારાંશ, આ સૃષ્ટિમાં સર્વ મળીને ચાર પ્રકારના દેવ છે. પ્રથમ નાના પ્રકારની મૂર્તિઓ, દ્વિતીય અવતાર, તૃતીય અંતરાત્મા અને ચતુર્થ નિર્વિકાર પરમાત્મા. આ સૃષ્ટિમાં આ સ્વભાવસિદ્ધ ચાર દેવો છે, તે સિવાય અન્ય દેવ કયાંય પણુ નથી; પરંતુ જે આ સર્વને એકજ માને છે તેજ દેવને પ્રત્યક્ષ ઓળખે છે. પણુ તેની સાથે અષ્ટધા પ્રકૃતિને પણુ ઓળખવી જોઈએ. જે પ્રકૃતિ–ઉપાધિ–માં દેવ હોય છે તેનો સ્વભાવ તે પ્રકૃતિના સરખોજ હોય છે; માટે સર્વ–ભાવોથી અતીત એવો જે મહાનુભાવ દેવ છે તેનેજ વિવેકવડે ઓળખવો જોઇએ. જે એ નિર્મળ પરમાત્માનું ધ્યાન ધરે છે, તે પોતે પણુ નિર્મળજ બને છે. જે જેને ભજે છે તેને તે રૂપજ જાણુવો. પાણી અને દૂધને જે પૃથક્ કરે છે તેનેજ રાજહંસ કહેવામાં આવે છે; તેમ જે સારાસારને જાણે છે તેજ મહાનુભાવ છે. જે ચંચલને ભજે છે તે સહજજ ચળી જાય

છે અને નિશ્ચલને ભજનાર નિશ્ચલજ રહે છે. પ્રકૃતિ અનુસાર ચાલવું; પરંતુ અંતઃકરણમાં શાશ્વતની પ્રતીતિ કરવી અને સત્યસ્વરૂપ બની સાધારણ લોકો પ્રમાણે વર્તવું.

## સમાસ ૩ જો–સાંસારિક ઉપદેશ.



નેક જન્મો થયા પછી આ ઉત્તમ નરદેહ પ્રાપ્ત થાય છે; માટે મનુષ્યે નિષ્કપટ રીતે તથા નીતિ ન્યાયથી વર્તવું જોઇએ. સાંસારિક કાર્યો નિયમપૂર્વક કરવાં, પરંતુ તેની સાથે પરમાર્થનો વિવેક પણ જોવો જોઇએ; કેમકે એથી ઇહલોક અને પરલોક બંને સંતોષ પામે છે. મૂળમાં સો વર્ષના નિયત આયુષ્યમાંથી બાલ્યાવસ્થા તો અજ્ઞાનમાં ગઈ અને તરુણાવસ્થા સર્વ વિષયોમાં ગુમાવી. વૃદ્ધાવસ્થામાં નાના પ્રકારના રોગોદ્વારા કર્મના ભોગ ભોગવવા પડે છે, તો હવે ભગવાનનું ભજન કરવાનો સમય કયો ? રાજ્ય તથા દૈવ તરફના ઉદ્વેગ અને ચિંતામાં તેમજ અન્નવસ્ત્ર અને દેહની મમતામાં અને નાના પ્રકારની ઈતર અનેક ખટપટોમાં બધો જન્મ જોતજોતામાં ચાલ્યો જાય છે. લોકો ચપોચપ મરણ પામે છે. વડીલો મરી ગયા તેનો પણ અનુભવ છે અને આ બધું જોવા જાણવા છતાં પણ મનુષ્યે નિશ્ચય શો કર્યો ? ઘરને આગ લાગવા છતાં જે સુખેથી ઉંઘે છે, તે તો આત્મઘાતકજ છે. પુણ્યમાર્ગ સર્વ ડૂબી ગયો છે, પાપનો સંચય ઘણો થયો છે; પરંતુ યમયાતનાનો ધક્કો સહન કરવો કઠિન છે ! માટે હવે એમ ન કરતાં બહુજ વિવેકથી વર્તવું જોઇએ. વિચારપૂર્વક વર્તશો અને આલોક તથા પરલોકને સાધ્ય કરશો. આળસનું ફળ પ્રત્યક્ષ છે કે બગાસાં આવીને ઉંઘ આવે છે; છતાં આળસુ લોકો તેનેજ સુખ માને છે. ઉદ્યોગ કરતાં પ્રથમ શ્રમ પડે છે એ વાત સત્ય છે; પરંતુ પાછળથી સુખ થાય છે. જે ઉદ્યોગ કરે છે તેજ પેટ ભરીને ભોજન કરે છે અને સુખી થાય છે. આલસ્યથી ઉદાસીનતા અને દરિદ્રતા આવે છે, આલસ્યથી શ્રમસહિષ્ણુતા નષ્ટ થાય છે અને આલસ્યના યોગથી ભિખારીપણાનાં ચિન્હો પ્રકટ થાય છે; માટે આલસ્યનો ત્યાગ કરવો જોઇએ અને ત્યારેજ વૈભવ પ્રાપ્ત થાય છે

તથા આલોક પરલોકમાં જીવને સમાધાન પ્રાપ્ત થાય છે.

હવે પ્રયત્ન કેવો કરવો, તેનું નિરૂપણ ક્ષણભર સાવધાન ચિત્ત કરી શ્રવણ કરો. પ્રાતઃકાળમાં ઉઠવું, કેટલાંક ઉત્તમ વચનો યાદ કરવાં અને યથાશક્તિ પરમેશ્વરનું શ્રવણ કરવું. પછી શૌચ કરવા જવું, પરંતુ તે એવા સ્થાને જવું કે જ્યાં કોઈ દેખે નહિ. પછી નિર્મળ જળથી હાથ પગનું પ્રક્ષાલન કરી આચમન કરવું. તે પછી મુખમાર્જન, પ્રાતઃ-સ્નાન, સંધ્યા, તર્પણ અને દેવપૂજા કરી વૈશ્વદેવ ઉપાસના વગેરે કામો સાંગોપાંગ કરવાં. ત્યાર પછી કાંઇક ભોજન કરીને ગૃહકાર્યમાં પ્રવૃત્ત થવું અને મધુર ભાષણથી સર્વને રાજી રાખવાં. જેનો જે ધંધો હોય તેમાં તેણે કુશળ થવું; કેમકે તેમાં ચિત્ત ન પરોવવાથી એકાદ બાલક પણ ઠગી જાય છે. ભૂલી જવું, ફસાઇ પડવું અને વિસરી જવું અને પછી સ્મરણ થયા પશ્ચાત્ વ્યાકુલ થવું, એ ચંચલ ચિત્ત અને આલસ્યનીજ નિશાની જાણવી; માટે કામધંધામાં મનને સ્થિર અને સાવધ રાખવાથીજ ભોજનપાન સારૂં લાગે છે. ભોજન પછી કાંઇક ઈશ્વરચર્ચા કરવી અને એકાંતમાં જઈ નાના પ્રકારના ગ્રંથોનું અધ્યયન કરવું. આમ કરવાથીજ માણસ શાણો થાય છે, નહિ તો મૂર્ખનો મૂર્ખજ રહે છે. શાણા લોકો ખાય છે અને તે મૂર્ખ ભિખારીની પેઠે ટગર ટગર જોયા કરે છે. હવે સારા ભાગ્યવાળાનાં લક્ષણ સાંભળો. તે એક ક્ષણ પણ નકામી જવા દેતો નથી. સાંસારિક કાર્યો તે દક્ષતાથી કરે છે. પહેલાં કાંઇક કમાય છે ત્યારે જે તે ખાય છે અને દુઃખમાં ફસાયેલા લોકોને મુક્ત કરે છે અને શરીરને કાંઈ ને કાંઈ શુભ કાર્યમાં નિમગ્ન રાખે છે. કેટલોક કાળ ધર્મચર્ચામાં તેમજ પુરાણ, હરિકથા, અધ્યાત્મનિરૂપણમાં ગાળે છે; અને પ્રાપંચિક અથવા પારમાર્થિક કાર્ય કર્યાવિના એક ક્ષણ પણ એળે જવા દેતો નથી. જે મનુષ્ય એવો સર્વ તરફથી સાવધાન છે તેને ખેદ હોયજ ક્યાંથી ? વિવેકબળથી તેનો દેહબુદ્ધિનો અહંકાર પણ તૂટી જાય છે. જે છે તે સર્વ પરમેશ્વરનુંજ છે એવા નિશ્ચયપૂર્વક તે જગતના વ્યવહાર કરતો હોવાથી તેના ઉદ્વેગનું મૂળજ તૂટી ગયેલું હોય છે. વ્યાવહારિક કાર્યમાં દ્રવ્યની જરૂર છે તેમ પરમાર્થમાં પંચીકરણની જરૂર હોય છે. એ પછી મહાવાક્યનું વિવરણ પ્રાપ્ત કરવાથી સંસારબંધન છૂટે છે. કર્મ, ઉપાસના અને જ્ઞાનદ્વારા સમાધાન પ્રાપ્ત થાય છે; માટે પરમાર્થનાં સાધનોનું શ્રવણ કરતા રહેવું જોઈએ.

# સમાસ ૪ થો—વિવેકનિરૂપણ.



બ્રહ્મ આકાશની પેઠે નિરાકાર છે. જેને વિકાર નથી અર્થાત્ જે નિર્વિકાર છે તેજ પરબ્રહ્મ છે. બ્રહ્મ નિશ્ચલ છે અને અંતરાત્મા ચંચલ છે. અંતરાત્માનેજ દ્રષ્ટા અને સાક્ષી કહેવામાં આવે છે. એનો સ્વભાવ ચંચલ છે. એને ઈશ્વર કહેવો જોઈએ; કેમકે એજ સર્વ જીવોમાં રહીને તેમનું પાલન કરે છે. તેના વિના સર્વ પદાર્થો જડ છે, તેના વિના દેહ પણ વ્યર્થ છે અને તેના વડેજ સર્વ પરમાર્થની પ્રતીતિ થાય છે. કર્મમાર્ગ, ઉપાસનામાર્ગ, જ્ઞાનમાર્ગ, સિદ્ધાન્તમાર્ગ, પ્રવૃત્તિમાર્ગ, નિવૃત્તિમાર્ગ, એ ઈશ્વરજ ચલાવે છે. એ ચંચલ ઇશ્વર વિના પરબ્રહ્મ નિશ્ચલની પ્રતીતિ થતી નથી અને ચંચલ મન સ્થિર થતું નથી. આ પ્રકારના અનેક વિચારો છે, તેને બરાબર લક્ષ્યમાં લ્યો. ચંચલ અને નિશ્ચલની સંધિરૂપી માયામાં બુદ્ધિ ચકરાઈ જાય છે. કર્મમાર્ગ વગેરે સર્વ તે સંધિની પછીજ પ્રકટ થાય છે. પરબ્રહ્મજ આ સર્વનું મૂળ છે; પરંતુ ખરૂં જોતાં તેને મૂળ પણ નથી અને શાખા પણ નથી. પરબ્રહ્મ તો નિશ્ચલ અને નિર્વિકાર છે. જે નિર્વિકારી અને વિકારીને એક માને છે તે મૂર્ખ છે. તેને જોવા જતાં તો વિચાર પોતેજ નષ્ટ થાય છે. સર્વ પરમાર્થનું મૂળ કેવળ પંચીકરણ અને મહાવાકયનું વિવરણ એજ છે; માટે તેનો પુનઃ પુનઃ વિચાર કરવો જોઈએ. સ્થૂલ કાયા એ પ્રથમ દેહ છે અને મૂળ માયા એ આઠમો દેહ છે. એ આઠે દેહોનું નિરસન કરી લીધું એટલે પછી વિકારજ હોય કયાંથી ? એ વિકાર બાજીગરની બાજી પેઠે સત્ય જેવા દેખાય છે. કોઈ તેને કળી જાય છે અને કોઈ સત્ય માની લે છે. નિર્વિકાર પરબ્રહ્મ તો ઉત્પત્તિ, સ્થિતિ અને લયથી રહિત છે અને એને સમજવાને માટેજ સારાસારનો વિવેક કહેલો છે. જો સાર અને અસાર, એ ઉભયને એકજ કહીએ તો પછી વિવેક ક્યાં રહ્યો ? જે લોકો ભિખારી, પાપી અને મૂર્ખ હોય છે, તેઓજ સારાસારની પરીક્ષા જાણતા નથી. જે એક પરમાત્મા સર્વત્ર વિસ્તાર પામેલો છે તેનેજ અંતરાત્મા કહેવામાં આવે છે. તે મૂળમાં નિર્વિકાર હોવા છતાં પણ નાના પ્રકારના વિકારોથી યુક્ત થયેલો છે; આ વાત સર્વથા પ્રત્યક્ષજ છે. એ વાત પોતાના અનુભવદ્વારાજ સમજવી

જોઈએ. શું રહે છે અને શું જાય છે તેની સમજ અવિવેકી પુરુષનેજ પડતી નથી. જે સદા ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે, જેનો સદા-સર્વદા સંહાર થાય છે, તેની તો જગતમાં પ્રત્યક્ષજ પ્રતીતિ થાય છે. કોઇ રડે છે, કોઈ કકળે છે, કોઈ કોઇનો ટોટો પીસે છે અને કોઇ બીજાની ઉપર દુકાળીયાની પેઠે તૂટી પડે છે. લોકો ન્યાયને પણ જોતા નથી અને નીતિને પણ જોતા નથી. આવી રીતે તેઓ વર્તે છે; કેમકે વિચારશૂન્ય માણસો સર્વ વસ્તુઓને સત્ય અને શાશ્વત માને છે. તેઓ પત્થરને ફેંકી દે છે અને સુવર્ણને સંગ્રહી રાખે છે: તેઓ માટીને ફેંકી દે છે અને અન્નને ખાય છે; અને તે છતાં પણ તેઓ સર્વ વસ્તુઓને ઉત્તમ કહે છે, એ કેટલી બધી મૂર્ખતા છે! માટે સત્યાસત્યનો વિવેક કરવો અને સત્યમાર્ગ હોય તેજ ગ્રહણ કરવો અને વિવેકથી શો લાભ થાય છે તે સમજી લેવું. જો રત્ન અને પાષાણની કિમ્મત એકસરખીજ ગણવામાં આવે તો પછી પરીક્ષા ક્યાં રહી? માટે શાણા માણસોએ પરીક્ષા કરવી જોઇએ. જ્યાં પરીક્ષાનોજ અભાવ હોય ત્યાં તો “ટકે શેર ભાજી અને ટકે શેર ખાજાંનોજ” વ્યવહાર ચાલવાનો. “સબહિ ઘોડે બારા ટકે” ગણવા એ ચોખ્ખી મૂર્ખતાજ છે; માટે ગ્રહણ કરવા યોગ્ય વસ્તુ હોય તેનેજ ગ્રહણ કરવી અને જે વસ્તુ ગ્રહણ કરવાયોગ્ય ન હોય તેને છોડી દેવી જોઇએ. ઉચ્ચ અને નીચની પરીક્ષા હોવી એનું નામજ જ્ઞાન છે. નરદેહરૂપી સરખીજ પુંજી લઇને સર્વ મનુષ્યો આ સંસારના બજારમાં આવે છે; પરંતુ તેમાંથી કોઈ તેનો સારો ઉપયોગ કરીને લાભ મેળવી ગબ્બર થાય છે અને કોઇ તેનો દુરુપયોગ કરીને કે ઠગાઇને ગાંઠની મૂડી પણ ગુમાવી દેવાળું ફૂંકે છે; માટે શાણાએ તો સાર હોય તે ઉંચકી લેવો જોઈએ અને અસાર હોય તેને ઓળખી લઇને વમનની પેઠે તેનો ત્યાગ કરવો જોઇએ. તે વમનનું પ્રાશન કરવું એ તો કૂતરાનો સ્વભાવ છે; તેને માટે પવિત્ર બ્રાહ્મણ શું કરી શકે એમ છે? જેણે જેવાં કર્મ સંચિત કર્યાં છે તેને તેવાં ફળ મળે છે. જેવાં કર્મ કરવાનો અભ્યાસ દૃઢ થઇ ગયો હોય છે તે પછી છૂટતોજ નથી. જેમકે કોઇ સુગ્રાસ અન્ન ખાય છે તો કોઇ પ્રાણી વિષ્ટાજ ખોળે છે; છતાં પોતાના વડવાઓનું અભિમાન સૌને હોય છે. અસ્તુ. તાત્પર્ય એ છે કે વિચાર વિના બોલવું એ માત્ર વ્યર્થ પરિશ્રમ છે. પ્રત્યેક મનુષ્યે શ્રવણ અને મનન વારંવાર કરવું જોઇએ.

# समास ५ मो–राजनैतिक दाव–पेच.



રેલાંજ કામો પુનઃ કરવાં, ધરેલુંજ ધ્યાન પુનઃ ધરવું અને જે વિષયનું વિવરણ કર્યું હોય તેજ વિષયનું વિવરણ પુનઃ પુનઃ કરવું જોઇએ. અમારે પણ તેમજ કરવું પડયું; તેનું કારણ એટલુંજ કે બગડેલું સમાધાન સારી રીતે સ્થાપિત થાય. પ્રયત્નનો મુખ્ય અભિપ્રાય એ છે કે શ્રોતૃસમુદાયમાં અનન્યભાવ રહે અને ઇતરજનોને ભાવ ઉપજે. પ્રથમ કાર્ય હરિકથા અને અધ્યાત્મનિરૂપણ છે; બીજું કાર્ય રાજકારણ-પટુતા અને ત્રીજું કાર્ય સર્વ વિષયોમાં સાવધાન રહેવું એ છે. અત્યંત ઉદ્યોગ કરવો એ ચોથું કાર્ય છે. વળી નાના પ્રકારના આક્ષેપ દૂર કરવા જોઇએ તથા નાના મોટા અપરાધો ક્ષમા કરતા રહેવું જોઈએ. અન્યનું અંતઃકરણ અને પોતાના અંતઃકરણમાં નિરંતર ઉદાસીનતા રહેવી જોઇએ. નીતિ ન્યાયથી કદિપણ અંતર પડવા દેવું જોઈએ નહિ. પોતાના ગુણોથી સર્વનાં ચિત્તો આકર્ષી લેવાં જોઇએ. પોતે એક હોવા છતાં અનેકને ઉપદેશ આપવો જોઇએ. યથાશક્તિ સંસારપ્રત્યે પણ લક્ષ્ય આપવું જોઇએ. સમય ઓળખવો જોઈએ, પરમ ધૈર્યવાન થવું જોઇએ અને કોઈની સાથે અતિ પરિચય થવા ન દેવો જોઇએ. ઉપાધિનો વિસ્તાર કરવો, પરંતુ પોતે ઉપાધિમાં પડવું જોઇએ નહિ. નીચતા અને મૂર્ખતા તો પ્રથમથી સમજી રાખવી જોઈએ. અન્યના દોષ છૂપાવવા જોઇએ, નિરંતર અન્યના અવગુણજ ન કહેવા જોઈએ. દુર્જનોને મેળવી લઈ તેના પર ઉપકાર કરીને તેમનો પરિત્યાગ કરવો જોઈએ. કોઇ વાત પર હઠ કરવી નહિ, અનેક ઉપાયો શોધી કાઢવા અને જે કામ અશક્યવત્ લાગે તેને પણ દીર્ઘપ્રયત્નથી સાધ્ય કરવું. સમાજમાં ભ્રષ્ટતા ન થવા દેવી, આવેલો પ્રસંગ નિભાવી લેવો અને કોઈની સાથે વિશેષ વાદ કરવો નહિ. અન્યનું કલ્યાણ શેમાં છે તે જોવું. પુષ્કળ મનુષ્યો તરફથી પુષ્કળ સહન કરવું; સહન ન થઇ શકે તો દૂર દેશાંતર ચાલ્યા જવું. અન્યનાં દુઃખ જાણવાં, તેમાં ભાગ લેવો અને સમાજ તરફથી જે કાંઇ ભલુંબુરૂં પ્રાપ્ત થાય તે સહન કરવું. અનેક ગદ્યપદ્યાત્મક વચનો યાદ રાખવાં,

નિરતંર વિચારવંત રહેવું અને પરોપકારમાં સદા સર્વદા તત્પર રહેવું. જાતે શાંતિ રાખવી અને બીજાઓમાં શાંતિ સ્થાપન કરવી. સ્વયં દુરાગ્રહ છોડી દેવો અને બીજાઓનો છોડાવી દેવો. પોતે ઉદ્યોગ કરવો અને અન્ય અનેકની પાસે કરાવવો. કોઇનું અહિત કરવું હોય તો તે પ્રથમથીજ કહી દેવું ન જોઈએ; પરંતુ બારોબારજ તેનું અકલ્યાણ કરવું જોઇએ. જે માણસ ઘણાનો ભાર સહન કરતો નથી તે ઘણાની પ્રીતિ પણ સંપાદન કરી શકતો નથી; પરંતુ બહુ સહન કરવામાં પણ આપણું મહત્વ રહેતું નથી. * અનેક રાજકાર્યો કરવાં; પરંતુ તે કોઇને જાણવા દેવાં નહિ. અન્યને દુઃખ દેવાનો પણ કદિ વિચાર કરવો નહિ. લોકોને ઓળખી લેવા, રાજકારસ્થાનો કરી તેમનું અભિમાન ઉતારી નાખવું અને પછી ધીમે રહીને તેમને મેળવી લેવા. કાચા માણસને દૂર કરવા, હલકા માણસની સાથે વાત કરવી નહિ અને સંબંધ પડી જાય તો તેમને છોડી અન્યત્ર ચાલ્યા જવું. આ પ્રકારના રાજનૈતિક દાવપેચો જણાવવા બેસીએ તો તેમનો પાર આવે તેમ નથી. સ્થિર ચિત્ત રાખવાથી રાજકીય દાવપેચો સારી રીતે વિદિત થાય છે. ભયભીતને આશ્વાસન આપવું જોઇએ અને મસ્તક ઉંચકનારને ભય બતાવવો જોઇએ. આ પ્રકારના અનેક રાજનૈતિક દાવપેચો છે, જેનું વર્ણન કરતાં અંત આવે એમ નથી. રાજકાર્યમાં કુશળ મનુષ્યને શોધવા જઇએ તો તે હાથમાં આવતો નથી; અને તે જ્યાં પણ હોય છે ત્યાં પોતાની કીર્તિ ચોતરફ ફેલાવ્યા વિના રહેતો નથી. સંપત્તિ અને વૈભવ તેની પાસે આવે છે; પરંતુ તે તેનો સ્વીકાર કરતો નથી. એકને સહાયતા કરવી અને એકને જોઇ પણ ન શકવું, એ કાંઇ ચાતુર્યનું લક્ષણ નથી. ( અર્થાત્ સર્વનાં મન રાખવાં જોઇએ. ) જે માણસ ન્યાયની વાત માનતો નથી અને હિતની વાત મનમાં આણતો નથી, તેનો ત્યાગ કર્યા વિના ઉપાય નથી. શ્રોતાએ જાણ્યા છતાં શંકા કરી એટલા માટે આ વિષય કહેવાની જરૂર પડી. ન્યૂનાધિકને માટે ક્ષમા કરવી.

---

* ઘણા માણસો તરફથી સંકટ સહન કરવાથી ઘણા લોકોની સહાનુભૂતિ પ્રાપ્ત થાય છે એ વાત સત્ય છે; પરંતુ અત્યંત સહનશીલતા જણાવવાથી પણ બીકણ કે નિર્માલ્યમાં ગણાઇને આપણું મહત્વ ન્યૂન થાય છે, માટે પ્રસંગ જોઇને ચાલવું જોઇએ.

# समास ६ ठो—म ंतनां लक्षण.



ત્તમ અને સુંદર લખવું અને લખ્યા પછી તેને શુદ્ધ રીતે શુદ્ધ કરવું અને શુદ્ધ કરીને શુદ્ધ રીતે વાંચવું જોઈએ–ભૂલવું ન જોઇએ. બગડેલા અક્ષરોને સુધારી લેવા જોઇએ. વિષયને દ્રઢતાપૂર્વક મનમાં ધારણ કરી રાખીને તથા નાના પ્રકારનાં દ્રષ્ટાંતોથી ભરી દઈને ઉત્તમ પ્રકારે પ્રતિપાદન કરવો જોઇએ. જે વાત મનમાં સમજવાની હોય તે કહીને બતાવી શકાતી નથી અને જે વાત કહેવાની હોય તે સંક્ષેપમાં કહી શકાતી નથી. સમજ્યા સિવાય કોઈ પણ વિષયનું જ્ઞાન થતું નથી. હરિકથા, અધ્યાત્મનિરૂપણ, ઉપરાંત રાજકાર્ય અને વ્યાવહારિક જ્ઞાનની વાતો પણ હદસર થવી જોઈએ. જે માણુસ વિચાર કરી જાણે છે, કહી જાણે છે, ભિન્ન ભિન્ન અર્થ કરી જાણે છે અને સર્વનું સમાધાન કરી જાણે છે, જેને દૂરની વાત પહેલાંથીજ સમજાય છે, જે સ્વસ્થ ચિત્તથી તર્ક કરી શકે છે અને જે સાર સમજી યોગ્ય માર્ગનું અવલંબન કરે છે; આ સર્વ કાર્ય જે કરી શકે છે તેજ મહંત અને બુદ્ધિમાન છે. તે સિવાયના સર્વ યઃકશ્ચિત્ છે. જેને તાલ, મેલ, આલાપ, પ્રબંધ, કવિતા, સુભાષિત વચનો, ઈત્યાદિ સભાચાતુર્યનાં લક્ષણો પ્રાપ્ત હોય, જે એકાંત વિચારમાં તત્પર હોય છે, અનેક ગદ્યપદ્યમય વચનો જેના સ્મરણમાં હોય છે અથવા જે ગહન ગ્રંથના માર્મિક અર્થો શોધતો રહે છે, જે પ્રથમ પોતે અભ્યાસ કરીનેજ અન્યને શિક્ષણ આપે છે, તેજ શ્રેષ્ઠ પદ્વીને પ્રાપ્ત થાય છે અને પોતાના વિવેકસામર્થ્યથી અન્ય ફસાયેલા લોકોને મુકત કરે છે. જેના અક્ષર સુંદર હોય, જેનું બોલવું સુંદર હોય, જેની ભક્તિ સુંદર હોય, જેનું જ્ઞાન સુંદર હોય, જેનો વૈરાગ્ય સુંદર હોય, એ પ્રમાણે સર્વ વાનાં જે સુંદર સુંદરજ કરી બતાવે છે, જેને યોગ્ય રીતે પ્રયત્ન કરતાં આવડે છે, જે નાના પ્રકારના પ્રસંગોમાં પ્રવેશ કરે છે, જે ધીરતાપૂર્વક આગળ વધે છે–પાછો હઠતો નથી, સંકડાશના પ્રસંગમાં કેમ વર્તવું તે જે જાણે છે, જે ઉપાધિમાં મળવું જાણે છે, તેમજ તેનાથી પોતે અલિપ્ત કેમ રહેવું તે પણ જાણે છે. તે

રહે છે સર્વ જગાએ પણ શોધતાં ક્યાંય જડતો નથી—અંતરાત્માની પેઠે સર્વ જગાએ રહેવા છતાં પણ ગુપ્ત હોય છે. જેમાં અંતરાત્મા ન હોય એવી કોઈ વસ્તુજ નથી; પરંતુ તેને જોવા જતાં તે દેખાતો નથી અને ન દેખાવા છતાં પણ પ્રાણીમાત્રને તેજ ચલાવે છે. તેજ પ્રમાણે મહંત પણ અનેક પ્રકારે લોકોને ચતુર બનાવે છે અને નાના પ્રકારની ભૌતિક તથા આધ્યાત્મિક વિદ્યાઓનો પ્રચાર કર્યા કરે છે. જે સ્વપ્રયત્નથી દક્ષ બને છે તે આપોઆપજ સર્વ માર્ગ ઢુંઢી કાઢે છે. જ્ઞાની પુરુષની મહંતાઇ આવી હોય છે. જે નીતિ અને ન્યાય બંનેને જાળવી જાણે છે, જે પોતે અન્યાય કરતો નથી અને બીજા પાસે કરાવતો પણ નથી, જે કઠિન પ્રસંગે યોગ્ય ઉપાય કરી જાણે છે, એવો ધારણા નિશ્ચયવાળો પુરુષજ અનેક માણસોના આધારરૂપ બને છે. રામદાસ કહે છે આવા મહંતના ગુણો આપણે ગ્રહણ કરવા જોઇએ.

---

## समास ७ मो—मायारूपी चंचल नदी.



ચંચલ માયા એ ગુપ્ત ગંગા છે. એનું વિવરણ કરવાથી એ જગતને પાવન કરી દે છે. એનો પ્રત્યક્ષ અનુભવ કરી લ્યો, એટલે એ વાત મિથ્યા નથી એમ જણાશે. નદી જેમ અચલ પર્વતમાંથી નીકળે છે તેમ આ પણ કેવળ અચલ પરબ્રહ્મમાંથી નિર્માણ થઈ છે અને નદીની પેઠે વેગથી અધોમુખે વહેતી ચાલી ગઈ છે. તે સર્વદા એક સરખી વહે છે; પરંતુ તેને કોઈએ જોઈ નથી. તેમાં ઠેકઠેકાણે નીચાણ, વક્રતા, ભમ્મર, જોસબંધ પ્રવાહ, લહરિ, ઝરા, કાદવ, તરંગો અને સંગમ હોય છે. તેમજ ગુપ્ત પ્રવાહ, ધારા, ધોધ અને કલબલાટ હોય છે તથા ચપલ પાણી સરસર કરતું ચાલી રહ્યું હોય છે. તેમાં ફીણ ઉઠે છે, પરપોટા થાય છે અને હિલોળા આવે છે, પાણી અહીં તહીં ખેલે છે. વળી પૃથ્વીપર તેનાં જે જળબિંદુઓ અને છોળો પડે છે તેની તો ગણત્રીજ શી કરીએ ? તેમાં પુષ્કળ કચરો હોય છે, પાષાણ અને ખડકના ધક્કા હોય છે અને ખડક તથા બેટો વચ્ચે આવેલા હોવાથી પાણીનાં વળાં

પડેલાં હોય છે. જે જમીન મૃદુ હોય છે તે પાણીના પ્રહારથી તૂટી જાય છે અને જે કઠિન હોય છે તે તૂટતી નથી. સૃષ્ટિમાં આવું ઠામઠામ જણાય છે. કોઈ તેમાં વહ્યાજ જાય છે, કોઈ તેના વમળમાં સપડાઇ ગયા છે અને તેની ખાઇમાં ઉંધે મસ્તકે પડી રહેલા હોય છે. કોઇ પડતા આખડતા ચાલ્યા જાય છે, કોઇ છુંદાઇ છુંદાઈને મરી જાય છે અને કેટલાક પાણી પેટમાં ભરાઈ જવાથી ફૂલી જાય છે. કેટલાક સશકત હોય છે તે તરતા તરતા મૂળ તરફજ ચાલ્યા જાય છે અને તે મૂળના દર્શનથી પવિત્ર તીર્થ સ્વરૂપ બની જાય છે. ત્યાં બ્રહ્મદેવાદિકનાં ભુવનો હોય છે, બ્રહ્માંડના દેવતાઓનાં સ્થાનકો હોય છે. ત્યાં ઉલટી ગંગા દેખાતાંજ સર્વનો મેળાપ થાય છે. ત્યાંના જલસમાન કોઈ પણ જલ નિર્મલ હોતું નથી, ત્યાંના જલ સમાન કોઇ જલ ચંચલ પણ હોતું નથી અને તેને નારાયણ—જલસ્વરૂપ પરમેશ્વર કહેવામાં આવે છે. એ નદી બહુ મહાન છે; પરંતુ તે અંતરિક્ષમાં રહેલી છે અને ત્યાંથી સદા સર્વદા પ્રત્યક્ષ વહ્યા કરે છે. તેને સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં સર્વત્ર પ્રસરેલી જાણો. આઠે દિશાઓમાં તેમજ તેની નીચે અને ઉપર પણ તેના જળનો ઘેરો છે અને એ પણ જગદીશના જેવીજ છે એમ તેને જાણનારાઓ જાણે છે. પ્રાણીરૂપી અસંખ્ય પાત્રોમાં તેનું ઉદક ભરી રાખેલું છે. તેમાંનાં કેટલાંક પાત્રો-માંનું પાણી ટપકી ટપકીને ચાલ્યું જાય છે અને કેટલાંકમાંનું પાણી સંસારમાં ખર્ચાઇ જાય છે. કોઇને માટે આ જળ કટુ નિવડે છે અને કોઇને માટે મિષ્ટ નિવડે છે અને કોઇને માટે તીખું, ખારૂં કે તૂરૂં નિવડે છે. જે જે પદાર્થોમાં તે મળે છે તેમાં તે તે પદાર્થરૂપ થઇનેજ મળે છે. સ્થૂલ પૃથ્વીમાં તે સ્થૂલ રૂપ બનીને ભળે છે. તે વિષમાં વિષ રૂપ બને છે, અમૃતમાં અમૃત રૂપે મળી જાય છે અને સુગંધમાં સુગંધ રૂપે તથા દુર્ગંધમાં દુર્ગંધ રૂપ બને છે. તે ગુણ અને અવગુણમાં પણ મળે છે અને જેનામાં તેના રૂપ બની જાય છે. એ ઉદકનો મહિમા ઉદક સિવાય કોઈ પણ જાણી શકે એમ નથી. એ ઉદક અપરંપાર વહ્યા કરે છે. તે નદી રૂપ છે કે સરોવરરૂપ છે તે કળાતું નથી. કંઇએક લોકો તો તે જળમાંજ વાસ કરીને રહ્યા કરે છે. આ નદીના મૂળની પેલી તરફ જનાર પાછું ભાળીને જુએ છે ત્યારે તે પાણીબાણી કશુંજ રહેલું હોતું નથી. વૃત્તિ-શૂન્ય યોગીશ્વરોએ આ સર્વનો વિચાર આપોઆપજ જાણી લેવો. રામદાસ કહે છે કે વારંવાર તે કેટલુંક વર્ણન કરૂં ?

# समास ८ मो—अंतरात्मानुं निरूपण.



પ્રથમ સકલ સૃષ્ટિના કર્તા અને સર્વ દેવોના પોષક એવા પરમાત્માને વદંન કરૂં છું. અરે ભાઇ! કોઇક તો તેના ભજનમાં પ્રવૃત્ત થાઓ! તેના વિના કોઇ પણ કાર્ય ચાલતું નથી. તેના સિવાય પડેલું પાંદડું સુદ્ધાં હાલતું નથી. તેનાથી સમસ્ત ત્રૈલોક્ય ચાલે છે. તે સકલનો અંતરાત્મા છે અને તે દેવોનો, દાનવોનો, માનવોનો તથા ચાર ખાણી અને ચાર વાણીનો પ્રવર્તક છે. તે એકલોજ સર્વના દેહોમાં રહીને સર્વ ભિન્ન ભિન્ન વ્યવહારોને કરે છે. સમગ્ર સૃષ્ટિની વાત ક્યાં સુધી વર્ણવીએ? આવો જે ગુપ્તેશ્વર છે તેનેજ ઈશ્વર કહેવો જોઇએ. મોટા મોટા લોકો જે ઐશ્વર્ય ભોગવે છે તે તેની કૃપાથીજ ભોગવે છે. આવા ઈશ્વરને જેણે ઓળખ્યો હોય, તેને પોતાનેજ ઈશ્વર થયેલો માનવો. તેની આગળ સમાધિ અને સહજ સ્થિતિ-બ્રહ્મસ્થિતિને કોણ પૂછે છે? આ વાતનો કંઇક મુખ્ય મર્મ ત્રૈલોક્યનું વિવરણ કરે ત્યારેજ સમજાય છે. તે પરમ નિધાન પ્રાપ્ત થયા પછી કાંઈપણ પરિશ્રમ કરવાનો બાકી રહેતો નથી. વાસ્તવમાં અંતરાત્માને બરાબર વિચાર કરીને જુએ એવો કોણ છે? મનુષ્યને તેની થોડીઘણી સમજ પડે એટલે તે તેટલામાંજ સમાધાન માની બેસે છે. અરે! એટલા માટે જોયેલી વસ્તુનેજ પુનઃ જોવી જોઈએ અને જે વસ્તુપર વિચાર કર્યો હોય તે વસ્તુપરજ પુનઃ વિચાર કરવો જોઈએ તથા વાંચેલુંજ પુનઃ પુનઃ વાંચવું જોઈએ. અહો! અંતરાત્મા કેવો અને કેવડો છે અને તેને જોનારની સ્થિતિ કેવી છે? (અર્થાત્ અંતરાત્મા મહાન, અગમ્ય, અનંત અને અગોચર છે અને તેને જોનાર જીવ તો કેવળ ક્ષુદ્ર છે.) માટે તે તો જે દૃષ્ટિગોચર અને કર્ણગોચર થાય તેનીજ વાત કરે. (તે તે કરતાં મોટી વસ્તુની વાત કરેજ શી રીતે?) ગમે તેટલું જોવામાં આવે કિંવા ગમે તેટલું સાંભળવામાં આવે તોપણ તેથી કાંઈ અંતરાત્માની સર્વ મર્યાદા પ્રાપ્ત કરી શકાય નહિ. પ્રાણી તો બિચારો દેહ ધારણ કરનાર એક પૂતળું છે, તો તેને સર્વાંશે અંતરાત્માની પ્રતીતિ શી રીતે થાય? અપૂર્ણ પૂર્ણને પહોંચી શકે નહિ; કારણ કે જે વસ્તુ અખંડ છે તેનો વિચાર કરી શકાતો નથી; અને વિચાર કરવા

જઈએ તો વિચાર અને વિચાર કરનાર બંને ટળી જઇને માત્ર પરમાત્મા વિના કાંઇજ શેષજ રહેતું નથી. જે વિભક્તપણું—જુદાઇને દૂર કરે તેજ ભક્ત કહેવાય, નહિ તો સર્વ વૃથા શ્રમ અને ખટાટોપજ છે. ઘર-ધણીને જો ઓળખ્યો નહિ તો પછી ઘર જોવાને ગયો તે ફોકટજ છે. રાજ્યની વચમાં થઇને આવ્યો પણ રાજાનેજ ન જાણ્યો! એવીજ રીતે મનુષ્યો દેહની સંગે વિષયો ભોગવે છે અને સુખી થાય છે; પરંતુ દેહને ધારણ કરનાર દેહના સ્વામી આત્માને ઓળખવાનું તો મનુષ્ય ચુકી જાય છે, એ મોટી નવાઇ છે! આવા લોકો અવિવેકી હોવા છતાં પોતાને વિવેકી કહેવરાવે છે. ઠીક ભાઈ, જેને જેમ યોગ્ય લાગે તેમ કરો! મૂર્ખ લોકો મનઃસંયમ કરી શકતા નથી, એટલા માટે શાણાની અપેક્ષા રહે છે; પરંતુ આ તો શાણાસુદ્ધાં દીન દેખાય છે! દાટેલું ધન ભુલી જનાર જેમ ઘેરઘેર ઢુંઢતો ફરે છે, તેજ પ્રમાણે અજ્ઞાનીની અવસ્થા થાય છે અને તેને પરમાત્માની પ્રતીતિ થતી નથી. પરમાત્માનું પૂર્ણ-પણે ધ્યાન ધરે એવો આ જગતમાં કોણ છે? વૃત્તિ તો એકદેશીજ હોઇ શકે છે, એટલે તે સર્વવ્યાપી પરમાત્માનું ધ્યાન કેવી રીતે ધરી શકે? અનેક રૂપો અને અનેક વાણીવાળાં અસંખ્ય પ્રાણી બ્રહ્માંડમાં ભરેલાં છે; ભૂમિના પેટમાં તેમજ પાષાણોમાં પણ કંઈએક પ્રાણીઓ હોય છે; તે સર્વમાં—અનેકમાં એકજ પરમાત્મા પ્રવર્તી રહેલો છે અને સર્વનું તંત્ર ચલાવે છે. તે કેટલાંક સ્થાને ગુપ્ત હોય છે અને કેટલાંક સ્થાને પ્રકટ હોય છે. જે વસ્તુ ચંચલ હોય છે તે કદિપણુ નિશ્ચલ થતી નથી. આ પ્રત્યક્ષ અનુભવની વાત છે; માટે ચંચલ નહિ પણ જે નિશ્ચલ છે તેજ પરબ્રહ્મ છે. જ્યારે સર્વ તત્ત્વો લય પામી જાય છે ત્યારે દેહાભિમાન પણ તેની સાથેજ ઉડી જાય છે અને સર્વત્ર નિર્મળ, નિશ્ચલ અને નિરંજન સ્વરૂપજ શેષ રહે છે; માટે આપણે કોણ? કયાંથી આવ્યા? અને શેમાંથી ઉત્પન્ન થયા? એ વાતનો વિચાર અવશ્ય કરવો જોઈએ. જે માણુસ મૂળથીજ કાચો હોય છે, તેને આ વાત સૂઝતી નથી. સુજ્ઞ માણુસે વિચાર કરી આ દુસ્તર સંસાર તરી જવો અને હરિની ભક્તિ કરી સર્વ કુળનો ઉદ્ધાર કરવો.



# समास १ मो—ज्ञानोपदेश.



પ્રથમ તો મનુષ્યને કર્મનો પ્રસંગ આવે છે. એ કર્મ તેણે સંપૂર્ણ વિધિસહિત કરવાં જોઇએ; કેમકે જો તેમાં કાંઇ ગરબડ થઇ જાય તો દોષ લાગે છે. માટે કર્મનો આરંભ કરીને જે યથાવત્ થાય તે કરવું અને તેમાં અંતર પડે તો ત્યાં હરિસ્મરણ કરવું. સ્મરણની સાથે તે હરિ કેવો છે તેનો વિચાર પણ કરવો જોઈએ. સંધ્યા થયા પૂર્વે જગદીશનાં ચોવીસ નામોનું સ્મરણ કરવું જોઇએ. તે ચોવીસનામી, સહસ્રનામી, અનંતનામી હોવા છતાં પણ અનામી કેવી રીતે છે અને તે અંતર્યામી કેવો છે તે વિવેકથી જાણવું જોઈએ. બ્રાહ્મણ સ્નાનસંધ્યા કરી આવીને દેવપૂજા કરવાને બેસે છે અને દેવની પ્રતિમાની યથાવત્ પૂજા કરે છે. અનેક દેવોની અનેક પ્રતિમા કરી લોકો તેમની પ્રેમપૂર્વક પૂજા કરે છે; પરંતુ જે દેવની તે પ્રતિમા છે તે દેવ કેવો છે? તે જાણવું જોઇએ અને જાણીને ભજન કરવું જોઈએ. જેમ સરકારી અધિકારીને ઓળખ્યા પછીજ તેને નમસ્કાર કરવામાં આવે છે તેમ પરમાત્મા પરમેશ્વરને પણ પ્રથમ સારી રીતે ઓળખી લેવા જોઇએ; તોજ આ ભવસાગરનો પાર પમાય તેમ છે. અવતારી પુરુષો તો નિજધામ ચાલ્યા જાય છે, જેથી તેમની મૂર્તિદ્વારા તે પૂજા અંતરાત્માને પ્રાપ્ત થાય છે. તે અવતારી પુરુષો સૂક્ષ્મ રૂપમાં વિદ્યમાન પણ હોય છે. તે સૂક્ષ્મ રૂપને 'જગજ્જ્યોતિ' કહેવામાં આવે છે. સત્ત્વગુણ અને ચેતના શકિત પણ તેનેજ કહે છે. આ ચેતના શકિતના ઉદરમાં કોટયાનુકોટિ દેવોનો સમાવેશ છે. આ અનુભવની વાત છે અને તે અનુભવથીજ જોવી જોઇએ. દેહરૂપી નગરમાં જે ઈશ રહે છે તેને પુરુષ કહેવામાં આવે છે અને જે સંપૂર્ણ જગતમાં વ્યાપ્ત છે તેને જગદીશ કહેવામાં આવે છે. સંસારમાંનાં સર્વ શરીરોને તે ચેતનાજ ચલાવે છે અને એ ચેતનાનેજ અંતઃકરણમાં રહેલો વિષ્ણુ માનવો જોઈએ. તે વિષ્ણુ જેમ જગતના હૃદયમાં રહેલો છે તેમ તે આપણા હૃદયમાં પણ વિદ્યમાન છે. કર્તા, ભોકતા અને અંતરાત્મા તેજ છે એમ જાણવું. તેજ

સાંભળે છે, જુએ છે, સુંઘે છે અને ચાખે છે. બુદ્ધિપૂર્વક વિચાર કરી તેજ સર્વને ઓળખે છે અને પોતાનું કે પરાયું તેજ પારખી કાઢે છે. વાસ્તવમાં સંપૂર્ણ જગતનો અંતરાત્મા તે એકજ છે; પરંતુ શારીરિક લોભ વચ્ચે આવી પડયો છે. દેહના સંબંધથીજ તે જુદાપણાનું અભિમાન ધારણ કરે છે. તેજ ઉપજે છે, વધે છે, મરે છે ને મારે છે; અને જેમ સમુદ્રમાં ચંચલ વાયુથી તરંગોપર તરંગો ઉછળે છે તે પ્રમાણે આ ચંચલ માયારૂપી સમુદ્રમાં એ અંતરાત્માના યોગથીજ ત્રૈલોક્ય ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. આ પ્રમાણે ત્રણે લોકોને તેજ ચલાવતો હોવાથી તે 'ત્રૈલોક્યનાયક' કહેવાય છે. આ અનુભવનો વિવેક પ્રત્યક્ષ જાણવો જોઇએ.

અંતરાત્મા આવો કહેવાય છે; પરંતુ તેની પણ તત્ત્વોમાંજ ગણના છે. એની પછી મહાવાક્યનો વિચાર કરવો જોઇએ. પ્રથમ દેહને ધારણ કરનાર જાણ્યો, પછી જગદાત્માને જાણ્યો; પરંતુ પરબ્રહ્મની પ્રાપ્તિ તે બંનેની ઉપરજ થાય છે. પરબ્રહ્મનો વિચાર કરવામાં આવે એટલે સાર શું અને અસાર શું તેનો નિર્ણય થાય છે અને ચંચળ માયાનો નાશ થાય છે એમ નક્કી જાણવું. ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ સર્વથી તે નિરંજન પરબ્રહ્મ અલગ છે. અહીંજ જ્ઞાનનું વિજ્ઞાન થઇ જાય છે. આઠ પ્રકારના દેહ અને નામ રૂપાદિનો જ્યારે વિવેકદ્વારા નાશ થઇ જાય છે, તે પછીજ તે નિરંજન અને નિર્મળ પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે વિચારવડે અનન્ય થવાતાં દ્રષ્ટા વિનાજ અનુભવ થાય છે; પરંતુ અનુભવ થવો એ પણ એક પ્રકારની વૃત્તિજ છે અને એ વૃત્તિની પણ નિવૃત્તિ થવી જોઇએ. સારી રીતે વિચારી જુઓ. બસ, એ પ્રમાણે થતાં વાચ્યાંશ ત્યાંજ રહી જાય છે, લક્ષ્યાંશ પણ વિવેકથી જોતાં છૂટી જાય છે અને લક્ષ્યાંશની સાથેજ લક્ષ્યાંશના જેવો વૃત્તિનો અંશ તે પણ જતો રહે છે.

# સમાસ ૧૦ મો–નિસ્પૃહવર્તનનિરૂપણ.



મૂર્ખ માણુસ એકદેશીય ( સંકુચિત વિચારનો ) હોય છે; પરંતુ આત્મા જે પ્રમાણે અનેક થઈ અનેક પ્રકારનાં સુખો ભોગવે છે તે પ્રમાણે ચતુર માણુસ સર્વત્ર જુએ છે. મહંતનો અંતરાત્મા પણ તેવોજ હોય છે. તે સંકુચિત શા માટે થાય ? કેમકે તે પ્રશસ્ત, સર્વ વ્યવહાર–પરમાર્થનો જાણનાર વિખ્યાત યોગી છે. ખરેખર કર્તા અને ભોક્તા તેજ છે; સર્વ ભૂમંડળપર તેનીજ સત્તા છે. તેનાથી પૃથક્ અને તેને જોનાર એવો જ્ઞાતા કોણ છે ? આવોજ મહંત હોવો જોઇએ. તે સર્વનો સારનો સાર શોધીને તેનુંજ ધ્યાન કરે છે. શોધવા જતાં એકાએક એવા પુરુષ મળી આવતા નથી. એ મહંત જગતમાં પરમ વિખ્યાત થાય છે. નાના મોટા સર્વ તેને ઓળખે છે; પરંતુ તેનો શાશ્વત વેષ એક પણ હોતો નથી. સંસારમાં તેની અચળ કીર્તિ પ્રસરી રહે છે; પરંતુ તે સ્વયં લોકોને દ્રષ્ટિગોચર થતો નથી. લોકો તેને ઢુંઢે છે ત્યારે તેનો પત્તો લાગતો નથી. વસ્ત્રાભૂષણને તે દૂષણ માને છે અને કીર્તિના ભૂષણનેજ તે ખરૂં ભૂષણ માને છે. તે વિચાર વિનાની એક ક્ષણ પણ જવા દેતો નથી. તે ઓળખીતા માણુસોનો પરિત્યાગ કરે છે અને દિવસો દિવસ નવીન નવીન માણુસોનો પરિચય કરે છે. તે નવીનમાં શું હશે એવો લોકો વિચાર કરેછે; પરંતુ તેની ઇચ્છા કાંઈજ સમજાતી નથી. તે પૂર્ણતઃ કોઇની તરફ જોતો નથી, પૂર્ણ રીતે કોઈની સાથે બોલતો નથી અને તે એક સ્થળે બેસતો નથી; ઉઠીને ચાલતોજ થાય છે. તે જવાનું સ્થાન જણાવતો નથી અને જણાવે તો ત્યાં જતો નથી તેમજ પોતાની સ્થિતિ કેવી છે તેનું કોઇને અનુમાન પણ થવા દેતો નથી. આ પ્રકારે તેના અંતઃકરણની વાત કોઇને પ્રાપ્ત થતી નથી. તેનું શરીર એક સ્થાને ટકતું નથી અને તે એક ક્ષણભર પણ કથાકીર્તન વિસરતો નથી. લોકો તેના સંબંધમાં જે નાના પ્રકારના તર્કવિતર્ક કરે છે તે સર્વ નિષ્ફળ થાય છે અને તે યોગીશ્વર લોકોને તેમની પોતાની વૃત્તિ વિષે લજ્જા પમાડે છે. જ્યારે પુષ્કળ માણુસો આપણા સંબંધમાં

વિચાર કરે; જ્યારે પુષ્કળ માણુસોનાં મનમાં આપણુને સ્થાન મળે ત્યારે માત્ર આપણે માનવું કે હવે આપણે મહત્કાર્ય કર્યું છે. નિરંતર એકાંતવાસ કરવો, નિરંતર અભ્યાસ ચાલુ રાખવો અને અન્ય લોકોને પણ પોતાની સાથે લઇને સમયનો સદ્વ્યય કરવો. ઉત્તમ ગુણો ગ્રહણ કરવા તથા લોકોને તે ગ્રહણ કરાવવા. ઘણો મોટો સમુદાય એકત્ર કરવો; પરંતુ તે ગુપ્ત રીતે એકત્ર કરવો. નિરંતર તે સર્વને કામમાં નિમગ્ન રાખવા, સંપૂર્ણ સંસારને નિમગ્ન કરવો; ત્યાર પછી સર્વ લોકો " આપણુને કાંઇક આજ્ઞા થાય તો સારૂં " એવી ઇચ્છા કરે છે. પ્રથમ કષ્ટ સહન કરવામાં આવે તો પાછળથી ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે અને કષ્ટ સહન કરવામાં ન આવે તો પછી ફળ કયાંથી મળે ? ઉદ્યોગ વિના સર્વ વ્યર્થ છે. અનેક લોકોને પારખવા જોઇએ, તેમના અધિકાર જાણવા જોઇએ અને તે જાણીને તેમના અધિકાર પ્રમાણે તેમને નિકટ વા દૂર રાખવા જોઇએ. અધિકાર પ્રમાણે કાર્ય થાય છે. અધિકારવિના કરેલું કાર્ય નિષ્ફળ થાય છે. આ વાત લક્ષ્યમાં લઈ સર્વના મનની સારી રીતે પરીક્ષા કરવી જોઇએ. અધિકાર જોઇ કામ સોંપવું, ઉદ્યોગ જોઈ વિશ્વાસ કરવો અને વિચારપૂર્વક આપણો ઓજ રાખવો. આ વાત અનુભવપૂર્વક જણાવી છે. પ્રથમ અનુભવ કરીને પછી તે જણાવ્યો છે. જો માનો તો એને ગ્રહણ કરજો. મહન્તે અનેક મહન્તો ઉત્પન્ન કરવા જોઇએ અને તેમને યુક્તિ તથા બુદ્ધિથી પૂર્ણ કરી, જ્ઞાતા બનાવી અનેક દેશોમાં ફેલાવવા જોઇએ. *



* આ સમાસ પરમ મહત્ત્વનો છે; એમાં જે વાતો કહેવામાં આવી છે તે અનુભવપૂર્ણ છે. શ્રી સમર્થ રામદાસ સ્વામી કહે છે કે, આ વાતોનો પ્રથમ મેં અનુભવ લીધો અને પછી તેનો ઉપદેશ આપ્યો; એમાં જરાં પણ અર્ધદગ્ધતા નથી. આ સમાસ જાણે તેમનું આત્મજીવન-ચારિત્રજ છે.



# दशक १२ मो

## समास १ लो—विमललक्षणानिरूपण.




થમ વ્યવહારને યથાવત્ સાધ્ય કરવો અને પછી પરમાર્થનો વિચાર કરવો. હે વિવેકી લોકો! આમાં આળસ કરશો નહિ. જો વ્યવહારનો ત્યાગ કરીને પરમાર્થ કરશો તો તમને કષ્ટ થશે અને જો વ્યવહારને સાધીને પરમાર્થ સાધશો તોજ તમે ખરા વિવેકી બનશો. જો તમે પ્રપંચને છોડીને પરમાર્થ કરશો તો ખાવાને અન્ન પણ મળશે નહિ; પછી એવો ભિખારી તે પરમાર્થ શું કરી શકશે? જો તમે પરમાર્થને છોડીને પ્રપંચ સાધશો તો તમને યમયાતના ભોગવવી પડશે અને અંતે તમને યમયાતના ભોગવતાં પરાકાષ્ઠાનું દુ:ખ થશે. જો કોઇ રાવસાહેબ કામપર ન જાય અને સુખે ઘરમાંજ પડી રહે તો તેની સાહ્યબી કયાં સુધી નભે? આ વાત તો સર્વ લોકો સમજી શકે એમ છે. તે ઘરમાં પડી રહેવાથી તેનું મહત્ત્વ કમી થાય છે અને મશ્કરીખોર લોકો તેનો ઉપહાસ કરે છે અને પછી તેને અનેક પ્રકારનાં સંકટો સહન કરવાં પડે છે. પરમાર્થને નહિ સાધનારનો પણ અંતકાળે આવોજ હાલ થવાનો છે; માટે ભગવાનનું ભજન કરવું અને પરમાર્થનો પ્રત્યક્ષ અનુભવ લેવો. સંસારમાં રહ્યા છતાં જે મુક્ત થાય છે તેનેજ ખરો ભક્ત માનવો. તેજ હમેશાં યુક્તાયુક્તનો વિચાર કરે છે. સંસારમાં જે દક્ષ હોય છે તેજ પરમાર્થ કરી શકે છે, એ વાત લક્ષમાં રાખજો. વ્યવહારમાં જે અયોગ્ય હોય છે તે પરમાર્થમાં પણ અયોગ્યજ નિવડે છે; માટે સાવધાનતાપૂર્વક વ્યવહાર અને પરમાર્થ એ ઉભયને ચલા-

વવા જોઇએ. જો આમ કરવામાં ન આવે તો અનેક પ્રકારનાં દુઃખો ભોગવવાં પડે છે. જે પરસ્ત્રીને જોઇને ચંચલ થઇ જાય છે, ઇતર જીવો-નીપેઠે વર્તન કરે છે અને પુરુષ હોવા છતાં પણ ભ્રમમાં પડે છે તેને શું કહેવું ? માટે મનુષ્યે દૂરદર્શિતા રાખવી, નિરંતર વિચાર કરવો અને ભવિષ્યમાં જે બનવાનું હોય તે પ્રથમથીજ વિચારી રાખવું. જે માણસ દક્ષ હોય છે તે સુખી થાય છે અને અસાવધ હોય છે તે દુઃખી થાય થાય છે, એ વાત સ્પષ્ટજ છે; એટલા માટે જે માણસ સદાસર્વદા સર્વત્ર સાવધ રહે છે તેનું માહાત્મ્ય મોટું છે અને તેના જીવનને ધન્ય છે. જો વિચારમાં આળસ કરવામાં આવે તો એકદમ હલ્લો આવી પડશે; તો પછી તે સમયે બચવાની સંધિ ક્યાંથી પ્રાપ્ત થશે ? એટલા માટે જે લોકો દૂરદર્શી હોય તેના વિચારનું અનુકરણ કરવું જોઇએ. લોકો અન્યનું વર્તન જોઇનેજ ચતુર થાય છે; પરંતુ ચતુર માણસ કોણ છે તે જાણવું જોઇએ. જે ગુણવાન હોય તેનાજ ગુણો ગ્રહણ કરવા અને અવગુણોની પરીક્ષા કરી તેમનો ત્યાગ કરવો જોઇએ. વિવેકી મનુષ્ય પરીક્ષા તો સર્વની કરે છે; પરંતુ તે કોઈનું મન તોડતો નથી. તે પ્રત્યેક માણસનો અનુભવ લે છે. દેખાવમાં તે સર્વ માણસોના જેવોજ જણાય છે; પરંતુ વાસ્તવમાં તે મહા વિવેકી હોય છે. તે કામિની અને કામી પુરુષને સારી રીતે ઓળખી કાઢે છે. તેનામાં સૌથી મહાન અપૂર્વતા તો એ હોય છે કે, તે જાણી જોઇને સર્વ પ્રકારના લોકોનો અંગીકાર કરે છે અને જેને જેવું જોઇએ તેવુંજ તેને ગૌરવ આપે છે.

## समास २ जो—संसारनो अनुभव.




સંસારમાં અવતરેલાં હે નિસ્પૃહ સ્ત્રી પુરુષો ! સાંભળો, અને હું જે કહું તેના અર્થ તરફ તમારૂં ચિત્ત સ્થિર રાખો. વાસના શું કહે છે ? કલ્પના શેની કલ્પના કરે છે ? તે જોવું જોઇએ; કારણ કે અંતઃકરણમાં નાના પ્રકારના તરંગો ઉઠે છે. મનુષ્યના મનની ઇચ્છા સારૂં ખાવું, સારૂં પીવું, સારાં વસ્ત્રાભૂષણ ધારણ કરવાં અને સર્વ સારૂં

સારૂં થાય એવી હોય છે; પરંતુ તે પ્રમાણે કાંઇ થતું નથી. તે સારૂં કરવા જાય તો અકસ્માત્ બુરૂં થાય છે. કોઈ માણુસ સુખી હોય છે અને કોઇ દુઃખી હોય છે; આવી ઘટના જગત્‌માં પ્રત્યક્ષ દ્રષ્ટિગોચર થાય છે અને આથી દુઃખી થાય છે ત્યારે માણુસો અંતે પ્રારબ્ધ પર સર્વ ભાર નાખી દે છે. તેઓ અચૂક પ્રયત્ન કરી શકતા નથી અને જે કરે છે તે યથાવત્ સમજીને કરતા નથી. ગમે તે કરો પણુ તેમને તેમનો અવગુણુ સમજાતો નથી. જેઓ પોતાના દોષ જાણી શકતા નથી, તેઓ અન્યના દોષ તો જાણેજ શી રીતે ? ઉપર દર્શાવેલા નિયમ અનુસાર નહિ વર્તવાથી સ્વાભાવિક રીતેજ દરિદ્રતા પ્રાપ્ત થાય છે. લોકો અન્યોનાં મનના હેતુ જાણુતા નથી, તેથી તેઓ તેમની સાથે જોઇએ તેવી રીતે વર્તી શકતા નથી અને મૂર્ખતાથી લોકોમાં અનેક કલહ ઉત્પન્ન થાય છે. પછી તેઓ કલહ વધારી પરસ્પર દુઃખ પામે છે. પ્રયત્ન બંધ પડે એટલે અંતે યાતનાજ ભોગવવી પડે છે; માટે આવું વર્તન વિહિત નથી. નાના પ્રકારના લોકોની પરીક્ષા કરવી જોઇએ અને જે જેવો હોય તેને તેવો જાણુવો જોઇએ. શબ્દપરીક્ષા, મનઃપરીક્ષા ઇત્યાદિ અનેક પ્રકારની પરીક્ષા દક્ષ માણુસજ કરે છે. મૂર્ખ માણુસ અન્યનું મનોગત શી રીતે જાણી શકે ? સંસારનો વ્યવહાર જોવા જઈએ તો પ્રાયઃ એમજ જણાય છે કે મનુષ્ય પોતાનો પક્ષપાત કરે છે અને અન્યની નિંદા કરે છે; પરંતુ પોતાની પ્રતિષ્ઠા જાળવવાને માટે સજ્જનને નિંદા પણુ સહન કરવી પડે છે. જો નિંદા સહન કરવામાં ન આવે તો સ્વાભાવિક રીતેજ ઉદ્વેગ થાય છે. જ્યાં આપણુને ઠીક લાગતું નથી ત્યાં રહેવું કદાપિ ગમતું નથી અને કોઈની મર્યાદા તોડીને જવું પણુ ઠીક લાગતું નથી. જે સત્ય બોલે છે અને સત્ય વર્તન કરે છે તેને સર્વ માણુસો ચહાય છે. ન્યાય અને અન્યાયની વાત પરસ્પર સહજ વિદિત થઈ જાય છે. જ્યાં સુધી કોઇ માણુસ વિવેકપૂર્વક અન્યોના અપરાધો ક્ષમા કરતો નથી, ત્યાં સુધી તેની ઉપર લોકોની ભક્તિ થતી નથી અને લોકો તેને એક સાધારણુ માણુસજ સમજે છે. જ્યાં સુધી ચંદન ઘસાતું નથી ત્યાં સુધી તેનો સુગંધ પ્રકટ થતો નથી અને તેને પણુ ઇતર વૃક્ષોના જેવુંજ માનવામાં આવે છે. તે પ્રમાણે ઉત્તમ ગુણો પણુ જ્યાં સુધી લોકોના જાણુવામાં આવતા નથી ત્યાં સુધી તેની કદર શી રીતે થઈ શકે ? જ્યારે તે

લોકોના જાણવામાં આવે છે ત્યારે સર્વ જગતનાં અંતઃકરણો તેની તરફ ખેંચાય છે. જગતનાં અંતઃકરણો તેની તરફ ખેંચાતાં ચાલ્યાં એટલે તેમની સાથે તેનું સખ્ય થયેલું માનવું. આવી સ્થિતિ પ્રાપ્ત થઇ એટલે સમગ્ર વિશ્વ અનુકૂલ થતાં વાર કેટલી ? જનરૂપી જનાર્દનજ તેની તરફ વળ્યા એટલે પછી તેને ન્યૂનતાજ શેની હોય ? પરંતુ સર્વને રાજી રાખવા એ અત્યંત કઠિન કામ છે. રોપેલું ઉગે છે, ઉછીનું આપેલું પાછું મળે છે અને મનનો મર્મ કહી દેવાથી અન્યનું દિલ દુભાય છે. લોકોની સાથે સદાચાર કરવાથી સુખની વૃદ્ધિ થાય છે. ધ્વનિના જેવોજ પ્રતિધ્વનિ આવે છે. આ સર્વ આપણીજ સત્તાની વાત છે, અન્યોનું એમાં કાંઇ પણ ચાલી શકે એમ નથી; માટે આપણે આજ ઉપદેશ ક્ષણે ક્ષણે આપણા મનને આપવો જોઇએ. એકાદ દુષ્ટ વા દુર્જનની સંગત થાય અને ક્ષમા કરવાની પોતાનામાં શક્તિ ન હોય, તો સાધકે ત્યાંથી તત્કાળ મૌનપૂર્વક ચાલ્યા જવું જોઇએ. લોકો અનેક પ્રકારે પરીક્ષા કરે છે; પરંતુ કોઇ પણ અન્યના મનની પરીક્ષા કરી શકતો નથી. આથી પ્રાણીઓ દુઃખ પામે છે, એમાં લેશ પણ શંકા નથી. આપણને મરણ વળગેલું છે, એટલા માટે સદાચાર જાળવવો. વિવેકનું કામ અત્યંત કઠિન છે. નાના હો, મોટા હો, સમાન હો, આપણા હો, પરાયા હો, કોઇ પણ હો; પરંતુ તમારે સર્વની સાથે મિત્રતા રાખવી જોઇએ. આ વાત તો સર્વ કોઇ જાણે છે કે સત્કાર્યનું પરિણામ સારૂં આવે છે, તો તેથી અધિક કોઇને શું કહેવાનું રહ્યું ? હરિકથા હો કે મહાન રાજકાર્ય હો; પરંતુ સંધિ જોયા વિના તે કરવું એ વ્યર્થ છે. કોઇ માણસ ઘણી વિદ્યા શીખે; પરંતુ જો તે સંધિ ચુકે તો તેની વિદ્યાનો ભાવ કોણ પૂછશે ?

# समास ३ जो—ईश्वर अने भक्त.



પૃથ્વીમાં જે અનેક માણસો છે, તેમણે વિવેકપૂર્વક ચાલવું જોઈએ અને ઇહલોક તથા પરલોક એ ઉભયનું સાર્થકય કરવું જોઇએ. ઇહલોકનું સાર્થકય કરવાને માટે વ્યવહારના જ્ઞાતાની સંગતિ કરવી જોઇએ અને પરલોક સાધ્ય કરવાને માટે સદ્ગુરુ જોઇએ; પરંતુ તેને શું પ્રશ્નો કરવા, એજ પ્રથમ સમજાતું નથી. અનન્ય ભકિત અને એકનિષ્ઠાથી તેને બે વાત પૂછવી જોઇએ. તે બે વાત કયી ? તે એ કે ઇશ્વિર કોણ છે અને આપણે કોણ છીએ ? આ ઉભય પ્રશ્નોનું વિવરણ થયા છતાં પણ ફરી ફરી કરાવવું. મુખ્ય પરમાત્મા કોણ ? અને આપણે ભક્ત કોણ ? એ જાણવાને માટે પંચીકરણ અને મહાવાકયોનું વિવરણ સાંભળ્યા છતાં પણ ફરી ફરી કરાવવું જોઇએ. નિશ્ચલ અને શાશ્વત પરબ્રહ્મની પ્રતીતિ કરવી એજ સર્વ સુકૃતનું ફળ છે અને તે થવાને આપણે કોણ છીએ તેનોજ મુખ્ય વિચાર કરવો જોઇએ. સારાસારવિચાર કરી જોતાં જણાય છે કે પદાર્થને શાશ્વતતા નથી; માટે આદિકારણ જે ભગવંત, તેનેજ ઓળખવો જોઈએ. નિશ્ચલતા, ચંચલતા અને જડતા એ સર્વ માયાનો પ્રભાવ છે. સૌથી શ્રેષ્ઠ વસ્તુ પરબ્રહ્મ છે. તે નાશ પામતો નથી. તે પરબ્રહ્મને શોધવો. વિવેકથી ત્રણે લોકમાં ફરી વળવું. પરીક્ષા કે વિચારથી સર્વ માયિક વસ્તુનું નિરસન કરવું જોઇએ. પરીક્ષકે પરીક્ષા કરી અસત્ય હોય તેને ફેંકી દઇ સત્યજ ગ્રહણ કરવું. માયાનું સમગ્ર સ્વરૂપ માયિક અર્થાત્ મિથ્યા છે એ વાત લક્ષમાં રાખવી. માયા પંચભૂતાત્મક છે; માટે સર્વ માયિક વસ્તુઓ લય પામશે. પિંડ, બ્રહ્માંડ અને આઠ પ્રકારના દેહો એ સર્વ નાશવંત છે. જે જે દ્રષ્ટિગોચર થાય છે તે તે સર્વ નાશજ પામવાનું અને જે જે જન્મ્યું તે તે જવાનું. આ માયા જેટલી ઉભરાય છે તેટલીજ તે બેસી જાય છે. માયા જેટલી વધે છે તેટલીજ તે કપાય છે. જે જે વસ્તુઓ આવે છે તે તે સર્વ જાય છે અને કલ્પાંત કાળે ભૂતોને સુદ્ધાં ભૂતો ખાઈ જાય છે. દેહ ધારણ કરનારાં જેટલાં પ્રાણીઓ છે તે સર્વ નાશ પામશે. આ તો પ્રત્યક્ષ અનુભવની

વાત છે કે મનુષ્યવિના વીર્યોત્પત્તિ ક્યાંથી થાય ? અન્ન વિના વીર્ય ક્યાંથી આવે ? વનસ્પતિ ન હોય તો અન્ન ક્યાંથી ઉત્પન્ન થાય ? અને પૃથ્વી જ ન હોય તો પછી વનસ્પતિ શાની ઉપર ઉગે ? પાણી ન હોય એટલે જમીન થતી નથી અને તેજ ન હોય એટલે પાણી થતું નથી, તથા વાયુ ન હોય એટલે તેજ થતું નથી એ વાત લક્ષમાં રાખજો. અંતરાત્માજ ન હોય તો પછી વાયુ ક્યાંથી ઉત્પન્ન થાય ? વિકાર ન હોય તો પછી અંતરાત્મા ક્યાંથી હોય ? અને નિર્વિકારમાં વળી વિકાર ક્યાંથી હોય ? આનો યથાવત્ વિચાર કરો. નિર્વિકારમાં પૃથ્વી નથી, જળ નથી, તેજ નથી, વાયુ નથી અને અંતરાત્માનો વિકાર પણ નથી. નિરાકારપણું અને નિર્ગુણતા એજ શાશ્વતનાં લક્ષણો છે. આઠ પ્રકારની પ્રકૃતિ એ સર્વ નાશવંત છે. નાશવંતનો વિચાર કરીએ તો તે હોવા છતાં પણ નહિ હોવા સમાનજ છે. એમાં સાર શું છે અને અસાર શું છે તે સમજાતાં સમાધાન પ્રાપ્ત થાય છે. વિવેકપૂર્વક મનન કરવાથી સારાસારવિચાર દૃઢ થાય છે.

પરમાત્મા શાશ્વત અને નિર્ગુણ છે, આ વાત અંતઃકરણમાં દૃઢીભૂત થાય એટલે પરમાત્માનું સત્ય સ્વરૂપ સમજાય છે; પરંતુ હવે "હું કોણ ?" તે સમજાવું જોઈએ. " હું કોણ છું " એ સમજવાને માટે દેહનાં સર્વ તત્ત્વોનો વિચાર કરવામાં આવે તો પ્રતીત થાય છે કે, " હું-તું-પણું " એ મનોવૃત્તિમાંજ રહે છે. સમગ્ર શરીરની તપાસ કરવામાં આવે તો હુંપણું દેખાતુંજ નથી. વસ્તુતઃ હું-તું-પણું પણ એ તત્ત્વોમાંજ લય પામી જાય છે. દૃશ્ય પદાર્થ નષ્ટ થાય છે ત્યારે તત્ત્વોનો તત્ત્વોમાંજ લય થઇ જાય છે; તો પછી સત્યવસ્તુમાં-પરબ્રહ્મમાં તો હું-તું-પણું રહેજ ક્યાંથી ? પંચીકરણ, તત્ત્વવિવરણ અને મહાવાક્યદ્વારા સિદ્ધ થાય છે કે આપણે પોતેજ વસ્તુસ્વરૂપ છીએ; પરંતુ નિસ્સંગતાની સાથે આત્મનિવેદન કરવું જોઈએ. ઈશ્વર અને ભક્તનું મૂળ શોધવા જતાં નિરુપાધિ અને કેવલ આત્માની પ્રાપ્તિ થાય છે. આ સ્થિતિ પ્રાપ્ત થતાં હું-તું-પણું તત્ત્વોમાં લય પામી જાય છે, વિવેકથી ભિન્નત્વ નષ્ટ થાય છે અને મોક્ષપદ તથા નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે. જ્ઞાન એ વિજ્ઞાનમાં જઇને સ્થિત થાય છે, ધ્યેયમાં ધ્યાન જઇ રહે છે અને કાર્યકારણનો વિવેક પ્રાપ્ત થાય છે. જન્મ મરણ નિવૃત્ત થાય છે, સર્વ પાપો દૂર થાય

છે અને યમયાતના નષ્ટ થાય છે. સર્વ બંધન તૂટી જાય છે, વિચારથી મોક્ષની પ્રાપ્તિ થાય છે અને સકલ જન્મનું સાર્થક્ય થયું એમ લાગે છે. અનેક શંકા નિવૃત્ત થાય છે, સર્વ ભીતિ નષ્ટ થાય છે. આ પ્રકારના વિવેકપૂર્વક જ્ઞાનથી અનેક માણુસો પાવન થઈ ગયા છે. પતિત-પાવન ભગવાનના દાસજ જગતને પાવન કરે છે. આ વાતની પ્રતીતિ અનેક લોકોને થાય છે.

## समास ४ थो—विवेकवैराग्यनि ्रूपण.



ભાગ્યબળથી કદાચ કોઇના હાથમાં રાજ્ય આવી જાય; પરંતુ જો તે તેને ભોગવી જાણે નહિ તો તેની શી દશા થશે ? આવીજ દશા વિવેકરહિત વૈરાગ્યશીલ માણુસની થાય છે. ગૃહસ્થાશ્રમની નાના પ્રકારની ખટપટોથી કંટાળી અને દુઃખિત થઇ મનુષ્ય વૈરાગ્ય-શીલ બની જાય છે અને નાના પ્રકારના વ્યવહારનાં અનેક સંકટો તથા અડચણોથી ગૃહ છોડી ચાલ્યા જાય છે; ત્યારે તે ચિંતામાંથી મુકત થાય છે, લોકોની પરાધીનતામાંથી છૂટે છે અને રોગી સાજો થાય ત્યારે તે જેમ દુઃખ મુક્ત થાય છે તેમ તે પણ દુઃખમાંથી છૂટે છે. તથાપિ તેણે પશુની પેઠે ગમે તેમ સ્વચ્છંદીપણે વર્તીને નષ્ટ-ભ્રષ્ટ, વાચાળ કિંવા અમર્યાદ થવું ન જોઇએ. જે વિચાર વિના વૈરાગ્ય ધારણ કરવાથી અવિ-વેકને લીધે અનર્થમાં પડે છે તે વ્યવહાર તથા પરમાર્થ બંને તરફથી ભ્રષ્ટ થાય છે. નથી તેનો વ્યવહાર સિદ્ધ થતો કે નથી પરમાર્થ સિદ્ધ થતો અને સર્વ જીવન વ્યર્થ જાય છે. વિવેક વિનાના વૈરાગ્યથી આવા અનર્થ થાય છે. વૈરાગ્ય ઉત્પન્ન થયા વિનાજ જે વ્યર્થ જ્ઞાનનો બડબ-ડાટ કરે છે, તે તુરંગમાં પડેલો બંદી મનુષ્ય પોતાના પુરુષાર્થની બડાઈ હાંકે તેના જેવોજ છે. વૈરાગ્ય વિના જ્ઞાનની વાતો કરવી એ માત્ર વૃથાભિમાનજ છે. આવા માણુસને મોહ અને દંભને લીધે કષ્ટ સહન કરવું પડે છે. કૂતરૂં બાંધેલું હોય તોપણ તે જેમ ભસે છે તેમ તે પણ સ્વાર્થને માટે જીવ પટકે છે. અભિમાનને લીધે તે અન્યની મહત્તા જોઇ

શકતો નથી. આ પ્રમાણે વિવેક વિનાના વૈરાગ્યથી ઉલટો શોકજ વધે છે. હવે જેનામાં વૈરાગ્ય અને વિવેક બંને હોય એવા મનુષ્યનાં લક્ષણો સાંભળો.

આવો માણસ વિવેકના યોગથી અંતઃકરણમાં વિરક્ત થાય છે અને વૈરાગ્યને લીધે તે વ્યવહારથી અલગ થાય છે. આ પ્રમાણે તે અંતર્બાહ્ય ઉપાધિથી મુકત બનીને નિઃસંગ યોગી થઈ શકે છે. તે મુખથી જ્ઞાનની વાત કરે છે અને તે પ્રમાણે કાર્ય પણ કરે છે. તેનો ઉપદેશ સાંભળીને મોટા મોટા પવિત્ર પુરુષો પણ ચકિત થઇ જાય છે. તે ત્રૈલોકયના રાજ્યની પણ સ્પૃહા રાખતો નથી, તેનામાં પૂરેપૂરો વૈરાગ્ય વ્યાપી રહેલો હોય છે અને તેનામાં વિવેક તથા ધારણાશક્તિની તો સીમાજ રહેતી નથી. તે હૃદયપૂર્વક સુંદર અને સરસ હરિકીર્તન કરે છે અને પ્રેમપૂર્વક તાલસૂરસહિત ભક્તિપૂર્ણ ભજન ગાય છે. તેના અંતઃકરણમાં એટલો વિવેક જાગૃત હોય છે કે તે તત્કાળ સન્માર્ગનું અવલંબન કરે છે અને તેના સંભાષણમાં અનુભવની વાતો ખૂટતી નથી.

જે સન્માર્ગે જગતમાં ભળે છે, તેનાપર જગદીશ પણ પ્રસન્ન થાય છે. પ્રસંગ ઓળખીને ચાલવું જોઇએ. પ્રખર વૈરાગ્ય, નિરંતર ઉદાસીનતા, અનુભવયુક્ત બ્રહ્મજ્ઞાન, સ્નાનસંધ્યા, ભગવદ્‌ભજન અને પુણ્યમાર્ગનું આચરણ હોવું એ સવિવેકયુક્ત વૈરાગ્યનું લક્ષણ છે. તે વિનાનો વૈરાગ્ય એ મયૂરનાં પીછાં પ્રમાણે કેવળ અંધતાયુક્ત છે; માટે વિવેક અને વૈરાગ્ય એ ઉભય હોવા એ મહદ્‌ભાગ્ય જાણવું. રામદાસ કહે છે કે યોગ્ય સાધુજ આ વાત જાણે છે.

---

# समास ५ मो—आत्मनिवेदननिरूपण.



ષા ( લીટી ) નાં કુંડાળાં કરી તેના સ્વર, વર્ણ અને અક્ષરો બનાવવામાં આવ્યા છે અને તે અક્ષરોના શબ્દો થયા છે. તે શબ્દને એકત્ર કરવામાં આવે એટલે શ્લોક, ગદ્ય, પદ્ય, ઇત્યાદિ બને છે. વેદ, શાસ્ત્રો, પુરાણો, અનેક પ્રકારનાં કાવ્યો, નિરૂપણો, એવા એવા ગ્રંથોના ભેદો કેટલાક વર્ણવીએ ? અનેક ઋષિઓના અનેક મતો છે—અસંખ્ય મતો છે. જ્યાં ભાષા અને લિપિ હોય ત્યાં પછી ન્યૂનતાજ શેની હોય ? વર્ગ, ઋચા, શ્રુતિ, સ્મૃતિ, અધ્યાય, સર્ગ, સ્તબક, ભાગ, પ્રસંગ, પ્રમાણો, સમાસ,

પોથી, એવા અનેક ગ્રંથવિભાગો છે. અનેક પ્રકારનાં પદો, અનેક પ્રકારના શ્લોકો, અનેક પ્રકારનાં કવિતો, અનેક પ્રકારના કડખા, અનેક પ્રકારની સાખીઓ, અનેક પ્રકારના દોહરા, એવાં એવાં અનેક વિભાગોનાં નામો છે. ડફગાન, મુરજગાન, હિંડીગાન, કથાગાન, ઇત્યાદિ નાના પ્રકારનાં ગાન છે અને એવા અનેક ખેલો પણ છે. ધ્વનિ, ઘોષ, નાદ, રેષા, પ્રભૃતિ વિભાગો ચાર વાણીઓમાં પણ છે. વાણીના સ્વરૂપના પણ અનેક ભેદો છે. પરાવાણી એ ઉન્મેષરૂપ અર્થાત્ સ્ફુરણરૂપ હોય છે. પશ્યંતી ધ્વનિરૂપ હોય છે અને મધ્યમા નાદરૂપ હોય છે અને ચોથી વાણી જે વૈખરી તે શબ્દરૂપ હોઇને તેમાંથીજ અનેક પ્રકારનાં શબ્દરત્નો ઉત્પન્ન થાય છે. અકાર, ઉકાર, મકાર તથા અર્ધમાત્રા, એ પ્રમાણે 'ૐ'ની જે કુલ સાડાત્રણ માત્રા છે, તેમાંથી સમસ્ત વર્ણોની ઉત્પત્તિ થઈ છે. તેમાંથી પછી નાદના ભેદ, રાગજ્ઞાન, નૃત્યભેદ, તાનમાન, અર્થભેદ અને તત્ત્વજ્ઞાન ઇત્યાદિની ઉત્પત્તિ થઇ છે. શુદ્ધ સત્ત્વગુણ એજ સર્વ તત્ત્વોમાં શ્રેષ્ઠ તત્ત્વ છે અને ૐની અર્ધમાત્રા એ શુદ્ધ સત્ત્વગુણ-મહત્તત્ત્વ અથવા મૂળમાયા* છે એમ જાણવું. અનેક નાનાં મોટાં તત્ત્વો મળીને એ મૂળ માયાના આઠ પ્રકારના દેહો થયા છે. આ અષ્ટધા પ્રકૃતિ નાશવાન છે. પરબ્રહ્મ એ હવારહિત આકાશની પેઠે સઘન છે. આઠ પ્રકારના દેહોનું નિરસન કરીને તેનું દર્શન કરવું જોઇએ. પિંડબ્રહ્માંડની રચના અને તેનો સંહાર એ ઉભયથી અલિપ્ત એવો જે શુદ્ધ સાર તે નિર્મળ બ્રહ્મજ છે. પદાર્થો જડ છે, અંતરાત્મા ચંચળ છે અને વિમલ બ્રહ્મજ નિશ્ચલ છે. જો તેનો વિવેકપૂર્વક વિચાર કરવામાં આવે તો તત્કાળ તદ્રૂપ થવાય છે.

પદાર્થ, તન, મન, વચન અને હું એ સર્વ પરમાત્માનાંજ છે, એમ માનવું એ જડ આત્મનિવેદન છે. સૃષ્ટિના કર્તા જે જગદીશ, તેનાજ સર્વ પ્રાણીઓ અંશ છે અને જે કાંઇ છે તે સર્વ તેનુંજ છે, આપણે કાંઇજ નથી, કર્તા-હર્તા તેજ છે; એમ માનવું એ ચંચલ આત્મનિવેદન છે. ચંચલ માયા તો સ્વપ્નની પેઠે નશ્વર છે તથા પરમેશ્વર નિશ્ચલ અને નિરાકાર છે અને તેના વિના ચંચલ માયાને પણ અવકાશ નથી તો પછી આપણે ( હુંપણું-દેહાભિમાન ) તો રહ્યાજ ક્યાં ? એમ માનવું એ

---

*'ૐ'માંથી અકાર તમોગુણનો, ઉકાર રજોગુણનો અને મકાર સત્ત્વગુણનો દર્શક છે તથા અર્ધમાત્રા શુદ્ધ સત્ત્વગુણ અથવા મૂળમાયા વા મહત્તત્ત્વની દર્શક છે.

નિશ્ચલ આત્મનિવેદન છે. + ઉપર્યુક્ત ત્રણે પ્રકારે વિચાર કરવાથી પ્રતીત થાય છે કે આપણે કાંઈજ નથી અને દ્વૈતનું અસ્તિત્વ છેજ નહિ અને જ્યારે સ્વયં આપણેજ ન હોઇએ ત્યારે પછી ‘હુંપણું’ તો રહીજ શી રીતે શકે? વિચાર કરતાં તે વિષય અનુમાનમાં આવે છે અને પછી તેને જાણવાનો પ્રયત્ન કરતાં તે વિષય સારી રીતે સમજાય છે. પછી તેનો પૂર્ણ અનુભવ થતાં વાણી શાંત થઇ જાય છે.

## સમાસ ૬ ઠ્ઠો–સૃષ્ટિક્રમનિરૂપણ.



૫રબ્રહ્મ એ આકાશની પેઠે નિર્મળ, નિશ્ચલ, શાશ્વત, સત્યસ્વરૂપ, નિષ્કલંક, વિમલ, પવિત્ર, અમર્યાદ, વ્યાપક, પોકળ તથા જન્મરહિત છે. તે કરતો નથી, ધરતો નથી, તેને જન્મ નથી, મરણ નથી, તેને જ્ઞાન નથી, અજ્ઞાન નથી તેમ શૂન્યથી પણ તે પર છે. તે બનતો પણ નથી અને બગડતો પણ નથી, તે થતો પણ નથી અને જતો પણ નથી, તે નિરંજન, માયાતીત અને અપાર છે. પાછળથી તેમાં જે સંકલ્પ ઉઠે છે તેનેજ ષડ્ગુણેશ્વર ( સત્તા, ધર્મ, યશ, સંપત્તિ, જ્ઞાન અને વૈરાગ્યથી યુક્ત ) અને અર્ધનારીનટેશ્વર પણ કહે છે. સર્વેશ્વર, સર્વજ્ઞ, સાક્ષી, દ્રષ્ટા, જ્ઞાનઘન, પરેશ, પરમાત્મા, જગજ્જીવન અને મૂળ પુરુષ પણ તેજ છે. મૂળમાયા પણ તેનેજ કહેવામાં આવે છે. તે બહુ ગુણી છે. તે જ્યારે નીચે મુખ કરે છે અર્થાત્ સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા કરે છે ત્યારે તેને ગુણક્ષોભિણી કહેવામાં આવે છે અને તેમાંથી ત્રણે ગુણો ઉત્પન્ન થાય છે. પછી તેમાંથી ચૈતન્ય એટલે જ્ઞાનશક્તિરૂપ, સત્ત્વગુણરૂપ વિષ્ણુ નિર્માણ થાય છે; જે આ ત્રૈલોક્યનું પાલન કરે છે. તે પછી ચેતના અને અચેતના ( જ્ઞાન અને અજ્ઞાન ) થી

+ આત્મનિવેદનના ત્રણ પ્રકાર આ પ્રમાણે છેઃ–૧–હું અને મારૂં જે કાંઈ છે તે સર્વ પ્રભુનુંજ છે એવી બુદ્ધિ થવી તે જડ આત્મનિવેદન છે. ૨–જે કાંઇ છે તે સર્વ ઈશ્વરરૂપજ છે અર્થાત્ જગત્ છે તે ઈશ્વરસ્વરૂપજ છે એવી બુદ્ધિ થવી તે ચંચલ આત્મનિવેદન છે; અને ૩–પરબ્રહ્મ સિવાય અન્ય (પોતે અથવા તો જગત્) કાંઇ પણ છેજ નહિ એવો નિશ્ચય થવો તે નિશ્ચલ આત્મનિવેદન છે.

મિશ્રિત એટલે રજોગુણની પ્રધાનતાવાળા બ્રહ્મદેવ ઉત્પન્ન થાય છે. તેના એ મિશ્રતાવાળા રજોગુણથી ત્રિભુવનની ઉત્પત્તિ થાય છે. ત્યાર પછી સકલ સંહારના કારણરૂપ તમોગુણમાંથી રુદ્રની ઉત્પત્તિ થાય છે. જગતમાં જે કાંઇ કર્તાપણાનું અભિમાન છે, તે એ તમોગુણમાંથીજ આવેલું છે. તેમાંથી પછી પંચમહાભૂતો સ્પષ્ટ થાય છે. આ પ્રમાણે આ સર્વ અષ્ટધા પ્રકૃતિનું મૂળ ઉપર કહેલી મૂળમાયામાંજ હોય છે. નિશ્ચલમાં જે મૂળમાયારૂપ ચલન ઉત્પન્ન થાય છે તેજ વાયુનું સ્વરૂપ છે; જેમાંથી પંચમહાભૂતો અને ત્રણ ગુણો મળીને અષ્ટધા સૂક્ષ્મ પ્રકૃતિ થાય છે. આકાશ એ અંતરાત્મા સદૃશ છે, વિચાર કરવાથી આપણને તેની મહત્તાની પ્રતીતિ થાય છે. તે આકાશમાંથી વાયુને જન્મ મળે છે, વાયુમાંથી શીત અને ઉષ્ણ એવી બે લહરીઓ નીકળે છે. શીતળ લહરીમાંથી ચંદ્ર અને નક્ષત્રો ઉપન્ન થયાં છે અને ઉષ્ણ લહરીમાંથી સૂર્ય, અગ્નિ તથા વિદ્યુત્ ઈત્યાદિ ઉત્પન્ન થયાં છે. શીતલતા અને ઉષ્ણતા એ ઉભય તેજ જ છે એમ જાણવું. તે તેજમાંથી પાણી નિર્માણ થયું અને પાણીમાંથી પૃથ્વીનો આકાર બંધાયો; જેમાંથી પછી અનેક વનસ્પતિઓ નિર્માણ થઇ. વનસ્પતિદ્વારા અનેક પ્રકારના રસો, તે રસમાંથી અનેક પ્રકારનાં અનાજ તથા બીજ ઉત્પન્ન થાય છે. ત્યાર-પછી ભૂમંડળપર ચોરાશી લક્ષ યોનિઓ ઉત્પન્ન થઇને પ્રસરે છે.

આવી આ સૃષ્ટિરચના થયેલી છે. આનો વિચાર કરવો જોઇએ. જો એની પ્રતીતિ કરવામાં ન આવે તો સંશયના ભોગ બનવું પડે છે. આ પ્રકારે ઉત્પત્તિ થઇ છે અને એજ ક્રમથી સંહાર પણ થાય છે. આનો વિચાર કરવો એનેજ સારાસારવિચાર કહેવામાં આવે છે. જે જ્યાં નિર્માણ થાય છે તે ત્યાંજ નાશ પામે છે. આજ પ્રકારે મહાપ્રલયમાં સંહાર થાય છે; એટલા માટેજ જ્ઞાની પુરુષે આદિ, મધ્ય અને અંતમાં જે પરબ્રહ્મ નિરંજન અને શાશ્વત છે તેની તરફજ વળવું જોઇએ. અનેક પ્રકારની રચના થાય છે અને નાશ પામે છે. અંતરાત્માને દ્રષ્ટા અને સાક્ષી કહીને સર્વ લોકો તેનો મહિમા ગાય છે; પરંતુ આ સર્વસાક્ષિણી અવસ્થાનું માહાત્મ્ય અનુભવથી જાણવું જોઇએ. વિશ્વની આદિથી લઇને અંતપર્યંતમાં સર્વ માયાનોજ વિસ્તાર ફેલાયેલો છે. અનેક પ્રકારની વિદ્યા અને કલાકૌશલ્ય એ સર્વ માયિકજ છે. જે મનુષ્ય આ માયિક ઉપાધિનું છેવટ જોશે તેને પ્રતીતિ થશે કે આ સર્વ ભ્રમજ છે. જે ઉપાધિ-

માંજ ફસાઈ રહે છે તેને કોણ મુક્ત કરી શકે એમ છે ? વિવેક અને અનુભવનાં કામો માત્ર અનુમાનના ભ્રમથી શી રીતે થઇ શકે ? સારાસાર-વિચારરૂપી સંભ્રમથીજ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. મૂળમાયાનેજ બ્રહ્માંડનું મહા-કારણ જાણવું. જેઓ એ અપૂર્ણ માયાનેજ પૂર્ણ બ્રહ્મ કહે છે તેઓ વિવેકશૂન્ય છે. સૃષ્ટિમાં અનેક મનુષ્યો છે. તેમાં કોઈ રાજસિંહાસન ભોગવે છે, તો કોઈ નરકના ટોપલા ઉંચકતો જણાય છે. આવા અનેક પ્રકારના લોકો સર્વ પોતપોતાને મોટાજ કહે છે; પરંતુ તેમાં ખરેખરા મોટા કોણ છે તે વિવેકી સહજમાંજ જાણી શકે છે. વિવેકવિચારનું આવું માહાત્મ્ય હોવાથી પ્રત્યેક મનુષ્યે જાતેજ તે પ્રાપ્ત કરવાની જરૂર છે. બીજા ઘણા માણ-સોના કહેવા પ્રમાણે ચાલીને પોતાના સંસારવ્યવહારનો નાશ કરવો નહિ. જો પુસ્તકમાંના જ્ઞાનથીજ યથાર્થ નિશ્ચય ધારણ થતો હોય તો પછી ગુરુની શી આવશ્યકતા ? માટે જાતિ અનુભવથીજ વિવરણ કરવું જોઇએ. જે અનેકોના બોલવા પ્રમાણે ચાલે છે તેને ખરેખર દુષ્ટોજ સમજવો. એક સ્વામી ન હોય તો પછી પગાર કોની પાસે માગવો ?

# समास ७ मो—विषयत्यागनिरूपण.



સત્ય વાત પણ અપ્રિય રીતે કહેવાથી ઘણાકોને ખરાબ લાગે છે; માટે તેમ કરવું તે તથા શરીરમાં વ્યાકુલતા પ્રસરેલી હોય તે સમયે ભોજન કરવું એ વિહિત નથી. પુષ્કળ લોકો વિષયોની નિંદા કરે છે અને પોતે તો તેનુંજ સેવન કરે છે; કારણકે વિષયત્યાગથી દેહજ ચાલવો અશક્ય છે. બોલવું એક અને કરવું બીજું એનું નામ અવિવેક છે અને તેથી કરીને સર્વ લોક હાંસી કરે છે. વિષયના ત્યાગ સિવાય પરલોકની પ્રાપ્તિ થતી નથી એવું જ્યાં ત્યાં બોલાય છે, લાગે છે; પરંતુ ભલા વિચારી તો જુઓ કે સંસારી લોકો ખાય છે, પીએ છે અને પરમાર્થી શું કાંઇ ઉપવાસ કરે છે ? માટે વિષયોમાં તો બંને સરખાજ દેખાય છે ! દેહની ક્રિયા ચાલતી હોય તે છતાં જેણે વિષયોનો પરિત્યાગ કર્યો હોય એવો મનુષ્ય જગતમાં છેજ કોણ ? માટે હે પ્રભો ! આનું સમાધાન કરો.

સર્વ વિષયોનો પરિત્યાગ થાય ત્યારેજ પરમાર્થમાં નિમગ્ન થવું એમ જો કહીએ તો બધોજ ઘોટાળો થયેલો લાગે છે. શ્રોતાએ આવો આક્ષેપ કર્યો. હવે વક્તા તેનો ઉત્તર આપે છે તે એકાગ્ર ચિત્તે શ્રવણ કરો.

વૈરાગ્યપૂર્વક ત્યાગ કરવામાં આવે ત્યારેજ પરમાર્થ હસ્તગત થાય છે. પ્રપંચના ત્યાગથીજ યથાવત્ પરમાર્થ થાય છે. પૂર્વે અનેક જ્ઞાનીઓ થઈ ગયા. તેમણે અનેક ક્લેશો ભોગવ્યા પછીજ તેઓ પૃથ્વીપર પ્રખ્યાત થયા છે. અન્ય બિચારા પામરો મત્સર કરતા કરતાજ ચાલ્યા ગયા. તેઓ અન્ન અન્ન કરીને મરણ પામ્યા અને કેટલાક તો પેટને માટે ભ્રષ્ટ થયા. આવા લોકોમાં વૈરાગ્ય તો કસમ ખાવાનો પણ હોતો નથી. અનુભવ હોતો નથી, તેમનાં આચરણોજ પવિત્ર હોતાં નથી; એટલે પછી ભજન તો તેઓ કરીજ શું શકે ? તે લોકો આવા હોવા છતાં પણ પોતાને સજ્જન કહેવરાવે છે; પરંતુ જોવા જઈએ તો તેઓ ભ્રમમાંજ પડેલા હોય છે. તેમને તેમનાં પોતાનાં પૂર્વકર્મોનો પશ્ચાત્તાપ થતો નથી. એવા બદ્ધ મનુષ્યો અન્યનો ઉત્કર્ષ થયેલો જોઇને ક્ષણે ક્ષણે દુઃખી થયા કરે છે. મારી પાસે નથી માટે તારી પાસે છે તે પણ ઠીક નથી, એમ કહેનારા લોકો જગતમાં ઘણા છે એ તો સર્વને વિદિતજ છે. ભૂખ્યો મનુષ્ય ખાનારને જોઇ શકતો નથી એ તો સાધારણ રીતિજ છે. શાહુને જોઇને ચોર વ્યાકુલ થાય છે અને શાહુકારને જોઇને દેવાળીઆઓ તેની નિંદા કરવા મંડી જાય છે.

વૈરાગ્યથી શ્રેષ્ઠ કોઈ ભાગ્ય નથી. વૈરાગ્ય ન હોવો એજ અભાગ્ય છે; કેમકે વૈરાગ્ય ન હોય તો યથાવત્ પરમાર્થ થઇ શકતો નથી. જે અનુભવી, વૈરાગ્યશીલ અને વિવેકપૂર્વક સર્વસ્વત્યાગી હોય તેને મહાન યોગી અને ઈશ્વરી મનુષ્ય સમજવો. મહાદેવ સુદ્ધાં અષ્ટસિદ્ધિનો પરિત્યાગ કરી યોગદીક્ષા લઈ ઘેરેઘેર ભિક્ષા માગતા હતા. કેવળ વિષધારી તેમની બરોબરી શી રીતે કરી શકે ? માટે સર્વ માણસો બરાબરીના હોતા નથી. ઉદાસીન અને વિવેકવંત માણસોને સર્વ લોકો શોધતા ફરે છે અને લાલચુ, મૂર્ખ, રંક તથા દીન લોકોનો કોઈ ભાવ પણ પૂછતું નથી. જે લોકો વિચારભ્રષ્ટ તથા આચારભ્રષ્ટ હોય છે, જે લોકો વૈરાગ્ય ધારણ કરી શકતા નથી અને જેઓ વિષયાસકત હોય છે, જેઓ ભજન કરી જાણતા નથી, જેઓ કદિ પણ પુરશ્ચરણ કરતા નથી, તેમને સજ્જનની સાથે એક ઘડી પણ બનતું નથી. જેઓ ત્યાગ કર્યા પછી આચારભ્રષ્ટ

થતા નથી, જેઓ જ્ઞાન થવા છતાં ભજન (અભ્યાસ) નો ત્યાગ કરતા નથી અને કુશળ હોવા છતાં પણ જેઓ વિતંડાવાદ કરતા નથી એવા માણસો થોડાજ હોય છે. ઉદ્યોગ કરવાથી ખેતી પાકે છે, ઉત્તમ વસ્તુ તત્કાળ વેચાઇ જાય છે અને જ્ઞાની પુરુષની સેવા કરવાને માટે લોકો દોડાદોડ કરી મૂકે છે; પરંતુ જે લોકો નકામા અથડાય છે અને દુરાશા રાખે છે. તેમનું મહત્વ રહેતું નથી અને તેઓ જ્ઞાનભ્રષ્ટ થઇ જાય છે. નિરર્થક વિષયોનો ત્યાગ કરીને કેવલ આવશ્યક વિષયોનેજ ગ્રહણ કરવા એજ વિષયત્યાગનું મુખ્ય લક્ષણ છે. પરમાત્માજ સર્વનો કર્તા છે, એવો વિવેકીનો અભિપ્રાય હોવાથી તેમના અંતરમાં અહંકારને સ્થાન મળતું નથી. શૂરવીરપણામાં જે ખડતલ હોય છે તેને નાના મોટા સર્વ માન આપે છે. ઉદ્યોગી અને અંગચોર (હરામી) ને સમાન કેવી રીતે કહી શકાય ? વિવેકી ત્યાગ અને અત્યાગ સર્વને જાણે છે, બોલે છે તે પ્રમાણે કરી જાણે છે તથા પિંડ અને બ્રહ્માંડને પણ યથાવત્ જાણે છે; આવો જે સર્વને જાણનારો હોય તેનેજ ઉત્તમ લક્ષણોથી પરિપૂર્ણ માનવો. તેવા પુરુષના યોગથી સહજજ સાર્થકતા થાય છે.

# समास ८ मो—कालनिरूपण.



મૂળ માયારૂપ જગદીશ્વરદ્વારાજ સૃષ્ટિક્રમાનુસાર અષ્ટધા પ્રકૃતિનો વિસ્તાર ફેલાયો છે. જ્યારે આમાંનું કાંઇ પણ નહોતું ત્યારે માત્ર આકાશસદૃશ સર્વવ્યાપક અને નિર્મળ વસ્તુ હતી અને તે નિરાકાર વસ્તુમાં કાળ વગેરેની તો કલ્પના સુદ્ધાં નહોતી. ઉપાધિનો વિસ્તાર થવાથી તેમાં કાળ દેખાવા લાગ્યો; નહિ તો કાળનું ઠેકાણું નહોતું. એક ચંચલ અને એક નિશ્ચલ, એથી ભિન્નકાળ તે વળી ક્યાંથી આવ્યો ? જ્યાંસુધી ચંચલ છે ત્યાંસુધીજ કાળ છે એમ કહો. આકાશ એટલે અવકાશ અને અવકાશ એટલે વિલંબ. તે વિલંબરૂપી કાળને પણ જાણવો જોઇએ. આ વિલંબ સૂર્યને લીધે પ્રતીત થાય છે; કેમકે એના યોગથીજ સર્વ પ્રકારની પળથી લઇને યુગ સુધીની ગણત્રી કરી શકાય છે. સૂર્યને લીધેજ પળ, ઘટિકા, પ્રહર, દિવસ, રાત્રિ,

પક્ષ, માસ, છ માસ, વર્ષ અને યુગને સ્થાન મળ્યું છે. સત્યુગ, ત્રેતા, દ્વાપર અને કલિયુગ આદિની ગણત્રી સૂર્યને આધારેજ ભૂમંડળમાં ચાલી છે અને શાસ્ત્રમાં દેવોનાં જે મોટાં આયુષ્યો બતાવ્યાં છે તે પણ સૂર્યને લીધેજ બતાવી શકાયાં છે. ત્રણે દેવોમાં કોણ મોટું એ વિષયની ખટ-પટ સૂક્ષ્મ તોપણ દૃઢરૂપે લોકોમાં ચાલે છે અને કોઇએ પોતાના ચાલુ પંથની રીતભાત છોડી કે તરતજ લોકોમાં એ ખટપટ જાગી ઉઠે છે; પરંતુ એ પ્રત્યેક દેવ ન્યૂનાધિકપણે ત્રણે ગુણના જે મિશ્રણથી ઉપજેલા છે, તે મિશ્ર થયેલા ત્રણે ગુણ કાંઇ છૂટા પડી શકે તેમ નથી. તેમજ સૃષ્ટિની ઉત્પત્તિ–નાશની રચના પણ એ મિશ્રણવડેજ છે; એટલે એ ત્રણમાંથી કોણ મોટો અને કોણ નાનો તે કહીજ શી રીતે શકાય ? અસ્તુ. એ કામ જ્ઞાનીઓનાં છે; કેમકે સત્ય વાતને જાણનારજ આવી ગુંચોને ઠેકાણે પાડી શકે છે. અજ્ઞાનીઓ તો વૃથાજ આવી ગુંચોમાં ભ્રમે છે.

ઉત્પત્તિકાળ, સૃષ્ટિકાળ, સ્થિતિકાળ, સંહારકાળ અને આદિથી અંત પર્યંત જે કાંઇ વિલંબરૂપે છે તે સર્વ કાળજ છે. જેવો પ્રસંગ તે પ્રમાણે કાળનાં નામ પડે છે. જો આ વાત અનુમાનથી યથાવત્ લક્ષ્યમાં ન આવતી હોય તો આગળ સાંભળો.

વર્ષાકાળ, શીતકાળ, ઉષ્ણકાળ, સંતોષકાળ, દુઃખકાળ, આનંદકાળ, એનો તો આપણને અનુભવ થાય છેજ. પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ, સાયંકાળ, વસંતકાળ, પર્વકાળ, કઠિનકાળ, એ પણ લોકો જાણે છેજ. જન્મકાળ, બાલ્ય-કાળ, તારુણ્યકાળ, વૃદ્ધકાળ, અંતકાળ, વિષમકાળ, ઇત્યાદિ પણ સમયનાંજ રૂપો છે. સુકાળ અને દુષ્કાળ, પ્રદોષકાળ અને પુણ્યકાળ, ઈત્યાદિ જે જે સમયસૂચક નામો છે તે સર્વ પણ કાળજ કહેવાય છે. હોય એક અને સમ-જાય બીજું એનું નામજ હીનવિવેકપણું છે. નાના પ્રકારની પ્રવૃત્તિવાળા લોકો માત્ર પ્રવૃત્તિનેજ ઓળખે છે; પરંતુ પ્રવૃત્તિ અધોમુખે ( નીચેની બાજુએ —અધોગતિ તરફ ) ચાલે છે અને નિવૃત્તિ ઊર્ધ્વમુખે ( ઉન્નતિ તરફ ) ચાલે છે. એ બે પ્રકારોમાંથી ઊર્ધ્વ ગતિમાંજ નાના પ્રકારનાં સુખો રહેલાં છે, એ વિવેકી જાણે છેજ. વિવેકી મનુષ્ય જ્યાંથી બ્રહ્માંડની ઉત્પત્તિ થઈ છે, ત્યાંજ પ્રથમ લક્ષ્ય આપીને પછી વિચાર કરતો પૂર્વાપર સ્થિતિને પ્રાપ્ત થઇ જાય છે. જે મનુષ્ય વ્યવહારમાં રહ્યા છતાં પરમાર્થને જાણે છે, તે પણ આ સ્થિતિને પ્રાપ્ત થાય છે. માત્ર પ્રારબ્ધયોગને

લીધેજ આવો માણુસ લોકોની વચ્ચે રહે છે. સર્વ પ્રાણીઓનું મૂળ એકજ છે; પરંતુ તેમાં મનુષ્યોમાં કોઇ જ્ઞાતા છે અને કોઇ મૂર્ખ છે. સર્વ પ્રાણીનું મૂળ એકજ છે ( જેથી જ્ઞાતા બનીને તે મૂળને પ્રાપ્ત કરવાનો સર્વને અધિકાર છે) માટે મનુષ્યે તો વિવેક પ્રાપ્ત કરીને તત્કાળજ પરમાર્થને સાધવો જોઇએ. એમ કરવાથીજ જન્મનું સાર્થક છે અને તેથીજ ચતુર માણુસો ઉભય લોકનો વિચાર કરે છે. મનુષ્યે પોતાના તથા જગતના મૂળ કારણુનો વિવેક પ્રાપ્ત કરવોજ જોઈએ. જે લોકો વિવેકશૂન્ય હોય છે તેમને પશુસમાનજ સમજવા. એવાઓનું ભાષણુ સાંભળવાથી પરલોકની પ્રાપ્તિ શી રીતે થઈ શકે ? અસ્તુ: એમાં અમારૂં શું ગયું ? જે જેવું કરે છે તે તેવું ફળ ભોગવે છે. વાવે છે તેવું લણે છે અને ભોગવે છે. ભવિષ્યમાં પણુ જે જેવું કરશે તેને તેવું મળશે. ભક્તિના યોગથી ભગવંતની પ્રાપ્તિ પણુ થાય છે તથા દેવ અને ભકત ઉભયના મળવાથી અતિ ઉત્તમ સમાધાન પ્રાપ્ત થાય છે. જે પોતાની પાછળ કીર્તિને મૂકીને મરતા નથી, તે સંસારમાં વ્યર્થજ આવે છે અને જાય છે. શાણુા થઇને ભલા તેને તે શું કહીએ વારુ ? કોઈ પણુ માણુસ પોતાની સાથે શું લઇ જાય છે ? અહીંઆંની સર્વ વસ્તુઓ અહીંઆંજ રહે છે. સર્વના પાકા અનુભવનીજ આ વાત છે. માટે પદાર્થો વિષે ઉદાસીન રહેવું અને નિશ્ચિંતપણે સારાસારનો વિવેક પ્રાપ્ત કરવો, જેથી કરીને અલક્ષ્ય એવો જે જગદીશ તે પ્રાપ્ત થશે. જગદીશ કરતાં શ્રેષ્ઠ એવો બીજો કોઈ પણુ લાભ નથી. એ લાભ મળ્યા પછી આવશ્યકતાનુસાર સર્વ વ્યવહાર કાર્ય કરતાં છતાં પણુ સમાધાન રહે છે. પૂર્વે જનકાદિક અનેક લોકો થઇ ગયા તે રાજ્યસુદ્ધાં કરતા હતા; તેજ પ્રમાણે હાલમાં પણુ એવા કેટલાક પુણ્યશાળીઓ છે.

રાજા હોય તેને પણુ મૃત્યુ આવે ત્યારે લાખો કરોડો રૂપિઆ આપવામાં આવે તોપણુ મૃત્યુ તેને છોડતું નથી. આ પ્રમાણે પ્રાણીમાત્રનું આ આયુષ્ય પરાધીન છે. વળી જીવંતદશામાં પણુ પ્રાણીને અનેક પ્રકારનાં દુ:ખો, સંકટો, ચિંતાઓ અને ઉદ્વેગો વળગેલાં હોય છે; તે સર્વનું વર્ણુન થઇ શકે તેમ નથી. ટુંકમાં એજ કહેવાનું કે સંસારરૂપી આ ભરપૂર બજારમાંથી ઈશ્વરરૂપી પરમ સુખપ્રદ સત્ય વસ્તુનો નફો કરી લ્યો; અને તેમ કરશો ત્યારેજ ઉપર કહ્યાં તે સંસારનાં કષ્ટોનું નિવારણુ થઇ શકશે.

## समास ९ मो–यतिनिरूपण.



દુર્બલ, લાચાર, દરિદ્રી, આળસુ, ઘણું ખાનાર, ઋણી, આવા માણસો પોતાની મૂર્ખતાને લીધેજ અવ્યવસ્થિત બનેલા હોય છે. જે માણસની પાસે ખાવાનું ન હોય, પીવાનું ન હોય, પહેરવાનું ન હોય, ઓઢવાનું ન હોય, પાથરવાનું ન હોય અને રહેવાનું ઝુંપડું પણ ન હોય, આવો જે દુર્ભાગી હોય; જેને સહાયક ન હોય, કુટુંબી ન હોય, ઇષ્ટ મિત્ર ન હોય, પરિચિત ન હોય, એવો જે કેવળ નિરાશ્રિત અને પરદેશી હોય તેણે કેમ કરવું ? કોનો આશ્રય ગ્રહણ કરવો ? તેણે જીવવું કે મરવું ? તેણે જીવવું પણ કેવી રીતે ? આવો એક જણે પ્રશ્ન કર્યો. તેનો બીજા એક જણે ઉત્તર આપ્યો તે શ્રોતાઓએ બરાબર લક્ષ્ય આપીને સાંભળવો જોઇએ.

નાનું કે મોટું કોઈ પણ કામ કર્યા વિના થતું નથી; એટલા માટે હે અભાગી પુરુષ ! સાવધાન થઈને યત્ન કર એટલે તું પણ ભાગ્યવાન થઈશ. જો સાવધાનતા ન હોય અને પૂરતો પ્રયત્ન કરવામાં ન આવે, તો પછી સુખ અને સંતોષ મળવાની વાતજ કેવી ? માટે આલસ્ય છોડી દો અને ઉલ્લાસપૂર્વક ઉદ્યોગ કરો. હરેક પ્રકારે ચિત્તના દોષને દૂર કરો. પ્રાતઃકાળમાં ઉઠવું, પ્રાતઃસ્મરણ કરવું અને નિત્ય નિયમ પ્રમાણે કેટલાક ઉત્તમ શ્લોકો પુનઃ પુનઃ બોલવા. પાછલા અભ્યાસની પુનરાવૃત્તિ કરવી અને નવીન પાઠ લેવો, આવો દૃઢ નિયમ કરવો. કદિ પણ વ્યર્થ બકબકાટ કરવો નહિ, શૌચ કરવાને માટે દૂર જવું અને હાથ પગ ધોઈ નિર્મળ થઈને આવવું. આવતી વખત કાંઇ ને કાંઈ લઈ આવવું. ખાલી હાથે આવવું ઠીક નહિ. વસ્ત્રો ધોઈ નીચોવીને સુકવવાં જોઇએ અને દેવદર્શન, દેવપૂજા યથાવત્ કરવી જોઈએ. ત્યાર પછી કાંઈક ખાવું અને પછી પોતાના વ્યવસાયે લાગવું. પારકા મનુષ્યોને પણ આપણા કહીને બોલાવવા. અક્ષર સ્પષ્ટ લખવા, સ્પષ્ટ અને શુદ્ધ રીતે વાંચવું અને વિચાર કરી કરીને તેમાંનું રહસ્ય સમજવું. સ્પષ્ટ અને યથાવત્ પ્રશ્નો કરવા અને સમજાય એવી રીતે બોલવું. અનુભવ વિના બોલવું તે પાપ છે. દક્ષતા રાખવી, નીતિ અને

મર્યાદાનું સંરક્ષણ કરવું અને લોકોને માન્ય થાય એવું શુદ્ધ વર્તન રાખવું. પ્રશ્ન પૂછવા, આવેલા માણસનું સમાધાન કરવું. હરિકથા સંભળાવવી અને સદા સર્વદા પ્રસંગ જોઇ વર્તન કરવું. તાલ, ધાટી ( છંદ ) અને મુદ્રા યથાવત્ હોવાં જોઇએ; અર્થ, સિદ્ધાંત અને અન્વય શુદ્ધ હોવા જોઇએ અને ગદ્ય, પદ્ય તથા દ્રષ્ટાંત શુદ્ધ અને સંબંધવાળાં હોવાં જોઇએ. ગાવું, વગાડવું, નૃત્ય કરવું, હસ્તવિક્ષેપ કરી બતાવવા, સભારંજક વચનો તથા આડકથાઓ છંદબદ્ધ કહેવાં. અનેકોના મનનું સમાધાન કરવું, અનેકોને રુચે તેવું બોલવું અને કથામાં ત્રૂટિ આવવા દેવી નહિ. લોકોને ઘણો કંટાળો આવે તેમ ન કરવું, લોકોનાં અંતઃકરણ ઉકેલવાં ( જાણવાં ) જોઇએ. આ પ્રમાણે કરવાથી આપોઆપજ આપણા નામનો ઘોષ થાય છે. ભકિત, જ્ઞાન, વૈરાગ્ય, યોગ, ઇત્યાદિ નાના પ્રકારનાં સાધનોના પ્રયોગ કે જેના શ્રવણના યોગથી સંસારરૂપી રોગ નિવૃત્ત થાય તેનું વિવેચન કરવું. જેવું કથન કરવું તેવીજ ચાલ ચાલવી. આમ કરવાથી સ્વાભાવિક રીતેજ મહંતપણું પ્રાપ્ત થાય છે. યુકિત વિના ગમે તેવો સારો યોગ કરવામાં આવે તોપણ તે દુરાશાનો રોગજ છે. આવો યોગ કરનાર માણસની સંગતિવાળાના પણ ભોગજ લાગ્યા સમજવા; માટે યુકિત ન આવડતી હોય તેણે એવું કદિ પણ કરવું નહિ અને લોકોને દુઃખી કરવા નહિ, પણ હૃદયમાં સમર્થ રામચંદ્રજીનું સ્મરણ કરવું. લોકો ઉદાસ વૃત્તિને માન આપે છે, માટે તેનું નિરૂપણ વિશેષ કરવું અને રામકથા સમગ્ર બ્રહ્માંડમાં ફેલાવી દેવી જોઇએ. જે મહંત સાંગોપાંગ સુલક્ષણોથી યુકત છે અને જે સુંદર લોકપ્રિય ગાયન ગાઇ જાણે છે, તેને પછી વૈભવોની શી ન્યૂનતા છે ? આકાશમાં જેમ ચંદ્રની આગળ નક્ષત્રો લુપ્ત થઈ જાય છે, તે પ્રમાણે સર્વ લોકો તેની આગળ ઝાંખા પડી જશે. જ્યાં બુદ્ધિ હોતી નથી ત્યાં સર્વ અવ્યવસ્થાજ હોય છે. એક બુદ્ધિ ન હોય તો પછી જગતમાં બધુંજ વ્યર્થ છે. એ બુદ્ધિનો વિસ્તાર કરવાથી બ્રહ્માંડથી પણ મોટા થઈ જવાય છે. પછી ત્યાં નીચ દુર્ભાગ્ય તો આવેજ કયાંથી ? આટલાથી આ શંકા નિવૃત્ત થઇ ગઇ, બુદ્ધિનો પ્રવેશ યત્નમાં થઈ ચૂકયો અને અંતઃકરણમાં કાંઇક શુભાશા પણ વૃદ્ધિંગત થઈ.

# समास १० मो–उत्तम पुरुषाने रूपण.



આપણે યથેચ્છ ભોજન કરવું અને શેષ રહે તે અન્ન બીજા કોઈને આપવું; પરંતુ વ્યર્થ ફેંકી દેવું એ ધર્મ નથી. તે પ્રમાણે આપણે જ્ઞાનથી તૃપ્ત થયા પછી તે જ્ઞાન જગતને બતાવવું જોઈએ. તરતાએ ડૂબતાને ડૂબવા દેવો જોઈએ નહિ. ઉત્તમ ગુણોનું આપણે પોતે પાલન કરવું અને તે અનેક માણુસોને જણાવવા. પોતે વર્તન રાખ્યા વિનાના શબ્દ બોલવા તે મિથ્યા છે. સ્નાન, સંધ્યા, દેવાર્ચન, જપ, ધ્યાન, એકાગ્રચિત્તે કરવાં જોઇએ. હરિકથા અને તત્વજ્ઞાનનું નિરૂપણ પણ કરવું જોઇએ. શરીરને પરોપકારમાં જોડવું, ઘણા લોકોને ઉપયોગી થવું અને કોઇને પણ પોતાના તરફની ઉણુપ પડવા દેવી નહિ. દુઃખિત અને પીડિતની માહીતિ રાખવી અને તેમને યથાશકિત ઉપયોગી થવું અને સર્વની સાથે મૃદુ વાણી બોલવી. અન્યના દુઃખે દુઃખી થવું, અન્યને સંતુષ્ટ જોઇ સુખી થવું અને પ્રાણી માત્રને મધુર શબ્દો બોલીને આપણાં કરી લેવાં. અનેકોનો અન્યાય ક્ષમા કરવો, અનેકોના કામમાં ભાગ લેવો અને પરાયા જનોને આપણા સમાનજ માનવા. બીજાઓનું અંતર જાણુવું અને તે પ્રમાણે વર્તવું. અનેક પ્રકારે લોકોની પરીક્ષા કરવી. મિત ભાષણ કરવું, તત્કાલ ઉત્તર આપવો અને મનમાં ક્ષમા રાખી કદિ પણ રાગવાળા થવું નહિ. આલસ્યનો સંપૂર્ણ ત્યાગ કરવો, પુષ્કળ ઉદ્યોગ કરવો અને કોઇનો પણ દ્વેષ કે ઇર્ષ્યા કરવી નહિ. અન્યને ઉત્તમ પદાર્થો આપવા, શબ્દ વિચાર કરીને બોલવા અને સાવધતાપૂર્વક આપણો સંસાર ચલાવવો. મરણનું સદા સર્વદા સ્મરણ રાખવું, હરિની ભકિતમાં આદરથી તત્પર રહેવું અને આ પ્રકારે મરણ પછી પોતાની કીર્તિ રાખવી. જે નિયમપૂર્વક વર્તે છે તે ઘણા માણુસોની જાણમાં આવે છે. જે સર્વની સાથે નમ્રતાપૂર્વક વર્તે તેને ઉણુપ શાની ? આવા ઉત્તમ ગુણુવાળા શ્રેષ્ઠ માણુસનેજ ખરો પુરુષ કહેવો; જેના ભજનથી જગદીશ પણ સંતુષ્ટ થાય છે. લોકો ધિક્કારથી બોલે તોપણુ શાંતિને ચળિત થવા દેવી નહિ. જે દુર્જનોની સાથે પણ

મળી જાય છે તે સાધુજનને ધન્ય છે. જે ઉત્તમ ગુણોથી અલંકૃત હોય છે, જે જ્ઞાન અને વૈરાગ્યથી શોભે છે, તેનેજ ભૂમંડળમાં શ્રેષ્ઠ જાણવો. સ્વયં કષ્ટ સહન કરી ઘણા માણસોપર ઉપકાર કરવા અને કીર્તિરૂપે સંસારમાં અમર થઇ જવું. કીર્તિ જોઇએ તો સુખ મળતું નથી અને સુખ જોઈએ તો કીર્તિ મળતી નથી. વિચાર વિના કયાંય પણ સમાધાન પ્રાપ્ત થતું નથી. અન્યનું મન દુભવશો નહિ, કદિ પણ ભૂલ કરશો નહિ. જે માણુસ ક્ષમાશીલ હોય છે, તેની યોગ્યતા કદિ પણ કમી થતી નથી. આપણાં હો કે અન્યનાં હો, પરંતુ સર્વ કામ કરવાં જોઇએ. પ્રસંગ આવે ઉપયોગી ન થવું એ યોગ્ય નથી. મધુર ભાષણથી આપણને આનંદ થાય છે એ તો પ્રત્યક્ષ અનુભવનીજ વાત છે; એજ પ્રમાણે બીજાઓને પણ પોતાના જેવુંજ થતું માનવું. કઠોર ભાષણથી ખરાબ લાગે છે એ પણ અનુભવની વાત છે, તો પછી કઠોર શા માટે બોલવું ? આપણને ચિમટી દેવાથી દુઃખ થાય છે, એ વાત ધ્યાનમાં રાખી આપણી પેઠે અન્યને પણ કષ્ટ આપવું નહિ જોઇએ. અન્યને દુઃખ આપનારી વાણી અપવિત્ર છે. તે કોઇએક પ્રસંગે આપણો પોતાનોજ ઘાત કરવાને ચુકશે નહિ. જે વાવવામાં આવે તેજ ઉગે છે, જેવું બોલીએ તેવોજ ઉત્તર મળે છે; તો પછી કઠોર બોલવુંજ શા કારણથી ? આપણી પાસે પુરુષાર્થ અને વૈભવ હોય તો તેવડે આપણે અનેક લોકોને સુખી કરવા જોઇએ; પરંતુ તેને બદલે ઉલટા દુઃખી કરવા એ તો રાક્ષસીજ કાર્ય છે. દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ અને કઠિન વચન, એ તો અજ્ઞાનનાંજ લક્ષણ છે એમ ભગવદ્ગીતામાં કહેલું છે. જે માણસ ઉત્તમ ગુણોથી શોભે છે, તેજ પરમ યોગ્ય છે એમ જાણવું. કંઇએક લોક તેવા મનુષ્યને શોધતા ફરે છે. વર્તન વિનાનું શાબ્દિક જ્ઞાન એ તો કૂતરાના વમન સમાન છે. ઘણા લોકો તો આવા મનુષ્ય તરફ ઝાંખીને જોતા પણ નથી. જે અંતઃકરણપૂર્વક ભક્તિ કરે છે અને ઉત્તમ ગુણો અવશ્ય ગ્રહણ કરે છે એવા મહા પુરુષને લોકો પોતાની મેળેજ શોધતા આવે છે. જે કોઇ આવો મહાનુભાવ હોય તેણે સમુદાય જમાવવો અને ભક્તિના યોગથી દેવાધિદેવને પોતાનો કરી લેવો. આપણે અકસ્માત મરણ પામીએ તો પછી ભજન કોણ કરશે, એમ સમજી અનેક લોકોને ભજનમાં જોડવા. અમારી તો એવી પ્રતિજ્ઞા છે કે શિષ્યોની પાસે બીજું કાંઇ માગવું નહિ, માત્ર એટલુંજ માગવું કે,

'હે ભાઈ! અમારા પછી તમે જગદીશનું ભજન કરતા રહેજો; એટલા માટે સમુદાય એકત્રિત કરવો જોઈએ, મોટા મોટા ઉત્સવો કરવા જોઈએ અને દેવાધિદેવ પ્રત્યક્ષ બોલે એવી વ્યવસ્થા કરવી જોઈએ. હવે આવો સમુદાય એકત્રિત કરવાને માટે આપણા અંગમાં બે લક્ષણો હોવાં જોઇએ. શ્રોતાઓએ હવે તે તરફ યથાવત્ લક્ષ્ય આપવું. પ્રત્યક્ષ ઉપદેશ–સામર્થ્ય, એ ઘણા લોકોને ભકત બનાવવાની યુકિત છે. ઉપદેશ કરી આપણે ઘણા લોકોનાં મન જીતી લેવાં જોઈએ. પાછળ જે ઉત્તમ ગુણો નિર્દિષ્ટ કરવામાં આવ્યા તે તો હોવાજ જોઈએ; પરંતુ ઉપદેશનું સામર્થ્ય તો સૌથી અધિક આવશ્યક છે. બીજી વાત એ છે કે, જે બોલવા પ્રમાણે ચાલે છે અને વર્તન કરીને જગતને બતાવે છે તેનીજ વાત સર્વ લોકો સત્ય માને છે. જે વાત લોકોને પસંદ પડતી નથી તેને તેઓ માનતા પણ નથી. અનેક લોકોને એકલો માણસ કરી પણ શું શકે? માટે જેઓ આપણા સાથી હોય, તેમને આસ્તે આસ્તે શિક્ષણ આપવું જોઈએ અને ધીમે ધીમે વિવેકથી કાર્ય-સિદ્ધિ કરવી જોઇએ; પરંતુ આ સર્વ વિવેકનાં કાર્યો વિવેકી મનુષ્યજ સારી રીતે કરી શકે છે, ઇતર લોકો તો બિચારા ભ્રમથી ઝઘડવાજ માંડે છે. સૈન્ય વિના બહુની સાથે એકલા લડવું કેવી રીતે બને? માટે હમેશાં ઘણાં માણસોને પ્રસન્ન રાખવાં જોઇએ.





# दशक १३ मो

## समास १ लो-आत्मानात्मविचार.



ત્મા કોણ અને અનાત્મા કોણ! એનો વિવેક કરવો જોઇએ. વિચારપૂર્વક તેની સારી રીતે શોધ કરવી જોઈએ અને શોધ કરીને સત્યને દ્દઢ નિશ્ચયપૂર્વક અંતઃકરણમાં રાખવું જોઇએ; માટે આત્મા કોણ અને અનાત્મા કોણ એનું વર્ણન કરવામાં આવે છે તે હવે સાવધ થઇને સાંભળો. ચાર ખાણી અને ચાર વાણી તથા ચોરાશી-લક્ષ જીવયોનિ, એટલી સંખ્યા પુરાણોમાં જણાવેલી છે અને તેટલીજ હાલમાં પ્રચલિત છે. નાના પ્રકારનાં શરીરો અનેક પ્રકારે વર્તતાં જણાય છે; પરંતુ એ શરીરમાં ખરેખરો આત્મા કોણ છે? જે આંખથી જુએ છે, કાનથી શ્રવણ કરે છે અને જીવ્હાથી સ્વાદ લે છે; જે નાકથી વાસ લે છે, સર્વાંગે સ્પર્શ કરે છે અને શબ્દનો ભાવાર્થ જાણી વાણી બોલે છે; જે એટલો સાવધાન અને ચંચલ છે કે પોતે એકલો હોવા છતાં ઇંદ્રિયોદ્વારા ચોતરફ પ્રવૃત્તિ કરે છે; જે પગને ચલાવે છે, હાથને હલાવે છે, જે ભૃકુટિ ચઢાવે છે, ડોળા કાઢે છે અને સંકેતદ્વારા મનોભાવ જણાવે છે તેજ આત્મા છે. જે સાહસ કરાવે છે, લજાવે છે, જે ખસ ઉત્પન્ન કરે છે, ખાંસી ઉત્પન્ન કરે છે, ઓકાવે છે, થુંકાવે છે, ભોજન કરાવે છે, પાણી પીવરાવે છે તે આત્મા છે. જે મળ-મૂત્રનું વિસર્જન કરાવે છે, જે સંપૂર્ણ શરીરને સંભાળે છે, જે પ્રવૃત્તિ-નિવૃત્તિનો વિચાર કરે છે તે આત્મા છે. જે સાંભળે છે, જે જુએ છે, જે સુંઘે છે, જે ચાખે છે, જે નાના પ્રકારે ઓળખે છે, જે સંતોષ પામે

છે અને જે ડરે છે, તે આત્મા છે. આનંદ, વિનોદ, ઉદ્વેગ, ચિંતા, કાયા, છાયા, માયા, મમતા, ઇત્યાદિની સાથે જે આપોઆપ તન્મય થાય છે તે આત્મા છે. જે પદાર્થપર આસ્થા રાખે છે, જગતમાં ભલું બુરૂં કરે છે, પોતાનાને બચાવે છે અને બીજાને મારે છે તે આત્મા છે. યુદ્ધ શરૂ થતાં ઉભયપક્ષનાં અનેક શરીરોમાં પ્રવેશી જે ફરે છે અને જે પરસ્પરને મારે છે ને મરે છે તે આત્મા છે. તે આત્મા આવે છે, જાય છે, દેહમાં વર્તે છે, હસે છે, રડે છે, પસ્તાય છે અને પોતાના ઉદ્યોગ અનુસાર શ્રીમંત બને છે કિંવા ભિખારી બને છે. જે દુર્બલ બને છે, બળવાન થાય છે, વિદ્વાન થાય છે, ધીટ થાય છે, ન્યાયી થાય છે અને ઉદ્ધત થાય છે તે આત્મા છે. જે ધીર અને ઉદાર તેમજ કૃપણ પણ છે, જે મૂર્ખ છે તેમજ ચતુર છે, જે ઉચ્છૃંખલ છે તેમજ સહિષ્ણુ પણ છે તેજ આત્મા છે. જે વિદ્યા, અવિદ્યા ઉભયમાં આનંદરૂપે વ્યાપ્ત રહે છે, જે જ્યાં જુઓ ત્યાં સર્વત્ર જણાય છે તે આત્મા છે. જે પુસ્તક વાંચે છે, અર્થ જણાવે છે, તાલ ધરે છે, ગાયન ગાય છે, નકામો વાદ-વિવાદ કરે છે તે આત્મા છે. જે ઉંઘે છે, ઉઠે છે, બેસે છે, ચાલે છે, દોડે છે, દોડાવે છે, ડોલે છે, તોલે છે, સાથી અને સલાહકાર બને છે તે આત્મા છે. જો દેહમાં આત્મા ન હોય તો તે શબજ છે; પરંતુ તે દેહની સંગતિથીજ સર્વ કામો કરે છે. એક વિના એક શું કરી શકે? તે વ્યર્થ છે, તેનાથી કાંઇ પણ થઇ શકતું નથી; માટે દેહ અને આત્માનો સંયોગ રહે છે ત્યાં સુધીજ સર્વ કામ થાય છે. એમાં નિત્યાનિત્ય વિવેક એવો છે કે દેહ અશાશ્વત અને આત્મા શાશ્વત છે. શાશ્વત કોણ અને અશાશ્વત કોણ એ સૂક્ષ્મ આત્માનાં કૃત્ય જ્ઞાનીઓજ જાણે છે. આ પિંડમાં દેહને ધારણ કરવાવાળો જીવ છે, બ્રહ્માંડમાં તેને ધારણ કરનારો દેહી શિવ છે અને ઈશ્વર-તનુ-ચતુષ્ટયમાં દેહી ઇશ્વર છે. ત્રિગુણોથી અતીત એવો જે અર્ધનારીનટેશ્વર નામક ઈશ્વર છે, તેમાંથી સર્વ સૃષ્ટિનો વિસ્તાર થયેલો છે. યથાવત્ વિચાર કરી જુઓ, એટલે તેમાં સ્ત્રી પણ નથી અને પુરુષ પણ નથી એમ પ્રતીત થશે. તે કાંઇક ચંચલ રૂપ છે એવો ભાસ માત્ર થાય છે. આદિથી લઇને અંતપર્યંત, બ્રહ્મદેવથી કીડીપર્યંત જેટલાં દેહધારી પ્રાણી છે તેમનામાં શાશ્વત શું છે અને અશાશ્વત શું છે, તેનો ચતુર મનુષ્યે વિવેક કરીને એમ જાણવું કે, જેટલું જડ છે તેટલું

અનિત્ય-નાશવંત છે અને સૂક્ષ્મ છે તેટલું નિત્ય એટલે શાશ્વત છે. શાશ્વત અને અશાશ્વતનું વર્ણન આગળ કરવામાં આવ્યું છે. વિવેકથી આપણે સ્થૂલ અને સૂક્ષ્મને ઓળંગી જઇએ છીએ, કારણ અને મહાકારણને પાછળ નાખી દઇએ છીએ અને વિરાટ્ તથા હિરણ્યગર્ભ સુદ્ધાંનું ખંડન કરી નાખીએ છીએ. ત્યારપછી આપણી વૃત્તિ અવ્યાકૃત અને મૂળ પ્રકૃતિમાં જઇને સ્થિત થાય છે. હવે તે વૃત્તિની પણ નિવૃત્તિ કેવી રીતે કરવી તેનું નિરૂપણ શ્રવણ કરો. અહીંઆં જે આત્માનાત્મવિવેક દર્શાવ્યો તે દ્વારા ચંચલ આત્મા પ્રત્યયમાં આવે છે. હવે આગળના સમાસમાં સારાસારવિચાર દર્શાવવામાં આવશે.

## समास २ जो—सारासारविचार.



વે સારાસારવિચાર શ્રવણ કરો. આ સમગ્ર બ્રહ્માંડનો વિસ્તાર થયેલો છે તેમાં સાર શું છે અને અસાર શું છે તેની પ્રતીતિ વિવેકથી કરવી જોઇએ. જે દૃષ્ટિગોચર થાય છે તે નાશ પામવાનુંજ; જે જન્મે છે તે જવાનુંજ; માટે જે નિરંતર ટકતું હોય તેજ સાર છે. પૂર્વે આત્માનાત્મવિચાર જણાવ્યો છે. તેથી અનાત્મા કોણ છે તેની પ્રતીતિ કરાવી છે અને આત્માના વિચારથી મૂળ માયાની પ્રતીતિ પણ કરાવી છે; પરંતુ તે મૂળમાં જે વૃત્તિ રહે છે તેની પણ નિવૃત્તિ થવી જોઇએ, અને તે માટે શ્રોતાઓએ સારાસારનો વિવેક ઉત્તમ રીતે પ્રાપ્ત કરવો જોઇએ. નિત્ય કોણ અને અનિત્ય કોણ ? કિંવા શાશ્વત કોણ અને અશાશ્વત કોણ ? એનો વિચાર કરતાં આત્મા નિત્ય છે એમ સમજાઈ ચૂક્યું; પરંતુ તે નિરાકારમાં પણ નિવૃત્તિરૂપે હેતુ ( નિવૃત્ત થવાની ભાવના ) કાયમ રહ્યો છે. આ હેતુ પણ ચંચલ છે અને નિર્ગુણજ નિશ્ચલ કહેવાય છે; કેમકે સારાસારનો વિચાર કરી જોવાથી જે ચંચલ છે તે ઉત્પત્તિ અને નાશના સ્વભાવવાળું છે. જે ચલિત થાય તે ચંચલ કહેવાય છે અને ન ચળે તે નિશ્ચલ કહેવાય છે. નિશ્ચલમાં ચંચલનો અવશ્ય નાશ થઇ જાય છે. જ્ઞાન અને ઉપાસના એ ઉભયને એકજ સમજો. ઉપાસનાથી લોકોનો અને જગતનો ઉદ્ધાર થાય છે. ખરૂં જોતાં જ્ઞાનરૂપી દેવજ

દ્રષ્ટા, સાક્ષી, જ્ઞાતા, જ્ઞાનઘન અને ચૈતન્યસત્તા છે એમ જાણવું. અનેક મતોને શોધીને જોતાં એ જ્ઞાનનુંજ વિજ્ઞાન થાય છે અને એ પ્રકારે સર્વ ચંચલ (માયા) નો નાશ થાય છે. નાશવંતનો નાશ થશે કે નહિ એવો સંદેહ જેના મનમાં હજી રહ્યો હોય તે હજી જ્ઞાનનો અધિકારીજ નથી. નિત્યનો નિશ્ચય થઇ ગયા છતાં પણ જેના મનમાં શંકા રહે તેને હજી મૃગજલના ભ્રમમાં ફસાયેલોજ માનવો. પરબ્રહ્મનો ક્ષય થતો નથી, તે અક્ષય્ય છે, સર્વવ્યાપી છે, તે નિર્વિકારમાં 'હેતુ'વા સંદેહ કાંઇ પણ નથી. તે મહાન અને સઘન છે અને તે આદિ, મધ્ય તથા અંતમાં અચલ, અટલ, પૂર્ણ તથા એક સમાનજ રહે છે. ઉપમામાં તે આકાશ સમાન છે; પરંતુ વાસ્તવમાં તે ગગન કરતાં પણ અધિક સૂક્ષ્મ સઘન છે. તેમાં અંજન ( મલ, તમ, અનિત્યતા ) નથી, તે નિરંજન છે અને તે સદા સર્વદા એકસરખો પ્રકાશિત રહે છે. ચર્મચક્ષુ અને જ્ઞાનચક્ષુ એ તો સર્વ પૂર્વપક્ષો છે; કેમકે નિર્ગુણ તો મૂળથીજ અગમ્ય છે, એટલે લક્ષમાં આવી શકતો નથી. જ્ઞાન, અજ્ઞાન ઇત્યાદિ સર્વ નામરૂપનો સંગ-ત્યાગ કર્યા વિના તે અલક્ષ્ય પરબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. વૃત્તિ માત્રના સંગનો ત્યાગ કરીનેજ તે મૌનના ગર્ભમાં રહેલા અનિર્વાચ્ય બ્રહ્મને પમાય છે. વિવેકવડે નિરસન કરવાથી સર્વનું નિરસન થઇ જાય છે અને ચંચલ ( માયિક ) હોય છે તે સર્વ નીકળી જાય છે; જે પછી નિશ્ચલ એવો પરબ્રહ્મ તેજ માત્ર શેષ રહે છે. તેજ સર્વના સારરૂપ છે. મૂળમાયા એ આઠમો દેહ છે અને તે સહિત આઠે દેહનું નિરસન કરવું જોઇએ. સાધુ પુરુષો કૃપાળુપણે તે સર્વનો ઉપાય બતાવે છે. આ ઉપાય કયો છે? તો તેનો ઉત્તર એ છે કે, " सोहं हंसः " ( તે પરબ્રહ્મ હું છું ) અને " तत्त्वमसि " ( તે બ્રહ્મ તુંજ છે ) આ સ્થિતિ વિવેકથી સહજ પ્રાપ્ત થાય છે. આ સ્થિતિને પ્રાપ્ત થયેલો માણસ ઉપરથી સાધક જેવો હોવા છતાં અંતરથી તે પરબ્રહ્મજ બનેલો હોય છે, તેનામાં વૃત્તિ રહેતી નથી. આ સ્થિતિને પ્રાપ્ત થવું એજ સારાસારવિચારનું ફળ છે. તે પરબ્રહ્મ તપતો નથી, શ્વેત થતો નથી અને કાળો પણ થતો નથી; મેલો થતો નથી અને સ્વચ્છ પણ થતો નથી; તે ભીંજાતો પણ નથી અને સુકાતો પણ નથી; તે બળતો પણ નથી અને બૂઝાતો પણ નથી તેમજ તે કોઇથી લઇ જવાતો પણ નથી. તે દેખાતો પણ નથી અને ભાસતો પણ નથી તે;

ઉત્પન્ન પણ થતો નથી અને નાશ પણ પામતો નથી; તે આવતો પણ નથી અને જતો પણ નથી. તે સન્મુખ પણ છે અને સર્વત્ર પણ છે, તેમાં કિંચિત્ પણ દશ્યાભાસ રહેતો નથી; આવા નિર્વિકાર બ્રહ્મમાં જે લીન થઈ જાય છે તે સાધુ પુરુષને ધન્ય છે. જે નિર્વિકલ્પ અર્થાત્ કલ્પનાતીત છે તેજ સત્ છે અને શેષ સર્વ અસત્ વા ભ્રમરૂપ છે. જે અસત્નો ત્યાગ કરીને સત્‌ને ગ્રહણુ કરે છે તેજ પરીક્ષક કહેવાય છે; માટે અસારનો ત્યાગ કરીને તે સારરૂપ પરબ્રહ્મનેજ જાણુવો જોઇએ. તેને જાણુતાં જાણુવાપણુંજ લય પામી જાય છે અને આપણી વૃત્તિ તદ્રૂપ બની જાય છે; આનું નામજ આત્મનિવેદિની ભક્તિ છે. વાચ્યાંશથી એનું નામ ભક્તિ-મુકિત બોલવું જોઇએ; પરંતુ લક્ષ્યાંશથી તદ્રૂપતાનો વિચાર કરવો જોઇએ અને તે વિચારરૂપી મનન કરતાં કરતાં જ્યારે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની ત્રિપુટીરૂપી હેતુનો લય થઇ જાય ત્યારે તે અવસ્થા તદ્રૂપતા કહેવાય છે. સદ્રૂપ, ચિદ્રૂપ અને તદ્રૂપ એ સર્વ સ્વરૂપનાંજ નામો છે. સ્વરૂપ એટલે આપણું રૂપ અને આપણું રૂપ એટલે અરૂપ સમજવું. ઉપર કહ્યા પ્રમાણે સર્વ તત્વોનું નિરસન થયા પછી તે સર્વથી પર જે કાંઇ રહે છે તેજ એ આપણું રૂપ કે અરૂપ ( જે કહો તે ) છે.

## समास ३ जो—उत्पत्तिनिरूपण.



બ્રહ્મ ઘન અને પોકળ છે તેમજ તે આકાશ કરતાં પણુ વિસ્તૃત, નિર્મળ, નિશ્ચલ અને નિર્વિકારી છે. તે કેટલાક કાળ પર્યંત આવી સ્થિતિમાં રહ્યા પછી તેમાં ભૂગોળ નિર્માણુ થાય છે. તે ભૂગોળનું મૂળ હવે સાવધ થઇ સાંભળો. પરબ્રહ્મ નિશ્ચલ છતાં જે ચંચલ સંકલ્પ ઉત્પન્ન થાય છે તેને આદિ નારાયણુ કહે છે. વળી તેનેજ મૂળમાયા, જગદીશ્વર અને ષડ્ગુણેશ્વર કહેવામાં આવે છે. અષ્ટધા પ્રકૃતિ તેમાંજ રહે છે; તે પછી ગુણક્ષોભિણી અર્થાત્ ગુણોત્પાદક માયા ઉત્પન્ન થાય

છે; તેમાંથી ત્રણ ગુણો ઉત્પન્ન થાય છે અને મૂળ ઓંકારની રચના પણ તેમાંથીજ જાણવી. અકાર, ઉકાર અને મકાર મળીને ઓંકાર થયો છે અને પછી તેમાંથી પંચમહાભૂતોનો વિસ્તાર થયો છે. અંતરાત્માનેજ આકાશ કહેવામાં આવે છે, તેમાંથીજ વાયુની ઉત્પત્તિ થાય છે અને વાયુમાંથી તેજ ઉત્પન્ન થાય છે. વાયુના ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થાય છે અને પછી તેમાં સૂર્યબિમ્બની ઉત્પત્તિ થાય છે. શીતલ વાયુમાંથી જલ ઉત્પન્ન થાય છે અને જલ ઠરી જવાથી ભૂગોળની ઉત્પત્તિ થાય છે. ભૂગોળના ઉદરમાં બીજોના અનંત પ્રકાર તૈયાર થાય છે. જમીન અને પાણીનો યોગ થવાથી તેમાંથી અંકુરો ફૂટે છે; તેમાંથી પછી અનેક રંગોવાળાં વૃક્ષ, વેલી, પત્રો અને પુષ્પો ઉત્પન્ન થાય છે; તેપર અનેક વર્ણ અને રસથી યુકત પત્રો, પુષ્પો, ફળો, કંદો, અનેક પ્રકારનાં ધાન્યો અને અન્ન ઇત્યાદિ ઉત્પન્ન થાય છે. અન્નદ્વારા વીર્ય ઉત્પન્ન થાય છે અને વીર્યદ્વારા પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે; આવો આ ઉત્પત્તિનો પ્રત્યક્ષ પ્રકાર છે. અંડજ ( ઇંડામાંથી ઉત્પન્ન થનારાં પ્રાણીઓ ), જારજ ( સંયોગદ્વારા ઉત્પન્ન થનારાં પ્રાણીઓ), સ્વેદજ (પરસેવાદ્વારા ઉત્પન્ન થનારાં પ્રાણીઓ) અને ઉદ્‌ભિજ ( પૃથ્વીમાંથી ઉત્પન્ન થનારાં પ્રાણીઓ ) એ સર્વનું બીજ પૃથ્વી અને પાણીજ છે. આવો આ સૃષ્ટિરચનાનો અદ્‌ભુત પ્રકાર છે.

આજ પ્રકારે ચાર ખાણી, ચાર વાણી, ચોરાશી લક્ષયોનિ, ત્રણ-લોક, પિંડ અને બ્રહ્માંડ એ સર્વની ઉત્પત્તિ થઇ છે. મૂળ અષ્ટધા પ્રકૃત્યાત્મક જેટલા જીવો છે તે સર્વ પાણીમાંથી ઉત્પન્ન થાય છે. જો પાણી ન હોય તો સર્વ પ્રાણી નાશ પામે છે. આ ભાષણ કેવળ આનુમાનિક નથી; પરંતુ અનુભવગમ્ય છે. વેદ, શાસ્ત્ર અને પુરાણોદ્વારા એની પ્રતીતિ કરી લેજો. જેનો આપણને અનુભવ થાય નહિ એવી સંદેહયુક્ત વાત કદિ પણ ગ્રહણ કરશો નહિ. કોઈ પણ માણસ અનુભવ વિના કાંઇ ધંધો કરી શકતો નથી. વ્યવસાયમાં–પછી તે પ્રવૃત્તિનો હો વા નિવૃત્તિનો હો–અનુભવ તો અવશ્ય જોઈએજ. અનુભવ વિના કેવળ અનુમાનપરજ જે આધાર રાખે છે તે વિવેકશૂન્ય છે.

આ પ્રકારે આ સૃષ્ટિરચનાનો વિસ્તાર સંક્ષેપમાં જણાવ્યો. હવે આ વિસ્તારનો સંહાર કેવી રીતે થાય છે તે શ્રવણ કરો. આદિથી અંતપર્યંત સર્વ સૃષ્ટિની રચના માત્ર એક અંતરાત્માજ કરે છે અને તેજ તેની

યથાવત્ વ્યવસ્થા પણ કરે છે. આગળ સંહારનું નિરૂપણ કરવામાં આવે છે, તે શ્રોતાઓએ શ્રવણ કરવું. અહીંઆં આ સમાસ સમાપ્ત થાય છે.

## સમાસ ૪ થો—પ્રલયનિરૂપણ.



શાસ્ત્રોમાં જણાવવામાં આવ્યું છે કે પૃથ્વીનો અંત આવી જાય છે અને સંપૂર્ણ ભૂતો નષ્ટ થઇ જાય છે. શત વર્ષો પર્યંત અનાવૃષ્ટિ થઇ આ સમગ્ર સૃષ્ટિ બળીને ભસ્મીભૂત થઇ જાય છે, અને પૃથ્વીના પૃષ્ઠભાગપર એવાં પ્રચંડ છિદ્રો પડે છે કે તેમાં મોટા મોટા પર્વતો સુદ્ધાં સમાઇ જાય છે. સૂર્યમંડળ બાર કળાથી તપે છે, કિરણોમાંથી જ્વાળાઓ નીકળે છે અને સો વર્ષ પર્યંત સતત પૃથ્વી બળતી રહે છે. પૃથ્વી તપીને લાલચોળ બની જાય છે અને તેમાંથી જ્વાળા નીકળીને શેષને લાગે છે અને શેષ વિષ ઓકતો રહે છે. તે વિષની જ્વાળાથી પાતાળ બળીને ભસ્મીભૂત થઈ જાય છે અને તેથી પાતાળના સર્વ લોકો નષ્ટ થાય છે. આ સમયે મહાભૂતો ખળભળી ઉઠે છે અને પ્રલયનો વાયુ છૂટી સર્વત્ર પ્રલયાગ્નિ પ્રદિપ્ત કરે છે. આ પ્રલયકાળે અગીઆર રુદ્રો ક્ષુબ્ધ થાય છે, બાર સૂર્યો કડકડાટ કરતા ફાટે છે અને સર્વ અગ્નિ એકત્ર થાય છે. વાયુ અને વિદ્યુત્‌ના પ્રહારથી પૃથ્વી ફાટી જાય છે અને તેની સઘનતા છિન્ન-ભિન્ન થઈ જાય છે. ત્યાં મેરુની તો ગણનાજ શી? ત્યાં કોણ કોને સંભાળે? ચંદ્ર, સૂર્ય અને તારાગણો મળીને એક થઇ જાય છે. પૃથ્વી પોતાની કઠિનતા છોડી દે છે, તે ધગધગી ઉઠે છે અને સમગ્ર બ્રહ્માંડની ભઠ્ઠી સંપૂર્ણતઃ બળી જાય છે.

તત્પશ્ચાત્ પુષ્કળ વૃષ્ટિ થાય છે અને પૃથ્વીનો જળમાં લય થઈ જે પ્રકારે ભઠ્ઠીમાં તપાવેલો ચૂનો પાણીમાં ઓગળી જાય છે તે પ્રકારે પૃથ્વી પણ પછી ટકતી નથી. તે પોતાની કઠિનતા છોડી તત્કાળ જળમાં પીગળી જાય છે. શેષ, કૂર્મ અને વરાહ નષ્ટ થઇ જવાથી પૃથ્વીનો કાંઇ આધાર રહેતો નથી અને તેથી પોતાનું સત્ત્વ છોડી જળમાં મળી જાય છે. પ્રલયનો મેઘ ઉલટી આવે છે, તે અતિ ભયંકર અવાજથી ગર્જના કરે

છે, વિજળી અખંડ રીતે ચમકયા કરે છે અને પ્રચંડ કડાકા કરે છે તથા ભારે કોલાહલ મચી જાય છે. પર્વત જેવા મોટા મોટા સમૂહો પડે છે; જેનાથી પર્વત સુદ્ધાં ઉડી જાય એવો અલૌકિક પ્રકારનો વાયુ છૂટે છે અને એવો ગાઢ અંધકાર છવાઇ જાય છે કે જેને કાંઇ ઉપમાજ આપી ન શકાય. સમુદ્ર અને નદીઓ એક થઇ જાય છે; જાણે આકાશમાંથી નદીઓજ પડતી હોયની એમ લાગે છે; પર્જન્યની ધારા એટલી ઘન અને અખંડ હોય છે કે પૃથ્વી અને આકાશ વચ્ચે કિંચિત્ પણ અંતર રહેતું નથી. પાણીનો ધોધ અખંડ પડે છે; તેમાં સર્પ, કાચબા અને મત્સ્ય પડે છે. તે એવડા મોટા હોય છે કે જાણે પર્વતજ ન પડયા હોય ! ગર્જના થતાંજ જળમાં જળ મળી જાય છે સાતે સમુદ્રો આવરણમાં મળી જાય છે, આવરણનો ઘેરો તૂટી જાય છે અને સર્વ જળમય બની ગયા પશ્ચાત્ પ્રલયનો પાવક પ્રબળ થાય છે. બ્રહ્માંડ જેવડા તૃપ્ત થયેલા લોખંડ સદૃશ ગોળા ઉત્પન્ન થઈ તે સમગ્ર પાણીને બાળી નાખે છે. આ પ્રમાણે પાણીની અત્યંત વિલક્ષણ સ્થિતિ થાય છે. પાણી બળી જાય છે. કોઇક અદ્‌ભુત રીતે આગ પ્રસરે છે અને ત્યાર પછી પ્રલય વાયુ ઉત્પન્ન થઇ તે આગપર ઝડપ મારે છે. ફૂંક મારવાથી જેમ દીપક બુઝાઇ જાય છે તેમ પ્રલય વાયુથી પ્રલયાગ્નિ શાંત થઇ જાય છે અને પછી વિલક્ષણ વાયુ ઉત્પન્ન થાય છે. પોલાણ અતિ મોટું હોય છે અને વાયુ થોડો છે, તેથી તે પણ પોલાણમાં લય પામી જાય છે. આમ થયું એટલે પંચભૂતોના વિસ્તારનો અંત આવી જાય છે. મહદ્‌ભૂત એવી જે મૂળમાયા તે પણ પોતાના સ્વરૂપમાંજ લય પામી જાય છે. આથી હવે કોઇ પણ પદાર્થને રહેવાને કયાંય પણ જગ્યા મળતી નથી. પ્રલયથી સર્વ દૃશ્ય પદાર્થો નષ્ટ થાય છે. સર્વ જડ અને ચંચલ પદાર્થો લય પામી જાય છે અને ત્યાર પછી શાશ્વત એવો જે પરબ્રહ્મ તેજ માત્ર શેષ રહે છે.



# समास ५ मो—कथानिरूपण.



કોઇ બે માણુસો પૃથ્વીપર ઉદાસ વૃત્તિથી ફરતા હતા. તેમણે વખત કાઢવાને માટે એક કથાનો આરંભ કર્યો. તેમાંનો એક વક્તા બન્યો અને બીજો શ્રોતા બન્યો. શ્રોતાએ વક્તાને કહ્યું કે; "ભાઈ, કોઇ સારી કથા મને સંભળાવો." ત્યારે વકતા બોલ્યો: "ઠીક છે, સાંભળો. એક હતો પતિ (મૂળ પુરુષ—પરબ્રહ્મ) અને એક હતી પત્ની (મૂળમાયા-આદિશક્તિ). તે બંને વચ્ચે એટલી બધી પ્રીતિ હતી કે તે ઉભય એકરૂપેજ વર્તતાં હતાં. તેમનામાં જરા પણ ભિન્નભાવ નહોતો.* આ રીતે કેટલોક કાળ ગયા પછી તેમને એક પુત્ર (સત્ત્વગુણ) ઉત્પન્ન થયો. તે મહાન કાર્યકર્તા અને સર્વ વિષયોમાં પારંગત હતો. પછી તે પુત્રને એક કુમાર (રજોગુણ) થયો. તે પિતા કરતાં પણ વિશેષ આતુર નીકળ્યો અને વ્યાપકપણામાં પિતાથી અર્ધો ચતુર થયો. તેણે બહુજ વ્યવસાય ફેલાવ્યા. બહુજ કન્યા અને પુત્રો ઉત્પન્ન કરી અનેક પ્રકારની ઘણી પ્રજા વધારી. તેને જે વડો પુત્ર (તમોગુણ) થયો તે અજ્ઞાન અને ક્રોધી હતો. જરાક ભૂલ થતાં તે ખૂબ સંહાર કરવા લાગ્યો. પિતા (મૂળ પુરુષ) ચૂપજ બેસી રહ્યો. વડા પુત્રે (સત્ત્વગુણરૂપ વિષ્ણુએ) ઘણા વ્યવસાય કર્યા; આ જ્યેષ્ઠ પુત્ર સર્વજ્ઞ અને ભલો નીકળ્યો. પૌત્ર (રજોગુણરૂપ બ્રહ્મા) તેનાથી અર્ધોજ ચતુર નીકળ્યો અને પ્રપૌત્ર (તમોગુણરૂપ શંકર) તો છેક અજ્ઞાન નીકળ્યો; અને જરાક ચૂક થતાં સંહાર કરી નાખે એવો ક્રોધી નીકળ્યો. આ પ્રમાણે પુત્ર સર્વનું પાલન પોષણ કરતો હતો, પૌત્ર વંશવૃદ્ધિ કરતો હતો અને પ્રપૌત્ર ચૂક કરનારનો તરતજ સંહાર કરતો હતો. આ પ્રકારે (સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોથી) વંશવૃદ્ધિ થઇ, પુષ્કળ વિસ્તાર થયો અને ઘણો કાળ આનંદમાં વ્યતીત થયો. પરિવાર એટલો વધી ગયો કે ગણી શકાય નહિ અને વડીલોની આજ્ઞા કોઈ માને નહિ; જેથી પરસ્પર કપટભાવ વધતો ગયો. પરિણામે ઘરમાં

* બ્રહ્મ અને માયાના અભેદનેજ પૂર્વે અર્ધનારીનટેશ્વરનું રૂપક આપવામાં આવ્યું છે.

એક બીજા વચ્ચે ભારે ઝગડો થયો અને તેથી ભારે સંહાર થયો. મોટા મોટા વચ્ચે વૈર થયું, સર્વ નિરંકુશ બની ગયાં અને ત્યારપછી જેમ ઉન્મત્તતાને લીધે યાદવોનો નાશ થયો હતો તે પ્રમાણે અજ્ઞાનતાથી તે સર્વનો સંહાર થઇ ગયો. પિતાઓ, પુત્રો, પૌત્રો, કન્યાઓ, માતાઓ, સર્વનો નાશ થઇ ગયો અને કોઇનું પણ નામ નિશાન રહ્યું નહિ. આ કથાપર જે મનન કરે છે તે જન્મમૃત્યુથી મુક્ત થઈ જાય છે અને તેનો અનુભવ કરનાર શ્રોતા અને વક્તા ધન્ય થાય છે. આવી અપૂર્વ ઘટના અનેકવાર બને છે અને અનેકવાર લય પામે છે;" આટલું બોલીને તે વક્તા સ્વસ્થ બેઠો.

આ કથાને સર્વ માણસોએ પોતાના હૃદયમાં ધારણ કરી વારંવાર તેપર મનન કરવું જોઈએ. ભૂલતાં–વિસરતાં જેટલું સાંભર્યું તે સંક્ષેપમાં જણાવ્યું. ન્યૂનાધિકને માટે શ્રોતાઓએ ક્ષમા કરવી જોઇએ. વિચારવંત માણસો આ કથા હમેશાં શ્રવણ કરે છે અને રામદાસ કહે છે કે તેવાઓ જગતનો ઉદ્ધાર કરે છે. હવે જગદુદ્ધારનાં લક્ષણોનું વિવરણ કરવું જોઈએ. સાર કાઢીને લોકોની સન્મુખ ધરવો એનું નામજ નિરૂપણ છે. નિરૂપણપર શ્રદ્ધાપૂર્વક મનન કરવું જોઈએ, અનેક ગુપ્ત તત્ત્વો સમજવાં જોઈએ અને સમજતાં સમજતાં નિ:સંદેહ બનવું જોઇએ. *અષ્ટ દેહોનો વિચાર કરવામાં આવે એટલે આપોઆપજ નિ:સંશય બની જવાય છે. નિરૂપણના યોગથી નિરંતર સમાધાન રહે છે. જ્યાં તત્ત્વોની ગરબડ હોય ત્યાં શાંતિ શી રીતે મળી શકે? માટે સર્વ માણસોએ આ ગરબડથી દૂરજ રહેવું જોઈએ. આવો આ સૂક્ષ્મ વિચાર છે. તેનું પુન: પુન: મનન કરી તેને દ્રઢ કરવો જોઈએ. હવે આગળના સમાસમાં લઘુબોધ નિરૂપણ કરવામાં આવે છે, તે સાવધાન થઇને શ્રવણ કરો.



* ૧ સ્થૂલ, ૨ સૂક્ષ્મ, ૩ કારણ, ૪ મહાકારણ, ૫ વિરાટ્, ૬ હિરણ્યગર્ભ, ૭ અવ્યાકૃત અને ૮ મૂળમાયા એ અષ્ટ દેહ છે.

# સમાસ ૬ ઠ્ઠો—લઘુબોધનિરૂપણ.*



પ્રથમ પંચતત્ત્વોનાં નામો જાણી લઇ પછી સ્વાનુભવથી તેનાં સ્વરૂપ જાણવાં જોઇએ. ત્યારપછી તેમાં શાશ્વત કોણ અને અશાશ્વત કોણ તેનો વિચાર કરવો જોઇએ. માટે હવે તે પંચભૂતોનો વિચાર, તેનાં નામ, રૂપ અને સારાસારનો નિશ્ચય અત્ર દર્શાવવામાં આવે છે, તો તે સાવધાન થઇને શ્રવણ કરો. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ ભૂતોનાં નામ છે. હવે તેનાં રૂપ સાંભળો. પૃથ્વી એટલે આપણો આ ભૂગોળ, આપ એટલે પાણી, તેજ એટલે અગ્નિ તથા સૂર્યાદિ જે તેજોમય પદાર્થો છે તે, વાયુ એટલે પવન અને આકાશ એટલે સમગ્ર અવ-કાશ–પોલાણ. હવે એમાં શાશ્વત કોણ છે તેનો પોતાના મનથી વિચાર કરો. જેવી રીતે ભાતનો એક દાણો ચાંપી જોવાથી સર્વ ભાતનો મર્મ વિદિત થઈ જાય છે તેવી રીતે થોડા અનુભવથી ઝાઝી માહિતી મેળવવી જોઈએ. પૃથ્વી નિર્માણ થાય છે અને તેનો નાશ થઈ જાય છે; સૃષ્ટિમાં અનેક પ્રકારની રચના થાય છે અને તેનો પણ લય થઇ જાય છે; એ તો પ્રત્યક્ષ અનુભવની વાત છે. જે ઉપસી આવે છે તે નીચે બેસી જાય છે; પાણી પણ નાશ પામી જાય છે અને તેજ× પણ પ્રકટ થઈને લુપ્ત થઈ

* એમ કહેવાય છે કે શ્રી સમર્થ રામદાસ સ્વામીએ શ્રીમાન છત્રપતિ શિવાજી મહારાજને શિંગણવાડીમાં આ લઘુબોધ કર્યો હતો.

× ચાર ભૂતો લય પામે છે એમ કહેવું સયુક્તિક લાગે છે: પરંતુ આકાશ તો મૂળેજ શૂન્ય છે, તો પછી તેનો લય શી રીતે થાય ? અને તેને ઉપાધિ પણ કેવી રીતે વળગે ? તેનું સમાધાન એ છે કે:—મૂળ સ્થિતિ અથવા મૂળ સ્વરૂપમાં કાંઇ પણ ફેરફાર થવો અથવા બીજી કોઇ વસ્તુનો તેને સંગાત થવો એનું નામ ઉપાધિ છે. આકાશ એટલે પોલાણ, પરંતુ તેમાં અભ્ર ઉત્પન્ન થાય ત્યારે તે તેની ઉપાધિ છે. ચારભૂતોરૂપી બ્રહ્માંડ પણ આકાશમાં ઉત્પન્ન થયેલું હોવાથી તેજ આકાશની ઉપાધિરૂપ છે. આકાશ એટલે પોલાણ અથવા શૂન્ય. તેમાંથી જો બ્રહ્માંડ કિંવા ચાર ભૂતોરૂપ જડ પદાર્થો ઉત્પન્ન ન થયા હોત તો આકાશને અસ્તિત્વજ ન હોત; માટે તે ચાર ભૂતો અથવા બ્રહ્માંડરૂપી ઉપાધિના લયથી તેનો પણ લય થયો સમજવો. અંધકાર અને પ્રકાશ, દૃશ્ય અને અદૃશ્ય, શીત અને ઉષ્ણ, સારૂં અને

જાય છે; પવન પણ રહેતો નથી. આકાશ તો નામ માત્રનુંજ છે; તેનો વિચાર કરવામાં આવે તો તે પણ ટકતું નથી. સારાંશ કે જે જે કાંઈ પંચભૂતાત્મક છે તેને કદિપણ અચળ ગણી શકાય નહિ. આ રીતે પંચમહાભૂતોનો વિસ્તાર થયેલો છે; તે નાશવંતજ છે. માત્ર નિરાકાર આત્માનેજ શાશ્વત અને સત્ય સમજવો. તે આત્માની કોઇને પ્રતીતિ થતી નથી; જ્ઞાન વિના તેનો સાક્ષાત્કાર થતો નથી; માટે તેના જ્ઞાતા સંતજનોને તેના સ્વરૂપની હકિકત પૂછવી જોઇએ. વિચારવાન સજ્જનોને પૂછતાં તેઓ જણાવે છે કે તે અવિનાશી છે અને તેને બિલકુલ જન્મ–મરણ નથી. નિરાકારમાં આકાર ભાસે છે અને આકારમાં નિરાકાર ભાસે છે; માટે આકાર અને નિરાકારને વિવેકથી ઓળખવા જોઇએ. જે નિરાકાર છે તે નિત્ય છે એમ સમજવું અને આકાર છે તે અનિત્ય–અશાશ્વત છે એમ સમજવું, એનું નામજ નિત્યાનિત્ય-વિચાર કહેવાય છે. મનુષ્યોને સારમાં અસાર ભાસે છે અને અસારમાં સાર ભાસે છે; માટે સારાસારનો પણ વિચાર કરવો જોઇએ. જે કાંઇ પાંચભૌતિક છે તે સર્વ માયિક છે અને તે અનેક રૂપે ભાસે છે. જ્યારે આત્મા તો એક અને સર્વવ્યાપક છે. જેમ ચારે ભૂતોમાં આકાશ વ્યાપી રહેલું છે તેમજ આકાશમાં તે સઘન પરમાત્મા વ્યાપી રહેલો છે. સૂક્ષ્મરૂપે જોતાં આકાશ અને બ્રહ્મ પણ અભિન્નજ છે. ઉપાધિના યોગથીજ આકાશ છે. ઉપાધિ ન હોય તો તે નિરાભાસ છે અને નિરાભાસ છે તે અવિનાશી છે, આવી આકાશની સ્થિતિ છે.

અસ્તુ. હવે વિવેચન રહેવા દો અને જેનો નાશ થતો નથી, તેનું અનુમાન વિવેકપૂર્વક કરવું જોઇએ. પરમાત્મા નિરાકાર છે એજ વાત સારરૂપ જાણવી. વળી આપણે કોણ છીએ તેનો પણ વિચાર કરવો જોઇએ. વાયુ બંધ થઇ જાય છે ત્યારે દેહનો અંત થાય છે. જો આ વાત અસત્ય લાગતી હોય તો હમણાંજ શ્વાસોશ્વાસ બંધ કરીને જુઓ. શ્વાસ રોકવાથી દેહ પડે છે અને દેહ પડતાં પછી તેને મડદું કહે છે. આ મડદાથી કશું પણ બનતું નથી. દેહ વિના વાયુ કાંઇ પણ કરી શકતો નથી અને

માડું, એ સર્વ જોડકાં જેમ સાપેક્ષ છે અને એમાંનું કોઇ પણ એક લય પામે તો તેની સાથેજ બાજું પણ લય પામી જાય છે; તેમ બ્રહ્માંડ લય પામે કે તેની સાથેજ આકાશનું અસ્તિત્વ પણ નષ્ટ થાય છે.

ાયુ વિના દેહ પણ ચાલતો નથી. વસ્તુતઃ એકની સહાય વિના બીજો ાંઇ પણ કરી શકતો નથી. આ પ્રમાણે મનુષ્ય એ માત્ર જોવામાંજ છે. ાચારથી જોઇએ તો તે કાંઇજ નથી અને આવી માન્યતા થવી એજ ાભેદ ભક્તિનું લક્ષણ સમજવું. આપણે કર્તા છીએ એમ જો કહીએ તો ાર્વ કાર્ય આપણી ઇચ્છાનુસારજ થવાં જોઈએ; પરંતુ આપણી ઇચ્છા- ાસાર તે થતાં નથી માટે એ માન્યતા સર્વ નિરર્થકજ છે એમ સમ- ાવું. આ પ્રમાણે જ્યારે આપણે કર્તા નથી, તો પછી ભોક્તા પણ ાપણે ક્યાંથી હોઈ શકીએ ? આ વિચારની વાત છે. અવિચારથી તે પ્રતીત ાતી નથી. પ્રકાશ અને અંધકાર, વિકાર અને નિર્વિકાર એ જેમ એક ાથી, તેજ પ્રમાણે વિચાર અને અવિચાર પણ એક નથી. જ્યાં વિચાર ાથી ત્યાં કાંઇ પણ ચાલતું નથી અને જે સત્ય છે તે કદિ પણ અનુ- ાનથી પ્રાપ્ત થઈ શકતું નથી. અનુભવને ન્યાય અને બિનઅનુભવને ાન્યાય કહેવામાં આવે છે; પરંતુ જે જન્મનોજ અંધ હોય તે નાના ાકારનાં રત્નોની પરીક્ષા શી રીતે કરી શકે ? જે નિર્ગુણને અનન્યભાવે ારણે જાય છે અને જે આત્મનિવેદનના યોગથી માન્ય થાય છે, તેજ ારમ પુરુષ છે, તેજ જ્ઞાતા છે અને તેજ ધન્ય ધન્ય છે.

## समास ७ मो—अनुभवनिरूपण.



નિર્મળ, નિશ્ચલ અને નિરાભાસ એવો જે બ્રહ્મ તેને આકાશની ઉપમા આપવામાં આવેલી છે. આકાશ એટલે સર્વત્ર પ્રસરેલું પોલાણ. પ્રથમ અવકાશ હોય તોજ પછી તેમાં પદાર્થ ઉત્પન્ન થાય છે, એ અનુ- ભવથી જોતાં પણ સત્ય છે; અનુભવ વિના સર્વ વ્યર્થ છે. બ્રહ્મ નિશ્ચલ છે અને આત્મા ચંચલ છે. આત્માને માત્ર વાયુની ઉપમા આપી શકાય છે એમ જાણવું. ાટાકાશ એ બ્રહ્મનું દ્રષ્ટાંત છે અને ઘટમાંનું જે પ્રતિબિંબ તે આત્માનું ાષ્ટાંત છે. ઉભયના અર્થનો વિચાર કરીએ તો તે ભિન્ન ભિન્ન છે. 'ભૂત' ાટલે જે ઉત્પન્ન થયેલું છે તે; અને જે કાંઇ ઉત્પન્ન થયેલું છે તે

ર્વ નાશ પામે છે. એ પ્રમાણે જે આવે છે અને જાય છે તે પણ ચંચલ છે એમ જાણવું. અવિદ્યા જડ છે અને આત્મા ચંચલ છે. જડ એ કપૂર જેવું છે અને આત્મા અગ્નિ જેવો છે. ઉભયના યોગ થતાં ઉભય બળીને તત્કાળ બૂઝાઇ જાય છે. બ્રહ્મ અને આકાશ એ મૂળનાં નિશ્ચલ છે અને આત્મા તથા વાયુ મૂળનાં ચંચલ છે. આ વાત સત્ય છે કે મિથ્યા છે તેની પરીક્ષા પરીક્ષકો કરે છે. જડ વસ્તુઓ અનેક છે અને આત્મા એક છે. આનુંજ નામ આત્માનાત્મ–વિવેક છે. જગતને જે ચલાવે છે તેને જગન્નાથ કહેવામાં આવે છે. જડ એવો જે અનાત્મા તેને આત્મા ચેતન આપે છે અને જે સર્વાત્મા છે તે સર્વમાં પ્રવર્તે છે. એ સર્વ આત્મા ચંચલજ છે, નિશ્ચલ નથી. માત્ર પરબ્રહ્મજ નિશ્ચલ છે. ત્યાં દૃશ્ય ભ્રમ નથી. નિર્મલ બ્રહ્મ ભ્રમરહિત અને અચલ છે. પ્રથમ આત્માનાત્મ–વિવેક એ મુખ્ય છે, તે પછી સારાસાર–વિચાર કર્તવ્ય છે; કેમકે સારાસાર–વિચારથીજ પ્રકૃતિનો સંહાર થાય છે. વિચારથી પ્રકૃતિનો સંહાર થાય છે, દૃશ્ય રહેવા છતાં પણ નષ્ટ થઈ જાય છે અને અધ્યાત્મજ્ઞાનના શ્રવણથી અંતરાત્મા નિર્ગુણમાં સંચાર કરે છે. અર્થની–સમજણની ઉન્નતિ થતાં અંતરાત્મા પણ ઉન્નત થતો જાય છે અને અર્થની–સમજણની ઉતરતી કળા થતાં અંતરાત્મા પણ અવનત થતો થતો પૃથ્વીપર આવી પડે છે. આત્મા અર્થ જેવો હોય છે. તેને જ્યાં લઇ જઇએ ત્યાં તે જાય છે. અનુમાનથી તે કોઇ કોઇવાર સંશયમાં પણ પડે છે. જો અર્થ નિઃસંશય હોય તો આત્મા પણ નિઃસંશય બને છે અને જો અર્થમાં કાંઇ ડગમગાટ હોય તો આત્મા પણ ડોલાયમાનજ રહે છે. જો અર્થ નવ રસોથી ભરપૂર હોય તો શ્રોતાઓ તલ્લીન થઈ જાય છે અને જો અર્થમાં સ્વાદ ન હોય તો શ્રોતાઓને પણ અરુચિ ઉત્પન્ન થાય છે. જેવી જેવી સંગત થાય તે તે પ્રમાણે કાકીંડાના રંગ* બદલાય છે; માટે ઉત્તમ માર્ગ જોઇ ગ્રહણ કરવો જોઈએ. આપણે જ્યારે ઉત્તમોત્તમ પકવાન્નોનું વર્ણન કરીએ છીએ ત્યારે આપણું મન પણ તે પકવાન્નના આકારનુંજ બને છે. એકાદ

* કાકીંડાના રંગ તે નામના વિકાર પ્રમાણે બદલાય છે. તેને પોતાની માદા દૃષ્ટિગોચર થાય ત્યારે તેનો રંગ એક પ્રકારનો થાય છે અને કોઇ ભયંકર પ્રાણી દૃષ્ટિગોચર થાય ત્યારે તેનો રંગ કોઈ ભિન્ન પ્રકારનોજ થાય છે. આદ્વારા પ્રતીત થાય છે કે ભિન્ન ભિન્ન ભાવનાની સંગતિ એજ તેના રંગપરિવર્તનનું કારણ છે.

સ્ત્રીનું લાવણ્ય વર્ણવતી વખત મન પણ તેપર ચોંટે છે. સર્વ પદાર્થોનું વર્ણન ક્યાં સુધી કરી શકાય? માટે આ પ્રમાણે થાય છે કિંવા નહિ, તે મનથી સમજી લેવું. આપણે જે જે જોઇએ કિંવા સાંભળીએ તે તે હૃદયમાં દૃઢ અને સચોટ રીતે બેસી જાય છે; પરંતુ તેમાં હિતકર શું છે અને અહિતકર શું છે તેની પરીક્ષા પરીક્ષકોજ કરી લે છે.

આ કારણથી સર્વને છોડી માત્ર ઈશ્વરનીજ શોધ કરવી જોઈએ; તેમ કરવાથીજ કાંઇક મર્મ પ્રાપ્ત થશે. અનેક પ્રકારનાં સુખો ઈશ્વરે ઉત્પન્ન કર્યાં છે; પરંતુ લોકો તેનાથી પરાંગમુખ રહે છે અને જન્મોજન્મ તેનાથી વંચિત રહી ભટકયા કરે છે. 'સર્વ છોડી મનેજ શોધો' એમ સ્વયં પરમાત્માએ કહ્યું છે;* પરંતુ લોકોએ ભગવાનના તે શબ્દો અમાન્ય કર્યાં છે. એથી અનેક પ્રકારનાં દુ:ખો ભોગવવાં પડે છે અને સદા કષ્ટમય જીવન ગાળવું પડે છે. મનમાં ઇચ્છા તો હોય સુખનીજ; પરંતુ તેને પ્રાપ્ત શી રીતે કરવું? ખરેખરૂં સુખ જેનાથી મળે તેમ છે તેને તો આ ગાંડા માણસો ભૂલી ગયેલા છે અને સુખસુખનો લવારો કરતા અને દુ:ખ ભોગવતાજ મરણ પામે છે; પરંતુ શાણા માણસે તેમ કરવું નહિ. તેણે તો જે દ્વારા સુખની પ્રાપ્તિ થાય તેજ કરવું જોઇએ અને પરમાત્માની શોધ કરતાં કરતાં બ્રહ્માંડની પણ પાર જવું× જોઇએ. જ્યારે ખુદ પરમાત્માજ પ્રાપ્ત થઈ જાય ત્યારે પછી ઉણપજ શાની? ખરેખર જે લોકો વિવેકને છોડી દે છે તેઓ ગાંડાજ છે. વિવેકનું ફળ સુખ છે અને અવિવેકનું ફળ દુ:ખ છે; માટે એ બેમાંથી જે સારૂં લાગે તે અવશ્ય કરવું જોઈએ. કર્તાને ઓળખવો એનુંજ નામ વિવેક છે. આ વિવેકને છોડવાથી મનુષ્ય અત્યંત દુ:ખી થાય છે. અસ્તુ. હવે આ કથન બંધ કરીશું. ચતુર માણસે કર્તાને ઓળખવો અને પોતાનું હિત કદિ પણ ચૂકવું નહિ.

---

* 'सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज'(ભગવદ્ ગીતા અ. ૧૮, શ્લો. ૬૬)

×'બ્રહ્માંડથી પાર જવું' એટલે પગે ચાલી આ જડ શરીરદ્વારા બ્રહ્માંડની બહાર નીકળી જવું એમ નથી. એનો અર્થ એ છે કે આપણા મનને વિચારદ્વારા બ્રહ્માંડની મર્યાદાની પણ પેલી તરફ લઈ જવું.

# સમાસ ૮ મો—કર્તા કોણ છે ?



શ્રોતા વક્તાને પૂછે છે: "ખરેખરો કર્તા કોણ છે? સર્વ સૃષ્ટિ વા બ્રહ્માંડ કોણે ઉત્પન્ન કર્યું ?" આ સાંભળી સભાના નાયક બોલ્યા: "આના સંબંધમાં ભિન્ન ભિન્ન અભિપ્રાય છે. તેમના કથનનો ચમત્કાર હવે શ્રોતાઓએ એકાગ્ર ચિત્તે શ્રવણ કરવો. કોઇ કહે છે કે, કર્તા માત્ર પરમાત્માજ છે; તો કોઇ કહે છે કે, પરમાત્મા વળી કોણ છે? આ પ્રમાણે પ્રત્યેક જન ભિન્ન મત દર્શાવે છે. તેઓ સ્પષ્ટ રીતે અમુક દેવને ઉત્તમ, અમુક દેવને મધ્યમ અને અમુક દેવને કનિષ્ઠ જણાવે છે; અને તેઓ પોતપોતાના દેવની ઉપાસના શ્રેષ્ઠ માને છે. કોઈ કહે છે કે કર્તા મંગલમૂર્તિ ગણેશ છે, તો કોઇ કહે છે કે માત્ર સરસ્વતી સર્વ કાંઈ કરે છે. કોઇ કહે છે ભૈરવદેવ એજ કર્તા છે, કોઇ કહે છે ખંડેરાવ કર્તા છે, કોઇ કહે છે બીરદેવ+ કર્તા છે અને કોઈ કહે છે કે ભગવતી કર્તા છે. કોઇ કહે છે નરહરિ કર્તા છે કોઇ કહે છે વનશંકરી કર્તા છે, કોઇ કહે છે કે સર્વ કાંઇ નારાયણજ કરે છે. કોઇ કહે છે કે શ્રીરામ કર્તા છે, કોઈ કહે છે કે શ્રીકૃષ્ણ કર્તા છે અને કોઇ કહે છે કે ભગવાન કેશવરાજજ કર્તા છે. કોઈ કહે છે કે પાંડુરંગ કર્તા છે, કોઈ કહે છે કે શ્રીરંગ કર્તા છે અને કોઇ કહે છે કે ઝોટિંગજ સર્વ કાંઈ કરે છે. કોઈ કહે છે કે મુંજા÷ કર્તા છે, કોઇ કહે છે કે સૂર્ય કર્તા છે અને કોઇ કહે છે કે અગ્નિજ સર્વ કાંઇ કરે છે. કોઈ કહે છે કે લક્ષ્મીજ સર્વ કાંઇ કરે છે, કોઇ કહે છે કે હનુમાન સર્વ કરે છે અને કોઇ કહે છે કે પૃથ્વીજ સર્વ કાંઇ કરે છે. કોઈ કહે છે પરશુરામ કર્તા છે અને કોઇ કહે છે માત્ર પરમાત્માજ કર્તા છે. કોઈ કહે છે તુકા કર્તા છે, કોઇ કહે છે યમાઇ કર્તા છે અને કોઈ કહે છે સટવાઇજ સર્વ કાંઇ કરે છે. કોઈ કહે છે વીરણુા કર્તા છે, કોઇ કહે છે બસવણ્ણા (નંદી) કર્તા છે અને કોઈ કહે છે કે સર્વ કાંઈ

---

\+ બીરદેવ એ બહિરવનો અપભ્રંશ હોવો જોઇએ. એ ધનગરોનો (ભરવાડોનો) દેવ છે અને એનેજ 'બીરોબા' કહેવામાં આવે છે.

÷ વ્રતબંધ થયેલો બ્રાહ્મણનો છોકરો બ્રહ્મચર્યાશ્રમમાં મરણ પામ્યો અને તેથી તે ભૂતયોનિમાં ગયો અને તે કારણથી તેનું નામ "મુંજા" પડયું. (મુંજ એટલે જનોઇ).

રેવણુાજ* કરે છે. કોઇ કહે છે બલિ કર્તા છે, કોઇ કહે છે કાર્તિકસ્વામી કર્તા છે અને કોઇ કહે છે કે સર્વ કાંઇ વ્યંકટેશેજ કર્યું છે. કોઇ કહે છે ગુરુ કર્તા છે, કોઇ કહે છે દત્તાત્રેય કર્તા છે અને કોઇ કહે છે કે માત્ર જગન્નાથજ મુખ્ય કર્તા છે, કોઇ કહે છે કે બ્રહ્મદેવ કર્તા છે, કોઇ કહે છે કે વિષ્ણુ કર્તા છે અને કોઇ કહે છે કે વાસ્તવમાં શંકરજ કર્તા છે. કોઇ કહે છે પર્જન્ય કર્તા છે, કોઇ કહે છે વાયુ કર્તા છે અને કોઇ કહે છે કે નિર્ગુણ પરમાત્મા કર્તા હોવા છતાં પણ અકર્તા છે. કોઇ કહે છે કે માયા ( સ્વભાવ ) જ સર્વ કાંઇ કરે છે, કોઇ કહે કે જીવ કર્તા છે તો કોઇ કહે છે કે સર્વ કાંઇ પ્રારબ્ધયોગથી બને છે. કોઇ કહે છે કે પ્રયત્નથીજ સર્વ થાય છે તો કોઇ કહે છે કે +સ્વભાવ ( નિસર્ગ ) જ સર્વ કાંઇ કરે છે. કોઇ કહે છે કે કોણ કરે છે તેની કોને ખબર છે?"

આ પ્રમાણે કર્તાના વિચારનો બજાર ભરેલો છે. તો હવે કોનું કહેવું સત્ય માનવું? જેણે જેણે જે જે દેવ માનેલો હોય છે તે તે તેને તેને કર્તા કહે છે અને આ પ્રકારે આ લોકોનો વાદ મટતો નથી. પોતપોતાના દેવનું અભિમાન ધરી લોકોએ પોતપોતાના મનમાં નિશ્ચય કરેલો હોય છે, તેથી સત્ય વિચારજ કોઈ કરી શકતું નથી; માટે અનેક લોકોના અનેક વિચારનો આખો બજાર આપણે દૂર રાખીશું. એનો સત્ય વિચાર આ પ્રમાણે છે. શ્રોતાઓએ હવે સાવધાન થઈને નિશ્ચયવડે અનુમાનને તોડવું જોઇએ. જ્ઞાતા પુરુષે અનુભવનેજ સત્ય માનવો. કર્તાએ જે જે કર્યું હોય તે તેની પછીજ થયેલું હોવું જોઈએ. તે તેની પૂર્વે તો થયેલું હોતુંજ નથી. જે કાંઈ બનાવવામાં આવ્યું છે તે પંચભૂતાત્મક છે અને બ્રહ્મદેવાદિક પણ પંચભૂતાત્મકજ છે; માટે તે પંચભૂતોના અંશરૂપ દેવોએજ પાંચભૌતિક જગત્ બનાવ્યું હોય એ તો અશકયજ છે. પંચભૂતોને અલગ કરવામાં આવશે ત્યારેજ કર્તાની પ્રતીતિ થઇ શકશે; કેમકે સર્વ પાંચભૌતિક વસ્તુઓની ગણના તો કાર્યમાં છે, કર્તામાં નહિ. નિર્ગુણ બ્રહ્મ પંચભૂતોથી પૃથક્ હોવાથી તેનામાં પણ કર્તાપણું નથી; કેમકે નિર્વિકારમાં વિકાર કોણ ઉત્પન્ન કરી શકે? આ પ્રમાણે નિર્ગુણમાં કર્ત્તવ્ય આવતું નથી અને સગુણ

* જૈન લોકોનો દેવ.

+ સર્વ આપોઆપજ પદાર્થના સિદ્ધધર્મ પ્રમાણે થાય છે એવો મત. અંગ્રેજી નેચર શબ્દ આ નિસર્ગમાંથીજ ઉત્પન્ન થયેલો લાગે છે. આ ચાર્વાકનો મત છે.

તો કાર્યમાં ગણાય છે; તો હવે કર્તાપણું કોના ઉપર લાગુ પડેછે તેનો વિચાર કરો. ખરૂં જોતાં તો વાસ્તવમાં જે પદાર્થ પોતેજ કાંઇ પણ નથી તેના સંબંધમાં "એનો કર્તા કોણ છે ?" એમ પૂછવું એજ ઘટિત નથી; અને "આ સર્વ સ્વભાવથીજ થયું છે" એમ કહેવું એજ યથાર્થ છે. એક સગુણ છે અને એક નિર્ગુણ છે, એટલે પછી કર્તાપણું કોને આરોપવું ? માટે આ અર્થનો સારી રીતે વિચાર કરો. સગુણે સગુણને રચ્યો છે એમ કહીએ તો તે પ્રથમથીજ ઉત્પન્ન થઇ ચૂકયો છે અને નિર્ગુણને તો કદિ પણ કર્તાપણાનું આરોપણ કરી શકાય એમ નથી. અહીંઆં કર્તાજ દેખાતો નથી ! દૃશ્ય સત્ય હોતું નથી; માટે અનુભવથીજ નિશ્ચય કરવો જોઇએ. જે જે પદાર્થ ઉપજેલા છે એટલે કે કાર્યરૂપ છે તે સર્વ જ્યારે મિથ્યા છે તો પછી કર્તા સંબંધી બોલવુંજ વ્યર્થ ઠરે છે ! વકતા કહે છે કે, અરે ! વિવેકથી સારી રીતે જુઓ ! સારી રીતે વિચાર કરી જોવાથી આપણા અંતર્યામીની પ્રતીતિ થઇ જાય તો પછી ગરબડ શા માટે કરવી ? અસ્તુ. હવે આ કથન રહેવા દો. જે વિવેકી હોય છે તે આ વાત જાણે છેજ. પૂર્વપક્ષ અર્થાત્ શંકાનું નિરસન કરવાને માટે બોલવું પડે છે; બાકી બ્રહ્મ તો અનિર્વાચ્યજ છે. ત્યારે શ્રોતાએ પ્રશ્ન કર્યો કે, "તો પછી દેહમાં સુખ–દુઃખ ભોગવનાર કોણ છે ?" ઠીક, હવે આગળ તેનુંજ નિરૂપણ કરવામાં આવે છે.

---

# समास ९ मो—सुखदुःखनिरूपण.



રીરના યોગથી જીવાત્માને ઉદ્વેગ અને ચિંતા કરવી પડે છે અને શરીરના યોગથી આત્માને જાગૃત રહેવું પડે છે એ તો પ્રત્યક્ષજ છે. દેહ અન્ન ન ખાય તો આત્મા ટકી શકતો નથી અને આત્માવિના દેહમાં ચેતના હોતી નથી. એ ઉભયને જો એકબીજાથી જુદાં કરવામાં આવે તો તે ઉભય વ્યર્થ થઇ જશે. કોઇ પણ કાર્ય તે ઉભયના સંયોગથીજ થાય છે. એકલા દેહમાં ચેતના હોતી નથી અને એકલો આત્મા પદાર્થની આપ–લે કરી શકતો નથી; સ્વપ્નમાં જમવાથી

ઇ પેટ ભરાતું નથી. આત્મા સ્વપ્નાવસ્થામાં જાય છે; પરંતુ તે દેહમાંજ
ાય છે. નિદ્રાવસ્થામાં પણ તે અંગ ખજવાળે છે એ તેનો દાખલો
ણુવો. અન્નરસથી શરીર વૃદ્ધિંગત થાય છે અને શરીરની સાથે વિચાર
ણ વૃદ્ધિંગત થાય છે. પછી વૃદ્ધાવસ્થામાં ઉભય સંકુચિત થતાં થતાં
ંતે સર્વથા નષ્ટપ્રાય થઈ જાય છે. દેહ માદક પદાર્થનું સેવન
રે છે તો આત્મા પણ ભ્રમમાં પડે છે અને વિસ્મરણથી તેને કાંઈ
ણ શુદ્ધિ રહેતી નથી. દેહ વિષપાન કરે છે તો આત્મા પણ તત્કાલ
ાલવાજ માંડે છે. વૃદ્ધિ અને નાશ એ દેહને લીધે જીવાત્માને પણ
ાગેલાંજ હોય છે. વૃદ્ધિ, નાશ, જવું, આવવું તથા નાના પ્રકારનાં સુખ-
:ખ એ સર્વ દેહના યોગથીજ આત્માને ભોગવવાં પડે છે. કીડીના
રની પેઠે આ શરીર પોલું બનેલું છે એ વાત લક્ષ્યમાં રાખજો. શરીરમાં
ાની મોટી નાડીઓની જે જાળ છે, તેમાં પણ પોલા માર્ગ છે. પ્રાણી
? અન્નોદક ગ્રહણ કરે છે, તેનો અન્નરસ તૈયાર થાય છે અને તે અન્નરસને
ાયુ શ્વાસોચ્છ્વાસદ્વારા શરીરમાં દોડાવે છે. નાડીઓદ્વારા પાણી દોડે છે,
ાણીમાં હવા ખેલે છે અને હવાની સાથે જીવાત્મા પણ સંચાર કરે છે.
ષાથી શરીર વ્યાકુલ થતાં તે વ્યાકુલતા આત્માને પ્રતીત થાય છે અને
શરીરને ચલાવીને ઉદક તરફ લઈ જાય છે. ઉદકનો માર્ગ કયો તે
રીરપાસે શબ્દથી પૂછાવે છે અને માર્ગ જાણીને શરીરને ચલાવે છે તથા
સંગવશાત્ સમગ્ર શરીરને હલાવે છે. શરીરને ક્ષુધા લાગેલી છે, એમ
ાણુતાંજ તે શરીરને ઉઠાડે છે અને તેની પાસે જેની તેની સાથે તરેહ-
રેહનાં વાકયો બોલાવે છે. સ્ત્રીઓમાં તે "થયું, થયું" કહે છે. તે શરી-
ને નવરાવી કાઢે છે અને પછી પગમાં પ્રવેશી તેને જલદી જલદી પાત્રની
ાસે આણે છે. પછી તે તેને પાટલાપર બેસાડે છે. આંખમાં પ્રવેશીને
ીરસેલું પાત્ર જોવરાવે છે અને હાથવતી અપોશન લેવાનો પ્રારંભ
રાવે છે. હાથવતી ગ્રાસ ઉંચકાવે છે, મુખમાં પ્રવેશી મુખ
હોળું કરાવે છે અને દાંતવતી જોરથી ચવરાવે છે. સ્વયં જીહ્વામાં પ્રવેશી
ત્તમ પદાર્થોનો રસાસ્વાદ લે છે અને તેમાં જો એકાદ વાળ, સળી અથવા
કરો હોય તો તે તેને પ્રતીત થાય છે અને તે તેને તરતજ થુંકાવી
ાખે છે. મોળું લાગવાથી તે મીઠું માગે છે. સ્ત્રીને "અરે, આમ કેમ ?"
ેમ કહે છે અને ક્રોધથી લાલ નેત્ર કરીને તેના તરફ જુએ છે. મિષ્ટ

લાગે છે તો તે તરતજ આનંદિત થાય છે અને જો ભોજન મિષ્ટ ન હોય તો તેને અત્યંત દુઃખ થાય છે. એકાદ પ્રતિકૂળ ઘટના બને તો કુવચન કહીને આત્મા અને હૃદયને ભેદી નાખે છે. તે નાના પ્રકારનાં અન્નોની મિષ્ટતા અને નાના પ્રકારના રસોનો સ્વાદ ઓળખે છે. અન્ન તીખું લાગવાથી તે મસ્તક હલાવે છે અને ખોંખોં કરે છે તથા ક્રોધાવેશમાં આવી જઇ કટુ વચન બોલે છે કે, "મરચાં બહુ નાખી દીધાં! રસોઈ શું બનાવે છે પત્થર!!!" એવાં કટુ વચન બોલે છે. તે ખૂબ ભોજન કરે છે અને પછી તરતજ લોટો ઉઠાવીને ખૂબ પાણી પીવા માંડે છે.

આ પ્રમાણે દેહમાં સુખ-દુઃખ ભોગવનાર કેવલ આત્માજ છે. આત્માવિના દેહ વ્યર્થ છે-કેવલ શબ્દ છે. મનની અનંત વૃત્તિઓ છે. તેને જાણવી એનુંજ નામ " આત્મસ્થિતિ " છે. ત્રૈલોક્યમાં જેટલી વ્યક્તિઓ છે તે પ્રત્યેકના શરીરમાં વ્યાપીને જે આત્મા રહેલો છે તેનું નામ " અંતરાત્મા " છે. જગતમાં રહેલો આત્મા " જગદાત્મા " છે અને વિશ્વમાં વ્યાપી રહેલો આત્મા " વિશ્વાત્મા " છે; તથા જે અનેક રૂપે સર્વને ચલાવે છે તે "સર્વાત્મા" છે. તે સુંઘે છે, ચાખે છે, સાંભળે છે, જુએ છે, મૃદુ અને કઠિનને તથા ઉષ્ણને અને શીતને તત્કાળ ઓળખે છે. તે સાવધાનીથી લીલા કરે છે અને અનેક પ્રકારની ઉથલપાથલ કરે છે. તે મહા ચતુર છે. ચતુરજ તેની ઓળખાણ કરી શકે છે. વાયુની સાથે સુગંધ અને ધૂળ સર્વ કાંઇ આવે છે, પરંતુ તે પાછાં તેમાંથી દૂર થઇ જઇને વાયુ પોતે તો નિર્મલજ રહે છે; એવીજ રીતે વાયુની સાથે ભળીને શીતલતા, ઉષ્ણતા, સુગંધ, દુર્ગંધ સર્વ કાંઇ આવે છે, પરંતુ તે દીર્ઘકાળ તેમાં ટકી શકતાં નથી. વાયુની સાથે રોગ આવે છે, વાયુની સાથે ભૂતો દોડે છે અને વાયુની સાથે ધૂળ તથા ધૂમ્મસ પણ દોડે છે; પરંતુ તેમાંની કોઇ પણ વસ્તુ વાયુની સાથે જેમ ટકતી નથી તેમ આત્માની સમક્ષ વાયુ પણ ટકતો નથી; કેમકે આત્માની ચપલતા વાયુ કરતાં પણ અધિક છે. કઠિન પદાર્થની આગળ વાયુ અટકી જાય છે; પરંતુ આત્મા તો તેને પણ ભેદી જાય છે, તેથી કરીને તે પદાર્થમાં કાંઇ છેદ પડતો નથી. વાયુ અવાજ-સૂસવાટ કરે છે; પરંતુ આત્મા તો જરા પણ શબ્દ કરતો નથી. મૌનપણે વિચારપૂર્વક જોવાથીજ અંતરમાં આત્માનું જ્ઞાન થાય છે. શરીરનું હિત કરવામાં આવે છે તે આત્માને પણ પહોંચે છે અને શરીરના

યોગથીજ આત્માનું સમાધાન થાય છે. ગમે તેટલા ઉપાય કરીએ તોપણ દેહવિના આત્માને કાંઇ પણ પહોંચતું નથી. વાસનાની તૃપ્તિ પણ દેહના યોગથીજ થાય છે. દેહ અને આત્માનાં કૌતક જોવા જઈએ તો તે અનેક છે. દેહ વિનાના આત્માને અગવડ પડે છે, દેહ અને આત્માના યોગથીજ સર્વ કાર્ય કરી શકાય છે; પરંતુ જો તે જુદાં જુદાં હોય તો તેમનાથી કાંઇ પણ બનતું નથી. દેહ અને આત્માના યોગથી વિવેકદ્વારા માણસ ત્રૈલોકયનું જ્ઞાન પણ પ્રાપ્ત કરી શકે છે.

## समास १० मो—उपदेशानिरूपण.



ત્ર, પુષ્પ, ફલ, બીજ, પાષાણ અને કોડીઓની માળાઓ સૂત્રથી ગુંથી શકાય છે. સ્ફટિકની માળા, કાષ્ઠ, ચંદન, ધાતુ, રત્ન આદિની માળાઓ, જાળીઓ, ચંદરવા આદિ સૂત્રથી ગુંથીજ શકાય છે. જો સૂત્ર ન હોય તો તે વસ્તુઓ ગુંથી શકાતી નથી અને અસ્ત–વ્યસ્ત રહે છે. (એવીજ રીતે આત્માથી સર્વ જગત્ ગુંથાયલું છે.) પરંતુ આ સૂત્રના જેવોજ આત્મા છે એમ કહીએ તો એ દ્રષ્ટાંત પણ બરાબર નથી; કેમકે દોરામાં મણિ પરોવીએ તો તે દોરો માત્ર મણિના મધ્ય ભાગમાંજ રહે છે. પરંતુ આત્મા તો સર્વાંગમાં વ્યાપ્ત હોય છે. વળી આત્મા તો સ્વાભાવિક રીતેજ ચેતન છે અને દોરો તો હાલી પણ કયાં જાણે છે? માટે આ દ્રષ્ટાંતથી પણ આત્માનું સાદ્રશ્ય થતું નથી. જેમ અનેક પ્રકારની વેલીઓમાં પાણીનો અંશ સર્વત્ર વ્યાપીને રહેલો હોય છે અને શેરડીમાં રસ વ્યાપ્ત હોય છે છતાં તે રસ અને કૂચો એ કાંઇ એક નથી; તેજ પ્રમાણે દેહને ધારણ કરનાર જે દેહી તે આત્મા છે અને દેહ અનાત્મા છે. વળી પરમાત્મા તો તેનાથી પણ પર છે. તે નિરંજનને તો કોઇની પણ ઉપમા આપી શકાય એમજ નથી. રાજાથી રંક પર્યંત સર્વ માણસો છે; પરંતુ તેઓ સર્વને એકજ વર્ગના કેમ ગણી શકાય? કેમકે દેવ, દાનવ, મનુષ્ય, નીચ યોનિ, ક્ષુલ્લક જીવ, પાપી, પુણ્યશાળી એવા અનેક ભેદો મનુષ્યમાં છે. જગત્ ઇશ્વરના એક

સરખાજ અંશથી ચાલે છે; પરંતુ સર્વ પ્રાણીઓનું સામર્થ્ય ભિન્ન ભિન્ન છે. એક મનુષ્યની સંગતિથી પ્રાણી મુક્ત થાય છે અને એકની સંગતિથી નરકમાં પડે છે. સાકર અને માટી એ ઉભય પદાર્થો વસ્તુતઃ પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી મૃત્તિકાસ્વરૂપ છે; પરંતુ સાકરને ખાઇ શકાય છે અને માટી ખાઇ શકાતી નથી. તેજ પ્રમાણે વિષ પણ વસ્તુતઃ જળનુંજ સ્વરૂપ હોવા છતાં તે ખરાબ-ઘાતક વસ્તુ હોવાથી તેનો ઉપયોગ કરી શકાય તેમ નથી. એજ પ્રમાણે પુણ્યાત્મા અને પાપાત્મા ઉભયમાં એકજ અંતરાત્મા રહેલો છતાં સાધુ અને અસાધુની મર્યાદા પૃથક્ પૃથક્ હોય છે, તે છૂટી શકતી નથી. અંતરાત્મા એકજ છે એ ખરૂં; પરંતુ ઢેડને પાસે નથી બેસાડતા. પંડિત અને ઉચ્છૃંખલ છોકરાઓને એક કેવી રીતે કહેવાશે ? મનુષ્ય અને ગધેડો, રાજહંસ અને મરઘો, રાજા અને વાંદરો એક શી રીતે હોઈ શકે ? ભાગીરથીનું જલ પણ પાણીજ છે અને મોરી તથા ખાળનું જલ પણ પાણીજ છે; પરંતુ મોરીનું મેલું પાણી એક ઘુંટડો પણ પી શકાતું નથી. માટે મનુષ્યના આચાર શુદ્ધ અને વિચાર પણ શુદ્ધ જોઇએ અને તે વીતરાગ અને સારી બુદ્ધિવાળો હોવો જોઈએ. સેનામાં જો શૂરવીર કરતાં ભીરુની ભરતી અધિક કરવામાં આવે તો યુદ્ધપ્રસંગે ફજેતીજ ઉડે છે. શ્રીમંતને છોડી દરિદ્રની સેવા કરવા લાગીએ તો લાભ ક્યાંથી મળે ? એક પાણીમાંથીજ સર્વની ઉત્પત્તિ થઇ છે; પરંતુ વિચાર કરી સેવન કરવું જોઇએ. એકદમ સર્વનુંજ સેવન કરીએ તો તે મૂર્ખતાજ છે. પાણીમાંથી અન્ન ઉત્પન્ન થાય છે અને અન્નનુંજ વમન થાય છે, પરંતુ તે વમનનું કાંઇ ભક્ષણ કરી શકાતું નથી; માટે નિંદ્ય વસ્તુનો ત્યાગ કરવો, વંદ્ય વાતને અંતઃકરણમાં ધારણ કરવી અને તેમ કરીને સત્કીર્તિથી સમગ્ર ભૂમંડળ ભરી કાઢવું. ઉત્તમ મનુષ્યને ઉત્તમ વસ્તુજ ગમે છે; પરંતુ નીચને તે ગમતી નથી અને એટલા માટેજ ઈશ્વરે તેને દુર્ભાગી બનાવી મૂકયો છે. માટે સર્વ મૂર્ખતાનો ત્યાગ કરી ઉત્તમ લક્ષણો ધારણ કરવાં અને હરિકથા તથા પુરાણાદિનું શ્રવણ અને નીતિન્યાયનું વર્તન કરવું. વિવેકપૂર્વક ચાલવું, સર્વ લોકોને રાજી રાખવા અને ધીમે ધીમે સર્વને પુણ્યાત્મા બનાવતા રહેવું. જેમ બાલકની સાથે બાલકની પેઠેજ ચાલવું પડે છે અને બાલકની પેઠેજ બોલવું પડે છે તેમ માણસોને પણ ધીરે ધીરે સંભાળીને શિક્ષણ આપવું. અન્યનાં મન રાખવાં એજ ચાતુર્યનું

મુખ્ય લક્ષણ છે. જે ચતુર હોય છે તેજ ચતુરની વાત જાણે છે. અન્ય લોકો તો ઘેલા છે, પણ ગાંડાને ગાંડા કહેશો નહિ અને મર્મની વાત કદિપણ બોલશો નહિ. આમ કરવાથીજ નિઃસ્પૃહ માણસ દિગ્વિજય કરી શકે છે. અનેક સ્થળોપર અનેક પ્રસંગો આવે છે, તે સર્વને ઓળખી યથોચિત વર્તન કરવું જોઇએ અને પ્રાણી માત્રના અંતરંગ મિત્ર બનીને રહેવું જોઇએ. અન્યને પ્રસન્ન રાખવાથીજ પરસ્પર ઐક્ય થાય છે, અન્યનું મન તોડવું ઇષ્ટ નથી; માટે જે બીજાઓનું મન રાખે છે, તેજ મોટો મહંત છે. મન રાખવાથીજ સર્વ મનુષ્યો આપણી તરફ આકર્ષાઇ આવે છે.





# दशक १४ मो

## समास १ लो–निस्पृहलक्षण.



વે નિસ્પૃહ પુરુષની શિક્ષા, યુક્તિ, બુદ્ધિ અને શાણપણ કેવાં હોય છે કે જેને લીધે તેના અંતરમાં સમાધાન રહે છે તે સાંભળો. મંત્ર સરલ છતાં જેમ મોટી સિદ્ધિ આપે છે અને જો કોઈ ઔષધ સાદું હોય છે તોપણ તેથી ગુણ સારો થાય છે; તેમ મારૂં કથન સાદું છે, પરંતુ તે અનુભવસિદ્ધ છે. તેના યોગથી દુર્ગુણો તત્કાળ નષ્ટ થાય છે અને ઉત્તમ ગુણો પ્રાપ્ત થાય છે;માટે આ તીવ્ર શબ્દરૂપી ઔષધનું શ્રોતાઓએ ધ્યાનથી સેવન કરવું. નિસ્પૃહતા ધારણ કરવી નહિ અને ધારણ કરી તો પછી તેને છોડશો નહિ; અને જો છોડો તો પછી પરિચિત માણસોમાં રહેશો નહિ. સ્ત્રીને દ્રષ્ટિસમીપ રાખશો નહિ, મનને તેની મધુરતા ચખાડશો નહિ અને જો ધૈર્યનો ભંગ થઈ જાય તો પછી લોકોમાં તમારૂં મુખ બતાવશો નહિ. એક સ્થળમાં રહેશો નહિ, સંકોચ કરશો નહિ અને કનક તથા કાન્તા તરફ જોશો નહિ. આચારભ્રષ્ટ થશો નહિ, દ્રવ્ય આપે તો લેશો નહિ અને પોતાના ઉપર દોષનો શબ્દ આવવા દેશો નહિ. ભિક્ષા માગતાં લાજશો નહિ, ખપથી વધુ ભિક્ષા લેશો નહિ અને પૂછે તોપણ પોતાની ઓળખાણ આપશો નહિ. ભભકાદાર અથવા તો મલિન વસ્ત્ર પહેરશો નહિ, રાજસી અન્ન ખાશો નહિ, દુરાગ્રહ કરશો નહિ અને પ્રસંગને અનુસરીને વર્તજો. ભોગોમાં મન આપતા નહિ, દેહના દુઃખથી ત્રાસશો નહિ અને દીર્ઘ જીવનની ઇચ્છા કરશો નહિ. વિરક્તિ છૂટવા દેશો નહિ, ધૈર્યને ચળવા દેશો નહિ અને વિવેકબળને જાગૃત રાખ્યા કરીને જ્ઞાનને

મલિન થવા દેશો નહિ. કરુણા–કીર્તન છોડશો નહિ, અંતર્ધ્યાનને મોડશો નહિ અને સગુણ મૂર્તિનો પ્રેમતંતુ તોડશો નહિ. ચિત્તમાં ચિંતા ધરશો નહિ, કષ્ટમાં ખેદ માનશો નહિ અને ગમે તે થાય છતાં પ્રસંગપર ધૈર્ય છોડશો નહિ. કોઇ અપમાન થતાં ખેદ કરશો નહિ, ધિક્કારે તો ઝૂરશો નહિ અને મ્હેણું મારે તો કષ્ટ પામશો નહિ. વિરક્ત પુરુષે વૃથા લોકલજ્જા ધરવી નહિ, વૃથા લજાવે તો લાજવું નહિ તેમજ ખીજવે તો ખીજાવું નહિ. શુદ્ધ માર્ગ છોડવો નહિ, દુર્જનની સાથે વિતંડાવાદ કરવો નહિ અને ચાંડાલની સાથે સંબંધ થવા દેવો નહિ. તપેલો સ્વભાવ રાખવો નહિ, કોઇ ભાંડે તેને સામું ભાંડવું નહિ. કોઈ વાતેવાતમાં અથવા ઠઠ્ઠા મશ્કરીમાં ઉડાવે તો ઉડવું નહિ અર્થાત્ પોતાની સ્થિતિ–ગંભીરતા છોડવી નહિ. વારંવાર કોઇ હસાવે તો હસવું નહિ, બોલાવે તો બોલવું નહિ અને કોઇ ચલાવે તો ચાલવું નહિ. એકજ વેષ ધરવો નહિ, એકજ પોષાક પહેરવો નહિ, એકજ દેશમાં રહેવું નહિ; સર્વત્ર ભ્રમણ કરતા રહેવું. કોઈની સાથે દઢ સંબંધ થવા દેવો નહિ, પ્રતિગ્રહ (દાન ) લેવો નહિ અને સર્વકાળ સભામાં બેસવું નહિ. શરીરપર કોઇ નિયમ કે ટેવ લાગુ પડવા દેવી નહિ, કોઈને ભરોંસો આપવો નહિ અને નક્કીપણાના બંધનનો અંગીકાર કરવો નહિ. નિત્યનિયમ છોડવો નહિ. અભ્યાસને બૂડવા દેવો નહિ અને ગમે તે થાય પણ પરતંત્ર થવું નહિ. સ્વતંત્રતા જવા દેવી નહિ, નિરપેક્ષતાને તૂટવા દેવી નહિ, વારંવાર પારકી અપેક્ષા રાખવી પડે એમ કરવું નહિ. વૈભવ દ્રષ્ટિએ જોવો નહિ, ઉપાધિના સુખમાં અટકી રહેવું નહિ અને સ્વરૂપસ્થિતિની એકાંત છોડવી નહિ. સ્વચ્છંદ કરવો નહિ, લોકોમાં નિંદ્ય હોય તે કાર્ય કરવું નહિ અને કદિ પણ કશાપર આસક્ત થવું નહિ. પરંપરા તોડવી નહિ, ઉપાસના મોડવી નહિ અને કદિ પણ જ્ઞાનમાર્ગ છોડવો નહિ. કર્મમાર્ગ છોડવો નહિ, વૈરાગ્યને ઘટવા દેવો નહિ અને સાધન તથા ભજનનું કદિપણ ખંડન કરવું નહિ. અતિવાદ કરવો નહિ, અનીતિ મનમાં પણ ધારવી નહિ અને ક્રોધના આવેશમાં અનુચિત માર્ગે જવું નહિ. ન માને તેને કહેવું નહિ, કંટાળો આવે તેવું બોલવું નહિ, એક સ્થલે બહુ વર્ષ રહેવું નહિ. કોઇ પણ ઉપાધિ કરવી નહિ અને કરી તો તેને ધારણ કરવી નહિ અને ધારણ કરી તો તેમાં ફસી રહેવું નહિ. મોટાઇથી

રહેવું નહિ, મોટાઇ ધરી બેસવું નહિ અને ક્યાંય પણ માનને ઇચ્છવું નહિ. સાદાઈ છોડી દેવી નહિ, છોટાઇનો ત્યાગ કરવો નહિ અને ખાસ કરી શરીરમાં અભિમાન ધારણ કરવું નહિ. અધિકાર વિના બોલવું નહિ, દબાણ કરીને ઉપદેશ આપવો નહિ અને પરમાર્થ સંકુચિત કરવો નહિ. કઠિન વૈરાગ્ય છોડવો નહિ, કઠિન અભ્યાસ તોડવો નહિ અને કોઇ પણ વિષયમાં કઠોરતા ધારણ કરવી નહિ. કઠોર શબ્દ બોલવો નહિ, કઠોર આજ્ઞા કરવી નહિ અને ગમે તે થાય તોપણ કઠોરતા ધારણ કરવી નહિ. પોતે અસક્ત થવું નહિ, કર્યા સિવાય કહેવું નહિ અને શિષ્યો પાસે બહુ માગવું નહિ. ઉદ્ધત શબ્દ બોલવા નહિ. ઇંદ્રિયોનું સ્મરણ કરવું નહિ અને શાક્તમાર્ગનો સ્વીકાર કરી સ્વચ્છંદી બનવું નહિ. હલકું ( વાળવું, ધોવું ઇત્યાદિ ) કામ કરતાં શરમાવું નહિ, વૈભવ હોય તો તેથી ઉન્મત્ત થવું નહિ અને જાણી જોઇને ક્રોધાવેશમાં સપડાવું નહિ. મોટપણમાં ચૂકવું નહિ, ન્યાય–નીતિ છોડવાં નહિ અને ગમે તે થાય તોપણ અપ્રમાણિકપણે વર્તવું નહિ. સમજ્યાવિના બોલવું નહિ, અનુમાનના આધારપર નિશ્ચય કરવો નહિ અને કોઈ મૂર્ખતાથી કાંઇ કહે તો તેનું દુઃખ ધરવું નહિ. સાવધતા છોડવી નહિ, સર્વદેશીપણાનો ત્યાગ કરવો નહિ અને આળસુપણામાં સુખ માનવું નહિ. મનમાં વિકલ્પ રાખવો નહિ, સ્વાર્થી આજ્ઞા આપવી નહિ અને કદાચ અપાઇ ગઈ તો પાછળથી તેનો આગ્રહ ધરવો નહિ. પ્રસંગ વિના બોલવું નહિ, સંબંધ વિનાનું ગાવું નહિ અને વિચાર કર્યા વિના અવિચારને માર્ગે જવું નહિ. પરોપકાર છોડવો નહિ, બીજાને પીડા કરવી નહિ અને કોઈના મનમાં પણ વિકલ્પ થવા દેવો નહિ. અજ્ઞાનીપણું છોડવું નહિ, મહંતપણું ધારણ કરવું નહિ અને દ્રવ્યને માટે કીર્તન કરતા ફરવું નહિ. સંશયાત્મક બોલવું નહિ, ઝાઝા નિશ્ચય કરવા નહિ અને સમજ્યા વિના ગ્રંથ હાથમાં લેવો નહિ. જાણતા હોઇએ તે પૂછવું નહિ, પૂછવામાં અભિમાન દર્શાવવું નહિ અને અમુક વાત કહીશજ એવું કોઈને વચન આપવું નહિ. જ્ઞાનનો ગર્વ રાખવો નહિ, સહસા કોઇને કષ્ટ આપવું નહિ અને કયાંય પણ કોઇની સાથે વાદવિવાદ આદરી બેસવું નહિ. સ્વાર્થબુદ્ધિ રાખવી નહિ, કારભારમાં પડવું નહિ અને રાજદ્વારમાં કાર્યકર્તા થવું નહિ. કોઇને ભાર આપવો નહિ, જડ ભિક્ષા માગવી નહિ

અને ભિક્ષાને માટે પોતાની પરંપરા કહેવી નહિ. વિવાહના કામમાં પડવું નહિ, મધ્યસ્થ થવું નહિ અને વ્યાવહારિક ઉપાધિ શરીરપર વહોરવી નહિ. પોતાનો વ્યવહાર પરાયા હાથમાં જવા દેવો નહિ, ખરાબ અન્ન ખાવું નહિ અને પરોણા તરીકેનું આમંત્રણ ગ્રહણ કરવું નહિ. શ્રાદ્ધ-પક્ષ, છઠ, છમાસી, શાંતિ, ગર્ભાધાન, વરસી, ઉજાણી, અનેક પ્રકારનાં જમણવાર, બાધા, વ્રતો, ઉદ્યાપનો, એવા પ્રસંગોએ નિસ્પૃહ પુરુષે જવું નહિ, ત્યાંનું અન્ન ખાવું નહિ અને પોતાને દીન માગણીયાટ બનાવવો નહિ. કોઈ પણ સ્થળે લગ્ન વા અન્ય મુહૂર્તપર જવું નહિ, ઉદરને માટે ગાવું નહિ અને પૈસા લઇને કીર્તન કરવું નહિ. ભિક્ષાનો ત્યાગ કરવો નહિ, વારાબંધી ભોજન કરવું નહિ અને નિસ્પૃહીએ મૂલ્ય લઇને યાત્રા કરવી નહિ. મૂલ્ય લઈ સુકૃત કરવું નહિ, મૂલ્ય લઇ પૂજારી થવું નહિ અને ઈનામ આપવામાં આવે તોપણ તે નિસ્પૃહ માણસે લેવું નહિ. નિસ્પૃહ મનુષ્યે ક્યાંય પણ મઠ સ્થાપન કરવો નહિ અને સ્થાપન કર્યો તો ધારણ કરવો નહિ અને મઠાધિપતિ થઇ બેસવું નહિ.

નિસ્પૃહ માણસે બધું કરવું, પરંતુ પોતે તેમાં લીન થઇ જવું નહિ. પોતે અલગ રહીને એકબીજાદ્વારા ભકિતમાર્ગ સ્થાપન કરવો જોઇએ. પ્રયત્ન વિના રહેવું નહિ, આલસ્યને પાસે આવવા દેવું નહિ અને દેહ છતાં ઉપાસનાનો વિયોગ નહિ. ઉપાધિમાં પડવું નહિ, શરીરને ઉપાધિ વળગવા દેવી નહિ અને નિઃસંગપણે રહીને ભજનનો માર્ગ છોડવો નહિ. બહુ ઉપાધિ વળગવા દેવી નહિ, તેમ છેક ઉપાધિ વિના પણ કામનું નહિ. સગુણની ભક્તિ છોડવી નહિ, પરંતુ ઈશ્વરથી વિભક્તપણું (જુદાપણું) પણ ખોટું છે. ઝાઝું દોડવું નહિ તેમ કોઇ એક ઠેકાણે લાંબો સમય રહેવું પણ નહિ. શરીરે બહુ કષ્ટ કરવું નહિ, તેમ છેક એદીપણું રાખવું એ પણ ખોટુંજ છે. ઝાઝું બોલવું નહિ તેમ છેક ન બોલવું એ પણ કામનું નહિ. બહુ અન્ન જમવું નહિ તેમ છેક ઉપવાસ કરવો પણ સારો નહિ. ઝાઝી નિદ્રા લેવી નહિ અને નિદ્રાને બહુ રોકવી પણ નહિ. ઝાઝા નિયમ રાખવા નહિ તેમ છેક અનિયમિતપણું પણ ખોટું છે. ઝાઝા લોકોમાં રહેવું નહિ તેમ ઘોર અરણ્ય પણ સેવવું નહિ. દેહનું ઝાઝું લાલનપાલન કરવું નહિ તેમ તેના તરફ છેક અલક્ષ્ય કરીને આત્મહત્યા કરવી એ પણ ખોટું છે. કોઇનો પણ ઝાઝો સંગ

કરવો નહિ તેમ સંતનો સંગ છેક છોડવો નહિ. કર્મઠપણું કામનું નથી અને અનાચાર પણ ખોટો છે. લોકાચાર છેક છોડવો નહિ તેમ છેક લોકરૂઢીને આધીન પણ થઇ રહેવું નહિ. ઝાઝી પ્રીત પણ કામની નથી અને નિષ્ઠુરતા રાખવી પણ ખોટીજ છે. ઝાઝો સંશય ધરવો નહિ તેમ સ્વચ્છંદીપણું પણ કામનું નથી. બહુ પ્રકારનાં સાધનો કરવામાં પડવું નહિ તેમ છેક સાધન ન કરવાં એ પણ ખરાબજ છે. બહુ વિષયો ભોગવવા નહિ તેમ વિષયોનો સંપૂર્ણ ત્યાગ પણ બની શકે તેમ નથી. દેહપર ઝાઝી મમતા રાખવી નહિ તેમ તેને માટે ઝાઝું કષ્ટ પણ સહન કરવું એ પણ ખોટું છે. દૂર રહીને અનુભવ લેવો નહિ, કેમકે જાતિઅનુભવ વિના કામ ચાલતું નથી. આત્મસ્થિતિ પ્રાપ્ત થઇ હોય તે કહી બતાવવી નહિ; પરંતુ છેક સ્તબ્ધતા ( મૌન ) પણ ખોટી છે. મનને રહેવા દેવું જોઇએ નહિ તેમ છેક મન વિના પણ કામ ચાલે તેમ નથી. અલક્ષ્ય વસ્તુ જોઇ શકાતી નથી તેમ તે તરફ લક્ષ્ય ન રહેવું એ પણ ખરાબ છે. પરમાત્મા મન અને બુદ્ધિથી અગોચર છે, પરંતુ બુદ્ધિ વિના પણ અંધકારજ છે. કેટલીક બાબતો જાણીને તેનું વિસ્મરણ કરવું જોઇએ, પરંતુ અજ્ઞાન તો ખોટુંજ છે. જ્ઞાતાપણાનું અભિમાન ધરવું નહિ, પરંતુ જ્ઞાતાપણા વિના કામ પણ ચાલતું નથી. અતકર્ય વસ્તુનો તર્ક કરવો નહિ, પરંતુ તર્ક કર્યા વિના રહેવું એ પણ ખરાબજ છે. દશ્યનું સ્મરણ કામનું નથી, પરંતુ તેનું વિસ્મરણ થવા દેવું પણ ઉપયોગી નથી. કશી ચર્ચા કર્યા વિના પણ ચાલે તેમ નથી, જગત્ સાથે ભેદ રાખવો કામનો નથી, પરંતુ છેક વર્ણસંકર ( ભેળભેળ ) પણ કરવું નહિ. પોતાનો ધર્મ છોડવો નહિ, પરંતુ ધર્માભિમાન પણ સારૂં નથી. આશાબદ્ધ થઇ બોલવું નહિ, વિવેક વિના ચાલવું નહિ અને ગમે તે થાય તો પણ મનનું સમાધાન ચળવા દેવું નહિ. અશુદ્ધ ગ્રંથ લખવા નહિ તેમજ ગ્રંથ લખ્યા વિના પણ કામ ચાલતું નથી. અશુદ્ધ કદિ વાંચવું નહિ, પરંતુ વાંચ્યા વિના રહેવું એ પણ ખોટુંજ છે. નિસ્પૃહતાથી બોલવાનું છોડવું નહિ, પરંતુ કોઇ શંકા કરે તો તેને ભાંડવું નહિ અને શ્રોતાઓની વાતપર કદિ ખોટું લગાડવું નહિ. આ શીખામણ ચિત્તમાં ધરશો તો સર્વ સુખ પ્રાપ્ત થશે અને મોટાપણું આપોઆપજ તમારામાં પ્રકટ થશે.

# समास २ जो-भिक्षानिरूपण.



ભિક્ષા માગવી એ બ્રાહ્મણની મુખ્ય દીક્ષા છે. તેણે-"ॐ भवति भिक्षां देहि" એ વ્રતનું સંરક્ષણ કરવું જોઈએ. જે ભિક્ષા માગીને જમે છે તેને નિરાહારી કહેલો છે. ભિક્ષા માગીને મેળવેલું ભોજન જમવાથી દાનનો દોષ દૂર થાય છે. સજ્જન કે અસજ્જનની પાસેથી કોરૂં અન્ન માગીને જે ભોજન કરે છે તે દરરોજ અમૃતપાનજ કરે છે.

**भिक्षाहारी निराहारी भिक्षा नैव प्रतिग्रहः ।**
**सदसद्गृहभिक्षान्नं सोमपानं दिने दिने ॥**

( અર્થ:-ભિક્ષા માગીને જે ભોજન કરે છે તે નિરાહારજ રહે છે એમ સમજવું. ભિક્ષા લેવાથી દાન લીધા સમાન થતું નથી. એ ભિક્ષા સજ્જનના ઘરની હોય પણ તે પ્રતિદિન અમૃતપાન રૂપજ છે. ) આવું ભિક્ષાનું માહાત્મ્ય છે. સર્વોત્તમ એવો જે પરમેશ્વર તેને પણ ભિક્ષા માન્ય છે. ઈશ્વર કે જેનો મહિમા અગાધ છે, તેણે પણ ભિક્ષા માગી છે. દત્તાત્રેય, ગોરખનાથ આદિ સિદ્ધ પુરુષોએ પણ લોકોની પાસે ભિક્ષા માગી છે. ભિક્ષાથી નિસ્પૃહતા પ્રકટ થાય છે. વાર બાંધીને તે તે વારે અમુક અમુક ઘરનીજ ભિક્ષા ઉપર આધાર રાખીને બેસવાથી મનુષ્ય પરાધીન થાય છે; તેજ પ્રમાણે પ્રતિદિન એકજ ઘરની ભિક્ષા લેનારને પણ સ્વતંત્રતા રહેતી નથી. આઠ આઠ દિવસનું ધાન્ય સંગ્રહી રાખવામાં પણ કંટાળાભરેલુંજ છે. ભિક્ષુએ અગાઉથી ગોઠવણ કર્યા વિના ઉઠીને એકાએક નિત્ય નવે ઠેકાણેથી ભિક્ષા લેવી સારી છે. નિત્ય નવે નવે સ્થાને જવું અને ખૂબ દેશાટન કરવું. આવી રીતે કરવામાં આવે તોજ ભિક્ષા માગવી એ શ્રેષ્ઠ અને વખાણપાત્ર થાય છે. નિત્ય ભિક્ષાનો અભ્યાસ હોય છે તેને ક્યાંય પણ પરદેશ લાગતો નથી. તેને તો ત્રૈલોક્યમાં જ્યાં ત્યાં સ્વદેશજ છે. ત્યાગીએ ભિક્ષા માગતાં ખીજાવું નહિ, ભિક્ષા માગતાં લાજવું નહિ અને ભ્રમણ કરવું પડે તેથી થાકવું નહિ. સદા ભગવાનની કીર્તિ વર્ણન કરનારને નિસ્પૃહતાથી ભિક્ષા માગતો જોઈને નાનાં મોટાં સર્વ આશ્ચર્ય પામે છે. ભિક્ષા એ કામધેનુ છે; કેમકે તે નિરંતર ફળ આપે છે અને તે ફળ સામાન્ય હોતાં નથી. ભિક્ષાને

અમાન્ય કરનારો યોગી દુર્ભાગી છે. ભિક્ષાથી પરિચય થાય છે, ભિક્ષાથી ભ્રમ નિવૃત્ત થાય છે અને સામાન્ય ભિક્ષા આપવાનું સકળ પ્રાણી માન્ય કરે છે. ભિક્ષા એટલે નિર્ભય સ્થિતિ; ભિક્ષાથી સાધુત્વ પ્રકટ થાય છે. વળી સ્વતંત્રતા અને ઇશ્વરપ્રાપ્તિ એ પણ ભિક્ષાનાજ ગુણ છે. ભિક્ષાને કોઇની અડચણ હોતી નથી, ભિક્ષાપર નિર્વાહ કરનાર સ્વતંત્ર છે અને ભિક્ષાના યોગથી સમયનું સાર્થક્ય થઇને કાળ વ્યતીત થાય છે. ભિક્ષા એ કલ્પલતા છે અને તે ફળ–ફૂલથી ભરપૂર છે. નિર્લજ્જ માણસને પણ તે કુસમયપર ફળદાયક થાય છે. પૃથ્વીપરના નાના પ્રકારના દેશોમાં ફરવા છતાં ભિક્ષુ–ત્યાગી ભૂખે મરતો નથી અને તે કોઇ પણ સ્થળે બોજારૂપ થઈ પડતો નથી. ત્યાગીને માટે ગાય પાળવી, વ્યાપાર કરવો, ખેતી કરવી એ ધંધાઓ કરતાં પણ ભિક્ષાની પ્રતિષ્ઠા વધુ છે; માટે ત્યાગીએ ગમે તે થાય પણ ભિક્ષાની ઝોળી મૂકી દેવી નહિ. ત્યાગીને માટે ભિક્ષા સમાન બીજો વૈરાગ્ય નથી. વૈરાગ્યથી મોટું કોઈ ભાગ્ય નથી અને તેનામાં જો વૈરાગ્ય ન હોય તો તે એક પ્રકારનું અભાગ્યજ સમજવું. પૂછવું પડે તો “ કાંઇ ભિક્ષા છે ? ” એટલુંજ પૂછવું; થોડામાં સંતોષ માનવો અને કોઈ અધિક આપે તોપણ તેમાંથી માત્ર એક મૂઠીજ લેવી. આનંદી-પણાથી ભિક્ષા માગવી અને કોમળ વાણી બોલવી એ નિસ્પૃહતાનાં લક્ષણ છે અને તે પરમસુખદાયક છે. આવી ભિક્ષાની સ્થિતિ છે. તે યથામતિ સંક્ષેપમાં જણાવી. ભિક્ષાથી ભાવિ વિપત્તિ ટળી જાય છે.

## समास ३ जो—कवित्वलक्षणनिरूपण.



કવિતામાં શબ્દરૂપ પુષ્પની માળામાં ભરેલા અર્થરૂપ સુંદર સુગંધિત પરિમલથી સંતજનરૂપ ભ્રમરસમૂહને આનંદ થાય છે; માટે આવી માળા અંતઃકરણમાં ગુંથી તે શ્રીરામચંદ્રને અર્પણ કરવી. તેમાં નિરાકાર પરબ્રહ્મનો જે ઓંકારરૂપ અખંડ દોરો હોય છે તેને કદિ ખંડિત કરશો નહિ. આવડત હોય તેણે પરોપકારને માટે

કવિતા અવશ્ય કરવી. તે કવિતાનાં લક્ષણો હવે જણાવું છું. જેના યોગથી ભગવદ્ભક્તિ ઉત્પન્ન થાય, જેના યોગથી વિરક્તિ ઉત્પન્ન થાય, એવી કવિત્વની કળા પ્રથમ તો વધારવી. આચરણ વિનાનું કેવળ શબ્દજ્ઞાન સજ્જનોને માન્ય થતું નથી; માટે આર્દ્ર હૃદયથી પરમાત્માને પ્રસન્ન કરવા. કારણ કે પરમાત્માની પ્રસન્નતાથી જે જે બોલવામાં આવે છે, તેની અત્યંત પ્રશંસા થાય છે અને તેનું નામજ પ્રાસાદિક વાણી છે.

અનેક લોકોના જણાવ્યા પ્રમાણે 'ધીટ', 'પાઠ' અને 'પ્રાસાદિક' એવા ત્રણ પ્રકારની કવિતા હોય છે; તો હવે તે પ્રકારનાં લક્ષણો જણાવું છું. જે કવિતા ધૃષ્ટતાપૂર્વક કરવામાં આવે તે 'ધીટ' કહેવાય; જે જે પોતાના મનમાં આવે તેને મારી મચરડીને કવિતામાં ઉતારવું તેને 'ધીટ' કાવ્ય કહે છે. 'પાઠ' કવિતા એટલે પાઠાંતર કરવું તે; અનેક ગ્રંથો જોઇ અને વાંચીને તેના જેવાજ વિચારો અને શબ્દો બોલવા તે 'પાઠ' કવિતા કહેવાય છે. શીઘ્ર કવિતા કરવી, દ્રષ્ટિએ પડતાંજ વર્ણન કરવું, એવું જે ભક્તિરહિત કવન હોય, તેનું નામ 'ધીટ–પાઠ' કાવ્ય છે. કામોત્તેજક, રસિક, શૃંગારિક તથા પ્રસંગોપાત વીરરસ અને હાસ્યરસવાળી તેમજ અનેક કૌતુક અને વિનોદથી ભરેલી કવિતાનું નામ 'ધીટ–પાઠ' કાવ્ય છે. મન વિષયાતુર થયું હોય છે ત્યારે કાવ્યમાં પણ તેજ ઉદ્ગાર નીકળે છે; પરંતુ આવા 'ધીટ–પાઠ' કાવ્યથી જન્મ સફળ થતો નથી. ઉદરનિર્વાહને માટે કરવી પડતી મનુષ્યસ્તુતિમાં જે શબ્દપાંડિત્ય ભરેલું હોય છે તે પણ 'ધીટ–પાઠ' જ છે; માટે ધીટ–પાઠ એ ખરી કવિતા નથી. જે સમજવામાં ખટપટ પડતી હોય તે પણ કવિતા નથી અને ઉદ્ધતાઇ અને પાખંડ મત જેમાં હોય તે પણ કવિતા નથી. વાદગ્રસ્ત, રસભંગ અને દ્રષ્ટાંતહીન હોય એ પણ કવિતા નથી. કવિતામાં અનાવશ્યક વિસ્તાર અને સત્ત્વરહિત વિષય હોવો જોઇએ નહિ. કવિતા કુટિલ માણસોને સંબોધીને હોવી જોઇએ નહિ. કવિતામાં હલકટપણું હોવું જોઈએ નહિ. કવિતામાં પિષ્ટપેષણ હોવું જોઇએ નહિ. કવિતા લક્ષણહીન હોવી જોઈએ નહિ. અશુદ્ધ, તર્કશૂન્ય, કલાહીન, શબ્દહીન, ભક્તિ–જ્ઞાન–વૈરાગ્યહીન કવિતા કરવી જોઈએ નહિ. જે કવિતા ભક્તિ વિનાની હોય તેને કેવળ ઢોંગ સમજવો જોઇએ. આવડવિનાની કવિતા કંટાળાભરેલી લાગે છે. ભક્તિ વિનાનો ઉપદેશ તે પણ કેવળ વિનોદજ છે.

પ્રીતિ વિના સંવાદ શી રીતે કરી શકાય ? અસ્તુ. ધીટ–પાઠ કવિતા આ પ્રકારની હોય છે; તેમાં કેવળ અહંકારની ગાંડાઇજ ભરેલી હોય છે. હવે પ્રાસાદિક કવિતા કેવી હોય છે તે કહું છું.

વૈભવ, કનક અને કાંતા એ જેને વમન સમાન લાગે છે અને જેના હૃદયમાં સર્વોત્તમ પરમેશ્વરનું ધ્યાન લાગી રહેલું હોય છે; જેને ઘડી ઘડી ભગવત્‌પ્રીતિ ઉત્પન્ન થાય છે અને જેનો ભગવદ્‌ભજનનો પ્રેમ અધિકાધિક વધતોજ ચાલે છે; જે ભગવદ્‌ભજન વિના એક ક્ષણ પણ જવા દેતો નથી, જેનું અંતઃકરણ સર્વદા ભક્તિરંગથી રંગેલું હોય છે અને જેના અંતઃકરણમાં અચલ અને શાન્તરૂપ ભગવાન રમી રહેલા હોય છે; તે સહજ વૃત્તિથી પણ જે કાંઇ બોલે છે તે બ્રહ્મનિરૂપણ હોય છે. તેના અંતઃકરણમાં ગોવિંદ બેઠેલો હોવાથી તેને તેની ભક્તિનોજ છંદ લાગી રહે છે અને ભક્તિ વિના બીજું કાંઇ પણ કથન તે કરતો નથી. અંતઃકરણમાં જેનો પ્રેમ લાગી રહેલો હોય છે તેનુંજ વર્ણન વાણી પણ કરે છે. આવો ભક્ત ભકિતભાવથી કીર્તન કરી પ્રેમથી નાચે છે. તેનું મન ભગવંતમાં લાગેલું હોવાથી તેનું દેહાભિમાન ટળી ગયેલું હોય છે અને શંકા અને લજ્જા પણ તેનાથી નાસીને દૂર ઉભી રહે છે. તે પ્રેમના રંગથી રંગાયેલો હોય છે; તે ભકિતમદથી ઉન્મત્ત હોય છે; તેણે અહંભાવને પગ નીચે દાબેલો હોય છે. તે નિઃશંક મનથી ગાય છે અને નાચે છે. તેને લોકો તો જણાયજ ક્યાંથી ? તેની દ્રષ્ટિએ તો ત્રૈલોક્યનાયક પરમાત્માજ થાણું નાખીને બેઠેલો હોય છે. એવો જે ભગવંતમાં રંગાયેલો હોય છે તેને બીજું કાંઇ પણ જોઇતું હોતું નથી. તે પોતાની ઈચ્છાનુસાર ભગવાનનું ધ્યાન, કીર્તિ અને પ્રતાપનું વર્ણન કરે છે. ભગવંતનાં અનેક પ્રકારનાં ધ્યાનો, અનેક પ્રકારની મૂર્ત્તિઓ, અનેક પ્રકારના પ્રતાપ અને અનેક પ્રકારની કીર્તિ, એનુંજ તે વર્ણન કરે છે. તેની આગળ મનુષ્યની સ્તુતિ તેને તૃણતુલ્યજ લાગે છે. અસ્તુ. આવો જે સંસારથી વિરક્ત રહેનારો ભગવદ્‌ભકત હોય, તેનેજ સાધુજનો મુકત કહે છે. તે પોતાની ભક્તિનું જે રસિક વર્ણન કરે છે તેનું નામજ 'પ્રાસાદિક' કાવ્ય છે. તે જે સહજ બોલે છે તેમાં પણ વિવેકજ ભરેલો હોય છે.

અસ્તુ. હવે સાધારણ રીતે કવિતાનાં લક્ષણો પુનઃ કહું છું તે સાંભળો. એ સાંભળી શ્રોતાઓનાં મન સંતુષ્ટ થશે. કવિતા નિર્મળ, રસિક, સ્પષ્ટ

અને સંબંધવાળી હોવી જોઇએ. કવિતા ભક્તિબળવાળી, અર્થપૂર્ણ અને અહંતારહિત હોવી જોઇએ. કવિતા કીર્તિવર્ધક હોવી જોઇએ, કવિતા રમ્ય અને મધુર હોવી જોઇએ અને કવિતા અત્યંત પ્રતાપશાલી હોવી જોઇએ. કવિતા સરલ હોવી જોઇએ, કવિતા સંક્ષિપ્ત હોવી જોઇએ અને કવિતાનાં ચરણોની રચના સુંદર તથા સુસંબદ્ધ હોવી જોઇએ. કવિતા મૃદુ, મંજુલ, કોમલ, ભવ્ય, અદ્ભુત, વિશાળ, મિષ્ટ, મધુર, રસિક અને ભક્તિરસથી પરિપૂર્ણ હોવી જોઇએ. કવિતા અક્ષરબંધ, પદબંધ, અનેક પ્રકારના ચાતુર્યયુક્ત પ્રબંધ, નાના પ્રકારની કુશળતાવાળા છંદબદ્ધ અને અનેક બંધો અને વૃત્તોથી યુક્ત હોવી જોઇએ. વળી તે નાના પ્રકારની યુક્તિ, બુદ્ધિ, કલા, સિદ્ધિ તથા અર્થથી યુક્ત હોવી જોઈએ અને તેનું નામજ ખરી કવિતા છે. અનેક પ્રકારના અલંકાર, અનેક પ્રકારનાં દ્રષ્ટાંત, અનેક પ્રકારના તર્ક, અનેક પ્રકારના શબ્દ અને વ્યુત્પત્તિ, અનેક પ્રકારના મત, નાના પ્રકારની શંકા અને સમાધાન, અનેક પ્રકારની ગતિ, અનેક પ્રકારની વ્યુત્પત્તિ, અનેક પ્રકારની બુદ્ધિ, અનેક પ્રકારની સ્ફૂર્તિ, અનેક પ્રકારની ધારણા, અનેક પ્રકારની ધૃતિ, આ સર્વથી યુક્ત હોય તેનું નામ કવિતા છે. શંકા, પ્રતિશંકા, પ્રમાણો, જેનો યથાવત્ વિચાર કરવાથી સંશયનું નિરસન થાય એવાં શાસ્ત્રાધારે લખેલાં અનેક વાકયો, અનેક પ્રકારના પ્રસંગો, અનેક પ્રકારના વિચારો, વિવિધ પ્રકારના યોગ, વિવિધ પ્રકારનાં વિવરણ, વિવિધ પ્રકારે તત્ત્વવિચાર કરીને કાઢેલો સાર, એ સર્વથી જે કવિતા યુકત હોય છે તેનું નામજ ખરી કવિતા છે. જેમાં નાના પ્રકારનાં સાધનોનું અને પુરશ્ચરણોનું વર્ણન હોય, જેમાં વિવિધ પ્રકારનાં તપો તથા તીર્થોનું વર્ણન હોય અને જેમાં અનેક પ્રકારના સંશયોનું છેદન કરેલું હોય તેનું નામજ કવિતા છે. જેના યોગથી મનમાં પાપનો પશ્ચાત્તાપ ઉપજે, જેના યોગથી મનુષ્યને લૌકિક વિષયોની લજ્જા આવે અને જેના યોગથી જ્ઞાન ઉત્પન્ન થાય તેનું નામજ ખરૂં કાવ્ય છે. જેના યોગથી જ્ઞાન પ્રબળ થાય, જેના યોગથી વૃત્તિનો નાશ થાય અને જેના યોગથી ભક્તિમાર્ગ સમજાય તેનું નામજ ખરી કવિતા છે. જેના યોગથી દેહબુદ્ધિ નષ્ટ થાય, જેના યોગથી સંસારસમુદ્ર સુકાઇ જાય અને જેના યોગથી ભગવાન પ્રકટ થાય તેનું નામજ ખરી કવિતા છે. જેના યોગથી સદ્બુદ્ધિ પ્રાપ્ત થાય, જેના યોગથી પાખંડનો નાશ થાય

અને જેના યોગથી શુભવિચાર જાગૃત થાય તેનું નામજ કવિતા છે. જેના યોગથી સદ્વસ્તુ અર્થાત્ પરબ્રહ્મ ઓળખાય, જેના યોગથી જગતના ભાસનું નિરસન થાય, જેના યોગથી ભેદભાવનો લય થાય તેનું નામજ કવિતા છે. જેના યોગથી સમાધાન પ્રાપ્ત થાય, જેના યોગથી સંસારનાં બંધન તૂટી જાય અને જે કવિતા સજ્જનોમાં માનીતી થાય તેનું નામજ કવિતા છે. આ પ્રકારે જો કવિતાનાં લક્ષણો વર્ણવવા જઇએ તો તે પુષ્કળ છે, પરંતુ જાણવાને માટે થોડાનું વર્ણન કર્યું; છે.

## समास ४ थो–कीर्तनलक्षणनिरूपण.




(આ સમાસમાં 'ક' થી 'ક્ષ' પર્યંત ક્રમાનુસાર સર્વ વર્ણો આપવામાં આવ્યા છે.)

લિયુગમાં કીર્તન કરવું, કેવળ કોમલ અને કૌશલ્ય-યુક્ત ગાન કરવું, કર્કશ અને કુડાં વચનોનો ત્યાગ કરવો. (ખ) ખટપટ સર્વ ખૂંટી (ચૂંટી) નાખવી. ખલની સાથે ઝઘડો કરવો નહિ અને ખરા કિંવા ખોટાથી આપણી વૃત્તિને ખળભળવા દેવી નહિ. (ગ) ગર્વથી કદિ પણ ગાયન ગાવું નહિ, ગોવિંદ-ગુણ ગાતાં ગાતાં ગળવું (થાકવું) નહિ અને ગુપ્ત વાત પ્રકટ કરવી નહિ તથા ગોવિંદગુણ ગાવા. (ઘ) ઘસડાઇ ઘસડાઇ ભળતીજ દિશામાં ચાલ્યું જવું નહિ, કીર્તન કરતાં બહુ હાલવું, ડોલવું વા ખસવું નહિ. (એની પછી 'ઙ' અક્ષર છે, પરંતુ તેથી શરૂ થતો કોઇ શબ્દ ભાષામાં નહિ હોવાથી શ્રી સમર્થે 'ન' નો પ્રયોગ કર્યો છે.) (ન) નારાયણનાં અનેક નામો, સગુણનાં અનેક ધ્યાનો, પરમાત્માની અદ્ભુત કીર્તિનાં વિવિધ કીર્તનો કરવાં. (ચ) ચકચકીત (સ્પષ્ટ) હોય તેને છોડવું નહિ, ખરાને છોડવું નહિ અને કોઇનું હૃદય દુઃખાય એમ કરવું નહિં. (છ) કોઇનો પણ છળ કરવો નહિ, કોઇ આપણો છલ કરે તોપણ આપણે તેનો છળ કરવો નહિ. (જ) જી જી જી જી (હાજી, હાજી) કરવું નહિ, જે જે જાગૃત રહે છે તે સર્વ પવિત્ર રહે છે; જગદીશ્વરના જપ જપીને શ્રોતા-

જનરૂપી જનાર્દનને સંતુષ્ટ કરવા. (ઝ) ઝરો જ્યાં ઝરપતો ( વહેતો ) હોય છે ત્યાં જેમ તૃષાતુર માણસો આપોઆપજ જાય છે, તેમ ભગવત્‌કીર્તન થતું હોય ત્યાં પ્રેમી શ્રોતાઓ આપોઆપજ આવે છે. ( 'ञ' આદ્યાક્ષરનો કોઈ શબ્દ નથી, તેથી અહીંઆં 'ય' અક્ષરની યોજના કરી છે.) (ય) જેઓ બુદ્ધિવાન છે તેમને 'યા યા' અર્થાત્ આવો, આવો એમ કહેવાની તેમજ આવવાનો આગ્રહ કરવાની જરૂર રહેતી નથી. (ટ) ટકટક ટકટક કરશો નહિ, ટાળવાની વાત કરશો નહિ, તેમ કંટાળો પણ ઉત્પન્ન કરશો નહિ. (ઠ) ઠકઠકાટ કરવો નહિ, કીર્તનમાં વિઘ્ન નાખનાર દુષ્ટોને પાસે આવવા દેવા નહિ; કારણ કે તેથી ધ્યાન ભંગ થાય છે. (ડ) ડગમગ ડગમગ થશો નહિ, ડગમગ ડગમગ થઇને ડગમગાવશો નહિ. અભિમાનમાં આવી જઇ ચૂક કરશો નહિ. (ઢ) આડા અવળા ઢળી પડો અને જોશબંધ નાચો તથા કુદો અને આવા ઢગલાબંધ ખેલ કરો; તોપણ કોઇનું મન લેશ માત્ર પણ વળશે નહિ અને એવું સર્વ કંટાળાભરેલુંજ થઇ પડશે. ( 'ણ' આદ્યાક્ષરનો શબ્દ ભાષામાં નહિ હોવાથી અત્રે 'ન' નો પ્રયોગ કરવામાં આવ્યો છે. ) (ન) નાના પ્રકારનાં સુંદર, સરસ, નમ્ર ગુણોથી યુક્ત, નાના નિયમોથી યુક્ત, મધુર અને રસાળ ગાવું. (ત) તાલ, તંબૂરો, તાન-માનથી યુક્ત અને તાલબદ્ધ તંતુવાદ્ય એ સર્વથી યુક્ત હોય તો બુદ્ધિમાન લોકો તત્કાલ તેમાં તનમનથી તલ્લીન થઇ જાય છે. (થ) થૈ થૈ એવો પ્રેમી ભકતોનો ઉચ્ચ શબ્દ અને થરક થરક નાચ જોઇને રોમાંચ થર થર થરકે છે. (દ) તેમનામાં સર્વ દક્ષતાજ દાટેલી (ભરેલી) હોય છે અને કથાપ્રબંધ એવો ઉત્તમ હોય છે, કે જેથી સર્વ શ્રોતાઓનાં અંતઃકરણ કરુણાથી ભરાઈ આવે છે. (ધ) ધર્ત ( ચતુર ) માણસ તેના કીર્તનમાં તત્કાળ ધાઇ આવે છે અને તેઓ તેની વિલક્ષણતા જોઈને દંગ થઈ જાય છે અને કીર્તનનો રંગ જામતાં જામતાં જામી જાય છે. (ન) નાના પ્રકારનાં કૌતુકો અને નાના પ્રકારના વિદ્વત્તાપૂર્ણ હાવભાવ કીર્તનમાં આવે છે. ( પ ) પાપ જેથી નિવૃત્ત થઇ જાય, પુણ્યની પ્રાપ્તિ થાય અને તે પુનઃ પુનઃ લોકોના સ્મરણમાં આવ્યા કરે, એવું કીર્તન કરવું. (ફ) ફોકટ બોલવું નહિ કોઇને ફસાવવા નહિ; અને કોઇની નિંદા કરવી નહિ. (બ) " બાવાજી, બાવાજી " કહીને ઉત્તમ

ભક્તિપૂર્ણ કથા સાંભળવાને માટે સર્વ લોકો દોડી આવે છે અને કથા કરવાને બળથી કહે છે. (ભ) ભક્તિભાવથી જે ભક્ત ભવ્ય થયેલો હોય છે, જે ભાવિક લોકોપર ઉપકાર કરીને અનેક માણસોને ભૂષણરૂપ બનેલો હોય છે તેજ લોકોમાં 'ભલો, ભલો' કહેવાય છે. (મ) માનવા યોગ્ય ઉપદેશને મનથી માન આપવું. મમત્વથી મત્ત થવું નહિ; જો કે ઘણા લોકો મેં મેં મેં મેં (હું હું હું હું) કરીને અહંકારની વાણીજ બોલ્યા કરે છે. (ય) 'યા, યા' (આવો, આવો) એમ લોકોને કહેવાની જરૂર પડતી નથી. શિક્ષાપૂર્ણ કીર્તન સાંભળવાને તો લોકો આપો આપજ ચાલ્યા આવે છે. (ર) રસાળ સુરંગ રાગરંગથી સંગીતની રાગ-રાગિણીમાં માણસનું અંતઃકરણ રંગાઇ જાય; એટલે રત્નની પાછળ જેમ રત્નપરીક્ષકો દોડતા આવે છે તેમ તેની પાછળ પણ લોકો દોડતા આવે છે. (લ) લોકોનો ઈશ્વરપ્રેમ ભક્તિપૂર્ણ કીર્તન સાંભળીને વૃદ્ધિંગત થાય છે, મન નિર્મળ થાય છે અને ભૂતદયાનો સંચાર થાય છે. (વ) કીર્તનમાં વ્યર્થ વચન વદવાં જોઈએ નહિ, વ્યર્થ વિવરણ કરવું જોઇએ નહિ અને વિનયયુકત વાણીવડે લોકોને સંતુષ્ટ કરવા જોઇએ. (શ) શાસ્ત્ર, વેદ અને વિદ્વાનોને જેનાં વચન અનુકુળ નથી હોતાં તેને કોઇ પણ માનતું નથી. (હવે પછી 'ષ' વર્ણ આવે છે, પરંતુ 'ષ' આદ્યાક્ષરનો ભાષામાં શબ્દ નથી, માટે શ્રી સમર્થે અહીંઆં 'ષ' ને બદલે 'ખ' અક્ષરની યોજના કરી છે.) (ખ) ખરાખોટાના ખીચડામાંથી ખરૂં શું એ વાત લોકોને સમજાય એટલે ખરખરો (સંદેહ) હોય તે ખસી જાય છે અને ખોટું હોય તે પોતાના ખોટાપણાથીજ નષ્ટ થઈ જાય છે. (સ) સાહિત્ય અને સંગીત સજ્જન પુરુષોને સારાં લાગે છે; માટે તેનાદ્વારા સમસ્ત લોકોને સારાસારનો વિવેક શિખવવો જોઇએ. (હ) જે હાસ્ય અને હર્ષની હોંશવાળો છે અને હા હા હી હીમાંજ ભૂલો પડેલો છે તેનું પરલોકનું હિત સધાતું નથી. ('ળ' આદ્યાક્ષરવાળો શબ્દ નહિ હોવાથી સંસ્કૃત ભાષાના નિયમ પ્રમાણે અહીંઆં 'લ' વર્ણની યોજના કરી છે. (લ) લોચન (ચક્ષુ) વડે અજ્ઞાત કાળના લક્ષરૂપ આ દ્રશ્ય જગતનું અસારપણું જોઈને સમજી લીધું; એટલે પછી તો તે સારરૂપ અલક્ષ (પરબ્રહ્મ) માંજ લક્ષ લાગે છે, અને પછી વિહંગમાર્ગે યાને પક્ષીપદ્ધતિવડે લક્ષ પરોવવાથી તે અલક્ષ પણ લક્ષમાં આવે છે. (ક્ષ) ક્ષેત્રમાં (દેહમાં)

રહેનારો જે ક્ષેત્રજ્ઞ ( ક્ષેત્રને જાણનારો આત્મા ) તે ક્ષેત્રને ક્ષુબ્ધ પણ કરે છે અને તેને ક્ષમા કરીને શાંત પણ કરે છે. તે સર્વવ્યાપક ક્ષેત્રજ્ઞમાં ક્ષમા અને ક્ષોભ ઉભય છે.

# સમાસ ૫ મો—હરિકથાની રીતિ.



સર્વ શ્રોતાઓએ હરિકથાનાં લક્ષણો વિષે પ્રશ્ન કર્યો હતો, તેનો ઉત્તર હવે સુજ્ઞોએ એકાગ્રચિત્તે શ્રવણ કરવો. હરિકથા કેવી રીતે કરવી ? જેના યોગથી રઘુનાથની કૃપા પ્રાપ્ત થાય એવો રંગ તેમાં શી રીતે ભરવો ? સુવર્ણને જો સુગંધ પ્રાપ્ત થાય અને શેરડીને સુંદર, સુમિષ્ટ, રસાળ ફળ પ્રાપ્ત થાય તો તે અપૂર્વજ ગણાશે. તે પ્રમાણે જે મનુષ્ય હરિદાસ ( કથા કહેનાર ) અને વળી વિરક્ત હોય, જ્ઞાતા છતાં પ્રેમી ભકત હોય અને પંડિત છતાં વાદવિવાદરહિત હોય, તો તેને પણ અપૂર્વજ સમજવો. રાગજ્ઞાની, તાલજ્ઞાની, બ્રહ્મજ્ઞાની અને સકલ કલામાં પ્રવીણ હોવા છતાં જે મનુષ્ય નિરભિમાનપણે વર્તે તેને પણ અપૂર્વજ ગણવો. જેનામાં મત્સર નથી, જે સજ્જનોને પરમ પ્રિય હોય છે, જે ચતુરોના સર્વ ગુણો જાણે છે અને જે આત્મનિષ્ઠ છે તે ઉત્તમ હરિદાસ છે. જયંતી આદિ અનેક પ્રકારનાં પર્વો, દુર્લભ તીર્થો અને ક્ષેત્રો કે જ્યાં સામર્થ્ય રૂપે દેવાધિદેવ રહે છે એવાં સ્થાનોને જે માનતા નથી અને કેવળ શબ્દજ્ઞાનથી તેને મિથ્યા કહે છે, તેવા પામરોને શ્રીપતિ મળેજ ક્યાંથી ? સંદેહને લીધે તેવાઓનું નિર્ગુણમાં ચિત્ત લાગતું નથી અને બ્રહ્મજ્ઞાનના અપૂર્ણ જ્ઞાન છતાં પૂર્ણપણાના અભિમાનને લીધે સગુણ પણ તેને રુચતો નથી, જેથી ઉભયથી વંચિત રહે છે. સન્મુખ સગુણ મૂર્તિ હોવા છતાં જે નિર્ગુણની કથા કરે છે અને જે મૂર્તિપૂજાનું ખંડન કરે છે તેને પઢતમૂર્ખ ( વેદીયો ઢોર ) સમજવો. સગુણ માર્ગ અને નિર્ગુણ માર્ગમાં અંતર પડે એવી રીતે કથા કરવી જોઈએ નહિ. હરિકથાનાં બીજાં લક્ષણો પણ હવે શ્રવણ કરો.

સગુણ મૂર્તિ આગળ ભકિતથી કરુણાયુકત કીર્તન કરવું અને અનેક

પ્રકારનાં ધ્યાનો, ઈશ્વરના પ્રતાપ તથા કીર્તિનું વર્ણન કરવું. આ રીતે મનઃ-સ્ફૂર્તિથી ગાયન કરવામાં આવે એટલે કથાને રંગ ચઢે છે અને સર્વનાં અંતઃકરણમાં પ્રેમસુખના તરંગો ઉછળે છે. કથા કરવાની ખૂબી એ છે કે સગુણના કીર્તનમાં નિર્ગુણને લાવવો જોઇએ નહિ અને અન્યોના દોષગુણ કહેવા જોઇએ નહિ. પરમેશ્વરના વૈભવનું વર્ણન કરવું, પરમાત્માનું મહત્ત્વ જણાવવું અને સગુણપર શ્રદ્ધા રાખી હરિકથા કરવી. લોકલજ્જા છોડી દઇ, દ્રવ્યની આશા ત્યાગી, નવીન નવીન ઉત્સાહથી કીર્તન કરવું. દેવમંદિરના મુખ્ય આંગણામાં નિઃશંક બનીને લોટવું, કરતાલ વગાડી નૃત્ય કરતાં કરતાં ઈશ્વરના નામનો ઘોષ કરવો. એક દેવતાની કીર્તિને અન્ય દેવતાની આગળ વર્ણવીએ તે જરા પણ ઉપયોગી નથી; માટે જેની કીર્તિ ગાતા હોય તેની આગળજ વર્ણવવાનું ધોરણ રાખવું. જો સામે સુગુણ મૂર્તિ ન હોય અને સાધુજન શ્રોતા હોય તો અદ્વૈતનિરૂપણ અવશ્ય કરવું જોઇએ. મૂર્તિ પણ ન હોય અને સાધુ પણ ન હોય, પરંતુ ભાવિક માણસો શ્રોતા હોય તો ત્યાં પ્રેમભાવ અને વૈરાગ્યયુક્ત સગુણનું કીર્તન કરવું. શૃંગારાદિક જે નવ રસ છે તેમાંનો એક–શૃંગારરસ છોડી દેવો. સ્ત્રી આદિના કૌતુકોને વર્ણવવાં નહિ. સ્ત્રીઓના લાવણ્યનું વર્ણન કરવાથી શ્રોતાઓના મનમાં તરતજ વિકાર ઉત્પન્ન થાય છે અને નિશ્ચય ડગી જાય છે; માટે તે વિષયનો ત્યાગ કરવો, કારણ કે તે સાધકને માટે સહજજ બાધક થાય છે. તે અંતઃકરણમાં પ્રવેશે કે સહજજ સ્ત્રીઓનું ધ્યાન લાગી રહે છે. જ્યાં લાવણ્યસંપન્ન સ્ત્રીઓનું ધ્યાન આવ્યું અને મન કામાતુર થયું એટલે પછી ઈશ્વરભજનનું સ્મરણ તો રહેજ ક્યાંથી? જે મનુષ્ય સ્ત્રીના વર્ણનથીજ સુખી થાય છે અને સ્ત્રીના લાવણ્યનો જેને નાદ લાગી જાય છે, તે ઈશ્વરથી વંચિત રહે છે. ભક્તિભાવથી એક નિમિષ માત્ર પણ પરમાત્માનું ધ્યાન લાગે તો હરિકથામાં ગયેલો રંગ પાછો આવે છે. ઈશ્વરના ધ્યાનમાં મન લાગી રહે તો પછી સંસારનું સ્મરણ થતું નથી. લોકલજ્જા છોડી નિઃશંક બની કીર્તન કરવાથીજ કીર્તનનો રંગ જામે છે. રાગજ્ઞાન, તાલજ્ઞાન અને સ્વરજ્ઞાનમાં કુશળ થવું જોઇએ તથા અર્થ અને સંબંધવાળું કીર્તન કરતાં આવડવું જોઇએ. છપ્પન ભાષા અને વિવિધ પ્રકારની કલાની આવડત તથા કોકિલાના કંઠના જેવી મધુરતા એ સર્વ કીર્તનમાં બહુ ઉપયોગી છે; પરંતુ ભક્તિનો માર્ગ તો

એ સર્વથી ઓરજ છે અને તેને માત્ર ભક્તોજ જાણે છે. ભક્તોને માત્ર ઈશ્વરનુંજ ધ્યાન રહે છે અને તેના સિવાય અન્ય પ્રાણી પદાર્થને તેઓ સારરૂપ જાણુતાજ નથી; જ્યારે કલાવંતોનું ધ્યાન તો કલામાંજ લાગી રહે છે. શ્રીહરિ વિના જેટલી કલાઓ છે તે સર્વ અવકળાઓજ છે અને તેમાં રત રહેલો મનુષ્ય ઈશ્વરથી દૂરજ રહેલો છે. જેમ સર્પથી વીંટાયેલું ચંદન સર્પની આડને લીધે મેળવી શકાતું નથી અને જેમ પિશાચની ચોકીને લીધે તેની ચોકીમાં રહેલો દ્રવ્યભંડાર મેળવી શકાતો નથી; તેજ પ્રકારે વિવિધ કલાઓ ઈશ્વરપ્રાપ્તિ વચ્ચે આડરૂપ થઈ પડે છે. સર્વજ્ઞ પરમાત્માને છોડી ગાયનના નાદમાંજ મગ્ન થવું એ જાણી જોઇને વચમાં વિઘ્ન ઉભું કરવા સમાન છે. મનુષ્યમાં મન તો એકજ છે. આ મન જ્યારે સ્વરમાંજ ફસાઇ રહે ત્યારે શ્રીહરિનું ચિંતન કોણુ કરે? અને કરવા જાય તોપણુ એ તો ચોરી કરવા પેઠેલા ચોરને પકડી તેની પાસે બળાત્કારે સેવા કરાવવા જેવું કમનનુંજ થાય. પરમાત્માની પ્રાપ્તિમાં રાગજ્ઞાન વિઘ્ન નાખે છે અને કથાકારના મનને પકડી સ્વરની પાછળજ લઇ જાય છે. રાજાને ભેટવા જનાર મનુષ્યને માર્ગમાંજ કોઇ ભિખારી પકડી રાખે તેના જેવીજ હાલત કળાને લીધે કલાવંતની થાય છે; માટે ઈશ્વરમાં મન રાખી જે કોઈ હરિકથા કરે છે તે મનુષ્યનેજ આ સંસારમાં ધન્ય છે. જેને હરિકથા પ્રત્યે પ્રેમ છે અને જેનો તે પ્રેમ દિન પ્રતિદિન વધતો ચાલે છે, તેનેજ ભગવાનની પ્રાપ્તિ થાય છે. જે મનુષ્ય સર્વ કામ છોડીને હરિકથાની મંડળી હોય ત્યાં દોડી જાય છે અને જે આલસ્ય, નિદ્રા તથા સ્વાર્થને તજીને હરિકથામાં આદરથી તત્પર રહે છે; જે હરિભક્તના ઘરમાં હલકું કામ કરવાનો પણુ સ્વીકાર કરે છે અને જે તેના કાર્યમાં સર્વ પ્રકારે યત્નપૂર્વક સહાયભૂત થાય છે; તથા જેને નામસ્મરણુમાં શ્રદ્ધા હોય છે તેનું નામ હરિદાસ છે. અહીંઆં આ સમાસ પૂર્ણ થાય છે.



# સમાસ ૬ ઠ્ઠો—ચાતુર્યલક્ષણ.



રૂપ અને લાવણ્ય એ જેમ પાછળથી અભ્યાસવડે પ્રાપ્ત થતાં નથી તેમ સ્વાભાવિક (જન્મપ્રાપ્ત) ગુણોને બદલવાનો પણ કોઇ ઉપાય નથી; માત્ર આગંતુક ગુણોને માટેજ કાંઈક ઉપાયની સોઇ કરવી જોઈએ. કાળો માણસ કાંઈ ગોરો થઈ શકતો નથી, કદરૂપા માણસને સુધારવાનો કાંઇ ઉપાય નથી અને મૂંગાને કાંઇ વાચા પ્રાપ્ત થતી નથી; કારણકે એ સર્વ સ્વાભાવિક (જન્મથીજ પ્રાપ્ત થએલા) ગુણો છે. અંધને દ્રષ્ટિ પ્રાપ્ત થઇ શકતી નથી, બધિર સાંભળી શકતો નથી અને પાંગળાને પુન: પગ પ્રાપ્ત થઇ શકતા નથી; એ સર્વ સ્વાભાવિક ઘટના છે. કુરૂપતાનાં લક્ષણોનું કયાં સુધી વર્ણન કરીએ ? તેઓ સ્વાભાવિક હોવાથી બદલી શકાતાં નથી; પરંતુ અવગુણો છોડવાથી જઇ શકે છે અને અભ્યાસ કરવાથી ઉત્તમ ગુણો પ્રાપ્ત થઈ શકે છે અને એટલા માટેજ ચતુર માણસો કુવિદ્યા છોડી સુવિદ્યાનો અભ્યાસ કરે છે. મૂર્ખતાનો ત્યાગ કરવાથી તે જઇ શકે છે અને શિખવાથી શાણપણ પ્રાપ્ત થાય છે. ઉદ્યોગ કરવાથીજ આ સર્વ સમજાય છે. પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાનું સારૂં લાગતું હોય તો પછી તેની ઉપેક્ષા શા માટે કરવી ? પરંતુ ચતુરાઇ વિના ઉચ્ચ પદ્વી કદિ પણ પ્રાપ્ત થતી નથી. સન્માર્ગે ચાલનાર લોકો સજ્જન ગણાય છે, એ વાતપર જો તમને શ્રદ્ધા ચોટતી હોય તો પછી તમે પણ તે પ્રમાણે ચાલીને સ્વહિત શા માટે સાધતા નથી ? દેહને ગમે તેટલો શણગારવામાં આવે તોપણ ચતુરાઈ વિના તે સર્વ વ્યર્થ છે. ગુણ વિના બાહ્ય સજાવટ ગમે તેટલી કરવામાં આવે પણ તે વ્યર્થ છે. વસ્તુત: અંત:કરણને શૃંગારવું જોઇએ, નાના પ્રકારે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ અને સદ્‌ગુણરૂપી સંપત્તિ પ્રાપ્ત કરીને સુખ ભોગવવું જોઇએ. જે માણસ પ્રયત્ન કરતો નથી, શિખતો નથી, શરીરશ્રમ કરતો નથી, ઉત્તમ ગુણો પ્રાપ્ત કરતો નથી અને સદાસર્વદા ક્રોધ કરે છે તેને સુખની પ્રાપ્તિ થતી નથી. આપણે અન્યની સાથે જેવું વર્તન કરીએ તેવોજ તેનો બદલો આપણને મળશે. લોકોને કષ્ટ આપવાથી આપણને પણ ઘણું કષ્ટ સહન

કરવું પડશે. જે માણસ ન્યાયથી વર્તે છે તેજ શાણો છે અને જે અન્યાયી છે તે નીચ છે. નાના પ્રકારની ચતુરાઇનાં લક્ષણો માત્ર ચતુરજ જાણે છે. સર્વમાન્ય વાતોને સર્વ કોઇ ગ્રહણ કરે છે અને નિંદનીય વાતને કોઈ પસંદ કરતું નથી. લોકો તમારાપર પ્રસન્ન રહે તે તમને પસંદ છે કે તમારી ઉપર સર્વ માણસો તૂટી પડે એ તમને પસંદ છે? એ બેમાંથી તમને ઠીક લાગે તે કાર્ય તમારે કરવું. સમાધાનથી સમાધાન વૃદ્ધિંગત થાય છે, મૈત્રીથી મૈત્રી દૃઢીભૂત થાય છે; પંરતુ ભલાઇનો નાશ કરતાં જરા પણ વાર લાગતી નથી. "આવો ભાઇ" નો ઉત્તર "કેમ છો? ભાઈ" અને "અરે" નો ઉત્તર "કેમરે!" એ શું તમે પ્રતિદિન નથી સાંભળતા? આ સર્વ જાણુતા હોવા છતાં પણ વ્યર્થ "અરે" એમ કેમ કહો છો? ચાતુર્યથી કોઇ અંતઃકરણને શણગારે અને કોઇ વસ્ત્રાભૂષણથી શરીરને શણગારે, એ બેમાંથી શ્રેષ્ઠ શૃંગાર કયો છે? બાહ્ય શૃંગારથી લોકોના હાથમાં શું આવે છે? પરંતુ ચાતુર્યથી તો ઘણા માણસોની અનેક પ્રકારે રક્ષા થાય છે. સારૂં ખાઇએ, સારૂં પીએ, સારૂં પહેરીએ અને સર્વમાં સારા કહેવાઇએ એવી વાસના સૌને હોય છે; પરંતુ જ્યાંસુધી તનમનથી પરિશ્રમ કરવામાં આવે નહિ ત્યાંસુધી કોઇજ પ્રશંસા કરતું નથી. વ્યર્થ સંકલ્પ—વિકલ્પથી તો માત્ર કષ્ટનીજ પ્રાપ્તિ થાય છે. લોકોનું અટકેલું કાર્ય જેનાદ્વારા થાય છે તેની પાસે સ્વાભાવિક રીતેજ લોકો પોતાના કામને માટે જાય છે; માટે અન્યને સુખી કરીએ તો આપણે પણ સુખી થઇએ અને અન્યને દુઃખ દેવાથી આપણે પણ દુઃખી થવું પડે છે. આ વાત છે તો પ્રકટજ છે, પરંતુ સમજ્યા વિના તે ઉપયોગી થઇ પડતી નથી. પ્રાણી માત્રને માટે 'સમજવું' એજ મોટો ઉપાય છે. જે માણસો સમજ્યા અને તેને અનુસરીને વર્ત્યા તેજ ભાગ્યશાળી બન્યા છે; તે સિવાયના સર્વ અભાગીજ છે. જેટલો ઉદ્યોગ કરવામાં આવે છે તેટલો વૈભવ મળે છે અને જેવો વૈભવ તેવો હાવભાવ હોય છે; માટે સમજે તેને માટે તો ઉદ્યોગનો ઉપાય પ્રત્યક્ષજ છે. આલસ્યથી કાર્ય નષ્ટ થાય છે. પ્રયત્ન કરવાથીજ કાર્ય થતાં થતાં તે સિદ્ધ થાય છે; આવી દેખીતી વાત પણ જે ન સમજે તે શાણો શાનો? મિત્રતા કરવાથી કાર્ય સિદ્ધ થાય છે અને વેર કરવાથી મોત થાય છે; આ કથન સત્ય છે કે અસત્ય તે જાણવું જોઇએ. જેઓ પોતાને ચતુર બનાવી શકતા નથી,

જેઓ પોતાનું હિત પોતે સાધી શકતા નથી, જેઓ સજ્જનોની સાથે મિત્રતા રાખી જાણતા નથી અને ઉલટું વૈર કરે છે; આવા પ્રકારના મનુષ્યોનેજ અજ્ઞાની કહે છે. તેમની પાસેથી કોણ સમાધાન પ્રાપ્ત કરી શકે? કોઇ એકલો માણસ એકાકી સમસ્ત જગતને ભાંડતો ચાલે તો અનેક મનુષ્યોની વચમાં તે એકલાને યશ શી રીતે મળી શકે? ઘણા માણસોનાં મુખમાં રહેવું જોઇએ, ઘણા માણસોનાં અંતઃકરણમાં વાસ કરવો જોઇએ અને પ્રાણી માત્રને ઉત્તમ ગુણો શિખવવા જોઇએ. લોકોને ચતુર બનાવવા જોઇએ, પતિતોને પાવન કરવા જોઇએ અને સૃષ્ટિમાં ભગવદ્‌ભજન વધારવું જોઈએ.

## समास ७ मो—कलियुगधर्मनिरूपण.



ના પ્રકારના વેષ અને આશ્રમ છે; પરંતુ તે સર્વનું મૂળ તો ગૃહસ્થાશ્રમજ છે, કેમકે એ આશ્રમમાં સર્વ લોકો વિશ્રામ પામે છે. દેવ, ઋષિ, મુનિ, યોગી, અનેક પ્રકારના તપસ્વી, વીતરાગી, પિતૃ આદિ અધિકારી, અતીત, અભ્યાગત, ઈત્યાદિ સર્વ ગૃહસ્થાશ્રમમાંથીજ ઉત્પન્ન થાય છે. યદ્યપિ એ લોકો પોતાનો એ આશ્રમ છોડી જાય છે, તથાપિ તેઓ કીર્તિરૂપે સદા ગૃહસ્થોના ઘરમાં પરિભ્રમણ કર્યા કરે છે; એટલા માટે ગૃહસ્થાશ્રમ સર્વથી શ્રેષ્ઠ છે, પરંતુ સ્વધર્મપાલન અને ભૂતદયા એ બે ગુણો ગૃહસ્થમાં અવશ્ય હોવા જોઇએ. તેણે વિધિયુક્ત ષટ્‌કર્મ કરવાં જોઇએ અને પ્રાણી માત્રની સાથે મધુર વાણી બોલવી જોઇએ. તેણે સર્વ પ્રકારે ઉચિત વર્તન કરવું જોઈએ અને શાસ્ત્રાનુસાર અનેક કર્મ કરવાં જોઇએ; પરંતુ તે સર્વમાં અલૌકિક તો ભક્તિમાર્ગજ છે. જે મનુષ્ય પુરશ્ચરણ કરનારો, શરીરે કષ્ટ કરનારો, દૃઢવ્રતવાળો અને પરમ ઉદ્યોગી હોય અને જે જગદીશ સિવાય કોઇને મોટો માનતો નથી; ભગવત્પ્રાપ્તિને માટે જે કાયા, વાચા, જીવ અને પ્રાણથી કષ્ટ (શુદ્ધિ) કરે છે અને મનથી જે ભજનમાર્ગમાં દૃઢ રહે છે તેજ ખરો ભગવદ્‌ભક્ત છે. તે અંતઃકરણમાં વિશેષ વિરક્ત હોય છે અને ભગવત્પ્રાપ્તિ અર્થે સંસારને છોડીને બહારથી પણ મુક્ત થાય છે. અંતઃકરણમાં વૈરાગ્ય હોવો એ

મહદ્‌ભાગ્ય જાણવું. આસક્તિના જેવું બીજું અભાગ્ય નથી. ભગવત્પ્રાપ્તિને માટે રાજાઓ રાજપાટ પણ છોડી ગયા છે અને ભૂમંડલમાં કીર્તિ પ્રાપ્ત કરી પાવન થયા છે. આવા યોગીશ્વરો જ સર્વ વાતે અનુભવી હોય છે અને પ્રાણીમાત્રના અંતરની ઘુંચો ઉકેલી જાણે છે. જેમની વૃત્તિ આવી ઉદાસીન હોય અને વળી આત્મજ્ઞાનરૂપી વિશેષતા પણ હોય, તેમનાં દર્શન માત્રથી પણ મનુષ્યોને સમાધાન ( શાંતિ ) પ્રાપ્ત થાય છે. જેમનું હૃદય સદા ભગવદ્દરૂપ જ છે એવા તે મહાત્માઓ અનેક લોકોના કલ્યાણના ઉપાય કરે છે, મનુષ્યનું અહિત તો તેમનાથી થતુંજ નથી. આવા યોગીઓ લોકોને ગાંડા જેવા લાગતા હોવા છતાં તેઓ સાવચેતજ હોય છે. તેમનું ચિત્ત નિરંતર પરમેશ્વરમાંજ હોય છે. તેઓ સદા ઉપાસ્ય મૂર્તિના ધ્યાનમાં અથવા આત્માનુસંધાનમાં કિંવા શ્રવણમનનમાં રહે છે. જ્યારે પૂર્વનાં કરોડો પુણ્ય ભેગાં થયેલાં હોય છે ત્યારેજ મનુષ્યને આવા પુરુષનો મેળાપ થાય છે.

અનુભવરહિત જે જ્ઞાન છે તે સર્વ અનુમાનજ છે. તે દ્વારા મનુષ્યોને મુક્તિ પ્રાપ્ત થઈ શકતી નથી, માટે અનુભવ એજ મુખ્ય છે. અનુભવ વિના કશું કામનું નથી. જેવા અપાય (દુ:ખ) તેવા ઉપાય શાણાઓ જ જાણે છે. તે જાણ્યા વિનાના મૂર્ખાઓ ગૃહસ્થાશ્રમ છોડી જાય છે, તો તેઓ દુ:ખમાં ને દુ:ખમાં જ મરે છે અને ઇહલોક તથા પરલોક એ ઉભયથી વંચિત રહે છે. જે માણુસ ક્રોધ કરીને ઘરમાંથી નીકળી જાય છે તે ત્યારપછી પણ લડાઈઝઘડા કરતો કરતોજ મરણ પામે છે. તે ઘણા માણુસોને દુ:ખી કરે છે અને પોતે પણ દુ:ખી થાય છે. ઘરથી નીકળી જવા છતાં તેના અંતરમાં તો અજ્ઞાનજ વસી રહેલું હોય છે. લોકો તો અજ્ઞાનને લીધે એવાઓની પાછળ પણ લાગે છે; પરંતુ એવા ગુરુ અને શિષ્ય ઉભય અજ્ઞાનીપણામાં સરખાજ રહે છે. પદાર્થોની આશામાં બંધાયેલો અનાચારી મનુષ્ય જો દેશાંતરમાં નીકળી જાય છે, તો તે લોકોમાં દુરાચારજ કરે છે અને ફેલાવે છે. જે માણુસ ઘરમાં ભૂખે મરવાથી નીકળી જાય છે તે સ્થળે સ્થળે ચોરી કરતો હોવાથી લોકો તેને મારે છે.

જે મનુષ્ય સંસારને મિથ્યા જાણી જ્ઞાનને સારરૂપ સમજીને નીકળી જાય છે, તે પોતાની પેઠે લોકોને પણ પાવન કરે છે. એકની સંગતિથી

લોકો તરી જાય છે અને બીજાની સંગતિથી ડૂબી જાય છે; માટે ખૂબ તપાસીનેજ સત્સંગતિ કરવી. જે માણુસ પોતેજ વિવેકશીલ હોતો નથી તે અન્યને શું દીક્ષા-ઉપદેશ આપશે ? આવા માણુસને તો ભિક્ષા પણુ માગવા છતાં મળતી નથી; પરંતુ જે પુરુષ બીજાઓનાં હૃદય જાણે છે તથા દેશ, કાળ અને પ્રસંગને જાણે છે, તેને તો જગતમાં કોઇ વસ્તુની ન્યૂનતા નથી.

જ્યાં નીચ માણુસ ગુરુત્વ પામે છે ત્યાં આચાર ડૂબી જાય છે અને ત્યાં પછી વેદ, શાસ્ત્ર અને બ્રાહ્મણુનો તો ભાવજ કોણુ પૂછે ? બ્રહ્મજ્ઞાનનો વિચાર કરવાનો અધિકાર બ્રાહ્મણુનેજ છે. કહ્યું પણુ છે કે, “ वर्णानां ब्राह्मणो गुरुः ” અર્થાત્ સર્વ વર્ણોનો ગુરુ બ્રાહ્મણુ છે; પરંતુ બ્રાહ્મણો બુદ્ધિભ્રષ્ટ થઈ ગયા છે, આચારભ્રષ્ટ થઇ ગયા છે અને ગુરુત્વ છોડી શિષ્યોના પણુ શિષ્ય બની ગયા છે. કેટલાક બ્રાહ્મણો ‘ હાવલ મહ્લક ’ ( મુસલમાનોનું તીર્થ છે ત્યાં ) જાય છે, કેટલાક પીરનેજ ભજે છે અને કેટલાક સ્વેચ્છાથી તુર્ક બની જાય છે. કલિયુગનો આચાર આવો થઇ પડયો છે; એટલે વિચાર તો રહ્યોજ કયાં ? અને ભવિષ્યમાં તેઓ તો વર્ણસંકર જ થનાર છે ! નીચ જાતિને ગુરુત્વ પ્રાપ્ત થયું છે અને શૂદ્રો થોડીક મહત્તા પ્રાપ્ત કરી બ્રાહ્મણોનો આચાર ડૂબાવી રહ્યા છે. બ્રાહ્મણોને આ સમજાતું નથી. તેમની વૃત્તિ સુધરતી નથી અને તેમનું મૂર્ખતાભરેલું મિથ્યાભિમાન પણુ ગળતું નથી ! રાજ્ય મ્લેચ્છ ક્ષત્રીઓના હાથમાં ગયું, ગુરુત્વ કુપાત્રોના હાથમાં ગયું અને આપણે ન રહ્યા આ લોકના કે ન રહ્યા પરલોકના, કશુંજ નહિ ! બ્રાહ્મણોને ભ્રામણ્યે ( જાતિદ્વેષે ) ડૂબાવી દીધા. જે વિષ્ણુએ ભૃગુનો લત્તાપ્રહાર આદરપૂર્વક ગ્રહણુ કર્યો તેજ વિષ્ણુએ પરશુરામને શાપ દીધો ! અમે પણુ તેજ બ્રાહ્મણો છીએ; પરંતુ દુઃખ સહિત કહેવું પડે છે કે આપણા પૂર્વજો આપણુને જાતિદ્વેષ વળગાડી ગયા છે, તે જ અમને ભાવે છે ! હાલના બ્રાહ્મણોએ શું કર્યું છે ? અન્ન પણુ ન મળે એવા તેઓ બની ગયા છે ! આ વાત તમે સર્વ પણુ સમજી શકો છો. પૂર્વજોને પણુ શું કહીએ ? બ્રાહ્મણોનું અદૃષ્ટજ એવું જાણુવું. પ્રસંગોપાત સ્વાભાવિકપણે આટલું કહેવું પડયું તે ક્ષમા કરજો.

# समास ८ मो—अखंड ध्यान.



ક, જે થયું તે તો થઈ ગયું; હવે તો બ્રાહ્મણોએ જાગૃત થવું જોઇએ. આપણે વિમલ હસ્તે પરમાત્માની પૂજા કરવી જોઇએ, તેથી સર્વ વૈભવ પ્રાપ્ત થાય છે. મૂર્ખ, અભકત અને અવ્યવસ્થિત ચિત્તના માણસોજ દરિદ્રતા ભોગવે છે. પ્રથમ પરમાત્મદેવને ઓળખવો જોઇએ, પછી અનન્ય ભાવથી તેને ભજવો જોઇએ અને તે સર્વોત્તમનું અખંડ ધ્યાન ધરવું જોઈએ. સર્વમાં જે ઉત્તમ છે તેનું નામજ 'સર્વોત્તમ' છે. આત્માનાત્મવિવેક કરી તેનો મર્મ જાણવો જોઇએ. આત્મા જ્ઞાનથી દેહની રક્ષા કરે છે, તે દ્રષ્ટા અને અંતરસાક્ષી છે, તે જ્ઞાતાપણાથી પદાર્થમાત્રની પરીક્ષા કરે છે. તે સર્વ દેહોમાં પ્રવર્તી રહ્યો છે, તે ઈંદ્રિયોને ગતિ આપે છે અને પ્રયત્નથી સર્વ પ્રાણીઓના અનુભવમાં આવે છે. જગતના પ્રાણીમાત્રના અંતઃકરણમાં પરમેશ્વર છે; માટે સર્વનાં અંતઃકરણો સંતુષ્ટ રાખવાં જોઈએ. દાતા અને ભોકતા સર્વ કાંઈ તે એકજ છે. સંપૂર્ણ જગતના અંતરમાં જે પરમાત્મા પ્રવર્તી રહ્યો છે, તેજ આપણા અંતરમાં પણ વિરાજમાન છે. ત્રણે લોકના પ્રાણીમાત્રમાં પણ તેજ છે. સારી રીતે જોઈ લો. મૂળ દ્રષ્ટા તો તે એકજ છે. તે સર્વત્ર વ્યાપ્ત છે; પરંતુ દેહપ્રકૃતિથી તે સર્વ સ્થળે ભિન્ન ભિન્ન થયેલો છે. દેહની ઉપાધિને લીધે તે ભિન્ન ભાસે છે; પરંતુ સંપૂર્ણ જગતના અતઃકરણમાં તો તે એક જ છે. બોલવું, ચાલવું આદિ સર્વ ક્રિયાઓ તેના વડેજ થાય છે, એમાં લેશ પણ શંકા નથી. પોતાના અને પરાયા સર્વ લોકો, પશુ, પક્ષી, જનાવરો, કીટક, કીડી, આદિ સર્વ દેહધારી પ્રાણીઓ, ખેચર, ભૂચર, વનચર અને નાના પ્રકારનાં જલચર પ્રાણીઓ અને કહેતાં પાર ન આવે એવો ચાર ખાણીઓનો સર્વ વિસ્તાર, આ સર્વ પ્રાણીઓ ચેતનાશકિતવડેજ પ્રવર્તે છે. તેની પ્રત્યક્ષ પ્રતીતિ એજ જાણવી કે તે ચેતનાશકિતની અને આપણી સંગતિ અખંડ છે. જગતના અંતરમાં રહીને જે પરમાત્મા બોલે છે, તે જ્યારે પ્રસન્ન થાય છે ( અર્થાત્ જ્યારે સર્વ માણસો

પ્રસન્ન થાય છે ) ત્યારે અસંખ્ય માણુસો આપણી પાસે એકત્ર થઇ શકે છે અને તે જગતના અંતરાત્માને પ્રસન્ન કરવાનું આપણા હાથમાંજ છે. સર્વ માણુસોને રાજી રાખવા જોઈએ; કારણુકે દેહની સાથે ભલાઇ કરવાથી તે આત્માને પ્રાપ્ત થાય છે. દુર્જનમાં જે ઈશ્વરાંશ હોય છે તેનો સ્વભાવ ક્રોધી હોય છે; માટે તે જો ક્રોધાવેશમાં આવી જાય તો તેની સાથે ઝઘડો કરવો નહિ. આવા પ્રસંગે આપણેજ શાંત થઇ જવું અને પછી તે પર વિવેક કરવો. વિવેક શિખવવાથીજ સર્વ લોકો સજ્જન થઇ શકે છે. જેમ જે પ્રકારે ઓષધિભેદથી એકજ જલમાં નાના પ્રકારના સ્વાદ આવી જાય છે, તેજ પ્રકારે દેહ સંબંધથી આત્મામાં પણ ભેદ આવી જાય છે. વિષ હો કે અમૃત હો, પરંતુ તેમાંનું જલત્વ કાંઇ નષ્ટ થતું નથી; તેજ પ્રકારે સાક્ષીપણાથી આત્માની પ્રતીતિ કરવી જોઇએ. જે પુરુષ અંતર્નિષ્ઠ છે તે તેની અંતર્નિષ્ઠાને લીધેજ શ્રેષ્ઠ છે; નહિ તો જગતનાં સર્વ પ્રાણીઓમાં જે જે જગદીશ બોલે છે, તેજ તેનામાં પણ છે. જેમ આપણા નેત્રવડેજ બીજાનાં નેત્ર જણાય છે અને પોતાના મનવડેજ બીજાનું મન જાણી શકાય છે, તેમ સકળ ઘટમાં રહેલા ભગવાનને પણ આપણામાં અંતર્યામીરૂપે રહેલા ભગવાનદ્વારા જાણવો જોઇએ.* તેનાવડેજ સર્વ કાર્યો થાય છે, તેના વિના કોઈ પણ કાર્ય થતું નથી અને તેનાવડેજ પ્રાણીને વિવેક પ્રાપ્ત થાય છે. જાગૃતિમાં જે વ્યાપાર થાય છે તેનો સંબંધ તેની સાથેજ હોય છે અને તેજ પ્રમાણે સ્વપ્નમાં જે કાંઇ થાય છે તેનો સંબંધ પણ તેની સાથેજ હોય છે. આ વાતનો વિચાર કરવાથી અખંડ ધ્યાનનું લક્ષણ પ્રતીત થાય છે અને અખંડ પરમાત્માનું સ્મરણ સહજજ થવા લાગે છે. લોકોમાં મુખ્ય જે દોષ રહેલો છે તે એજ કે, તેઓ સહજને છોડી કઠિનને પકડવા ધાય છે. આત્માને છોડી અનાત્માનું ધ્યાન ધરે છે; પરંતુ તેનું -અનાત્માનું ધ્યાન ધરીજ શકાતું નથી અને ધરવા જતાં અનેક વ્યકિતઓ ધ્યાનમાં આવે છે. તેઓ મિથ્યા પરિશ્રમ કરે છે ! પ્રયત્ન કરી મૂર્તિનું ધ્યાન ધરવાથી પણ કોઇ દ્વંદ-તૃતીયંજ દ્રષ્ટિગોચર થાય છે. જેનો ભાસ થશે એવું બિલકુલ

---

* સર્વ પ્રાણીઓમાં પરમેશ્વર છે તેજ પ્રમાણે તે આપણામાં પણ છે; માટે અન્યનું અંતઃકરણ જાણવું એ સર્વ ઘટવ્યાપક ભગવાનનું ભગવાનદ્વારાજ દર્શન કરવા સમાન છે.

ધારવામાં આવ્યું ન હોય એવા કોઈ વિલક્ષણ પદાર્થનોજ ભાસ થવા લાગે છે. પ્રથમ તો પોતે આ વાતનોજ સારી પેઠે વિચાર કરવો જોઈએ કે, ધ્યાન તે દેવનું ધરવું જોઇએ કે દેવાલયનું ? દેહ એ દેવાલય છે તેમાં આત્મા એ દેવ છે. એ બે પૈકી તમે કોની ઉપર ભકિત રાખવા ઇચ્છો છો ? દેવને ઓળખી તેની ઉપરજ મન લગાડવું જોઇએ. સાચું ધ્યાન તો આજ છે અને લોકરૂઢિનું ધ્યાન અન્ય છે. અનુભવ વિના કેવળ અનુમાનથી ધ્યાન કરવું એ સર્વ વ્યર્થ છે. અનુમાનથી અનુમાનજ વધે છે અને તેને આધારે જે ધ્યાન કરવામાં આવે છે તે તત્કાલ ભંગ થઇ જાય છે. માણુસો બિચારા સ્થૂલનું ધ્યાન ધરીને વ્યર્થ કષ્ટ સહન કરે છે. જે માણુસો પરમાત્માને દેહધારી માને છે તેમના મનમાં અનેક વિકલ્પો ઉઠે છે. દેહના યોગથી તો વિપત્તિઓ ભોગવવી પડે છે, એમ મનમાં આવે છે અને વિચાર કરતાં પણુ તેવુંજ જણાય છે; તથા દીઠેલા નહિ તેવા અનેક દેખાવો સ્વપ્નમાં દેખાય છે. એ પ્રમાણે જે ઘટનાઓ સ્વપ્નમાં દેખાય છે તેનું વર્ણન કહી બતાવી શકાતું નથી અને બળાત્કારે તેમાં વિશ્વાસ પણુ રાખી શકાતો નથી; જેથી સાધક અંતઃકરણુમાં ગભરાય છે. ધ્યાન સાંગોપાંગ થઈ શક્યું હોય તો મનમાં વિકલ્પનું દર્શનજ થતું નથી. આપણું મનજ એ વાતની સાક્ષી પુરે છે. ફુટેલા મનને એકત્ર કરી તૂટેલું ધ્યાન ધરવાથી શું સાર્થક થનાર છે તેનો વિચાર કરવો જોઈએ. અખંડ ધ્યાન ધરવા છતાં પણુ જો કોઇ માણુસનું હિત ન થાય તો પછી તેને પતિતજ માનવો જોઈએ. આ વાતનો એકાગ્રચિત્તે સારી રીતે વિચાર કરવો જોઈએ. ધ્યાન ધરે છે તે કોણુ છે અને જે ધ્યાનમાં આવે છે તે કોણુ છે, એ બંનેમાં અનન્ય ( એકજ પ્રકારનાં ) લક્ષણુ હોવાં જોઈએ. અનન્યતા ( ઐક્ય–અભેદ ) તો સાહજીક ( પ્રથમથીજ ) છે; પરંતુ કઠિનતા એ છે કે સાધક શોધ કરીને જોતો નથી. જ્ઞાની પુરુષ તો એ અભેદનું મનન કરી સમાધાનમાં મગ્ન રહે છે. અસ્તુ. અનુભવની વાત તો આવી છે. મનુષ્યો અનુભવ વિના લોકરૂઢી અનુસાર ભ્રમિત થઈને ચાલે છે, તેથીજ દુઃખી થાય છે. અભાગી માણુસો એવા લોકરૂઢીના ધ્યાનનુંજ લક્ષણુ પકડી રાખે છે; એવા બજારી ( સાધારણુ ) માણુસો સત્યાસત્ય જાણુતા નથી. આવાં માણુસો અનેક મિથ્યા સમાચારો ઉરા- ડીને વ્યર્થ ઘોંઘાટ કરે છે; પરંતુ મનમાં વિચાર કરવાથી અંતે તે સર્વ

મિથ્યા જણાય છે. કોઇ એક માણસ સ્થૂલ મૂર્તિનું ધ્યાન ધરીને તેની માનસિક પૂજા કરતો હતો; પરંતુ મૂર્તિના માથાપર મુકુટ હોવાથી પુષ્પ-માળા ગળામાં પેસતી નહોતી; આથી બીજા એક માણસે પોતાની અંતરશક્તિથી આ વાત જાણીને તેને કહ્યું કેઃ–"ભાઈ, મુકુટ ઉતારી માળા નાખશો તો ઠીક થઇ પડશે;" પરંતુ મનમાં કલ્પનાનો શું ટોટો હતો કે જેથી નાની માળાનીજ કલ્પના કરી? માટે આમાં તો નાની માળાની કલ્પના કરનાર અને મુકુટ ઉતારી માળા નાખવાની યુક્તિ બતાવનાર, એ બંને જણને પૂરા મૂર્ખ જાણવા જોઇએ. એમાં કાંઇ પ્રત્યક્ષ કષ્ટ ઉઠાવવું પડે તેમ ન હતું કે દોરામાં ફૂલ પરોવવાં પડતાં ન હતાં, તો પછી માત્ર કલ્પનાની માળાને નાની શા માટે બનાવવી જોઇએ? બુદ્ધિ વિનાના જે જે મનુષ્યો છે તે સર્વ મૂર્ખજ છે. તેમની સાથે કોણ ખટપટ કરે? જે માણસ જેવો પરોપકાર કરે છે તેની તેવીજ વાર્તા પૃથ્વીપર ચાલે છે અને તેથી તેનું સાત* તથા પાંચનું+ અભિમાન વધી જાય છે. અનુભવ વિના અભિમાન કરવું એ ઉંટવૈદું કરી રોગીને મારવા સમાન છે અને જ્યાં બધું અભિમાનજ ભર્યું હોય ત્યાં પછી જ્ઞાન કેવું? માટે સર્વ અભિમાન છોડી દેવું જોઇએ, અનુભવપૂર્વક વિવેક પ્રાપ્ત કરવો જોઇએ અને માયારૂપી પૂર્વપક્ષનું વિવેકબળથી ખંડન કરવું જોઈએ.

## समा ९ मो–शाश्वतान रूपण.



પાછળ પિંડનું કૌતુક જોઈ ગયા, આત્માનાત્મવિવેક પણ કર્યો અને તેથી પ્રતીત થયું કે પિંડ અનાત્મા છે અને આત્મા સર્વનો કર્તા છે તથા એક છે. વળી એમ પણ વિદિત થયું કે આપણે તે આત્મામાં તદાકાર રહેવું જોઇએ. હવે આપણે આ બ્રહ્માંડની રચના સમજવી જોઈએ. આત્મા અને અનાત્માનો વિવેક પિંડમાં છે અને સારાસારનો વિવેક બ્રહ્માંડમાં છે. આપણે એ ઉભયનું વિવરણ કરી તેની મઝા

* સાત વિકારોઃ–કામ, ક્રોધ, શોક, મોહ, ભય, અજ્ઞાન અને શૂન્યત્વ.
+પાંચ વિષયોઃ–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ.

લૂંટવી જોઈએ. પિંડરૂપી કાર્યનું બ્રહ્માંડ એ કારણ છે; તેના વિવરણનું નિરૂપણ હવે કરવામાં આવે છે. અસાર એટલે નાશવંત અને સાર એટલે શાશ્વત. કલ્પાંતે પણ જેનો નાશ થાય તે પદાર્થ સાર નથી. પૃથ્વી જલમાંથી ઉત્પન્ન થઇ છે અને પાછી જલમાંજ લય થાય છે. જલની ઉત્પત્તિ તેજમાંથી થઇ છે અને તે જલને પાછું તેજજ શોષી લે છે, અર્થાત્ મહાતેજથી જલનો લય થઇ જાય છે. તેની પછી તેજજ શેષ રહે છે. તેજ વાયુમાંથી ઉપજે છે, જેથી વાયુજ તેનો લય કરે છે. આ પ્રકારે તેજનો લય થઇ જતાં પછી વાયુજ બચી રહે છે. વાયુ ગગનમાંથી ઉત્પન્ન થાય છે અને તેથી અંતે તેનો લય પણ તેમાંજ થાય છે. કલ્પાંતનું આ વર્ણન વેદાંતશાસ્ત્રમાં છે. ગુણમાયા અને મૂળમાયા પણ અંતે પરબ્રહ્મમાં લય પામી જાય છે. તે પરબ્રહ્મનું વિવરણ કરવાને માટે વિવેકની અપેક્ષા છે. જ્યાં સર્વ ઉપાધિઓનો અંત આવી જાય છે અને જેમાં દૃશ્યનો લેશ પણ નથી, એવો નિર્ગુણ બ્રહ્મ સર્વત્ર વ્યાપ્ત છે. ભલેને ગમે તેટલા કલ્પાંત જાય તોપણ તેનો નાશજ નથી. માયાનો ત્યાગ કરીને તે શાશ્વત પરબ્રહ્મને ઓળખવો જોઇએ. ઈશ્વરરૂપ અંતરાત્મા સગુણ છે, એ સગુણવડેજ નિર્ગુણની પ્રાપ્તિ થાય છે અને નિર્ગુણના જ્ઞાનથી વિજ્ઞાન ( અનુભવાત્મક જ્ઞાન ) પ્રાપ્ત થાય છે. જે કલ્પનાતીત નિર્મલ પરબ્રહ્મ છે, તેમાં માયારૂપી મલ જરાપણ નથી. મિથ્યાત્વથી અર્થાત્ માયાથીજ આ સર્વ દૃશ્ય થાય છે અને જાય છે. જે પદાર્થો ઉત્પન્ન થાય છે અને લય પામે છે તે તો પ્રત્યક્ષજ દેખાય છે; પરંતુ જેમાં ઉત્પત્તિ અને લય છેજ નહિ એવા પરબ્રહ્મને વિવેકથીજ ઓળખવો જોઈએ. જ્ઞાન, અજ્ઞાન અને વિપરીત જ્ઞાન, આ ત્રિપુટી જેમાં ક્ષીણ થાય છે તેજ વિજ્ઞાન (અદ્વૈતાનુભવ જ્ઞાન) છે. વેદાંત, સિદ્ધાંત અને ધાદાંત (સ્વાનુભવ) ની પ્રતીતિ પ્રાપ્ત કરવી; એટલે પછી જ્યાં ત્યાં તે નિર્વિકાર પરબ્રહ્મજ રહેલો જણાશે. તે શાશ્વત નિર્વિકાર પરબ્રહ્મને એવી રીતે જ્ઞાનદૃષ્ટિથી જોવો અને તેમાં અનન્ય થઇ રહેવું એનું નામજ મુખ્ય આત્મનિવેદન છે. દૃષ્ટિવડે દેખાય તેનું નામ દૃશ્ય છે અને મનવડે ભાસે તેનું નામ ‘ભાસ’ છે; પરંતુ અવિનાશી પરબ્રહ્મ તો દૃશ્ય અને ભાસ એ ઉભયથી પર છે. શોધવા જતાં પરબ્રહ્મ દૂરથી પણ દૂર છે; પરંતુ વાસ્તવમાં તો તે બહાર તથા અંતરમાં સર્વત્ર ભરપૂર છે. જેનો અંતજ નથી, એવા અનંત પરબ્રહ્મને

તે ઉપમા પણ કોની ને કેવી આપીએ ? ચંચલ પદાર્થ કદિ સ્થિર થતો નથી અને નિશ્ચલ કદાપિ ચલિત થતો નથી. વાદળાં જાવઆવ કર્યા કરે છે; પરંતુ આકાશ તો જેમનું તેમ અચલજ રહે છે. જે પદાર્થ વિકારથી વૃદ્ધિંગત થાય છે અને ન્યૂન થાય છે તેમાં શાશ્વતતા ક્યાંથી હોઇ શકે ? એવા સર્વ પદાર્થ કલ્પાંતમાં લય પામી જાય છે. જે માણસો અંતરભ્રમથીજ ભ્રમિત હોય અથવા માયાના બાહ્ય ભ્રમથી ભ્રમિત હોય, તેમને આ અપાર ચક્રનો બોધ શી રીતે થઇ શકે ? ભય રાખવાથી વ્યવહાર ચાલતો નથી, ભયથી સિદ્ધાંત સમજાતો નથી અને ભયથી અંતઃકરણમાં પરમાત્માનું જ્ઞાન થતું નથી. જો રોગીને વૈદ્યપર વિશ્વાસ આવતો ન હોય અને તે ભય પણ છોડતો ન હોય, તો પછી જાણી લેવું કે હવે તે બચશે નહિ. એકવાર જેને રાજાની પ્રતીતિ થઇ ચુકી છે તે પછી જેવા તેવા માણસને રાજા કહેતો નથી. જેણે પરમાત્માને ઓળખ્યો તેને પરમાત્મસ્વરૂપજ જાણવો; કારણકે પરમાત્મસ્વરૂપ બન્યા વિના કોઇ પણ માણસ પરમાત્માને ઓળખી શકતો નથી. જેને માયિક પદાર્થનો ભય છે તે પામર શું બોલી શકશે ? વિચાર કરી જોવાથી સર્વ સ્પષ્ટ જણાય છે. ભય માયાની આ તરફ છે અને પરબ્રહ્મ પેલી તરફ છે. તે અહીંઆં, ત્યાં, ઉભય બાજુએ અને શાશ્વત છે. મિથ્યા પદાર્થનો ભય રાખવો અને ભ્રમથી કાંઈનું કાંઇ કરવું એ વિવેકનું લક્ષણ નથી. જે કાંઇ મિથ્યા છે તે સર્વનો ત્યાગ કરવો જોઇએ અને સત્યને અનુભવથી ઓળખવું જોઇએ અર્થાત્ માયાનો ત્યાગ કરી પરબ્રહ્મને ઓળખવો જોઇએ. આ માયાનાં જે લક્ષણો છે તે આગળ બતાવવામાં આવ્યાં છે. તેનો એકાગ્રચિત્તે વિચાર કરવો.

## समास १० मो—मायानें रूपण.



યા દેખાય છે, પરંતુ તે નાશ પામે છે અને ‘ વસ્તુ’ દેખાતી પણ નથી અને નાશ પામતી પણ નથી. માયા સત્ય જણાય છે, પરંતુ તે સર્વથા મિથ્યા છે. કોઇ ભિખારી તરંગી બની નાના પ્રકારની કલ્પના કરે; પરંતુ તેમાંનું કશુંજ બનતું નથી તેવી માયા છે. સ્વપ્નમાં જેમ કનક અને કાંતાનો વૈભવ પ્રાપ્ત થાય અને તેમાં લીન થઇ નાના

પ્રકારના વિલાસ ભોગવવામાં આવે; પરંતુ વાસ્તવમાં તે મિથ્યા હોય છે તેવીજ માયા છે. આકાશમાં જેમ નાના પ્રકારનાં અને દેખાવનાં ગંધર્વ-નગરો દીસે છે; તેવીજ રીતે આ માયા પણ નાનાં રૂપોથી અને નાના વિકારોથી દ્રષ્ટિગોચર થાય છે. બહુરૂપીનો વૈભવ સારો પ્રતીત થાય છે; પરંતુ વાસ્તવમાં તે પ્રતીતિ મિથ્યા હોય છે, તેવી આ માયા છે. દશેરાનાં શમીપત્રોને લોકો સુવર્ણ કહે છે; પરંતુ વાસ્તવમાં તે પાંદડાંજ હોય છે અને સર્વ સ્થળે તેને વહેંચવાનો રિવાજ હોવા છતાં તે કાંઈ સુવર્ણ બની શકતાં નથી, તેવીજ માયા છે. જેમ મૃત પુરુષનો મહોત્સવ કરવો, સતીનો વૈભવ વધારવો અને સ્મશાનમાં જઇ રોવું એ સર્વ મિથ્યા છે; તેવીજ માયા પણ મિથ્યા છે. જેમ રાખને લક્ષ્મી (ભભૂત=વિભૂતિ=લક્ષ્મી) કહે છે, તાવીજને લક્ષ્મી કહે છે અને એકાદ સ્ત્રીનું નામ પણ લક્ષ્મી રાખવામાં આવે છે; પરંતુ તે કાંઈ ખરી લક્ષ્મી હોતી નથી, તેવીજ માયા છે. જેમ કોઇ બાલ વિધવાનું નામ સાવિત્રી હોય અને કોઇ ઘેર ઘેર ભટકનારનું નામ કુબેર હોય; તેવોજ પ્રકાર માયાનો છે. જેમ કોઇ મનુષ્ય દ્રૌપદીના વસ્ત્ર પૂરનાર શ્રીકૃષ્ણનો સ્વાંગ ભજવે, પણ પાછળથી જોનારાઓ પાસે જીર્ણ વસ્ત્ર માગે છે અને જેમ કોઈ નદીનું નામ પયોષ્ણા ( ઉના દૂધથી ભરેલી ) હોય છે, પણ તેમાં દૂધ જરા પણ હોતું નથી; તેવીજ માયા છે. જેમ બહુરૂપી રામ ઝામડીઆઓ આગળ નાચતો ફરે છે અને ' મહારાજ ' કહીને પોતાનું લઘુત્વ પ્રકટ કરે છે, તેવીજ માયા છે. જેમ નામ હોય અન્નપૂર્ણા અને ઘરમાં અન્ન પણ ન હોય; નામ હોય સરસ્વતી અને અક્ષર પણ આવડતો ન હોય; જેમ કૂતરાનું નામ 'વાઘ' રાખવામાં આવે; પુત્રને ' ઇંદ્ર ' નામથી બોલાવવામાં આવે અને સ્ત્રીને ' સુંદરી ' કહેવામાં આવે; મૂર્ખનું નામ ' કલાવંત ' હોય; ગધેડીનું નામ ' કોકિલા ' હોય અને અંધનું નામ ' દેખતો ' હોય; જેમ ભિખારણનું નામ ' તુલસી ' ( વિષ્ણુપ્રિયા ) હોય; ચમારણનું નામ ' કાશી ' હોય અને અતિશૂદ્રીનું નામ ' ભાગીરથી ' હોય; એ સર્વ નામો અને કથનો જેમ કહેવા માત્રનાંજ છે, તેવીજ માયાને પણ જાણવી. છાયા તથા અંધકાર એકત્ર થવાથી જેવી અવસ્થા થાય છે, તેવીજ માયા છે. જેવી રીતે કાન, આંગળીઓ, સાંધાઓ અને હથેળી વગેરે શરીરના કેટલાક ભાગો સૂર્યનાં કિરણોને લીધે રમ્ય લાલ રંગના ચળકતા અંગારા

જેવા જણાય છે, પણ તે દેખાવ મિથ્યા છે; જેમ ભગવા રંગનાં વસ્ત્રો આગ જેવાં લાગે છે, પરંતુ વિચાર કરી જોવાથી ખરી વાત સમજાય છે; તેવીજ માયા છે. જળમાં હાથ, પગ અને આંગળીઓ જેમ નાની, મોટી અને વાંકી જણાય છે, તેવીજ માયા છે. જેમ ફુદડી ફરવાથી પૃથ્વીજ ફરતી ભાસે છે, કમળો થવાથી જેમ સર્વ પદાર્થ પીળા દેખાય છે અથવા સન્નિપાતથી જેમ પદાર્થો ઉલટપાલટ જણાય છે; તે સર્વ દેખાવ જેમ મિથ્યા છે, તેવીજ માયા છે. જેમ કોઈ પદાર્થમાં કાંઈ વિકાર થતાં તેનું સ્વરૂપ કાંઇનું કાંઈ જણાય છે, એક પ્રકારનો બીજોજ પ્રકાર જણાય છે, તે દેખાવ વિકારનો નાશ થતાં સંપૂર્ણ નષ્ટ થાય છે; તેવીજ આ માયા અજ્ઞાનરૂપ વિકારને લીધે દેખવા માત્ર હોઇ જ્ઞાનવડે તેનો દેખાવ નષ્ટ થાય છે.





# [illegible]शक १५ मो

## समास १ लो—च[illegible]रनुं व[illegible]न.



આ અસ્થિમાંસના શરીરમાં જીવાત્મા રહે છે અને તે નાના પ્રકારના વિકારોમાં પ્રવૃત્ત થાય છે. વાસ્તવમાં ધન શું છે અને પોકળ શું છે તથા પોતાને માટે કયી વસ્તુ ગ્રાહ્ય છે અને કયી અગ્રાહ્ય છે; તે સર્વ વિચાર કરવાથી જીવ જાણી શકે છે. એક માગી માગીને મેળવે છે અને એકને વિના માગેજ મળી જાય છે. સૂક્ષ્મ લક્ષણોને એવી પ્રતીતિવડે ઓળખવાં જોઇએ. જીવને સામાના જીવોમાં અને આત્માને આત્મામાં મેળવી તેના અંતઃકરણમાં પ્રવેશ કરીને તેના અંતરનો ભાવ જાણવો જોઇએ. જ્ઞાતા પુરુષ પણ અજ્ઞાનીઓમાં જાય ત્યારે તેમની સાથે નિયમસર ભળવાનું રાખે તોજ સર્વની દ્રષ્ટિમાં શોભે છે. ઢીલાપણું રાખવાથી ગોટાળો થઈ જાય છે; માટે સારાસારનો વિવેક જાગૃત રાખીનેજ મનથી મન મેળવતા જવું. વિવેકની શિથિલતાથી સર્વ સંશયગ્રસ્ત બને છે. સંશયથી સંશય વધે છે અને સંકોચથી કાર્ય બગડે છે; માટે પ્રથમથીજ એવા પરિણામનો અનુભવ જોવો. જો આપણે અન્યના મનની વાત જાણીએ નહિ, અન્યનું અંતઃકરણ ઓળખીએ નહિ, તો અનેક પ્રકારના લોકો અનુકૂલ શી રીતે થશે? લોકો અક્કલ છોડી દઈને વશીકરણ પ્રયોગ કરે છે; પરંતુ એથી તેઓ ઠેકાણે ઠેકાણે હલકાજ પડે છે. સમગ્ર જગતના અંતઃકરણમાં જગદીશ ભરેલો છે તો પછી જાદુપ્રયોગ કોની ઉપર કરવો?

માટે જે કોઈ વિવેકથી વિચાર કરે છે તેજ શ્રેષ્ઠ છે. શ્રેષ્ઠ કાર્ય કરે તે શ્રેષ્ઠ અને હલકું કરે તે કનિષ્ઠ છે. પોતપોતાનાં કર્મ પ્રમાણેજ પ્રાણીઓ સારાં કે નરસાં ગણાય છે. રાજા હોય છે તે રાજમાર્ગથી જાય છે અને ચોર હોય છે તે ચોરમાર્ગથી જાય છે. મૂર્ખ માણસોજ મૂર્ખતા અને અલ્પ સ્વાર્થને લીધે ઠગાઇ જાય છે. મૂર્ખ ધારે છે કે હું અતિ શાણો છું; પરંતુ વાસ્તવમાં તે દીન અને બુદ્ધિવિહીન જ છે. ચાતુર્યનાં અનેક લક્ષણો ચતુરનેજ વિદિત હોય છે. જે જગતના અંતરની સાથે મળીજાય છે, તે જગતના અંતરરૂપજ બની જાય છે; તેને આ લોક વા પરલોકમાં કશી પણ ઉણપ રહેતી નથી. બુદ્ધિ એ પ્રભુની આપેલી બક્ષિસ છે. બુદ્ધિ વિનાનો મનુષ્ય કાચો છે. વિનામૂલ્યે મળેલા બુદ્ધિરૂપી રાજ્યનો જે ત્યાગ કરે છે તે ભીખ જ માગે છે. જે જ્યાં ઉત્પન્ન થાય છે તેને ત્યાંજ સારૂં લાગે છે. અભિમાનને લીધે ઠેક ઠેકાણે ગુંચવાઇ પડે છે. જગતમાં બધાજ કહે છે કે અમે તો મોટા છીએ, અમે સુંદર છીએ, અમે ચતુર છીએ. જો એજ રીતે જોઈએ તો તો જગતમાં કોઇ પણ માણસ નાનો નથી;પરંતુ જ્ઞાતાઓ અનુમાનથી સર્વ કાંઇ જાણે છે. લોકો પોતપોતાના અભિમાનથી અનુમાન કરીને વર્તે છે; પરંતુ આ વાતો વિવેકથી જ જોવી જોઇએ. મિથ્યા પદાર્થનું અભિમાન ધરવું અને સત્યને બધું જ છોડી દેવું એ મૂર્ખતાનું લક્ષણ છે. સત્યનું જે અભિમાન છે, તેને નિરભિમાનજ માનવું. ન્યાય અને અન્યાય કદિ પણ એક સમાન હોઇ શકે નહિ. જે શાશ્વત છે તે ન્યાય કહેવાય છે અને જે અશાશ્વત છે તે અન્યાય કહેવાય છે. જેમ એ બંને સમાન નથી તેમ મૂર્ખ અને બુદ્ધિમાન પણ એકસમાન શી રીતે હોઇ શકે? એક મનુષ્ય નચિંતાઈથી સુખોપભોગ લે છે અને એક ચોર બની નાસભાગ કર્યા કરે છે! જગતમાં એકની મહત્તા પ્રસિદ્ધ હોય છે અને એક કનિષ્ઠ હોઈને ઘરને ખુણે લપાઈ રહેલો હોય છે. આચારવિચાર વિના જે કાંઈ કરવું તે સર્વ નિષ્ફળ છે. આ વાતનો વિચાર ચતુર અને વિચક્ષણ લોકો જ કરે છે. સર્વ સાધારણ લોકોને ચતુર પુરુષ જ અંકુશમાં રાખી શકે છે. ચતુરની આગળ તેમનું કાંઇ પણ ચાલતું નથી; માટે મુખ્ય મુખ્ય ચતુર મનુષ્યોની સાથે મિત્રતા કરવી જોઈએ. એમ કરવાથી અસંખ્ય સામાન્ય મનુષ્યો આપણને અનુકૂળ થાય છે. ચતુર માણસને ચતુર જ સારો લાગે છે અને ચતુર માણસો ચતુરોને જ મળે છે; માત્ર મૂર્ખ માણસો જ

કામ વગર ભટકયા કરે છે. ચતુર માણસને જેની ચતુરતા વિદિત થાય છે તેના મનની સાથે તેનું મન મળી જાય છે; પરંતુ આ સર્વ ગુપ્તપણે કરવું જોઇએ. સમર્થનું મન રાખવાથી ઘણા લોકો આપણને અનુકૂળ થાય છે અને સાધારણ લોકો તથા સજ્જનો આપણને વિનતિ કરતા રહે છે. ઓળખાણથી ઓળખાણ વધારવી જોઇએ, બુદ્ધિથી બુદ્ધિનો વિકાસ કરવો જોઈએ અને નીતિ ન્યાયથી પાખંડનો માર્ગ રોકવો જોઇએ. દેખાવ ભલે ગાંડાના જેવો રાખવો; પરંતુ હૃદયમાં નાના પ્રકારની આવડત રહેવી જોઇએ અને કોઇનું પણ મન દુભવવું નહિ જોઇએ. નિસ્પૃહ રહીને નિત્ય નવી નવી જગ્યામાં ભ્રમણ કરનાર, અનુભવગમ્ય બ્રહ્મજ્ઞાન ધરાવનાર અને વ્યવહારનો જ્ઞાતા સજ્જન જગતમાં દુર્લભ છે. જ્યાં હોય ત્યાં અનેક પ્રકારનાં સુભાષિત વચનોથી સર્વનાં મન પ્રસન્ન થાય છે; માટે ચંચળતાથી અનેક સ્થળે ફરતા રહી સર્વનાં મન આકર્ષિત કરવાં. એક સ્થળે બેસી રહેવાથી તો કાંઇ પણ કામ બનતું નથી; માટે સાવધાનતાપૂર્વક સૌની સાથે મળતા રહેવું. લોકોની સાથે મળી તેમને રાજી રાખવા અને ફરીથી મળવાને ઉત્સુક રહેવું, એ ચાતુર્યનાં લક્ષણ છે. ઉત્તમ ગુણોથી સર્વ માણસો સમાધાન પામે છે.

## समास २ जो—निस्पृहलक्षणनिरूपण.




થ્વીપર નાનાં મોટાં પુષ્કળ શરીરો ભરેલાં પડેલાં છે અને તેઓ ક્ષણે ક્ષણે પોતાના મનોવિકારો બદલતાં રહે છે. જેટલી મૂર્તિઓ છે તેટલાજ સ્વભાવ છે. સ્વભાવ કદાપિ એકસરખા હોતા નથી. તેમનો કાંઇ ઢંગધડો જ હોતો નથી. કેટલા અને કેવા કેવા સ્વભાવો તપાસીએ ? અનેક માણસો મ્લેચ્છ થઇ ગયા, અનેક ફિરંગીઓમાં મળી ગયા અને અનેક પોતાની દેશ ભાષાને લીધે અટકી પડયા છે.* આ પ્રકારે મહારાષ્ટ્રીય લોકો છેક થોડા રહી ગયા છે અને જે રહ્યા છે તે રાજકીય વિષયોમાં ફસી પડેલા છે. તેમને ખાવા પીવાનો પણ અવકાશ નથી. તેમની પાછળ અનેક કામો

* અર્થાત્ સંપૂર્ણ દેશની ભાષા એક નહિ હોવાથી અનેક પોતાના લોકોમાં પણ ભળી શકતા નથી.

લાગેલાં છે. અનેક માણુસો યુદ્ધપ્રસંગમાં ગુંચવાઈ રહેવાથી ઉન્મત્ત બની ગયા છે અને રાત્રિ દિવસ યુદ્ધની ચર્ચા કરવા લાગ્યા છે. ધંધાદારીઓ પોતપોતાના વ્યાપારમાં ફસી રહેલા છે, તેમને પણુ અવકાશ નથી; તેઓ સાદા ઉદરનિર્વાહના ધંધામાં જ નિમગ્ન રહે છે. ષડ્દર્શનો, નાના પ્રકારના મતો અને પાખંડો ઘણાં વધી ગયાં છે. જ્યાં જુઓ ત્યાં લોકો આજ વિષયોનો ઉપદેશ કરતા ફરે છે. તેમાંથી પણુ જે લોકો અવશેષ રહ્યા છે તેમને સ્માર્ત અને વૈષ્ણવોએ પોતાનામાં મેળવી લીધા છે. આ પ્રકારે ખૂબ ગરબડ મચી રહી છે. કેટલાક કામનાના ભક્ત છે તેઓ અનેક વસ્તુમાં આસકત થયેલા છે. યુકતાયુકતનો તો વિચાર જ કોણુ કરે છે? આ ગરબડમાં જો કોઈ બીજી ગરબડ વધારે છે તો તે વૈદિક લોકોથી જોઈ શકાતી નથી, તે તેમની આંખોમાં કાંટાની પેટે ખુંચે છે. તેમાં પણુ હરિકીર્તન તરફ લોકોનું મન ઝાઝું વળ્યું છે; એટલે પછી અનુભવાત્મક બ્રહ્મજ્ઞાનને તો કોણુ જ જુએ છે?

અસ્તુ! એવું જ્ઞાન અતિ દુર્લભ છે. એ અલભ્ય લાભ પુણ્યથી પ્રાપ્ત થાય છે; પરંતુ વિચારવાન માણુસોને માટે તો સર્વ કાંઈ સુલભ છે. યથાર્થ વિચાર સર્વને કહી શકાતો નથી; કેમકે તેમ કરવામાં અનેક વિઘ્નો આવે છે. ઉપાય યોજવા જતાં અપાય આડા આવે છે; પરંતુ તેમાં પણુ જે માણુસ તીક્ષ્ણુ બુદ્ધિનો હોય છે તે એક ક્ષણુ પણુ વ્યર્થ જવા દેતો નથી. આવો ચતુર, તાર્કિક અને વિચક્ષણુ પુરુષ સર્વમાન્ય થાય છે. તેને નાના પ્રકારનાં સુભાષિત કંઠાગ્ર હોય છે, તે ધડધડાટ લોકોની આગળ બોલી બતાવી પોતાના સામર્થ્યથી આડમાર્ગનો રાજમાર્ગ તે બનાવી દે છે. તે પ્રબોધ આપવાના અનંત માર્ગો જાણે છે, તે સર્વનાં અંતઃકરણુ જાણે છે તે પછી જ નિરૂપણુ કરે છે; જેથી સર્વને તેમાં ચટક લાગે છે. તે અનુભવયુકત વચનોથી સર્વ મતમતાંતરોને સપાટ બનાવી દે છે અને લોકરૂઢિની પરવા નહિ કરવા છતાં પણુ લોકોનાં મન પોતાની તરફ આકર્ષિત કરી લે છે. તે પ્રસંગાનુસાર નીતિપૂર્ણ, પરંતુ પ્રભાવશાળી વચનો કહે છે અને ઉદાસ વૃત્તિના અભિમાનથી ઉઠીને ચાલ્યો જાય છે. તે અનુભવની વાતો કહી ચાલ્યો જાય છે, તેથી પાછળથી તેને મળવાની લોકોને તીવ્ર ઇચ્છા થાય છે અને તેઓ બીજા અનેક માર્ગો છોડી તેને જ શરણે જાય છે; પરંતુ તે કયાંય પણુ મળતો નથી, તે કોઇ પણુ

સ્થળે દેખાતો નથી. તેનો વેષ હીન દીન માણસના જેવો જણાય છે. ભિખારીના જેવો તેનો વેષ છતાં તે ગુપ્ત રીતે પુષ્કળ કામો કરે છે. આથી તે પુરુષનો યશ, કીર્તિ અને પ્રતાપ અમર્યાદ બની જાય છે. તે સ્થળે સ્થળે ભજનની ધૂન વધારે છે અને પોતે ત્યાંથી ચાલ્યો જાય છે. મત્સર-યુક્ત મતોને તો તે વળગવા જ દેતો નથી. તે પર્વતકંદરા જેવાં દુર્ગમ સ્થાનોમાં જઈને રહે છે. ત્યાં તેને કોઈ પણ જોતું નથી; પરંતુ ત્યાં પણ તે સર્વકાળ સર્વના હિતનુંજ ચિંતન કર્યા કરે છે, અર્થાત્ ત્યાં રહીને તે લોકોના ઉદ્ધારનો પ્રયત્ન કરે છે. આ પ્રમાણે જ્યાં લોકોનાં દર્શન કઠિન હોય એવા દુર્ગમ સ્થાનમાં તે સાવધાનતાથી રહેતો હોવા છતાં પણ જગતના લોકો તેને ઢુંડતા ઢુંડતા ત્યાં આવી પહોંચે છે. ત્યાં કોઈનું કાંઇ ચાલતું નથી. ત્યાં અણુ માત્ર પણ સંશય ઉપસ્થિત થતો નથી અને તેથી તે સંઘશકિત વધારી લોકોને રાજકારણમાં નિમગ્ન કરે છે. તે લોકો પછી અન્ય લોકોને પોતાના સમુદાયમાં મેળવે છે અને આ પ્રકારે અમર્યાદિત સમુદાય વધે છે અને ગુપ્ત રીતે સમગ્ર ભૂમંડળમાં તેની સત્તા ચાલે છે. સ્થળે સ્થળે તેના અનેક સંઘો બની જાય છે, મનુષ્ય માત્ર તેની તરફ આકર્ષિત થઈ જાય છે અને આ પ્રકારે ચારે તરફ પરમાર્થ બુદ્ધિનો પ્રચાર થાય છે. તે સ્થળે સ્થળે ભકતોનો સમુદાય એકત્ર કરી તેમને ઉપાસના શિખવે છે અને પોતાના અનુભવાત્મક જ્ઞાનથી પ્રાણી માત્રનો ઉદ્ધાર કરે છે. આ પ્રકારે તે પુષ્કળ યુકિતઓ જાણે છે. તેના દ્વારા અન્ય લોકો ચતુર બને છે અને સ્થળે સ્થળે પ્રાણી માત્રને અનુભવ પ્રાપ્ત થાય છે. આ પ્રકારે જે સંસારમાં પોતાની કીર્તિ કરી જાય છે તેનું જ સંસા-રમાં આવવું સાર્થક છે. રામદાસ કહે છે કે આ વિષય સ્વભાવથી જ સંક્ષેપમાં કહ્યો છે.

# समास ३ जो—ज्ञाननी श्रेष्ठता.



ળ માયાથી લઇને આ જે સમગ્ર પસારો અમર્યાદ રીતે પ્રસર્યો છે તે પંચભૂતાત્મક છે. તેમાં જે સાક્ષિત્વ તંતુ લાગેલો છે તે પણ તત્ત્વરૂપ (પંચભૂતાત્મક) જ છે. ઉચ્ચ સિંહાસનપર રાજા વિરાજમાન છે અને તેની બન્ને બાજુએ ફોજ પંકિતબદ્ધ ઉભી રહી છે, એવો વિચાર અંતરમાં આણો.* સર્વના દેહો જેમ અસ્થિમાંસના બનેલા છે તેમ રાજાનો દેહ પણ અસ્થિમાંસનોજ છે; અને તેજ પ્રમાણે મૂળમાયાથી લઇને સ્થૂલ સૃષ્ટિપર્યંત આ સર્વ પંચભૂતનુંજ બનેલું છે. રાજાની સત્તાથી સર્વ ચાલે છે; પરંતુ છે સર્વ પંચભૂતાત્મકજ. અંતર માત્ર એટલોજ છે કે મૂળમાયામાં જ્ઞાનશકિત અધિક છે. વિવેકના અધિક બળને લીધે કોઇ કોઇ બહુજ પ્રસિદ્ધિમાં આવે છે; તેથી તેમને 'અવતારી' કહેવામાં આવે છે. આજ ન્યાયથી મનુ અને અનેક ચક્રવર્તિ રાજાઓ અવતારી ગણાયા છે. જેનામાં જ્ઞાનશકિત જેટલી અધિક, તેટલો તે અધિક ભાગ્યશાળી બને છે. જ્ઞાનશકિતની ન્યૂનતાને લીધેજ લોકો દુર્ભાગી રહે છે. જે માણસ ધંધા–રોજગાર કરે છે અને ધક્કામુક્કી સહન કરે છે તે જોતજોતામાં ભાગ્યવાન બની જાય છે. આ પ્રમાણે હાલમાં પણ પ્રત્યક્ષ બની રહ્યું છે; છતાં મૂર્ખ લોકોને તે સમજાતું નથી. વિવેકી લોકો સર્વ કાંઇ સમજે છે. મોટાપણું અને નાનાપણું એ સર્વ બુદ્ધિને લીધેજ છે. એ વાત લોકોને સમજાતી નથી, તેથીજ જે પ્રથમ જન્મે છે તેને તેઓ મોટા કહે છે. રાજા ગમે તો વયમાં નાનો હોય; પરંતુ વૃદ્ધ લોકો તેને નમસ્કાર કરે છે. વિવેકનો આ વિચિત્ર પ્રકાર લક્ષ્યમાં રાખવા જોઈએ. સાધારણ લોકોનું જ્ઞાન ઘણે ભાગે અનુમાનરૂપજ હોય છે. તેઓ લોકરૂઢિને અનુસરીને ચાલે છે. આપણે તે કોને કોને રોકીએ? સાધારણ લોકોને ખરા માર્ગની શી ખબર હોય? કોને કોને કયાં

* આ પદ્ય પ્રથમ પદ્યનું દ્રષ્ટાંત છે. જે પ્રકારે ઉભય બાજુએ ફોજ અને અને વચમાં રાજા સિંહાસનપર બેસે છે તેજ પ્રકારે જડરૂપી ફોજનો પસારો ફેલાયેલો છે અને વચમાં સાક્ષી વા જ્ઞાતૃત્વશકિત રાજાની પેઠે વિરાજમાન છે.

સુધી કહીએ ? કોઇ નાનો માણસ ભાગ્યવાન બની જાય છે ત્યારે પણ બહુ સંબંધવાળા લોકો તેને તુચ્છજ ગણ્યા કરે છે; માટે એવા માણસોથી દૂર રહેવું. એવા માણસો નથી કોઇની વાત ઠીક ઠીક સમજી શકતા કે નથી યથાવત્ રાજનૈતિક વિષયો જાણતા; અને મૂર્ખતાને લીધે માત્ર વ્યર્થજ પોતાની મોટાઇ બતાવે છે ! તેમને નથી તો કોઇ વાતની પાકી ખબર હોતી, કે નથી તેમની વાતને કોઇ માનતું. આવા માણસોને માત્ર વયને લીધેજ પ્રાપ્ત થયેલી મોટાઇનો ભાવ કોણ પૂછે ? જે માણસો કહે છે કે મોટાનું મોટાપણું રહ્યું નથી અને છોટાઓએ છોટાપણાનો ત્યાગ કર્યો છે, તેમનામાં શાણપણ નથી. ગુણ વિનાનું માત્ર વયનુંજ મોટાપણું વ્યર્થ છે. ખરૂં મોટાપણું પ્રાપ્ત થાય ત્યારેજ આ વાતનો અનુભવ થાય છે. તથાપિ વયમાં મોટા વડિલોને પણ માન તો આપવુંજ જોઇએ અને વડિલપણાની શ્રેષ્ઠતા લક્ષ્યમાં રાખવી જોઇએ; નહિ તો પાછળથી મોટી વયમાં તમને પણ કષ્ટ સહન કરવું પડશે. વસ્તુતઃ તો અંતરાત્માજ સૌથી મોટો વડિલ છે. તે જ્યાં પણ જાગૃત થયો હોય છે ત્યાં મહત્તા આપોઆપજ પ્રકટ થાય છે. આ કાંઈ અમારાજ શબ્દ નથી પણ આ વાત સર્વત્ર પ્રસિદ્ધજ છે; માટે સર્વ લોકોને વિવેકયુકત શાણપણ શિખવવું જોઇએ. વિવેકનો અભ્યાસ નહિ કરવાથી પ્રતિષ્ઠા રહેતી નથી અને જો પ્રતિષ્ઠા ગઇ તો જાણજો કે સર્વ ગયું. જન્મ લઇ શું કર્યું ? ઉલટું જાણી જોઇ અપમાન વહોરી લીધું. આવા પુરુષને સ્ત્રીઓ સુદ્ધાં ગાળ દે છે. લોકો કહે છે કે જુઓ તો ખરા, કેવો ફસાઇ ગયો છે. આ પ્રકારે તેની મૂર્ખતા જગજાહેર થાય છે; માટે એવું કોઇએ પણ કરવું જોઇએ નહિ; અર્થાત્ વિવેક વિના રહેવું જોઇએ નહિ અને સર્વ માણસોએ પોતાનું જીવન સાર્થક કરવું જોઇએ. જીવન સાર્થક કરવાના ઉપાય ન જડે તો ગ્રંથ વાંચી મનન કરી તે શોધી કાઢવા જોઇએ. ચતુર માણસને સર્વ કોઇ માને છે અને મૂર્ખને લોકો હડધૂત કરે છે; માટે જો મનમાં સંપત્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો મનુષ્યે શાણા બનવું જોઇએ. શાણપણ શિખવાને માટે ગમે તેટલું કષ્ટ સહન કરવું પડે તોપણ તે અવશ્ય શિખવું જોઈએ. કષ્ટપૂર્વક અનેક માણસોની સેવા કરીને પણ શાણપણ મેળવવું એ બહુજ ઉત્તમ છે. જેને બહુ મનુષ્યો માનતા હોય તેને શાણો સમજવો જોઇએ. એવા શાણા માણસને કયી વાતની ઉણપ હોય ? ( વિવેક અને

શાણુપણાનો આટલો મહિમા જાણવા છતાં પણ) સંસારમાં જે માણસ પોતાનું હિત કરી શકતો નથી તેને આત્મઘાતીજ જાણવો; તેના જેવો મૂર્ખ અને પાપી બીજો કોઇ પણ નથી. ચતુર માણસ તો જગતમાં એમ કદિ પણ કરતો નથી કે જેથી પોતાને કષ્ટ પણ કરવું પડે અને અન્યનો ક્રોધ પણ સહન કરવો પડે. આ વાત સાધકોને માટે સ્વાભાવિકપણેજ કહી છે; જેના માનવામાં આવે તેણે સુખેથી તેને ગ્રહણ કરવી અને નહિ તો એક બાજુ પડી મૂકવી. તમે શ્રોતાઓ પરમ દક્ષ છો; કેમકે અલક્ષમાં લક્ષ પરોવો છો. જાણોજ છો કે આ તો પ્રત્યક્ષ સામાન્ય વાત છે.

# समास ४ थो—ब्रह्मनिरूपण.



પૃથ્વીથી વૃક્ષો ઉત્પન્ન થાય છે, વૃક્ષોથી કાષ્ઠ ઉત્પન્ન થાય છે અને કાષ્ઠ ભસ્મીભૂત થઇ પુનઃ પૃથ્વીજ બની જાય છે. પૃથ્વીદ્વારા વેલી ઉત્પન્ન થાય છે, તે નાના પ્રકારે ફેલાય છે;પરંતુ અંતે કોહી જઇ તે પણપૃથ્વીરૂપજ બની જાય છે. મનુષ્યો નાના પ્રકારનાં ધાન્યોનાં અનેક પ્રકારનાં ભોજન બનાવી ખાય છે; પરંતુ તે પણ પુનઃ નાના પ્રકારના મલ અને વમન બની પૃથ્વીરૂપજ થઈ જાય છે. અનેક પશુ પક્ષીઓ જે કાંઈ ખાય છે તેનો પણ આજ હાલ થાય છે. તેનો મલ પણ સૂકાઇને ખાખ બની જાય છે અને પૃથ્વીમાંજ મળી જાય છે. મનુષ્યાદિ પ્રાણીઓ પણ મરતાંવેંત તેમાંથી કૃમિ, ભસ્મ વા મૃત્તિકા બને છે અને એવા અનેક દેહો પડી તેની પણ પુનઃ પૃથ્વીજ થાય છે. અનેક પ્રકારનાં તૃણો અને પદાર્થો પણ સડી જઇને માટી બની જાય છે અને અનેક કીટકો મરીને પૃથ્વીમાં મળી જાય છે. પૃથ્વીમાં અનંત પદાર્થો ભરેલા છે. તેનું વર્ણન કયાં સુધી કરીએ ? પરંતુ તે સર્વને માટે અંતે પૃથ્વી સિવાય અન્ય સ્થાન નથી. વૃક્ષપત્રો અને ઘાસ પશુઓના ખાવામાં આવ્યા પછી છાણુ બની જાય છે અને ખાતર, મૂતર તથા ભસ્મ બનીને પુનઃ તેમની પણ પૃથ્વીજ થઇ જાય છે. ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના ચક્રમાં આવનાર સર્વે વસ્તુઓ પૃથ્વીમાંજ મળી જાય છે. જે વસ્તુઓ ઉત્પન્ન થાય છે અને લય પામે છે તે સર્વ પુનઃ

પૃથ્વીજ બની જાય છે. નાના પ્રકારનાં ધાન્યોના રાશિઓ મોટા મોટા થઈને ગગનને સ્પર્શ કરે છે; પરંતુ તે સર્વ અંતે તો પૃથ્વીમાંજ મળી જાય છે. લોકો નાના પ્રકારની ધાતુઓ દાટી રાખે છે; પરંતુ કાળાંતરે તે સર્વ માટીજ બની જાય છે. સુવર્ણ અને પત્થરની પણ આજ ગતિ થાય છે. માટીનું સુવર્ણ થાય છે અને પત્થર પણ માટીનાજ થાય છે અને અંતે આખર અગ્નિમાં ભસ્મ થઈ તેની પણ પાછી પૃથ્વીજ થાય છે. સુવર્ણનો ભૂકો થાય છે, ભૂકાની રજ થાય છે, રજનો રસ થઇ જાય છે અને પુનઃ તે પૃથ્વી-રૂપજ બને છે. પૃથ્વીમાંથી ધાતુઓ ઉત્પન્ન થાય છે, અગ્નિના સંસર્ગથી તે ધાતુનો રસ બને છે અને ત્યારપછી તે રસ કઠિન સ્વરૂપને પ્રાપ્ત થઇ તેની પુનઃ માટી બની જાય છે. નાના પ્રકારના જલમાંથી ગંધ છૂટી પૃથ્વીનું રૂપ પ્રકટ થાય છે, પછી દિન પ્રતિદિન જલ સુકાતું જાય છે અને પુનઃ પૃથ્વીની પૃથ્વીજ રહી જાય છે. પત્ર, પુષ્પ, ફલ, ફૂલ વગેરેને અનેક જીવો ખાઇ જાય છે અને તે જીવો મરણ પછી પુનઃ પૃથ્વીજ બની જાય છે. જેટલા આકારો છે તે સર્વને પૃથ્વીનોજ આધાર છે. પ્રાણી માત્ર ઉત્પન્ન થાય છે અને લય પામે છે અને અંતે પૃથ્વીજ શેષ રહે છે. આનું વર્ણન તે ક્યાં સુધી કરીએ ? વિવેકથી સર્વ જાણી લેવું જોઈએ અને ઉત્પત્તિ તથા સંહારનું મૂળ સમજવું જોઇએ. જલ સુકાઇને પૃથ્વી બની જાય છે અને પૃથ્વી પુનઃ જલમાંજ લય પામી જાય છે; કારણકે તે અગ્નિના યોગથી ભસ્મ થઈ જાય છે. જળ તેજમાંથી ઉત્પન્ન થાય છે અને પછી વાયુ જ તેનો નાશ કરી નાખે છે. વાયુ ગગનમાંથી નિર્માણ થાય છે અને પછી ગગનમાંજ તેનો લય થઇ જાય છે. આ પ્રકારે ઉત્પત્તિ અને લયનો સારી રીતે વિચાર કરો. જે જ્યાં પેદા થાય છે તેનો ત્યાં લય થઈ જાય છે; આ પ્રકારે પંચભૂતોનો નાશ થઇ જાય છે. જે ઉત્પન્ન થાય છે તે ભૂત જ છે અને પાછળથી તે લય પામી જઇને અંતે શાશ્વત પરબ્રહ્મ જ શેષ રહે છે. તે પરબ્રહ્મ જ્યાં સુધી જાણવામાં આવતો નથી ત્યાં સુધી જન્મ–મૃત્યુની નિવૃત્તિ થતી નથી અને ચાર ખાણીઓમાં નાના જીવોના રૂપમાં જન્મ લેવો પડે છે. આ વાત સારી પેઠે સમજી લ્યો કે જડનું મૂળ ચંચલ છે અને ચંચલનું મૂળ નિશ્ચલ છે; પરંતુ નિશ્ચલનું તો મૂળજ નથી. ઉત્પત્તિને પૂર્વપક્ષ કહે છે અને લયને સિદ્ધાંત કહે છે તથા જે એ ઉભય પક્ષોથી અતીત છે તે પરબ્રહ્મ છે. આ

વાત અનુભવથી જાણવી જોઈએ અને વિવેકથી ઓળખવી જોઇએ. વિવેક વિના વ્યર્થ પરિશ્રમ કરવો એ મૂર્ખતા છે. જે જ્ઞાની ભયથી ઘેરાયલો રહે તેને નિશ્ચલ પરબ્રહ્મ શી રીતે પ્રાપ્ત થઇ શકે ? તે માયામાં વૃથાજ ગરબડ કર્યા કરે છે. માયાનો સંપૂર્ણ નાશ થઇ જતાં પછી કેવી સ્થિતિ શેષ રહે છે તેનો વિચાર વિચક્ષણ પુરુષોએ સ્વયં કરવો જોઇએ. માયાનું સંપૂર્ણ નિરસન થઈ ગયા પછીજ આત્મનિવેદન થાય છે. આવી સ્થિતિમાં વાચ્યાંશ રહેતો નથી. આ વિજ્ઞાનની પ્રતીતિ શી રીતે કરવી ? જે માણસ બીજાના કહેવા પ્રમાણે ચાલે છે તે સંદેહમાંજ ડૂબી રહે છે; માટે અનુભવથીજ જાણવું જોઇએ.

# समास ५ मो—चंचलनां( मायानां ) लक्षणो.




(પ્રકૃતિ અને પુરુષ ) ને અનુસરીને ત્રણ (ત્રિગુણ) ચાલે છે. નિર્ગુણ ( પરબ્રહ્મ )માં અષ્ટધા પ્રકૃતિ ઉત્પન્ન થાય છે અને તે અધ: અને ઊર્ધ્વ એટલે કે ઉત્પત્તિ અને નાશ અથવા સત્ય અને અસત્ય ઉભયને છોડીને ઇંદ્રધનુષની પેઠે અંતરિક્ષમાં (અનિર્વચનીયપણામાં) જ પ્રવર્તે છે. પ્રપૌત્ર (અર્થાત્ સ્થૂળ દેહ) પોતાના મુખથી પ્રપિતામહ ( વાયુ ) નું ભક્ષણ કરે છે. *પુત્ર ( પ્રત્યેક તત્ત્વ ) પરમ ચતુરાઈથી પોતાના પિતા (પોતે જે તત્ત્વમાંથી પેદા થયો હોય તે તત્ત્વ) ને મારી નાખે છે;+ અને ચારે જણ ( ચારે તત્ત્વો ) નો રાજા (આકાશ) તો ભૂલો પડી ગયેલો ( અદૃશ્ય ) છે. દેવ (અંતરાત્મા) દેવાલય (શરીર)માં છૂપાઈ બેઠેલો છે. દેવાલયની પૂજા કરવાથી ( દેહને ભોગ આપવાથી ) તે તેને ( અંતરાત્માને ) પ્રાપ્ત થાય છે ( સંતોષ થાય છે ). સૃષ્ટિના સમસ્ત દેહધારીઓને આજ નિયમ લાગુ પડે છે. 'પ્રકૃતિ' અને

* પંચભૂતોની ઉત્પત્તિ આ પ્રમાણે છે:—આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જલ, જલમાંથી પૃથ્વી અને ' દેહ ' એ પૃથ્વીમય જ હોવાથી ' વાયુ ' એ દેહનો પ્રપિતામહ થયો અને દેહ એ વાયુનો પ્રપૌત્ર થયો.

\+ પૃથ્વી જલને શોષી લે છે, જલ અગ્નિને બૂઝાવી નાખે છે અને અગ્નિ વાયુનો લય કરી નાખે છે અને પછી પોતે પણ લય પામી જાય છે.

'પુરુષ' એ બે નામો લોકોએ માની લીધાં છે; પરંતુ વિવેક અને અનુભવથી જોતાં તે બંને એક જ છે. ત્યાં પુરુષ પણ નથી અને સ્ત્રી પણ નથી. માત્ર એ લોકોની જ કલ્પના છે. ખરી શોધ કરતાં એમાં કાંઇ જ નથી. સર્વ લોકો નદીને સ્ત્રી અને નાળાને÷ પુરુષ કહે છે; પરંતુ વિચાર કરી જોતાં ત્યાં સ્ત્રી કે પુરુષ કોઇનો પણ દેહ હોતો નથી, બેઉમાં માત્ર પાણી જ વહેતું હોય છે. જોવા જઇએ તો આપણે કોણ છીએ તે જ આપણને સમજાતું નથી. બહુ યત્ન કરવા છતાં આપણે આપણને જ યથાર્થ જાણી શકતા નથી !

પોતે ( પરબ્રહ્મ ) એક છતાં પણ અનેક રૂપે થયો છે અને અનેક રૂપે છતાં પણ એકલોજ રહી ગયો છે ! જીવરૂપે તેની પોતાનીજ ગરબડ ( માયા અને તેના કાર્યરૂપ ઉપાધિ ) તેનાથી સહન થઇ શકતી નથી ! તે વિચિત્ર ચેતનાશક્તિ એક હોવા છતાં પણ સર્વત્ર પ્રસરેલી છે અને સર્વત્ર પ્રસરેલી હોવા છતાં પણ એક છે. તે પ્રાણીમાત્રમાં વ્યાપ્ત છે. વેલીમાં બહારથી જલ નથી દેખાતું, તોપણ તેમાં તે સંચરે છેજ. ભીનાશ વિના તે કોઇ પણ પ્રકારે જીવી શકે તેમ નથી. વૃક્ષોમાં વિકાસ પામવાની શક્તિ હોય છે અને કોઇ કોઇ વૃક્ષો તો આકાશમાં ઉડી જાય છે ! યદ્યપિ આ વૃક્ષો ભૂમિથી અલિપ્ત થાય છે, તોપણ તેઓ સુકાતાં નથી અને જ્યાં રહે છે ત્યાં અત્યંત વિકાસ પામે છે. અંતરાત્માદ્વારા જ વૃક્ષોની સર્વ ક્રિયા ચાલે છે, અંતરાત્મા નહિ રહેતાં તે નિશ્ચેષ્ટ કાષ્ઠ બની જાય છે. આ વાત પ્રત્યક્ષ જ છે, એમાં કાંઇ ગૂઢ રહસ્ય જેવું નથી. કોઇ કોઇ વાર તો વૃક્ષમાંથી વૃક્ષ પણ ઉત્પન્ન થાય છે અને તેઓ આકાશની તરફ જાય છે. તેમનાં મૂળ પૃથ્વીમાં હોતાં નથી. વૃક્ષોને વૃક્ષોનું જ ખાતર પાણી આપી પ્રતિદિન તેનું પાલન કરવામાં આવે છે. વૃક્ષો પણ બોલે છે અને શબ્દસંઘર્ષણથી વિચાર કરે છે. થવાનું હતું તે તો પ્રથમથી જ થઇ ચૂકયું છે. પાછળથી લોકો કલ્પના કરીને તેનાં નામ ઇત્યાદિ બોલે છે; પરંતુ જ્ઞાતા પુરુષ તો સર્વ કાંઇ સમજે છે. અનુભવ વિના સમજાતું નથી, પ્રતીતિ વિના કોઇપણ વાતનો નિશ્ચય થઇ શકતો નથી.

સૌથી પ્રથમ એ વિચાર કરવો જોઇએ કે સર્વનો વડીલ ( મૂળકર્તા ) કોણ છે ? જગતના કર્તાને ઓળખવાથી આપણને આપણી પોતાની

÷ મરાઠીમાં નાળું નરજાતિમાં ગણાતું હશે. મંત્રી સ. સા.

ઓળખાણ થાય છે. અંતર્નિષ્ઠ મનુષ્યોનો દરજ્જો બહુ ઉંચો છે. બહિર્મુખ ( બાહ્ય પદાર્થોની આસકિત અને ભોગમાં રચીપચી રહેલા ) માણસોની સંગતિ ખોટી છે. આ વાત શાણા માણસોજ સમજી શકશે. મૂર્ખ શું સમજે ? સર્વનાં મન પ્રસન્ન રાખવાથી ગમે ત્યાંથી સહાયતા મળી આવે છે અને રાજી ન રાખવાથી ભાજી જેવો ક્ષુદ્ર પદાર્થ પણ મળતો નથી. આવી ઘટના પ્રત્યક્ષ બની રહી છે. અક્ષલમાં લક્ષ લગાડવું જોઈએ. દક્ષની સંગતિથી દક્ષને સમાધાન પ્રાપ્ત થાય છે અને તેના મનની સાથે મન મળી જવાથી પરબ્રહ્મનાં દર્શન થઈ શકે છે અને માયારૂપ ચંચલ ચક્રથી પાર થઈ શકાય છે. એકવાર તેની સમીપ જઇ તેને જ્ઞાનચક્ષુથી જોઈ આવીએ તે પછી તો તે સદા નિકટજ દેખાય છે ( કેમકે તેનાથી રહિત કોઈ પણ સ્થાનજ નથી ); પરંતુ ચર્મચક્ષુથી તે જોઈ શકાતો નથી. અનેક શરીરોમાં ચંચલ-માયાજ ચળવળ કરી રહી છે; પરબ્રહ્મ તો સદા સર્વત્ર નિશ્ચલજ હોય છે. ચંચલ-માયા જ્યારે એક તરફ દોડે છે ત્યારે બીજી તરફ તેનો કાંઈ પણ અંશ રહેતો નથી; કેમકે તે સર્વત્ર સંપૂર્ણ રહેતી નથી. ચંચલથી તો ચંચલનું કામ પણ થતું નથી. ચંચલથી સર્વ ચંચલનો વિચારજ થઇ શકતો નથી; તો પછી જે નિશ્ચલ અને અપાર પરબ્રહ્મ છે, તે તો તેના અનુમાનમાં પણ કેવી રીતે આવી શકે ? *
ધારો કે આગ્નેય બાણ આકાશમાં છોડવામાં આવે; પરંતુ તે શું આકાશનો પાર પામી શકશે ? તે તો પોતાના સ્વભાવધર્મ પ્રમાણે માર્ગમાંજ બૂઝાઇ જશે. એજ પ્રમાણે એકદેશી-ધર્મવાળું મન તે બિચારૂં સર્વવ્યાપક બ્રહ્મવસ્તુને કેવી રીતે કળી શકે ? જેથી પછી તે પોતાની મેળેજ નિર્ગુણનો પાર કહાડવાનું છોડી દઇને ' બ્રહ્મ સર્વત્ર છે ' એમજ કહે છે. જ્યાં સારાસારવિચાર હોતો નથી ત્યાં સર્વ અંધકારજ હોય છે. એવો અબોધ ' બાલજીવ ' સત્યને છોડી મિથ્યાનેજ ગ્રહણ કરે છે. બ્રહ્માંડના મહાકારણરૂપ મૂળમાયામાંથી આ પંચમહાભૂતોનો સમુદાય ઉત્પન્ન થયો છે; પરંતુ મહાવાક્યનું વિવરણ ઓરજ છે. એ મહાકારણ અને પંચમહાભૂતનાજ ભગવાન સમજજો. ઉપાસનાનો અંત ત્યાંજ આવી જાય છે.+

---

* મન જ્યારે ચંચલ હોય ત્યારે આપણે માયાનું પણ વર્ણન કરી શકતા નથી,તો પછી નિશ્ચલ અને અપાર એવા પરબ્રહ્મનું અનુમાન તો કરીજ શી રીતે શકીએ ?

+ " **एकोविष्णुर्महद्भूतम्** " ઉપાસના ( અર્થાત્ દ્વૈતને માની ભગવદ્ભજન કરવું તે ) અહીંઆં સુધીજ છે. મહદ્ભૂતની પેલી તરફ દ્વૈતનું અસ્તિત્વ નથી; ત્યાં તો અનન્યતા-અદ્વૈતજ છે.

'કર્મ' 'ઉપાસના' અને 'જ્ઞાન' એ ત્રિકાંડાત્મક વેદ છે; પરંતુ પરબ્રહ્મમાં તો જ્ઞાનનું વિજ્ઞાન થઈ જાય છે અર્થાત્ જ્ઞાનનો લય થઈ જાય છે.

## સમાસ ૬ ટ્રો-વિશિષ્ટ ચાતુર્ય.




ળા રંગના દીપકમાંથી કાજલ ઉત્પન્ન થઈને અક્ષરોના રૂપમાં ભૂમંડલમાં વિસ્તાર પામ્યું છે. તેના વિના જ્ઞાન થવું અશકય છે.* જોવામાં તો કાજલ થોડા ગુણોવાળું જણાય છે; પરંતુ વાસ્તવમાં તેમાં સર્વ કાંઇ હોય છે. તેમાં સર્વ અધમ અને ઉત્તમ ગુણો સમાયલા હોય છે. મહીસુત ( પૃથ્વીમાંથી નીપજેલું બરૂ ) ઉખેડી નાખી તેને વચમાંથી ચીરી તેની કલમ બનાવવામાં આવે છે અને કલમ તથા કાજલથી લખવાનું કામ ચાલે છે. શ્વેત અશ્વેત( શ્વેત કાગળ અને અશ્વેત બરૂની કલમ ) ની ભેટ થવાથી અને વચમાં કાજલ મળવાથી આલોકની સાર્થકતા થાય છે. × આનો વિચાર કરવાથી મૂર્ખ પણ ચતુર બની જાય છે, તત્કાલ પ્રતીતિ થાય છે અને પરલોકનો સાક્ષાત્કાર થાય છે. જે પરબ્રહ્મ સર્વને માન્ય છે તેને લોકો સામાન્ય માનીને તેમાં તદાકાર થતા નથી. ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ એ ત્રણ પ્રકારની હસ્તરેખાઓ અને લલાટની અદૃષ્ટ રેખાઓ હોય છે, પરંતુ તેવી રેખાવાળા સર્વ મનુષ્યોનો અનુભવ એકસરખો હોતો નથી. જે લોકો ચૌદ વિદ્યાઓનાં ગીત ગાયા કરે છે તેઓ શાણા છે કે ઉન્મત્ત, અને તેમના કહેવામાં કાંઇ એકતા છે કે નહિ, તે જોવું જોઇએ. સર્વ રેષાઓ ભુંસાઇ જાય છે એ અનુભવનીજ વાત છે. તો પછી તે પ્રત્યે લક્ષ્ય શા માટે આપવું ? જે માણુસો ઘણા માણુસોની વાત માને છે તેઓ સંદેહમાં ડૂબી જાય છે અને અનુભવાત્મક મુખ્ય નિશ્ચય ભૂલી જાય છે. ઘણા લોકોની ઘણી વાત સાંભળવી ખરી, પરંતુ તે સર્વની ઉપર અનુભવપૂર્વક વિચાર કરવો જોઇએ અને તે પછીજ ખરા-

* કાજલની શાહી બની તેનાદ્વારાજ વેદ, શાસ્ત્ર, પુરાણાદિ લખવામાં આવ્યાં છે; જેના દ્વારા સર્વને જ્ઞાન પ્રાપ્ત થાય છે.

× ભણીને વિદ્વાન થવાથી આ લોક સાર્થક થાય છે.

ખોટાનો નિર્ણય કરવો જોઈએ. કોઇને પણ નકાર ન કહેવો જોઈએ; પરંતુ તેનું કથન આપણને હિતકર છે કે અહિતકર છે તે સમજીને યોગ્ય નિશ્ચય કરવો. બહુ બકબક કરવાથી શો લાભ ? ગમે તેવો હઠીલો, દુરાગ્રહી અને કાચો માણસ કાં ન હોય; પરંતુ તેની વાત પણ સાંભળવી જોઈએ અને આ પ્રકારે સર્વનાં મન રાખવાં જોઇએ. જેના મનમાં કપટ, દ્વેષ વા મેલ હોય છે અને જે તેને વધારતો જાય છે તેને આપણે શાણો શી રીતે કહી શકીએ ? આવો માણસ અન્યનાં મન પ્રસન્ન રાખી શકતો નથી. જે મૂર્ખને ચતુર બનાવે છે તેનું જીવન સાર્થક છે. મિથ્યાવાદ વધારવો એ તો મૂર્ખતા છે. લોકોમાં મળી જઈને તેમને મેળવી લેવા જોઈએ, પડીને ઉથલાવવા જોઇએ અને વિવેકબળથી આપણા મનનો ભેદ અન્યને જાણવા દેવો જોઇએ નહિ. અન્યની ચાલ પ્રમાણે ચાલવું, અન્યની બોલી પ્રમાણે બોલવું અને અન્યના મનોગતમાં ભળી જવું જોઇએ. જે માણસ અન્યનું હિત ચાહે છે તે તેની વિરુદ્ધ કાંઇ પણ કરતો નથી. તે હળી મળીને અન્યોનાં મન પોતાની તરફ આકર્ષિત કરી લે છે. પ્રથમ અન્ય માણસનું મન આપણા કાબુમાં લાવવું જોઈએ અને પછી ધીમે ધીમે આપણો ઉદ્દેશ તેના મનમાં ભરવો જોઈએ. આ પ્રકારે વિવિધ ઉપાયોથી અન્ય લોકોને આપણા હાથમાં લેવા જોઇએ. હઠીલાને હઠીલો મળે એટલે ટંટો થાય છે અને ટંટો થયો એટલે ચાતુર્યનો અવકાશજ કયાં રહે ? હઠીલા માણસને વ્યર્થ બડબડાટ કરતાં આવડે છે; પરંતુ કામ કરી બતાવવું તેને માટે અત્યંત કઠિન થઈ પડે છે. અન્યનું મન આપણને અનુકૂળ કરવું અતિ કઠિન છે. ધક્કામુક્કી સહન કરવી જોઇએ અને નીચ શબ્દો સહન કરવાની ટેવ પાડવી જોઇએ; તે પછીજ પરાયા લોકો પસ્તાઈને આપણા થાય છે. પ્રસંગ જોઇને બોલવું જોઇએ, જ્ઞાનનું અભિમાન જરાપણ રાખવું ન જોઇએ અને જયાં જઈએ ત્યાં મેળ રાખવો જોઇએ. મોટાં મોટાં શહેરો હો અથવા નાનાં નાનાં ગામડાં હો, તે સર્વમાં ઘેરેઘેર ફરવું જોઇએ. ભિક્ષાનું નિમિત્ત કરી નાના મોટા સર્વની પરીક્ષા કરવી જોઇએ. ભ્રમણ કરવાથી કાંઇને કાંઇ અવશ્ય પ્રાપ્ત થાય છે; વિચક્ષણ લોકોની સાથે મૈત્રી થાય છે અને મિથ્યા બેસી રહેવાથી ફરવાનો કિંવા બોલવા-ચાલવાનો લાભ મળતો નથી. સાવધાનપણે સર્વ કાંઈ જાણવું, સર્વ પ્રકારની માહિતી પ્રથમથીજ મેળવવી અને જ્યાં જવાનું બની આવે ત્યાં વિવેકપૂર્વક જવું

જોઇએ. નાના પ્રકારનાં સુભાષિત આવડવાથી માણુસ સર્વનાં મન પ્રસન્ન કરી શકે છે; અને જો તે અન્યને તે સુભાષિત લખી આપે તો તો પછી ન્યૂનતાજ શી રહે ? પછી તો લોકો ઉપર તેનો અપાર ઉપકાર થાય છે. જેને જેવું જોઇએ તેને તેવું આપવાથી માણુસ સર્વમાન્ય અને શ્રેષ્ઠ થાય છે. જે માણુસ ભૂમંડળમાં સર્વમાન્ય હોય તેને સામાન્ય ગણુવો નહિ. પુષ્કળ માણુસો તેના અનન્ય ભક્ત બને છે. આવો સર્વમાન્ય પુરુષ લોકસંગ્રહ સારો કરી શકે છે. ચાતુર્યનાં લક્ષણો આવાં છે. ચાતુર્યથી મનુષ્ય જ્યાં ત્યાં દિગ્વિજય કરી શકે છે, તો પછી તેને બીજી શી ઉણુપ રહે ?

## समास ७ मो—ऊर्ध्वाधोनिरूपण.



અચંચલ પરબ્રહ્મમાં સૂક્ષ્મરૂપે રહેલી ચંચલ મૂળમાયાજ આ અનેક વિકારોનું મૂળ છે. મૂળમાયા જ્ઞાનરૂપ છે, તે પરબ્રહ્મના મૂળ સંકલ્પરૂપ છે અને તેનેજ ષડ્ગુણેશ્વર ભગવાન જાણુવા જોઈએ. તેનેજ પ્રકૃતિ—પુરુષ, શિવ—શક્તિ, અર્ધનારીનટેશ્વર કહેવામાં આવે છે; પરંતુ એ સર્વનું મૂળ માત્ર જગજ્જ્યોતિજ છે. સંકલ્પનું જે ચલન—સ્ફુરણુ છે, તેજ મૂળમાયાનું લક્ષણુ છે. એ મૂળમાયામાંજ ત્રિગુણુ અને પંચભૂત છે. કોઇ પણુ વેલી જોતાં તેનું મૂળ ઉંડું જણુાય છે. તેનાં પત્ર, પુષ્પ, ફળ, સર્વ મૂળમાંજ રહેલાં હોય છે. વળી નાના પ્રકારના રંગ, આકાર, તરંગ, સ્વાદ ઇત્યાદિ પણુ મૂળમાંજ રહ્યાં હોય છે; પરંતુ મૂળને ચીરીને જોવાથી તેમાં ઉપરની કોઇ પણુ વસ્તુ દ્રષ્ટિગોચર થતી નથી; તેનો વિકાસ થયેથીજ તે સર્વ જણુાય છે. જેમ કોઇ ટેકરીપર ઉગેલી વેલી નીચાણુ તરફ ધસી જોરથી વિકાસ પામે અને પછી ભૂતલપર ફેલાઇ જાય, તેવોજ હાલ મૂળમાયાનો છે. પંચભૂત અને ત્રિગુણુ એ મૂળમાયામાં પ્રથમથીજ છે. આ વાત ઉપલા દ્રષ્ટાંતથી જાણુવી જોઇએ. માયારૂપી એ અખંડ વેલી આગળ ને આગળ વધ્યે ગઇ છે અને અનેક પ્રકારના વિકારોથી તેને શોભા પ્રાપ્ત થઇ છે. તે વિકારોમાંથી બીજા અનેક વિકારો ઉત્પન્ન થઈ તેનો વિસ્તાર અપરંપાર વધી ગયો છે. તેમાંથી અનેક શાખાઓ ફૂટી અનેક ગુંચવણુ ભરેલાં ઝુંડો વૃદ્ધિંગત થયાં છે અને આ પ્રકારે

પૃથ્વીપર અનેક વેલીઓ ફેલાઈ છે. તેનાં અનેક ફળો ગળી પડે છે અને તેની જગ્યાએ તત્કાલ બીજાં ફળો લાગે છે. આ પ્રકારે નિરંતર ઉત્પત્તિ અને લય થયા કરે છે. કોઇ વેલી સુકાઇ જાય છે અને પછી તેના સ્થાને અન્ય વેલી ઉગે છે. આ પ્રકારે કોણ જાણે કેટલીએ વેલીઓ આવી અને ગઇ ! પત્રો ખરી પડે છે અને લાગે છે; ફળફૂલોનો પણ એવોજ હાલ થાય છે. આ ફળફૂલો અને પત્રોમાં નાના પ્રકારના જીવો પણ ઉત્પન્ન થાય છે. કોઇ કોઇવાર તો સમગ્ર વેલી સુકાઈ જાય છે અને મૂળમાંથી પાછી ઉગે છે. આ પ્રકારનો આ સર્વ વિચાર પ્રત્યક્ષ મૂળ-માયાને માટેજ જાણવો. જ્યારે એ મૂળને ખોદીને ઉખેડી નાખવામાં આવે છે, અનુભવસિદ્ધ જ્ઞાનવડે નિર્મલ કરવામાં આવે છે ત્યારેજ એ મૂળમાયાનો સર્વ પ્રકારનો વિકાસ અટકી જાય છે. એના મૂળમાં બીજ રહે છે, અંતરમાં પણ બીજ રહે છે અને મધ્યમાં જલરૂપ બીજ રહે છે. આ પ્રકારે આ સર્વ સ્વાભાવિક રીતેજ ફેલાવો થયેલો છે. આ સર્વ બીજસૃષ્ટિ ( અર્થાત્ બીજમાંથી ઉત્પન્ન થયેલો ફલ-ફૂલ-પત્ર આદિનો પસારો ) મૂળમાં રહેલી સર્વ વસ્તુઓનેજ પ્રકટ કરે છે. તે પછી લયનો સમય આવતાં જે જેનો અંશ હોય છે તે તેમાં સ્વાભાવિક રીતેજ લય પામી જાય છે. માણસ આવે છે અને જાય છે, પુનઃ આવે છે અને પુનઃ જાય છે, આ પ્રમાણે પુનરાવૃત્તિ કર્યાજ કરે છે; પરંતુ જે આત્મ-જ્ઞાની છે તેને આ પુનરાવૃત્તિનું કષ્ટ સહન કરવું પડતું નથી. તેને આ કષ્ટ સહન કરવું પડતું નથી તોપણ તેને કાંઈ ને કાંઇ જાણવું તો પડે છેજ. આત્મા યદ્યપિ આપણા હૃદયમાંજ છે, તોપણ તે સર્વને ક્યાં માલૂમ પડે છે ? સર્વ કોઇ તે આત્માવડેજ કાર્ય કરે છે; પરંતુ તેને ઓળખતા નથી. તે દેખાતોજ નથી એટલે બિચારા લોકો પણ શું કરે ? વિષયભોગ પણ તેનાવડેજ ભોગવવામાં આવે છે. તેના વિના કાંઇપણ બની શકતું નથી. આ સર્વ સમજવાને માટે વાસ્તવમાં આપણે સૃષ્ટિના સ્થૂલ પ્રદેશને છોડીને તેના સૂક્ષ્મ પ્રદેશમાં પ્રવેશ કરવો જોઇએ. એમ કરવાથી જણાય છે કે આપણું અને જગતનું અંતઃકરણ એકજ છે. માત્ર શરીરભેદને લીધે ઉત્પન્ન થયેલા વિકારોજ ભિન્ન ભિન્ન છે. એક આંગળીની વેદના અન્ય આંગળીને થતી નથી અને એજ હાલ હસ્તપાદાદિ અવયવોનો પણ છે. આ પ્રમાણે જ્યારે એકજ શરીરનો એક અવયવ બીજા અવયવની પીડા જાણતો

નથી, ત્યારે તે બીજા શરીરની વેદના તો જાણેજ ક્યાંથી ? માટેજ આપણને અન્યનું અંતઃકરણ પ્રતીત થતું નથી. એકજ જલમાંથી સકલ વનસ્પતિઓ ઉત્પન્ન થતી હોવા છતાં તેમાં નાના પ્રકારના ભેદ દ્રષ્ટિગોચર થાય છે. તેમાંથી જેટલી તૂટી જાય છે તેટલી સુકાઈ જાય છે અને શેષ સર્વ પ્રફુલ્લિત રહે છે. આજ ન્યાયે અનેક પ્રકારના ભેદ ઉત્પન્ન થયા છે. એમાં એકનો ભેદ અન્યને પ્રતીત થતો નથી, પરંતુ જ્ઞાન થતાં આત્માનો ભેદ રહેતો નથી. જ્ઞાની પુરુષ સમગ્ર જગતમાં એકજ આત્મા જુએ છે. યદ્યપિ જુદા જુદા દેહ અને પ્રકૃતિને લીધે આત્મામાં પણ ભેદ ભાસે છે, તથાપિ ઘણા લોકો જાણે છે કે વસ્તુતઃ ભેદ છેજ નહિ.

સામાન્ય મનુષ્યો કોઇ વસ્તુને નજરે જુએ અથવા કાને સાંભળે તો જ જાણી શકે છે. ચતુર માણસો સામાના અંતઃકરણની પરીક્ષા કરીને સમજી લે છે અને વિચક્ષણ લોકો તો વિચારસામર્થ્યને લીધે ગુપ્ત રીતે જ બધું જાણી લે છે. જે ઘણા માણસોનું પાલન કરે છે, તે પોતાના અનુભવને લીધે ઘણા માણસોનાં અંતઃકરણ જાણે છે અને વિચક્ષણતાપૂર્વક સર્વ જ્ઞાન મેળવે છે. મનુષ્યો પ્રથમ સામાનું મન પારખે છે અને પછીજ વિશ્વાસ કરે છે. આજ પ્રકારે પ્રાણીમાત્ર વર્તે છે.

સ્મરણ પછી વિસ્મરણ થાય છે અને પોતાનો જ મૂકેલો પદાર્થ ભૂલી જવાય છે, એ તો સર્વના પ્રત્યક્ષ અનુભવની જ વાત છે. આ પ્રમાણે આપણીજ વસ્તુ આપણને સ્મરણ રહેતી નથી અને બોલ્યા હોઇએ તે સ્મરણમાં આવતું નથી. મનમાં અનેક કલ્પનાઓ ઉઠે છે, તેમાંની કેટલીક યાદ રાખીએ? આ પ્રકારે સૃષ્ટિનું આ ચંચળ ચક્ર નિરંતર ફરતું જ રહે છે અને તે કેટલેક ભાગે સીધું ચાલે છે ને કેટલેક ભાગે વાંકું ચાલે છે. મનુષ્ય ગમે નો રંક હોય કે પછી પ્રત્યક્ષ ઇંદ્ર હોય; પરંતુ સ્મરણ અને વિસ્મરણ તો તેની પાછળ લાગેલાં જ હોય છે. સ્મરણ (ચૈતન્ય) એ દેવ છે. અને વિસ્મરણ ( મૂઢતા ) એ દાનવ છે. મનુષ્ય સદા સ્મરણ અને વિસ્મરણ બંનેને આધીન જ સર્વ વિષયમાં પ્રવર્તે છે; માટે પ્રાણી માત્રમાં દૈવી ( શુભ ) અને આસુરી ( અશુભ ) એ બે પ્રકારની સંપત્તિ સ્વભાવથી જ રહેલી જાણીને, મનુષ્યે પોતામાં રહેલી તે સંપત્તિને તેના સારા નરસાપણાના વિવેકસહિત મનવડે ચોકસી કરવી. દર્પણમાં જેમ પોતાના નેત્રવડેજ પોતાનું નેત્ર દેખાય છે તેમ વિવેકવડેજ વિવેકને જાણવો

જોઈએ અને આત્માવડેજ આત્માને ઓળખવો જોઇએ. જેમ સ્થૂલ પદાર્થની સાથે સ્થૂલ પદાર્થનું ઘર્ષણ કરીને તેને વિશેષ ઉપયોગી બનાવવામાં આવે છે તેમ સૂક્ષ્મ બુદ્ધિવડે સૂક્ષ્મની પ્રતીતિ કરવી જોઈએ અને સંકેતથી સંકેત લક્ષ્યમાં લેવો જોઇએ, વિચારવડે વિચારને જાણવો જોઈએ, અંતરાત્માથી અંતરાત્માને ઓળખવો જોઇએ અને અન્યના અંતઃકરણમાં પ્રવેશ કરી તેના અંતઃકરણને પણ ઓળખવું જોઈએ. સ્મરણ થવું એજ ભેદનું મુખ્ય કારણ અથવા લક્ષણ છે. જ્યાં સુધી મનુષ્યનું અંતર એકદેશી–સંકુચિત હોય ત્યાં સુધી એ સ્મરણ અને વિસ્મરણ કદિ પણ પૂર્ણ થતું નથી. તે આગળ શીખે છે તો પાછળ ભૂલી જાય છે, આગળ પ્રકાશ મેળવે છે અને પાછળ અંધારૂં થતું ચાલે છે. તુર્યાવસ્થા અથવા સવિકલ્પ સમાધિ એ 'સ્મરણ' છે અને સુષુપ્તિ (નિદ્રા) એ 'વિસ્મરણ' છે. એ બંને શરીરમાં નિરંતર પ્રવર્તે છે.

## समास ८ मो—सूक्ष्मजीवनिरूपण.



ટલાંક જીવડાંઓ અણુરેણુથી પણ સૂક્ષ્મ હોય છે અને તેમનું આયુષ્ય પણ ઘણું થોડું હોય છે; તેમજ તેમનામાં યુક્તિ અને બુદ્ધિ પણ ઘણી ઓછી હોય છે. આવા નાના પ્રકારના જીવો થાય છે, તેઓ દૃષ્ટિગોચર થતા નથી; પરંતુ તેમનામાં પણ અંતઃકરણપંચકની વ્યવસ્થા હોય છે જ. તેમની આવશ્યકતાના પ્રમાણમાં જ તેમનું જ્ઞાન હોય છે અને તેમના વિષયો અને તેમની ઇંદ્રિયો પણ તેમની આવશ્યકતાના પ્રમાણમાંજ હોય છે; પરંતુ તેમના આવા સૂક્ષ્મ દેહનું નિરીક્ષણ કોણ કરે છે? આવા સૂક્ષ્મ જીવોને કીડી તો હાથી સમાન લાગે છે અને "કીડીને મન મૂત્રનો રેલો મોટી રેલ સમાન છે" એ કહેવત પ્રસિદ્ધ છે. સારાંશ, કીડી જેવાં અનંત નાનાં મોટાં શરીરો જગતમાં વિદ્યમાન છે અને તે સર્વમાં જીવાત્મા વાસ કરે છે. આ પ્રકારના અનંત જીવો પૃથ્વીમાં ભરેલા છે. અત્યંત ઉદ્યોગી પુરુષ જ આ સર્વનો વિચાર કરે છે. ભિન્ન ભિન્ન સ્થળે ભિન્ન ભિન્ન પ્રકારના કીડાઓ વસે છે. તેમને કેટલાંક પ્રાણી પર્વત

ગડાં લાગતાં હશે અને તેમનું આયુષ્ય પણ તેમને ઘણું મોટું લાગતું
છે. પક્ષી જેવું નાનું પ્રાણી પણ કોઈ નથી અને પક્ષી જેવું મોટું *
ણી પણ કોઇ નથી. સર્પો અને મત્સ્યોનો હાલ પણ તેવો છે જ.
ડીથી લઇને હાથી પર્યંત જે મોટાં મોટાં શરીરો છે તેનો વિચાર કર-
થી તેમની અંદરનાં તત્ત્વોનો નિશ્ચય થઇ જાય છે. તેમની નાના પ્રકા-
ની જાતિઓ અને નાના પ્રકારના રંગો હોય છે. અનેક પ્રાણીઓનાં
નેક રૂપો હોય છે. કેટલાંક ઉત્તમ વર્ણનાં હોય છે અને કેટલાંક અધમ
ર્ણનાં હોય છે. તે સર્વનું વર્ણન કયાં સુધી કરીએ? જગદીશ્વરે કોઇને સુકુમાર
નાવ્યાં છે, કોઇને કઠોર બનાવ્યાં છે અને કોઈને સુવર્ણસદૃશ દેદીપ્યમાન
નાવ્યાં છે. આ પ્રકારે એ જીવોમાં શરીરભેદ, આહારભેદ, વાચાભેદ
ને ગુણભેદ પ્રાપ્ત થાય છે; પરંતુ સર્વનું અંતઃકરણ અભેદ અને
ક રૂપ છે—આત્મા સર્વનો એક જ છે. આ પ્રાણીઓમાં કોઇ કષ્ટ આપ-
રાં છે અને કોઇ ઘાતક છે. આ પ્રકારે વિચાર કરવાથી આ સૃષ્ટિમાં
નેક અણમોલ કૌતુકો જણાય છે; પરંતુ આ પ્રકારે સર્વનો વિચાર
ા જોનાર પ્રાણી આ જગતમાં કોણ છે? પોતપોતાની મતલબ પૂરતું
ચિન્માત્ર સર્વ કોઇ જાણી લે છે. વસુંધરા નવ ખંડોમાં વિભક્ત છે
ને તેની ચોતરફ સપ્ત સાગરોનો ઘેરો છે. વળી પૃથ્વીની બહાર પણ
ણીનો ઘેરો છે; પરંતુ તે સર્વને જોવા કોણ જાય છે? તે પાણીમાં
નંત જીવો વાસ કરે છે; પરંતુ તે અસંખ્ય જીવોની સ્થિતિ જાણે છે
ણુ? જ્યાં જીવન છે ત્યાં જીવ છે. આ ઉત્પત્તિનો સ્વભાવજ છે. વિચાર
વાથીજ જ્ઞાનનું વિસ્તૃત ક્ષેત્ર ખુલે છે. ભૂગર્ભમાં નાના પ્રકારનાં નીર
અને તે નીરમાં શરીર પણ છે; તેમાં નાના પ્રકારના મોટા જીવો છે,
ંતુ તેમને કોણ જાણે છે? કેટલાંક પ્રાણીઓ આકાશમાં રહે છે. તેમણે
ે પૃથ્વીને જોઈ પણ નથી. તેઓ પાંખ થતાં ઉપર ઉપરજ ઉડયા કરે
નાના પ્રકારનાં ખેચર, ભૂચર, વનચર અને જલચર પ્રાણીઓને—

---

* દશ્ય પક્ષીઓમાં ડાંસ એ સૌથી નાનું પક્ષી છે અને શહામૃગ એ સૌથી
ટું પક્ષી છે. શહામૃગ પોતાની પાંખ વા પોતાના પગના માત્ર એકજ પ્રહારથી
રબી ઘોડાની કમ્મર ભાંગી નાખે છે! તેનાં ઇંડાં મોટા નાળીએર કરતાં પણ
ટાં હોય છે અને તેનું કવચ કાચલી કરતાં પણ કઠિન હોય છે; પરંતુ તે તેને
ચના એકજ પ્રહારથી ફોડી નાખે છે.

ચોરાશી લક્ષ જીવયોનિઓને પણ કોણ જાણે છે ? ઉષ્ણ તેજ સિવાય સર્વત્ર જીવોનો નિવાસ છે. વળી જે પ્રાણીઓ માત્ર કલ્પનાથી ઉત્પન્ન થાય છે તેમને તો કોણજ ઓળખે છે ? કેટલાંક પ્રાણીઓ નાના પ્રકારનાં સામર્થ્યોથી ઉત્પન્ન થાય છે, કેટલાંક ઇચ્છામાત્રથી પેદા થાય છે અને કેટલાંક શાપ-વચન નીકળતાં વેંતજ શાપ-દેહને પ્રાપ્ત થાય છે. કેટલાંક જાદુથી ઉત્પન્ન થાય છે, કેટલાંક મંત્રથી ઉત્પન્ન થાય છે અને કેટલાક દેવતાના દેહ હોય છે; આવા નાના પ્રકારના દેહો થાય છે. કોઈ પ્રાણીઓ ક્રોધથી ઉત્પન્ન થાય છે, કોઇ તપથી જન્મે છે અને કોઈ ઉઃશાપથી પૂર્વદેહ પામે છે. આવાં આવાં પરમેશ્વરનાં કાર્યો છે, તે સર્વનું ક્યાં સુધી વર્ણન કરીએ ? વિચિત્ર માયાને લીધે આ સર્વ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. આ માયાએ નાના પ્રકારનાં એવાં કઠિન કાર્યો કર્યાં છે કે જેને કોઈએ જોયાં પણ નથી અને સાંભળ્યાં પણ નથી. એ સર્વને વિચિત્ર કલા સમજવી જોઇએ. લોકો થોડું ઘણું જાણી લે છે, ઉદર-નિર્વાહ કરવાને માટે આવશ્યક હોય એટલીજ વિદ્યા શીખી લે છે અને માત્ર એટલાથીજ વ્યર્થ જ્ઞાતૃત્વનું અભિમાન ધરી નષ્ટ થાય છે. જે અંત-રાત્મા સર્વમાં વિદ્યમાન છે તેજ માત્ર એક સર્વજ્ઞ છે. આપણી ક્ષુદ્ર બુદ્ધિ તે તેનો મહિમા શું જાણી શકે ? સપ્ત આવરણાત્મક બ્રહ્માંડ છે અને તેમાં સપ્ત આવરણાત્મક પિંડ છે; અને તે પિંડમાં પણ કોણ જાણે કેટ-લાંએ પ્રાણી નિવાસ કરે છે. જ્યારે આપણા દેહનુંજ હાલ આપણને પોતાને જ્ઞાન નથી, તોપછી સર્વ વસ્તુનું જ્ઞાન તો આપણામાં હોઇ શકેજ ક્યાંથી ? પરંતુ લોકો થોડા જ્ઞાનમાંજ અભિમાની બની જાય છે. અણુ-રેણુ સમાન જે નાના નાના જંતુઓ છે તેમના તો આપણે વિરાટ્ પુરુષ છીએ. તેમના હિસાબથી તો આપણું આયુષ્ય ઘણું મોટું છે. તેમની વર્તવાની રીતિ અને તેમના નિયમો પણ અનેક હોય છે. આ સર્વ કૌતુક જાણતો હોય એવો કોણ છે. પરમેશ્વરની કારીગરીને ધન્ય છે. મનમાં તેનું અનુમાન પણ થઈ શકતું નથી; પરંતુ આ પાપિણી અહંતા વ્યર્થજ આપણને ઘેરે છે, માટે મિથ્યા અહંતાને છોડી પરમેશ્વરની અગાધ કલાનો વિચાર કરવો જોઈએ. પણ મનુષ્યનું જીવન અતિ અલ્પ છે; એ કામને માટે તે પૂરતું નથી. યદ્યપિ જીવન અલ્પ છે, દેહ ક્ષણભંગુર છે અને શરીરનું પતન થતાં વાર લાગતી નથી; તથાપિ વ્યર્થ ગર્વ કરે છે.

આ દેહ મલિન જગ્યામાં જન્મે છે અને મલિન રસથીજ વૃદ્ધિંગત થાય છે, તો પછી લોકો એને શા હિસાબથી મોટો કહે છે ? એ મલિન અને ક્ષણભંગુર છે. એમાં હમેશાં વ્યથા આજ કરે છે. એને સદા ચિંતા લાગેલીજ હોય છે, તોપણ લોકો એને અવિચારથી વ્યર્થ મોટો કહે છે. આ શરીર અને સંપત્તિ બે દિવસને માટે છે. જીવનમાં આદિથી લઇને અંતપર્યંત અનેક ઝઘડાઓ લાગી રહેલા હોય છે, તોપણ લોકો આડંબર કરીને વ્યર્થ મોટાપણું બતાવે છે. ગમે તેવો ઢોંગ કરવામાં આવે તોપણ અંતે તેની પોલ ખુલી જાય છે અને તેમ થતાં ચોતરફ દુર્ગંધ ઉડે છે—બદનામી થાય છે; માટે જે માણસ એવા દેહવડે વિવેકપૂર્વક કોઈ પણ કાર્ય કરે છે તેનેજ ધન્ય છે. વ્યર્થ આડંબર શા માટે કરવો જોઇએ ? અહંતાનો લવારો બંધ કરો. વિવેકથી પરમેશ્વરની શોધ કરવી એજ ઉત્તમોત્તમ કાર્ય છે.

## સમાસ ૯ મો—પિંડની ઉત્પત્તિ.



ચારે ખાણીઓમાં સર્વ પ્રાણીઓ પાણીથીજ ઉત્પન્ન થઈ પાણીથીજ વિકાસ પામે છે. આવાં અસંખ્ય પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને લય પામે છે. પંચતત્ત્વોનું જે શરીર બને છે અને આત્માની સાથે રહીને વર્તન કરે છે, તેનું મૂળ પણ જલજ છે. સ્ત્રીપુરુષોનાં શરીરમાંથી જલરૂપ વીર્ય નીકળી પરસ્પર મળી જાય છે. પછી અન્નરસ, દેહરસ, રક્ત અને શુક્રથી તેનો આકાર બંધાય છે અને તે ઉક્ત ઉભય રસની સહાયથી શનૈઃ શનૈઃ વૃદ્ધિંગત થાય છે. ગર્ભ વધતાં વધતાં એટલો વિકાસ પામી જાય છે કે તે કોમલનો કઠિન બની જાય છે અને પછી તેના સર્વ અવયવોમાં જલ પ્રવિષ્ટ થાય છે. ગર્ભ પૂર્ણ વિકાસ પામ્યા પછી બહાર નીકળે છે અને તે ભૂમિપર પડતાં જ રોવા લાગે છે. સર્વનાં સંપૂર્ણ શરીરો આજ પ્રમાણે બને છે. દેહ વિકાસ પામે છે અને તેની સાથે દુર્વાસના પણ વિકાસ પામતી જાય છે. આ સર્વ મૂળદ્વારા જ થાય છે. જોતજોતામાં સર્વ થાય છે અને જોતજોતામાં

સર્વ નાશ પામે છે. શરીર દિનપ્રતિદિન જેમ જેમ વૃદ્ધિંગત થતું જાય છે તેમ તેમ તેને કાંઈ કાંઈ વિચાર સૂઝવા લાગે છે. જે પ્રકારે ફળમાં બીજ ઉત્પન્ન થાય છે તે જ પ્રકારે આ ક્રિયા પણ બને છે. જોવાથી અને સાંભળવાથી સર્વ કાંઇ સમજાય છે. જલથી બીજ અંકુરિત થાય છે અને જલ ન હોય તો તે નષ્ટ થઇ જાય છે. જલ અને માટી એકત્ર થવાથી કામ ચાલે છે. તે ઉભયમાં બીજ હોવાથી તે ભીંજાઇને સહજ અંકુરિત થાય છે. આ પ્રકારે વિકાસ થતાં થતાં પાછળથી પુષ્કળ ચમત્કાર થાય છે. એક તરફ મૂળીઆં દોડે છે અને બીજી તરફ શાખા-પ્રશાખા ફેલાય છે. મૂળ અને ટીશી, એ ઉભય બીજમાંથીજ ઉત્પન્ન થાય છે. મૂળીઆં પાતાળ તરફ ધસે છે અને ટીશી અંતરિક્ષ તરફ વળે છે તથા નાના પ્રકારનાં પત્રો, પુષ્પો તથા ફળોથી વૃક્ષ ભરાઈ જાય છે. ફળોનાં જનક પુષ્પો છે, પુષ્પોનાં જનક પત્રો છે અને પત્રોને ઉત્પન્ન કરનાર કાષ્ઠ છે. આ કાષ્ઠનાં જનક સૂક્ષ્મ મૂળીઆં છે. મૂળીઆંને ઉત્પન્ન કરનાર ઉદક છે અને ઉદક સુકાઈ ગયા પછી પૃથ્વીજ શેષ રહે છે. આ પ્રત્યક્ષ અનુભવની વાત છે; માટે પૃથ્વીજ સર્વની જનની છે અને પૃથ્વીને ઉત્પન્ન કરનાર 'આપો નારાયણ'ની મૂર્તિ છે. તેનો પિતા અગ્નિદેવ છે, અગ્નિનો પિતા વાયુદેવ છે અને વાયુનો જનક અંતરાત્માનો સ્વભાવ છે. આ પ્રકારે સર્વનો જનક અંતરાત્મા છે; માટે તેને જે મનુષ્ય ઓળખતો નથી તે દુરાત્મા છે-અર્થાત્ તે આત્માથી દૂર રહે છે. આ પ્રમાણે આત્મા પોતાની નિકટ હોવા છતાં પણ તેનો અનુભવ નહિ લેતાં માણસ તેને ભૂલી જાય છે. તે અંતરાત્માને લીધે આવે છે; પરંતુ જન્મ સાર્થક કર્યા વિનાજ ચાલ્યો જાય છે. સર્વનો જનક એવો જે પરમાત્મા તેમાં અનન્ય ભાવ રાખવાથી પ્રકૃતિનો સ્વભાવ બદલાવા લાગે છે. સ્વભાવ બદલાતાં પોતાના આત્મસ્વરૂપનોજ અભ્યાસ કરે છે. તેના ધ્યાનનો ભંગ થવા દેતો નથી અને બોલવા ચાલવામાં વ્યંગ આવવા દેતો નથી. જે કાંઇ પરમ પિતાએ નિર્માણ કર્યું છે તે જોવું જોઈએ. તે પિતાએ કેવી કેવી વસ્તુઓ બનાવી છે ? અને આપણે તે કેટલીક વસ્તુઓને જોઇએ ? જે પુરુષમાં તે પરમ-પિતા (અંતરાત્મા) પ્રકાશિત થઇ જાય છે તેજ પૂર્ણ ભાગ્યવાન છે. જેમાં તે અલ્પ પ્રમાણમાં પ્રકાશિત થાય છે તે થોડો ભાગ્યવાન છે. તે નારાયણનું ધ્યાન ધરી તેનું અખંડ સ્મરણ કરવું જોઇએ; તો પછી લક્ષ્મી

છોડીને ક્યાં જશે? તે નારાયણ સમગ્ર વિશ્વમાં વ્યાપ્ત છે. તેની પૂજા કરતા રહેવું જોઇએ અને તેથી ગમે તેવા મનુષ્યને પણ સંતોષ આપવો જોઇએ. ઉપાસના કોની કરવી એવો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે પ્રતીત થાય છે કે સર્વ વિશ્વજ ઉપાસના યોગ્ય છે. તેની લીલા અગમ્ય છે; તેની લીલા કોઈ જાણી શકતું નથી. પરમાત્માની લીલા પરમાત્મા વિના બીજો કોણ જાણી શકે? આપણે જે કાંઈ જોઇએ છીએ તે સર્વ પરમાત્માજ છે. ઉપાસ્ય વસ્તુ સર્વ સ્થળે છે; આત્મારામ ક્યાં નથી? સર્વત્ર રામ વ્યાપ્ત છે. ઉપાસના, અંતરાત્મા અને આત્મારામ એકજ છે અને તે સર્વત્ર વ્યાપક છે. આવી અનુમાનમાં ન આવે તેવી મારી ઉપાસના છે. તેનું અનુમાન કરી શકાતું નથી. તે આપણને નિરંજનની પણ પેલી તરફ લઇ જાય છે. અંતરાત્માના યોગથીજ કર્મ થાય છે, અંતરાત્માના યોગથી ઉપાસના થાય છે અને અંતરાત્માના યોગથીજ અનેક માણસો જ્ઞાની બને છે. નાનાં શાસ્ત્રો અને નાના મતો એ સર્વ પરમાત્માનીજ કૃતિ છે. વ્યવસ્થિત અને અવ્યવસ્થિત, સમ અને વિષમ એ સર્વ કર્માનુસારજ થાય છે. પરમેશ્વરનેજ સર્વ કાંઇ કરવું પડે છે. તેમાંથી આપણે જેટલું લઇ શકીએ તેટલું લેવું જોઈએ; પરંતુ અધિકાર અનુસારજ બોલવું જોઇએ. ઉપાસનામાં આવાહ્ન કરવાનું અને વિસર્જન કરવાનું વિધાન પણ બતાવવામાં આવ્યું છે; અર્થાત્ માયાના ઉદ્ભવ અને સંહારનો વિચાર પણ કરવામાં આવ્યો છે. આટલો પૂર્વપક્ષ થયો; હવે ઉત્તરપક્ષ અથવા સિદ્ધાંત આગળ છે. વેદાંત, સિદ્ધાંત અને ધાદાંત ( શાસ્ત્રપ્રતીતિ, ગુરુપ્રતીતિ અને આત્મપ્રતીતિ) એ ત્રણેમાં આત્મપ્રતીતિનું પ્રમાણ મુખ્ય છે; માટે પંચભૂતને છોડી દઇને હિતકારક મહાવાક્યનો વિચાર કરવો જોઈએ.



# समास १० मो-सि्द्धांतनिरूपण.



સર્વ કાંઈ આકાશમાંજ ઉપજે છે અને લય પામે છે; પરંતુ તે આકાશની પેઠે સ્થિર રહેતું નથી. તેજ પ્રમાણે નિશ્ચલ ( પરબ્રહ્મ ) માં ચંચલ (માયા) નાના પ્રકારે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; પરંતુ તે પરબ્રહ્મની પેઠે નિશ્ચલ રહેતી નથી. ઘોર અંધકાર છવાઈ જવાથી આકાશ કાળું જણાય છે અને સૂર્યનાં કિરણો ફેલાઈ જવાથી તે પીળું જણાય છે. સખ્ત ઠંડી પડે છે ત્યારે આકાશ ઠંડું જણાય છે અને ગ્રીષ્મઋતુના તાપથી તે ઉષ્ણ થયેલું લાગે છે; પરંતુ આમ જે કાંઇ થતું જણાય છે તે તો ઉત્પન્ન થાય છે અને લય પામે છે. આકાશની પેઠે તે નિશ્ચલ રહે એમ કદિપણ બનતું નથી. એમાં સારી રીતે સમજીને જાણુવા જેવી જે ઉત્તમ વાત છે તે એજ કે આકાશ નિરાભાસ છે અને તેમાં જે જે આભાસ જણાય છે તે મિથ્યા છે. ઉદક પ્રસરે છે, વાયુ પ્રસરે છે અને અંતરાત્મા તો અત્યંત પ્રસરે છે. સર્વ તત્ત્વો ફેલાવો પામે છે; કેમકે તે ચળ છે. આ પ્રમાણે ચંચલ અને નિશ્ચલ એ સર્વ અંતઃકરણને સમજાય છે. વિચાર કરવાથીજ પ્રાણીમાત્રને સર્વ કાંઇ સમજાય છે. મનન કરતાં મનુષ્ય અંતે નિવૃત્તિપદને પ્રાપ્ત થાય છે અને પછી પરમાત્માથી તેમનો વિયોગ થતો નથી. નિવૃત્તિપદમાં જ્ઞાનનું વિજ્ઞાન થઇ જાય છે અને મન ઉન્મન થઇ જાય છે. આ પ્રકારે વિવેકથી તત્ત્વનિરસન કરવાથી મનુષ્ય પરમાત્મામાં અનન્ય થઇ જાય છે. પરમ પિતાને શોધી જોવાથી ચંચલ નિશ્ચલ બની જાય છે અને ત્યાં ભગવાનપણું અને ભક્તપણું ભિન્ન રહેતું નથી; અનન્યતાજ થઈ જાય છે. ત્યાં કાંઇ ઠામ-ઠેકાણું હોતુંજ નથી. સર્વની જાણુને માટે જેવું તેવું કંઇક બોલું છું. જ્યારે અજ્ઞાનશકિતનું નિરસન થઇ જાય છે અને જ્ઞાનશકિત પણ લય પામી જાય છે, ત્યારે વૃત્તિશૂન્ય થતાં કેવી સ્થિતિ થાય છે તે હવે જુઓ. જ્યાં ચંચલ (માયા)ની ગરબડ રહેતી નથી, એવી સ્થિતિને મુખ્ય નિર્વિકલ્પ સમાધિ કહેવામાં આવે છે. જેનો માયાનો ભ્રમ નષ્ટ થઇ ગયેલો હોય છે એવો શાંત પુરુષ નિર્વિકાર શાંત પરબ્રહ્મમાં લીન થઈ જાય છે. ચંચલ

( માયા ) વાસ્તવમાં વિકારી છે; પરંતુ તે તો ત્યાં રહેતીજ નથી. નિશ્ચલમાં ચંચલ ટકી શકતીજ નથી. મહાવાક્યનો વિચાર કરવાને માટે સંન્યાસીજ અધિકારી છે; પરંતુ જે પુરુષની ઉપર દેવી કૃપા હોય છે તે પણ તેનો વિચાર કરે છે. જે ષઢંગન્યાસી ( કામ, ક્રોધાદિ ષડ્રિપુરૂપી છ અંગનો ત્યાગ કરનાર ) હોય તે સંન્યાસી કહેવાય છે અને તેથી સર્વ વિચારવાન પુરુષો સંન્યાસીજ છે. પોતપોતાનાં કર્મ તો અવશ્ય પોતાની પાસેજ રહે છે. જગદીશ પ્રસન્ન થાય એટલે પછી સંદેહ તો રહેજ ક્યાંથી? અસ્તુ! આ વાત વિચારવંત પુરુષોજ જાણે છે. જે વિચારવંત પુરુષ મર્મ જાણી જાય છે તે નિસ્સંગ બની જાય છે અને જેઓ દેહાભિમાની હોય છે તેઓ દેહાભિમાનનેજ પકડીને બેસી રહે છે. અલક્ષ (બ્રહ્મ) ધ્યાનમાં બેસી જવાથી સંદેહ નિવૃત્ત થઇ જાય છે અને હેતુ રૂપ અંતઃસાક્ષી આત્માં પણ પરમાત્મામાં લીન થઇ જાય છે. આકાશ અને પાતાળ એ ઉભય અંતરિક્ષનાંજ નામો છે. દૃશ્ય અર્થાત્ પૃથ્વીનો પડદો વચમાંથી ખેંચી લેવાથી ઉભય એક બની જાય છે. આકાશ અને પાતાળ એ ઉભય વાસ્તવમાં એકજ છે; પરંતુ આપણે ઉપાધિ તરફ લક્ષ આપીને જોઈએ છીએ. ઉપાધિનું નિરસન થતાં ભેદ શી રીતે રહી શકે? તે પરબ્રહ્મ શબ્દથી અતીત છે, કલ્પનાથી અતીત છે અને મનબુદ્ધિથી અગોચર છે. અંતઃકરણમાં તે સંબંધે વિચાર કરવો પડે છે. વિચાર કરતાં કરતાં તેની પ્રતીતિ થાય છે, પરંતુ જે કાંઇ પ્રતીતિ થાય છે તે સર્વ વ્યર્થ જાય છે; કારણ કે પ્રતીતિનું ભાન રહીને પ્રતીતિ થવી નિરર્થક છે. કેવો કઠિન વિષય છે? એને સમજાવે પણ કેવી રીતે? મહાવાક્યના અર્થના વાચ્યાંશનો વિચાર કરવા જતાં જે લક્ષ્યાંશ નીકળે છે તે પણ અલક્ષ (પરબ્રહ્મ) માં લય પામી જાય છે અને પછી વાચા બંધ પડી જાય છે. જે શાશ્વતની શોધ કરે છે તેજ સાચો જ્ઞાની થાય છે અને તે વિકારને છોડી નિર્વિકાર ( પરબ્રહ્મ) માં મળી જાય છે. સુષાવસ્થામાં ઘણાં દુઃસ્વપ્નો આવે છે; પરંતુ જાગૃત થતાં વેંતજ તે મિથ્યા થઇ જાય છે, પછી તેનું સ્મરણ થાય તોપણ તે મિથ્યાજ છે. તેજ પ્રકારે એકવાર જ્ઞાન થયા પછી દેહનું મહત્ત્વ રહેતું નથી; પછી ભલે પ્રારબ્ધના યોગ અનુસાર દેહ રહે વા ન રહે. અંતઃકરણનો નિશ્ચય તો અવશ્ય અટલજ રહે છે. બીજ અગ્નિમાં શેકાયા પછી જેમ તેનું અંકુરિત અને વિકસિત

થવું બંધ પડી જાય છે, તેમ જ્ઞાતાનું વાસનારૂપી બીજ પણ જ્ઞાનાગ્નિથી દગ્ધ થઈ ગયેલું હોવાથી તે પણ અંકુરિત થતું નથી કે વિકાસ પામતું નથી. વિચારથી બુદ્ધિ નિશ્ચલ બની જાય છે અને નિશ્ચલ બુદ્ધિથીજ કાર્યસિદ્ધિ થાય છે. મહાપુરુષોની બુદ્ધિનો વિચાર કરવાથી પ્રતીત થાય છે કે તેમની બુદ્ધિ નિશ્ચલતાની ભૂમિકાપર પહોંચી ગયેલી હોય છે. જે માણસ નિશ્ચલનું ધ્યાન ધરે છે તે નિશ્ચલ બને છે; ચંચલનું ધ્યાન ધરે છે તે ચંચલ થાય છે અને જે ભૂતોનું ધ્યાન ધરે છે તે ભૂત બને છે. જે અંતને પ્રાપ્ત થઇ ચૂકયો છે ( જેને બ્રહ્મપ્રાપ્તિ થઇ ચૂકી છે) તેને માયા કાંઇ પણ કરી શકતી નથી. અંતર્નિષ્ઠને માટે માયા કેવળ બાજીગરની બાજી જેવી છે. આ પ્રમાણે જ્યારે માયાનું મિથ્યાપણું કળાઇ જાય છે અને જ્યારે તે મિથ્યાત્વની ભાવના વિચારથી દૃઢીભૂત થઇ જાય છે, ત્યારે પછી આપોઆપજ સર્વ ભય નષ્ટ થઇ જાય છે. માટે ભકતોએ ભજન વધારવું જોઈએ અને ઉપાસનામાં ઉત્તીર્ણ થવું જોઇએ તથા અંતઃકરણમાં સર્વ કાંઈ વિવેકવડે સમજી લેવું જોઈએ.





# दशक १६ मो

## समास १ लो—वाल्मीकिस्तवन.




ષિઓ મધ્યે કેવળ પુણ્યશ્લોક એવા જે વાલ્મીકિ તેમને ધન્ય ધન્ય છે. તેમની કૃપાથી ત્રૈલોકય પાવન થયું છે. એવું તો કદિપણ જોવામાં આવ્યું નથી કે કોઇએ ભવિષ્ય કહ્યું હોય અને તે પણ શતકોટિ ! સકળસૃષ્ટિને શોધવામાં આવે તોપણ આવી વાત કયાંય પણ સાંભળવામાં આવશે નહિ. કદિ કોઈનું ભવિષ્યનું એક પણ વચન સત્ય પડી જાય તો સમગ્ર ભૂમંડલ આશ્ચર્ય માને છે. જ્યારે રઘુનાથનો જન્મ પણ થયો ન હતો ત્યારે તેમણે શાસ્ત્રનો આધાર લીધા વિના રામકથાનો વિસ્તાર કરી દીધો હતો ! તેમનો વાણીવિલાસ સાંભળીને મહેશ પણ સંતુષ્ટ થઇ ગયા અને પછી તેમણે શતકોટિ રામાયણ ત્રૈલોકયને વહેંચી દીધું. તેમનું કવિત્વ શંકરે જોયું. ઇતરને તો તેમનું મહત્ત્વ સમજાય એમ નહોતું; એથી રામના ઉપાસકોને પરમ સંતોષ થયો. મહાન મહાન ઋષિઓ થઇ ગયા છે અને ઘણાએ કવિતા પણ રચી છે; પરંતુ વાલ્મીકિ સમાન કવીશ્વર કોઇ થયો નથી અને થશે પણ નહિ. પ્રથમ તેમણે દુષ્કર્મો કર્યા અને પાછળથી તેઓ રામનામથી પાવન થયા. દઢ નિયમપૂર્વક રામનામનો જપ કરવાથી તેમને અપાર પુણ્ય પ્રાપ્ત થયું. રામનામનો જપ કરવાથી પાપના પર્વતો ચૂર્ણ થઇ ગયા અને બ્રહ્માંડપર પુણ્યધ્વજ ફરકવા લાગ્યા. વાલ્મીકિએ જે વનમાં તપ કર્યું તે વન પણ તેમના પુણ્યથી પાવન થઈ ગયું અને તેમના તપોબળથી સુકા કાષ્ઠમાં પણ અંકુર ફૂટયા. પ્રથમ વાલ્મીકિ એ 'વાલ્હા' નામના એક જીવહિંસક કોળી હતા; પરંતુ તેમને

સર્વ મહાજ્ઞાની ઋષીશ્વરો વંદન કરે છે. જે મનુષ્યને ઉપરતિ અને અનુતાપ થાય છે તેનામાં પાપ શી રીતે રહી શકે? દેહાંત પર્યંત તપ કરવાથી વાલ્મીકિનો પુણ્યરૂપ એવો બીજો જન્મ થયો. પૂર્ણ પશ્ચાત્તાપ કરી તેમણે એકવાર આસન માંડયું અને એવી સખ્ત તપશ્ચર્યા આરંભી કે તેમના શરીરપર માટીના થર બાઝ્યા અને તેથીજ તેમનું નામ 'વાલ્મીકિ' પડયું. માટીના થરને સંસ્કૃતમાં 'વલ્મીક' કહે છે અને તેથીજ તેમનું નામ 'વાલ્મીકિ' પડયું. તેમના ઉગ્ર તપની વાત સાંભળી મહાન મહાન તપસ્વીઓનાં હ્રુદય પણ કંપી ઉઠે છે. તે તપસ્વીઓમાં શ્રેષ્ઠ છે, તે કવીશ્વરોમાં શ્રેષ્ઠ છે અને તેમનું કથન સ્પષ્ટ તથા નિશ્ચયાત્મક છે. જે ભકતોના અલંકાર અને રઘુનાથભકિતનું ભૂષણ છે અને જેની અસાધારણ ધારણાશકિત સાધકોની શ્રદ્ધાને દ્રઢ કરે છે, એવા સમર્થ કવીશ્વર અને ઋષીશ્વર વાલ્મીકિને ધન્ય છે. તેને મારા સાષ્ટાંગ નમસ્કાર છે. વાલ્મીકિએ જો આપણને રામકથા સંભળાવી ન હોત તો આપણે તે શી રીતે સાંભળી હોત? અમે એવા સમર્થ મહાત્માનો મહિમા કયાં સુધી ગાઇએ? તેમણે રઘુનાથની કીર્તિ પ્રકટ કરી, તેથી તેમનો પણ મહિમા વધ્યો અને રામકથાના શ્રવણથી ભકતમંડલી સુખી થઈ. તેમણે શ્રીરઘુનાથના ગુણાનુવાદમાં નિમગ્ન થઇ પોતાના કાળનો સદ્વ્યય કર્યો અને તે દ્વારા ભૂમંડળના ઘણા માણસોનો ઉદ્ધાર પણ કર્યો. આવા મોટા મોટા રઘુનાથભકતો થઈ ગયા તેમનો મહિમા અપાર છે. રામદાસ કહે છે કે હું તે સર્વનો કિંકર છું.

# समास २ जो—सूर्यस्तुति.



સર્વ વંશોમાં શ્રેષ્ઠ એવા સૂર્યવંશને પરમ ધન્ય છે. સૂર્યમંડલનો પ્રકાશ સમગ્ર ભૂમંડલમાં પ્રસરેલો છે. ચંદ્રના શરીરમાં લાંછન છે, તે એક પક્ષમાં ક્ષીણ થતો જાય છે અને રવિકિરણો ફેલાતાંજ તે નિસ્તેજ બની જાય છે. એ કારણોથીજ તે સૂર્યની બરોબરી કરી શકતો નથી. સૂર્યના પ્રકાશથી પ્રાણી માત્રને અજવાળું મળે છે. આ સૃષ્ટિમાં નાના પ્રકારનાં ઉત્તમ, મધ્યમ, અધમ, સુગમ વા દુર્ગમ ધર્મ-

કર્મ, નિત્યનિયમાદિ સર્વ સૂર્યથીજ થાય છે. વેદ, શાસ્ત્ર, પુરાણ, મંત્ર, યંત્ર, નાનાં પ્રકારનાં સાધનો, સંધ્યા, સ્નાન, પૂજા, વિધિવિધાન ઇત્યાદિ સર્વ ધર્મકર્મો સૂર્યવિના થઇ શકતાં નથી. અનેક પ્રકારના યોગો અને નાના પ્રકારના મતો સૂર્યોદય થાય તોજ પોતપોતાને માર્ગે ચાલી શકે છે. પ્રાપંચિક અથવા પારમાર્થિક કોઈ પણ કામ હો; પરંતુ તે દિવસ વિના નિરર્થક થાય છે—સાર્થક થતાં નથી. સૂર્યનું અધિષ્ઠાન નેત્ર છે; નેત્રવિનાના સર્વ અંધ છે; માટે સૂર્યવિના કોઇ કામ થતું નથી. જો તમે એમ કહો કે અંધ મનુષ્યો તો કવિતા કરે છે, તો હું કહીશ કે એનું કારણ પણ સૂર્યજ છે; કારણ કે જો માણસની મતિજ ઠંડી પડી જાય તો પછી મતિમાં પ્રકાશ રહેજ શી રીતે ? ઉષ્ણ પ્રકાશ સૂર્યનો છે અને શીત પ્રકાશ ચંદ્રનો છે. ઉષ્ણતા ન રહેવાથી દેહ પડી જાય છે, માટે સૂર્યવિના સહસા કાંઈ પણ કામ ચાલતું નથી. આપ વિચક્ષણ શ્રોતા છો, વિચાર કરી જુઓ. હરિ અને હરના અનેક અવતારો અને શિવ તથા શક્તિના અનેક જન્મોની પૂર્વે પણ સૂર્ય હતો અને હમણાં પણ છેજ. જે જે માણસો સંસારમાં જન્મે છે તે તે સર્વ સૂર્યની નીચે વ્યવહાર ચલાવે છે અને તે સૂર્યની પૂર્વેજ દેહત્યાગ કરીને ચાલ્યા જાય છે. ચંદ્ર તો સૂર્યની બહુજ પાછળથી થયો છે. ક્ષીરસાગરનું મંથન કરી ચંદ્રને કાઢવામાં આવ્યો છે. ચૌદ રત્નોમાંનું એ પણ એક રત્ન છે. એ લક્ષ્મીનો બંધુ છે. નાના મોટા સર્વ જાણે છે કે ભાસ્કર એ વિશ્વચક્ષુ છે; માટે તે શ્રેષ્ઠોથી પણ શ્રેષ્ઠ છે. સમર્થ ઈશ્વરે સૂર્યને લોકોપકારને માટે આકાશનો અપાર માર્ગ ક્રમણ કરવાની અને પ્રતિદિન આવવા જવાની આજ્ઞા કરી છે. સૂર્ય નહિ રહેવાથી અંધકાર ફેલાઇ જાય છે અને કોઇને પણ સારાસારનું ભાન રહેતું નથી. દિવસ વિના માત્ર ચોર અને ઘુવડનાંજ કામ થાય છે. સૂર્યની બરાબરીને માટે બીજા કોને લાવવો ? એ તેજનો રાશિ નિઃસંદેહ ઉપમારહિતજ છે. એ સૂર્ય રામચંદ્રજીનો પૂર્વજ હોવાથી આપણ સર્વનો પણ પૂર્વજ છે. તેનો મહિમા અગાધ છે. મનુષ્યની વાચા તેનું શી રીતે વર્ણન કરી શકે ? રઘુવંશ અનાદિ કાળથી ચાલતો આવેલો છે અને તેમાં એકથી એક ચઢે એવા મોટા મોટા રાજાઓ થઈ ગયા છે. આ વિચાર મને મતિમંદને શી રીતે સમજાઇ શકે ? રઘુનાથના ભક્તમંડળમાં મારૂં

અંતઃકરણ જડાએલું છે, તેથી મેં તેમના મહત્ત્વનું વર્ણન કર્યું; પરંતુ હું વાણીનો દુર્બલ હોવાથી તે યથાવત્ થયું નથી. સૂર્યને નમસ્કાર કરવાથી સર્વ દોષોનો નાશ થાય છે અને નિત્ય સૂર્યનાં દર્શન કરવાથી સ્ફૂર્તિ વધે છે.

## समास ३ जो—पृथ्वीस्तवन.



આ વસુમતીને ધન્ય છે, ધન્ય છે. એનો મહિમા તે ક્યાં સુધી ગાઇએ ? પ્રાણીમાત્ર એનાજ આધારથી રહે છે. અંતરિક્ષમાં જે જીવો રહે છે તે પણ પૃથ્વીને લીધેજ રહે છે. જો જડ દેહ ન હોત તો જીવો આ જગતમાં કેવી રીતે રહી શકત ? ( અને જડતા એ પૃથ્વીનુંજ લક્ષણ છે. ) પૃથ્વીને લોકો બાળે છે, શેકે છે, ટોચે છે, બાંધે છે, છોલે છે, ખોદે છે અને તેની ઉપર મલ–મૂત્ર તથા વમનનો ત્યાગ કરે છે. સડી ગયેલા તથા જીર્ણ પદાર્થોને માટે પૃથ્વી સિવાય બીજે ક્યાં આધાર છે ? અંતકાળે શરીર પણ તેપરજ પડે છે. સારી માઠી જે જે વસ્તુઓ છે તે સર્વને માટે પૃથ્વી સિવાય અન્યત્ર ક્યાંય પણ આધાર નથી. નાના પ્રકારની ધાતુઓ અને દ્રવ્યો પણ પૃથ્વીના ઉદરમાંજ રહે છે. આ પૃથ્વીપર રહીનેજ પ્રાણીઓ એક બીજાનો સંહાર કરે છે. તેઓ ભૂમિને છોડી અન્યત્ર ક્યાં જઈ શકે ? ગઢ, કોટ, પુર, બંદર અને અનેક દેશાદિ સ્થાનો પર્યટન કરવાથી દ્રષ્ટિગોચર થાય છે. દેવ, દાનવ અને માનવ સર્વ પૃથ્વીપરજ રહે છે. નાના પ્રકારનાં રત્નો, હીરા, પારસ, નાના પ્રકારની ધાતુઓ અને દ્રવ્યો પૃથ્વી વિના ગુપ્ત વા પ્રકટ રહી શકતાં નથી. મેરુ, મંદાર, હિમાલય, મહેન્દ્ર, મલય પ્રભૃતિ અષ્ટ કુલાચલ, અનેક પ્રકારનાં પક્ષી, મત્સ્ય અને સર્પ પૃથ્વીપરજ રહે છે. અનેક સમુદ્રોને પેલેપાર ચોતરફ આવરણોદકને ઘેરો હોય છે, બન્ને અદ્‌ભુત પહાડો તૂટી ગયેલા હોય છે; તે સર્વ પૃથ્વીપરજ છે. તેમાં નાનાં મોટાં ગુપ્ત અપાર વિવરો હોય છે અને તેમાં ઘોર અંધકારજ છવાઈ રહેલો હોય છે. આવરણોદકનો પારાવાર કોણ જાણી શકે એમ છે ? તેમાં સંભવમાં પણ ન આવી શકે એવા વિશાળ દેહવાળાં અસંખ્ય જલચરો ભરેલાં

હોય છે. તે પાણીને પવનનો આધાર છે. તે વાયુ સઘન ભરપૂર ભરેલો હોવાથી પાણી ક્યાંય પણ ફૂટી જતું નથી. કઠિનત્વરૂપ અહંકાર એ વાયુને આશ્રયભૂત છે. આવા આ અદ્‌ભુત ભૂગોળનો પાર કોણ પામી શકે એમ છે ? અનેક પદાર્થોની ખાણ, ધાતુરત્નોના ભંડાર, કલ્પતરુ, ચિંતામણિ અને અમૃતકુંડો, અનેક દ્વીપો, અનેક ખંડો, અનેક પ્રાણીઓની વસ્તીવાળાં સ્થાનો અને અનેક નિર્જન પ્રદેશો, નાના પ્રકારના જીવો, મેરુની આસપાસના તૂટેલા પહાડો, ઘોર અંધકારવાળાં જંગલો, નાના પ્રકારનાં વૃક્ષોના ઘટ્ટ સમુદાય, તેની પાસેનો લોકાલોક પર્વત કે જ્યાં સૂર્યનું ચક્ર ફરતું રહે છે તે, વળી ચંદ્રાદ્રિ, દ્રોણાદ્રિ અને મૈનાક નામના મહાગિરિ, ભિન્ન ભિન્ન દેશોમાં થતા નાના પ્રકારના પાષાણો, નાના પ્રકારની મૃત્તિકા, નાના પ્રકારની રક્ષા, નાના પ્રકારના નિધિ ( દ્રવ્યભંડાર ), નાના પ્રકારની ખાણો, આવાં અનેક પ્રકારનાં રત્નોથી પૃથ્વી ભરેલી છે. તેની બરાબરીનો બીજો કયો પદાર્થ છે ? તે ચોતરફ અમર્યાદ રીતે ફેલાયેલી છે. એવો કયો પ્રાણી છે કે જે સમગ્ર પૃથ્વીમાં ભ્રમણ કરી શકે ? ધરણીની સાથે બીજી કોઈ પણ વસ્તુની તુલના કરી શકાય એમ નથી. અનેક દેશોની નાના પ્રકારની અનુપમ વનસ્પતિ અને નાના પ્રકારનાં અનાજો આ પૃથ્વીપરજ થાય છે. સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણ સ્થાનો કેવાં અદ્‌ભુત રચવામાં આવ્યાં છે ! પાતાળમાં મોટા મોટા નાગો વસે છે. નાના પ્રકારની વેલીઓ અને બીજોની ખાણ પણ આ વિશાળ ધરણીજ છે. પરમેશ્વરની કૃતિ અતિ વિચિત્ર છે. મનોહર ગઢ, કોટો, અનેક નગરો, બંદરો આદિ સર્વ સ્થાનોમાં જગદીશ્વર રહે છે. મોટા મોટા પરાક્રમી પુરુષો થઈ ગયા છે અને તેમણે પૃથ્વીપર ઘણો ક્રોધ કર્યો છે; પરંતુ તેઓ પોતાના સામર્થ્યવડે પૃથ્વીથી અધર તો રહી શકયાજ નથી. આ પૃથ્વી અતિ વિસ્તૃત છે, અનેક પ્રકારના જીવો એની ઉપર નિવાસ કરે છે અને એની ઉપર અવતારો પણ ઘણા થઇ ગયા છે. નાના પ્રકારના જીવો પૃથ્વીના આધારેજ રહે છે, એ સ્થિતિ હાલમાં પણ પ્રત્યક્ષજ જણાય છે; એમાં અનુમાન કરવાની આવશ્યકતા નથી. ઘણા લોકો એમ કહે છે કે ભૂમિ મારી છે; પરંતુ અંતે તેઓ પોતેજ મરણ પામે છે અને પૃથ્વી તો અનાદિ કાળથી જેવી ને તેવીજ રહેલી છે. પૃથ્વીનો મહિમા આવો છે. એને બીજી શી વસ્તુની ઉપમા આપી શકાય ? બ્રહ્મા આદિ દેવતાઓથી લઇને મનુષ્ય પર્યંત સર્વને એનોજ આશ્રય છે.

# समास ४ थो—जलस्तुति.




વે જે સર્વનું જન્મસ્થાન અને સર્વ જીવોનું જીવન છે અને જેને 'આપો નારાયણ' કહેવામાં આવે છે, તેનું નિરૂપણ કરવામાં આવે છે. પૃથ્વીને આવરણોદકનો આધાર છે.સાત સમુદ્રોનું સમુદ્રજલ અને અનેક મેઘોનું મેઘોદક પૃથ્વીપર વહ્યા કરે છે. અનેક દેશોમાં અનેક નદીઓ વહી સમુદ્રને જઈ મળે છે. કોઈ નદી નાની છે, કોઈ મોટી છે અને કોઇ પવિત્ર છે; જેનો મહિમા અગાધ છે. નદીઓ પહાડોમાંથી નીકળી અનેક ખાડા તથા ખાઇઓમાંથી વહી ખળખળ અવાજ કરતી ઘણે દૂર સુધી ચાલી જાય છે. કૂવા, વાવ, તળાવ, મોટાં મોટાં સરોવરો આદિ અનેક જલસ્થાનો ભિન્ન ભિન્ન દેશોમાં હોય છે. તેમાં પુષ્કળ નિર્મળ જળ ભરેલું હોય છે. ફુવારા ઉંચે ઉડે છે, અનેક નાળાંઓ વહે છે અને ઝરણાંમાંથી પાણી ઝરે છે. કોઇ કોઇ સ્થળે કૂવામાંથી પાણી ઝરે છે અને કોઈ કોઈ સ્થળે પર્વતોને ફોડીને પાણી વહે છે. પૃથ્વીપર જલના આવા અનેક પ્રકારો છે. અનેક પહાડોમાંથી પાણીની અનેક ભયંકર ધારાઓ નીકળેલી હોય છે અને તેના દ્વારા ઝરણાં, નદી, નાળાં વગેરે ઉભરાઇ નીકળે છે. ભૂમંડલના જલનું કેટલુંક વર્ણન કરીએ? અનેક નહેરો ખોદીને પણ તેમાં પાણી લાવવામાં આવે છે. ખાડા, વહેળા, કુંડો તથા અનેક ગિરિકંદરોમાં પણ જલ ભરાઇ રહે છે. પૃથ્વીપર એકથી એક ચઢીઆતાં મહાપુણ્યદાયક અને મહા પવિત્ર તીર્થો છે. શાસ્ત્રકારો આ તીર્થોનો અગાધ મહિમા વર્ણવી ગયા છે. અનેક તીર્થોનું પુણ્યોદક, અનેક સ્થળોનું શીતોદક અને અનેક સ્થળોનું ઉષ્ણોદક પૃથ્વીપર ભરેલું છે. નાના પ્રકારની વનસ્પતિમાં પાણી હોય છે, અનેક પ્રકારનાં ફળફૂલોમાં પાણી હોય છે અને નાના પ્રકારનાં કંદમૂળોમાં પણ પાણી હોય છે; અને આ સર્વ પાણી ગુણકારક હોય છે. ક્ષારોદક, સાગરોદક, વિષોદક, પીયૂષોદક, આદિ નાના ગુણયુક્ત પાણી નાનાં સ્થળોમાં હોય છે. અનેક પ્રકારની શેરડીનો રસ, અનેક પ્રકારનાં ફળોનો રસ, અનેક પ્રકારના ગોરસ ( દહીં, છાસ, પ્રભૃતિ ગાય દ્વારા ઉત્પન્ન થનારા રસો ), મધ, પારો અને ગોળના રસો

ઈત્યાદિ સર્વ ઉદકજ છે. નાના પ્રકારનાં મુક્તાફળોનું પાણી, નાના પ્રકારનાં રત્નોનું દેદીપ્યમાન પાણી અને નાના પ્રકારનાં શસ્ત્રોનું પાણી એ સર્વ પાણી નાના ગુણોથી યુક્ત હોય છે. વીર્ય, રક્ત, લાળ, મૂત્ર, સ્વેદ આદિ સર્વ ઉદકનાજ નાના પ્રકારના ભેદ છે એમ વિચારી જોતાં સ્પષ્ટ થઈ જાય છે. દેહ પણ ઉદકનોજ બનેલો છે, ભૂમંડળ પણ ઉદકનુંજ બનેલું છે અને ચંદ્રમંડળ તથા સૂર્યમંડળ પણ ઉદકનાંજ બનેલાં છે. ક્ષારસિંધુ, ક્ષીરસિંધુ, સુરાસિંધુ, ઘૃતસિંધુ, દધિસિંધુ, ઈક્ષુરસસિંધુ અને શુદ્ધોદકસિંધુના રૂપમાં પણ ઉદકજ વિસ્તારને પામેલું છે. આ પ્રકારે આદિથી લઇને અંતપર્યંત પાણીજ ફેલાયેલું છે. તે વચમાં કોઈ કોઇ સ્થલે પ્રકટ છે અને કોઇ કોઇ સ્થલે ગુપ્ત છે. પાણી જે જે બીજોમાં મિશ્રિત થયેલું છે તેનો તેનો સ્વાદ લઈને તે પ્રકટ થયું છે. ઉદાહરણાર્થ, તે શેરડીમાં અતિ મધુર મિષ્ટ સ્વાદ લઈને પ્રકટ થયું છે. આ શરીર પણ ઉદકથીજ બન્યું છે અને સદા એને ઉદકનીજ આવશ્યકતા હોય છે. ઉદકની ઉત્પત્તિનો વિસ્તાર ક્યાંસુધી બતાવીએ ? ઉદક તારક છે, ઉદક મારક છે અને ઉદક નાના સુખોને આપનાર છે. વિચાર કરવાથી તે અલૌકિકજ જણાય છે. પાણી પૃથ્વીતલપર દોડતું રહે છે. તેમાંથી નાના પ્રકારના સુંદર ધ્વનિ નીકળે છે અને તેની મોટી મોટી ધારાઓ ખળખળ ધ્વનિ કરતી ઉંચેથી પડે છે. સ્થલે સ્થલે પાણીના ઝરાઓ ઉભરાતા રહે છે, મોટાં મોટાં તળાવો ભર્યા રહે છે અને નદીનાળાં ખળખળ અવાજ કરતાં વહ્યા કરે છે. કોઇ કોઈ સ્થલે ગુપ્ત ગંગા વહે છે. સર્વ સ્થલે પાણી વિદ્યમાન છે. કોઈ કોઈ સ્થલે ભૂગર્ભમાં ખળખળ ધ્વનિ કરતાં ઝરણાં વહે છે. ભૂગર્ભમાં પાણીના ઝરાઓ ભરેલા હોય છે, જેમને કોઈએ જોયા પણ નથી અને સાંભળ્યા પણ નથી. કોઈ કોઈ સ્થલે વિદ્યુત્પાત થયાથી ઝરણાં બની ગયાં છે. પૃથ્વીતલપર પાણી ભરેલું છે, પૃથ્વીની અંદર પાણી ખેલે છે અને પૃથ્વીથી ઉંચે પણ ( બાષ્પના રૂપમાં ) પુષ્કળ પાણી ફેલાયેલું છે. સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણેમાં એક નદી છે. મેઘોદક આકાશમાં રહી તે પૃથ્વીપર પર્જન્ય-વૃષ્ટિ કરે છે. પૃથ્વીનું મૂળ પાણી છે, પાણીનું મૂળ અગ્નિ છે અને અગ્નિનું મૂળ વાયુ છે. વાયુ મોટામાં મોટો છે. તેનાથી મોટો પરમેશ્વર છે, જેમાંથી મહદ્ભૂતોનો વિચાર ઉત્પન્ન થાય છે અને તેનાથી પણ મોટો-સૌથી મોટો-પરાત્પર પરબ્રહ્મ છે.

# समास ५ मो—अग्निस्तुति.




રામચંદ્રના શ્વશુર, વિશ્વવ્યાપક, વિશ્વના પાલન કર્તા અને સાક્ષાત્ જાનકીના પિતા અગ્નિને ધન્ય ધન્ય છે. જેના મુખદ્વારા ભગવાન ભક્ષ ગ્રહણ કરે છે, જે ઋષિઓનો ફલદાતા છે, જે હિમ, વ્યાધિ અને અંધકારનું હરણ કરે છે અને જે સમગ્ર બ્રહ્માંડના લોકોનો પોષક છે; તે અગ્નિને ધન્ય છે. લોકોમાં નાના વર્ણ અને નાના ભેદ છે; પરંતુ અગ્નિ તો જીવનમાત્રને માટે અભેદ ( એકજ ) છે અને તે બ્રહ્માદિકોને માટે પણ અભેદ અને પરમ શુદ્ધ છે. અગ્નિથી સૃષ્ટિ ચાલે છે, અગ્નિદ્વારાજ લોકોને આનંદ મળે છે અને અગ્નિથીજ સર્વ નાનાં મોટાં પ્રાણી જીવે છે. પેટમાં જે જઠરાગ્નિ રહે છે તેનાથીજ લોકોને ભૂખ લાગે છે અને અગ્નિથીજ ભોજન કરવાની રુચિ ઉત્પન્ન થાય છે. અગ્નિથી લોકોને રહેવાને માટે ભૂમંડલ બન્યું છે અને સ્થલે સ્થલે દીપકો તથા નાના પ્રકારની જ્વાલાઓ પ્રકટ થઈ છે. અગ્નિ સર્વ અંગમાં વ્યાપક છે, ઉષ્ણુતાથીજ સર્વ જીવે છે અને ઉષ્ણુતા નહિ રહેવાથી સર્વ લોકો મરણ પામે છે. જઠરાગ્નિ મંદ થવાથી પ્રાણીનો નાશ થાય છે એ વાત તો સર્વની જાણમાંજ છે ? અગ્નિનું બળ હોય તો પ્રાણી તત્કાલ પોતાના શત્રુને જીતી લે છે. જ્યાંસુધી અગ્નિ છે ત્યાંસુધીજ જીવન છે. જેનાથી મહારોગી પણ પલમાત્રમાં નીરોગી બની જાય એવા નાના પ્રકારના રસો પણ અગ્નિદ્વારાજ નિર્માણ થાય છે. સૂર્ય સર્વથી વિશેષ છે; પરંતુ અગ્નિ-પ્રકાશનો મહિમા તો સૂર્યથી પણ અધિક છે. રાત્રિના ભાગમાં લોકો અગ્નિનીજ સહાયતા લે છે. અંત્યજના ઘરનો પણ અગ્નિ લાવવામાં દોષ કહ્યો નથી. અગ્નિ સર્વના ઘરનો પવિત્રજ છે. નાના પ્રકારના યજ્ઞયાગ તથા અગ્નિહોત્ર અગ્નિથીજ વિધિપૂર્વક કરવામાં આવે છે. અગ્નિ તૃપ્ત થતાં સુપ્રસન્ન થાય છે અને વરદાન આપે છે. દેવ, દાનવ અને માનવ એ સર્વ અગ્નિથીજ પોતાનો વ્યવહાર ચાલાવે છે. અગ્નિજ સર્વ લોકોનો આશ્રય છે. મોટા મોટા લોકો વિવાહમાં નાના પ્રકારની આતશબાજી કરે છે. પૃથ્વીપર મોટા મોટા સમારંભો અને યાત્રાઓ પણ દારૂખાનાંથીજ શોભે છે. અનેક લોકો રોગી થાય છે ત્યારે

ઉષ્ણ ઔષધોનું સેવન કરી રોગમુક્ત થાય છે તેપણ અગ્નિવડેજ છે. બ્રાહ્મણોનું તન, મન અને ઉપાસ્ય દેવ સૂર્ય અને અગ્નિ છે, એમાં કાંઇ સંદેહ નથી. લોકોમાં જઠરાનલ છે, સાગરમાં વડવાનલ છે, ભૂગોળની ચોતરફ આવરણાનલ છે અને શિવનેત્ર તથા વિદ્યુલ્લતામાં પણ અનલ છે. બાટલીદ્વારા +અગ્નિ ઉત્પન્ન થાય છે, આગ્નેય દર્પણદ્વારા અગ્નિ ઉત્પન્ન થાય છે અને કાષ્ઠનું ઘર્ષણ કરવાથી તેમજ ચકમક ઝારવાથી પણ અગ્નિ પ્રકટ થાય છે. અગ્નિ સર્વત્ર વિદ્યમાન છે અને તે જોરથી ઘસવાથી પ્રકટ થાય છે. આગીઆ સાપ તો પર્વતોના પર્વતો ભસ્મીભૂત કરી નાખે છે. અગ્નિમાંથી અનેક પ્રકારનાં સુખનાં સાધનો બનાવી શકાય છે અને અગ્નિથી નાના પ્રકારની હાનિ પણ થાય છે. વિવેક વિના સર્વ નિરર્થક છે. ભૂમંડળપર નાના મોટા સર્વને અગ્નિનો આધાર છે. અગ્નિ-મુખદ્વારા પરમેશ્વર પણ સંતુષ્ટ થાય છે. આવો અગ્નિનો મહિમા છે. તેનું જેટલું વર્ણન કરીએ તેટલું થોડું છે. અગ્નિનારાયણનો મહિમા ઉત્તરોત્તર અગાધજ પ્રતીત થતો જાય છે. અગ્નિ જીવિતકાળમાં સુખ આપે છે અને મરણકાળે શબને ભસ્મીભૂત કરી દે છે. તે સર્વભક્ષક છે. તેનો મહિમા કેટલોક વર્ણવીએ ? અગ્નિ પ્રલયકાળે સર્વ સૃષ્ટિનો સંહાર કરે છે. અગ્નિથી કોઇ પણ પદાર્થ બચતો નથી. ઘણા લોકો નાના પ્રકારના હોમ કરે છે, ઘેર ઘેર વૈશ્વદેવ કરવામાં આવે છે અને નાનાં ક્ષેત્રોમાં દેવતાઓની પાસે દીપક બાળવામાં આવે છે. દીપારાધન અને નિરાંજનથી લોકો ભગવાનની આરતિ કરે છે. તપ્ત તેલના કડામાં હાથ નાખવાથી સત્યાસત્ય જણાય છે. અષ્ટધા પ્રકૃતિ અને ત્રણ લોક એ સર્વમાં અગ્નિ વ્યાપ્ત છે. અગ્નિનો અગાધ મહિમા મુખથી કયાં સુધી વર્ણવીએ ?

+ બાટલીદ્વારા અગ્નિ કેવી રીતે ઉત્પન્ન થાય છે તે માહિત નથી; પરંતુ તેદ્વારા વિદ્યુત્ ઉત્પન્ન થાય છે એ તો પ્રસિદ્ધજ છે. એક કોરી બાટલી લઈ તેપર રેશમી કપડું ઘણીકવાર સુધી ઘસવું. આમ કરવાથી તે બાટલીપર વિદ્યુત્ ઉત્પન્ન થશે. જમીનપર કાગળના નાના નાના ટુકડા મૂકી તેનાથી થોડે દૂર તે બાટલી ધરવામાં આવે તો તે ટુકડા ચપોચપ ઉડીને તે બાટલીને વળગી જાય છે. શ્રી સમર્થે જે બાટલીમાંથી વિદ્યુત્‌ની ઉત્પત્તિ જણાવી છે તેદ્વારા પ્રતીત થાય છે કે તેઓ આ યુક્તિ જાણતા હતા. બાટલીમાંથી અગ્નિ કેવી રીતે ઉત્પન્ન કરવો તે આજે આપણને માહિત નથી; પરંતુ તે ક્રિયા શ્રીસમર્થને માહિત હતી, માટે શ્રી સમર્થની શોધકબુદ્ધિની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે.

શાસ્ત્રમાં અગ્નિનાં ચાર શૃંગ, ત્રણ પગ, બે મસ્તક અને સાત હસ્ત જે જણાવ્યા છે, તે શું અનુભવ વિનાજ જણાવ્યા છે ? આવો જે ઉષ્ણમૂર્તિ અગ્નિ છે તેનું મેં યથામતિ વર્ણન કર્યું. ન્યૂનાધિકને માટે શ્રોતાઓએ ક્ષમા કરવી.

## સમાસ ૬ ઠ્ઠો—વાયુસ્તુતિ.




વાયુદેવને ધન્ય છે, ધન્ય છે. એનો સ્વભાવ વિચિત્ર છે. વાયુથીજ સમગ્ર જીવો જગતમાં પ્રવર્તે છે. વાયુથી શ્વાસોચ્છ્વાસ ચાલે છે, નાના પ્રકારની વિદ્યાઓનો અભ્યાસ થાય છે અને શરીરમાં ચલન ( ચેતન ) આવે છે. ચલન, વલન, પ્રસારણ, નિરોધન, આકુંચન, પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનંજય આદિ વાયુના અનેક પ્રકાર છે. પ્રથમ વાયુ બ્રહ્માંડમાં પ્રકટ થયો છે, પછી તે બ્રહ્માંડ અને દેવતાઓમાંથી ઉભરાઇ અનેક પ્રકારે પિંડમાં પ્રકટ થયો છે. સ્વર્ગલોકના સર્વ દેવતાઓ, પુરુષાર્થી દાનવો, મૃત્યુલોકના નામાંકિત રાજાઓ, અનેક પ્રકારના માનવીઓ, અનંત પ્રકારનાં શ્વાપદો, વનચરો તથા જલચરો ઇત્યાદિ સર્વ કોઇ વાયુવડેજ આનંદપૂર્વક ક્રીડા કરે છે. તે સર્વમાં વાયુ ખેલે છે, સર્વ પક્ષીઓ પણ વાયુથીજ ઉડે છે અને વાયુથીજ અગ્નિની જ્વાળાઓ ઉઠે છે. વાયુજ આકાશમાં મેઘોને એકત્ર કરે છે અને પાછા અલગ અલગ કરીને દૂર કરે છે. વાયુના જેવો બીજો કોઇ કારભારી નથી. આત્માની સત્તાથીજ શરીરમાં વાયુ પ્રવર્તે છે; પરંતુ વ્યાપકપણાથી જોઇએ તો આ સમર્થ વાયુના બળની તુલના થઇ શકે તેમ નથી. પર્વતોપરથી મેઘોની જે પ્રચંડ સેનાઓ લોકહિત કરવાને માટે ઉપડે છે અને વિજળી ગર્જના કરી કરીને ચમકે છે, તે સર્વ વાયુનાજ બળથી છે. આ બ્રહ્માંડમાં જે ચંદ્ર, સૂર્ય, નક્ષત્રમાલા, ગ્રહમંડલ, મેઘમાલા ઇત્યાદિ જે નાના પ્રકારના ચમત્કારો છે, તે સર્વ વાયુવડેજ છે. જેમ એકરસ વસ્તુને ભિન્ન ભિન્ન કરી શકાતી નથી અને મિશ્ર થયેલા પદાર્થને જુદા પાડી શકાતા નથી; તેમ આ પાંચભૌતિક સેળભેળપણાનો ઘોટાળો પણ કેવી રીતે કળી શકાય ? વાયુના સડસડાટ વહેવાથી બહુજ

ધૂળ ઉડે છે અને વર્ષાદમાં ઘણાં જંતુઓ પડે છે. વાયુરૂપ કમલકલા એજ જળને માટે આધાર છે અને જળના આધારથી શેષે પૃથ્વીને ધારણ કરી છે. શેષ પવનનો આહાર કરે છે અને આહારથી જ્યારે તેનું શરીર ફૂલી જાય છે ત્યારે તે ભૂમંડલનો ભાર ઉઠાવે છે. મહાકૂર્મે પોતાના અત્યંત વિશાળ શરીરવડે સમગ્ર બ્રહ્માંડને ઉંધું વાળી નાખ્યું હતું; પરંતુ તેનું એવડું મોટું શરીર વાયુના યોગથીજ થયું હતું. વરાહના પોતાના દાંતમાં પૃથ્વીને ધારણ કરવાની શકિત પણ વાયુદ્વારાજ પ્રાપ્ત થઇ હતી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને સ્વયં જગદીશ્વર પણ વાયુસ્વરૂપજ છે, એ વાત વિવેકી માણસો જાણે છે. તેત્રીસકોટિ દેવતા, અઠયાસી સહસ્ર ઋષિ અને અસંખ્ય સિદ્ધયોગી ઇત્યાદિ સર્વ વાયુના યોગથીજ ઉત્પન્ન થયા છે. નવકોટિ કાત્યાયની, છપ્પનકોટિ ચામુંડા અને સાડાત્રણકોટિ ભૂતયોનિ, એ સર્વ વાયુસ્વરૂપજ છે. ભૂત, દૈવત અને નાના પ્રકારની શક્તિઓ તથા વ્યક્તિઓ વાયુરૂપ છે અને ભૂમંડલમાં કોણ જાણે કેટલાએ પ્રકારના જીવો વાયુથી ઉત્પન્ન થયા છે. વાયુ પિંડ અને બ્રહ્માંડમાં ભરેલો છે અને તે બ્રહ્માંડની બહાર પણ ફેલાયેલો છે. એ સમર્થ વાયુ સર્વત્ર પરિપૂર્ણ છે. આ પવન અતિ સમર્થ છે અને જે હનુમંતે પોતાનું તનમન શ્રીરઘુનાથને અર્પણ કર્યું તે એનો પુત્ર છે. હનુમાન વાયુનો પ્રસિદ્ધ પુત્ર છે. આ પિતાપુત્રમાં કાંઇપણ ભેદ નથી અને એ ઉભયનો પુરુષાર્થ એક સમાનજ છે. હનુમાનને પ્રાણનાથ કહેવામાં આવે છે; પરંતુ વાયુને લીધેજ તે સમર્થ થયેલો છે. વાયુ ન હોય તો સર્વ વ્યર્થ થઇ જાય છે. પ્રાચીન કાળમાં જ્યારે વાયુનું મૃત્યુ થયું ત્યારે વાયુ બંધ પડી ગયો અને તેથી સમગ્ર દેવતાઓપર પ્રાણાન્ત સંકટ આવી પડયું; પરંતુ જ્યારે સર્વ દેવોએ મળીને વાયુનું સ્તવન કર્યું ત્યારે વાયુએ પ્રસન્ન થઇને તે સર્વનું સંરક્ષણ કર્યું. આવી મહાન વિભૂતિનો પુત્ર હોવાથી મહાપ્રતાપી હનુમાન ઇશ્વરાવતાર છે. તેનો પુરુષાર્થ દેવગણ જોતાજ રહ્યા છે. હનુમાને દેવોને અકસ્માત કારાગૃહમાં જોઇને લંકાની આસપાસ સંહાર મચાવી દીધો અને રાક્ષસોની દુર્દશા કરી નાખી. તેણે રાક્ષસોપર દેવોનું વેર લીધું અને તેમનો જડમૂળથી નાશ કરી નાખ્યો. તે પુચ્છરૂપ ધ્વજાવાળા હનુમાનની લીલા જોઇને આપણે આશ્ચર્યચકિત થઇ જઈએ છીએ. રાવણ સિંહાસન ઉપર બેઠો હતો ત્યાં જઇને તેણે તેની નિંદા

કરી. તે લંકામાં જવા નીકળ્યો તે સમયે તેને સમુદ્ર સુદ્ધાં રોકી શક્યો નહિ. તે પ્રાયઃ દેવોનો આધાર થઇ પડયો. તેનું મહાન પરાક્રમ જ્યારે દેવોએ જોયું ત્યારે તેમણે રઘુનાથની સ્તુતિ કરી. તેણે સમગ્ર દૈત્યોનો સંહાર કરી નાખ્યો અને તત્કાળ દેવોનો ઉદ્ધાર કર્યો. આથી ત્રણે લોકનાં પ્રાણીમાત્ર સુખી થયાં.

## समास ७ मो—महद्भूतनिरूपण.



પૃથ્વીનું મૂળ પાણી છે, પાણીનું મૂળ અગ્નિ છે અને અગ્નિનું મૂળ પવન છે; આ સર્વનું વર્ણન પાછળ કરવામાં આવ્યું છે. હવે પવનનું મૂળ જે અંતરાત્મા છે અને જે સર્વમાં અત્યંત ચંચલ છે તેનું વર્ણન સાંભળો. તે આવે છે ત્યારે જણાતો નથી, સ્થિર થઇને બેસતો નથી અને તેના રૂપનું અનુમાન વેદ શ્રુતિ પણ કરી શકે એમ નથી. બ્રહ્મમાં સૌથી પહેલાં જે સ્ફુરણ થાય છે તેજ અંતરાત્માનું સ્વરૂપ છે. તેજ જગદીશ્વર છે અને તેમાંથીજ ત્રિગુણની ઉત્પત્તિ થાય છે. ત્રિગુણમાંથી પંચભૂત થયાં અને પાછળથી તેઓ સૃષ્ટિના રૂપમાં વિસ્તાર પામ્યાં; આ ભૂતોનું સ્વરૂપ વિવેકથી જાણવું જોઇએ. તેમાં મુખ્ય આકાશ છે અને તે ઇતર ચારે ભૂતોથી શ્રેષ્ઠ છે. તેના પ્રકાશથીજ સર્વ પ્રકાશિત થાય છે. વિષ્ણુ પણ એક મહદ્‌ભૂત છે. ભૂતોનું રહસ્ય આવું છે; પરંતુ એનો અનુભવ લેવો જોઇએ. આ પ્રમાણે ભૂતોનું વિસ્તારપૂર્વક જે વર્ણન કરવામાં આવ્યું છે, તે ભૂતોમાં જે એક વ્યાપક તત્ત્વ છે તે વિચારપૂર્વક શોધવાથી ધ્યાનમાં આવે છે. આત્માની ચપળતા આગળ તો વાયુ પણ બિચારો શી વિસાતમાં છે ? અંતરાત્માની ચપળતા પ્રત્યક્ષ વિચાર કરીને જોવી જોઇએ. એના વિના કામ ચાલતું નથી. તે દૃષ્ટિગોચર પણ થતો નથી અને મળતો પણ નથી. તે ગુપ્તરૂપે અનેક પ્રકારના વિચાર કરે છે. તે પિંડ અને બ્રહ્માંડમાં વ્યાપ્ત છે, તે નાના પ્રકારનાં શરીરોમાં વિલસે છે અને તે જગતનાં સમગ્ર પ્રાણીઓનાં અંતઃકરણમાં વિદ્યમાન છે; એમ વિવેકીજનો જાણે છે. અંતરાત્મા વિના દેહ કદિપણ ચાલી શકતો નથી. અંતરાત્માના યોગથીજ અષ્ટધા પ્રકૃતિ આકારને પ્રાપ્ત થઈ છે. આદિથી

લઈને અંતપર્યંત સર્વ કાંઇ અંતરાત્માજ કરે છે. તેની પેલી તરફ માત્ર એક નિર્વિકારી પરબ્રહ્મજ છે. એ અંતરાત્મા શરીરમાં પ્રવર્તે છે, ઇંદ્રિયોને ગતિ આપે છે અને દેહરૂપ ઉપાધિના યોગથી સુખ-દુઃખને ભોગવે છે. આ બ્રહ્માંડ સપ્ત આવરણોથી વીંટાયલું છે અને આ પિંડ પણ સપ્ત આવરણોથી વીંટાયલો છે. એ પિંડમાંથી આત્માને પરમ વિવેકથી ઓળખવો જોઈએ. અંતરાત્મા શબ્દ સાંભળી તેને સમજે છે, સમજીને પ્રત્યુત્તર આપે છે અને ત્વચાદ્વારા કઠિન, મૃદુ, શીત તથા ઉષ્ણ પદાર્થને જાણે છે. નેત્રોમાં ભરાઇને તે પદાર્થોને જુએ છે, નાના પ્રકારના પદાર્થોની પરીક્ષા કરે છે અને મનમાં ઉચ્ચ નીચ સમજે છે; ક્રૂરદ્રષ્ટિ, સૌમ્યદ્રષ્ટિ, કપટદ્રષ્ટિ, કૃપાદ્રષ્ટિ આદિ નાના પ્રકારની દ્રષ્ટિઓના ભેદ જાણે છે. તે જીવ્હાદ્વારા નાના પ્રકારના સ્વાદ લઇ તેના ભેદ કરી જાણે છે અને જે જે જાણે છે તે તે સ્પષ્ટ કરી બતાવે છે. ઉત્તમ ભોજનોના પરિમલ, અનેક ફૂળોના વાસ ઇત્યાદિ નાના પ્રકારના ગંધ તે ઘ્રાણેંદ્રિયદ્વારા જાણે છે. તે જીવ્હાથી આસ્વાદ લેવાની અને બોલવાની, હસ્તથી ગ્રહણ કરવાની અને પગથી આવવા જવાની ક્રિયાઓ સદા કરતો રહે છે. તે શિશ્નેન્દ્રિયથી રતિસંભોગ કરે છે, ગુદેન્દ્રિયથી મલોત્સર્ગ કરે છે અને મનથી સર્વ વસ્તુનો સારી પેઠે વિચાર કરે છે. આ પ્રકારે તે એકલોજ ત્રણે લોકમાં અનેક વ્યાપારો કર્યા કરે છે. તેનો મહિમા કોણ વર્ણવી શકે એમ છે ? તેના વિના બીજો કોઈ તેનો મહિમા ગાઈ શકે તેમ નથી. અંતરાત્માના જેવો વ્યાપાર અને વિસ્તાર થયો પણ નથી અને ભવિષ્યમાં થશે પણ નહિ. ચૌદ વિદ્યા, ચોસઠ કળા, ચાતુર્યની અનેક યુક્તિઓ, વેદ, શાસ્ત્ર, પુરાણ તથા અંતઃકરણ તેના વિના હોયજ ક્યાંથી ? ઈહલોકનો આચાર અને પરલોકનો સારાસારવિચાર એ ઉભયનો નિર્ણય અંતરાત્માજ કરે છે. નાના મતો, નાના સંવાદવિવાદો, નાના નિશ્ચયો અને ભેદાભેદ પણ અંતરાત્માજ કરે છે. મુખ્ય તત્ત્વ વિસ્તૃત થવાથીજ અંતરાત્માને પણ સ્વરૂપ પ્રાપ્ત થયું છે. આત્માના યોગથીજ સર્વ કાંઇ સાર્થક થયું છે. લખવું, વાંચવું, પાઠાંતર કરવું, પૂછવું, કહેવું, અર્થ કરવું, ગાવું, વગાડવું, નાચવું, એ સર્વ આત્માદ્વારાજ થાય છે. તેજ નાના પ્રકારનાં સુખોથી આનંદિત થાય છે, તેજ નાના પ્રકારનાં દુઃખોથી દુઃખિત થાય છે અને તેજ નાના પ્રકારે દેહ ધરે છે અને તેનો ત્યાગ કરે

છે. તે એકલોજ નાના પ્રકારના દેહો ધરે છે અને તે એકલોજ નાના પ્રકારે નાટક કરે છે. નાટયકલા પ્રભૃતિ કૌશલ્ય તેના વિના થવાં શકય નથી. તે એકલોજ બહુરૂપી બની જાય છે. તે અનેક પ્રકારે મહાઉદ્યોગી, નાના પ્રકારે મહાપ્રતાપી અને કોઇ કોઇવાર ડરપોક પણ બની જાય છે. તે એકલોજ કેટલો વિસ્તૃત થઇ ગયો છે! તે અનેક પ્રકારે તમાશો જુએ છે અને જુઓને, દંપતીના જોડા વિનાજ તે કેવો ફેલાઇ ગયો છે! સ્ત્રીને પુરુષની અપેક્ષા હોય છે, પુરુષને સ્ત્રીની અપેક્ષા હોય છે; આમ થવાથી પરસ્પર પૂર્ણ સંતોષ મળે છે. સ્થૂલ પદાર્થનું મૂળ લિંગ (સ્ત્રી-લિંગ, પુલ્લિંગાદિ) છે અને લિંગમાંજ અન્યોન્યની અપેક્ષાનો વ્યવહાર છે. આ પ્રકારેજ જગત્ પ્રત્યક્ષ ચાલી રહ્યું છે. પુરુષનો જીવ પુરુષમાં નહિ પણ સ્ત્રીમાંજ હોય છે, એવી ખટપટ હમેશાં ચાલુજ હોય છે; માટે આ સૂક્ષ્મતત્ત્વનો ઘોટાળો સમજવો જોઇએ. સ્થૂલના યોગથી ભેદ પ્રતીત થાય છે; પરંતુ વસ્તુતઃ સૂક્ષ્મમાં તો સર્વ અભેદજ છે. આ કથન નિશ્ચિત અને અનુભવયુકત છે. એક સ્ત્રીએ બીજી સ્ત્રીને ભોગવી હોય એમ કદિ બન્યું નથી. સ્ત્રીને અંતઃકરણમાં પુરુષનુંજ ધ્યાન રહે છે. સ્ત્રીને પુરુષની અપેક્ષા અને પુરુષને સ્ત્રીની અપેક્ષા, આ પ્રકારનો તેમનો સંબંધ છે અને આ સંબંધનું મૂળ સૂક્ષ્મ શરીરમાં પણ છે. પુરુષની ઇચ્છામાં પ્રકૃતિ અને પ્રકૃતિની ઇચ્છામાં પુરુષ રહે છે અને આજ કારણથી તેમને 'પ્રકૃતિ અને પુરુષ' કહેવામાં આવે છે. પિંડથી બ્રહ્માંડનો વિચાર કરવો જોઇએ અને પ્રતીતિ મેળવવી જોઇએ; સમજણ ન પડે તો વારંવાર વિચાર કરીને સમજણ મેળવવી જોઇએ. દ્વૈતની ઇચ્છા મૂળમાં હતી તેથીજ તે ભૂમંડળમાં આવ્યો. પૃથ્વી અને આદિસ્થાન (મૂળ માયા) નું મિલન કરીને જોવું જોઇએ. અસ્તુ. અત્ર એક અતિ મહત્ત્વનું કામ થયું અને તે એ કે, શ્રોતાના આક્ષેપનું નિરસન થઇ ગયું અને પ્રકૃતિ પુરુષનું સ્વરૂપ નિશ્ચિત થઇ ગયું.

# समास ८ मो—अंतरात्मनि ॰पण.



ની કૃપાથી મતિને સ્ફૂર્તિ મળે છે, તે મંગલમૂર્તિ ગણુપતિને હું નમસ્કાર કરૂં છું. લોકો આત્માનુંજ ભજન અને સ્તવન કરે છે. ( આત્માથી પણુ મતિની સ્ફૂર્તિ થાય છે અને ગણુપતિથી પણુ થાય છે; માટે ગણુપતિ એજ આત્મા છે. ) જે અંતઃકરણુમાં પ્રકાશ આપે છે અને જે નાના પ્રકારની વિદ્યાઓનું સંપૂર્ણુ રીતે વિવરણુ કરે છે, એવાં જે વાગીશ્વરી વૈખરી ( વાણી, સરસ્વતી ) તેને પણુ હું નમસ્કાર કરૂં છું. જગતમાં સર્વ નામોથી રામનામ સર્વોત્તમ છે. તેના યોગથીજ શંકરનું કષ્ટ દૂર થઈને તેમને વિશ્રાંતિ મળી હતી. રામનામનો મહિમા ઘણો મોટો છે. તે પરાત્પર પરમેશ્વર, ત્રૈલોકયધર્તાના નામનો ઉત્તરોત્તર વિસ્તાર વધતોજ જાય છે. આત્મારામ સર્વત્ર વ્યાપ્ત છે અને તેના યોગથીજ લોકો જ્યાં ત્યાં ફરે છે. આત્માવિના દેહપાત થઈ જાય છે—મૃત્યુ આવી જાય છે. જીવાત્મા, શિવાત્મા, પરમાત્મા, જગદાત્મા, વિશ્વાત્મા, ગુપ્તાત્મા, આત્મા, અંતરાત્મા, સૂક્ષ્માત્મા, આ પ્રકારે દેવ, દાનવ અને માનવોમાં આત્મા ભરેલો છે. આત્માનાજ યોગથી સર્વ ચાલે છે, બોલે છે અને વ્યવહાર કરે છે. અવતારની પરંપરા પણુ તેનાથીજ ચાલે છે અને બ્રહ્માદિ દેવો પણુ તેનાથીજ આવે છે અને જાય છે. તે એ આત્માનેજ નાદરૂપ, જ્યોતિરૂપ, સૂક્ષ્મરૂપ, સત્તારૂપ, ચૈતન્યરૂપ, સુખરૂપ અને દ્રષ્ટારૂપ છે એમ જાણુવું. વળી તે નરોત્તમ, વીરોત્તમ, પુરુષોત્તમ, રઘત્તમ, સર્વોત્તમ અને ઉત્તમોત્તમ હોઇ ત્રણે લોકમાં વાસ કરે છે. અનેક પ્રકારની ખટપટ, ચટપટ, લટપટ અને ઝટપટ આત્માનાજ યોગથી થાય છે. આત્મા ન હોય તો ચોતરફ સપાટજ થઇ જાય. આત્માવિના શરીર વ્યર્થ છે, આત્માવિના શરીર નષ્ટ થઇ જાય છે. આત્માવિના શરીરને પ્રત્યક્ષ પ્રેતજ સમજી લેજો. આત્મજ્ઞાની આ વાત મનમાં સમજે છે. તે મનુષ્યમાત્રમાં આત્માની વ્યાપકતા જુએ છે. આત્મા વિના ભુવન અને ત્રિભુવન સર્વ ઉજ્જડ છે. આત્માનાજ યોગથી પુરુષ પરમસુંદર અને ચતુર બની સર્વ સારાસાર જાણે છે. આત્માવિના ઈહલોક અને પરલોક ઉજ્ઞ-

યમાં અંધકારજ સમજી લ્યો. સર્વાંગસંપૂર્ણતા, સાવધતા, અનેક પ્રકારના ભેદ, નાના પ્રકારની ઉપાધિ, અનેક પ્રકારના ખેદ અને આનંદ એ સર્વ માત્ર તેનાથીજ થાય છે. રંક હો વા બ્રહ્મદેવ હો; પરંતુ તે સર્વનો ચલાવનાર તે એકજ છે એમ નિત્યાનિત્યના વિવેકવડે જાણવું જોઇએ. પદ્મિની જેવી સ્ત્રી હોય, તોપણ તેનામાં આત્મા હોય ત્યાંસુધીજ પુરુષ તેની ઉપર પ્રીતિ રાખે છે. એકવાર આત્મા ચાલ્યો ગયો એટલે તેની સાથેજ શરીરનું તેજ અને સૌંદર્ય ચાલ્યું જાય છે. યદ્યપિ આત્મા દેખાતો નથી, ભાસતો નથી અને બાહ્ય વૃત્તિવડે અનુમાનમાં પણ આવતો નથી; છતાં મનમાં ઉઠતી નાના પ્રકારની સર્વ કલ્પનાઓ તે આત્માવડેજ ઉઠે છે. આત્મા શરીરમાં રહેલો છે, તે સમગ્ર બ્રહ્માંડમાં ભરેલો છે અને અસંખ્ય ભાવનાઓ તથા વાસનાઓમાં પણ તે ભરેલો છે. મનની અનંત વૃત્તિઓ છે અને અનંત પ્રાણીઓ અનંત કલ્પનાઓ કર્યા કરે છે; તેનું કેટલુંક વર્ણન કરીએ ? પરંતુ એ સર્વ અંતરાત્માવડેજ છે. અનંત પ્રકારના રાજનૈતિક દાવપેચ કરવા, કુબુદ્ધિ વા સુબુદ્ધિથી વર્તન કરવું, પ્રાણી માત્રને ગુપ્ત રીતે ભૂલથાપ આપવી એ પણ આત્માનાજ યોગથી થાય છે. એક માણુસ અન્યની અપેક્ષા રાખે છે, એક અન્યને માટે મરે છે, અને એક અન્યને માટે છુપાઇ જાય છે. ચોતરફ શત્રુતા પ્રસરી રહી છે. પૃથ્વીમાં માણસો એકબીજાને ફસાવે છે અને જેઓ ભકત હોય છે તેઓ અન્યોની ઉપર ઉપકાર પણ કરે છે. આત્મા એક છતાં પણ શરીરરૂપી ઉપાધિના અનંત ભેદ હોવાને લીધે જે જે પ્રકારની ઉપાધિ હોય છે, તે તે પ્રકારના (ઉપર જણાવ્યા છે તેવા અને બીજા સર્વ) શુભાશુભ સ્વાદ તે લે છે; અને વાસ્તવમાં તે અભેદ છતાં એ પ્રમાણે અનેક ભેદધારી જણાય છે.

જગતમાં પુરુષને સ્ત્રીની અપેક્ષા રહે છે અને સ્ત્રીને પુરુષની અપેક્ષા રહે છે. સ્ત્રીને સ્ત્રીની અપેક્ષા હોય એમ કદિ પણ બની શકતું નથી. પુરુષોના શરીરમાં ‘ જીવ ’ રહેલો હોય અને સ્ત્રીઓના શરીરમાં તેથી જુદી કોઇ ‘જીવી ’ નામની વસ્તુ રહેલી હોય એવી ગરબડ તો કાંઇ જણાતી નથી; ભેદ માત્ર વિષયસુખની ગરબડને લીધે છે. જે પ્રાણીનો જે આહાર હોય તેજ ખાવાને તે પ્રાણી તત્પર થાય છે; પશુના આહાર પ્રત્યે મનુષ્ય અપ્રીતિજ દર્શાવે છે. આ પ્રમાણે જેમ આહાર અને દેહાદિના ગુપ્ત તથા પ્રકટ એવા અનેક ભેદ છે, તેજ પ્રમાણે આનંદ પણ જુદા જુદા

પ્રકારનો હોય છે. સમુદ્રના અને ભૂમિમાં રહેલા જળમાં પણ પ્રાણીઓ હોય છે અને આવરણોદકમાંના જલચરો તો અત્યંત પ્રચંડ હોય છે. સૂક્ષ્મ દ્રષ્ટિથી વિચાર કરી જોતાં શરીરનોજ પાર લાગે તેમ નથી; તો પછી અંતરાત્મા તો અનુભવમાં આવીજ શી રીતે શકે ? દેહ અને આત્માના સંયોગનો વિચાર કરી જોઇએ, તોજ તે સંબંધી કાંઇક અનુમાન મનમાં આવે છે; પરંતુ એ સ્થૂલ અને સૂક્ષ્મનો વિચાર પણ એક પ્રકારનો ઘોટાળો જ છે. તે ઘોટાળો દૂર કરવાને માટે અનેક પ્રકારનાં જે જે નિરૂપણો કરવામાં આવ્યાં છે,તે સર્વમાં અંતરાત્માજ કૃપાળુપણે અનેક મુખથી બોલેલો છે એમ જાણવું.

---

# સમાસ ૧ મો—ઉપાસનાનિરૂપણ.



પૃથ્વીમાં નાના પ્રકારના લોકો છે અને તેમની નાના પ્રકારની ઉપાસનાઓ છે. સ્થળે સ્થળે લોકો પોતપોતાની ભાવના અનુસાર ભજન કરે છે. લોકો પોતપોતાના દેવતાને ભજે છે અને નાના પ્રકારની સ્તુતિ અને સ્તવન કરે છે; પરંતુ જે હોય તે પોતાના ઉપાસ્ય દેવતાને નિર્ગુણજ જણાવે છે. તેમનો ભાવ આવો શા માટે હોય છે ? તેનો મર્મ મને કહો, એમ કોઇ પૂછે તો તેનો ઉત્તર એ છે કે સ્તુતિનો સ્વભાવજ એવો છે. નિર્ગુણનો અર્થ બહુગુણી છે અને અંતરાત્મા બહુગુણી છે. આ વાત સંપૂર્ણતઃ સત્ય છે કે સર્વ તેનાજ અંશો છે. જોઇએ તો પ્રતીતિ કરી લ્યો. આપણે જો સર્વ લોકોને માન આપીએ તો તે એક અંતરાત્માનેજ પ્રાપ્ત થાય છે; પણ અધિકાર પ્રમાણે માન આપવું જોઈએ. પરંતુ શ્રોતા કહે છે કે આમ કરવું યથાર્થ નથી. પ્રત્યક્ષ અનુભવ તો એવો છે કે કેવળ મૂળમાં જલસિંચન કરવાથી તે સર્વ પાત્રોને મળે છે. વક્તા કહે છે કે તુળશીના વૃક્ષપર લોટો ભરીને પાણી નાખવાથી તે ઉપર પલભર પણ ન ટકતાં તત્કાળ ભૂમિમાં પ્રવેશી જાય છે. આ સાંભળી શ્રોતા કહે છે કે મોટા વૃક્ષને માટે શું કરવું ? તેની ટોચપર પાત્ર શી રીતે લઇ જવું ? એ મને સમજાવો. તો હવે આનો ઉત્તર સાંભળો. મેઘમાંથી જેટલું પાણી પડે છે, તે સર્વ મૂળની તરફ જાય

છે. જ્યાં હાથજ ન પહોંચે ત્યાં કરવું શું ? સર્વ માણુસોએ એટલું પુણ્ય ક્યાંથી કર્યું હોય કે તેમને મૂળજ મળી જાય ? વિવેકવડેજ સાધુઓનું મન મૂળ સુધી પહોંચે છે; તથાપિ જેમ વૃક્ષપર પાણી નાખવાથી તે મૂળ સુધી પહોંચી જાય છે, તેમ સર્વ જગતની સેવા કરવાથી તે પણ પરમાત્માને પ્રાપ્ત થાય છે.

શ્રોતા કહે છે કે એ શંકા તો નિવૃત્ત થઇ; પરંતુ હવે જણાવો કે સગુણને નિર્ગુણ શી રીતે કહી શકાય ? કારણ કે જે જે વસ્તુઓ ચંચળ અને વિકારયુક્ત છે તે સર્વ સગુણ છે અને જે ગુણાતીત છે તે નિર્ગુણ છે. વક્તા કહે છે કે એ જાણવાને માટે સારાસારવિચાર કરવો જોઇએ. અંતઃકરણમાં એક વાર નિશ્ચય થઇ ગયો એટલે પછી સંશયનું નામ પણ રહેતું નથી. ધારો કે એક ખરો રાજા છે અને બીજો 'રાજા' નામ ધરાવનાર નોકર છે. હવે તે ઉભય વચ્ચેનો અંતર સમજી લ્યો. વાદવિવાદ કરવો વ્યર્થ છે. કલ્પાંત કાળના પ્રલયમાંથી જે બચે છે તેનેજ 'નિર્ગુણ' કહેવામાં આવે છે અને બાકીના સર્વનો માયામાં સમાવેશ થાય છે. સૈન્ય, શહેર, બજાર અને નાનાં મોટાં યાત્રાનાં સ્થળોમાં હજારો શબ્દ એકદમ ઉઠે છે; પરંતુ તેનું પૃથક્કરણ શી રીતે કરી શકાય ? વર્ષાઋતુમાં મધ્યરાત્રિના સમયે વર્ષાદ પડી ઉઘાડ થઈ આકાશ સ્વચ્છ થયા પશ્ચાત્ હજારો જીવજંતુ શબ્દ કરે છે; પરંતુ તે સર્વના શબ્દો છૂટા શી રીતે પાડી શકાય ? ભૂમંડલમાં અનેક દેશો, અનેક ભાષા અને અનેક મતો છે; વળી ઋષિઓ પણ અનેક હોઇ તેમના મતો અનેક છે; પરંતુ તે સર્વનું જ્ઞાન શી રીતે મેળવી શકાય ? વૃષ્ટિ થતાંજ સૃષ્ટિમાં અપાર અંકુરો ફૂટી નીકળે છે અને તેના અનેક છોડો થાય છે; તેનું પૃથક્કરણ કેવી રીતે કરી શકાય ? ખેચર, ભૂચર અને જલચરનાં નાના પ્રકારનાં શરીર વિધવિધ રંગનાં અને ચિત્રવિચિત્ર હોય છે; તે સર્વને શી રીતે ઓળખી શકાય ? દૃશ્ય જગત્ કેવી રીતે પ્રકટ થયું છે, નાના પ્રકારે કેવી રીતે વિકૃત થયું છે અને અનંત વિસ્તારને કેવી રીતે પ્રાપ્ત થયું છે એ સર્વ કેવી રીતે જાણી શકાય ? આકાશમાં ગંધર્વનગર થાય છે તેમાં વિધવિધ રંગની નાની મોટી પુષ્કળ વ્યક્તિઓ હોય છે તેને કેવી રીતે જાણી શકાય ? રાત્રિ અને દિવસનો ભેદ, ચંદ્રપ્રકાશ અને અંધકારનો ભેદ, વિચાર અને અવિચારનો ભેદ, એ શી રીતે જાણી શકાય ? સ્મરણ અને વિસ્મરણ,

વ્યસ્તતા અને અવ્યસ્તતા, પ્રતીતિ અને અનુમાનના સંબંધમાં પણ એજ પ્રમાણે છે. ન્યાય અને અન્યાય, હા અને ના, એ સર્વ વિવેકવિના શી રીતે જાણી શકાય ? કાર્યકર્તા અને નિષ્ક્રિય, શૂર અને ભીરુ તથા ધર્મી અને અધર્મીને પણ ઓળખવા જોઇએ. ધનાઢ્ય અને દેવાળીઓ, શાહુકાર અને ચોર, સત્ય અને અસત્ય એનો વિચાર પણ કરવો જોઇએ. શ્રેષ્ઠ કોણ છે અને કનિષ્ઠ કોણ છે તથા ભ્રષ્ટ કોણ છે અને અંતર્નિષ્ઠ કોણ છે એનો સારાસારવિચાર પણ સ્પષ્ટ રીતે સમજાવો જોઇએ.

# समास १० मो—त्रिगुण अने पंचभूत.



પંચભૂતોથી જગત્ ચાલે છે અને આ સર્વ પંચભૂતોનોજ પસારો છે. પંચભૂતોનો લય થયા પછી કશુંજ શેષ રહેતું નથી. શ્રોતા વક્તાને કહે છે કે, “ આપે ભૂતોનો મહિમા આટલો બધો વધારી દીધો; પરંતુ હે સ્વામિન્ ! આપ એ તો બતાવો કે ત્રિગુણ ક્યાં ગયા ? ” વક્તા આનો ઉત્તર આપે છે, અંતરાત્મા એ પાંચમો ભૂત છે અને ત્રિગુણ તેના અંગભૂત છે. આ વાતનો વિચાર સ્વસ્થ ચિત્તે સારી રીતે કરો. જે જે વસ્તુઓ ઉત્પન્ન થઇ છે તે સર્વ ભૂત કહેવાય છે અને તેમાંજ ત્રિગુણનો પણ સમાવેશ થાય છે. આ ખુલાસાથી આ શંકાનું મૂળ કપાઇ જાય છે. ભૂતોથી ભિન્ન એવી કોઇ પણ વસ્તુ નથી. આ સર્વ વસ્તુઓ ભૂતોમાંથીજ ઉત્પન્ન થઇ છે. એક વિના એકની ઉત્પત્તિ કદાપિ થતીજ નથી. આત્મામાંથી પવન ઉત્પન્ન થાય છે, પવનમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે અને અગ્નિમાંથી જીવન ( જલ ) ઉત્પન્ન થાય છે. સર્વત્ર પાણીજ ભરેલું છે. તે સૂર્યદ્વારા ઝમી જાય છે અને અગ્નિ તથા વાયુના યોગથી પૃથ્વી નિર્માણ થાય છે. અગ્નિ, વાયુ અને રવિ જો ન હોત તો અત્યંત શીતલતા રહેત, પરંતુ શીતલતામાં પણ ઉષ્ણતા રહે છે; પરમાત્માએ આ સર્વ વિચિત્ર સંસાર રચ્યો છે. સંપૂર્ણ દેહધારી તેણેજ બનાવ્યાં છે. સર્વત્ર જો શીતલતાજ પ્રસરી રહી હોત તોપણ સર્વ પ્રાણીઓ મરી જાત અને સર્વત્ર ઉષ્ણતા પ્રસરી રહી હોત તોપણ સર્વ જગત સુકાઇ જાત. અસ્તુ.

જ્યારે પૃથ્વી જામી જઇને તેનો ગઠ્ઠો બન્યો અને તે સૂર્યનાં કિરણોથી સુકાઇ ગયો; ત્યારે પરમેશ્વરે સ્વાભાવિક રીતેજ તેનો ઉપાય કર્યો અર્થાત્ તેમણે વર્ષાદ ઉત્પન્ન કર્યો, તેથી પૃથ્વી ઠંડી પડી. તે પછી કાંઈક ઉષ્ણ અને કાંઇક શીતલ એવા શીતકાલની રચના થઈ. જ્યારે શીતકાલમાં લોકો કષ્ટ પામવા લાગ્યા અને વૃક્ષાદિ સુકાઈ જવા લાગ્યાં ત્યારે ગ્રીષ્મ-ઋતુની રચના થઈ. તે ગ્રીષ્મઋતુમાં પણ પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ અને સાયંકાળ હોવાથી શીતકાલ અને ઉષ્ણકાલની યોજના છે. આ પ્રકારે એકની પાછળ એકની યોજના થઇ છે અને ક્રમથી સર્વના નિયમ બાંધવામાં આવ્યા છે; તેથીજ પ્રાણીમાત્ર જીવતાં રહ્યાં છે. જ્યારે નાના પ્રકારના ભયંકર રોગો થવા લાગ્યા ત્યારે ઔષધિઓ ઉત્પન્ન કરવામાં આવી. આ સર્વ ઘટના તો વર્ણવી; પરંતુ હવે સૃષ્ટિનું વિવરણ પણ કરવું જોઇએ. દેહનું મૂળ રક્ત અને વીર્ય છે. દાંત પણ તેનાથીજ થાય છે. જગતમાં નાના પ્રકારનાં રત્નોની રચના પણ એજ પ્રકારે થયેલી છે. સર્વનું મૂળ પાણીજ છે, પાણીથીજ સર્વ કાર્ય ચાલે છે, પાણી ન હોય તો રામ તારૂં નામ ! ( અર્થાત્ સર્વ શૂન્ય હોય. ) તેના વિના પ્રાણીની ઉત્પત્તિજ ક્યાંથી થઇ શકે ? મુક્તાફલ, શુક્રના તારાસદશ તેજદાર હીરા, માણેક, ઇન્દ્રનીલ ઇત્યાદિ સર્વ પદાર્થ પાણીદ્વારાજ નિર્માણ થાય છે. કોનો કોનો મહિમા વર્ણવીએ ? સર્વ વસ્તુઓ મિશ્રિત થઇ ગઇ છે, તેનું પૃથક્કરણ શી રીતે કરીએ ? પરંતુ તેની સમજ પડે એટલા માટે થોડુંક વર્ણન કર્યું છે. જગતમાં વિવેકી પુરુષો સર્વ સમજે છે. સર્વ વિષયોનું જ્ઞાન મેળવવું અશક્ય છે. શાસ્ત્ર શાસ્ત્રમાં પણ એકતા હોતી નથી અને અનુમાનથી કાંઈ પણ નિશ્ચય થઇ શકતો નથી. ભગવાનના ગુણ અગાધ છે; શેષ પણ પોતાની વાણીથી તેનું વર્ણન કરી શકતો નથી. પરમેશ્વર વિના વેદ અને બ્રહ્મદેવ પણ અપૂર્ણજ છે. આત્મારામ સર્વનું પાલન કરે છે. તે સંપૂર્ણ ત્રૈલોક્યની સંભાળ રાખે છે અને તે એકવિના સર્વ કાંઇ માટીમાં મળી જાય છે. જ્યાં આત્મારામ હોતો નથી ત્યાં કાંઇ પણ રહી શકતું નથી. તેના વિના ત્રૈલોક્યનાં સર્વ પ્રાણીઓ મૃતતુલ્ય છે. આત્મા ન રહેવાથી મરણ થઈ જાય છે. આત્માવિના કોઇ પણ પ્રાણી શી રીતે જીવી શકે ? અંતઃકરણમાં આનો યથાવત્ વિચાર કરવો જોઈએ. વિવેકપૂર્વક સમજવું પણ આત્માવિના બની શકતું નથી. સર્વજણે

જગદીશ્વરનું ભજન કરવું જોઈએ. ઉપાસના પ્રકટ થવાથીજ આ વિચાર સમજાયો છે; માટે સર્વ માણસે પરમાત્માની ઉપાસના કરવી જોઈએ. ઉપાસનાજ મોટો આશ્રય છે, તેના વિનાનું સર્વ નિરાશ્રય છે. ગમે તેમ કરવાથી પણ ઉપાસના વિના સફળતા પ્રાપ્ત થતી નથી. જેને સમર્થનો આશ્રય હોતો નથી તેને ગમે તે માણસ મારી કૂટી નાખે છે; માટે ઉઠતાં બેસતાં સદા ભજન કરતા રહેવું જોઈએ. ભજન, સાધન અને અભ્યાસથીજ પરલોકની પ્રાપ્તિ થાય છે; પરંતુ રામદાસ કહે છે કે આ વાતપર વિશ્વાસ હોવો જોઈએ.





# दशक १७ मो

## समास १ लो—अंतरात्मानो सेवा.



નિશ્ચલ બ્રહ્મમાં જે ચંચલ આત્મા છે તેજ સર્વ ભૂતોથી પર પરમાત્મા છે. તેજ ચૈતન્ય, સાક્ષી, જ્ઞાનાત્મા અને ષડ્ગુણેશ્વર છે. તે સમગ્ર જગતનો ઈશ્વર છે, તેથી તેને જગદીશ્વર કહેવામાં આવે છે. તેનાથીજ આ સર્વ વિસ્તાર ફેલાયેલો છે. શિવશક્તિ, જગદીશ્વરી, પ્રકૃતિ–પુરુષ, પરમેશ્વરી, મૂલમાયા, ગુણેશ્વરી અને ગુણક્ષોભિણી પણ તેજ છે. ક્ષેત્રજ્ઞ, દ્રષ્ટા, કૂટસ્થ, સાક્ષી, અંતરાત્મા, સર્વને જોનારો, શુદ્ધસત્ત્વ, મહત્તત્ત્વ, પરીક્ષક, જ્ઞાતા અને સાધુ તેજ છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, નાના પિંડોનો જીવેશ્વર તથા નાનાં મોટાં સર્વ પ્રાણીઓ સર્વ તેમાંજ ભાસે છે. તે અંતરાત્મા દેહરૂપ દેવાલયમાં બેઠો છે. તેનું ભજન ન કરવામાં આવે તો તે દેહને મારે છે; માટે તેના ભયથી લોકો તેને ભજે છે. જે સમયે ભજન ભૂલી જાય છે તેને તેજ સમયે પછાડી દે છે; તેથી સર્વ માણસો તેને પ્રેમપૂર્વક ભજવા લાગ્યા છે. તે જ્યારે જે વસ્તુની અપેક્ષા કરે છે ત્યારે તે વસ્તુ લોકો તેને આપે છે. આ સર્વ લોકો તેનું ભજન કરે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોનું નૈવેદ્ય તેને માટે જ્યારે જોઈએ ત્યારે તૈયાર રાખવું પડે છે; કેમકે તેમ ન કરવામાં આવે તો સત્વર રોગ થાય છે. અંતરાત્માને જે સમયે નૈવેદ્ય મળતું નથી, તે સમયે તે રહેતો નથી અને અનેક પ્રકારનું સૌભાગ્ય, વૈભવ અને પદાર્થોને છોડીને ચાલ્યો જાય છે. જતી વખત તે કોઈને માલૂમ

પડતો નથી અને તેના પોતાના વિના કોઇપણ તેનું અનુમાન કરી શકતું નથી. દેવનાં દર્શન કરવાને માટે દેવાલય ઢુંઢવું પડે છે. કોઇપણ સ્થલે દેવ પ્રકટ થાય છે તે દેવાલયના ગુણથી થાય છે. જગતમાં જે અનેક પ્રકારનાં શરીરો છે તે સર્વ દેવાલયોજ છે. અનેક શરીરોના અનેક પ્રકારે અનંત ભેદો થયેલા છે. આ દેવાલયો બોલતાં ચાલતાં છે અને તેમાં દેવનો નિવાસ છે. જેટલાં દેવાલયો છે તે સર્વને જાણવાં જોઇએ. મત્સ્ય, કૂર્મ અને સમગ્ર પૃથ્વીને દીર્ઘકાળપર્યંત ધારણ કરનાર વરાહ-આદિનાં શરીરોરૂપી અનેક કરાલ, વિકરાલ અને નિર્મલ દેવાલયો થઇ ગયાં છે. કેટલાંક દેવાલયોમાં તે સુખ પામે છે અને સમુદ્રની પેઠે સુખથી ઉભરાઈ ઉઠે છે, પરંતુ તે સુખ સદા રહેતું નથી; કેમકે વિષયોદ્વારા મળતું સુખ અશાશ્વત છે. અશાશ્વત પદાર્થોનો શિરોમણિ એવો જે દેહ તેની કરણીજ અગાધ છે, તો પછી તેમાં વિરાજી રહેલો અંતરાત્મા કે જે દ્રષ્ટિગોચર થતો નથી, તેની કરણી તો કેવી હશે ? માટે તેનેજ દેહનો સ્વામી કહેવો જોઇએ. તેની તરફ લક્ષ્ય રાખવાથી પરમાત્મા સાથે અભેદ પ્રાપ્ત થાય છે અને તેનાથી વિમુખ થવાથી ખેદ થાય છે. અધોગતિ અને ઊર્ધ્વગતિના આ પ્રકાર જગતમાં થયાજ જાય છે. જે સર્વનું મૂળ છે તે દ્રષ્ટિગોચર થતો નથી. અત્યંત ભવ્ય હોવા છતાં પણ ભાસતો નથી અને એક નિમિષમાત્ર પણ તે એકજ સ્થલે રહેતો નથી. આવો જે અગાધ પરમાત્મા, તેનો મહિમા કોણ જાણી શકે તેમ છે ? હે સર્વોત્તમ ! તારી લીલા માત્ર તુંજ જાણે છે. જે પુરુષમાં નિત્યાનિત્ય–વિવેક હોય છે તેનુંજ સંસારમાં આવવું સાર્થક છે અને ઇહલોક તથા પરલોક તેનેજ સાધ્ય થાય છે. મનનશીલ લોકોની પાસે અખંડ ( અભેદપણે ) અહોનિશ પરમાત્મા રહે છે. વિચાર કરી જોતાં આવા પુરુષોના પૂર્વસંચિત પુણ્યનો જગતમાં જોટોજ નથી. આવો અખંડ યોગ સાધે તેજ યોગી કહેવાય છે. જો એવો યોગ ન હોય તો તે વિયોગી ( દુઃખી )જ છે; પરંતુ વિયોગી પણ જો યોગનું બળ વધારે તો પરમાત્માના યોગનો યોગી બની શકે છે. ભલા માણસોની મહત્તાજ એ છે કે તેઓ લોકોને સન્માર્ગમાં લાવે છે. તરનારે ડૂબનારને ડૂબવા દેવો જોઇએ નહિ. ભૂમંડલમાં એવા ઘણા થોડા પુરુષો છે કે જેઓ સૂક્ષ્મ અને સ્થૂલ તત્ત્વોનો વિચાર કરી પિંડબ્રહ્માંડનું જ્ઞાન મેળવી અનુભવ પ્રાપ્ત કરતા હોય. વેદાંતના પંચીકરણનું સદા સર્વદા વિવરણ કરવું જોઈએ

અને મહાવાક્યના યોગથી અંતઃકરણનું રહસ્ય જોવું જોઇએ. પૃથ્વીમાં જે વિવેકી પુરુષો હોય તેમની સંગતિ કરનારને ધન્ય છે; કેમકે તેમના ઉપદેશના શ્રવણ માત્રથી પણ પ્રાણીમાત્ર સદ્ગતિને પ્રાપ્ત થાય છે. જેના સત્સંગમાં ઉત્તમ ગુણનું અને સત્શાસ્ત્રનું શ્રવણ તથા નાના પ્રકારના પરોપકારનું વર્ણન નિત્ય પ્રતિ થયા કરે છે, એવા જે સત્કીર્તિવાન પુરુષ છે તેજ પરમેશ્વરના અંશ છે અને ધર્મ સ્થાપવાની આવડત તેમનામાંજ રહેલી હોય છે. જગતમાં સારાસારનો વિચારજ શ્રેષ્ઠ છે, જગતનો ઉદ્ધાર તેનાથીજ થાય છે; કેમકે એવા વિચારને પરિણામેજ અનેક મનુષ્યો અસાર પદાર્થોનો સંગ ત્યાગીને પરબ્રહ્મમાં અભેદ થઇ ગયા છે.

# સમાસ ૨ જો—શિવશક્તિનિરૂપણ.



બ્રહ્મ આકાશની પેઠે નિર્મળ અને નિશ્ચલ છે. વળી તે નિરાકાર, કેવળ અને નિર્વિકારી છે. તેનો અંતજ નહિ હોવાથી તે અનંત છે. તે સદોદિત શાશ્વત છે. તે અશાંત નહિ હોવાથી સર્વકાળ શાંતજ છે. પરબ્રહ્મ અવિનાશી છે. તે આકાશની પેઠે વ્યાપક છે. નથી તૂટતો કે નથી ફૂટતો, નિરંતર જેવો ને તેવોજ રહે છે. તેમાં નથી જ્ઞાન કે નથી અજ્ઞાન, નથી સ્મરણ કે નથી વિસ્મરણ, તે અખંડ, નિર્ગુણ અને નિરાવલંબી છે. ત્યાં ચંદ્ર, સૂર્ય, પાવક, અંધકાર કે પ્રકાશ પણ નથી. તે કેવળ અદ્વિતીય અને ઉપાધિરહિત છે. નિશ્ચલમાં જે સ્મરણ જાગૃત થયું તેનેજ ચૈતન્ય માનવામાં આવ્યું અને ગુણની સમાનતાને લીધે તે ગુણસામ્ય કહેવાયું. આકાશમાં જેમ વાદળાંની છાયા આવી જાય છે તેવીજ આ મૂળમાયાને જાણવી. આકાશની પેઠે તેને પણ ઉત્પન્ન થતાં અને લય પામતાં વાર લાગતી નથી. આ પ્રમાણે નિર્ગુણમાં જે ગુણના વિકાર ઉદ્ભવે તેનેજ ષડ્ગુણેશ્વર કહે છે અને અર્ધનારીનટેશ્વર પણ તેજ છે. મૂળમાં જે સર્વ શક્તિ રહેલી છે; તેમાંથીજ આદિ શકિત, શિવ-શકિત ઇત્યાદિ સર્વ વ્યકિત નિર્માણ થઇ છે. પાછળથી તેમાંથીજ શુદ્ધ સત્ત્વ અને રજ—તમનાં ગૂઢ તત્ત્વ ઉત્પન્ન થાય છે; જેને મહત્તત્ત્વ કિંવા

ગુણક્ષોભિણી માયા કહે છે. જો મૂળમાંજ વ્યક્તિ ન હોય, તો પછી તેમાંથી શિવશક્તિ ઇત્યાદિ શી રીતે ઉપજી શકે? એમ કોઇ કહે તો સાવધ ચિત્તથી સાંભળો. બ્રહ્માંડથી પિંડ કે પિંડથી બ્રહ્માંડ, એનો વિચાર કરવાથી નિશ્ચય થઇ જાય છે. બીજને ફોડીને જોવાથી તેમાં ફળ દૃષ્ટિગોચર થતાં નથી; પરંતુ તેજ બીજ અંકુરિત થઈ વિકાસ પામીને વૃક્ષ બનતાં તેને અનેક ફળો આવે છે. ફળને ફોડી જોવાથી બીજ દૃષ્ટિગોચર થાય છે; પરંતુ બીજને ફોડી જોવાથી ફળ દૃષ્ટિગોચર થતું નથી. પિંડ અને બ્રહ્માંડનો વિચાર પણ આવોજ છે. શરીરોમાં સ્ત્રી અને પુરુષ એવા બે ભેદ પ્રકટ દેખાય છે. જો એ ભેદ મૂળમાંજ ન હોય તો તે થાય કેવી રીતે? કલ્પના એ નાના બીજરૂપ છે, તેમાં શું શું હોતું નથી? પરંતુ જે હોય છે તે અત્યંત સૂક્ષ્મ હોવાથી દગ્ગોચર થતું નથી. સ્થૂલનું મૂળ જોવા જઇએ તો વાસના છે; પરંતુ એ વાસના કાંઈ પ્રથમ જણાતી નથી. સ્થૂલતાને પ્રાપ્ત થયા વિના કોઇ પણ વસ્તુનું અનુમાન કરી શકાતું નથી; તેજ પ્રમાણે આ સૃષ્ટિ પણ કલ્પનાથીજ બનેલી છે એમ વેદશાસ્ત્રો કહે છે; પરંતુ તે કલ્પના પ્રત્યક્ષ જણાતી નથી; તેથી તેને કાંઈ મિથ્યા કહી શકાતી નથી. જ્યાં એક એક જન્મ વચ્ચેજ પડદો હોય છે—અર્થાત્ આગલા જન્મની વાત પણ આ જન્મમાં યાદ નથી આવતી; ત્યાં પછી અસંખ્ય જન્મ પહેલાંની, સર્વના આદિ સમયની ઉત્પત્તિનો સત્ય વિચાર તો કળાયજ કેવી રીતે? મહત્ત્વની વાતો આવીજ ગૂઢ હોય છે અને આ ગૂઢત્વજ નિશ્ચય મેળવવાનું સ્થાન છે. સર્વ સ્ત્રી—પુરુષોના જીવ એકજ છે; પરંતુ દેહસ્વભાવ ભિન્ન ભિન્ન છે. એટલા માટેજ સ્ત્રીને સ્ત્રીની આવશ્યકતા હોતી નથી. અસ્તુ. પિંડ ઉપરથીજ બ્રહ્માંડના બીજનો નિશ્ચય કરી શકાય છે. સ્ત્રીનું મન પુરુષપર હોય છે અને પુરુષનું મન સ્ત્રીપર હોય છે, એવો વાસનાનો આ પ્રકાર મૂળથીજ ચાલ્યો આવે છે. એ વાસના મૂળમાં તો અભેદ (એક)જ છે; પરંતુ જુદા જુદા પ્રકારના દેહો સાથે તેનો સંબંધ થવાથી તેનો ભેદ થયો છે. દેહનો સંબંધ તૂટતાંજ એ ભેદ નષ્ટ થાય છે. સ્ત્રી—પુરુષનું બીજ શિવ—શક્તિમાં છે, એમ ભિન્ન ભિન્ન પ્રકારના દેહ ધારણ કરવાથી કળી શકાય છે. અનેક પ્રકારના નિશ્ચયોને લીધે જુદા જુદા માણસોની વાસનાઓ પણ અનેક પ્રકારની હોય છે; પરંતુ તે એકની બીજાને પ્રતીતિ થતી નથી. સૂક્ષ્મ દૃષ્ટિથી તેનું

કાંઇક અનુમાન થાય છે ખરૂં. બાલકનું પાલનપોષણ માતાજ કરી શકે છે; પુરુષથી થતું નથી. ઉપાધિ વનિતાથીજ વૃદ્ધિંગત થાય છે; એ કાર્યમાં માતાને કાંઇ પણ ઘૃણા, શ્રમ, આલસ્ય કે ત્રાસ થતાં નથી. માતા સિવાય તેનાપર એટલી માયા કોઇપણ રાખતું નથી. સ્ત્રીજ નાના પ્રકારની ઉપાધિ વધારી જાણે છે. તે નાના પ્રકારની માયામાં ગુંચવી જાણે છે અને અનેક પ્રકારના વ્યવહારોથી અનેક પ્રકારની પ્રીતિ કરી જાણે છે. પુરુષને સ્ત્રીનો વિશ્વાસ હોય છે અને સ્ત્રીને પુરુષથી સંતોષ થાય છે; કારણકે તેમણે એક બીજાને પરસ્પરની વાસનાથી બાંધી લીધેલાં હોય છે. ઇશ્વરે એ મોટું બંધન ઉત્પન્ન કરેલું છે, જેમાં મનુષ્યમાત્ર ગુંથાઇ રહેલાં છે. મોહની એ જાળ છૂટી ન શકાય એવી બનાવેલી છે. આ પ્રમાણે સ્ત્રીપુરુષ વચ્ચે પરસ્પર જે અત્યંત પ્રીતિ હોય છે તે અનાદિકાલથીજ પ્રત્યક્ષ ચાલતી આવેલી છે, એમ વિવેકથી જાણવું. મૂળમાં સૂક્ષ્મની ઉત્પત્તિ થઈ અને પછી તેને દૃશ્ય આકાર પ્રાપ્ત થઈ તે દૃષ્ટિગોચર થવા લાગ્યું. સ્ત્રીપુરુષ ઉભયદ્વારા ઉત્પત્તિનું કાર્ય થાય છે. વસ્તુતઃ શિવશક્તિજ મૂળમાં હતી; ત્યાર પછી તેજ પુરુષ સ્ત્રી રૂપે બની અને ચોરાશી લક્ષ યોનિનો અપાર વિસ્તાર થયો. આમાં જે શિવશકિતની ઉત્પત્તિ જણાવી તે શ્રોતાઓએ લક્ષ્યમાં રાખવી જોઇએ. વિચાર વિનાનું બોલવું વ્યર્થ જાણવું.

## समास २ जो—अध्यात्मश्रवण.




ભો! થોભો! સાંભળો! સાંભળો! પ્રથમથીજ ગ્રંથને ફેંકી દેશો નહિ. જે કાંઈ કહીએ તે સાવધપણે સાંભળો. અધ્યાત્મશ્રવણ એ સર્વ શ્રવણોમાં સારરૂપ છે, માટે અંતઃકરણને એકાગ્ર કરીને ગ્રંથનો વિચાર કરવો જોઈએ. શ્રવણ મનનના વિચારથી અને નિદિધ્યાસથી રોકડોજ મોક્ષનો સાક્ષાત્કાર થાય છે. ઉધારની તો વાતજ બોલવી નહિ. અનેક રત્નોની પરીક્ષા કરતાં, વજન કરતાં અથવા ઉત્તમ સુવર્ણને આંચમાં નાખતાં અત્યંત સાવધતા રાખવી પડે છે. અનેક પ્રકારનાં નાણું ગણી લેતાં, અનેક પ્રકારની પરીક્ષા કરતાં અને વિચારવંત

માણસની આગળ બોલતાં અત્યંત સાવધાનતા રાખવી પડે છે. ચુંટી કાઢેલાં ધાન્યજ દેવને માન્ય થાય છે. ઠીક અઠીક સર્વ ધાન્ય ચઢાવવાથી તે ક્ષોભ પામે છે. એકાંતમાં કોઇ નાજુક કારભારનો વિચાર કરવાનો હોય ત્યારે તેમાં બહુજ તત્પર રહેવું જોઇએ અને અધ્યાત્મગ્રંથના વિચારમાં તો તેથી પણ અનેકગુણ તત્પર રહેવું જોઇએ. કહાણી, કથા, વાર્તા, પવાડા અને નાના પ્રકારનાં વિસ્તૃત અવતારચરિત્રો પણ છે; પરંતુ તે સર્વમાં અધ્યાત્મવિદ્યા શ્રેષ્ઠ છે. ભૂતકાળની વાત સાંભળવાથી શું લાભ થાય છે ? લોકો કહે છે કે પુણ્ય પ્રાપ્ત થાય છે, પરંતુ તેવું કાંઇ જણાતું નથી; પણ અધ્યાત્મતત્ત્વના શ્રવણ સંબંધમાં તેમ નથી. અધ્યાત્મ એ અનુભવનો વિચાર છે. તે સમજાતાં સંશયની નિવૃત્તિ થઇ જાય છે. મોટા મોટા લોકો થઇ ગયા તેમણે આત્માના યોગથીજ સર્વ કાર્યો કર્યાં હતાં. તે આત્માનું વર્ણન કોણ કરી શકે એમ છે ? જે એકલો હોવા છતાં યુગોના યુગો થયાં ત્રૈલોકયને ચલાવે છે, તે આત્માની મહત્તાનો વિચાર એકવાર કર્યો હોય તોપણ પુનઃ પુનઃ કરવો. અનેક પ્રાણીઓ જન્મે છે અને મરણ પામે છે તથા પોતાનાં કાર્યોનું ઇચ્છાનુસાર વર્ણન કરે છે. જ્યાં આત્મા ભરેલો હોતો નથી ત્યાં સર્વ સપાટજ હોય છે. આત્મા વિનાનું બિચારૂં કાષ્ઠ (દેહ) તે શું જાણી શકે એમ છે ? આત્મજ્ઞાન આવું શ્રેષ્ઠ છે. તેની બરાબરી બીજું કોઇ પણ કરી શકે એમ નથી. જગતમાં જે કાંઇ વિચારવંત હોય છે તેમનેજ આ વાત માહિત હોય છે. પૃથ્વી, આપ, તેજ એનું જ્ઞાન આ પૃથ્વીમાંજ મળી જાય છે; પરંતુ સર્વ તત્ત્વોના બીજરૂપ જે અંતરાત્મા તે તો અલગ રહે છે. જે કોઇ વિવેકવડે વાયુની પણ પેલી તરફ જશે (અર્થાત્ વાયુ કરતાં પણ સૂક્ષ્મ વિચાર કરશે), તે પુરુષનેજ આત્મા સર્વથા નિકટ જણાશે. વાયુ, તેજ, ત્રિગુણીમાયા, પ્રકૃતિ, પુરુષ, મૂળમાયા એ સર્વની પ્રતીતિ પણ સૂક્ષ્મ વિચારવડે થવી કઠિન છે. ( તો આત્માની તો થાયજ કયાંથી ?) આ માયાદેવીની ધાંધલમાં સૂક્ષ્મ અધ્યાત્મવિષય પ્રત્યે ધ્યાનજ કોણ આપે છે ? જે એ સૂક્ષ્મ વિષયને સમજે છે, તેનીજ સંદેહવૃત્તિ તૂટે છે. મનુષ્યના ચાર દેહોમાં મૂળમાયા એજ ચોથો (મહાકારણ) દેહ છે. તે દેહજ નષ્ટ થવો જોઇએ. જે સાધુ એનાથી દેહાતીત થઈને રહે છે તેને ધન્ય છે. જે વિચારથી ઉંચે ચઢે છે તેને ઊર્ધ્વગતિ

પ્રાપ્ત થાય છે. બાકી જે લોકો પદાર્થજ્ઞાનમાંજ ગુંચવાઇ રહે છે તેમને અધોગતિ પ્રાપ્ત થાય છે. પદાર્થો દેખવામાં તો ઘણા સારા લાગે છે; પરંતુ તેઓ ક્ષણમાં નષ્ટ થઈ જતા હોવાથી તેમાં રચ્યાપચ્યા રહેનારા લોકો 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' થઇ જાય છે; માટે પ્રકૃતિજ્ઞાન અને વિવિધ પદાર્થોનું અનુમાન (ભ્રમ) એ સર્વનો ત્યાગ કરી નિરંજનનીજ શોધ કરવી. અષ્ટાંગયોગ, પિંડજ્ઞાન, તેનાથી પણ મોટું તત્ત્વજ્ઞાન અને તેથી પણ શ્રેષ્ઠ આત્મજ્ઞાન છે; માટે તે આત્મજ્ઞાનનો વિચાર કરવો જોઈએ. મૂળમાયાની પણ પેલી તરફ જ્યાં ઈશ્વરનો મૂળ સંકલ્પ ઉઠે છે, ત્યાં ઉપાસનામાર્ગથી પહોંચવું જોઇએ. પછી તેની પણ પેલી તરફ, જેને આકાશની ઉપમા અપાય છે તે નિર્ગુણ અને નિર્મળ પરબ્રહ્મ છે. તે પરબ્રહ્મ અહીંથી લઇને તહીં પર્યંત સર્વત્ર ભરેલો છે. પ્રાણી માત્રમાં તે વિદ્યમાન છે અને પદાર્થ માત્રમાં અને તેની આસપાસ પણ તે વ્યાપ્ત છે. તેના જેવો મહાન બીજો કોઇ પણ નથી. તેનો વિચાર સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે. પિંડ અને બ્રહ્માંડનો સંહાર થતાં તે શેષ રહેલો કળાય છે અથવા પિંડ બ્રહ્માંડનું અસ્તિત્વ હોય તોપણ જો વિવેકબળવડે તેનો 'વિવેક પ્રલય' કરાય, ત્યારે પણ શાશ્વત કોણ છે તેની યથાર્થ પ્રતીતિ થાય છે. અસ્તુ. હવે સર્વ તત્ત્વોનો વિચાર કરી સાર શું અને અસાર શું તેનો નિવેડો સાવધપણે કરીને ગ્રંથ છોડો અને સુખી થજો.

## समास ४ थो—संशय टाळवा विषे.




કતાને અનેક લોકોના હિતના ઉપાય પૂછવામાં આવે તો તેણે તેથી કંટાળવું નહિ અને બોલતાં બોલતાં ક્રમ છોડવો જોઇએ નહિ. શ્રોતા શંકા કાઢે તો તે તેજ સમયે દૂર કરવી. આપણી કહેલી વાતથી આપણુંજ ખંડન થઈ જાય એમ ન થવું જોઇએ. આગળની વાતનો ખ્યાલ રાખતાં પાછળની વાત છૂટી જાય અને પાછળની વાતપર ધ્યાન રાખતાં આગળની વાત ઉડી જાય, અને એ રીતે સ્થળે સ્થળે વિસંગતતા આવ્યા કરે એમ થવું જોઇએ નહિ; કેમકે તરનારો

પોતેજ ગોથાં ખાવા લાગે તો પછી તે અન્યને શી રીતે કાઢી શકે ? આથી તો ઉલટી ઠેકઠેકાણે લોકોની શંકા રહી જાય છે. આપણે સંહારનું વર્ણન કર્યું તો અમારે સર્વનો સાર પણ દર્શાવવો જોઈએ અને દુસ્તર માયા શી રીતે તરી જવી તે પણ બતાવવું જોઇએ. જે જે સૂક્ષ્મ પદાર્થનાં નામ લઇએ તે પદાર્થનાં સ્વરૂપ પણ શ્રોતાના અંતઃકરણમાં ઠસાવવાં જોઇએ. આવો વક્તાજ વિચારવંત કહેવાય છે. બ્રહ્મ કેવો છે ? મૂળ માયા કેવી છે ? અષ્ટધા પ્રકૃતિ–શિવશક્તિ કેવી છે ? ગુણસામ્ય અને ષડ્ગુણૈશ્વર્યની સ્થિતિ કેવી છે ? અર્ધનારી–નટેશ્વર, પ્રકૃતિ–પુરુષ, ગુણક્ષોભિણી તથા ત્રિગુણ કેવા છે ? પૂર્વપક્ષ ક્યાંથી ક્યાં સુધી છે ? વાચ્યાંશ તથા લક્ષ્યાંશ કોને કહેવો ? ઇત્યાદિ અનેક પ્રકારના સૂક્ષ્મ વિચાર કરનાર સાધુ પુરુષને પરમ ધન્યવાદ છે. એવો સાધુ પુરુષ વ્યર્થ ટાયલું કરતો નથી, બોલેલુંજ પુનઃ પુનઃ બોલી ચર્વિત–ચર્વણ કરતો નથી અને જે પરમાત્માનું વાણીથી વર્ણન કરી શકાતું નથી તેનું અનુમાન શ્રોતાઓને કરાવીનેજ છોડે છે. જે ઘડીકમાં કહે છે કે વિમળ બ્રહ્મ છે અને ઘડીકમાં કહે છે કે સર્વ બ્રહ્મ છે; તો ઘડીકમાં કહે છે કે જે દ્રષ્ટા, સાક્ષી તથા સત્તારૂપ છે તે બ્રહ્મ છે; તે વક્તા સારો નથી. જે નિશ્ચલ છે તેજ ચંચલ થયેલો છે અને ચંચલ છે તેજ કેવળ બ્રહ્મ છે. આ પ્રકારે જે અનેક પ્રસંગે અનેક વાત બોલે છે અને જેનો એક દૃઢ નિશ્ચય હોતો નથી; વળી જે ચંચલ અને નિશ્ચલ સર્વને કેવળ ચૈતન્યજ જણાવવા છતાં તેમનાં સ્વરૂપ પૃથક્ પૃથક્ બતાવી શકતો નથી; આ પ્રકારે જે પોતેજ વ્યર્થ માયાજાલમાં ફસાઇ રહે છે તે અન્યને શી રીતે બોધ કરી શકે ? આજે એક નિશ્ચય અને કાલે બીજો નિશ્ચય એમ અનેક પ્રકારના નિશ્ચય કરવાથી ઉલટો અધિકાધિક ઘોટાળો થાય છે. આવા અસ્થિર મનનો માણસ ભ્રમને પરબ્રહ્મ કહે છે અને પરબ્રહ્મને ભ્રમ કહે છે, તથા ભાષણમાં તો મોટો જ્ઞાતાપણાનો આડંબર દર્શાવે છે. તે માત્ર શાસ્ત્રાધાર ટાંકી જાતિઅનુભવ વિનાનુંજ નિરૂપણ કરે છે અને જો કોઇ શંકા કરે તો પોતાને વિનાકારણ અતિશય ત્રાસ થયેલો માને છે. જે જ્ઞાતા થઇને પદાર્થની ઇચ્છા કરે છે–નિસ્પૃહ નથી, તે બિચારો બીજાને તે શું બતાવશે ? સાર શું અને અસાર શું તેનો નિવેડો પ્રથમ તો વક્તાએ પોતાના વર્તનથીજ કરવો જોઇએ. વૈદ્ય માત્રાની પ્રશંસા

કરતો હોય, પરંતુ માત્રા તો લેશ પણ ગુણ ન કરતી હોય; અનુભવ વિનાના જ્ઞાનની દશા પણ આવીજ થાય છે. જ્યાં સારાસાર-વિચાર હોતો નથી, ત્યાં સંપૂર્ણ અંધકારજ ફેલાયેલો હોય છે. અનેક પ્રકારની પરીક્ષાનો વિચાર ત્યાં બિલકુલ હોતોજ નથી. આવો અવિવેકી માણસ સર્વ બ્રહ્મમાં પાપ અને પુણ્ય, સ્વર્ગ અને નરક, વિચાર અને અવિચાર એ સર્વનો સમાવેશ થયેલો ગણે છે. તે પતિત અને પાવનને એકસરખાજ ગણે છે અને એ ન્યાયે નિશ્ચય તથા સંશય એ ઉભયને બ્રહ્મરૂપજ માને છે. આ પ્રકારે જ્યાં સર્વ બ્રહ્મરૂપજ થાય ત્યાં પછી પૃથક્કરણ કોનું કરવું ? જ્યાં સર્વ એકાકારજ હોય ત્યાં પૃથક્કરણ કોને અને ક્યાં કરવું ? વળી સાર અને અસારને પણ એકજ ગણવામાં આવે એટલે પણ સર્વ ઘોટાળોજ છે. આથી માત્ર અવિચારજ પ્રબળ થાય છે, વિચાર રહેતો નથી. વંદ્ય અને નિંદ્ય એક થયા એટલે પછી હાથમાં શું આવે ? કેફી પદાર્થથી જેને નિશો ચઢે છે તે ફાવે તેમ બકે છે; તે પ્રમાણે જે છે તે સર્વ બ્રહ્મજ છે એવા અજ્ઞાનમૂલક ભ્રમમાં જે ભૂલો પડે, તે મહાપાપીને અને સાધુને સરખાજ ગણે છે. સર્વસંગ પરિત્યાગ કરનાર અને ફાવે તે ભોગ ભોગવનાર, એ ઉભયને જો એકજ ગણવામાં આવે તો પછી બાકીજ શું રહે ? વ્યાવહારિક ભેદ મૂળથી ઈશ્વરેજ કરી મૂકેલો છે. તે ઉક્ત અજ્ઞાનીના બાપથી પણ નિવૃત્ત કરી શકાય એમ નથી. મુખમાં લેવાનો ગ્રાસ અપાનદ્વારમાં જરા ઘાલી જુઓ ! જે જે ઇંદ્રિયોના જે જે ભોગ છે, તે તે ભોગનેજ તે યથાવત્ ગ્રહણ કરે છે. ઈશ્વરેજ નિર્માણ કરેલા જગતના નિયમોનો ભંગ શી રીતે કરી શકાય ? માટે આ સર્વ ભ્રાંતિનીજ ભૂલભૂલામણી છે. અનુભવ વિના બોલવું વ્યર્થ છે. જેને ગાંડપણ લાગુ થાય છે તે ઉન્મત્તતાથી ફાવે તેમ બકે છે; માટે જે સાવધાન અને અનુભવી જ્ઞાતા હોય તેનુંજ નિરૂપણ સાંભળવું જોઇએ; જેથી આત્મસાક્ષાત્કારની યુક્તિ તત્કાળજ પ્રાપ્ત થાય છે. સીધો માર્ગ કયો અને વાંકો માર્ગ કયો તે જાણવું જોઇએ. અંધને પગલે ચાલવું કેવું ખરાબ છે, તે પણ જાણવું જોઇએ અને વ્યર્થ બકવાદનો વમનની પેઠે ત્યાગ કરવો જોઇએ.



# समास ५ मो—અજપાનિરૂપણ.



કવીસ હજાર અને છસેં વાર ગાયત્રીનો જપ કરવામાં આવે ત્યારે તે 'અજપા' ગાયત્રી કહેવાય છે. વિચાર કરવાથી સર્વ કાંઈ સહજ છે. જે પ્રાણ મુખ અને નાસિકામાં રહીને અખંડ રીતે આવે જાય છે, તેનો વિચાર સૂક્ષ્મ દૃષ્ટિથી કરવો જોઇએ. મૂળમાં જોવા જઇએ તો એકજ સ્વર છે; પરંતુ તે સ્વરના ત્રણ ભેદ છે. તાર (ઉચ્ચ), મંદ્ર (મધ્યમ) અને ઘોર (નીચો). તે ઘોર કરતાં પણ અજપાનો વિચાર સૂક્ષ્મ છે. 'સા' 'રિ' 'ગ' 'મ' 'પ' 'ધ' 'નિ' એ સપ્તક શા માટે કરવામાં આવ્યું છે ? એ સપ્ત સ્વરો પૈકી કોઇ એકને મૂળ માની ક્રમશઃ આગળ ચાલો. પરાવાચાની ઉપર અને પશ્યંતીની નીચે સ્વરોનું જન્મસ્થાન છે; કેમકે સ્વર ત્યાંથીજ ઉઠે છે. એકાંતમાં સ્વસ્થ બેસી તે સ્થાને આનો અનુભવ લેવો. વાયુને અખંડ રીતે અંદર લેવો અને બહાર કાઢવો. એકાંતમાં મૌન ધારણ કરીને બેસવું અને બરાબર લક્ષ્ય દઇને જોવું, એટલે તમને પ્રતીત થશે કે શ્વાસ લેતી વખત 'सो' અને તેને છોડતી વખત 'हं' શબ્દ થયાજ કરે છે. આ પ્રકારે નિરંતર 'सोहं सोहं' શબ્દ થતોજ રહે છે. ઉચ્ચાર કર્યા વિના જે શબ્દ થાય છે તેને સહજ શબ્દ કહેવામાં આવે છે. તે પ્રતીતિમાં આવે છે; પરંતુ તેમાં નાદ કંઇજ હોતો નથી. તે શબ્દનો પણ જે ત્યાગ કરે છે તે ભલો મૌની છે. યોગાભ્યાસની સર્વ ખટપટ આ સ્થિતિને પ્રાપ્ત થવાને માટેજ હોય છે. એકાંતમાં મૌન ધરીને બેસીએ તો ત્યાં કયો શબ્દ થાય છે ? અંતઃકરણમાં 'सोहं' શબ્દનો ભાસ થાય છે. શ્વાસ અંદર લેતી વખત 'सो' અને ઉચ્છ્વાસ બહાર કાઢતી વખત 'हं' શબ્દ થાય છે; એનો વિચાર કરવા જઇએ તો તે બહુ વિસ્તારવાળો છે. સ્વેદજ, ઉદ્‌ભિજ આદિ ચારે ખાણીના સર્વ દેહધારી પ્રાણીઓને શ્વાસોચ્છ્વાસ ક્રિયા કરવી પડે છે. શ્વાસોચ્છ્વાસ વિના તેઓ જગતમાં રહીજ શી રીતે શકે ? આ અજપા સર્વને લાગુ છે; પરંતુ જ્ઞાતાજ તેને સમજે છે. સુલભ માર્ગને છોડીને શ્રમસાધ્ય માર્ગમાં પડશો નહિ. હેવ

પણ જે મૂળથી છે તેજ શાશ્વત છે. કૃત્રિમ દેવ ફૂટી તૂટી જાય છે. નાશવંત દેવપર કોણ વિશ્વાસ રાખશે ? જગતના પદાર્થોના અંતરમાં એવા સ્વાભાવિકપણેજ રહેલા અંતરાત્માનું દર્શન અને અખંડ ધ્યાન સહજ રીતે કરી શકાય છે; કેમકે સર્વ મનુષ્યો તે આત્માની ઇચ્છાનુસારજ વર્તે છે. આત્માને ઠીક પડે એવી રીતેજ આપણે બેસીએ છીએ અને વધ્યું ઘટ્યું સર્વ આત્માનેજ અર્પણ કરીએ છીએ. ઉદરમાં અગ્નિ પુરુષ હોય છે, તેને સર્વ લોકો આહુતિ આપે છે. લોકો આત્માની આજ્ઞા પ્રમાણેજ વર્તે છે. સ્વાભાવિક રીતે પ્રભુનું જે કાંઈ જપ-ધ્યાન થાય છે અને સ્વાભાવિક રીતે તેની જે કાંઇ સ્તુતિ-સ્તવન થાય છે, જે કાંઈ સ્વાભાવિક રીતે બને છે, તે સર્વને ભગવાન માન્ય કરે છે. અનેક પ્રકારના હઠયોગ પણ તે સહજ-સ્વાભાવિક-સ્થિતિ પ્રાપ્ત કરવાને માટેજ કરવામાં આવે છે; પરંતુ આ વાત એકાએક સમજાતી નથી. દાટેલું ધન ભૂલી જવાથી દરિદ્રતા પ્રાપ્ત થાય છે. કોઈ કોઇવાર તો એમ બને છે કે નીચે લક્ષ્મી હોય છે અને માણુસ તેની ઉપરજ ચાલતો હોય છે; પરંતુ તે વાતની તેને ખબર નહિ હોવાથી તે બિચારો શું કરે ? પોતાનાજ ઘરના ભોંયતળીયા નીચે પુષ્કળ દ્રવ્ય હોય છે, ભીંતમાં પણ દ્રવ્ય ઘાલેલું હોય છે, સ્તંભમાં અને ધારણમાં પણ દ્રવ્ય મૂકેલું હોય છે; આ પ્રકારે તે અભાગી દ્રવ્યની વચ્ચેજ ખેલતો હોય છે, તોપણ તેનું દારિદ્ર વધતુંજ જાય છે ! તે પરમાનંદ સ્વરૂપ પરમ પુરુષે આ તે કેવી નવાઈ રચી છે ! એક મનુષ્ય ખાય છે અને એક તેના મુખ સામેજ જોઇ રહે છે ! વિવેકની ગતિ આવી છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિનો પણ એજ હાલ છે. અંતઃકરણમાં નારાયણજ વસે છે તો પછી લક્ષ્મીની ઉણપ કેની ? માટે એ લક્ષ્મી જેની દાસી છે તે ભગવાનનેજ મજબૂત રીતે પકડી રાખવો જોઇએ એટલે થયું.

# સમાસ ૬ ઠ્ઠો-દેહાત્મનિરૂપણ.



આત્મા દેહમાં રહે છે. તે અનેક પ્રકારનાં સુખ દુઃખ ભોગવે છે અને અંતે એકાએક શરીરને છોડી જાય છે. તરુણાવસ્થામાં શરીરમાં શક્તિ હોય ત્યાં સુધી પ્રાણી નાના પ્રકારનાં સુખ ભોગવે છે અને વૃદ્ધાવસ્થામાં અશક્ત થતાં દુઃખ ભોગવે છે. મરવાની ઈચ્છા તો હોતી નથી, તોપણ છેવટે તેને હાથ પગ પછાડીને પણ મરવું પડે છે. વૃદ્ધાવસ્થામાં અનેક પ્રકારનાં દુઃખોથી ત્રાસ થાય છે. દેહ અને આત્માના યોગથી મનુષ્ય કેટલુંક સુખ ભોગવે છે અને દેહાંતકાળે તરફડી તરફડીને પ્રાણ છોડે છે. આવો આ જીવાત્મા દુઃખદાયક છે. જગતમાં લોકો એકબીજાના પ્રાણ લે છે; પરંતુ છેવટે તેથી કશી મતલબ સરતી નથી. આવો જે બે દિવસના ભ્રમ જેવો સંસાર તેને લોકો પરબ્રહ્મ કહે છે ( અર્થાત્ તેને સાચો અને સુખરૂપ માને છે ); અને એમાં અનેક પ્રકારનાં દુઃખો ભરેલાં છતાં તેને તેમણે સુખરૂપ માની રાખ્યો છે. દુઃખી થઈ તરફડી મરવામાં આનંદ શો છે? કોઇ વેળા થોડું સુખ ભોગવે ન ભોગવે એટલામાં તો દુઃખ આવીને ઉભુંજ રહે છે! જન્મ થયો ત્યારથી ભોગવવાં પડેલાં સર્વ દુઃખોનું સ્મરણ કરો, એટલે નાના પ્રકારનાં જે જે દુઃખ પડેલાં તે સર્વ સમજાશે. શું કહીએ? દેહ અને આત્માની સંગતિજ એવી છે કે તેથી કરીને પ્રાણીમાત્રને નાના પ્રકારનાં દુઃખ પ્રાપ્ત થાય છે અને તેથી તેઓ હેરાન હેરાન થઇ જાય છે. કંઇક આનંદ તો કંઇક ખેદ, એવા અનેક પ્રકારના એકબીજાથી વિરુદ્ધ ઘોટાળાઓ સાથેજ જન્મભર તેઓનો સંબંધ રહ્યા કરે છે. નિદ્રાકાળે ચાંચડ માંકડ આદિ નાના પ્રકારે સતાવે છે અને જો તેમનો પ્રતીકાર કરવાને માટે કાંઈ ઉપાય યોજવામાં આવે તો તેથી તે પ્રાણીઓને દુઃખ થાય છે. જમવા બેઠા એટલે માખીઓ આવે છે. અનેક પદાર્થો ઉંદર ઘસડી જાય છે અને પાછળથી બિલાડી તેના હાલહવાલ કરે છે. કાળી જૂ, ધોળી જૂ, મચ્છર, કાનખજુરા આદિ અનેક જંતુઓ અન્યને કષ્ટ આપે છે અને પોતે પણ કષ્ટ સહન કરે છે. વિંછી, સાપ, વાઘ, રીંછ, મગર, વરૂ અને મનુષ્યે મનુષ્ય સુદ્ધાં એક-

બીજાને દુઃખ દે છે; સર્વ દુઃખી છે, સુખ સંતોષ કોઇને નથી. ચોરાશી લાખ જીવયોનિઓ એક બીજાનું ભક્ષણ કરે છે. તેમની નાના પ્રકારની પીડાઓ અને દુઃખો કેટલાં અને કયાં કયાં બતાવીએ? પૃથ્વીપર અનેક પ્રકારના જીવો ઉભરાઇ રહ્યા છે; અને તેઓ પરસ્પર એકબીજાનો સંહાર કરે છે; આવી અંતરાત્માની કરણી છે. તેઓ સદા રડે છે, આકુળ-વ્યાકુળ થાય છે અને ટળવળાટ કરતા કરતા મરણ પામે છે. તેને(સર્વ-બ્રહ્મ કહેનારા) મૂર્ખ લોકો પરબ્રહ્મ કહે છે. પરબ્રહ્મ નષ્ટ થતો નથી; તે કોઈને દુઃખ દેતો નથી; પરબ્રહ્મમાં સ્તુતિ અને નિંદા બન્ને નથી. જેટલી ગાળો દઇએ તેટલી અંતરાત્માને લાગે છે. વિચારી જોવાથી સત્ય સ્થિતિ શું છે તે સમજાય છે. સુવર, કાફર, ગધેડીના, કૂતરીના એવી અસંખ્ય ગાળો છે, તે સર્વનું વર્ણન કયાં કરવા બેસીએ? પરંતુ આ ગાળો પર-બ્રહ્મને લાગતી નથી. ત્યાં કશી કલ્પનાજ ચાલતી નથી. સંબંધ વિનાનું જ્ઞાન કોઈને પણ માન્ય થતું નથી. સૃષ્ટિમાં અનંત જીવો છે. તે સર્વને વૈભવ કયાંથી પ્રાપ્ત થાય છે? ઈશ્વરે સૌને અધિકાર અનુસાર વૈભવ વહેંચી આપ્યો છે. બજારમાં અનેક લોકો હોય છે અને ત્યાં જે જે વસ્તુઓ આવે છે તે સર્વ ખપી જાય છે; પરંતુ તેમાં જે ઉત્તમ વસ્તુઓ હોય છે તે તો ભાગ્યવાન લોકોજ લે છે. આ ન્યાયે અન્નવસ્ત્ર, દેવાર્ચન અને બ્રહ્મજ્ઞાન પણ પ્રારબ્ધ અનુસારજ મળે છે. એમ તો સર્વ લોકો સુખી હોય છે-સંસારને સુખપૂર્ણ માની લે છે; પરંતુ રાજા મહારાજાઓ જે વૈભવ ભોગવે છે તે ભિખારીને ક્યાંથી હોય? અંતકાળે સર્વને નાના પ્રકારનાં દુઃખો પડે છે અને તે સમયે રાજા રંક સર્વ સરખાજ હોય છે. કિંતુ જે લોકોએ પ્રથમ સુખ ભોગવેલું હોય છે તેમનાથી અંતકાળે દુઃખ સહન થતું નથી. પ્રાણ શરીરને છોડતો નથી અને દુઃસહ દુઃખ ખમી શકાતું નથી. એ પ્રમાણે મૃત્યુકાળનું દુઃખ સર્વ માણસોને વ્યાકુળ બનાવી દે છે. વળી શરીર અવયવહીન બને તો તેવીજ દશામાં જગતમાં રહેવું પડે છે અને અંતકાળે પ્રાણીને અસહ્ય દુઃખ પડયા પછી તેનો પ્રાણ જાય છે. રૂપ, લાવણ્ય સર્વ કાંઈ અંતકાળે નષ્ટ થાય છે. શરી-રનું સામર્થ્ય પણ જતું રહે છે અને જો કોઇ આસપાસ ન હોય તો અત્યંત આપદા વેઠવી પડીને પ્રાણીનું મૃત્યુ થાય છે. આ પ્રમાણે અંત-કાળે સર્વ લોકોને એક સમાન દીન દુઃખી બનાવી મૂકે છે. ચંચળ

આત્મા એવો દુઃખકારી અને અપલક્ષણવાળો છે. એ આત્મા સર્વ ભોગો ભોગવતો હોવા છતાં તેને અભોક્તા કહે છે, એ તો વળી પૂરી ફજેતી છે. લોકો જોયા જાણ્યા વિના વૃથાજ બકે છે; પરંતુ અંતકાળ અત્યંત કઠિન છે. પ્રાણ શરીરને શીઘ્ર છોડતો નથી અને આશા તૃષ્ણા પણ મટતી નથી.

# समास ७ मो–संसारनी गति.



જેમ પાણી પોતે મૂળમાં નિર્મલ હોવા છતાં અનેક વૃક્ષોમાં પ્રવેશ કર્યા પછી તેના સંગદોષથી તે ખાટું, તીખું વા કટુ બની જાય છે; તેમ આત્મા પણ આત્મપણાથીજ રહેવા છતાં દેહની સંગતિથી વિકારને પામે છે અને તેનું અભિમાન ધારણ કરી વિપરીત માર્ગનુંજ અવલંબન કરે છે. જેમ પાણીને સારી સંગતિ મળવાથી તેની મિષ્ટ શેરડી બને છે અને ખરાબ સંગતિ મળવાથી પ્રાણીનો ઘાત કરનારી વિષયવેલી બને છે. એજ પ્રમાણે અઢારભાર વનસ્પતિ છે તેના ગુણ તે કેટલાક વર્ણવીએ ? તે સર્વમાં ભળીને પાણી તેના જેવા ગુણવાળું બને છે; તેજ પ્રમાણે અનેક દેહોની સંગતિથી આત્માને પણ તે તે વિવિધ સંસ્કારો પ્રાપ્ત થાય છે. તેમાં જે શ્રેષ્ઠ હોય છે તે સંતસમાગમથી વિવેકબલ પ્રાપ્ત કરી દેહાભિમાન છોડી સંસારસાગરને તરી જાય છે. ઉદકનો તો નાશ થઇ જાય છે; પરંતુ આત્મા વિવેકથી પાર થઇ જાય છે. આવો આ આત્માનો પ્રત્યય છે, વિવેકથી જુઓ. જેને પોતાનું હિત સાધવું હોય, તેને બીજાએ તે કેટલુંક કહેવું ? તેણે પોતેજ સર્વ કાંઇ જાણવું જોઇએ. જે આપણું સંરક્ષણ કરે તેને આપણો મિત્ર સમજવો અને જે આપણો નાશ કરે તેને આપણો વૈરી જાણવો; પરંતુ જે પોતેજ પોતાનું અહિત કરે તેને રોકશે કોણ ? આવો માણસ એકાંતમાં જઈ પોતેજ પોતાનો જીવ લે છે. જે પોતાનો ઘાત કરે છે તે આત્મહત્યા કરનારો પાતકી છે; માટે જે સાધુ પુરુષ વિવેકી હોય તેને ધન્યવાદ છે. પુણ્યવંતને સત્સંગતિ અને પાપિષ્ઠને કુસંગતિ પ્રાપ્ત થાય છે અને મનુષ્ય સંગતિ

અનુસારજ સુગતિ વા દુર્ગતિને પ્રાપ્ત થાય છે; માટે સંગતિ કરવી તો ઉત્તમજ કરવી. આપણી ચિંતા આપણે પોતેજ કરવી અને અંતઃકરણમાં જ્ઞાતાની બુદ્ધિનું સારી રીતે મનન કરવું. જ્ઞાતા પુરુષને આલોક અને પરલોક સુખદાય થાય છે અને અજ્ઞાની માણસને તો અવિવેકજ પ્રાપ્ત થાય છે. જ્ઞાતા પુરુષ દેવનો અંશ હોય છે અને અજ્ઞાની મનુષ્ય દાનવનો અંશ હોય છે; માટે એમાંથી જે વિશેષ જણાય તેને ગ્રહણ કરવો. જ્ઞાતા સર્વને પૂજ્ય હોય છે અને અજ્ઞાની કોઈને પણ પ્રિય લાગતો નથી; માટે જેના યોગથી કલ્યાણ થાય તેનેજ ગ્રહણ કરવો. ઉદ્યોગી અને શાણા માણસની સંગતિ કરવાથી ઉદ્યોગી અને શાણા થવાય છે અને આળસુ તથા મૂર્ખની સંગતિથી આળસુ તથા મૂર્ખજ થવાય છે. આ પ્રમાણે જ્યારે ઉત્તમ સંગતિનું ફળ સુખ છે અને અધમ સંગતિનું ફળ દુઃખજ છે, તો પછી સુખ છોડીને દુઃખ શા માટે લેવું ? જગતમાં પ્રાણી માત્ર ઉપલી બેમાંથી સારી વા ખોટી—સત્સંગ વા કુસંગ કોઈ પણ સંગતિમાં રહે છે એ વાત તો પ્રકટજ છે અને સર્વત્ર ભાસમાં આવે છે. એક ( સત્સંગ )ના યોગથી સર્વ સુયોગ ( સુખ ) પ્રાપ્ત થાય છે અને બીજાના (કુસંગના) યોગથી સર્વત્ર વિયોગ ( દુઃખ ) જ પ્રાપ્ત થાય છે; માટે સર્વ પ્રયોગ વિવેકપૂર્વકજ કરતા ચાલવું જોઇએ. અકસ્માત્ એકાદ સંકટમાં સપડાઈ જવાય તો તેમાંથી બહાર નીકળવું જોઇએ. તેમાંથી મુક્ત થવાથી પરમ સમાધાન થાય છે. અનેક પ્રકારના દુર્જનોનો સંગ કરવાથી ઘડી ઘડી મનોભંગ થાય છે, માટે પોતાનું પણ કંઇક વજન રાખવું. શાણા માણસને તેની ઉદ્યોગશીલતાને લીધે કોઈપણ વસ્તુની ન્યૂનતા રહેતી નથી. તેને સુખ અને સંતોષ ઉપરાંત નાના પ્રકારનાં માન પણ મળે છે. જગતમાં આજ પ્રકારનો વ્યવહાર ચાલ્યો આવ્યો છે. જે કોઈ સમજણથી જુએ છે તેને આ વાત સમજાય છેજ. ' बहुरत्ना वसुंधरा ' એમ કહેવાય છે, તેનું મનન અને ચિંતન કરો. તે સમજવાથી અંતઃકરણમાં તે પ્રકારનો અનુભવ થાય છે. દુર્બલ અને સંપન્ન, તેમજ ઉન્મત્ત અને શાણા થવું સૃષ્ટિના આદિકાળથી અખંડ રીતે ચાલ્યુંજ આવ્યું છે. કેટલાક શ્રીમાન લોકો રંક બને છે તો કેટલાક રંક લોકો શ્રીમંત બને છે; તેજ પ્રમાણે વિદ્વત્તા અને પાંડિત્ય પણ આવે છે અને જાય છે. એક ભરાય છે તો બીજું ખાલી થાય છે. જે ભરાય છે તે પણ કાલાંતરે ખાલીજ થાય છે. આ પ્રકારેજ આ સૃષ્ટિ ચાલે છે.

સંપત્તિ એ તો બે પહોરની છાયા છે અને આયુષ્ય પણ ધીમે ધીમે ઘટતુંજ ચાલે છે; માટે બાલ્ય અને તરુણાવસ્થા ગઇ એટલે વૃદ્ધાવસ્થા આપણને પણ આવવાનીજ. આ વાત લક્ષ્યમાં રાખીને ગમે તે થાય તોપણ આપણો જન્મ સાર્થક કરી લેવો જોઇએ. દેહને જેવો કરીએ તેવો થાય છે અને યત્ન કરવાથી કાર્ય પણ સધાય છે; તોપછી દુઃખ શા માટે વેઠવું?

## સમાસ ૮ મો–પંચીકરણ અને દેહચતુષ્ટય.



નાભિમાંથી જે સ્ફુરણરૂપે ઉત્પન્ન થાય છે તેને 'પરા' વાણી જાણવી અને 'પશ્યંતી' વાણી ધ્વનિરૂપ હોઇ હૃદયમાં વસે છે. ગળામાંથી જે નાદ નીકળે છે તેને 'મધ્યમા' વાણી કહેવામાં આવે છે. અક્ષરનો ઉચ્ચાર થયો એટલે તેને "વૈખરી" કહે છે. પરાવાણી નાભિસ્થાનમાં હોય છે અને અંતઃકરણનું સ્થાન પણ તેજ છે. હવે અંતઃકરણપંચકનો વિચાર સાંભળો. નિર્વિકલ્પ સ્થિતિમાં સ્મરણનું જે સ્ફુરણ ઉઠે છે તેને અંતઃકરણ કિંવા ચેતનાશકિત જાણવી. અંતઃકરણમાં સ્મરણ થયા પછી જે એવી ભાવના (વૃત્તિ) થાય છે કે, 'હો વા ન હો' અથવા 'કરવું કે ન કરવું' તેનું નામ મન છે. આ પ્રમાણે સંકલ્પ વિકલ્પરૂપી જે મન તેને લીધે સંશય ઉત્પન્ન થાય છે અને તે પછી જે તે એક નિશ્ચય થાય છે તેને બુદ્ધિનું રૂપ જાણવું. અર્થાત્ કરવું કિંવા ન કરવું એનો નિર્ણય 'કરીશ' અથવા 'નહિ કરૂં' આ પ્રકારનો જે નિશ્ચય થાય છે; તે નિશ્ચયનું નામજ બુદ્ધિ છે એમ અંતરમાં વિવેકવડે જાણવું. જે વસ્તુ કે કાર્યનો નિશ્ચય કર્યો, તેનું પછીથી ચિંત્વન થાય છે; તે ચિંતનનું નામજ ચિત્ત કહેલું છે એમ યથાર્થ જાણવું. પછી તે કાર્યમાં 'આ કાર્ય તો મારે જરૂર કરવું જોઈએ' એવું મમતાનું–કર્તવ્યતાનું અભિમાન ધરીને પ્રવર્તવું તેનું નામજ અહંકાર છે. આવી પાંચ પ્રકારની વૃત્તિઓ મળીને એક અંતઃકરણ કહેવાય છે. માત્ર કાર્યના વિભાગને લીધેજ તેના જુદા જુદા પાંચ પ્રકાર કહ્યા છે. એજ પ્રમાણે પ્રાણનું પણ સ્વરૂપ એકજ હોવા છતાં ભિન્ન

પ્રકારના કાર્યવિભાગને અનુસરીને પાંચ પ્રાણુ કહેલા છે. સર્વાંગમાં ભરેલા વાયુને ' વ્યાન, ' નાભિના વાયુને ' સમાન, ' ગળામાંના વાયુને ' ઉદાન ' અને ગુદામાંના વાયુને ' અપાન ' તથા મુખ તથા નાસિકામાંના વાયુને ' પ્રાણુ ' કહે છે.

પ્રાણેંદ્રિયપંચક કહ્યા પછી હવે જ્ઞાનેંદ્રિયપંચક સાંભળો. શ્રોત્ર ( કાન ), ત્વચા, ચક્ષુ, જીહ્વા અને નાસિકા એ પાંચ જ્ઞાનેંદ્રિયો છે. વાચા, પાણિ (હાથ), પાદ, શિશ્ન અને ગુદા એ પાંચ કર્મેંદ્રિયો તો પ્રસિદ્ધજ છે અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ જ્ઞાનેંદ્રિયોના પાંચ વિષય છે. અંતઃકરણુ-પંચક, પ્રાણુ-પંચક, જ્ઞાનેંદ્રિય-પંચક, કર્મેંદ્રિય-પંચક અને વિષય-પંચક એવાં પાંચ પંચકો છે. આ પચ્ચીસ ગુણો મળીને સૂક્ષ્મ દેહ જાણવો. હવે એ સર્વ પંચકોમાં પંચમહાભૂતોનું મિશ્રણ કેવું થયું છે તે સાંભળો. અંતઃકરણ, વ્યાન, શ્રવણ, વાચા અને શબ્દ વિષય એ આકાશનાં રૂપો છે. હવે આગળ વાયુનો વિસ્તાર કહીશું. મન, સમાન, ત્વચા, હસ્ત અને સ્પર્શ વિષય એ વાયુનાં સ્વરૂપો છે. એ સર્વ કોષ્ટક બનાવીને સમજવું જોઇએ. બુદ્ધિ, ઉદાન, નેત્ર, પાદ અને રૂપ વિષય એ અગ્નિનાં સ્વરૂપો છે. આ સર્વ અમે સંપેક્ષમાં કહીએ છીએ. મન લગાડી તેનો વિચાર કરજો. ચિત્ત, અપાન, જીહ્વા, શિશ્ન અને રસ વિષય એ આપ ( જળ ) નાં સ્વરૂપો જાણવાં. હવે પૃથ્વીનાં સ્વરૂપ લક્ષ્ય દઇને સાંભળો. અહંકાર, પ્રાણુ, ઘ્રાણુ, ગુદા અને ગંધ વિષય એ પૃથ્વીનાં સ્વરૂપો છે. આ સર્વ મેં શાસ્ત્રાધારે કહ્યું છે. આ પ્રમાણે સૂક્ષ્મ દેહ છે. તેનો વિચાર કરવાથી મનુષ્ય નિઃસંદેહ બને છે. એમાં જે મન પરોવીને જોશે તેને વધુ સમજ પડશે.

આ પ્રમાણે સૂક્ષ્મદેહનું વર્ણન થયું. આગળ સ્થૂલનું વર્ણન કરવામાં આવ્યું છે. આકાશ પોતાના પાંચ ગુણોવડે સ્થૂલ દેહમાં કેવી રીતે રહે છે તે સાંભળો. કામ, ક્રોધ, શોક, મોહ અને ભય એ પાંચ ભેદ આકાશના છે. હવે વાયુના પ્રકાર જણાવું છું. ચલન, વલન, પ્રસરણુ, નિરોધન અને આકુંચન એ પાંચ વાયુનાં પાંચ સ્વરૂપ છે. ક્ષુધા, તૃષા, આલસ્ય, નિદ્રા અને મૈથુન એ પાંચ પ્રકારના ગુણ તેજના છે. હવે આપના ભેદ કહેવા જોઇએ. વીર્ય, રકત, લાળ, મૂત્ર અને પ્રસ્વેદ એ પાંચ પ્રકાર આપ (જળ) ના છે. હવે પૃથ્વીનો વિસ્તાર કહેવો જોઇએ. અસ્થિ, માંસ, ત્વચા, નાડી અને કેશ એ પાંચ પૃથ્વીના ધર્મ છે. આવું સ્થૂલ દેહનું વર્ણન છે. આ પ્રમાણે પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશ એ

પાંચ મહાભૂતોનાં પચ્ચીસ તત્ત્વો મળીને સ્થૂલ દેહ થયો છે.

ત્રીજો કારણ દેહ અજ્ઞાનરૂપ છે અને ચોથો મહાકારણ દેહ જ્ઞાનરૂપ છે. આ ચારે દેહોનું નિરસન થતાં માત્ર વિજ્ઞાનરૂપ પરબ્રહ્મ શેષ રહે છે. ઉપર કહેલા ચારે દેહ વિચારવડે દૂર કર્યા અને એ સર્વ તત્ત્વો દૂર થવાની સાથે તે પ્રત્યેનો અહંભાવ પણ ચાલ્યો ગયો એટલે પરબ્રહ્મમાં અનન્ય ( અભેદ ) ભાવે આત્મનિવેદન-આત્માર્પણ થઇ ચૂકયું જાણવું. વિવેકથી પ્રાણી જન્મ–મૃત્યુથી છૂટે છે, નરદેહમાં મહત્કાર્ય સાધી લે છે અને ભકિતયોગથી કૃતકૃત્ય તથા સાર્થક થઈ રહે છે. આ પ્રમાણે પંચીકરણનું વર્ણન થયું. એનો પુનઃ પુનઃ વિચાર કરવો જોઇએ. પારસના યોગથી લોખંડનું સુવર્ણ થઇ જાય છે. આ દ્રષ્ટાંત પણ સંત શરણમાટે યથાર્થ નથી; કારણ કે પારસના સ્પર્શથી લોખંડ કાંઇ પારસ બનતું નથી, પરંતુ સાધુજનોને શરણ જવાથી તો મનુષ્ય પોતે સાધુજ બની જાય છે.

# समास ९ मो—देहचतुष्टय.




લ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણ એ ચાર દેહો અને જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુર્યા એ ચાર દેહની ચાર અવસ્થાઓ જાણવી. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ તથા પ્રત્યગાત્મા એ ચાર તેના અભિમાની છે અને નેત્ર, કંઠ, હ્રદય તથા મૂર્ધા એ તેનાં ચાર સ્થાન છે. સ્થૂલભોગ, પ્રવિવિક્ત (સ્વપ્નમાંનો અસ્પષ્ટ) ભોગ, આનંદભોગ તથા આનંદાવભાસ ( સમાધિમાંનો મહાનંદ ) ભોગ એ ચાર દેહના ચાર ભોગો છે. અકાર, ઉકાર, મકાર અને અર્ધ માત્રા એ ચાર દેહોની ચાર માત્રા છે. તમોગુણ, રજોગુણ, સત્ત્વગુણ અને શુદ્ધ સત્ત્વગુણ એ ચાર દેહોના ચાર ગુણ છે. ક્રિયાશકિત, દ્રવ્યશકિત, ઇચ્છાશકિત અને જ્ઞાનશકિત એવી ચાર દેહની ચાર શકિતઓ છે. આવાં આ બત્રીસ તત્ત્વો છે. તેમાં સૂક્ષ્મ અને સ્થૂલ દેહોનાં પચાસ તત્ત્વો ઉમેરતાં બ્યાશી તત્ત્વો થાય છે. તે સિવાય અજ્ઞાન ( કારણ દેહ ) અને જ્ઞાન (મહાકારણ દેહ) છે. આ પ્રમાણે આ સર્વ દેહો અને તેનાં તત્ત્વોને જાણી લેવાં; પરંતુ

તે માયિક છે અને આપણે તે સર્વથી પર તેના સાક્ષી છીએ એમ સમજી તેમનું નિરસન કરવું. સાક્ષી એટલે જ્ઞાન, એ જ્ઞાનવડે અજ્ઞાનને ઓળખવું જોઇએ; એટલે પછી દેહોના નિરસનની સાથેજ એ જ્ઞાન અને અજ્ઞાનનો પણ લય થાય છે.

બ્રહ્માંડમાં જે દેહોની કલ્પના કરવામાં આવી છે તેમને વિરાટ્ અને હિરણ્યગર્ભ કહેવામાં આવે છે. આત્મજ્ઞાન અને વિવેકથી તેમનું પણ નિરસન થઇ જાય છે. આત્માનાત્મનો વિવેક અને સારાસારનો વિચાર કરી જોવાથી આપોઆપજ પંચભૂતોના માયિકપણાની પ્રતીતિ થઇ જાય છે. અસ્થિ, માંસ, ત્વચા, નાડી અને રોમ એ પાંચ પૃથ્વીના ગુણધર્મ છે. પ્રત્યક્ષ શરીરમાંજ એ સર્વ શોધીને જાણવા જોઇએ. શુક્ર, શોણિત, લાળ, મૂત્ર અને સ્વેદ એ પાંચ ભેદ જલતત્ત્વના છે. તત્ત્વોની સ્પષ્ટ રીતે પ્રતીતિ કરવી જોઇએ. ક્ષુધા, તૃષા, આલસ્ય, નિદ્રા અને મૈથુન એ પાંચ તેજના ગુણો છે. આ તત્ત્વોનું વારંવાર નિરૂપણ કરવું જોઇએ. ચલન, વલન, પ્રસરણ, નિરોધન અને આકુંચન એ પાંચ ગુણ વાયુના છે એમ શ્રોતાઓએ જાણવું. કામ, ક્રોધ, શોક, મોહ અને ભય એ આકાશના ગુણ છે. એનો વિચાર કર્યા વિના સમજ શી રીતે પડશે ?

અસ્તુ. આ પ્રકારે સ્થૂલ શરીર પચ્ચીસ તત્ત્વોના વિસ્તારનું બનેલું છે. હવે સૂક્ષ્મ શરીરનું વર્ણન કરીશું. અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ પાંચ આકાશના ભેદ છે. હવે વાયુના પ્રકાર સાંભળો. વ્યાન, સમાન, ઉદાન, અપાન અને પ્રાણ એ પાંચ ગુણ વાયુના છે. શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા અને ઘ્રાણ એ પાંચ ગુણ તેજના છે. હવે આપના ગુણ પણ સાંભળો. વાચા, પાણિ, પાદ, શિશ્ન અને ગુદા એ આપના ગુણ પ્રસિદ્ધ છે. હવે પૃથ્વીના ગુણો પણ વર્ણવું છું. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પૃથ્વીના પાંચ ગુણો પ્રકટ છે. આ પ્રમાણે સૂક્ષ્મદેહના પણ પચ્ચીસ ભેદો છે.

# समास १० मो–सि[illegible]निरूपण.



પૃથ્વીની આસપાસ જે ઉદકનું આવરણ છે તેને આવરણોદક કહેવામાં આવે છે. તેમાં હાટકેશ્વરનું લિંગ છે, તેનો મહિમા બહુજ મોટો છે; પરંતુ તેને નમસ્કાર કરી શકાતો નથી. શરીરવડે તેની પાસે જઈ શકાતું નથી અને તેનું દર્શન થઈ શકતું નથી; માટે તે પરમેશ્વરને વિવેકથી ધ્યાનમાં આણવો જોઈએ. સાત સમુદ્રોના આવરણની પેલી તરફ પુષ્કળ પૃથ્વી છે અને છેવટે ભૂમંડલના પહાડો તૂટેલા પડયા છે. આ સાત સમુદ્રોને ઓળંગીને ત્યાં જવાનું શી રીતે ફાવે ? માટેજ સાધુએ વિવેકી થવું જોઇએ. જે આપણને સમજાય નહિ તે જ્ઞાતાને પૂછવું; કેમકે મનની ગતિની સાથે સાથે શરીર પણ ફરી હરી શકે એમ તો બની શકતુંજ નથી. ચર્મચક્ષુથી જે જણાય નહિ તેને જ્ઞાનદૃષ્ટિથી જોવું અને બ્રહ્માંડનું મનન કરીને સમાધાન રાખવું. પૃથ્વીનો આડ પડદો વચ્ચે હોવાથીજ આકાશ અને પાતાળ એવા બે ભેદ થયેલા છે. એ પડદારૂપ ઉપાધિ વચમાં ન હોય તો સર્વ આકાશજ છે; તેમ જે સ્વભાવથીજ ઉપાધિરહિત છે તેને પરબ્રહ્મ કહે છે. તેમાં દૃશ્ય માયાના નામનું તો શૂન્યજ હોય છે. દૃષ્ટિથી જે દેખાય તેનું નામ ‘દૃશ્ય’ અને મનથી દેખાય તેનું નામ ‘ભાસ’ છે; પરંતુ પરમાત્મા તો મનથી પર અને નિરાભાસ છે, માટે તેને વિવેકથીજ જાણવો જોઈએ. જ્યાં દૃશ્ય અને ભાસને માટે સ્થાન હોતું નથી ત્યાં વિવેકજ પ્રવેશ કરી શકે છે. જગતમાં એવા સૂક્ષ્મ દૃષ્ટિવાળા જ્ઞાતા થોડાજ હોય છે. વાચાથી બોલી શકાય તે ‘વાચ્યાંશ’ તથા જે બોલી ન શકાય તેને ‘લક્ષ્યાંશ’ જાણવો જોઈએ; અને ગુણના યોગથીજ નિર્ગુણની પ્રતીતિ કરવી જોઈએ. અનેક પ્રકારના સર્વ ગુણોનો નાશ છે. માત્ર નિર્ગુણ પરમાત્માજ અવિનાશી છે. સ્થૂલ પદાર્થને જોવા કરતાં સૂક્ષ્મને જોવામાંજ વિશેષતા છે. જે પદાર્થ દૃષ્ટિવડે ન દેખાય તેને સાંભળીને જાણવો જોઈએ. શ્રવણ અને મનનથી સર્વ કાંઇ સમજાય છે. અષ્ટધા પ્રકૃતિથી બનેલા પદાર્થો અનેક પ્રકારના છે; પરંતુ સર્વનું જ્ઞાન મેળવી શકાતું નથી. કોઇ પણ તે સર્વને જાણી શકતો

નથી. સર્વ પદાર્થોની સરખીજ સ્થિતિ હોય તો તો પછી શુભાશુભની સર્વ પરીક્ષા ડૂબીજ જાય અને જેમ સ્વાદ ન જાણનારો માણસ સમસ્ત ખાદ્ય પદાર્થોને મિશ્રિત કરી દે છે તેના જેવીજ સ્થિતિ થાય. મૂઢ મનુષ્ય ગુણગ્રાહક બની શકતો નથી. મૂર્ખ મનુષ્ય વિવેક સમજી શકતો નથી. વિવેક અને અવિવેકને તે એકજ ગણે છે. જેને ઉચ્ચ અને નીચજન સમજાય તેનો અભ્યાસ પાણીમાં ગયો સમજવો અને નાના પ્રકારના અભ્યાસ કર્યા વિના તો મનુષ્યનો છુટકોજ કયાં છે ? જે માણસ ગાંડો બની જાય છે તેને સર્વ એકસમાનજ લાગે છે. આવા માણસને મૂર્ખ અને અવિવેકી જાણવો જોઇએ. જેનો સદાકાળ નાશ થયા કરે છે, તેનેજ એવા માણસો અવિનાશી કહે છે. આવા બકવાદીને શું કહેવું ? ઇશ્વરે નાના પ્રકારના ભેદો કર્યા છે અને એ ભેદોવડેજ સકળ સૃષ્ટિ ચાલે છે; પરંતુ જ્યાં પરીક્ષકો સર્વ અંધજ ભેગા મળ્યા હોય ત્યાં યથાર્થ પરીક્ષા થાયજ કયાંથી ? પરીક્ષા ન હોય તેવા માણસોને મૂર્ખોનુંજ મંડળ કહેવું જોઇએ. મૂળમાં જ્યાં ગુણજ હોય નહિ ત્યાં ગૌરવ કયાંથીજ આવે ? જ્યાં ખરૂં અને ખોટું એકજ બનાવી દીધું ત્યાં પછી વિવેક રહ્યોજ ક્યાં ? સાધુ પુરુષો તો અસારને છોડી સારજ ગ્રહણ કરે છે. ભિખારી તે ઉત્તમ વસ્તુની પરીક્ષા કયાંથી કરી શકે ? દીક્ષાહીનની પાસે દીક્ષા આવેજ કેવી રીતે ? દિશા જઇ આવીને જે મનુષ્ય પોતાના આલસ્યને લીધેજ સ્વચ્છતા કરવી જાણતો નથી, તેને વેદશાસ્ત્રો અને પુરાણો શું કરશે ? પ્રથમ આચારનું પાલન કરવું અને પછી વિચાર તરફ વળવું; કેમકે મનુષ્ય આચાર અને વિચારવડેજ ભવસાગર તરી શકે છે. પરંતુ ડાહ્યા કહે-વાતા માણસોનેજ જે વાત સમજાતી નથી તેને મૂર્ખ શી રીતે કળી શકે ? જ્યાં દેખતાજ ઠગાતા હોય ત્યાં અંધ શું કરી શકશે ? પાપ અને પુણ્ય, સ્વર્ગ અને નરક, એ સર્વને જો એકજ માનીએ તો પછી વિવેક અને અવિવેકની આવશ્યકતાજ શી છે ? અમૃત અને વિષને એકજ કહો; પરંતુ વિષને ખાવાથી પ્રાણ જાય છે, કુકર્મથી નિંદા થાય છે અને સત્કર્મથી કીર્તિ વધે છે એ સ્પષ્ટજ છે. જ્યાં યથાર્થ વિવેક હોતો નથી ત્યાં ઇહ-લોક અને પરલોક પણ નિરર્થકજ છે; માટે એવાઓનો સંગ ન કરતાં સત્સંગતિજ કરવી. તેમની પાસે વેદશાસ્ત્રનું શ્રવણ કરવું અને નાના પ્રકારનો પ્રયત્ન કરી ઉત્તમ ગુણો વધારવાનો અભ્યાસ કરવો.



# शाक १८ मो

## समास १ लो—वि॰ध दे॰ता.



ગજવદન ! તને નમસ્કાર હો. તારો મહિમા કોઇને પણ જ્ઞાત નથી. નાના મોટા સર્વને તુંજ વિદ્યા અને બુદ્ધિ આપે છે. હે સરસ્વતિ ! તને પણ નમસ્કાર હો; કેમકે તારા યોગથીજ ચારે વાણી સ્ફુરે છે. તારા નિજ સ્વરૂપને જાણતા હોય એવા મનુષ્યો થોડાજ છે. હે ચતુરાનન બ્રહ્મદેવ ! તને પણ ધન્ય છે; કારણ કે તેં સમગ્ર સૃષ્ટિની રચના કરી છે અને વેદોના તથા શાસ્ત્રોના અનેક ભેદ વ્યકત કર્યા છે. હે વિષ્ણો ! તને પણ ધન્ય છે; કારણ કે તું તારા કેવળ એક અંશથીજ સર્વ જીવોનું પાલન કરે છે અને સર્વને જ્ઞાતાપણું આપી આગળ વધારે છે તથા પ્રવર્તાવે છે. શંકર ભોળાને પણ ધન્ય ધન્ય છે; કારણકે તેના વરદાનનો તો કાંઈ પારજ નથી અને તે સદા રામનામ જપતો રહે છે. ઇંદ્રદેવને પણ ધન્ય છે; કારણકે તે સર્વ દેવોનો પણ દેવ છે. ઇંદ્રલોકના વૈભવોનું શું વર્ણન કરીએ ? હે ધર્મરાજ યમ ! તને પણ ધન્ય છે; કારણકે તું સર્વ ધર્માધર્મને જાણે છે અને પ્રાણીમાત્રના મર્મને તું જાણે છે. હે વ્યંકટેશ ! તારો મહિમા પણ અપાર છે. મોટા મોટા લોકો ઉભા ઉભા તારી આગળ ભોજન કરે છે; વડાં, ભજીઆં આદિનો સ્વાદ લે છે. હે બનશંકરી ! તને પણ ધન્ય છે. તું અનેક શાકોનો આહાર કરે છે. આ ધરતીપર તારા સિવાય એવું બીજું કોણ છે કે જે સ્વેચ્છાનુસાર ભોજન કરતું હોય ? હે પ્રચંડ સામર્થ્યવાળા હનુમાન ! તને ધન્ય છે. કોરાં વડાંની અનેક માળાઓ તું ધારણ કરે છે અને તારાં દહીંવડાં ખાવાથી સર્વને આનંદ પ્રાપ્ત થાય છે. હે ખંડેરાવ !

તને પણ ધન્ય છે. તારૂં શરીર હળદરથી પીળુંજ રહે છે. તારે ત્યાં કાંદાનાં ભજીઆં ખાવાને સર્વ લોકો તત્પર રહે છે. હે તુલજાભવાનિ ! તને પણ ધન્ય છે; કારણ કે તું ભકતોપર સદા પ્રસન્ન રહે છે. જગતમાં એવું કોણ છે કે જે તારા ગુણવૈભવની ગણના કરી શકે? હે પાંડુરંગ ! તને પણ ધન્ય છે. આપની પાસે રાત્રિ દિવસ અનેક પ્રકારનાં ગાનતાન, રાગરંગ, કથા-વાર્તાના તાગડધિન્ના ઉડયા કરે છે. હે ક્ષેત્રપાળ! તને પણ ધન્ય છે. તેં અનેક લોકોને ભકિતમાર્ગે લગાડયા છે. ભાવપૂર્વક તારી ભક્તિ કરવાથી ફળ મળવામાં વિલંબ થતો નથી.

આ સિવાય રામકૃષ્ણાદિક અવતારો કે જેમની ઉપાસનામાં અનેક લોકો નિમગ્ન રહેલા છે તેમનો મહિમા પણ અપાર છે; પરંતુ એ સર્વ દેવોનું મૂળ તો કેવળ આ અંતરાત્માજ છે. જગતના સર્વ ભોગો તેનેજ પહોંચે છે. તેજ અનેક દેવો રૂપે બેઠો છે. તેજ અનેક શકિત રૂપે થયેલો અને તેજ સર્વ વૈભવોનો ભોકતા છે. એના વિસ્તારનો વિચાર કરવા જઈએ તો તેની જંજાળ અત્યંત લંબાયેલી જણાય છે. નર અને દેવ અનેક થાય છે અને અનેક લય પામે છે. તેનું વર્ણન તે ક્યાં સુધી કરીએ ? કીર્તિ અને અપકીર્તિ, ફાવે તેટલી સ્તુતિ અને ફાવે તેટલી નિંદા એ સર્વ એક અંતરાત્માનેજ મળે છે. તે કોઈ દેહમાં કાંઇ કરે છે અને કોઈ દેહમાં કાંઇ ભોગવે છે. સર્વ દેહોમાં ભોગી, ત્યાગી કે વીતરાગીરૂપી માત્ર તે એક અંતરાત્માજ રહેલો છે. પ્રાણીઓ અભિમાનમાં ભૂલેલા હોવાથી તેઓ માત્ર દેહ તરફજ જોતા રહે છે અને અંતરમાં રહેલા મુખ્ય અંતરાત્માનેજ ચૂકી જાય છે. અરે, આ અંતરાત્માની ચળવળને જુએ એવો આ જગતમાં કોણ છે ? અગાધ પુણ્ય હોય ત્યારેજ તેની તરફ ચિત્તનું કંઈક અનુસંધાન રહે છે; પરંતુ તેનું અનુસંધાન થતાંની સાથેજ પાતકો બળીને ભસ્મીભૂત થઈ જાય છે, એમ અંતર્નિષ્ઠ જ્ઞાની પુરુષો મનન કરીને જાણે છે. અંતર્નિષ્ઠ હોય છે તેઓ આ ભવસાગરને તરી જાય છે અને જે અંતર્ભ્રષ્ટ હોય છે તેઓ ડૂબી જાય છે; કારણકે બિચારાઓ બહારના લોકાચારમાં ગુંચવાઇ રહે છે.

# समास २ जो–ज्ञातानो समागम.



આ લો, અજ્ઞાનદશામાં જે થઈ ગયું તે થઈ ગયું; પરંતુ હવે સર્વ વાત સમજી લઈ નિયમપૂર્વક વર્તવું જોઈએ. જ્ઞાતાની સંગતિ કરવી, જ્ઞાતાની સેવા કરવી અને ધીમે ધીમે જ્ઞાતાની સદ્‌બુદ્ધિ પણ ધારણ કરવી. જ્ઞાતાની પાસેજ લખતાં શીખવું, જ્ઞાતાની પાસેજ વાંચતાં શીખવું અને જ્ઞાતાનેજ સર્વ વાતો પૂછવી. જ્ઞાતાપરજ ઉપકાર કરવો, જ્ઞાતાને માટે શરીરને શ્રમ આપવો અને જ્ઞાતાના વિચાર કેવા છે તે જાણવું. જ્ઞાતાની સંગતિમાં ભજન કરવું, જ્ઞાતાની સંગતિમાં શરીરકષ્ટ સહન કરવું અને જ્ઞાતાની સંગતિમાંજ મનન કરી કરીને આનંદ લેવો. જ્ઞાતાની પાસેજ ગાયનો ગાવાં, જ્ઞાતાની પાસેજ વગાડવું અને જ્ઞાતાની પાસેજ અનેક પ્રકારના આલાપો શીખવા. જ્ઞાતાનોજ આશ્રય ધરવો, જ્ઞાતાનુંજ ઔષધ લેવું અને જ્ઞાતા કહે તેજ પથ્ય પ્રથમ પાળવું. જ્ઞાતાની પાસેજ પરીક્ષા કરતાં શીખવું, જ્ઞાતાની પાસેજ તાલીમ કરવી અને જ્ઞાતાની પાસેજ તરતાં શીખવું. જ્ઞાતા બોલે તેમજ બોલવું, જ્ઞાતા ચાલે તેમજ ચાલવું અને જ્ઞાતાની પેઠેજ ધ્યાન ધરવું. જ્ઞાતાનીજ કથા શીખવી, જ્ઞાતાનીજ યુક્તિ સમજવી અને જ્ઞાતા જે જે વાતનું પ્રતિપાદન કરે તે તે વાતનુંજ આપણે પણ પ્રતિપાદન કરવું. જ્ઞાતાનાજ પેચ જાણવા, જ્ઞાતાની યુક્તિ સમજવી અને જ્ઞાતા લોકોને પ્રસન્ન રાખે છે તેમ આપણે પણ રાખવા. જ્ઞાતાપર આવેલા સારા માઠા પ્રસંગો જાણવા, જ્ઞાતાનાજ રંગ ગ્રહણ કરવા અને જ્ઞાતાની સ્ફૂર્તિના તરંગોનો અભ્યાસ કરવો. જ્ઞાતાનો ઉદ્યોગ ગ્રહણ કરવો, જ્ઞાતાનો તર્ક જાણવો અને તે બોલે નહિ તોપણ તેનો અભિપ્રાય તેના બોલવા પહેલાંજ જાણી લેવો. જ્ઞાતાની ચાણાક્ષતા (વિશેષ પ્રકારનું ચાતુર્ય) તથા જ્ઞાતાનો હેતુ જાણવો અને તેનું નિરૂપણ સાંભળતા રહેવું. જ્ઞાતાની કવિતા શીખવી, ગદ્ય પદ્યો ઓળખવાં અને જ્ઞાતાનાં મધુર વચનોનો અંતઃકરણમાં વિચાર કરવો. જ્ઞાતાના પ્રબંધ જોવા તથા જ્ઞાતાના વચનભેદ તથા નાના પ્રકારના સંવાદોનો સારી રીતે વિચાર કરવો. જ્ઞાતાનું કડકપણું, જ્ઞાતાની સહનશીલતા અને જ્ઞાતાની ઉદારતા

સમજી લેવી. જ્ઞાતાની અનેક પ્રકારની કલ્પના, જ્ઞાતાની દૂરદર્શિતા અને જ્ઞાતાની વિચાર કરવાની કુશળતા સમજી લેવી. જ્ઞાતા પોતાના સમયનું સાર્થક કેવી રીતે કરે છે, જ્ઞાતાનો અધ્યાત્મવિવેક કેવો છે તથા જ્ઞાતામાં જે અનેક ગુણુ રહેલા હોય છે, તે સર્વ સમજીને તેનું ચિંતન કરવું જોઇએ. જ્ઞાતાનો ભક્તિમાર્ગ, જ્ઞાતાનો વૈરાગ્ય, યોગ અને જ્ઞાતાની સર્વ બાબતો સમજીને તેનું ચિંતન કરવું. જ્ઞાતાનું જ્ઞાન જોવું, જ્ઞાતાનું ધ્યાન શીખવું અને જ્ઞાતાના વિદેહ ( દેહાભિમાનરહિત ) પણાનાં લક્ષણુ સમજી લેવાં. જ્ઞાતાનું અલિપ્તપણું, જ્ઞાતાનું નિરભિમાનીપણું અને જ્ઞાતાનો બ્રહ્મવિચાર સમજી લેવાં જોઇએ. માત્ર અંતરાત્માજ ખરો જ્ઞાતા છે. તેનો મહિમા શી રીતે વર્ણવી શકાય ? તેની વિદ્યાની, તેના ગુણોની અને તેની કલાની ગણુના કોણુ કરી શકે એમ છે ? પરમેશ્વરના ગુણાનુવાદ ગાવાથી, અને નિરંતર તેનો મહિમા ગાવાથી અપાર આનંદ થાય છે. પરમેશ્વરે નિર્માણુ કરેલી જે જે વસ્તુઓ જે સદા દ્રષ્ટિએ પડયા કરે છે, તેનો વારંવાર વિચાર કરીને તે ઉપરથી વિવેકીએ પરમાત્માની મહત્તા સમજવી જોઇએ. જે જે કાંઈ ઉત્પન્ન થયું છે તે સર્વ જગદીશ્વરેજ નિર્માણુ કર્યું છે; માટે પ્રથમ તો એ નિર્માણુ કરેલા દૃશ્ય પદાર્થોથી તેને નિર્માણુ કરનારો ઈશ્વર જુદો છે એમ જાણવું જોઇએ. સર્વનો કર્તા તેજ છે; પરંતુ તેને જોવા જઇએ તો તે દેખાતો નથી. વિવેકબળથીજ તેને જોતા રહેવું જોઈએ. એવી રીતે જ્યારે તેનામાં અખંડ ધ્યાન લાગે છે ત્યારે તે કૃપાળુપણે દર્શન આપે છે; માટે સર્વકાળ તેના સંબંધીજ સંભાષણુ કરવું. તેનું જે ધ્યાન ધરતો નથી તે અભક્ત છે અને ધ્યાન ધરે છે તે ભક્ત છે. જે ભક્ત હોય છે તેનેજ પરમાત્મા સંસારથી મુક્ત કરે છે. ઉપાસના પછી પણુ દેવ અને ભક્તનો મેળાપ અખંડ બન્યો રહે છે. આ અનુભવની વાત અનુભવી હશે તેજ સમજશે.



## समास ३ जो—मूर्खता, तेनुं फळ अने उपाय.



આ દુર્લભ માનવ શરીરમાં આયુષ્ય એ પરમ દુર્લભ વસ્તુ છે; માટે તેનો વૃથા નાશ ન કરતાં રામદાસ કહે છે કે વિવેકનો અભ્યાસ કરવો જોઇએ. કેમકે ઉત્તમ વિવેકને પ્રાપ્ત ન કરવાથી સર્વ અવિવેકજ રહે છે અને અવિવેકને લીધે પ્રાણી રંક જેવો દેખાય છે. મનુષ્ય પોતાને હાથેજ પોતાને તવો બનાવે છે—પોતાનું આળસજ પોતાને દરિદ્રી બનાવે છે અને બૂરી સંગતિ પણ મનુષ્યને જોતજોતામાં ડૂબાવી દે છે. મૂર્ખપણાનો અભ્યાસ રહેવાથી બેવકુફી સવાર થાય છે અને યુવાવસ્થામાં કામરૂપી ચાંડાલ ખડો થાય છે. જે માણસ તરુણાવસ્થામાં એવો મૂર્ખ અને આળસુ હોય છે તે સર્વ પ્રકારે દીનતાજ ભોગવે છે. તેને કાંઈ પણ પ્રાપ્ત ન થાય તેને માટે અન્યને શું કહીએ ? તેને જે જે વસ્તુઓ જોઇતી હોય તે તે મળતી નથી. અન્નવસ્ત્ર સુદ્ધાં તેને મળતાં નથી અને અંતઃકરણમાં કોઇ ઉત્તમ ગુણ તો હોતોજ નથી. તેને બોલતાં આવડતું નથી, બેસતાં આવડતું નથી, પ્રસંગ (અવસર) ને પણ તે જરા પણ ઓળખી શકતો નથી, તેનું શરીર તથા મન શુભ અભ્યાસમાં વળતું નથી. તે લખતો નથી, વાંચતો નથી, પૂછતો નથી, બોલતો નથી અને મૂર્ખતાને લીધે તેને શાણપણનો અભ્યાસ પડતો નથી. પોતાને કશું આવડે નહિ અને બીજા શીખવે તે માને નહિ. પોતે તો ગાંડો હોય છેજ અને સજ્જનોની પણ નિંદા કરે છે. મનમાં એક હોય અને બહાર બીજું જણાવવું, એવોજ જે માણસનો વિવેક હોય છે તે પરલોકનું સાર્થકય શી રીતે કરી શકે ? આવા માણસનો વ્યવહાર નષ્ટ થઇ જાય અને તેના મનમાં પસ્તાવો થાય, તો પછી તેણે વિવેકનો અભ્યાસ કરવો જોઇએ. મનને એકાગ્ર કરીને તેણે દ્રઢતાથી સાધન કરવું અને યત્ન કરવામાં લેશ પણ આલસ્ય ધરવું નહિ. સર્વ દુર્ગુણોનો પરિત્યાગ કરવો, સદ્‌ગુણોનો અભ્યાસ કરવો અને ગહન અર્થવાળા પ્રબંધોનો અભ્યાસ કરવો. પદો, શ્લોકો, અનેક પ્રકારની કવિતા, મુદ્રા, છંદ એનો પાઠ કરવો જોઇએ; કેમકે તે પ્રસંગોપાત બોલવાથી આપણને અને સર્વને

આનંદ થાય છે; પરંતુ એમાં પણ કયા પ્રસંગે શું બોલવું તે સમજી રાખવું જોઇએ. વ્યર્થ કષ્ટ શા માટે ઉઠાવવું ? અન્યનો મનોભાવ જાણવો જોઇએ અને તેની રુચિ જોઇને ગાવું જોઇએ. જે યાદ આવે તે ગાવા મંડી પડવું એ પણ મૂર્ખતા છે. જેની જેવી ઉપાસના હોય તેજ પ્રમાણે ગાવું, એમાં ચૂકવું નહિ. રાગજ્ઞાન અને તાલજ્ઞાનનો પણ અભ્યાસ કરવો જોઈએ. પ્રસંગોપાત સાહિત્ય, સંગીત તથા કથાવાર્તાની ધૂમ મચાવી દેવી અને શ્રોતાજનોને સમજાય તેવી રીતે ભિન્ન ભિન્ન અર્થ કાઢી જાણવા જોઇએ. પાઠ પુષ્કળ કરવા જોઇએ; જેથી સ્મૃતિ સર્વકાળ ઉજ્વળ ( તાજી ) રહે. કહેલી વાતનું અંતરમાં સ્મરણ રાખવું જોઇએ. નિરંતર એકાંતનું સેવન કરવું અને ગ્રંથ માત્ર ( સર્વ ગ્રંથ ) ઢંઢોળવા અને જે અર્થની મનમાં પ્રતીતિ આવે તેજ અર્થ ગ્રહણ કરવો.

## समास ४ थो—नरदेहनुं महत्त्व.



દેહવડેજ ગણપતિનું પૂજન કરી શકાય છે અને દેહ છે તેથીજ સરસ્વતીને વંદન કરી શકાય છે. ગુરુ, સજ્જન અને શ્રોતા એ સૌ દેહને લીધેજ છે. દેહવડેજ મનુષ્ય કવિતા કરે છે, દેહવડેજ અધ્યયન કરે છે અને દેહવડેજ અનેક પ્રકારની વિદ્યા શિખે છે. મનુષ્ય દેહવડેજ ગ્રંથ લખે છે, દેહવડેજ નાના પ્રકારની લીપિ ઓળખે છે અને દેહવડેજ અનેક પદાર્થોની શોધ કરે છે. દેહના યોગથીજ મહાજ્ઞાની, સિદ્ધ, સાધુ, ઋષિ અને મુનિ થાય છે. દેહવડેજ પ્રાણી તીર્થાટનમાં ફરે છે. દેહવડેજ મનન કરી શકાય છે અને દેહને લીધેજ તેમાં રહેલા દેહી–પરમાત્માની પ્રાપ્તિ થાય છે. દેહવડેજ કર્મમાર્ગ, દેહવડેજ ઉપાસનામાર્ગ અને દેહવડેજ જ્ઞાનમાર્ગ જગતમાં ચાલે છે. યોગી, વિરકત અને તપસ્વી આદિ અનેક માણસો દેહવડેજ અનેક પ્રયાસો કરે છે અને દેહને લીધેજ આત્માને પ્રકટ થવું પડે છે. આલોક અને પરલોકની સર્વ સાર્થકતા દેહવડેજ થાય છે. દેહવિના સર્વ કાંઇ નિરર્થક છે. પુરશ્ચરણો, અનુષ્ઠાનો,

ગોરાંજન,* ધૂમ્રપાન, શીતોષ્ણ, પંચાગ્નિસાધન એ સર્વ દેહવડેજ બની શકે છે. દેહવડેજ મનુષ્ય પુણ્યશાલી થાય છે અને દેહવડેજ કેવળ પાપી બની જાય છે. દેહવડેજ માણસ સ્વચ્છંદી બને છે અને દેહવડેજ પવિત્ર થાય છે. દેહવડેજ અવતારી પુરુષો થાય છે અને દેહવડેજ વેષધારી પણ બને છે. અનેક પ્રકારનાં બંડો અને પાખંડો સર્વ દેહવડેજ થાય છે. દેહવડેજ વિષયભોગ ભોગવી શકાય છે, દેહવડેજ સર્વસ્વનો ત્યાગ કરી શકાય છે અને દેહવડેજ અનેક પ્રકારના રોગ થાય છે અને મટે છે. દેહવડેજ નવ પ્રકારની ભક્તિ થાય છે, દેહવડેજ ચતુર્વિધ મુક્તિ પ્રાપ્ત થાય છે અને દેહવડેજ અનેક પ્રકારની યુક્તિઓ અને મતો સૂઝે છે. દેહવડેજ દાનધર્મ થઇ શકે છે, દેહવડેજ અનેક પ્રકારના મર્મો સમજાય છે અને લોકો કહે છે કે દેહવડેજ પૂર્વકર્મનું ફળ મળે છે. દેહને લીધેજ નાના પ્રકારના સ્વાર્થો હોય છે, દેહને લીધેજ નાના પ્રકારના અર્થો હોય છે અને દેહવડેજ પ્રાણી સાર્થક અને વ્યર્થ થાય છે. દેહવડેજ અનેક પ્રકારની કળા સાધ્ય થાય છે. દેહવડેજ કનિષ્ટતા પ્રાપ્ત થાય છે, દેહવડેજ શ્રેષ્ટતા પ્રાપ્ત થાય છે અને દેહને લીધેજ ભક્તિમાર્ગનો પ્રેમ ઉત્પન્ન થાય છે. અનેક પ્રકારનાં સન્માર્ગસાધન દેહના યોગથીજ થઈ શકે છે. દેહને લીધેજ બંધનો પણ તૂટી જાય છે અને દેહને લીધેજ આત્મનિવેદન થઈ મોક્ષની પ્રાપ્તિ થાય છે. સર્વ પદાર્થોમાં દેહ ઉત્તમ છે, કેમકે દેહમાં અંતરાત્મા વસે છે. સર્વ દેહોમાં પુરુષોત્તમ વસે છે એ વાત વિવેકી માણસો જાણે છેજ. અનેક પ્રકારની કીર્તિ કિંવા અનેક પ્રકારની અપકીર્તિ દેહને લીધેજ થાય છે. અવતારોની પરંપરા પણ દેહવડેજ થાય છે અને જાય છે. અનેક પ્રકારના ભ્રમો દેહને લીધેજ ઉત્પન્ન થાય છે અને અનેક પ્રકારના સમારંભો પણ દેહને લીધેજ થાય છે. દેહના યોગથીજ માણસ ઉત્તમોઉત્તમ પદને ભોગવે છે. દેહવડેજ સર્વ કાંઈ છે. દેહ વિના કશુંજ નથી. દેહ ન હોય તો આત્મા હોય કે ન હોય તે સર્વ સરખુંજ છે. દેહ પરલોકની નૌકા છે, દેહ અનેક ગુણોની ખાણ છે અને અનેક રત્નોનો વિચાર પણ દેહવડેજ થાય છે. દેહના વડેજ ગાયન—કલા શીખાય છે, દેહવડેજ સંત કળા જણાય છે અને દેહવડેજ અંતરકળા પણ પ્રાપ્ત થાય છે. દેહ એ બ્રહ્માંડનું ફળ છે. દેહ બહુજ દુર્લભ છે; પરંતુ એને

* ભગવત્પ્રીત્યર્થ પોતાના શરીરને બાળી દેવાની સાધના.

શુદ્ધ બોધ આપવો જોઈએ. દેહવડેજ માણુસો નાના મોટા પોતપોતાના વ્યાપાર કરે છે; તેમાં કેટલાક માણુસો નાના તો કેટલાક મોટા હોય છે. જેઓ દેહધારણુ કરીને આવ્યા તેઓ કાંઈ ને કાંઇ કરીનેજ ગયા છે. કેટલાક હરિનું ભજન કરીને પાવન થયા છે. અષ્ટધા પ્રકૃતિનું મૂળ કેવળ સંકલ્પજ છે. અનેક પ્રકારના સંકલ્પોને આ દેહરૂપી ફળો લાગેલાં છે. હરિ–સંકલ્પ મૂળમાં હતો અને તેનેજ હવે મનુષ્યરૂપી ફળમાં પણુ જોઈ લો. જુદા જુદા દેહોમાં યથાર્થ તપાસ કરી જોવાથી આ વાત સમજાશે. વેલીના મૂળમાં બીજ રહેલું હોવાથી વેલી બીજરૂપ પણુ છે અને તે ઉદકથી પોષાયલી હોવાથી તેને ઉદકરૂપ પણુ સમજવી. પાછળથી ફળમાં જે બીજ દેખાય છે તે મૂળબીજનાજ અંશરૂપ છે. મૂળને લીધેજ ફળ આવે છે અને ફળવડે પાછાં મૂળ થાય છે. આ પ્રકારે આ સર્વ જગત થાય છે અને જાય છે. અસ્તુ. કાંઇ પણુ કરવું હોય તો તે દેહવિના થઇ શકતું નથી; પરંતુ એવા ઉપયોગી દેહનું સાર્થક કરાય તોજ સારૂં છે. આત્માવડેજ દેહ થયેલો છે અને દેહને લીધે આત્મા વર્તે છે તથા એ ઉભયના સંયોગથીજ સર્વ કાર્ય ચાલે છે. કોઇ કાર્ય ગુપ્ત રીતે કરવામાં આવે તોપણુ તે આત્માના જાણુવામાં તો હોય છેજ; કારણુ કે સર્વ કર્તાપણું આત્માથીજ છે. દેહમાં આત્મા રહેલો છે માટેજ દેહની પૂજા કરવાથી આત્માને સંતોષ થાય છે અને દેહને પીડા આપવાથી આત્માને ક્ષોભ થાય છે. આ પ્રત્યક્ષ અનુભવની વાત છે. દેહ વિના આત્માને બાહ્ય પૂજા પહોંચતી નથી અને દેહવિના બાહ્ય પૂજા કરી શકાતી પણુ નથી. જનોમાં જનાર્દન રહેલા છે; માટે લોકોને સંતુષ્ટ કરવા જોઇએ. જે અત્યંત વિવેકશીલ હોય અને જેનાદ્વારા ધર્મની સંસ્થાપના થઈ હોય તે પુણ્યશરીરજ પૂજનીય છે. સર્વની સરખી રીતે પૂજા કરવી એ મૂર્ખતા છે. ગધેડાની પૂજા કરવાથી શો લાભ થશે ? જે પૂજનીય છે તેનીજ પૂજા કરવી. અન્ય લોકોને પણુ સામાન્ય રીતે પ્રસન્ન રાખવા જોઇએ. કોઇનું પણુ મન દુભવવું નહિ એ સારૂં છે. સર્વનાં અંતઃકરણુમાં રહેલો અંતરાત્મા ક્રોધિત થાય તો પછી રહેવાનું સ્થાનજ કયાં મળે ? માણુસોનો માણુસો સિવાય બીજો જરા પણુ આશ્રય નથી. પરમેશ્વરના ગુણો અનંત છે. મનુષ્ય બિચારો તેની ઓળખાણુ કેટલીક આપી શકે ? પરંતુ અધ્યાત્મ ગ્રંથોનું શ્રવણુ કરવાથી સર્વ સમજાવા માંડે છે.

---

# समास ५ मो–समाधानकी युक्ति.



માપ દ્વારા ગમે તેટલું ધાન્ય માપવામાં આવે તોપણ તે માપ ધાન્યનો એક પણ દાણો ખાતું નથી તેમ અનેક માણસો સારા સારા ગ્રંથ ભણી જાય છે; પરંતુ તેમાંની એક પણ વાત તેમના અંતરમાં ઉતરેલી હોતી નથી. તેવો માણસ પાઠ કરવામાં તો જરાપણ અટકતો નથી; પરંતુ પ્રશ્ન પૂછવામાં આવે તો કાંઇપણ પ્રત્યુત્તર આપી શકતો નથી. અનુભવની વાત પૂછતાં તે અનુમાન દર્શાવવા મંડી પડે છે; માટે મનુષ્યે તેમ ન કરતાં શબ્દરૂપી રત્નોની પરીક્ષા કરવી જોઇએ અને તેમાંથી વિશ્વાસપાત્ર જણાય તેનેજ ગ્રહણ કરી બાકીના તમામનો ત્યાગ કરવો જોઇએ. નામ અને રૂપ બાદ કરતાં જે શેષ રહે તેનોજ અનુભવ લેવો જોઇએ. સાર અને અસારને એકજ ગણવાં એ મૂર્ખતા છે. પત્રને માત્ર એમ ને એમ બધો વાંચીજ જવો કે વાંચીને તેમાંના કુશળ–સમાચાર પણ સમજવા જોઇએ ? માત્ર ગ્રંથનો પાઠજ કરીજનારે આ દૃષ્ટાંત ઉપરથી કંઇક સમજવું જોઇએ. જ્યાં સમજણ નથી ત્યાં સર્વ ઘેટાળોજ થાય છે અને એવા વક્તાને કાંઇ પૂછવા જઇએ તો ઉલટો ક્રોધ કરે છે. સમજ્યા વિના ગમે તેટલું શબ્દજ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે, તોપણ કોઇ સભામાં પ્રસંગ આવતાં તે શબ્દજ્ઞાન વ્યર્થજ થઇ પડે છે. ઘંટીમાં જલદી જલદી અનાજ નાખવામાં આવે તો તેથી આટો બારીક દળાતો નથી. મોમાં ગ્રાસપર ગ્રાસ નાખવામાં આવ્યા પરંતુ ચાવવાનો અવકાશ ન લીધો. બધું મુખ તો ભરી દેવામાં આવ્યું પણ પછી કેમ કરવું ? અસ્તુ. હવે વ્યાખ્યાતાનાં લક્ષણ સાંભળો. તેણે શ્રોતાઓની એક ક્ષણપણ નિરસ ન જવા દેવી જોઇએ અને સર્વનાં અંતઃકરણ સંભાળતા રહેવું જોઇએ. જે જે સૂક્ષ્મ પદાર્થોનાં નામ કથનમાં આવે તેનાં રૂપ પણ પોતે ઓળખી રાખીને શ્રોતાઓને ઓળખાવવાં જોઇએ. સભામાં વક્તા જ્યારે કોઇ અતિ ગૂઢ પ્રશ્નનું નિરાકરણ કરે છે ત્યારે શ્રોતાઓ અત્યંત આનંદ પામે છે અને તેઓ સર્વ વારંવાર વક્તાને વંદન કરે છે. ગૂઢ પ્રશ્નોનું નિરાકરણ કરવાથી શ્રોતાઓ વક્તાને વંદન પણ કરે છે અને નિરાકરણ

ન થઇ શકે તો તેની નિંદા પણ કરે છે. વક્તા શ્રોતાઓપર તેથી અપ્રસન્ન થાય તો તેમાં શું વળી શકે ? સુવર્ણને જેમ કસોટીપર નાખીને તથા તાવીનેજ ગ્રહણ કરવામાં આવે છે તેમ શ્રવણ મનનદ્વારા વક્તાનો અનુભવ કેટલો છે તે વાત શ્રોતાઓએ જાણી લેવી. વૈદ્યપર વિશ્વાસ બેસે નહિ અને વ્યથા દૂર થાય નહિ, તો પછી રોગ કેવી રીતે જાય ? ખોટું ક્યાંય પણ ચાલતું નથી અને ખોટાને કોઈ માનતું નથી; માટે ખરી વાતજ શ્રોતાઓના અનુમાનમાં ઉતારવી. વાંચતાં લખતાં આવડે નહિ અને વ્યાપાર કર્યો. થોડા દિવસ તો તે ચાલ્યો; પરંતુ કોઈ જાણકાર હિસાબ તપાસનાર મળી આવ્યો કે તરતજ જૂઠ પકડાઇ જાય છે. પ્રમાણ અને આધારસહિત હિસાબ ચોકખો રાખ્યો હોય તો પછી કહો જોઇએ હિસાબ તપાસનાર શું કરી શકે ? જે મનુષ્ય પોતેજ ગુંચવાઇ પડેલો હોય તે અન્યને કેવી રીતે સમજાવી શકે ? કોઇ પણ હોય; પરંતુ જે વિષયમાં તે અજ્ઞાન હશે તે વિષયમાં તો તેને આપદાજ પડવાની. અંગમાં બળ તો હોય નહિ અને યુદ્ધમાં જાય; તો પછી તેનો પૂર્ણ પરાભવ થાય તેમાં દોષ કોનો ? જે બાબત સ્વાનુભવથી ખરી લાગે તેજ અતિ આદરસહિત ગ્રહણ કરવી અને અનુભવ વિનાના ભાષણને તો ભૂસુંજ સમજવું. શીખામણ દેવાથી સામાને ક્રોધ ચડે છે ખરો, પરંતુ પાછળથી તેનેજ પશ્ચાત્તાપ થાય છે; કારણકે ખોટો નિશ્ચય મનુષ્યોમાંથી તત્કાલ ઉડી જાય છે. ખરાને છોડી ખોટાને પકડવામાં આવે, તો પછી બકધ્યાનમાં ને એમાં ફેર શો ? જગતમાં પરમાત્માએ જે ન્યાય સ્થાપન કરેલો છે તેને અનુસરીને ચાલવું જોઇએ. તે ન્યાયને છોડવાથી સમગ્ર જગત તેની પાછળ પડશે; ત્યારે તે કોની કોની સાથે ઝઘડો કરીને કષ્ટ ઉઠાવશે ? અન્યાયથી કોઇનું ભલું થયું હોય એવું જોયું પણ નથી અને સાંભળ્યું પણ નથી; માટે અન્યાય અને અસત્યનો આગ્રહ ધરવો એ મૂર્ખતાજ છે. અસત્ય એટલેજ પાપ અને સત્ય એટલે પરમાત્માનું સ્વરૂપ છે; તો હવે એ બેમાંથી કોનો આદર કરવો એ કહેવું પડે તેમ નથી. સર્વ બોલવું ચાલવું માયામાંજ છે, માયા વિના બોલવું અશક્ય છે; માટે મૂળ નિ:શબ્દનો શોધ કરવી જોઇએ. વાચ્યાંશને ઓળખીને છોડી દેવો જોઇએ અને લક્ષ્યાંશનો વિચાર કરીને તેને ગ્રહણ કરવો જોઇએ. આમ કરવાથી મૂળ નિ:શબ્દ જડી આવે છે. અષ્ટધા પ્રકૃતિ કે જે સંશયરૂપ છે,

તેને છોડી દઇને અલક્ષ્યમાં લક્ષ્ય લગાવવું જોઈએ. મનનશીલ અને પરમ દક્ષ મનુષ્યજ આ પ્રમાણે કરી જાણે છે. નાના પ્રકારનું ભૂસું અને દાણાને એકસમાનજ ગણવા એ ખોટું છે. રસને છોડી દઈ છોતરાંને કયો શાણો માણસ ખાશે ? પિંડમાં નિત્ય અર્થાત્ શાશ્વત શું છે અને અનિત્ય અર્થાત્ અશાશ્વત શું છે તેનો વિવેક કરવો; અને બ્રહ્માંડમાં પણ સાર શું છે તથા અસાર શું છે તે સર્વની શોધ કરી તેમાંથી માત્ર સારજ ગ્રહણ કરવો. અન્વય અને વ્યતિરેક આદિ સર્વ માયાને લીધેજ છે; માયા ન હોય તો વિવેક શી રીતે કરી શકાય ? તત્ત્વવડે તત્ત્વને શોધવાં જોઇએ અને મહાવાક્યમાં પ્રવેશ કરવો જોઈએ તથા આત્મનિવેદન કરીને સમાધાન પ્રાપ્ત કરવું જોઇએ.

## समास ६ ठ्ठो–दिव्य गुणोनो उपदेश.*



અનેક પ્રકારનાં વસ્ત્રો અને આભૂષણોવડે શરીરને શૃંગારવું અને વિવેક, વિચાર તથા રાજકાર્યવડે અંતઃકરણને શૃંગારવું. શરીર સુંદર અને તેજસ્વી હોય અને તેને વસ્ત્રાભૂષણોથી સજ્જ કરેલું હોય; પરંતુ જો હૃદયમાં ચાતુર્યરૂપી બીજ ન હોય તો તે કદિપણ શોભશે નહિ. શેખીખોર, નીચ, કઠોર વચની, નિરંતર અભિમાનમાં ડૂબી રહેલા મનુષ્યો ન્યાય અને નીતિને કદિપણ અંતઃકરણમાં ગ્રહણ કરતા નથી. શીઘ્ર કુપિત થઇ જાય એવા માણસો કદિપણ મર્યાદાને ધારણ કરતાજ નથી અને રાજકાર્યની ચર્ચામાં ભાગ લઈ શકતા નથી. આવા ઉચ્છૃંખલ અને અપ્રમાણિક માણસો અને જેઓ કદિપણ સત્ય બોલતા નથી તેવા દુષ્ટ પાતકી માણસોને રાક્ષસજ ગણવા જોઇએ. સમય જેવો સમય વારંવાર આવતો નથી. નિયમ પણ સહસા ઉપયોગી થઇ પડતો નથી. હરેક સમયે નિયમનેજ વળગી રહેવાથી રાજકાર્યમાં અંતરાય આવે છે; માટે સર્વ પ્રસંગે અતિપણાનો ત્યાગ કરવો ( अति सर्वत्र वर्जयेत्) અને પ્રસંગ જોઇને ચાલવું જોઇએ. વિવેકી પુરુષે દુરાગ્રહ કરવો નહિ. બહુ હઠ કર-

* છત્રપતિ શિવાજી મહારાજ અફઝુલખાનનો વધ કરીને શ્રી સમર્થની સમીપ ગયા ત્યારે આ સમાસનો ઉપદેશ કર્યો હતો.

વાથી કાર્ય બગડી જાય છે; માટે ગમે તે, જે તે એક છેવટ લાવવું જોઈએ. ઈશ્વર પોતાના ભક્તોનું અભિમાન રાખે છે અને તુલજાભવાનીની પણ આપની ઉપર કૃપા છે; પરંતુ કામ જોઇ વિચારીનેજ કરવું જોઈએ. સદા સાવધાન રહેવું જોઇએ. બહુ સૂચના શી કરવી ? સર્વ વાત મનવડે સમજવી જોઇએ. સમર્થ પુરુષની પાસે બહુ લોકો રહે છે, તે સર્વને માનસહિત રાખવા જોઈએ. એમ કરવાથીજ તે માણસો નિશ્ચલ મન કરીને રહે છે. મ્લેચ્છોમાં દુર્જન ઘણા વધી ગયા છે, બહુ દિવસોથી તેમનો ઉપદ્રવ મચી રહ્યો છે; માટે નિરંતર તેમનાથી સાવધ રહેવું જોઈએ. સર્વના કર્તા એવા ઈશ્વરે જેમને પોતાના કરી લીધા છે તેવા પુરુષના વિચાર કોઇ વિરલોજ જાણે છે. ન્યાય, નીતિ, વિવેક, વિચાર, અનેક પ્રકારના પ્રસંગો તથા પારકાના અંતરની પરીક્ષા એ ગુણો ઈશ્વરદત્ત છે. સાવધપણે મહાપ્રયત્ન કરવો, પ્રસંગે ધૈર્ય પણ ધરવું અને અદ્ભુત કામ કરવાં એ પણ ઇશ્વરદત્ત છે. યશ, કીર્તિ, પ્રતાપ, અસીમ ઉત્તમ ગુણો અને અનુપમતા એ પણ ઈશ્વરી બક્ષિસ છે. દેવ બ્રાહ્મણપર શ્રદ્ધા, આચાર વિચાર, અનેક માણસોને આશ્રય, સદા પરોપકાર થવો એ પણ ઈશ્વરદત્ત ગુણો છે. ઇહલોક અને પરલોકનો વિચાર કરવો, નિરંતર સાવધાનતા રાખવી અને બહુ લોકોનું સહન કરવું એ પણ ઈશ્વરદત્ત ગુણો છે. પરમાત્માનો પક્ષ ગ્રહણ કરવો, બ્રાહ્મણોની ચિંતા રાખવી અને લોકોનું પાલન કરવું એ દૈવી બક્ષિસ છે. ધર્મની સ્થાપના કરનાર પુરુષ ઈશ્વરના અવતારરૂપ છે. આવા જે પુરુષો આગળ થયેલા છે અને હવે પછી પણ થશે તે સર્વ ઈશ્વરનીજ બક્ષિસ છે. પરિપકવ ઉત્તમ ગુણગ્રાહકતા, તર્ક અને વિવેકની તીક્ષ્ણતા, ધર્મની સ્થાપના અને પુણ્યની કીર્તિ એ પણ દૈવી બક્ષિસ છે. સર્વ ગુણો મધ્યે સારરૂપ ગુણ એજ છે કે જેથી કરીને આલોક અને પરલોકનો પાર પમાય. એવી તજવીજ વિવેક અને વિચાર કરતા રહેવું જોઇએ.

# સમાસ ૭ મો—લોકસ્વભાવનું નિરૂપણ.



કોનો સ્વભાવ લાલચુ હોય છે. તેઓ પ્રથમથીજ 'દેવ' (દો) એમ બોલે છે; અર્થાત્ 'હે પ્રભો! અમને કાંઇક આપ' એવી તેમની વાસના હોય છે. તેઓ કોઈ પણ પ્રકારની ભક્તિ કર્યા વિનાજ પ્રભુને પ્રસન્ન કરવાની ઈચ્છા રાખે છે. કોઈ પણ નોકરી કર્યા વિના સ્વામીની પાસે પગાર માગવા જેવીજ આ વાત છે. પ્રયત્ન વિના ફળ મળતું નથી; પ્રયત્ન વિના રાજ્ય મળતું નથી; જગતમાં પ્રયત્ન કર્યાવિના મનુષ્યને કાંઇ પણ સાધ્ય થતું નથી. આલસ્યથી કાર્યનો નાશ થાય છે એવો પ્રત્યક્ષ અનુભવ મળે છે. હલકા માણસોજ કષ્ટથી મુક્ત રહેવાનો પ્રયત્ન કરે છે. પ્રથમ જે કષ્ટ સહન કરે છે તેજ પાછળથી સુખરૂપી ફળ ભોગવે છે અને પ્રથમથી આલસ્યમાંજ સુખ માને છે તેને પાછળથી દુઃખજ મળે છે. આલોક હો કે પરલોક હો; પરંતુ પ્રયત્ન તો ઉભયને માટે કરવો પડે છે. દૂરદર્શિતાની ઘણી આવશ્યકતા છે. જે મનુષ્ય કમાય તેટલું ખાઇ જાય છે તે કઠિન પ્રસંગ આવતાંજ માર્યો જાય છે; માટે જે માણુસો ભવિષ્યનો વિચાર કરીને વર્તે છે તેજ શાણુા છે. આલોકને માટે દ્રવ્યનો સંચય કરવો જોઇએ અને પરલોકને માટે પરમાર્થનો સંગ્રહ કરવો જોઇએ. જે માણસ આવો કોઈપણ સંગ્રહ કરતો નથી તેનું જીવન વ્યર્થ હોઈને તે જીવતો છતાં મરેલાસમાન છે. એકવાર મરવાથી કાંઇ છૂટકો નથી; અનેક જન્મપર્યંત યાતના ભોગવવી પડે છે; માટે જે પોતાનું સંરક્ષણ ન કરતાં વારંવાર મરે છે તે આત્મઘાતકજ છે. તે પ્રત્યેક જન્મમાં આત્મઘાત કરે છે. તે કેટલીવાર આત્મઘાત કરે છે તેની ગણત્રી કોણ કરી શકે? આમ કરવાથી જન્મ મૃત્યુ શી રીતે નિવૃત્ત થાય? સર્વ કાંઈ પરમેશ્વરજ કરે છે એમ પ્રત્યેક જણ બોલે છે; પરંતુ તેના સાક્ષાત્કારનો લાભ તો કોઇ વિરલજ લે છે. વિવેક પ્રાપ્ત કરવાથીજ પરમાત્માનાં દર્શન થાય છે અને એ વિવેક વિવેકીજનો પાસેથીજ મળી શકે છે. પરમેશ્વર વસ્તુતઃ એકજ છે; પરંતુ અનેકની ઉત્પત્તિ કરે છે. તે અનેકને એક કહેશો નહિ. પરમેશ્વરનું

કાર્ય અને પરમેશ્વર એ ઉભયનો મર્મ સમજવો જોઈએ. કેટલાક માણુસો તે સમજ્યાવિનાજ વ્યર્થ બકવાદ કરે છે. આવા લોકો મૂર્ખતાથી પોતાની ચતુરાઈ દર્શાવવાને માટેજ બોલે છે; પરંતુ ખરી ચતુરાઈ દર્શાવવાની જરૂરજ નથી. તે તો આપોઆપજ પ્રકટ થઇ જાય છે. જેમણે ખરૂં કષ્ટ સહન કર્યું છે તેઓએ ભાગ્યવાન બની સુખ ભોગવ્યું છે; અને બીજા અભાગી લોકો તો બોલતાજ રહી ગયા છે. અભાગીઆના અભાગ્યનાં લક્ષણુ વિચક્ષણુ પુરુષો સમજી જાય છે; પરંતુ ચતુર માણુસના ઉત્તમ ગુણો અભાગી મનુષ્ય જાણુતો નથી. દુર્ભાગી માણુસની દુર્બુદ્ધિ વધતીજ જાય છે, તેને ભાનજ રહેતું નથી. તેને દુર્બુદ્ધિ સુબુદ્ધિના જેવી લાગે છે. જે મનુષ્યની શુદ્ધિજ નષ્ટ થઇ હોય તેની કયી વાત સત્ય માની શકાય ? તેનામાં વિચારને નામે તો શૂન્યજ હોય છે. વિચારથીજ ઇહલોક અને પરલોકનું સાર્થક્ય થાય છે; માટે વિચારવડે નિત્યાનિત્યનો વિવેક મેળવવો જોઇએ.

---

## समास ८ मो—अंतर्वानिरूपण.



બ્રહ્મ નિરાકાર અને નિશ્ચલ છે અને જીવ વિકારી તથા ચંચલ છે; પરંતુ સર્વ લોકો દેવ તેનેજ કહે છે. દેવનો પત્તોજ લાગતો નથી. અમુકજ એક દેવ છે એમ નિશ્ચયપૂર્વક જણાતું નથી. અનેક દેવો હોવાથી એક દેવ કયો તે સમજાતું નથી; માટે માણુસમાં વિવેકબળ હોવું જોઇએ. વિચારથીજ પરમાત્માની શોધ કરવી અને અનેક દેવોની ભાંજગડમાં તો પડવુંજ નહિ. તીર્થક્ષેત્રમાં દેવને જોઇને માણુસો ઘરમાં પણુ તે ક્ષેત્રના જેવીજ ધાતુની પ્રતિમા બનાવવા લાગ્યા અને એ રીતેજ પૃથ્વીમાં આ પ્રથા ફેલાયેલી છે. અનેક પ્રકારના પ્રતિમાદેવોનું મૂળ તીર્થક્ષેત્રમાંના દેવજ છે. એની સાબીતિને માટે અનેક પ્રકારનાં ક્ષેત્રો આ ભૂમંડલમાં તપાસી જોવાં. તીર્થક્ષેત્રના દેવ કે જે પાષાણુના હોય છે, તેનો વિચાર કરવામાં આવે તો તેનું મૂળ અવતારમાં રહેલું જણુાય છે. દેવો દેહમાં અવતાર ધારણુ કરીને પૃથ્વીમાં આવે છે અને અંત તેમનો અવતાર સમાપ્ત થઇ જાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ તેમના કરતાં

પણ મહાન ગણાય છે. આ ત્રણે દેવોપર પણ જેની સત્તા છે એવો માત્ર એક અંતરાત્માજ છે. ખરેખર, કર્તા ભોક્તા પ્રત્યક્ષ તેજ છે. એક હોવા છતાં પણ અનેક યુગોના યુગ થયાં તેજ ત્રૈલોકયને ચલાવતો આવ્યો છે. આ નિશ્ચયનો વિવેક વેદ–શાસ્ત્રમાં જોવો. એ અંતરાત્માજ શરીરને ચલાવે છે, તેજ સર્વ કરતાં શ્રેષ્ઠ દેવ છે અને તેજ ચેતનારૂપે વિવેકપૂર્વક આ જડ શરીરના વ્યાપાર ચલાવે છે. લોકો આ અંતર્દેવને વિસરી જાય છે અને દોડી દોડીને તીર્થોમાં જાય છે. આ અંતરમાં રહેલા દેવને નહિ જાણવાથીજ બિચારાં પ્રાણીઓ એવી રીતે કષ્ટ ભોગવે છે. અંતે તેઓ વિચાર કરે છે કે જ્યાં જઇએ ત્યાં પાષાણ અને પાણીજ છે, માટે વૃથાજ વનેવન ભટકતા ફરવાથી શું થનાર છે ? જેને એવો વિચાર સમજાય છે, તે સત્સંગ કરવા માંડે છે. સત્સંગથી કરીને ઘણા લોકોને તે ખરો દેવ મળેલો છે. વિવેકની વાત આવી છે, તે વિવેકીજ યથાર્થ જાણે છે. જે અવિવેકી મનુષ્યો ભૂલમાંજ ભમે છે, તેમને તે સમજાતી નથી. અંતરમાં પ્રવેશ કરનારજ અંતરનો હાલ જાણી શકે છે. ઉપર ઉપરથી દ્રષ્ટિ ફેંકનારને તે વિદિત થતો નથી અને તેથીજ વિવેકશીલ ચતુર માણસો અંતરમાં શોધ કરે છે. વિવેક વિનાની ભક્તિ તે અભક્તિજ સમજવી. કહેવાય છે કે પ્રતિમાદેવ મૂર્ખને માટે છે. જે વિચારતો રહીને અને સમજતો રહીને પોતાનું જીવન વ્યતીત કરે છે, તેનેજ ઉત્તમ અને વિવેકી પુરુષ કહેવો. આવો માણસજ તત્ત્વોને છોડીને નિરંજનને પામે છે. શેષ જે જે આકારને પ્રાપ્ત થાય છે તેનો તેનો નાશ થાય છે અને આ સર્વ ઘોટાળાથી જે નોખો છે તેનેજ પરબ્રહ્મ જાણવો. દેવ ચંચલ છે અને બ્રહ્મ નિશ્ચલ છે, પરબ્રહ્મમાં ભ્રમ નથી. અનુભવજ્ઞાનથી ભ્રમનું નિરસન થઇ જાય છે. અનુભવ વિના જે જે કરે તે તે સર્વ વ્યર્થ જાય છે અને એવી કર્મની અથડામણથી પ્રાણી થાકીને મરણ પામે છે. જો કર્મ દૂર ન થાય તો પછી દેવને શા માટે ભજવો? વિવેકીઓ આ વાત સ્વભાવથીજ જાણે છે, મૂર્ખજ નથી જાણતા. જગતના અંતરમાં પરમેશ્વર રહેલો છે એ વાત વિચારવડે કેટલાકોને સમજાય છે; પરંતુ સગુણદ્વારાજ નિશ્ચય નિર્ગુણને પામી શકાય છે. સગુણનું ધ્યાન કરતો કરતો માણસ તેના મૂળ સુધી જાય એટલે તે સહજજ નિર્ગુણને પામે છે અને પછી અહંમમરૂપી સંગનો ત્યાગ કરીને મુક્ત–

વસ્તુરૂપ થાય છે. પરમેશ્વરમાં અનુસંધાન (લક્ષ્ય) લગાડવાથીજ મનુષ્ય પાવન થાય છે. મુખ્ય જ્ઞાનથીજ વિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. વિવેકની વાતો આવી છે. તેને શાન્ત ચિત્તે જાણવી જોઇએ. નિત્ય અને અનિત્યના વિવેકના શ્રવણથીજ જગતનો ઉદ્ધાર થાય છે.

## समास ९ मो—निद्रानिरूपण.



આદિ પુરુષને વંદન કરીને હવે નિદ્રાવિલાસનું થોડુંક વર્ણન કરીશ. એકવાર એ નિદ્રા આવી એટલે તે ઝટ જતી નથી. નિદ્રા શરીરમાં વ્યાપી એટલે આળસ, શિથિલતા અને બગાસાંની રેલછેલ ચાલી રહે છે. તેથી બેસી શકાતું નથી, વારંવાર બગાસાં આવે છે, ટચ ટચ ટચાકડી ફોડવામાં આવે છે અને ઝોકાં ખાવામાં આવે છે. કોઇની આંખ મીંચાઈ જાય છે, કોઇ પોતેજ આંખ મીંચી દે છે અને કોઇ નિદ્રામાંથી ચોંકી આમ તેમ જોવા લાગે છે. કોઇ ઉથલાઇ પડે છે તેથી વીણા સુદ્ધાં ફૂટી જાય છે અને ડમરૂના ટુકડેટુકડા થઇ જાય છે, તોપણ તેને શુદ્ધિ આવતી નથી. કોઈ અઢેલીને બેઠા હોય છે ત્યાંજ ઘોરવા મંડી પડે છે અને કોઇ સારી પેઠે હાથ પગ લાંબા કરીને સુઇ જાય છે. કોઇ પગ વચ્ચે ડોકું ઘાલીને બેસે છે, કોઇ પાસાસેર સુઇ જાય છે અને કોઈ ચક્રની પેઠે ચોતરફ ફરતા રહે છે. કોઇ નિદ્રામાં હાથ હલાવે છે, કોઈ પગ હલાવે છે અને કોઇ કડડડ કડડડ દાંત કચકચાવે છે. કોઈ વસ્ત્ર નીકળી જવાથી નગ્નાવસ્થામાંજ આળોટતા હોય છે અને કોઈની પાઘડી નીચે પડીને ગબડી જાય છે. કોઈ અસ્તવ્યસ્ત દેખાય છે, તો કોઇ મુર્દાની પેઠે દેખાય છે અને તેમના દાંત ખુલ્લા રહેવાથી ભૂત જેવા ખરાબ લાગે છે. કોઇ ખડખડાટ કરતા ઉઠે છે, કોઈ અંધારામાં ફરવા લાગે છે અને કોઈ ઉકરડાપર જઇને ઉંઘે છે. કોઇ ઘડા ઉંચકે છે, કોઇ જમીન ઠંઠોળે છે અને કોઇ ઉઠીને અવળે રસ્તેજ ચાલવા માંડે છે. કોઇ ડરીને બરાડા પાડે છે, કોઈ ડુસકે ડુસકે રડે છે અને કોઇ મજેથી ખડખડાટ હસે છે. કોઇ હાંકજ માર્યા કરે છે, કોઇ

બરાડા પાડે છે અને કોઇ ચોંકીને પોતાના સ્થાનપરજ રહી જાય છે. કોઇ વારંવાર ધવડે છે, કોઇ માથું ખંજવાળે છે અને કોઇ પુષ્કળ ખડખડાટજ કર્યા કરે છે. કોઈ લાળ ગળ્યા કરે છે, કોઇ થુંક્યાજ કરે છે અને કોઇ લઘુશંકા કર્યા કરે છે. કોઇ અપાન વાયુ છોડે છે, કોઇ ખાટા ઓડકાર ખાધા કરે છે અને કોઇ ખોંખારો કરી ફાવે ત્યાં થુંકી દે છે. કોઇ ઉંઘમાંજ શૌચ કરી દે છે, કોઇ ઓકે છે, કોઇ ખાંસે છે, કોઇ છીંકે છે અને કોઇ ઉંઘણુસી પાણીજ માગ્યા કરે છે. કોઇ દુષ્ટ સ્વપ્નથી ગભરાઈ જાય છે, કોઈ સારા સ્વપ્નથી આનંદ ભોગવે છે અને કોઇ ગાઢ નિદ્રામાં જડ થઇને પડેલા હોય છે. આ તરફ પ્રાત:કાળ થયો કે કોઇ પઠનનો આરંભ કરે છે કે કોઇ પ્રાત:સ્મરણ હરિકીર્તન કરવા માંડે છે. કોઇ પ્રતિમાનું ધ્યાન ધરે છે, કોઈ એકાંતમાં જપ કરે છે અને કોઇ પાઠ કરવા લાગે છે. અનેક પ્રકારની વિદ્યા અને કલા શીખનારા લોકો પોતપોતાનો અભ્યાસ શરૂ કરે છે. કોઇ તાલ સુર મેળવી ગાયન ગાય છે. આ પ્રમાણે છેલ્લી નિદ્રા સમાપ્ત થઇને જાગૃતિ પ્રાપ્ત થવાથી લોકો પોતપોતાની વ્યવસાયી બુદ્ધિ પ્રમાણે વ્યવસાયમાં પ્રેરાય છે. મનુષ્ય જ્યારે જ્ઞાતા બની તત્ત્વો (દશ્ય) થી પર થઇ તુર્યાની પેલીપાર જાય છે ત્યારેજ આત્મનિવેદનવડે બ્રહ્મસ્વરૂપ થાય છે.

## समास १० मो–श्रवणमां अंतराय.



કોઇ પણ કાર્યના ઉદ્યોગમાં પડયા કે તેમાં કાંઇ ને કાંઇ વિઘ્ન આવે છેજ; પરંતુ સમય જો અનુકૂળ હોય છે તો કાર્ય આપોઆપ થયેજ જાય છે. જ્યારે કાર્ય નિર્વિઘ્ને ચાલતું રહે છે ત્યારે માણસ સુખી થાય છે અને તેને દિનપ્રતિદિન વિચાર સૂઝવા લાગે છે. મનુષ્યે અવતાર લીધો તો પછી કોઇ નહિ ને કોઈ પણ સમય અનુકૂળ પણ થાય છેજ અને પરમેશ્વર કૃપા કરીને તેને દુઃખ પછી સુખ આપે છેજ. સર્વકાળ જો ઈશ્વર અનુકૂળજ રહે તો તો સર્વ માણસો સજ્જ બની જાય; પરંતુ કેટલોક કાળ તે અનુકૂળ રહે છે અને કેટલોક કાળ નથી રહેતો એમ ચાલે છે. આલોક અને પરલોક એમાંથી કોઈ

એક પણ સાધવાને માટે સ્વાભાવિક અને અદ્ભુત વિવેક હોવો, એ પણ ઈશ્વરનીજ બક્ષિસ છે. સાંભળ્યા વિના જાણવું અને શીખ્યા વિના શાણુ-પણુ આવવું, એવું ભૂમંડળમાં ક્યાંય જોયું પણ નથી અને સાંભળ્યું પણ નથી. સર્વ કાંઇ શ્રવણથી સમજાય છે અને સમજતાં સમજતાં વૃત્તિ નિર્મળ થાય છે અને સારાસારનો નિશ્ચય મનમાં બેસી જાય છે. શ્રવણ એટલે સાંભળવું અને મનન એટલે સાંભળેલી વાતનો વારંવાર વિચાર કરવો. આ ઉભય ઉપાયોથીજ ત્રણે લોકનો વ્યવહાર ચાલે છે. શ્રવણની આડે આવી વિક્ષેપ કરનારી વસ્તુઓ અનેક છે. કેટલીકનું વર્ણન કરીએ ? સાવધાન રહેવાથી સર્વનો અનુભવ થાય છે. જે લોકો પ્રથમથીજ શ્રવણ કરવાને બેઠેલા હોય છે તેઓ વક્તાનું ભાષણ સાંભળતાં સાંભળતાં તલ્લીન થઇ જાય છે; પરંતુ પાછળથી આવેલા શ્રોતાઓ એકાગ્ર થતા નથી. જે મનુષ્ય બહાર ફરીને આવે છે તે અનેક પ્રકારની વાતો સાંભળી આવે છે અને તેથી તે કાંઇ ને કાંઇ ચર્ચા કરતાજ રહે છે, મૂંગા બેસતા નથી. પ્રસંગ જોઇને વર્તનારા લોકો ઘણા થોડા હોય છે. હવે શ્રવણમાં આવતા અનેક પ્રકારના વિક્ષેપો કહું છું તે સાંભળો.

શ્રવણ કરવા બેઠા પછી પ્રથમ તો શરીરમાં આળસ આવવા લાગે છે અને આંખમાં નિદ્રા ભરાવાને લીધે વારંવાર બગાસાં આવે છે. કેટલાક માણસો મનને સ્થિર કરીને શ્રવણ કરવા બેસે છે; પરંતુ તેમનું મન લાગતું નથી અને પૂર્વે સાંભળેલી વાતોજ તેમના મનમાં ઘોળાયા કરે છે. આ પ્રમાણે શરીરને શ્રવણમાં જોડવા છતાં મનમાં બીજાજ વિચાર ચાલતા હોય છે. આવી રીતે જે કલ્પના ઉપર કલ્પનાઓ આવે છે તેનો વિસ્તાર ક્યાં સુધી કરીએ ? જે જે સાંભળવામાં આવે તેટલું સમજી લઇને તે પર વિચાર કરવામાં આવે, તોજ નિરૂપણને શ્રવણ કર્યાનું સાર્થકય થયું સમજવું. મન દેખાય છે થોડુંજ કે તેને પકડી લઇએ ? માટે સૌએ પોતપોતાના મનને બીજી-ત્રીજી વાતોમાં જતાં રોકવું જોઇએ અને રોકીને તેને વિવેકપૂર્વક અર્થમાં જોડવું જોઈએ. નિરૂપણમાં આવીને બેઠો હોય, પરંતુ જો તે પુષ્કળ જમીને આવ્યો હોય તો આવીને બેસે ન બેસે એટલામાંજ તૃષા લાગીને તેનો જીવ આકુળવ્યાકુળ થાય છે. આથી તે તરતજ પાણી મંગાવે છે અને પુષ્કળ ગટગટાવી જાય છે; જેથી તેનો જીવ અકળાય છે અને

તે ત્યાંથી ઉઠીને ચાલતો થાય છે. કોઇ ખાટાખાટા ઓડકારજ ખાધા કરે છે. કોઇનો અપાન વાયુ છૂટતાંજ મોટી ફજેતી થાય છે. કોઇ તો ઘડી ઘડી લઘુશંકાને માટેજ ઉઠયા કરે છે. કોઈને શૌચ લાગવાથી આકુલવ્યાકુલ થાય છે અને બધું છોડીને દોડી જાય છે. આ પ્રકારે નિરૂપણનો સર્વ સમય વ્યર્થ નીકળી જાય છે. કોઇનું મન એકાદ ચમત્કારિક દૃષ્ટાંતમાંજ લાગી રહે છે, તેથી કયાં સુધી નિરૂપણ આવ્યું તે તેના ધ્યાનમાં રહેતું નથી. કોઇ શ્રવણ કરવા બેસે એટલામાંજ વીંછી તેને પોતાનો આંકડો મારે છે અને તેમ થયું એટલે નિરૂપણ નિરૂપણની જગ્યાએ રહીને તરતજ દોડાદોડી થઇ રહે છે. કોઇના પેટમાં ચૂંક ઉપડી આવે છે, કોઇની પીઠમાં શૂળ મારે છે, કોઈના શરીરમાં ફોલ્લા, ખુજલી, દરાજ વગેરે હોવાથી તેનાથી બેસાતું નથી. કોઇને ચાંચડ કરડીને નાશી જવાથી તેનું ચિત્ત વ્યગ્ર થાય છે. કોઇને મોટેથી કાંઇ ગરબડ થતી સાંભળી તો ત્યાંજ દોડી જાય છે. વિષયી માણસો શ્રવણ કરવાને આવે છે તે તો સ્ત્રીઓ તરફજ જોયા કરે છે અને ચોર આવે છે તે પગરખાં બગલમાં મારીને ચાલતા થાય છે. કોઇ પ્રસંગે “આમ નહિ, પરંતુ આમ” એવો વાદવિવાદજ ચાલી રહેવાથી એકબીજાને ઘણો ખેદ થાય છે અને ગાળાગાળીસુધી વાત આવી શાંતિનો ભંગ થાય છે. કોઇ નિરૂપણ સાંભળવાને બેસે છે અને ફાવે તેવી વાત બોલે છે. બીજી તરફ હરિદાસ (કથાકાર) પેટને માટે ‘ રે રે ’ કર્યાંજ કરે છે. ઘણા જ્ઞાતા એકઠા મળે છે તો એકની પાછળ એક બોલ્યાજ કરે છે અને શ્રોતાલોકોનો આશય તો કોણ જાણે કયાંય રહી જાય છે. મારૂં ખરૂં ને તારૂં નહિ એવું કહેવાનો જેનો સદા સ્વભાવ હોય છે, તે ન્યાયનીતિને છોડી દઇને અન્યાય તરફજ ધસે છે. કોઇ પોતાની બડાઇ જણાવવાને માટેજ આમતેમ બકવા મંડી જાય છે; પરંતુ જેમાં ન્યાય નથી હોતો તે અંતે અન્યાયીજ ઠરે છે. એકમાં અભિમાન ઉઠે છે તો બીજામાં તે પરાકાષ્ઠાએ પહોંચે છે. એવા એવા શ્રોતાઓ હોય છે; તેમાં ખરા કોણ અને ખોટા કોણ તે તો કોણ જાણે ? જે વિચક્ષણ અને બુદ્ધિમાન હોય છે તે તો પ્રથમથીજ અજ્ઞાનપણું ધારણ કરે છે. તેઓ કહે છે કે ભાઇ, આપણે તો મૂર્ખ અજ્ઞાની છીએ અને કશુંજ જાણતા નથી. આપણા કરતાં પરમાત્મા મોટા છે એમ જે સમજે છે, તે સંપૂર્ણ સંસારમાં પરમાત્મા વ્યાપ્ત છે એમ ધારી સર્વ લોકોને સંતુષ્ટ

રાખે છે. સભામાં જો કલહ ઉપસ્થિત થાય તો લોકો જ્ઞાતાનેજ દોષ દે છે. તેઓ કહે છે કે, જે બીજાઓનાં મન આકર્ષિત કરી શકતો નથી તે યોગી શેનો ? યોગી હમેશાં પોતાના મનને અંકુશમાં રાખે છે. તે પોતાનામાં ક્ષુલ્લકપણું આવવા દેતો નથી. મહા પુરુષોને ક્ષમા અને શાંતિ અવશ્ય રાખવી પડે છે. વૈર કરવાથી વૈરજ વધે છે અને આપણને દુઃખ ભોગવવું પડે છે; માટે શાણાં માણસોનો આ ગૂઢ મર્મ સૌએ સમજી રાખવો જોઇએ. દુર્ગુણીની પાસે સદ્ગુણી બેસે છે તો તરતજ તેના અવગુણ જાણી લે છે. વિવેકી પુરુષો પોતાનાં સર્વ કામો વિવેકથીજ કરે છે. જે માણસ અનેક પ્રકારના ઉપાય અને દીર્ઘપ્રયત્ન વિવેકના બળ-સહિત કરે છે તેનો મહિમા માત્ર તેજ જાણે છે. દુર્જનો ફસાવે અને બેવકૂફ માણસો બનાવે, છતાંપણ મનુષ્ય જો વિવેકથી ચળે તો તે વિવેકીજ શાનો ? યથાર્થ ન્યાય, પર્યાય અને ઉપાય એ સર્વ મૂર્ખને ક્યાંથી સમજાય ? મૂર્ખને લીધે તો સભામાં અવ્યવસ્થા ફેલાઇ રહે છે; પરંતુ શાણા માણસો તેને પુનઃ સુવ્યવસ્થિત કરે છે. તેઓ પોતે સર્વ સહીને બીજાઓને સહન કરાવે છે અને પોતે શુભ કૃત્ય કરીને બીજાઓની પાસે કરાવે છે. જગતમાં અનેક લોકો છે; પરંતુ તેમાં સજ્જનો પણ હોય છે. સજ્જનોને લીધેજ પ્રાણીમાત્રમાં સમાધાન રહે છે; કેમકે તેઓ (સજ્જનો) લોકોની નાના પ્રકારની ઇચ્છાઓ જાણે છે. તેઓ અનેક પ્રકારના પ્રસંગો અને સમયને ઓળખે છે અને સંતપ્ત થયેલા માણસને અનેક પ્રકારે શાંત કરવાની કલા પણ તેમને જ્ઞાત હોય છે. આવા સમર્થ જ્ઞાતાઓનો વિવેક બહુ બળવાન હોય છે. તેમનાં કાર્ય સર્વ લોકોને સમજાતાં નથી. પુષ્કળ લોકોને યોગ્ય માર્ગે વાળવા અને નાના પ્રકારના મંડળોને ચલાવવાં, એવી સમર્થ પદવી માત્ર એક વિવેક મેળવવાથીજ પ્રાપ્ત થાય છે. સારસારનો વિવેક એકાન્તમાં કરવો. સારરૂપ પરમાત્માજ છે એવી ધારણા મનમાં દૃઢ કરવી. અમુક માણસો આપણા અને અમુક પરાયા એવું માનવું નહિ. એકાતમાંજ વિવેક સૂઝે છે, એકાંતમાંજ યત્ન કરવાની સમજણ પડે છે અને એકાંતમાંજ સમગ્ર બ્રહ્માંડ વિષે તર્ક કરી શકાય છે. એકાંતમાં સ્મરણ કરવાથી ભૂલાઇ ગયેલો ગુપ્ત ભંડાર જડી આવે છે. માત્ર અંતરાત્માની સાથે કાંઇક ફરવું–એકતાનતા કરવી જોઇએ. જેને એકાંતવાસ પસંદ હોય છે તેનું કાર્ય સૌથી પ્રથમ સિદ્ધ થાય છે. તે સિવાય મહત્ત્વ પ્રાપ્ત થઇ શકતું નથી.



# शतक १९ मो

## समास १ लो–लेखननिरूपण.



બ્રાહ્મણોએ બાલબોધ ( નાગરી ) અક્ષરોનો અભ્યાસ રાખીને તેને એવા સુંદર મરોડદાર બનાવવા કે તેને જોતાંજ સુજ્ઞજનોને સંતોષ થાય. કાજળની ઉત્તમ શાહી બનાવવી ને તેવડે મરોડદાર, સરલ અને છૂટાછૂટા અક્ષરે મુક્તામાલા જેવી સુંદર પંક્તિઓ લખવી જોઈએ. પ્રત્યેક અક્ષર સ્પષ્ટ લખવો જોઇએ અને વચમાંની જગ્યા, કાના, માત્રા, રેફ ઇત્યાદિ અક્ષરનાં સંપૂર્ણ અંગો યથાવત્ હોવાં જોઇએ. લખાણની શરૂમાં જેવા સારા અક્ષરો લખ્યા હોય તેવાજ અક્ષરો છેવટ સુધી લખવા અને જાણે સર્વ લખાણના અક્ષર એકજ કલમથી લખેલા હોય એમ જોનારને જણાવું જોઇએ. અક્ષરોનું કાળાપણું, કલમની સુદૃઢતા, અક્ષરોનો મરોડ અને વલણ એ સર્વ એક સમાન હોવાં જોઇએ. પંક્તિમાં પંક્તિ અડવી જોઇએ નહિ. માત્રા, રેફ, બિંદુ ઈત્યાદિ પણ એકમાં એક મળી જવાં જોઇએ નહિ; તેમ અક્ષરો એવા લાંબા ન લખવા કે જેથી એક બીજામાં ઘુસી જાય. ગ્રંથના પૃષ્ઠરૂપ સીસાવતી રેષા (લીટી) કાઢવી અને તે રેષાની સાથે લખતાં ચાલ્યા જવું. પંકિતના અંતરમાં વધઘટ કરવી નહિ. અંતર છેક થોડું તેમજ બહુ વધારે પણ રાખવું નહિ. એવી રીતે લખવું કે ફરી સુધારવાની જરૂર રહે નહિ. ભૂલ શોધ્યા છતાં ન જડવી જોઇએ. લેખકને પુનઃ પૂછવાની આવશ્યકતા પડવી ન જોઇએ. નાની વયવાળાએ તો ઘણીજ કાળજીથી લખવું જોઇએ કે જેથી વાંચનાર ભ્રમમાં પડે નહિ. ઘણા માણસો તરુણાવસ્થામાં બહુ જ

નાના કદના અક્ષર લખી દે છે, પરંતુ વૃદ્ધાવસ્થામાં તેઓ પોતાનાજ અક્ષર વાંચી શકતા નથી; માટે પ્રથમથીજ મધ્યમ કદના અક્ષરો લખવાની ટેવ રાખવી જોઇએ. કાગળમાં ચારે તરફ ખાલી જગ્યા રાખીનેજ વચ્ચે સુંદર અક્ષર લખવા કે જેથી કાગળ ઘસાય તોપણ વચ્ચેના અક્ષરો બગડે નહિ. ગ્રંથ લખવો તો આ રીતે એવી કાળજીપૂર્વક લખવો કે જેથી તેને જોઇને બીજાઓને પણ તેવુંજ લખવાની ઇચ્છા થાય અને એમ બોલી ઉઠે કે, “ આવા લખનારને તો અવશ્ય જોવો જોઈએ. ” કાયાને ગમે તેટલો શ્રમ આપવો પડે; પરંતુ કીર્તિ તો ઉત્તમ પ્રાપ્ત કરવી અને કોઇ નહિ ને કોઇ પણ અસાધારણ ગુણ દર્શાવી લોકોને મોહિત કરી દેવા. જાડો કાગળ લાવી તેને સારી પેઠે ઘૂંટવો અને લખવાનો સામાન પણ જાતજાતનો રાખવો. ચપ્પુ, કાતર, આંકણી, સીસાપેન, નાના રંગો વગેરે સર્વ પ્રકારનો સામાન રાખવો જોઇએ. જુદા જુદા દેશનાં ઘટ્ટ, બારીક અને સીધાં જોઇને બરૂ આણવાં તથા અનેક રંગોના અનેક પદાર્થો સંગ્રહીત કરવા. અનેક પ્રકારનાં કલમ બનાવવાનાં યંત્રો, અનેક પ્રકારની આંકણી તથા તરેહ તરેહની સીસાની ગોળીઓ એકત્રિત કરવી. હિંગળોક સુકો તેમજ પલાળેલો રાખવો અને બીજાપણ ભિન્ન ભિન્ન પ્રકારના રંગોમાં રૂ ભીંજવી રાખવાં. આ પ્રકારે ભિન્ન ભિન્ન પ્રકારની શાહી સંગ્રહીત કરવી. ગ્રંથની ‘ ઇતિશ્રી ’ નાના પ્રકારનાં સુંદર ચિત્રોથી ચિત્રિત કરવી. ચિત્ર આલેખવાનો સામાન પણ દેશ દેશાંતરનો હોવો જોઇએ. નાના પ્રકારની દોરી, વેષ્ટન, લાલરંગનું મીણીયું કપડું, પેટી, તાળું ઇત્યાદિ અનેક પ્રકારનો સામાન પુસ્તકોની રક્ષાને માટે રાખવો જોઈએ.*

---

* આ સમાસદ્વારા તે સમયની લેખનપ્રણાલીપર સારો પ્રકાશ પડે છે.

# समा २ जो–च रतांनरूपण.




છલા સમાસમાં લેખન–પ્રણાલી દર્શાવવામાં આવી. હવે અનેક પ્રકારના અર્થોને જાણવાની રીતિ સાંભળો. અનેક પ્રકારની વાતો સમજી રાખવી જોઇએ. શબ્દ-ભેદ, અર્થભેદ, મુદ્રાભેદ, કાવ્યભેદ અને અનેક પ્રકારના સ્વરભેદ જાણી લેવા જોઇએ. અનેક પ્રકારની શંકાઓ, પ્રત્યુત્તરો, પ્રતીતિઓ અને અનુભવો ઇત્યાદિ જાણવાં જોઇએ; કેમકે તેથી લોકોના અંતઃકરણમાં આનંદ થાય છે. અનેક પ્રકારના પૂર્વ-પક્ષ ( શંકાઓ ), સિદ્ધાંત તથા નિર્ણયોને સારી રીતે જાણી લેવા જોઇએ; માત્ર અનુમાનથી અને અસ્તવ્યસ્ત ( ઢંગધડા વિનાનું ) બોલવું જોઇએ નહિ. પ્રવૃત્તિ હો કે નિવૃત્તિ હો; પરંતુ અનુભવ વિના સર્વ ભ્રાંતિજ છે. અનુભવ વિનાનો માણસ માટીના ઢેફાસમાન છે. તેની જગજ્જયોતિ શી રીતે પ્રદીપ્ત થઈ શકે ? સામાનો હેતુ સમજીનેજ ઉત્તર આપવો જોઇએ. તેના અંતરની સ્થિતિ સમજવી જોઇએ. ચાતુર્યનાં મુખ્ય લક્ષણો આવાં હોય છે. ચાતુર્ય વિના કોઈપણ પ્રયત્ન સફળ થતો નથી. ચાતુર્ય વિના સર્વ વિદ્યા વ્યર્થ છે. ચતુરતા વિના સભામાં મુશ્કેલી આવા પડે છે અને લોકોનું સમાધાન કરી શકાતું નથી. અનેકોનું બોલવું સાંભળવું અને તે સમયે મૌનજ રાખવું. થોડાં ચિન્હો ઉપરથીજ લોકોના મનોભાવ સમજી લેવા. મૂર્ખ લોકોમાં બેસવું નહિ, ઉદ્ધત મનુષ્યોની સાથે વિશેષ વાત કરવી નહિ અને આપણા હિતને માટે બીજાના સમાધાનનું ખંડન કરવું નહિ. અજાણપણાનો વિનય છોડવો નહિ, જ્ઞાની-પણાથી ફુલાઈ જવું નહિ અને સર્વ લોકોનાં મન કોમળ શબ્દોથી પ્રફુલ્લિત કરવાં. પ્રસંગને સારી રીતે ઓળખવો, બહુ લોકોનો દ્વેષ ન વહોરી લેવો અને સત્ય કહીને પણ સભાને મનોભંગ કરવી નહિ. શોધ કરવામાં આલસ્ય કરવું નહિ, ભ્રષ્ટ લોકોમાં બેસવું નહિ અને બેઠા તો કોઈપણ મિથ્યા દોષ આરોપવો નહિ. આર્ત મનુષ્યનું હૃદય પારખવું. ગમે તો વાંચવું થોડું; પરંતુ સમજવું વધારે. ભલા માણસોને ઉન્નતિની ચટક લગાડી દેવી જોઇએ. મિજલસમાં બેસવું નહિ, ભોજન પ્રસંગમાં

જવું નહિ; કારણકે ત્યાં જવાથી આપણી હીનતા થાય છે. સામાના ઉત્તમ ગુણો દર્શાવતા રહી સર્વની સાથે મિષ્ટ બોલવાથી આનંદ થાય છે. મિત્ર સારા જોઇનેજ કરવા. ઉપાસનામાર્ગને અનુસરીને બોલવું, સર્વ લોકોને સંતોષવા અને સર્વનું માન રાખવું. પ્રથમ સ્થલે સ્થલેથી સર્વ વાતોની માહીતિ મેળવીને પછીજ ગામમાં પ્રવેશ કરવો. પ્રાણીમાત્રને બંધુના જેવા પ્રેમથી બોલાવવાં. કોઈને ઉંચો કે નીચો કહેવો નહિ. સર્વનાં હૃદય શાન્ત કરવાં. સૂર્યાસ્ત સમયે કોઈપણ ઠેકાણે જવું નહિ. મનુષ્યમાં વાણી એક એવી ચીજ છે કે તેના યોગથી તે સર્વ જગતનો મિત્ર બની શકે છે. સાધુ પુરુષોને જ્યાં હોય ત્યાંથી શોધી કાઢવા. કથાકીર્તન થતાં હોય ત્યાં જવું, દીનનીપેઠે દૂર બેસવું અને તેમાંનો સર્વ સાર અંતઃકરણમાં લેવો. એવે પ્રસંગે સારા મનુષ્યો મળી શકે છે તેમજ મોટા મોટા પ્રભાવશાળી મનુષ્યો પણ ઓળખાઈ આવે છે. આ પ્રકારે સર્વ જાણી કરીને પછી ધીમે ધીમે તેમનામાં ભળવું જોઇએ. સર્વ ક્રિયાઓમાં શ્રેષ્ઠ શ્રવણ છે અને શ્રવણથી પણ શ્રેષ્ટ મનન છે; કારણકે મનનથીજ ઘણા લોકોને સમાધાન થાય છે. ચતુરાઇથી સર્વ લોકોને ઓળખી લેવા, મનમાં ને મનમાંજ તેમની પ્રતીતિ કરી લેવી. વિના સમજે શ્રમ શા માટે ઉઠાવવો ?

# समास ३ जो—अभागीनां लक्षण.




તઃકરણ સ્થિર કરીને હવે અભાગી મનુષ્યનાં લક્ષણ સાંભળો. તે લક્ષણોનો ત્યાગ કરવાથી ભાગ્યવાનનાં લક્ષણો આપોઆપજ આવે છે. પાપને લીધે દારિદ્ર પ્રાપ્ત થાય છે અને દારિદ્રને લીધે પાતક થાય છે. સદા આમજ થયા કરે છે; માટે અભાગીનાં લક્ષણોનો તો સાંભળીને ત્યાગજ કરવો; જેથી કાંઈક ભાગ્યવાનનાં લક્ષણો પ્રાપ્ત થાય. અભાગીને આલસ્ય રૂચે છે. તેને કદિ પણ ઉદ્યોગ કરવો રૂચતો નથી. તેની વાસના નિરંતર અધર્મમાંજ પ્રવર્તેલી રહે છે. તે સદા સર્વદા ભ્રમિષ્ટ અને નિદ્રાધીન રહે છે અને કાંઇને કાંઇ અટ્ટ-સટ્ટ બકયા કરે છે, તે કોઇના પણ મનને ગમતું નથી. તેને લખતાં આવડતું નથી, વાંચતાં

આવડતું નથી, બજારમાંથી સોદો લાવતાં આવડતું નથી, હિસાબ કિતાબ રાખતાં આવડતું નથી અને તેનામાં બુદ્ધિ પણ હોતી નથી. ખોઈ નાખવું, છોડી આવવું, પાડી નાખવું, ફોડી નાખવું, ભૂલી જવું, ચૂકી જવું એવી એવી અનેક ખોડો તેનામાં હોય છે અને તેને કદિપણ ભલા માણસોનો સમાગમ કરવાનું ગમતું નથી. તેણે ચોરટા અને કુછંદી સાથીઓ મેળવેલા હોય છે. કુકર્મીને મિત્ર કર્યા હોય છે અને પાપી, ચોર તથા નટખટોને એકઠા કરે છે. તે જેની તેની સાથે ટંટો કરે છે, સદા ચોરી કરે છે, પરઘાત કરવામાં અને વાટ પાડવામાં તે હુશિયાર હોય છે. તેની દ્રષ્ટિ દૂર સુધી પહોંચતી નથી, ન્યાયનીતિ રુચતી નથી અને તેનામાં પદાર્થો મેળવવાનીજ વાસના સદા રહ્યા કરે છે. આળસથી થોડાકાળ સુધી શરીર નભે છે; પરંતુ ઉદરનિર્વાહનું સાધન નહિ મળવાથી કામ અટકી પડે છે અને તેની એવી દુર્દશા થઇ જાય છે કે તેની પાસે પહેરવાને ચીંથરૂં પણ રહેતું નથી. તે આળસથી શરીર પોષે છે, સદા કૂખ ખંજવાળ્યા કરે છે અને રાત્રિ–દિવસ ઉંઘ્યા કરે છે. તે લોકોની સાથે મૈત્રી કરતો નથી, અનેક પ્રકારનાં કટુ વચનો બોલે છે અને મૂર્ખતાના યોગથી કોઇનું સાંભળતો નથી. પવિત્ર લોકોમાં જઇને બેસતાં ડરે છે અને ભ્રષ્ટ લોકોમાં દોડતો ચાલ્યો જાય છે. જે કાર્યને લોકો નિંદ્ય ગણે છે તેજ કરવું તેને પસંદ પડે છે. તે અનેક લોકોનો સંહાર કરે છે, પરોપકાર કરી જાણતો નથી. તે સર્વ પ્રકારે નિરંકુશ, પાપી, અનર્થ કરનાર અને મૂર્ખ હોય છે. તે બોલતી વખત સંભાળીને શબ્દ બોલતો નથી, કોઇ રોકવા જાય તો માનતો નથી અને તેનું બોલવું કોઇને પણ ગમતું નથી. તેને કોઇનો વિશ્વાસ હોતો નથી, કોઇની સાથે મૈત્રી હોતી નથી, પાસે વિદ્યા કે વૈભવ કાંઇજ હોતું નથી; માત્ર આડંબર હોય છે. બહુ લોકોનાં મન રાખવાથીજ ભાગ્યશાળીપણું પ્રાપ્ત થાય છે; પરંતુ એવી વિવેકની વાત તે સાંભળતો નથી. તે પોતાની મેળે કશું સમજતો નથી, કોઇ શીખવે તે સાંભળતો નથી, નાના પ્રકારના ઉપાય તેને શું કરી શકે ? તે પુષ્કળ કલ્પનાઓ કરે છે, પરંતુ કાંઇ પણ પ્રાપ્ત થતું નથી; તેથી તે સદાકાળ અનુમાનના સંદેહમાંજ પડયો રહે છે. પુણ્યનો માર્ગ તો તેણે મનથી છોડેલોજ હોય છે એટલે પછી પાપ કેમ કરીને દૂર થાય ? તેનો કાંઇ પણ નિશ્ચય નહિ હોવાથી સંશયથીજ તેનો નાશ થાય છે. તેને કોઇપણ વાત

પૂર્ણ સમજાતી નથી, છતાં તેનાથી સભામાં બોલ્યા વિના રહેવાતું નથી; જેથી તે મૂર્ખ અને લબાડ છે એમ લોકો સમજી જાય છે. જેનો કાંઇપણ નિશ્ચય બહુ લોકોના જાણવામાં આવે છે તેજ પુરુષ જગતમાં માન્ય થાય છે. દેહને કષ્ટ આપ્યાવિના કીર્તિ શી રીતે પ્રાપ્ત થઈ શકે ? લોકમાન્યપણું કાંઇ ફોકટમાં મળતું નથી. અપલક્ષણથી તો માણુસ જ્યાં ત્યાં હડધૂતજ થાય છે. જે માણુસ ભલા મનુષ્યોની સંગતિ કરતો નથી અને શાણો બનતો નથી તેને પોતાનેજ પોતાનો વેરી જાણવો. તે પોતેજ પોતાનું હિત સમજતો નથી. લોકોની સાથે જે કાંઇ ભલાઇ કરવામાં આવે છે તેનો બદલો તેઓ તરત વાળી આપે છે; પરંતુ આ વાત તે અભાગીના મનમાં ઉતરતી નથી. ઉત્તમ ગુણ ન હોવા એજ અભાગીપણાનું લક્ષણ છે અને જે ગુણ ઘણાઓને ન ગમે તેનું નામજ અવગુણ છે. કોઇપણ કાર્ય હોય તે કર્યા વિના થતું નથી. કામ નહિ કરનારો મનુષ્ય તો દુઃખનાજ પ્રવાહમાં તણાયો જાય છે. જે માણુસ ઘણા માણુસોને થોડો પણ માન્ય થતો નથી તેના જેવો પાતકી બીજો કોઇપણ નથી. આવો માણુસ સર્વત્ર નિરાશ્રિત અને દીન થઇને રહે છે; માટે દુર્ગુણોનો ત્યાગ કરવો જોઇએ અને ઉત્તમ ગુણોને સમજવા અને ગ્રહણ કરવા જોઇએ; જેથી કરીને સર્વ કાંઇ મન પ્રમાણે સિદ્ધ થાય છે.

## સમાસ ૪ થો-ભાગ્યવાનનાં લક્ષણો.




છળ અભાગીનાં લક્ષણ વર્ણવ્યાં. આ સર્વ લક્ષણોનો વિવેકથી ત્યાગ કરવો. હવે ભાગ્યવાનનાં સુખદાયક લક્ષણ સાંભળો. હર પ્રકારે પરોપકાર કરવાનો ગુણ જેનામાં હોય છે તે મનુષ્ય સદા સર્વના મનને ગમે છે. જે માણુસ સુંદર અક્ષર લખી જાણે છે, જે ચપળતાથી શુદ્ધ વાંચી જાણે છે અને અનેક પ્રકારના સર્વ અર્થ કહી જાણે છે; જે કોઇનું મન દુભવતો નથી, જે ભલા માણુસની સંગત છોડતો નથી અને જે અન્ય ભાગ્યવંતોનાં લક્ષણ ધ્યાનમાં લે છે; તે માણુસ સર્વ લોકોને વહાલો લાગે છે. તે જ્યાં પણ જાય ત્યાં નવોજ હોય છે. મૂર્ખતાને

લીધે ઉત્પન્ન થતી સંદેહની જાલમાં તે કદિપણ સપડાતો નથી. જે માણુસમાં અનેક પ્રકારના ઉત્તમ ગુણો હોય છે તે સમગ્ર જગતનો મિત્ર બને છે. કીર્તિ પ્રાપ્ત કરવી એ તો પ્રત્યક્ષ આપણાજ હાથમાં છે, પરાધીન નથી. જે માણુસ સર્વનાં મન પ્રસન્ન રાખે છે, જે પુષ્કળ ગ્રંથોનું અધ્યયન કરે છે અને જે પોતાના નિશ્ચયને વિસારે પડવા દેતો નથી; જે નમ્રતાપૂર્વક પૂછી જાણે છે, જે સત્ય અર્થ બતાવી જાણે છે અને જે બોલ્યા પ્રમાણે ઉત્તમ કાર્ય કરી જાણે છે તથા જે ઘણા માણુસોને માન્ય હોય છે; તેની સામે કોઈપણ બોલી શકતું નથી. તે મહાપુરુષ પુણ્યનો તો કેવળ દેદીપ્યમાન રાશિજ હોય છે. તે નિરંતર પરોપકાર કરવામાંજ રત રહે છે, તેથી જેને તેને તેની અગત્ય પડે છે; તો પછી તેને ભૂમંડળમાં કયી વાતની ઉણપ હોય ? ઘણા લોકો તેની રાહ જોયા કરે છે, તે વેળાસર તત્કાળજ જઇને ખડો રહે છે. તે પુરુષથી કોઇનું પણ દુઃખ સહન થતું નથી. તેને ચૌદ વિદ્યા અને ચોસઠ કલા માહિત હોય છે, તેને સંગીત અને ગાયનકલા અવગત હોય છે અને અધ્યાત્મવિદ્યાની શક્તિ તો તેનામાં ઘણીજ હોય છે. તે સર્વની સાથે નમ્રતાથી બોલે છે, તે અન્યના મનનો ભાવ જાણીને તેની સાથે તદનુસાર વર્તે છે અને તે અન્યને કદિ પણ ન્યૂનતા પડવા દેતો નથી. તે ન્યાય, નીતિ, ભજન અને મર્યાદાથી ચાલીને સદા પોતાનો સમય સાર્થક કરે છે; એટલે પછી દારિદ્રપણાની આપદા તો ત્યાં હોયજ કયાંથી ? તે ઉત્તમ ગુણોથી વિભૂષિત હોવાથી પુષ્કળ લોકોમાં શોભે છે અને જાણે સદ્‍ગુણ—પ્રતાપનો સૂર્યજ ઉગ્યો હોય તેવો તે જણાય છે. જ્યાં એવા જ્ઞાતા પુરુષ હોય ત્યાં કલેશ તો ઉઠેજ કેવી રીતે ? જેનામાં ઉત્તમ ગુણોનો અભાવ હોય છે તેજ પ્રાણી દરિદ્ર હોય છે. જે વ્યવહારમાં રાજકાર્યને જાણે છે અને જે પરમાર્થનો સર્વ વિચાર જાણે છે, તેને સર્વોત્તમ ગુણોનો ભોકતા જાણવો. આગળ કાંઇ કહે અને પાછળ કાંઈ કરે એવી જેની રીત હોતી નથી, તે પુરુષની રહેણી સર્વને અલૌકિક લાગે છે. જેથી કોઈના હૃદયને ધક્કો લાગે એવું વર્તન તે કરતો નથી; પરંતુ તે સર્વ સ્થળે વિવેકજ પ્રકટ કરે છે. કર્મવિધિ, ઉપાસનાવિધિ, જ્ઞાનવિધિ, વૈરાગ્યવિધિ અને જ્ઞાતાપણાની વિશાળબુદ્ધિ તેમનામાં રહેલી હોય છે; તે તેનાથી દૂર શી રીતે થઇ શકે ? જેનામાં સર્વ ઉત્તમ ગુણો રહેલા જોવામાં આવે તેને ખરાબ કોણ કહેશે ?

તે આત્માનીપેઠે સર્વનાં હૃદયોમાં વસી રહેલો હોય છે. જેમ નાના મોટા સર્વ કોઇ પોતપોતાના કાર્યમાં તત્પર હોય છે તે પ્રકારે તે મનઃપૂર્વક પરોપકારનાં કાર્ય કરે છે. તે અન્યનાં દુઃખથી દુઃખી થાય છે અને અન્યનાં સુખથી સુખી થાય છે તથા સર્વ લોકો સુખી થાઓ એવીજ તેની વાસના હોય છે. જેમ નાનાં મોટાં સર્વ બાળકોપર વડીલનું એક સરખું લક્ષ્ય હોય છે તેજ પ્રમાણે મહાપુરુષ સર્વની ચિંતા કરે છે. જે કોઇનું દુઃખ જોઇ શકતો નથી, જેને કિંચિત્ પણ દ્રવ્યની વાસના હોતી નથી, જેને ધિક્કારવા છતાં જે સામાને ધિક્કારતો નથી તેજ મહાપુરુષ છે. મિથ્યા શરીરને નિંદવામાં આવે તેમાં તેનું શું ગયું ? જ્ઞાતાને કાંઇ દેહ-બુદ્ધિ જીતી શકે છે ? આમ કદિ બની શકતું નથી. જ્ઞાતા પુરુષ વિલક્ષણ હોય છે, જેથી તે મનુષ્યોમાં કાંઇ પણ ઉત્તમ ગુણ દાખવે છેજ. ઉત્તમ ગુણોથી મનુષ્યો રાજી થાય છે અને ખરાબ ગુણોથી તેમને ખેદ થાય છે. સાધારણ લોકો આ સૂક્ષ્મ બુદ્ધિની વાત ક્યાંથી જાણે ? તે લોકોને બહુજ ક્ષમા કરે છે એવી જ્યારે માણસોને પ્રતીતિ થઇ જાય છે, ત્યારે તેઓ આપોઆપજ તેને નાના પ્રકારે સહાય કરે છે. ઘણા માણસો પોતાને મહાન માને છે; પરંતુ જ્યાંસુધી સર્વ માણસો તેમને મહાન ગણે નહિ ત્યાં સુધી તેમની એવી માન્યતા શા કામની ? મહાપુરુષો તો ધીર, ઉદાર અને ગંભીર હોય છે. જે કાંઇ ઉત્તમ ગુણો છે તે સમ-ર્થનાં સાહજીક લક્ષણો છે અને અવગુણ એ અભાગીનાં સાહજીક લક્ષણ છે.

## समास ५ मो—देहनी उपयोगिता.



ઈ માટીના દેવ પૂજે છે, કોઇ પાષાણના, સુવર્ણના, કોઇ પિત્તળના, કોઈ ત્રાંબાના અને કોઇ ચિત્રના દેવ પૂજે છે. કોઈ રૂની લાકડીના દેવ, કોઇ પરવાળાંના દેવ, કોઇ નર્મદેશ્વર, કોઇ શાલિગ્રામ, કોઇ સૂર્યકાંત અને કોઇ સોમકાંતની પૂજા કરે છે. કોઈ ત્રાંબાનાણું અને કોઇ સુવર્ણનું નાણું દેવાર્ચનમાં પૂજે છે. કોઇ ચક્રતીર્થમાંથી ચક્રાંકિત દેવ લઇ આવે છે. ઉપાસનાના આવા અનેક ભેદ છે. તેમાંના કેટલાનું વર્ણન કરીએ ?

સૌ પોતપોતાની શ્રદ્ધા અનુસાર ઉપાસના કરે છે; પરંતુ તે સર્વ દેવોના મૂળકારણરૂપ જે પરમાત્મા તેનું સ્મરણ અવશ્ય કરવું જોઇએ; કારણ કે નાના પ્રકારના સર્વ દેવતાઓ તે મૂળ પરમાત્માનાજ અંશો છે. સર્વ દેવોના દ્રષ્ટા ( સાક્ષી ) તો મૂળમાં એકજ દેવ છે, તે એકમાંથીજ અનેક દેવ થયેલા છે. વિવેક કરી જોવાથી આ વાત સમજાય છે. દેહવિના ભક્તિ કરવી ફાવતી નથી. દેવ પણ દેહ વિનાના હોતા નથી; માટે દેહજ ઉપાસનાનું મૂળ છે. પ્રથમથીજ દેહને વ્યર્થ માનવામાં આવે તો ઉપાસના રહેજ ક્યાં ? સારાંશ કે દેહ અને આત્માના યોગથીજ ઉપાસના કરી શકાય છે. દેહવિના દેવનું ભજન શી રીતે કરી શકાય ? દેહવિના દેવની પૂજા શી રીતે કરી શકાય ? દેહવિના દેવનો મહોત્સવ શી રીતે કરી શકાય ? અગર, ચંદન, પત્ર, પુષ્પ, ફલ, તાંબૂલ, ધૂપ, દીપ, નૈવેદ્ય, આદિથી દેહવિના શી રીતે પૂજા કરી શકાય ? દેહવિના દેવનું તીર્થ શી રીતે લઇ શકાય ? દેવને ચંદન પુષ્પ કેવી રીતે ચઢાવી શકાય ? અર્થાત્ દેહવિના સર્વ કામ અટકી પડે છે. દેહ હોય તોજ કાંઇક ભજન કરી શકાય છે. સર્વ દેવ, દેવતા, ભૂતો અને દૈવતોમાં જે સામર્થ્ય છે તેપણ તે સર્વના મૂળરૂપ પરમાત્માનુંજ છે; માટે અધિકાર પ્રમાણે તે નાના પ્રકારનાં દૈવતો ( શક્તિઓ )ને પ્રસન્ન રાખવાં. અનેક પ્રકારના દેવોની ઉપાસના પણ તે મૂળ પુરુષ ( પરમાત્મા )નેજ પહોંચે છે; માટે સર્વ દેવોનું સન્માન કરવું. માયારૂપી જે વેલી સર્વત્ર ફેલાયેલી છે, તેને દેહોરૂપી અનેક ફળ લાગેલાં છે અને મૂળમાં જે ચેતનાશક્તિ હતી તેજ ફળોમાં આવેલી છે; માટે ઉદાસીનતા રાખવી નહિ. જે જોવું હોય તે અહીંઆંજ જોવું અને વિશ્વાસ બેસી ગયા પછી સમાધાનથી રહેવું. કેટલાક માણસો સંસાર છોડીને દેવને ઢુંડતા ફરે છે અને જ્યાં જાય છે ત્યાં નાના પ્રકારના સંદેહમાં પડી જાય છે. સામાન્ય લોકો તરફ જોઇએ તો કોઇ ઘરમાંજ દેવપૂજન કરે છે અને કોઇ તીર્થોમાં જઇને દેવદર્શન કરે છે. કોઈ આગળ થઇ ગયેલા અનેક અવતારોની કથા સાંભળીને તેમાંજ પોતાનો નિશ્ચય કરે છે; પરંતુ એ કથાઓનો વિસ્તાર ઘણો મોટો છે. કોઇ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની કીર્તિ સાંભળીને એ દેવોજ શ્રેષ્ઠ છે એમ કહે છે; પરંતુ વસ્તુતઃ તો ગુણાતીત એવો જે જગદીશ્વર તેનેજ જાણવો જોઇએ. વળી એ દેવનું તો સ્થાન પણ નથી અને માપ

પણ નથી, તો પછી તેનું ભજન કેમ કરવું ? એ વિચાર તરફ જોતાં મન સંદેહમાં પડી જાય છે કે, ગુણાતીત પરમાત્માનાં તો દર્શનજ ન: થઇ શકે; તો પછી પાવન કેમ કરીને થઈ શકીએ ? માટે જેઓ એ સર્વ વાતનો માર્ગ જાણુતા હોય તે સાધુજનોને ધન્ય છે. ભૂમંડળમાં નાના પ્રકારના એટલા બધા દેવો છે કે તેમનો પાર આવે તેમ નથી અને મુખ્ય દેવ જે પરમાત્મા તે તો કેમે કર્યો કળાતો નથી ! ( હવે એનો ઉપાય દર્શાવે છે. ) કાર્ય (માયા—દૃશ્ય—વૃત્તિ )ને પ્રથમ દૂર કરવું જોઇએ, તે પછીજ ગુણાતીત દેહને જોઈ શકાશે. તે ગુહ્ય ગુપ્ત પરમાત્મા ત્યારેજ કંઇક સમજાશે. તે પરમાત્મા દ્રષ્ટિવડે દેખાતો નથી, મનવડે જાણી શકાતો નથી, કલ્પનાનો અંત આવે ત્યારે પણ તેનો નાશ નથી, સુકૃત વિના મનને તેનાપર વિશ્વાસ બેસતો નથી. તેનામાં વિશ્વાસ બેઠા વિના કલ્પનાશકિત અનેક પ્રકારની કલ્પના કરે છે, વાસના અનેક ઇચ્છા કરે છે અને અંત:કરણમાં અનેક તરંગો ઉઠે છે. જે વસ્તુ કલ્પનારહિત ( કલ્પનાથી પર ) છે, તેજ શાશ્વત છે. તેને અંત નહિ હોવાથી અનંત કહેવામાં આવે છે. તેને જ્ઞાન—દ્રષ્ટિવડે જોવો જોઇએ અને જોઈને તેનામાંજ રહેવું જોઈએ. સર્વ સંગનો ત્યાગ કરીને નિદિધ્યાસનવડે તેમાં તદ્રૂપ થવું જોઇએ. તેની અનેક પ્રકારની લીલા અને વિચિત્રતાઓને જીવ બાપડો શી રીતે જાણી શકે ? સત્સંગ અને સ્વાનુભવથી તે સ્થિતિ પ્રાપ્ત થાય છે. એવી સૂક્ષ્મ સ્થિતિ અને ગતિ પ્રાપ્ત થતાં અધોગતિ એની મેળેજ નિવૃત્ત થાય છે અને સદ્ગુરુના વચનથી તત્કાલ સદ્ગતિ પ્રાપ્ત થાય છે.

## समास ६ ठो—बुद्धिवादनिरूपण.



રમાર્થી અને વિવેકી પુરુષનાં કાર્યોજ લોકોમાં માન્ય થાય છે; કારણ કે તે વિચાર કરી કરીને પોતાના કાર્યમાં ચુક પડવા દેતો નથી. જેમાં જેમાં સંદેહ રહે તે કાર્ય તે કદિ કરતો નથી. ત દરેક કાર્યનો આદિ અને અંત પ્રથમથીજ વિચારી જુએ છે. જે જાતે નિસ્પૃહ હોતો નથી તેનું કથન કોઇ માનતું નથી. જનાર્દનને અર્થાત્ પ્રત્યેક માણસના હૃદયમાં રહેલા અંતરાત્માને પ્રસન્ન રાખવો કઠિન છે. કોઇ બળાત્કારે ઉપદેશ

આપી ગુરુ બનવા ઇચ્છે છે, તો કોઇ અન્યને વચમાં રાખીને તેના દ્વારા ગુરુ બનવા મથે છે; પરંતુ તેઓ લાલચુ હોવાથી લોકોની દૃષ્ટિમાં સહજમાંજ હલકા પડી જાય છે. જેને વિવેક બતાવવો છે તેજ જો આમ પ્રતિકૂલ થાય તો પછી આગળ કામ શી રીતે નભી શકે ? કોઇ કોઇવાર બંધુજ બંધુને ઉપદેશ આપી ગુરુ બની બેસે છે, પરંતુ એમાં પાછળથી ફજેતીજ થાય છે; માટે ઓળખીતા માણસોમાં મહંતી ફેલાવવીજ નહિ. એમ કરવાથી પ્રથમ તો સારૂં લાગે છે; પરંતુ પાછળથી ગરબડ થાય છે. આવું કાર્ય વિવેકી લોકો શી રીતે માન્ય કરી શકે ? અવિવેકી માણસોનેજ માત્ર જેમ તેમ આ કાર્ય માન્ય થાય છે. પતિ શિષ્ય અને સ્ત્રી ગુરુ બને એ પણ એક વિચિત્રજ વાત છે ને ! જે અનેક પ્રકારના ભ્રષ્ટાચાર ચાલે છે તેમાંનોજ આ પણ એક છે. કેટલાક ગુરુ કાંઇ પણ સ્પષ્ટ વિવેક દર્શાવતા નથી. લોકોને તેઓ આડું અવળું સમજાવીને મુખ્ય નિશ્ચય તેમના અનુમાનમાં આવવા દેતાજ નથી. કોઇ અભિમાની બની જાય છે. તેને વિવેક સમજાવતાં તે સાંભળતો નથી. આવા ગુરુઓ દૂરદર્શી પૂરા સાધુ હોતા નથી. મારી સલાહ તો એ છે કે કોઇ પાસે કાંઇ પણ માગવું નહિ; પરંતુ ભગવદ્ભજન વધારવું અને વિવેકબલથી લોકોને ભક્તિમાં જોડવા. પોતાની ઇચ્છા, સ્વધર્મ અને લોકાચાર અનુસાર વર્તીને વિવેકપૂર્વક પરાયાં મન સંભાળવાનું કામ અતિ કઠિન છે. પોતે કોઇ મુસલમાનને ગુરુ કરે અને ચમારને શિષ્ય બનાવે તો તેથી જનસમુદાય ભ્રષ્ટ થઇ જશે; માટે એમ ન કરતાં બ્રાહ્મણની મંડળીઓ એકત્રિત કરવી, ભક્તમંડળને માન આપવું અને સંતમંડળની શોધ કરવી. ઉત્કૃષ્ટ અને ભવ્ય વાત હોય તેનેજ ગ્રહણ કરવી, શંકાશીલ વાતોનો ત્યાગ કરવો અને નિસ્પૃહતાવડે જગતમાં વિખ્યાત થવું. અક્ષર ઉત્તમ લખવા જોઇએ, વાંચન ઉત્તમ હોવું જોઇએ, ઉત્કૃષ્ટ અર્થો કહેવા જોઇએ અને ગાયન, નૃત્ય, પઠન સર્વ કાંઇ ઉત્તમ હોવું જોઇએ. ઉપદેશ સારો હોવો જોઇએ, મૈત્રી સારી હોવી જોઇએ, રાજનીતિના વિષયમાં બુદ્ધિ ઉત્તમ અને તીક્ષ્ણ હોવી જોઇએ અને પોતે નાના પ્રકારે અલિપ્ત રહેવું જોઇએ. સદા હરિકથાનો છંદ હોવો જોઇએ. સર્વને હરિનામનો છંદ લાગવો જોઇએ અને સૂર્યના જેવો પ્રકટ ઉપદેશ આપવો જોઇએ. દુર્જનોને સંભાળવા, સજ્જનોને પ્રસન્ન રાખવા અને સર્વના મનની વાત

જેવી ને તેવી જાણવી. એવા સાધુ પુરુષની સંગતિથી મનુષ્ય બદલાઇ જાય છે અને તેનામાં ઉત્તમ ગુણો સત્વર આવે છે તથા જનસમુદાય ઉત્તમ અભ્યાસમાં જોડાય છે. એવો પુરુષ જ્યાં જાય ત્યાં સદા નવોજ લાગે છે અને લોકો ઇચ્છે છે કે તે અહીંજ રહે તો સારૂં; પરંતુ તે લાલચમાં પડતો નથી. ઉત્કૃષ્ટ ભક્તિ, ઉત્કૃષ્ટ જ્ઞાન, ઉત્કૃષ્ટ ચાતુર્ય, ઉત્કૃષ્ટ ભજન, ઉત્કૃષ્ટ યોગ અને ઉત્કૃષ્ટ યોગાનુષ્ઠાનનોજ તે સ્થળે સ્થળે પ્રચાર કરતો રહે છે. તેણે ઉત્કૃષ્ટ નિસ્પૃહતા ધારણ કરેલી હોવાથી તેની કીર્તિ દિગંતરે પ્રસરેલી હોય છે અને તેની ઉત્કૃષ્ટ ભક્તિને લીધે જન-મંડળને સમાધાન પ્રાપ્ત થાય છે. મનુષ્યમાં કાંઇ પણ ઉત્કૃષ્ટતા સિવાય કદિ પણ તેની કીર્તિ પ્રસરતી નથી. વનેવન મિથ્યાજ ભમવાથી શું વળે? દેહનો કશો ભરોસો નથી. આયુષ્ય ક્યારે ખુટી પડશે અને કયો પ્રસંગ ક્યારે આવશે તે કોઈ જાણતું નથી, માટે સદા સાવધાન રહેવું. જેટલાં પણ થઈ શકે તેટલાં સત્કર્મ કરવાં અને ભગવત્કીર્તિથી જગતને ગજાવી મૂકવું. જે જે કાર્યો આપણને અનુકૂળ હોય તે તે તત્કાળ કરવાં અને ન થઇ શકે એવાં કાર્યોનો નિર્મળ વિવેકવડે વિચાર કરવો. જગતમાં એવી કોઇ વસ્તુ નથી કે જે વિવેકવડે સમજી ન શકાય. એકાંતમાં વિચાર કરવાથી સર્વ વાત સમજાય છેજ. જ્યાં સદા વિચાર અને પ્રયાસ ચાલે છે ત્યાં શી ન્યૂનતા પડે ? પરંતુ એકાંતસેવન વિના પ્રાણીમાં તેટલી બુદ્ધિ ક્યાંથી આવે ? માટે મનુષ્યે એકાંતમાં બેસી વિચાર કરવો જોઇએ અને આત્મારામને ઓળખવો જોઇએ, જેથી પછી અહીં તહીં સુધી પણ સંશય રહેશે નહિ.

## समास ७ मो—प्रयत्नवा .



કોમાં હરિકથાની ધૂમ મચાવી દેવી, અધ્યાત્મનિરૂપણનાં વ્યાખ્યાન આપવાં અને કોઈપણ વિષયમાં ન્યૂનતા રહેવા દેવી નહિ. ઉપદેશક ભૂલ કરે તો તે ઉપદેશકનેજ સમજાય છે; અન્ય અજ્ઞાન લોકો તો ટગર ટગર જોયા કરે છે. વકતાને ઉત્તર દેતાં વાર લાગે તો તે શ્રોતાઓના કળવામાં આવી

જાય છે અને તેમ થયું એટલે વકતાનું મહત્વ જતું રહે છે. વ્યર્થ બકબક નહિ કરતાં થોડું બોલીનેજ સમાધાન કરવું. ક્રોધ ચડયો હોય તોપણ મનને વશ રાખવું અને સર્વ મનુષ્યોનાં મન હરણ કરી લેવાં. જે સહનશીલ હોતો નથી અને જે વ્યર્થ ક્રોધ કરે છે, તેની તામસ વૃત્તિ લોકોમાં પ્રકટ થઈ જાય છે અને તેની ઉપર શ્રોતાઓનો પ્રેમ રહેતો નથી. કયા કયા માણુસોને પ્રસન્ન કર્યા અને કયા કયા માણુસોને મનોભંગ કર્યા તે ક્ષણે ક્ષણે તપાસતા રહેવું. શિષ્યના મનમાં વિકલ્પ થવાથી તે કુમાર્ગે પ્રવૃત્ત થાય છે અને ગુરુ પણ લાલચથી તેની પાછળ પાછળ ચાલે છે. વિચાર કરીને જોતાં આ સર્વ વિકલ્પનુંજ પરિણામ છે. જે આશાથી બંધાયલો અને ક્રિયાહીન હોય છે, જેનામાં ચાતુર્યનું લક્ષણ હોતું નથી, તેનો આપવડાઇનો બડબડાટ બંધ થતો નથી. એવા સાધુઓ ધીમે ધીમે હળવા પડતા જાય છે અને ઘડી ઘડી દુઃખી થાય છે. આવા સાધુઓના સમાગમમાં જે લોકો આવે તેમને પણ સુખ શી રીતે મળી શકે ? જ્યાં ત્યાં કીર્તિનાં દુંદુભિ વાગી રહેવાં જોઇએ. સર્વ લોકોને આ માણુસ આપણી પાસે રહે તો સારૂં એમ લાગવું જોઇએ. આ પ્રમાણે લોકોને રાજી રાખીનેજ સર્વ કાર્યો કરવાં. પરાયા લોકોમાં હોઇએ ત્યારે સર્વથી અલિપ્ત રહીને મૌનપૂર્વક સમાજનો વિચાર કરવો, કોઈની પાસે કોઇપણ વસ્તુનો તગાદો કરવો નહિ. જે પક્ષમાં જગતનું વલણ હોય છે તેજ પક્ષમાં જગન્નાયક હોય છે એવો વિવેક સમજવો જોઈએ. વિવેકી માણુસ આ પ્રમાણે રાત્રિદિવસ સંભાળીનેજ ચાલે છે. માત્ર પોતેજ સારો અને સર્વ લોકો ખરાબ એમ શી રીતે બની શકે ? ઉજ્જડ દેશમાં જોવાનું શું હોય અને લોકોને છોડીને રહેવું પણ ક્યાં ? માટે ખોટાને છોડતા જઇને શુભનું ગ્રહણ કરતા રહેવું જોઇએ. લોકોમાં જેને વર્તતાં આવડતું નથી તેનું મહંતપણું કામ આવતું નથી. તેણે તો માત્ર પરલોક સાધનનો ઉપાયજ શ્રવણ કરતા રહેવું જોઈએ. આપણુને સારી રીતે તરતાં આવડતું ન હોય તો પછી ઇતર માણુસોને ડૂબાડવામાં શો લાભ ? આવી સ્થિતિમાં પ્રેમ વ્યર્થ થાય છે અને સંપૂર્ણ વિકલ્પજ પ્રસરી રહે છે. લોકોને સંભાળવાની આવડત હોય તોજ મહંત તરીકે પ્રકટ થવું, નહિતર ગુપ્તજ રહેવું; કારણ કે પ્રકટ થયા પછી કાર્ય બગાડવું એ સારૂં નથી. મંદ મનુષ્ય ધીમે ધીમે ચાલે છે; પરંતુ ચપલ મનુષ્ય કેવો શીઘ્ર-

તાથી માર્ગ આટોપે છે ! અરબી ઘોડાને ફેરવનારો કેવો હોવો જોઇએ તેનો વિચાર કરી જુઓ. આ કામ અતિ અટપટાં છે. આ તીક્ષ્ણ બુદ્ધિના મર્મો ભોળા લોકો શી રીતે સમજી શકે ? ખેતી કરવામાં આવે અને મહેનત કરવામાં ન આવે; વ્યાપાર કરવામાં આવે અને ભ્રમણ કરવામાં ન આવે; લોકોને એકત્ર કરવામાં આવે અને તેમનાં મન વાળવામાં ન આવે તો કામ શી રીતે ચાલી શકે ? લોકોનો ( શ્રોતાઓનો ) ઉત્સાહ ચઢયો બઢયો જાય ત્યારેજ પરમાર્થ સિદ્ધ થાય છે. દોષ કહાડવાથી તો લોકોને ઉલટો કંટાળો આવે છે. જો આપણું લોકો માને નહિ અને લોકોનું આપણે માનીએ નહિ, તોપછી ઉભયના મનમાં શંકાજ રહે; સમાધાન કયાંથી થાય ? જ્યાં સત્યાનાશી દીક્ષા આપનારા ગુરુ અને લોકો ( શિષ્યો ) ઠગ ત્યાં વિવેક હોય કયાંથી ? જ્યાં અવિવેકજ ફેલાયેલો હોય ત્યાં રહેવું પણ ઇષ્ટ નથી. કંઈએક લોકો દીર્ઘકાળ પર્યંત શ્રમ કરે છે; પરંતુ અંતે તે સર્વ વ્યર્થ થાય છે. આપણાથી પાર પડી શકાય તેમ ન હોય તો પછી ઉપાધિ વધારવીજ શા માટે ? કાર્ય નિયમપૂર્વક ચાલે તોજ તે ઠીક છે, નહિ તો સર્વ સંતાપજ સમજવો. આવી સ્થિતિમાં ક્ષણે ક્ષણે જે વિક્ષેપ આવે છે, તેનું શું વર્ણન કરીએ ? મૂર્ખ લોકો પોતાની મૂર્ખતાને લીધેજ ભટકતા ફરે છે અને જ્ઞાતાઓ પણ વાદવિવાદ કરી કલહ ઉપસ્થિત કરે છે; પરંતુ એ ઉભય નિન્દનીય છે. આ લોકોમાં પોતાનો કારભાર સંભાળવાની શકિત હોતી નથી અને તેમનાથી ચૂપ પણ બેસી શકાતું નથી; માટે એમાં બીજા માણસોનો શો દોષ ? એવા માણુસ માટે તો ઉપાધિ અંતરાય કરનારી છે; માટે તેણે તેનો પરિત્યાગ કરવો જોઇએ અને પરિભ્રમણ કરીને પોતાનો જન્મ સાર્થક કરવો જોઈએ. જે માણુસ પરિભ્રમણ પણ કરી શકતો નથી અને અન્ય માણસોની કોઇ વાત સહન પણ કરી શકતો નથી, તેને વિકલ્પની અનેક યાતનાઓ ભોગવવી પડે છે. અસ્તુ. આપણું કલ્યાણ આપણા પોતાનાજ હાથમાં છે. આપણે પોતેજ આપણા હિતનો વિચાર કરવો જોઈએ અને અનુકૂળ લાગે તેમ વર્તવું જોઇએ.

# સમાસ ૮ મો—ઉપાધિનિરૂપણ.



સૃષ્ટિમાં અનેક પ્રકારના લોકો છે. પરિભ્રમણ કરવાથી અનેક કૌતકો પ્રતીત થાય છે અને અનેક પ્રકારનો વિવેક પ્રાપ્ત થાય છે; કેમકે કંઈએક વ્યાવહારિક લોકોની વૃત્તિ અખંડ જગતમાં રહેવા છતાં પણ જગતથી ઉદાસીન હોય છે અને સુખ કે દુઃખમાં તેમનું સમાધાન ડગતું નથી. તેઓ સ્વભાવથીજ મિત (પ્રમાણસર) બોલે છે અને નિયમપૂર્વક ચાલે છે. તેમની બોલવાની પદ્ધતિ એવી અપૂર્વ હોય છે કે તે સર્વને પ્રિય લાગે છે. તેમને સ્વભાવથીજ તાલજ્ઞાન પ્રાપ્ત હોય છે અને સહેજજ રાગજ્ઞાન પ્રાપ્ત હોય છે. તેમને સ્વભાવથીજ ન્યાય અને નીતિનું સ્વરૂપ સમજાય છે. એકાદ પણ આવો શૂર પુરુષ મળી જાય છે તો તેથી સર્વ લોકો પ્રસન્ન થાય છે અને તેના પ્રત્યે પ્રાણીમાત્રની પ્રીતિ સદા તાજીજ રહે છે. પુષ્કળ માણસોને જોતાં જોતાં અકસ્માત્ કોઇવાર આવો શ્રેષ્ઠ માણસ મળી જાય છે અને તરતજ તેનામાં મહંતનાં લક્ષણો જણાય છે. આવો માણસ પ્રાપ્ત થતાં ગુણગ્રાહક પુરુષો તેના ચમત્કાર જોઇ મોહિત થઇ જાય છે; કારણ કે તેનો આચાર અને ઉપદેશ અનુભવયુક્ત તથા નિશ્ચિત હોય છે. આપણા દુર્ગુણો આપણને સદ્ગુણોરૂપે લાગવા, એ સર્વ અવગુણોમાં મોટો અવગુણ છે; એ અતિ મોટું પાતક છે. એથી દરિદ્રતા કદિપણ નિવૃત્ત થતી નથી. અતિશય પ્રયાસ કર્યા છતાં પણ જે કાર્ય સિદ્ધ થતું નથી તે કેટલીક વેળા સ્વાભાવિકપણેજ થઇ જાય છે અને તેમાં દાવપેચની આપદા વેઠવાની લેશ પણ જરૂર રહેતી નથી. એક માણસને અભ્યાસ કર્યા છતાં પણ જે કાર્ય આવડતું નથી તે બીજાને સહજજ આવડે છે. ભગવાનનો આ શું અને કેવો ચમત્કાર છે તે કાંઇ સમજાતું નથી. મોટાં મોટાં રાજકાર્યોમાં ચૂક આવી જાય છે અને તેમાં વિઘ્ન આવી પડે છે, તથા એવી અનેક પ્રકારની ચૂકોથી ચોતરફ ફજેતી થાય છે; માટે ચૂક કરશો નહિ તો પછી સરળતા માટે બીજા પણ અનેક ઉપાયો પ્રાપ્ત થશે. ચૂક કરવાથી તો ઉલટા ઉપાયજ અપાય (વિઘ્ન) રૂપ થઈ પડે છે. સામાન્ય મનુષ્યોને પોતાની શું ભૂલ થઇ છે, તે સમ-

જાતું નથી અને પોતાની ભૂલ શોધવા તરફ તેમનું મનજ વળતું નથી. તેમનું મિથ્યાભિમાન નહિ ગળતું હોવાથી ઉભય લોકોમાં તેમની દુર્દશાજ થાય છે. આખી સંસ્થા નષ્ટ થઈ જઈને લોકોનાં મન ભંગ થઇ જાય છે; પરંતુ ભૂલ ક્યાં થઇ તે તેમને સમજાતું નથી. ઉદ્યોગ વિનાનો જે કારભાર ઉઠાવવામાં આવે છે તે નષ્ટ-ભ્રષ્ટજ થઇ જાય છે. કારણ એમાં એજ હોય છે કે, તેમાં દૂરદર્શિતાની સાથે બુદ્ધિનો સંબંધ જોડવામાં આવેલો હોતો નથી. કેટલાક માણસો એવા મૂઢ હોય છે કે તેમનાં કામ બ્હાવરાના જેવાં ( અવ્યવસ્થિત ) હોય છે. આવા માણસો નાના પ્રકારના વિકલ્પોની એવી તો જાળ ફેલાવી દે છે કે એ જાળને તેઓ પોતે પણ ઉકેલી શકતા નથી, તો અન્યોને તો તેમાં સમજ શી પડે ? તેના બોલવામાં સ્થલે સ્થલે કલ્પનાજ પ્રકટ થાય છે. આવી ગૂઢ કલ્પનાઓને કોણ સમજી શકે ? કોણ આવીને તેનું નિવારણ કરાવે ? જે માણસ એવી કલ્પનામાં ફસ્યો હોય તેણે પોતેજ પોતાની બુદ્ધિને સ્થિર કરવી જોઇએ. જે ઉપાધિને સંભાળી શકતો ન હોય તેણે ઉપાધિ વધારવીજ નહિ. તેણે તો ચિત્ત સ્થિર કરીને સમાધાનમાં રહેવુંજ ઇષ્ટ છે. દોડાદોડ કરી ઉપાધિ વધારવી અને પોતાની જાતને તથા અન્યોને ત્રાસ આપવો, એ વાત જરા પણ કામની નથી. લોકોને પણ જેથી અતિ કષ્ટ થાય અને પોતાને પણ બહુ ત્રાસ વેઠવો પડે, એવી વ્યર્થ ઉપાધિની ખટપટ કરવીજ શા માટે જોઈએ ? અસ્તુ. ઉપાધિનાં કામજ એવાં છે કે એમાં કેટલુંક સુધરે તો કેટલુંક બગડે પણ ખરૂં; માટે જગતની સર્વ વ્યવસ્થા આજ પ્રકારની છે એમ સમજીને વર્તવામાં આવે તોજ ઠીક. સર્વ લોકોમાં ભક્તિભાવ કયાંથી હોય ? તેમની ભક્તિને તો આપણે જાગૃત કરવી જોઇએ અને અંતે કોઇની ઉપર પણ દોષ આવવા દેવો જોઇએ નહિ. સારૂં માઠું સર્વ અંતરાત્માજ કરે છે, નિર્ગુણ તો સર્વથી અલિપ્ત છે. નિર્મળ અને નિશ્ચળ એવો જે પરમાત્મા તેજ માત્ર એક વિશ્રાંતિનું સ્થળ છે; તેમાં સર્વ વિકારો ત્યાંજ નિર્વિકાર બની જાય છે. તેના સાન્નિધ્યમાં સર્વ ઉદ્વેગો નષ્ટ થાય છે અને મનને વિશ્રાંતિ પ્રાપ્ત થાય છે. આ મહાદુર્લભ પરબ્રહ્મસ્થિતિ વિવેકવડે પ્રાપ્ત કરવી જોઇએ. મૂળથી તો આપણને કિંચિત્ પણ ઉપાધિ નથી, સર્વ ઉપાધિ પોતપોતાનાં કર્મોના યોગથીજ પ્રાપ્ત થઇ છે; માટે એના સંયોગથી તેમજ

વિયોગથી પણ વસ્તુતઃ આપણને કશીજ હાનિ નથી. જે માણસ ઉપાધિથી ગભરાઇ જાય છે, તેણે ઉપાધિ ગ્રહણ કરવીજ ન જોઇએ. તેણે તો માત્ર શાંત થઇને બેસીજ રહેવું જોઇએ. જે કાર્ય આપણાથી સંભાળી શકાય નહિ તે માથેજ શા માટે લેવું ? થોડી ઉપાધિ પણ ગ્રહણ કરવી જોઇએ અને થોડી વિશ્રાંતિ પણ લેવી જોઇએ. આ રીતે કાળ નિર્ગમન કરવાથીજ આપણને વિશ્રાંતિની તક મળે છે. ઉપાધિ કાંઈ સદાસર્વદા રહેતી નથી; સમાધાન–સદૃશ કોઇ શ્રેષ્ઠ વસ્તુ નથી તથા નરદેહ કાંઈ વારંવાર પ્રાપ્ત થતો નથી.

## समास ९ मो—राजकार्यनि ्रूपण.



જે જ્ઞાની તથા ઉદાસીન હોય તથા જેને સમુદાય એકત્ર કરવાની ઇચ્છા હોય તેણે નિરંતર એકાંતમાં સ્વસ્થ ચિત્તે રહેવું; કારણ કે એકાંતમાં માણસને યુક્તિ સૂઝે છે, મનમાં નિરંતર ઉહાપોહ થયા કરે છે અને પ્રાણી માત્રની સ્થિતિ તથા ગતિ વિદિત થાય છે. જો તે કશો વિચારજ કરશે નહિ તો તેને કાંઇ પણ સમજાશે નહિ. દેવાળીઓ માણસ જમાખર્ચનો હિસાબ જોતો નથી. કોઇ નવીન ધનદોલત મેળવે છે અને કેટલાક હોય તે પણ ગુમાવે છે. આ સર્વ ઉદ્યોગની વાત છે. મનમાં ધારેલી બાબતને પ્રથમથીજ યથાવત્ સમજી રાખવાથી અનિષ્ટ થવાની સંભાવના રહેતી નથી. એક સ્થાનમાં દીર્ઘકાળ સુધી રહેવાથી સ્નેહ બંધાય છે અને અતિ પરિચયથી અવજ્ઞા થાય છે; માટે એક સ્થાને દીર્ઘકાળ રહેવું ન જોઇએ. આળસ કરવાથી સર્વ કારભાર ડૂબી જાય છે અને સમુદાય એકત્ર કરવાનો ઉદ્દેશ સફળ થતો નથી; માટે નિત્યનિયમની સાથે ઉપાસનાનાં અનેક કાર્યો લોકોને બતાવી દેવાં. આમ કરવાથી તેમને અન્ય કૃત્રિમ કામો કરવાની સંધિજ મળશે નહિ. ચોર માણસનેજ ભંડારી બનાવવો અને જો તે પતિત થવા લાગે તો તેનો હાથ પકડવો તથા ધીમે ધીમે તેની મૂર્ખતા દૂર કરવી. આ સર્વ અનુભવની વાતો છે. કોઈ પણ પ્રાણીને દુઃખ નહિ દેતાં રાજનીતિથી પણ ચોતરફનો

સમુદાય એકઠો કરી શકાય છે. તેમ કરવા ઇચ્છનારે દુર્જનોને માટે દુર્જનોનીજ યોજના કરવી અને વાચાલની સામે વાચાલનેજ ઉભા કરી દેવા; પરંતુ આપણી ઉપર વિકલ્પની જાલ આવવા દેવી ન જોઇએ. કાંટાથીજ કાંટાને કાઢવો; પરંતુ કાઢતાં તેને જાણવા ન દેવું. કલહને માટે તો સ્થાનજ રહેવા દેવું નહિ. ગુપ્ત રીતે–કોઈ જાણી ન શકે એવી રીતે કાર્ય કરવામાં આવે તો તે તત્કાલ સિદ્ધ થાય છે. ખુલ્લું થઈ ગયા પછી તેમાં ચમત્કાર રહેતો નથી. કોઇનો યશ સાંભળીને તેના પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થવી જોઇએ અને તે મનુષ્ય સાક્ષાત્ જોવામાં આવતાં તે પ્રીતિ વધારે દૃઢ થવી જોઇએ; તથા પ્રત્યક્ષ પરિચય થયા પછી તેની સેવા કરવી જોઇએ. કોઈપણ કામ કરવાથી થાય છે અને ન કરવાથી તે પાછળ પડી જાય છે; માટે શિથિલતા રાખવી નહિ. જે અન્યને ભરોસે રહે છે તેનો કારભાર ડૂબી જાય છે; માટે જે આત્મવિશ્વાસ રાખી સ્વયંકષ્ટ સહન કરી પોતાનું કાર્ય સંભાળે છે તેજ ખરો પુરુષ છે. સર્વને સર્વ વાતો વિદિત થવા દેવી જોઇએ નહિ; કારણ કે એમ થવાથી તે વાતોનું મહત્વ રહેતું નથી. પ્રધાનસૂત્ર આપણા પોતાના હાથમાં રાખવું જોઇએ અને જે કાંઇ કરવું હોય તે સર્વ જનસમુદાયદ્વારા કરાવવું જોઇએ. રાજકાર્યમાં અનેક કુશળ લોકોની યોજના કરવી જોઇએ. વાચાલ, પહેલવાન અને ટંટાખોરોને પણ આપણા હાથમાં રાખવા જોઈએ; પરંતુ રાજકાર્યમાં સર્વ દુર્જનોનીજ ભરતી ન કરવી જોઇએ. વિરોધીઓને ભેદથી પકડવા જોઇએ અને રગડી રગડીને તેમનો આટો કાઢી નાખવો જોઇએ; પરંતુ પાછળથી તેમને સંભાળી લેવા જોઇએ, તેમને સર્વથા નષ્ટ કરી નાખવા નહિ જોઇએ. દુષ્ટ દુર્જનોથી ડરી જવાથી રાજકાર્યનું મહત્વ રહેતું નથી અને બુરી ભલી સર્વ વાતો પ્રકટ થઇ જાય છે. મોટો સમુદાય એકત્ર કરવો હોય તો આકર્ષણ શક્તિ પણ મોટીજ હોવી જોઇએ; પરંતુ મઠ બનાવી–સમુદાય એકત્ર કરીને પછી માત્ર આડંબર કરીને બેસી રહેવું ન જોઇએ. દુર્જનોને આપણા મનથી ઓળખી લેવા જોઇએ; પરંતુ તેમના સંબંધમાં કાંઇ બહાર બોલવું ન જોઇએ. તેમને પણ સજ્જનોની પેઠેજ માન આપીને પ્રસન્ન રાખવા જોઇએ. લોકોમાં દુર્જન પ્રકટ થાય છે ત્યારે ભારે ખટપટ મચી જાય છે; માટે તેમનો માર્ગજ બંધ કરી દેવો જોઇએ. શત્રુની સેનાને જોતાં વેંતજ રણધુરંધર

વીરોના બાહુ ફરકવા લાગે છે. આવાજ ધર્મના પક્ષપાતી-ધર્માત્મા રાજા હોવા જોઇએ. તેને જોતાંજ દુષ્ટો ભય પામે છે. તે અનુભવી હાથોથી પ્રહાર કરે છે એટલે ઉપદ્રવ તથા પાખંડ સહજ નાશ પામી જાય છે. આ સર્વ કુશળતાનાં કામો છે. રાજનૈતિક વિષયોમાં દૃઢતા હોવી જોઇએ. શિથિલતામાં ફસાવું જોઇએ નહિ. ચતુર રાજનૈતિક પુરુષ ક્યાંય પણ દેખાવ આપતો નથી; છતાં સ્થલે સ્થલે તેનીજ વાત થયા કરે છે અને તે પોતાના વાગ્વિલાસથી સમગ્ર સૃષ્ટિને મોહિત કરી દે છે. તોફાનીની સામે તોફાની, ભામટાની સામે ભામટા અને મૂઢની સામે મૂઢને યોજવા જોઇએ. લઠ્ઠની સામે લઠ્ઠ, ઉદ્ધતની સામે ઉદ્ધત અને નટખટની સામે નટખટોનેજ યોજવા જોઈએ. જેવાની સામે તેવા મળે ત્યારેજ સભાનો રંગ જામે છે; પરંતુ આ સર્વ થયા કરે, છતાં એ સર્વનો કર્તા ક્યાં છે તેનો પત્તો કોઇને લાગવો ન જોઇએ.

---

# समास १० मो—विवेकलक्षणनिरूपण.



જે નિરંતર અનેક પ્રકારની ચર્ચા ચલાવે છે, જે સદા સર્વદા અનેક પ્રકારના તર્કો ચલાવે છે, જે સદા સર્વદા રાજનૈતિક કાર્યોનો વિચાર ચલાવે છે, જે સમગ્ર સૃષ્ટિના ઉત્તમોત્તમ ગુણોનું નિરૂપણ કરે છે અને જે નિરૂપણ વિના એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવતો નથી, જે શાસ્ત્રાધારે નાના પ્રકારની વક્તૃતાથી શંકાસમાધાન કરે છે, જે સત્યાસત્યનો નિર્ણય કરે છે અને જે સદા સર્વદા ચર્ચામાંજ નિમગ્ન રહે છે; તેને ભક્તિમાર્ગ સ્પષ્ટ રીતે સમજાય છે, તેને ઉપાસનામાર્ગ સારી રીતે માહિત હોય છે અને તે જ્ઞાનવિચારથી અંતઃકરણમાં સમાધાનને પ્રાપ્ત થયેલો હોય છે. તેને વૈરાગ્ય અત્યંત રુચે છે, તેને ઉદાસીનતા પરમપ્રિય હોય છે અને તે અનેક ઉપાધિઓમાં પડે છે ખરો; પરંતુ તેનાથી તે અલિપ્ત રહે છે. અનેક પ્રબંધો તેને કંઠાગ્ર રહે છે, તે પ્રશ્નોના સમર્પક ઉત્તર આપે છે અને મિતભાષણથી સર્વનાં અંતઃકરણો પ્રસન્ન કરે છે. ઘણા લોકોનો

તેની ઉપર પ્રેમ હોય છે; તેથી તેની સામે કોઇનું કાંઇપણ ચાલી શકતું નથી. તેની પાસે અનેક લોકો આવે છે; પરંતુ તેના અંતઃસ્વરૂપનું કોઇ અનુમાન કરી શકતું નથી. ઉપાસનાને મુખ્ય રાખીને સમગ્ર દેશમાં તે તેનો પ્રચાર કરે છે અને પૃથ્વીના સમગ્ર લોકો તેને ઓળખે છે. તેને સર્વ માણસો ઓળખે છે; પરંતુ તે કોઇને પણ મળતો નથી. તે શું કરે છે તે પણ લોકોના જાણવામાં આવતું નથી. અનેક દેશોના નાના પ્રકારના લોકો તેને ઢુંડતા ફરે છે. સર્વનાં મનને તે પોતાના હાથમાં રાખે છે, તેમને વિવેક અને વિચારથી ભરે છે અને અનિશ્ચિત અંતઃકરણોને મનમાં પ્રવૃત્ત કરે છે. તેણે કેટલા માણસો એકત્ર કર્યા છે, તેની પાસે કેટલો સમુદાય છે તે કોઇના જાણવામાં આવતું નથી. તે સર્વ માણસોને શ્રવણ મનનમાં પ્રવૃત્ત કરે છે. તે પોતાના સમુદાયને સમજાવતો રહે છે, ગદ્ય-પદ્ય સંભળાવતો રહે છે અને સદા અન્યોનાં મન પ્રસન્ન કરતો રહે છે. આ પ્રકારે જે નિરંતર વિવેકપૂર્વક વર્તન કરતો રહે છે અને જે સદા સાવધાન રહે છે તેનું કોઈ અનિષ્ટ કરી શકતું નથી. આપણને જે કાંઈ આવડતું હોય તે ધીમે ધીમે સર્વને શીખવવું જોઈએ. આ પ્રકારે ઘણા માણસોને ચતુર બનાવી દેવા જોઈએ. લોકોને નાના પ્રકારે શિક્ષણ આપવું જોઇએ, અડચણો સમજાવવી જોઇએ અને નિસ્પૃહ માણસોને ચુંટી કાઢીને આપણી પાસે રાખવા જોઈએ. જેટલું કાર્ય બની શકે તેટલું સ્વયં કરવું જોઈએ અને ન બને તે લોકોની પાસે કરાવવું જોઈએ. છતાં એ સ્મરણમાં રાખવું કે તેને લીધે ભગવદ્ભજન છોડી દેવું એ કાંઇ ધર્મ નથી. સ્વયં કાર્ય કરવું જોઇએ અને અન્યની પાસે કરાવવું જોઈએ. સ્વયં વિવરણ કરવું જોઈએ અને અન્યની પાસે વિવરણ કરાવવું જોઈએ. સ્વયં ભજનમાર્ગ ગ્રહણ કરવો જોઇએ અને અન્યોની પાસે તે ગ્રહણ કરાવવો જોઇએ. જો જુના લોકોમાં રહેતાં કંટાળો આવે તો નૂતન દેશમાં ગમન કરવું જોઇએ. જે કાંઇ આપણાથી બની શકે એમ હોય તે કરવામાં આળસ કરવું ન જોઇએ. જે મહંત દેહના નિયમોનો અભ્યાસ છોડી દે તેને ડૂબેલોજ જાણવો. નિત્ય નવીન નવીન માણસોને શીઘ્રતાપૂર્વક ચતુર બનાવતા રહેવું જોઇએ. ઉપાધિમાં ફસાવું ન જોઇએ અને ઉપાધિથી ગભરાવું પણ ન જોઇએ. કોઈ પણ કાર્ય બેદરકારીથી થતું નથી. જે કામ બગડવાનું હોય છે તે બગડીજ જાય છે અને લોકો ગાંડાની પેઠે જોતાજ રહી જાય

છે. જે માણસ આળસુ અને હૃદયશૂન્ય હોય તે ,શું કામ કરી શકે ? આ તો ધક્કામુક્કીનો મામલો છે, તેમાં અશક્ત માણસો શી રીતે નભી શકે ? માટે સશક્ત પુરુષનેજ નાના પ્રકારની બુદ્ધિ તથા યુક્તિ શીખવવી જોઈએ. આપણાથી ઉદ્યોગ થઇ શકે ત્યાં સુધીજ રહેવું જોઇએ અને ન થઇ શકે ત્યારે ચાલ્યા જવું જોઈએ. તે પછી આનંદરૂપ બની જઈ ફાવે ત્યાં ભ્રમણ કરવું જોઇએ. જે માણસ ઉપાધિથી મુક્ત થઇ જાય છે તેની નિસ્પૃહતા અધિક દૃઢ થાય છે અને તે ફાવે ત્યાં આનંદ-પૂર્વક વિચર્યા કરે છે. કીર્તિપર લક્ષ્ય આપવાથી સુખ પ્રાપ્ત થતું નથી, સુખપર લક્ષ્ય આપવાથી કીર્તિ પ્રાપ્ત થતી નથી અને ઉદ્યોગ કર્યા વિના કાંઇ પણ લાભ મળતો નથી. એમ તો થયા વિના રહે છેજ શું ? કાંઇ થવાનું હોય છે તે તો થઈજ જાય છે. માત્ર મનુષ્ય પોતાની જાત ઉપર દુર્બલતાનો દોષ વહોરી લે છે એટલુંજ. મનુષ્ય જો પ્રથમથીજ હાર ખાઈ જાય અથવા તો મધ્યેજ તેનું ધૈર્ય છૂટી જાય, તો પછી તે આ સંસારમાંથી પાર શી રીતે જઇ શકશે ? સંસાર તો પ્રથમથીજ ખરાબ છે. આપણે તેને વિવેકથી સારો બનાવી લેવો જોઇએ; પરંતુ સારો કરવાથી તે અધિક ફીક્કો થઈ જાય છે. વિચાર કરવાથી સંસારની આવી દશા પ્રતીત થાય છે; પરંતુ તેથી કરીને કોઇ પણ મનુષ્યે ધૈર્યનો ત્યાગ કરવો જોઇએ નહિ; કારણ કે ધૈર્ય છોડવાથી શો લાભ ? જે થાય તે સહનજ કરવું પડે છે. મનુષ્યોની ભિન્ન ભિન્ન પ્રકારની બુદ્ધિ અને ભિન્ન ભિન્ન પ્રકારના મતને શાણો પુરુષ જાણતોજ હોય છે.



# [illegible]क २० मो

## समास १ लो—[illegible]णनिरूपण.



પ્રાણુ વ્યાપક હોય છે; મન વ્યાપક હોય છે; પૃથ્વી, જળ અને તેજ વ્યાપક હોય છે; તથા વાયુ, આકાશ, ત્રણ ગુણ, અંતરાત્મા અને મૂળમાયા પણ વ્યાપકજ હોય છે. નિર્ગુણ બ્રહ્મ તે પણ વ્યાપક હોય છે; આ પ્રકારે આ સર્વ વ્યાપક હોય છે તો પછી એ સર્વ સમાન છે કે એમાં કાંઇ ભેદ છે? લોકો આત્માને નિરંજન કહે છે એ પણ એક સંશયની વાત છે. આત્મા સગુણ છે કે નિર્ગુણ નિરંજન છે? આ પ્રકારે શ્રોતા સંશયમાં પડે છે. આ સંશય ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતો જાય છે. ઠીક, હવે આ શંકાનો ઉત્તર સાંભળો. બધો ઘોટાળો કરી નાખશો નહિ. વિવેક પ્રકટ કરી અનુભવ પ્રાપ્ત કરો. શરીર અને સામર્થ્ય અનુસાર જીવની વ્યાપકતા થાય છે; પરંતુ તે મનના જેટલી ચપલ નથી. મનની ચપલતા એકદેશીય હોય છે, તેમાં પૂર્ણ વ્યાપકતા હોતી નથી. પૃથ્વીની પણ મર્યાદા છે; તેજ પ્રમાણે જલ અને તેજ પણ સ્વાભાવિક રીતેજ અપૂર્ણ દેખાય છે. વાયુને પણ ચપલ અને એકદેશીય સમજો. હા, આકાશ અને ગુણક્ષોભિણી માયાનો પણ લય થઈ જાય છે તેથી તે પણ અપૂર્ણ અને એકદેશીય છે તેથી તેમાં પૂર્ણ વ્યાપકતા ઘટતી નથી. હવે આત્મા ( અર્થાત્ મન )અને નિરંજન કે જે બન્ને એક બીજાથી ભિન્ન ભિન્ન છે; તેઓમાં રહેલો ભેદ યથાવત્ જણાવીએ છીએ. મન—આત્મા અત્યંત ચપલ છે, માટે તે વ્યાપક હોતો નથી. આ વાત અંતઃકરણને વિમલ અને સ્વસ્થ કરીને સમજી લેવી જોઇએ. એ મન—આત્મા જ્યારે આકાશમાં રહે છે ત્યારે પાતાલમાં હોતો નથી અને

પાતાલમાં હોય છે ત્યારે આકાશમાં હોતો નથી. અર્થાત્ તે ચોતરફ હોય છે ત્યારે એકી વખતે રહેતો નથી. તેને આગળ રાખીએ તો પાછળ રહેતો નથી, પાછળ રાખીએ તો આગળ રહેતો નથી; તેજ પ્રમાણે તે ડાબી તથા જમણી બાજુએ અને દશે દિશામાં એકી વેળાએ વ્યાપક રહી શકતો નથી. ચારે તરફ ગોઠવેલાં નિશાનોને એકી વેળાએ જેમ તાકી-વિંધી શકાતાં નથી; તેજ પ્રમાણે મન—આત્મા પણ એક સમયે સર્વ જગ્યાએ વ્યાપક રહી શકતો નથી, એ વાતની આપણને પ્રતીતિ થઇ શકે છે. વસ્તુ-રૂપ નિર્ગુણને સૂર્યની ઉપમા પણ આપી શકાતી નથી; કારણ કે તેનો ઉદય અને અસ્ત થાય છે અને પરબ્રહ્મ તો સદા એકરસ રહે છે. હા, ઘટાકાશ, મઠાકાશ અને મહદાકાશનું દૃષ્ટાંત બંધબેસતું આવશે અને તુલના કરી જોતાં તેમાંના મહદાકાશની સાથે નિર્ગુણ બ્રહ્મની સમાનતા દર્શાવી શકાશે. બ્રહ્મનો અંશ આકાશ છે અને અંતરાત્માનો અંશ મન છે. એ ઉભયને સારી રીતે સમજી લેવાં જોઇએ. આકાશ અને મન એકસમાન કેવી રીતે થઇ શકે ? એ સર્વ વાત મનનશીલ મહા પુરુષો જાણે છે. મન આગળ ધસે છે તો પાછળ હોતું નથી, જેથી તેને સર્વવ્યાપી આકાશથી બરાબર શી રીતે ગણી શકાય ? પરબ્રહ્મ પણ અચલ છે અને આ તરફ પર્વત પણ અચલ છે; પરંતુ એ ઉભયને સમાન શી રીતે કહી શકાય ? જ્ઞાન, અજ્ઞાન અને વિપરીત જ્ઞાન એ ત્રણે એક સમાન કેવી રીતે થઇ શકે ? મનન કરીને એનો અનુભવ પ્રાપ્ત કરવો જોઇએ.

જાણવું એ જ્ઞાન કહેવાય છે, ન જાણવું એ અજ્ઞાન કહેવાય છે અને ભળતુંજ એટલે કે એકને બદલે બીજુંજ જાણવું એનું નામ વિપ-રીત ( ઉલટું ) જ્ઞાન કહેવાય છે. જ્ઞાન અને અજ્ઞાનને અલગ કરવાથી જે સ્થૂલ પંચભૌતિક રહે છે, તેને પણ વિપરીત જ્ઞાન સમજવું જોઇએ. * દ્રષ્ટા, સાક્ષી અને અંતરાત્મા એજ જીવાત્મા છે. આ જીવાત્માજ શિવાત્મા ( મુક્તાત્મા ) થાય છે અને પાછો એ શિવાત્મા ( મુક્તાત્મા ) જ જીવાત્મા થઇને જન્મ ગ્રહણ કરે છે. એવા આત્મજ્ઞાનીને ( મુક્તાત્માને ) માટે જન્મ—મરણ જેમ બંધનરૂપે લાગુ થતાં નથી તેમ તેના જન્મ—મર-ણનો સદાને માટે ભંગ ( નાશ ) થાય છે એમ પણ નથી; અર્થાત્ તે

* કારણ કે આ પંચભૌતિક પસારો એ જ્ઞાન પણ નથી અને અજ્ઞાન પણ નથી; એ કેવલ ભ્રમ અર્થાત્ વિપરીતજ્ઞાન છે.

ધારે તોપણ જન્મ નજ લઈ શકે એવું બંધન પણ તેને માટે હોતું નથી. “ संभवामि युगे युगे ” ( અર્થાત્ હું યુગે યુગે અવતરૂં છું ) એ ગીતાના વાક્યથી આ વાત સિદ્ધ થાય છે. ×

જીવ એ એકદેશીય પુરુષ છે; પરંતુ તે વિચારથી ઈશ્વરરૂપ થઈ શકે છે. આ પ્રમાણે જીવમાંથી ઈશ્વરરૂપ થયેલો પુરુષ સંસારના પંઝામાંથી મુક્ત થાય છે ખરો; પરંતુ તેથી તે ઈશ્વરરૂપ મુક્તાત્માના પંઝામાંથી સંસાર કાંઈ મુક્ત થઈ શકતો નથી. જ્ઞાન અને અજ્ઞાન બન્ને વૃત્તિરૂપે તો સમાન એટલે કે વિકારરૂપજ છે; માટે અવિકારી અવિનાશી પદની પ્રાપ્તિને માટે નિવૃત્તિરૂપ વિજ્ઞાન પણ પ્રાપ્ત થવું જોઈએ. જ્ઞાનેજ આવડું મોટું બ્રહ્માંડ બનાવ્યું છે અને તેણેજ તેને આટલું વિસ્તૃત પણ કર્યું છે. નાના પ્રકારના વિકારોનું મિશ્રણ તેજ આ જ્ઞાન છે. બ્રહ્માંડનો આઠમો દેહ અર્થાત્ મૂળમાયા વાસ્તવમાં જ્ઞાનરૂપજ છે. એ જ્ઞાનથી પણ પર અને વિજ્ઞાનરૂપ એવા વિદેહપદને પામવું જોઈએ.

---

× સંશોધન સમયે આ ૨૫ અને ૨૬ મી ઓવીઓનો અર્થ પાઠકોને સરળતાથી સમજાય તે માટે અમે વધુ સ્પષ્ટતાથી લખ્યો છે; તોપણ તેમાં રહેલા મુદ્દાના અધિક સ્પષ્ટીકરણ માટે જણાવીશું કે, જેમ કેદખાનામાં જવું એ તો ગુન્હેગારને માટેજ ફરજીયાત હોઇને રાજાને માટે ફરજીયાત હોતું નથી; તેમ જન્મ-મરણ પણ વિપરીત જ્ઞાનને લીધે વિપરીત આચાર-વિચારરૂપી ગુન્હામાં આવી પડેલા જીવાત્માઓને માટેજ બંધનરૂપ-ફરજીયાત હોય છે. સત્ય આત્મજ્ઞાનવડે સત્ય વસ્તુને પ્રાપ્ત થયેલા મુક્તાત્માઓ માટે તે જરા પણ ફરજીયાત નથી; છતાં આ ઉપરથી એમ સમજવાનું નથી કે તેઓ ધારે તોપણ જન્મ નજ લઈ શકે. જેમ રાજા કેદીઓ પ્રત્યેની હિતેચ્છા અને દયાભાવને લીધે મરજી પડે ત્યારે જેલમાં જઈ શકે છે તેમ મુક્તાત્માઓ પણ જીવોના કલ્યાણ અર્થે ઇચ્છે ત્યારે જન્મ લેવાને સ્વતંત્ર હોય છે. અહીં વિશેષમાં આ વાત પણ સમજી રાખવા જેવી છે કે, મુક્તાત્માઓનું જન્મ-મરણ, કરવું ન કરવું, શરીર-અશરીર એ સર્વ જગતના બદ્ધ જીવોની દૃષ્ટિમાંજ રહેલું હોય છે. તેઓ પોતાના અનુપમ આત્માનુભવને યોગે સદાકાળ પોતાને એ સર્વથી રહિત એટલે કે જન્મવા છતાં અજન્મા, મરવા છતાં અમર, કર્તા છતાં અકર્તા અને ભોક્તા છતાં અભોક્તાજ માનતા હોય છે અને અનુભવતા હોય છે.

મંત્રી સ. સા.

# समास २ जो—त्रिविधा सृष्टि.



જો ચંચલ મૂળમાયા ન હોય તો ગગન અર્થાત્ અંતરિક્ષ જેમ ચોતરફ નિશ્ચલ છે તેજ પ્રમાણે નિર્ગુણ બ્રહ્મ પણ નિશ્ચલ છે. જ્યાં જોઇએ ત્યાં તે સંપૂર્ણ ભરેલો છે, કોઈ પણ દિશામાં તેનો પાર લાગતો નથી. તે એકજ પ્રકારનો અને સ્વતંત્ર છે, તેમાં દ્વૈત નથી. દૃશ્ય પદાર્થોજ આવે છે અને જાય છે. પરબ્રહ્મ તો જેમ આકાશ સર્વ દિશામાં ભરેલું છે તે પ્રમાણે સર્વત્ર વ્યાપક છે. બ્રહ્માંડની ઉપર બેસીને અર્થાત્ દૃશ્યાકાર સર્વ વૃત્તિઓની ઉપર નિર્વિકલ્પ અવસ્થામાં જઇને અવકાશ અને ભકાશ તરફ જોઇએ તો ત્યાં ચંચલ અને વ્યાપક માયાના નામનું મીંડુંજ જણાશે. વિવેકવડે દૃશ્ય જગતને વૃત્તિમાંથી કાઢી નાખીએ અર્થાત્ વૃત્તિરહિત થઇએ તો પછી સર્વત્ર બ્રહ્મજ ભરેલો છે. તે કદિ કોઇના અનુભવમાં આવતો નથી. નીચે, ઉપર કિંવા ગમે તે તરફ જ્યાં ત્યાં નિર્ગુણજ ભરેલો છે, તો પછી મન તેનો પાર પામવા માટે કયી તરફ દોડશે? દૃશ્ય ચલ છે અને બ્રહ્મ અચલ છે. દૃશ્ય કળાય છે અને બ્રહ્મ કળાતો નથી. દૃશ્ય કલ્પનામાં આવી શકે છે અને બ્રહ્મ આવી શકતો નથી. કલ્પના તો વસ્તુતઃ કાંઈજ નથી અને બ્રહ્મ તો સર્વ સ્થળે વિદ્યમાન છે. મહા વાક્યના અર્થનું મનન કરતા રહેવું જોઇએ. પરબ્રહ્મ સમાન કોઇ શ્રેષ્ઠ નથી અને તેને પ્રાપ્ત કરવા માટે શ્રવણ સમાન કોઇ સાધન નથી તેમજ જ્ઞાન વિના સમાધાન નથી. કર્મ અને ઉપાસનાના પિપીલિકા માર્ગ એટલે કીડીના જેવા માર્ગનું અવલંબન કરવાથી ધીમે ધીમે તેની પ્રાપ્તિ થાય છે અને જ્ઞાનરૂપી વિહંગમ માર્ગનું એટલે પક્ષીના માર્ગનું અવલંબન કરવાથી ફલની પ્રાપ્તિ સત્વર થાય છે; માટે સાધકે જ્ઞાનના સાધનરૂપ મનનમાંજ નિમગ્ન થવું ઇષ્ટ છે. ખરેખર પરબ્રહ્મસમાન અન્ય કોઇ પણ પદાર્થ નથી. નિંદા અને સ્તુતિનો લેપ પરબ્રહ્મમાં નથી. પરબ્રહ્મ એ એક એવી અદ્વિતીય વસ્તુ છે કે જેની સાથે કોઇ પણ વસ્તુની તુલના કરી શકાતી નથી. માત્ર પુણ્યવાન મહાનુભાવોજ પરબ્રહ્મમાં પ્રવેશે છે. ચંચલ માયાવડે દુઃખનીજ પ્રાપ્તિ થાય છે. નિશ્ચલ પરબ્રહ્મસમાન બીજું કોઈ

પણ વિશ્રાંતિનું સ્થાન નથી. મહાનુભાવ પુરુષો એ નિશ્ચલ પરબ્રહ્મનો નિશ્ચય-વડે સાક્ષાત્કાર કરે છે. જે આદિથી તે અંતપર્યંતનો વિચાર કર્યા કરે છે, તેના અંતરમાંજ એવો નિશ્ચયાત્મક અનુભવ પ્રાપ્ત થાય છે. કલ્પના-વડે ઉત્પન્ન થયેલી આ સૃષ્ટિ ત્રણ પ્રકારે ભાસે છે. તેને તીક્ષ્ણ બુદ્ધિ-વડે મનમાં સમજવી જોઇએ. મૂળમાયામાંથી ત્રણ ગુણ ઉત્પન્ન થાય છે એ સર્વ એકદેશીય છે; અને પંચભૂતોનો સ્થૂલતાનો ગુણ તો પ્રત્યક્ષજ દેખાય છે. પૃથ્વીમાંથીજ જીવોની ચારે ખાણીઓ અને તેની જુદી જુદી ચાર પ્રકારની કરણી ઉત્પન્ન થાય છે. સમગ્ર સૃષ્ટિનો વિસ્તાર અહીંથીજ થાય છે, આ પહેલાં નહિ. હવે સૃષ્ટિનાં ત્રણ પ્રકારનાં લક્ષણો સ્પષ્ટતાં-પૂર્વક બતાવું છું. શ્રોતાઓએ પોતાનું ચિત્ત સ્થિર કરવું જોઇએ. જેમ પરા વાચાની સ્થિતિ મૂળ સૂક્ષ્મ કલ્પનારૂપજ હોય છે તેવીજ સ્થિતિ મૂળ-માયાની જાણવી. અષ્ટધા પ્રકૃતિનું મૂળ કેવળ આ મૂળમાયાજ છે. સમસ્ત પદાર્થોનાં બીજો સૂક્ષ્મરૂપે એ મૂળમાયામાંજ રહેલાં હોય છે. આ મૂળમાયા જડ પદાર્થોને ચેતના આપે છે તેથી તે ચૈતન્ય કહેવાય છે. આ પ્રમાણે સૂક્ષ્મ-રૂપે તેનાં સર્વ લક્ષણ સમજી લેવાં જોઇએ. પ્રકૃતિ અને પુરુષનો વિચાર કરતાં હાલ તે અર્ધનારીનટેશ્વરજ છે એમ પ્રતીત થાય છે અને તે તથા અષ્ટધા પ્રકૃતિ એ સર્વ વસ્તુતઃ મૂળમાયાજ છે. ત્રણગુણો ગુપ્ત રીતે તેમાં રહેલા હોવાથી તેને મહત્તત્ત્વ પણ કહેવામાં આવે છે. શુદ્ધ સત્ત્વ ગુણ પણ ગુપ્ત રીતે તેમાંજ રહે છે. ગુણ એમાંથી પ્રકટ થાય છે, માટે તેને ગુણક્ષોભિણી પણ કહે છે. ત્રણે ગુણનાં રૂપોને જે સમજે તે સાધુ પુરુષને ધન્ય છે. ગુણોનાં સામાન્ય સૌમ્ય ( શાન્ત ) રૂપ એ મૂળમાયામાં વસતાં હોવાથી તેને 'ગુણ સામ્ય' પણ કહે છે. ગુણોનાં એ સૂક્ષ્મ સ્વરૂપ અત્યંત અગમ્ય હોય છે. તે ઘણા લોકોને શી રીતે સમજાઇ શકે? મૂળમાયામાંથી ઉત્પન્ન થયેલા આ ત્રણ ગુણો ચંચલ અને એકદેશીય છે. અંતઃકરણમાં વિચાર કરવાથી અનુભવથી આ વાત સમજી શકાય છે. તેની પાછળ આ પંચમહાભૂતોનું તોફાન જાગી સપ્તદ્વીપયુક્ત નવખંડ પૃથ્વીનો અગાધ વિસ્તાર થયો છે. આવા સૃષ્ટિના આ બે પ્રકાર, ત્રણ ગુણ અને પંચ ભૂત કહ્યા. હવે ત્રીજો પ્રકાર સાંભળો. પૃથ્વી એ અનેક પદાર્થોનું બીજ છે. અંડજ, જારજ, સ્વેદજ અને ઉદ્ભિજ એ ચાર ખાણી અને પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચાર વાણી સ્વાભાવિક રીતે

એમાંથીજ ઉત્પન્ન થઇ છે. આ પ્રમાણે ચાર ખાણી અને ચાર વાણી તેમાંથી ઉત્પન્ન અને નષ્ટ થયાજ કરે છે; છતાં પૃથ્વી તો જેવી ને તેવીજ રહે છે. આજ પ્રકારે પ્રાણીઓ પણ અસંખ્ય જન્મે છે અને મરે છે.

---

# समास ३ जो–सूक्ष्म विचार.



આગલા સમાસમાં આદિથી લઇને અંતપર્યંત જે નાના પ્રકારનો વિસ્તાર વર્ણવ્યો છે, તેનો પુનઃ પુનઃ વિચાર કરી કરીને વૃત્તિને પાછી વાળી લેવી જોઈએ. ચાર ખાણી, ચાર વાણી, ચોરાશી લક્ષ જીવયોનિ ઇત્યાદિ નાના પ્રકારનાં પ્રાણી જન્મે છે; પરંતુ તે સર્વ પૃથ્વીમાંજ ઉત્પન્ન થાય છે અને નાશ પણ પૃથ્વીમાંજ પામે છે. આમ અનેક પ્રાણીઓ આવે છે અને જાય છે; પરંતુ પૃથ્વી તો તેવી ને તેવીજ છે. આ તો ચોટલી તરફનો ભાગ થયો. બીજો ભાગ ભૂતોનો વિસ્તાર છે. ત્રીજા ભાગમાં અનેક સૂક્ષ્મ નામ–રૂપ છે. સર્વ સ્થૂલનો ત્યાગ કરવો જોઇએ અને સૂક્ષ્મ-રૂપોને ઓળખવાં જોઈએ. ત્રિગુણની રચનાનો સૂક્ષ્મ દ્રષ્ટિથી વારંવાર વિચાર કરવો જોઈએ. ચેતન અને અચેતન એ ગુણોનાં રૂપ છે. એનો પુનઃ પુનઃ વિચાર કરવો જોઇએ; પરંતુ સૂક્ષ્મ દ્રષ્ટિનો ચમત્કાર તો એનાથી આગળજ છે. શુદ્ધ અચેતન તમોગુણ છે અને શુદ્ધ ચેતન સત્ત્વગુણ છે; અને એ ચેતન તથા અચેતનનું મિશ્રણ એ રજોગુણ છે. આ પ્રમાણે ત્રણે ગુણોનાં રૂપ છે. ત્રિગુણની આગળના મિશ્રણને ગુણક્ષોભિણી કહેવામાં આવે છે. રજ, તમ અને સત્ત્વ એ ત્રણેનું મિશ્રણ જેમાં ગુપ્ત રહે છે તેને મહત્તત્ત્વ કહેવામાં આવે છે. પ્રકૃતિ–પુરુષ, શિવ–શકિત અને અર્ધ-નારી–નટેશ્વર તેનેજ કહેવામાં આવે છે. તે ત્રિગુણના મિશ્રણરૂપ છે. જેમાં સૂક્ષ્મરૂપે ગુણની સમાનતા રહે છે તેને ગુણસામ્ય કહેવામાં આવે છે અને ચૈતન્યરૂપી મૂળમાયા પણ સૂક્ષ્મ છે. આ સૂક્ષ્મ મિશ્રણરૂપી મૂળમાયાજ બ્રહ્માંડનું મહાકારણ (આઠમું શરીર) છે. આ પ્રકારના સૂક્ષ્મ અર્થોનો વારંવાર વિચાર કરવો જોઈએ. ચાર ખાણી, પંચ મહાભૂતો અને ચૌદ સૂક્ષ્મ સંકેતોમાં સર્વનો સમાવેશ થઈ જાય છે; પરંતુ ઉપર-

ટપકે જોવાથી તે સમજાય એમ નથી તેમજ પ્રયત્ન કરવાથી પણ લક્ષ્યમાં આવે એમ નથી, નાના પ્રકારે લોકોના મનમાં સંદેહ વધે છે. મૂળમાયાનાં ચૌદ નામો અને પાંચ ભૂતો મળીને ઓગણીસ થયાં. એમાં ચાર ખાણીઓ મળી એટલે ત્રેવીસની સંખ્યા થઇ. એમાંથી મૂળ ચૌદનું મનન વારંવાર કરવું જોઇએ. જે વિચાર કરીને સમજી લે છે તેના મનમાં સંશય રહેતો નથી. સમજ્યા વિનાની ગરબડ મિથ્યા છે. સૃષ્ટિનું બીજ મૂળમાયામાં છે. આ સર્વને જે સમજે છે તે પરમાર્થનો અધિકારી થાય છે. જે મનુષ્ય યથાર્થ રીતે સમજે છે તે મિથ્યા બકવાદ કરતો નથી. નિશ્ચયવાળો પુરુષ સંદેહમાં પડતો નથી અને તે કદિપણ પોતાનો પરમાર્થ બગાડતો નથી. જેને શબ્દાતીત બોલવામાં આવે છે તે વાચ્યાંશ છે અને લક્ષ્યાંશને તો વિવેકથીજ ઓળખવો જોઇએ. પૂર્વપક્ષ એટલે માયા, તે સિદ્ધાંતથી લય પામી જાય છે; અને માયા ન હોય તેવી સ્થિતિનું તો વર્ણનજ શું કરવું ? અન્વય અને વ્યતિરેક એ પણ પૂર્વપક્ષનો એટલે કે માયાનોજ વિચાર છે. સિદ્ધાંતમાં તો શુદ્ધ એકજ છે–બીજો કોઇ પણ નથી. અધોમુખથી અર્થાત્ માયાની તરફ દ્રષ્ટિ કરવાથી ભેદ વૃદ્ધિંગત થાય છે અને ઊર્ધ્વ મુખથી અર્થાત્ પરમાર્થદ્રષ્ટિથી ભેદ તૂટી જાય છે. જે નિઃસંગપણાથી નિર્ગુણ બની રહે છે તેજ મહાયોગી છે. માયાનું મિથ્યાત્વ સમજાઈ ગયા પછી તેનો ડર શા માટે રાખવો જોઇએ. તેના ડરથીજ સ્વરૂપસ્થિતિ પ્રાપ્ત થતી નથી. મિથ્યા માયાથી ડરી પરબ્રહ્મનો પરિત્યાગ કરવો ઇષ્ટ નથી. મુખ્ય નિશ્ચય પ્રાપ્ત કર્યા પછી ભટકવું શા માટે જોઇએ ? પૃથ્વીમાં અનેક લોકો હોય છે, તેમાં ઘણા સજ્જન પણ હોય છે; પરંતુ સાધુને સાધુ સિવાય કોણ ઓળખી શકે ? માટે સંસારનો મોહ છોડીને પછી સાધુની શોધ કરવી જોઇએ અને સ્થલે સ્થલે ભ્રમણ કરીને સાધુને પ્રાપ્ત કરવો જોઇએ. અનેક સંતોને મળશો એટલે તેમાંથી એકાદ અનુભવી સંત પણ પ્રાપ્ત થશે. અનુભવી સંતનો સમાગમ થયા વિના કદિપણ આપણું હિત સાધી શકાતું નથી. વ્યવહાર હો કિંવા પરમાર્થ હો, અનુભવ વિના સર્વ વ્યર્થ છે. જે અનુભવી હોય છે તેજ સર્વમાં સમર્થ હોય છે. રાત્રિદિવસ અર્થનો વિચાર કરવો. જે અર્થનો વિચાર કરે છે તેજ સમર્થ છે અને તેનાજવડે પોતાનો પરલોકનો સ્વાર્થ સાધી શકાય છે; માટે જોયું હોય તેજ વારં-

વાર જોવું અને શોધ્યું હોય તેજ શોધવું. જ્યારે સર્વ સમજાઇ જાય છે ત્યારે આપોઆપજ સંદેહ તૂટી જાય છે.

# समास ४ थो—शिव—ाक्तिनिरूपण.



ર્વ લોકોને પ્રાર્થના છે કે વિનાકારણ ઉદાસ થવું નહિ અને અનુભવપૂર્ણ નિરૂપણને હૃદયમાં ઉતારવું. અનુભવ રહી જાય એક તરફ અને આપણે ધાઇએ બીજી તરફ; એટલે પછી સાર શું અને અસાર શું તેનો નિવેડો શી રીતે થઇ શકે ? સૃષ્ટિ તરફ જોતાં તો સર્વ ઘોટાળોજ જણાય છે; પરંતુ પ્રભુની સત્તાની વાત જુદી છે. પૃથ્વીમાં જેટલાં જેટલાં શરીર છે તે સર્વ ભગવાનનાંજ ઘર છે. એનાજ દ્વારા અનેક પ્રકારનાં સુખો પ્રાપ્ત થાય છે. તેનો મહિમા કોણ જાણી શકે એમ છે ? તે કૃપાળુ જગદીશજ માતારૂપે જગતની પ્રત્યક્ષ રક્ષા કરે છે. તેનીજ સર્વ સત્તા પૃથ્વીમાં પ્રસરી સ્થલે સ્થલે ફેલાયેલી છે અને તે ભગવંતની કળાથીજ સૃષ્ટિ ચાલેલી છે. તે મૂળ જ્ઞાતાપુરુષ અર્થાત્ પરમાત્માનીજ સત્તા વાસ્તવમાં સર્વ શરીરોમાં ફેલાયેલી છે. સર્વ કળા અને ચાતુર્ય તેનામાંજ રહેલું છે. સર્વ પુરુષોનો ઈશ જે જગદીશ છે, તેજ ભિન્ન ભિન્ન શરીરોમાં રહીને ભિન્ન ભિન્ન વ્યાપાર કરે છે. સૃષ્ટિની રચના એકથીજ ચાલી શકે એવી જણાતી નથી, તોપણ તે એક પરમાત્માજ અનેક દેહો ધારણ કરીને તે ચલાવે છે. તે ઉંચ અને નીચ જોતો નથી, તે સારૂં નરસું જોતો નથી, તેનું ધ્યાન માત્ર સૃષ્ટિ ચલાવવા પ્રત્યેજ હોય છે. તેણે અજ્ઞાનની રચના કરીને લોકોને આડ કરી છે કે લોકોને અભ્યાસમાં જોડયા છે ? તેણે શા માટે અને શું શું કર્યું છે ? તે માત્ર તેજ જાણે છે. જગતના આંતરભાગનો સારી રીતે વિચાર કર્યા કરવો એજ તે પરમાત્માનું ધ્યાન છે. તેવું ધ્યાન અને જ્ઞાન એકજ છે. પ્રાણી સંસારમાં આવી કાંઇક ચતુર થયા પછી જગતનો વિચાર કરવા લાગે છે. રામનો ઝુંડો તો સદા પ્રકટ રીતે ફરફીજ રહ્યો છે. તે આત્મારામ જ્ઞાનઘન છે અને તે વિશ્વંભર સર્વત્ર વિદ્યમાન છે; છતાં પણ ભાગ્યવાનજ તેને જાણી શકે છે. જો તેને ઉપાસનાવડે શોધી કાઢવાની વાસના રાખીએ તો તે દૂર

દૂરજ જાય છે. તેનો મહિમા અકળ છે એમ કહેવાય છે, તે સત્યજ છે. દ્રષ્ટા એટલે જોનાર અને સાક્ષી એટલે જાણનાર; તે અનંતરૂપી અનંતને ઓળખવો જોઈએ. સજ્જનોની સંગત હોય અને પરમાત્માની કથા તથા અધ્યાત્મનિરૂપણપર પ્રીતિ હોય તોજ મનને ખરી વિશ્રાંતિ મળે છે. તે ઉપરાંત સંદેહનો નાશ કરનાર અનુભવજ્ઞાન પણ પ્રાપ્ત કરવું જોઈએ; કારણ કે અનુભવવિના ખરૂં સમાધાન શી રીતે પ્રાપ્ત થઇ શકે? જે મૂળ સંકલ્પ છે તેજ હરિનો સંકલ્પ છે અને મૂળમાયાના વ્યાપારનું રૂપજ જગતના આંતરભાગમાં રહેલું જણાય છે. ઉપાસના જ્ઞાનસ્વરૂપજ છે અને જ્ઞાન છે ત્યાંસુધી ચોથા દેહનો આરોપ છે; માટે સર્વ સંકલ્પનો ત્યાગ કરીને વિજ્ઞાનરૂપ વિદેહાવસ્થા પ્રાપ્ત કરવી જોઇએ. બસ એજ આકાશની પેઠે સર્વવ્યાપક વિશાળ પરબ્રહ્મ છે. એને સઘન કહેવો, પાતળો કહેવો કે કોમળ કહેવો? કેવો કહેવો? ઉપાસના એટલે જ્ઞાન અને જ્ઞાનથીજ નિરંજન પ્રાપ્ત થાય છે, તથા યોગીઓને સમાધાન પણ જ્ઞાનથીજ પ્રાપ્ત થાય છે. સારી રીતે વિચાર કરી જુઓ એટલે પ્રતીત થશે કે આપણે પોતેજ ઉપાસના છીએ. એક જાય છે અને એક દેહ ધારણ કરીને આવે છે. નિરંતર આવી ઘડભાંજ આદિથી થતી આવી છે અને હમણાં પણ ઉત્પત્તિ અને સ્થિતિ તેવીજ રીતે ચાલે છે. એજ ન્યાયે વનપર વનચરોની સત્તા હોય છે અને ભૂમંડલપર ભૂપાલોની સત્તા હોય છે. જે હીલચાલ કરશે તેને અવશ્ય સામર્થ્ય પ્રાપ્ત થશે; પરંતુ તેમાં ભગવાનનું અધિષ્ઠાન હોવું જોઈએ. સર્વનો કર્તા જગદીશ્વર છે એ વાત સત્ય છે; પરંતુ તેના કૃત્યના વિભાગ પડી ગયેલા હોવાથી તે વિભાગમાં અહંકાર ધારણ કરી તોફાનમાં ન પડી જવું જોઇએ. દાતા પણ હરિ છે અને ભોકતા પણ હરિ છે. ખરૂં જોતાં આજ પ્રકારે વ્યવહાર ચાલે છે; પરંતુ એ વાતનો વિચાર કરવો જોઈએ. સર્વનો કર્તા પરમેશ્વર છે અને આપણે કોઈ ચીજ નથી એમ સમજીને તેની જેવી પ્રેરણા જણાય તે પ્રમાણે જગતમાં વર્તવું. પરમેશ્વરના જેટલું ચપલ કોઇ નથી અને બ્રહ્મના જેટલું નિશ્ચલ કોઈ નથી. પાયરી પાયરીથી મૂળ સુધી ચઢીને તેનો સાક્ષાત્કાર કરવો.



# समास ५ मो—पदार्थचतुष्टय.



અથથી ઇતિ પર્યંત જોવાથી જણાય છે કે કુલ ચારજ પદાર્થો છે. એક ( પરબ્રહ્મ ), ચૌદ (મૂળમાયા ), પાંચ (ભૂત) અને ચાર (ખાણી). બ્રહ્મ સર્વથી અલિપ્ત છે અને તે સર્વથી શ્રેષ્ઠ તથા નાના પ્રકારની કલ્પનાઓથી ભિન્ન છે. પરબ્રહ્મનો વિચાર ભિન્ન ભિન્ન કલ્પનાઓથી પર છે. નિર્મલ, નિશ્ચલ અને નિર્વિકાર એવો જે પરબ્રહ્મ તે સનાતન છે. પરબ્રહ્મને કોઇની પણ ઉપમા આપી શકાતી નથી; માટે તેજ એક અદ્વિતીય અને મુખ્ય પદાર્થ છે. અનેક પ્રકારની કલ્પનારૂપ જે મૂળમાયા તે બીજો પદાર્થ છે. મૂળમાયા અનેક સૂક્ષ્મ રૂપોથી યુકત છે. વળી તે સૂક્ષ્મરૂપે હોઇ મિશ્રણરૂપ પણ છે અને તે પરમાત્માના મૂળ સંકલ્પરૂપ છે એવો તેના ઉપર આરોપ છે. મૂળનો હરિસંકલ્પજ સર્વનો અંતરાત્મા છે. હવે તેનાં ભિન્ન ભિન્ન નામોનું વિવરણ સાંભળો. નિશ્ચલમાં ચંચલ જાગૃત થાય છે; એટલા માટે તેને ચૈતન્ય કહેવામાં આવે છે. વળી ગુણની સમાનતાથી તેને ગુણસામ્ય એમ પણ કહે છે. અર્ધનારી-નટેશ્વર પણ તેજ છે અને ષડ્ગુણૈશ્વર્ય ભગવાન પણ તેજ છે. પ્રકૃતિ-પુરુષ પણ તેજ છે અને શિવ-શકિત પણ તેજ છે. શુદ્ધ સત્ત્વગુણથી મંડાણ થઇને પછી અર્ધમાત્રા, ગુણક્ષોભિણી અને ત્યાર પછી ત્રિગુણ પ્રકટ થાય છે. મન, માયા અને અંતરાત્મા પર્યંત આ ચૌદ નામોની ગણત્રી છે. એ સર્વમાં જ્ઞાનાત્મા વિદ્યમાન છે. આ પ્રમાણે બીજા પદાર્થરૂપ આ મૂળમાયાનાં ચૌદ નામ છે. હવે ત્રીજો પદાર્થ પંચભૂતોનો જણાવીએ છીએ. પંચમહાભૂતોમાં જોવા જઇએ તો જ્ઞાનશકિત (ચેતનાશકિત) થોડી હોય છે અને તેનો આદિ અંત પ્રત્યક્ષજ હોય છે. હવે ચોથો પદાર્થ ખાણીઓનો છે તે જણાવીએ છીએ. ચાર ખાણીઓમાં અનંત પ્રાણી છે, તે સર્વમાં પણ ચેતનાશકિત રહેલી છે. આ પ્રમાણે ચાર પદાર્થો થયા.

બીજ થોડાં વાવવામાં આવે છે; પરંતુ પાછળથી તેમાંથી પુષ્કળ ઉત્પન્ન થાય છે. ચાર ખાણી અને ચાર વાણી ઉત્પન્ન થવાથી આત્માનું પણ તેમજ થાય છે. આ પ્રકારે સત્તા વૃદ્ધિંગત થઇ છે, થોડી હતી તે ઘણી થઇ ગઇ છે અને તે મનુષ્યના વેષે નાના પ્રકારે સૃષ્ટિનો ઉપભોગ લે છે. શ્વાપદ

જંતુઓ અન્ય પ્રાણીઓને મારી મારીને ખાઈ જાય છે, એ સિવાય તેઓ બીજું કાંઇ જાણતાં નથી; પરંતુ મનુષ્ય પ્રાણીઓ નાના પ્રકારના ભોગ ભોગવે છે. નાના પ્રકારના શબ્દો, નાના પ્રકારના સ્પર્શો, નાના પ્રકારનાં રૂપો, નાના પ્રકારના રસો, નાના પ્રકારના ગંધો, એ સર્વનો વિશેષ રૂપમાં ઉપભોગ નરદેહજ કરે છે. મૂલ્યવાન રત્નો, નાના પ્રકારનાં વસ્ત્રો, નાના પ્રકારનાં વાહનો, નાના પ્રકારનાં શસ્ત્રો, નાના પ્રકારની વિદ્યા, નાના પ્રકારની કલા આ નરદેહજ જાણે છે. સમગ્ર પૃથ્વી ઈશ્વરની સત્તાથી વ્યાપી રહેલી છે અને સ્થૂલ સૂક્ષ્મ પ્રાણીપદાર્થોથી વીંટાયેલી છે. તેમાં અનેક પ્રકારની વિદ્યા, અનેક પ્રકારની કલા અને અનેક પ્રકારની ધારણા કરેલી છે. નરદેહ પ્રાપ્ત થયો છે માટે સર્વ દશ્યને જોવું જોઇએ, સ્થાન માન સંભાળવું જોઈએ અને સારાસાર વિચારવું જોઇએ. આલોક એટલે શું અને પરલોક એટલે શું તે તથા નાના પ્રકારના વિવેક અવિવેક મનુષ્યજ જાણે છે. અનેક પ્રકારના પિંડ અને બ્રહ્માંડની રચના, અનેક પ્રકારનાં મૂળોની કલ્પના અને નાના પ્રકારની ધારણા મનુષ્યજ જાણે છે. અન્ન, ઉદક, તાંબૂલ, પુષ્પ, ચંદન, વસ્ત્ર, શય્યા અને અલંકાર એ અષ્ટ ભોગ, તેમજ નવ રસ, નાના પ્રકારના વિલાસ, વાચ્યાંશ, લક્ષ્યાંશ અને સારાંશ, એ સર્વ મનુષ્યજ જાણે છે. આ પ્રમાણે મનુષ્ય સર્વ વાત જાણી શકે છે અને પરમાત્મા તેનું પાલન કરે છે. આ પ્રમાણે આ સર્વ જ્ઞાન નરદેહના યોગથીજ જાણી શકાય છે. નરદેહ પરમ દુર્લભ છે. તેના યોગથી અલભ્ય લાભ મળે છે અને દુર્લભ વસ્તુ પણ સુલભ થાય છે. બીજા દેહ તો જેવા તેવાજ છે; પરંતુ નરદેહ તો મોટા ખજાનારૂપ છે. એ નરદેહને પ્રાપ્ત કરીને પુષ્કળ વિવેક પ્રાપ્ત કરવો જોઇએ. નરદેહ પ્રાપ્ત થયા છતાં પણ જે આળસ કરશે અને વિવેકબળ મેળવીને તેવડે પરમાત્માને ઓળખશે નહિ, તેને સર્વ પ્રકારે ડૂબેલોજ જાણવો. જો શ્રદ્ધાપૂર્વક શ્રવણ કરે અને સદા મનનશીલ અંતઃકરણ રાખે તો નર તેજ નારાયણ બની જાય છે. જે પોતેજ તરી જાણે છે તેને અન્યની કમ્મર પકડી તેનો આશ્રય લેવાની જરૂર રહેતી નથી; માટે સ્વતંત્ર રીતેજ સર્વ કાંઇ શોધવું-વિચારવું. જે સર્વ પદાર્થોને શોધી-જાણી ચૂકયો હોય છે, તેને સંદેહ તો રહેજ ક્યાંથી? એ સ્થિતિએ પહોંચ્યા પછી તે કેવી રીતે રહે છે-વર્તે છે તેનો વિચાર તે પોતેજ જાણે છે.

# समास ६ ठ्ठो–आत्माना गुणनुं नि रूपण.




પૃથ્વીમંડલપર ઠેકાણે ઠેકાણે જળ ભરેલું છે અને કોઇ કોઈ ઠેકાણે મોટાં મોટાં રેતીનાં રણ છે, જેમાં જળનું એક બિંદુ પણ હોતું નથી. દૃશ્યનો વિસ્તાર પણ આજ પ્રકારે થયો છે. તેમાંના કંઈએક પદાર્થો જ્ઞાન (ચેતના) શક્તિથી શોભે છે અને કંઇએક પદાર્થો તે શકિતથી રહિત હોય છે. ચાર ખાણી, ચાર વાણી, ચોરાશી લક્ષ જીવયોનિ, એ સર્વની ગણના શાસ્ત્રમાં કહેલી છે. ચાર લક્ષ મનુષ્યયોનિ, ત્રીસ લક્ષ પશુયોનિ અને એકાદશ લક્ષ કૃમિયોનિ શાસ્ત્રમાં કહી છે. દશ લક્ષ પક્ષિયોનિ, નવ લક્ષ જલચરયોનિ અને વીસ લક્ષ વનસ્પતિયોનિ શાસ્ત્રસંમત છે. આ પ્રમાણે આ ચોરાશી લક્ષ જીવયોનિ છે અને જેટલી યોનિ છે તેટલા પ્રકારનાં પ્રાણી છે. એ પ્રત્યેક યોનિમાં દેહો તો અનંત રહેલા છે; એની મર્યાદાજ નથી. અનંત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને મરણ પામે છે. તેમનું આશ્રયસ્થાન જગતજ છે. જગત્ સિવાય તેમની સ્થિતિજ કયાંથી હોઈ શકે ? એ જગતની પાછલી સ્થિતિનો વિચાર કરીએ તો તેમાં પંચભૂતો કેટલાંક સ્થૂલ દશાને પ્રાપ્ત થયેલાં અને કેટલાંક આકૃતિરહિત સૂક્ષ્મ દશામાં રહેલાં જણાય છે. ચપલતા એજ અંતરાત્માનું લક્ષણ છે. હવે જ્ઞાતાપણાનું અધિષ્ઠાન સાવધાન થઇને સાંભળો. સુખ અને દુઃખને જાણનારો જીવ છે. શિવના સંબંધમાં પણ તેમજ છે. અદ્‌ભુત એવું જે અંતઃકરણપંચક તે પણ આત્માનોજ અંશ છે. સ્થૂલમાં જે આકાશનો ગુણ છે તે આત્માનોજ અંશ જાણો. સત્ત્વ, રજ, તમ, એ ગુણો પણ આત્માનાજ અંશ છે. નાના પ્રકારના વિવેક, ધારણા, ધીરજ, નવવિધા ભકિત, ચતુર્વિધ મુકિત, અલિપ્તપણું, સહજ સ્થિતિ એ સર્વ પણ આત્માનાજ ગુણ છે. દ્રષ્ટા, સાક્ષી, જ્ઞાનઘન, સત્તા, ચૈતન્ય, પ્રાચીનતા, શ્રવણ, મનન, વિવરણ, એ ગુણો પણ આત્માનાજ છે. દૃશ્ય, દ્રષ્ટા અને દર્શન; ધ્યેય, ધ્યાતા અને ધ્યાન; જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન; એ સર્વ ત્રિપુટીઓ પણ આત્મારૂપજ છે.

વેદ, શાસ્ત્ર અને પુરાણના અર્થ, ગુપ્તપણે ચાલતો પરમાર્થ અને સર્વજ્ઞતા તથા સામર્થ્ય, એ ગુણો પણ આત્માનાજ છે. બદ્ધ અને મુમુક્ષુ તથા સાધક અને સિદ્ધમાં શુદ્ધ વિચાર જણાય છે તથા બોધ અને પ્રબોધ થાય છે, તે પણ આત્માનાજ ગુણ છે. જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા, પ્રકૃતિ, પુરુષ, મૂળમાયા, પિંડ, બ્રહ્માંડ અને અષ્ટ દેહ એ સર્વ પણ આત્માનાજ ગુણ છે. પરમાત્મા અને પરમેશ્વરી, જગદાત્મા અને જગદીશ્વરી, મહેશ અને મહેશ્વરી એ પણ આત્માનાજ ગુણો છે. જે કાંઇ સૂક્ષ્મ નામ-રૂપો છે તે સર્વ આત્માનાંજ સ્વરૂપ છે. તેનાં લક્ષણો અને નામો અપાર હોઇને તેની સીમા નથી. આદિશક્તિ, શિવશક્તિ, મુખ્ય મૂળમાયા, સર્વશક્તિ, અનેક પ્રકારના પદાર્થો, ઉત્પત્તિ તથા સ્થિતિ, એ સર્વ ગુણો આત્માનાજ છે. પૂર્વપક્ષ અને સિદ્ધાંતપક્ષ, ગાવું, વગાડવું, સંગીતશાસ્ત્ર તેમજ અનેક પ્રકારની અદ્દ્ભુત વિદ્યા તથા કળા, એ સર્વ આત્માનાજ ગુણો છે. જ્ઞાન, અજ્ઞાન અને વિપરીત જ્ઞાન; અસદ્દ્વૃત્તિ, સદ્દ્વૃત્તિ અને જ્ઞપ્તિમાત્ર; તેમજ અલિપ્તપણું એ પણ આત્માનાજ ગુણો છે એમ જાણવું. પિંડ બ્રહ્માંડનાં તત્ત્વોનું વિવરણ તથા નાના પ્રકારનાં તત્ત્વોનો નિશ્ચય અને સ્પષ્ટ વિચાર એ પણ આત્માનાજ ગુણો છે. અનેક પ્રકારનાં ધ્યાન, અનેક પ્રકારનાં અનુસંધાન, અનેક પ્રકારની સ્થિતિ, અનેક પ્રકારનાં જ્ઞાન, અનન્યભાવથી આત્મનિવેદન એ પણ આત્માના ગુણો છે. તેત્રીસ કોટિ દેવતા, અઠયાશી સહસ્ર ઋષિ, અસંખ્ય ભૂતો અને ખેચરો, એ સર્વ આત્માનાજ ગુણો છે. સાડાત્રણ કોટિ ભૂતાવળી, છપ્પન કોટિ ચામુંડા અને નવકોટિ કાત્યાયની એ સર્વ આત્માનાજ ગુણ છે. ચંદ્ર, સૂર્ય, તારામંડળ, અનેક નક્ષત્રો, ગ્રહમાળાઓ, શેષ, કૂર્મ, મેઘમંડળ એ સર્વ ગુણ આત્માનાજ છે. દેવ, દાનવ, માનવ, અનેક પ્રકારના જીવ, સર્વ ભાવ તથા અભાવ એ પણ આત્માનાજ ગુણો છે. આ પ્રકારે અંતરાત્માના અનેક ગુણો છે; પરંતુ પરબ્રહ્મ તો નિર્વિકાર અને નિર્ગુણજ છે. એકદેશીય જ્ઞાન તથા પૂર્ણજ્ઞાન એ પણ આત્માનાજ ગુણ છે. એ આત્મારામ (અંતરાત્મા)ની ઉપાસનાથીજ નિરંજન પરબ્રહ્મ પ્રાપ્ત થાય છે એ વાત નિ:સંદેહ છે; એમાં સંશયને અવકાશજ નથી.

---

# સમાસ ૭ મો—આત્મવિવેક.



જે અનિર્વાચ્ય સમાધાન પ્રાપ્ત થયું હોય તેણે તે યોગ્ય જિજ્ઞાસુ આગળ કહેવું જોઇએ. કહેવાથી પોતાનું સમાધાન નષ્ટ થતું નથી. એમ કરવામાં કાંઈ છોડવું પડતું નથી કે કાંઇ જોડવું પડતું નથી; માત્ર એકાદ વિચાર શોધી જોવાથી સર્વ બની જાય છે.

કાશીવિશ્વેશ્વર, સેતુબંધ રામેશ્વર, મલ્લિકાર્જુન, ભીમાશંકર એ મુખ્ય શિવલિંગો પણ આત્માનાજ ગુણ છે. એવાં એવાં મુખ્ય બાર લિંગ છે અને એ સિવાયનાં બીજાં પણ અનંત લિંગ જગતમાં પ્રસિદ્ધ છે. અનંત છે તે સર્વ પણ આત્માના ગુણ છે. પૃથ્વીપર અનંત શકિતઓ છે અને તેનાવડે નાના પ્રકારના સાક્ષાત્કાર અને ચમત્કાર થાય છે; તેમજ અનેક પ્રકારની દેવોની ઉત્તમ મૂર્તિઓ હોય છે તે સર્વ આત્માનાજ ગુણો છે. અનેક સિદ્ધ પુરુષોનાં સામર્થ્યો, અનેક મંત્રોનાં સામર્થ્યો, અનેક પ્રકારની વનસ્પતિઓનાં સામર્થ્યો એ સર્વ આત્માનાજ ગુણો છે. નાના પ્રકારનાં તીર્થોનાં સામર્થ્યો, નાના પ્રકારના ગ્રહોનાં સામર્થ્યો અને પૃથ્વીમાંની અનેક પ્રકારની શકિતઓ એ સર્વ આત્માનાજ ગુણો છે. જેટલા ઉત્તમ ગુણો છે તે અને જે કાંઈ બુરૂં–ભલું છે તે પણ આત્માનાજ ગુણ છે. નિરુપાધિક શુદ્ધ આત્મા ઉત્તમ ગુણવાળો છે અને સોપાધિક આત્મા અવલક્ષણી હોય છે; જેથી સારી અને માઠી સર્વ કરણી આત્માનીજ છે. અનેક પ્રકારનું અભિમાન રાખવું, અનેક આકારની કલ્પનાસૃષ્ટિ કરવી, અનેક પ્રકારના શાપ ઉઃશાપ દેવા એ સર્વ આત્માનાંજ લક્ષણ છે. પિંડનો સારી રીતે શોધ કરવો. તત્ત્વોનો પિંડ પણ શોધવો. તત્ત્વોનો શોધ કરવાથી સમગ્ર પિંડનું જ્ઞાન થાય છે. પંચમહાભૂતોનો બનેલો દેહ જડ છે અને તેમાં ચંચલતા એ આત્માનો ગુણ છે. નિશ્ચલ બ્રહ્મથી રહિત કોઇ પણ સ્થાન નથી. નિશ્ચલ, જડ અને ચંચલ એનો પિંડમાંજ નિર્ણય કરવો જોઇએ. અનુભવ વિનાનું બોલવું દૃઢ નથી હોઇ શકતું. પિંડમાંથી જ્યારે આત્મા ચાલ્યો જાય છે ત્યારે સર્વ નિર્ણય થઇ જાય છે. જોતજોતામાં આ જડ દેહ પતન પામી

જાય છે, જડ ભાગ પડી રહે છે અને ચંચલ ભાગ ચાલ્યો જાય છે. આ પરથી જડ શું અને ચંચલ શું તે ધ્યાનમાં આવે છે. નિશ્ચલ તો સર્વત્ર ભરેલો હોય છે, માટે તે સંબંધી તો વિચારજ કરવાનો નથી. નિશ્ચલમાં ગુણ કે અવગુણનો વિકાર જરા પણ હોતો નથી. જેવો પિંડ તેવુંજ બ્રહ્માંડ છે. જડ અને ચંચલ નિકળી જતાં પછી માત્ર શ્રેષ્ઠ પરબ્રહ્મજ રહે છે. પંચમહાભૂતોના મિશ્રણનું પૂતળું કરી તેમાં આત્મા મૂકી દીધો છે. આજ પ્રકારે સૃષ્ટિની રચના ચાલી છે. આત્મા અને માયા મળીનેજ વિકાર કિંવા સંસાર ઉત્પન્ન કરે છે અને લોકો તેનો આરોપ બ્રહ્મપર કરે છે; માટે જે અનુભવપૂર્વક વાતનો વિચાર કરે છે તેજ સુજ્ઞ છે. બ્રહ્મ વ્યાપક અને અખંડ છે. અન્ય પદાર્થોની વ્યાપકતા અખંડ નથી. શોધ કરીને જોવાથી પ્રતીત થાય છે કે જડ એ કાંઇજ નથી. આકાશને કાપીને ખંડિત કરી શકાતું નથી. મહા પ્રલય થાય કિંવા સૃષ્ટિનો સંહાર થાય તોપણ આકાશનો નાશ થતો નથી. વાસ્તવમાં જે વસ્તુનો સંહાર થાય તેનેજ નાશવંત જાણવી જોઇએ. આ ગૂઢ કોયડો જ્ઞાતાઓજ જાણે છે. જે વાત સમજાય નહિ તે કોયડો લાગે છે અને જે સમજાય તે હસ્તામલકવત જણાય છે; માટે એકાંતમાં વિચાર કરી નિશ્ચય કરવો. અનુભવી સાધુનો સમાગમ થતાં એકાંત કરતાં પણ વિશેષ એકાંત મળ્યા સમાન થાય છે. એકાગ્ર ચિત્ત કરી તેની સાથે નાના પ્રકારની ચર્ચા કરવી જોઇએ. વિચાર કર્યા વિના કાંઈ સમજાતું નથી અને સમજાયા પછી સંશય રહેતો નથી. વિવેકવડે જોવાથી માયાજાળ ક્યાંય પણ દેખાતી નથી. જેમ આકાશમાં વાદળાં ઉત્પન્ન થઇને તત્કાલજ ચાલ્યાં જાય છે તેમ આત્મામાં ભાસી આવેલું દૃશ્ય પણ વિવેકથી તત્કાલજ નષ્ટ થઇ જાય છે. આદિથી અંત-પર્યંત વિવેકી મનુષ્ય વિવેકથીજ વિવરણ કરે છે, જેથી તેનો નિશ્ચય અડગ અને સ્થિર રહે છે. અન્ય લોકોનો નિશ્ચય સંદેહયુક્ત હોય છે. અનુમાનથી કહેવામાં શો ખર્ચ પડે છે? પરંતુ અનુભવી જ્ઞાતાઓ અનુમાનને માનતા નથી. લોકો અનુમાનથી ફાવે તેમ બોલે છે તે શું કામનું? બ્રહ્મનિરૂપણમાં અનુમાન ઉપયોગી નથી. અનુમાનયુક્ત વિચાર તે અવિચાર છે. કેટલાક લોકો એકાકાર કરે છે. એવો એકાકાર કરી ભ્રષ્ટતા ફેલાવશો નહિ. જે કૃત્રિમ હોય તે સર્વનો પરિત્યાગ કરવો અને જે કાંઈ શુદ્ધ હોય તેનોજ વિચાર કરવો. વિચાર કરી કરીને સારાસારનો નિર્ણય કરવો.

# સમાસ ૮ મો—દેહ—ક્ષેત્રનિરૂપણ.



બ્રહ્માનું આ સંસારરૂપી વૃક્ષ વધતાં વધતાં અત્યંત વિસ્તૃત થયું છે; તેને ફળો લાગતાં અનેક પ્રાણીઓને વિશ્રાંતિ પ્રાપ્ત થઈ. તેને અનેક પ્રકારનાં રસાળ ફળો લાગ્યાં અને તેમાં ભિન્ન ભિન્ન પ્રકારની મિષ્ટતા આવી. તે મિષ્ટતા ચાખવાને માટે અનેક પ્રકારનાં શરીરો નિર્માણ કર્યાં. ઉત્તમ વિષયો નિર્માણ થયા, પણ શરીર વિના તેનો ઉપભોગ લઈ શકાતો નથી; જેથી તેના ઉપાય તરીકે અનેક શરીરો ઉત્પન્ન કરવામાં આવ્યાં. જ્ઞાનેંદ્રિયો નિર્માણ કરી અને તેમાં ભિન્ન ભિન્ન ગુણો મૂકયા. તે સર્વ એકજ શરીરમાં રહે છે, પરંતુ હોય છે જુદું જુદું. શ્રોત્રેંદ્રિયમાં શબ્દ પડતાંજ તે શબ્દનું જ્ઞાન થાય છે. એવી એ ઇંદ્રિયમાં યોજના કરવામાં આવી છે. ત્વચા ઇંદ્રિયથી શીતોષ્ણ ભાસે છે. નેત્રેંદ્રિયથી સર્વ દેખાય છે. આ પ્રમાણે ઇંદ્રિયોમાં આવા ભિન્ન ભિન્ન ગુણો મૂકવામાં આવ્યા છે. જીહ્વામાં રસ ચાખી જોવાનો ગુણ છે, ઘ્રાણેંદ્રિયમાં ગંધ લેવાનો ગુણ છે; આ પ્રકારે સર્વ ઇંદ્રિયોમાં ભિન્ન ભિન્ન ગુણો મૂકવામાં આવ્યા છે. વાયુપંચકમાં અંતઃકરણપંચક મળીને દેહમાં નિઃશંક ફરે છે અને જ્ઞાનેંદ્રિયો તથા કર્મેન્દ્રિયોને આનંદપૂર્વક જુએ છે. કર્મેન્દ્રિયોના યોગથી જીવ વિષયોને ભોગવી શકે એવી ઈશ્વરે જગતમાં યોજના કરી છે. સારા સારા વિષયો નિર્માણ થયા; પરંતુ શરીર વિના તેનો ઉપભોગ શી રીતે લઈ શકાય ? એટલા માટેજ અનેક પ્રકારનાં શરીરોની રચના કરેલી છે. અસ્થિ–માંસના શરીરમાં અનેક ગુણો મૂકી દીધા છે. શરીરના જેવું અપૂર્વ યંત્ર બીજું કોઈ પણ નથી. અસ્થિ અને માંસનાં શરીરો નિર્માણ કરી તેમને માટે નાના મોટા વિષયભોગ વધારવામાં આવ્યા છે. જગદીશ્વરે અસ્થિ–માંસનાં શરીર બનાવી તેમાં વિવેક અને વિચાર કરવાના ગુણ મૂકયા છે. આ અસ્થિ–માંસનું પૂતળું જ્ઞાનના યોગથી સર્વ કલા જાણે છે. શરીરભેદ પણ અનેક છે. કાર્ય કારણને માટે આવા ભેદ કરવામાં આવ્યા છે. આ ભેદમાં પુષ્કળ ગુણો છે, તે સર્વ તીવ્ર બુદ્ધિ વિના શી રીતે સમજાય ? સર્વ કરવું ઈશ્વરનું છે તેથીજ ભેદ નિર્માણ થયા છે; પરંતુ ઊર્ધ્વમુખ થતાંજ—પરબ્રહ્મ તરફ લક્ષ્ય લગાડતાંજ પછી ભેદને સ્થાનજ રહેતું નથી. સૃષ્ટિના કાર્યમાં તો ભેદ અવશ્ય હોય છેજ; પરંતુ તેનો સંહાર થઈ જતાં સહજે અભેદ થઈ જાય છે. ભેદ અને અભેદનો સંવાદ પણ માયાનાજ કારણથી છે. માયામાં અંતરાત્મા છે.

તેનો મહિમા કોઇ જાણી શકે એમ નથી. ચાર મુખવાળો બ્રહ્મદેવ સુદ્ધાં સંશયમાં પડી જાય છે. અંતરાત્માનું વર્ણન કરતાં ઘડીએ ઘડીએ મનને મુશ્કેલી પડે છે અને દાવ–પેચ તથા સૂક્ષ્મ તર્ક ચલાવતાં ચલાવતાં મન હેરાન હેરાન થઈ જાય છે. દેહાત્મબુદ્ધિને લીધેજ આ સર્વ વસ્તુઓ પાછળ લાગી છે. નિરંજનમાં એમાંનું કાંઇ પણ નથી. એકાંત સમયે આ સર્વ સમજીને જોવાથી ઠીક પડે છે. દેહના સામર્થ્ય અનુસાર સર્વ કાંઇ ઈશ્વરજ કરે છે. જે દેહમાં સામર્થ્ય અતિશય હોય તેને અવતાર કહેવામાં આવે છે. શેષ, કૂર્મ, વરાહ એવા અવતારો થઇ તેમણે વિશાલ દેહ ધારણ કર્યા તેથીજ સૃષ્ટિ ચાલી છે. જુઓ, ઈશ્વરે સૃષ્ટિરૂપી કેવડું મોટું અને કેવું વિલક્ષણ યંત્ર બનાવ્યું છે ! તેમાં સૂર્યબિંબ સુદ્ધાં જોરથી પરિભ્રમણ કરે છે અને વાદળ અપરંપાર જળ ધારણ કરે છે ! પર્વતો જેવડાં વાદળો થઈ આવે છે અને તે સૂર્યને આચ્છાદિત કરી દે છે; પરંતુ એટલામાંજ વાયુનો પ્રવાહ ઉપડે છે. એ વાયુપ્રવાહ જાણે યમદૂતજ ન હોય તેની પેઠે જોરથી વહેવા માંડીને વાદળોને વિખેરી નાખે છે તથા સૂર્યને મુક્ત કરે છે. વળી વિદ્યુત્‌ના કડાકા થાય છે અને તે સર્વ પ્રાણીઓને થરથર કંપાવી નાખે છે. આકાશમાં કડાકા થઇ જાણે તે કોઈ જગ્યાએથી ફાટી તૂટી જતું હોય એમ લાગે છે. આવા એકથી એક ચઢે એવા મર્મો બનાવ્યા છે અને મહદ્‌ભૂતથીજ મહદ્‌ભૂતો ઢંકાઇ રહેલાં છે. આ પ્રમાણે સર્વ સૃષ્ટિરચના સમાનપણે ચાલી રહી છે. આત્માના આવા આવા અનંત લેખ છે. તે સર્વ શી રીતે સમજાઇ શકે ? તેનો વિચાર કરતાં કરતાં મન હેરાન હેરાન થઈ જાય છે. આવી મારી ઉપાસના છે. તે ઉપાસકોએ લક્ષ્યમાં ઉતારવી જોઈએ. આ ઉપાસનાનો અગાધ મહિમા બ્રહ્મા પણ કયાંથી કળી શકે ? આવાહન અને વિસર્જન એજ ભજનનાં લક્ષણ છે. તે સર્વ સજ્જનો જાણે છે, હું શું કહું ?

## समास ९ मो—सूक्ष्मान्वपण.



(મૂ)ત્તિકાનું ( માટીના લિંગનું કિંવા મૂર્તિનું ) પૂજન કરવું અને પછી તત્કાલજ તેનું વિસર્જન કરી દેવું, એ સ્વભાવથીજ અંતઃકરણને ગમતું નથી. દેવની પૂજા કરવી અને પછી તેને ફેંકી દેવો એ કાર્ય જીવને સારૂં લાગતું નથી; માટે એ વિષે અંતઃકરણથી વિચાર કરવો જોઇએ. દેવ બનાવવા યોગ્ય પણ નથી અને ફેંકી દેવા યોગ્ય પણ નથી; માટે તે સંબંધી

કાંઇક વિચાર કરવો જોઇએ. દેવજ ઉલટો નાના પ્રકારનાં શરીરો ધારણ કરે છે અને તેને વિસર્જન કરી દે છે; માટે તે દેવ કેવો છે તેનો વિવેક જાણવો જોઇએ. અનેક પ્રકારનાં સાધનો તથા નિરૂપણો તે દેવની શોધ કરવાને માટે છે; માટે તે સર્વને આપણા અંતઃકરણમાં સમજવાં જોઇએ. બ્રહ્મજ્ઞાનનો ઉપાય અનુભવથી સમજ્યા વિના અન્યને બતાવી શકાતો નથી; કારણ કે એ કાંઇ કોઇ પદાર્થ થોડોજ છે કે " લો, લઇ જાઓ " એમ કહી શકાય ! સર્વ લોકોના મનમાં ઈશ્વરને પ્રત્યક્ષ ભેટવાની ભાવના હોય છે; પરંતુ વિવેકનો માર્ગ કોઇ ઓરજ છે. જે વિચારની કસોટીમાં ટકતો નથી તેને ઈશ્વર કહી શકાતો નથી; પરંતુ મનુષ્યો માનતા નથી એટલે કરવું શું ? મોટા મોટા લોકો મરણ પામે તેમની પ્રતિમા બનાવીને લોકો જુએ છે, તેવીજ આ ઉપાસનાની ગતિ છે. મોટો વ્યાપાર લોકોથી થઇ શકતો નથી, તેથી તેમણે મજુરીનો ધંધો કર્યો છે; પરંતુ એ ધંધો કરનાર મજુરને રાજવૈભવ શી રીતે પ્રાપ્ત થાય ? માટે ભક્તિમાં જેટલું ભોળપણ છે તેટલું અજ્ઞાનજ છે; અને અજ્ઞાન છે ત્યાં સુધી દેવાધિદેવ કેમ કરીને પ્રાપ્ત થાય ? અજ્ઞાનીને જ્ઞાન પસંદ પડતું નથી અને જ્ઞાતાને અનુમાન પસંદ પડતું નથી; માટે સિદ્ધોનાં લક્ષણ ગ્રહણ કરવાં જોઇએ. માયાને છોડીને તેના મૂળ તરફ જઇએ તોજ સમાધાન પ્રાપ્ત થાય છે; અને એમ ન કરીએ ત્યાં સુધી આમ તેમ ભટકવું પડે છે. એ માયાને ઓળંગવાને માટે ઈશ્વરે અનેક ઉપાયો રાખ્યા છે; પરંતુ પરમાત્માનો સાક્ષાત્કાર તો અધ્યાત્મશ્રવણના માર્ગથીજ થાય છે. એમ ન કરવાથી લોકોમાં સર્વ ભૂલ—ચૂક થાય છે; માટે ખરો અને ખોટો માર્ગ કયો છે તે કોઈ પણ પ્રકારે ઓળખવો જોઇએ. ખોટા માર્ગે જવું નહિ, ખોટાની સંગતિ કરવી નહિ અને કોઇ પણ ખોટી વસ્તુ સંગ્રહવી નહિ. જે ખોટું છે તે ખોટુંજ છે. તે ખરાની આગળ કદિ પણ ટકી શકશે નહિ. અધોમુખ અર્થાત્ માયા તરફ દોડી રહેલા મનને તેથી ઉલટી દિશામાં અર્થાત્ સત્યમાર્ગ તરફ વાળવું જોઇએ. અધ્યાત્મશ્રવણ કરતા ચાલવાથી સર્વ કાંઇ પ્રાપ્ત થાય છે અને અનેક પ્રકારની માયાજાળ તૂટી જાય છે. ગુંચવાઈ ગયેલા દોરાને ઉકેલીને સરખો કરવામાં આવે છે, તેજ પ્રમાણે મનને માયાની ગુંચવણીમાંથી નિવૃત્ત કરતા ચાલીને ધીમે ધીમે તેનો માયાના મૂળમાં ( પરમાત્મામાં ) પ્રવેશ કરાવવો જોઇએ. આ સૃષ્ટિ સર્વ કાદવ—મિશ્રણરૂપ છે. તે કાદવજ નાના પ્રકારનાં શરીરમાં વહેંચાઇ ગએલો છે; માટે એ મિશ્રણ શું છે તથા કેવી રીતે રહે છે, શી

રીતે જાય છે અને આવે છે, તે સર્વ એ શરીરમાંજ શોધવું જોઈએ, અને સૂક્ષ્મ શરીર અથવા માયાનાં ચૌદ નામો પણ એમાંજ છે તે સમજવાં જોઈએ. નિર્ગુણ, નિર્વિકાર, નિષ્કલંક એવું જે એક પરબ્રહ્મ સર્વત્ર વ્યાપક છે, તે પરબ્રહ્મ આ દેહમાં પણ છે કે નહિ તે જોવું જોઈએ. સંકલ્પરૂપ જે મૂળમાયા તેજ અંતઃકરણનું સ્વરૂપ છે. જે જડને ચેતના આપે છે તેજ ચૈતન્યનું સ્વરૂપ છે અને તે પણ શરીરમાંજ છે. શરીરમાં ત્રણે ગુણ સમાનપણે હોય એજ માયાની 'ગુણ સામ્ય' અવસ્થા છે. સૂક્ષ્મ માયાનો વિચાર તો અગમ્યજ છે. જેઓ સૂક્ષ્મ માયાને જાણે છે તેવા સર્વ સાધુજનો પ્રણામ કરવા યોગ્ય છે. તે સર્વ વંદનીય છે. શરીરના ડાબું અંગ અને જમણું અંગ એવા જે બે ભાગો ભાસે છે, તેનેજ પિંડમાં અર્ધનારીનટેશ્વર જાણવા. પ્રકૃતિ અને પુરુષ, શિવ અને શકિત, તથા ષડ્ગુણૈશ્વર્યવાળા ભગવાન પણ તેજ છે. નિશ્ચય કરનારૂં જે બુદ્ધિતત્ત્વ છે તેનેજ મહતત્ત્વ અને હુંપણાનેજ અહંતત્ત્વ કહે છે. ત્રણ ગુણોના મિશ્રણવડે શરીર ચાલે છે એ વાત તો પ્રત્યક્ષજ દેખાય છે. એજ પ્રમાણે મૂળ માયાનું શરીર પણ મિશ્રણવડેજ થયેલું જાણવું. મન, માયા અને જીવ એ તો શરીરમાં સ્વાભાવિકજ છે; માટે આ પ્રમાણે માયાનાં ચૌદ નામોનો અભિપ્રાય પિંડમાંજ જોઇ લેવો. પિંડ પડ્યો એટલે સર્વ નષ્ટ થાય છે; પરંતુ પરબ્રહ્મ શેષ રહે છે, માટે તેનેજ શાશ્વત સમજી દૃઢ રીતે પકડવો.

## समास १० मो—विमलब्रह्मनिरूपण.




રબ્રહ્મને પકડવા જતાં પકડાતો નથી અને ફેંકવા જતાં ફેંકી દેવાતો નથી; કેમકે તે જ્યાં ત્યાં છે, છે ને છેજ. તે જ્યાં ત્યાં અને જ્યારે ત્યારે તથા તેનાથી આપણે વિમુખ હોઈએ કે સન્મુખ હોઇએ ત્યારે પણ તે સન્મુખજ રહે છે. કાંઇ પણ કરવા છતાં તે ચૂકતો નથી. બેઠેલા માણસો ઉઠી જાય તોપણ ત્યાં આકાશ તો રહે છેજ; અને એ આકાશ ચારે તરફ છે તો પછી તે સન્મુખ પણ છેજ. પ્રાણી જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં આકાશ તો તેની ચોતરફ હોય છેજ. આકાશની બહાર તે જઇજ કેવી રીતે શકે ? જ્યાં જ્યાં પ્રાણી હોય છે ત્યાં ત્યાં તેની

ચોતરફ આકાશ હોય છેજ અને મધ્યાહ્નકાળે સૂર્ય જેમ સર્વના મસ્તક-પર હોય છે તે પ્રમાણે સદાકાળ તે સર્વના મસ્તકપરજ હોય છે. સૂર્ય એકદેશીય હોવાથી તેનું દૃષ્ટાંત પરબ્રહ્મને ઘટતું નથી, તોપણ કાંઈક સાદૃશ્યને લઈને તેનું દૃષ્ટાંત આપ્યું છે. જેમ અનેક તીર્થો અને દેશો જોવાને માટે દુઃખ વેઠીને તે તે સ્થળે જવું પડે છે તેમ પરબ્રહ્મને જોવાને માટે ક્યાંય પણ જવું પડતું નથી; કેમકે જ્યાં બેઠા હોઈએ ત્યાં તે વિદ્યમાનજ હોય છે. પ્રાણી બેસી રહે કિંવા ફાવે તેટલો દોડે તોપણ પરબ્રહ્મ તો ખરી રીતે નિકટજ હોય છે. પક્ષી અદ્ધર ઉડે તોપણ આકાશ તો તેની ચોતરફ હોય છેજ; તેજ પ્રમાણે પરબ્રહ્મ પણ સર્વ પ્રાણીઓને વ્યાપીનેજ રહેલું છે. એ બ્રહ્મ પોકળ છે તેમ ઘન પણ છે. એ બ્રહ્મ અંતનો પણ અંત છે. એ બ્રહ્મ સદા સર્વદા સર્વની નિકટજ હોય છે. દૃશ્યની બહાર અને અંદર તથા બ્રહ્માંડના ગર્ભમાં બ્રહ્મ ભરે-લોજ છે. અરે ! તે નિર્મળ બ્રહ્મની ઉપમા કોને આપવી. ? વૈકુંઠ, કૈલાસ, સત્યલોક, ઇંદ્રલોક, ચૌદ ભુવનો અને પન્નગાદિ પાતાળલોકમાં પણ તે વ્યાપક હોય છેજ. કાશીથી રામેશ્વર પર્યંત તે અપરંપાર ભરેલો છે. જોવા જતાં તેનો પારાવારજ નથી. પરબ્રહ્મ એકજ છે, પરંતુ તે સર્વમાં વ્યાપી રહ્યો છે. તે સર્વને સ્પર્શ કરીને સર્વ ઠેકાણે રહેલો છે. તે પરબ્રહ્મ વરસાદથી ભીંજાતો નથી અથવા કાદવથી ખરડાતો નથી. તે પૂરના પ્રવાહમાં હોય છે છતાં પ્રવાહથી તણાઈ જતો નથી. તે એકજ સમયે પાછળ પણ હોય છે અને આગળ પણ હોય છે. તે એકલોજ ડાબી અને જમણી બાજુએ તથા નીચે અને ઉપર વ્યાપ્ત હોય છે. આકાશરૂપી સરોવર તેનાવડે ભરેલું છે; પરંતુ તે કદિપણ ઉભરાતું નથી. તે જ્યાં ત્યાં કોઇંક વિલક્ષણ રીતે ફેલાયેલું છે; પરંતુ આકાશ એકદેશીય અને શૂન્યાકાર છે અને પરબ્રહ્મમાં તો દૃશ્યાભાસ છેજ નહિ. તે તો નિરાભાસ છે. સંતસાધુ, મહાનુભાવ, દેવો, દાનવો, માનવો વગેરે સર્વને માટે એ પરબ્રહ્મજ વિશ્રાંતિનું સ્થાન છે. તેનો પાર પામવાને માટે ક્યી તરફ જવું ? ક્યી દિશામાં અને કેવી રીતે તેને જોવો ? જેનો કાંઈ પારજ નથી તેની મર્યાદા શી રીતે નક્કી કરવી ? તે સ્થૂલ પણ નથી અને સૂક્ષ્મ પણ નથી. તે કોઇની પણ સમાન નથી. જ્ઞાનદૃષ્ટિ વિના તેના વિષયમાં સમા-ધાન થઇ શકે એમ નથી. પિંડ અને બ્રહ્માંડનો નિરાસ થઈ ગયા પછી તે નિરાભાસ બ્રહ્મજ રહે છે. સર્વત્ર અવકાશજ ફેલાયેલો છે. બ્રહ્મ વ્યાપક

છે એ વાત સત્ય; પરંતુ જ્યાં સુધી દૃશ્ય છે ત્યાં સુધીજ એમ બોલવાનું છે. દૃશ્યજ ન રહે તો પછી વ્યાપ્ય વિના વ્યાપક શી રીતે કહી શકાય? માટે બ્રહ્મને કોઈ પણ શબ્દ લાગુ પડતો નથી. કલ્પના પણ તેને કલ્પી શકતી નથી. એ કલ્પનાતીત નિરંજનને તો વિવેકથીજ ઓળખવો જોઇએ.

શુદ્ધ અને સારરૂપ વચનો શ્રવણ કરવાથી અને શુદ્ધ અનુભવનું મનન કરવાથી વિજ્ઞાન પ્રાપ્ત થાય છે; અને વિજ્ઞાનની પ્રાપ્તિ થઇ એટલે આપોઆપજ મનોવૃત્તિનો લય થાય છે. સાધનાનું ફળ પ્રાપ્ત થયું એટલે જન્મ સફળ થયો; કારણ કે નિશ્ચલ અને નિર્ગુણ બ્રહ્મ અંતઃકરણમાં અંકિત થયો. માયાનો હિસાબ પતી ગયો, તત્ત્વોનો નિવેડો થઈ ગયો અને સાધ્ય પ્રાપ્ત થયાથી સાધનોનું સ્થાન રહ્યું નહિ. સ્વપ્નમાં જે જે જોયું તે તે જાગૃતિમાં ઉડી ગયું. આથી સ્વાભાવિક રીતેજ અનિર્વાચ્ય દશા પ્રાપ્ત થઇ ગઈ. હવે બોલી શકાતું નથી. આ સર્વ વિવેકથી જાણવું જોઈએ. આ સ્થિતિનો અનુભવ કરવો જોઈએ એટલે જન્મ-મૃત્યુનું બીડું વળી જાય છે, જન્મ-મૃત્યુ ટળી જાય છે.

ભક્તાભિમાની દાશરથિએ ( રામે ) કૃપા કરી. તે સમર્થની કૃપાનાં જે વચન તેજ આ દાસબોધ છે. દાસબોધના વીસ દશકો છે. જે કોઇ એનું શ્રવણ-મનન કરશે તેને વિશાળ પરમાર્થની પ્રાપ્તિ થશે. એના વીસ દશક અને બસેં સમાસ છે, તેનું સાધકે રૂડી રીતે અધ્યયન કરવું જોઇએ. વારંવાર તેનું મનન કરવાથી અધિકાધિક સમજાવા લાગે છે. હવે ગ્રંથની સ્તુતિ કરવાની છે; પરંતુ સ્તુતિ કરવાનું કારણજ શું છે? અહીંઆ તો અનુભવની સાથે સંબંધ છે, માટે અનુભવજ કરી જોવો જોઇએ પત્યું. દેહ જોઈએ તો પંચભૂતોનો અને આત્મા એમાં કર્તા છે, તો પછી ગ્રંથ રચના પણ મનુષ્યની શી રીતે કહી શકાય? સર્વ કૃતિ જગદીશ્વરનીજ છે તો પછી ગ્રંથરચના મનુષ્યની છે એવું અપ્રમાણ બોલવાની શી જરૂર? સંપૂર્ણ દેહના એકેએક તત્ત્વને દૂર કરી દેવાથી કાંઈ પણ રહેતું નથી, એટલે એમાં હવે કયા પદાર્થને આપણો કહેવો? અસ્તુ. વિચારનાં કામ આવ છે, માટે વિનાકારણ ભ્રમમાં ભ્રમશો નહિ. અનુક્રમે જગદીશ્વરેજ સર્વ કર્યું છે

